# શિક્ષણ અને સાહિત્ય

जनवरी, फरवरी, मार्च
अप्रैल, जून, जौलाई, अगस्त
सितम्बर, अक्तूबर, नवम्बर
दिसम्बर १९५१ ई० अंक १०
मई, दिसम्बर २ अंक
नहीं

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये








વર્ષ ૧૦ અંક ૧૨

ડિસેમ્બર નવજીવન, અમદાવાદ ૧૯૫૧

# શિક્ષણ અને સાહિત્ય

ડિસેમ્બર, ૧૯૫૧

વર્ષ ૧૦ — અંક ૧૨


## અનુક્રમણિકા




### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ(૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કોમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૦ – અંક ૧૨ ] અમદાવાદ [ ડિસેમ્બર, ૧૯૫૧


## ચૂંટણી આવે છે

આપણા દેશમાં સ્વતંત્રતા આવ્યા પછી, તેના બંધારણ મુજબ પહેલી ચૂંટણીની તૈયારીઓ કેટલાય મહિનાઓથી ચાલે છે. અને હવે ત્રણેક મહિનામાં તે કામ પૂરું થઈ જશે, અને તેના ફળ રૂપે સ્વતંત્ર ભારતની પાર્લમેન્ટ તથા તેનાં અનેક રાજ્યોની ધારાસભાઓ રચાશે. તે પોતાનાં નવાં પ્રધાનમંડળો રચશે અને એમ સ્વતંત્ર ભારતના બંધારણ મુજબ તેની નવી રાજ્યપ્રથા પહેલી વાર અમલમાં આવશે.

આ કામને મહિનાઓ લાગશે, એ નવાઈ લાગે એવું તો ગણાય. જુઓ હમણાં જ વિલાયતમાં નવું ચર્ચિલ પ્રધાનમંડળ રચાયું તે. ત્યાંની પાર્લમેન્ટ સપ્ટેંબરના છેલ્લા અઠવાડિયામાં બરખાસ્ત કરવામાં આવી ને તેની સાથે ત્યાંના રાજાએ જાહેર કર્યું કે, એક મહિના બાદ — ઑક્ટોબરના છેલ્લા અઠવાડિયામાં ચૂંટણી થશે. અને તે મુજબ એક જ માસમાં તે પ્રજાએ પુખ્ત મતને ધોરણે ચૂંટણી કરી લઈ, મજૂર-પક્ષ સરકારને હઠાવી દઈ રૂઢિ-પક્ષ સરકારને રાજ્યની લગામ સોંપી. આ જોઈને ઘણાને લાગ્યું હશે કે, આપણે ત્યાં આમ ઝડપથી અને વ્યવસ્થિત રૂપમાં ચૂંટણી-કામ ન પરવારી લેવાય?

આનો જવાબ વિચારવા જેવો ગણાય.

૨

કેટલાક લોક આ ઉપરથી આપણી પ્રજાના ગુણ-દોષ પર તૂટી પડે છે અને અંગ્રેજ પ્રજાની સ્તુતિ પર ચડી જાય છે; એમાં વિચારદોષ રહેલો છે. એવું કાંઈ નથી કે આપણે કોઈ કામ સપાટામાં ન કરી શકીએ. પ્રજાની લાગણીની તીવ્રતા અને તેની કેળવણી ઉપર આ વાતનો આધાર રહેલો છે. જેમ કે, આપણું બંધારણ આપણે ત્રણ જ વરસની અંદર ઘડી નાખ્યું ને અમલમાં મૂકી શકીએ છીએ, એ વસ્તુ જગતના ઇતિહાસમાં નવી ને લગભગ અદ્વિતીય લેખાઈ. એક તડાકે આપણે પુખ્ત મતાધિકાર અને સ્ત્રીપુરુષસમાનતા ઇત્યાદિ વાતો ઉપર પહોંચી જઈ શક્યા. એવી બીજી અનેક વાતો ગણાવી શકાય. પણ ચૂંટણી-કામમાં તેમ ન થઈ શક્યું. તેનું કારણ ઉઘાડું છે: આપણી પ્રજા પુખ્ત મતાધિકારને ધોરણે પહેલી જ વાર કામ કરે છે; તેના ૮૦ ઉપર ટકા તો લખી વાંચી શકતા નથી; જબરદસ્ત મોટી સંખ્યાનાં નામોની યાદી પહેલી વાર કરવાની થઈ છે, અને પ્રજાને — અથવા કહો કે એના મોટા ભાગને — મત આપવાની ટેવ જ નથી; કેટલાક પ્રદેશોમાં તો એ વસ્તુ સાવ નવીસવી છે. આમ છતાં આવડું મોટું ભગીરથ કામ આપણે વરસ દહાડામાં સાંગોપાંગ કરીને સફળ રીતે પરવારીશું, એ કાંઈ નાની-સૂની તારીફની વાત નથી. એ આપણા તંત્રની તાકાત બતાવનારી વાત ગણાય. અંગ્રેજ પ્રજા સૈકાંથી મત મારફતે કામ લેવાને ટેવાઈ છે; તે પ્રજા સ્વતંત્ર છે. તેમ જ આપણે ત્યાં પણ બે ચાર વારના અનુભવે ચૂંટણી-કામ થોડા વખતમાં પરવારી જતાં શીખીશું. એને માટે પ્રજાને તાલીમ મળવા લાગી છે. કામ કામને શીખવે એ ન્યાયે આ બાબતમાં પણ હિંદી પ્રજા થોડાં વરસોમાં તૈયાર થઈ જશે.

૩

આ કામમાં કેળવણી મળે તેનો અર્થ નીચેની મુખ્ય બાબતોમાં લોકો જાગ્રત થઈ જાય એ છે:

૧. મત આપવાનું કામ અમુક વખતમાં પરવારી શકાય એવી પૂર્વતૈયારી હોવી જોઈએ.

૨. દરેકને મતપેટી કેમ વાપરવી એ આવડી જવું જોઈએ.

આ બાબતો તો ગૌણ અને શરૂની છે. એથી આગળ જઈ ને પ્રજાને એ પણ સમજાવું જોઈએ કે,

૩. મત આપવા જવું એ આપણો નાગરિક ધર્મ છે. દરેકે મત આપવા જવું જ જોઈએ. જેમ વધારે ટકા મત પડે તેમ તે પ્રજા વધારે લોકશાહી ઢબનું રાજ્યતંત્ર રચી શકે.

૪. મત કોને આપવો, મત આપીને આપણે શું સાધવું છે, એ વસ્તુ પણ પ્રજાને સમજાતી જવી જોઈએ. જો રાજકીય તાલીમ પ્રજાને સતત મળ્યા કરે, તો એ બની શકે. એ કામ સતત ચાલતી લોકમત ઘડવાની રાજકીય કેળવણીથી બને.

ઉપર ગણાવેલાં ૧, ૨ કામો માટે આજે ખાસ વિચાર કરવાનો રહેતો નથી. એ કામ મોટે ભાગે સરકારનું હોય છે. તેણે તે ઠીક ઠીક કર્યું છે; બાકી હશે તે કરશે. ઉમેદવારો પણ, કાંઈ નહિ તો પોતાના હિતનો વિચાર કરીનેય, મત નાખવાની રીત શીખવશે. અઘરું અને વખત ખાનારું તથા જવાબદારીભર્યું કામ છેલ્લી બે બાબતો છે. તેમાંય છેલ્લું કામ મુખ્ય છે. પ્રજા કોને મત આપે? આ પ્રશ્નનો થોડો વિચાર કરવા જેવો ગણાય. તેના કેટલાક સામાન્ય મુદ્દા જોઈશું.

૩

થોડા જ દિવસ ઉપર મુંબઈમાં એક કાર્યકર્તા બહેન જોડે, મત કોને આપવા વિષે, ચર્ચા થઈ. તે બહેન કહે, હું તો (અમુક) . . .એ બહેનોમાંથી . . .ને આપીશ, કેમ કે મારે કૉંગ્રેસને મત નથી આપવો; જોકે, કૉંગ્રેસી બહેન વિષે તો મને માન છે. અને એમણે કબૂલ કર્યું કે, આમ જે બહેનને હું મત આપવા માગું છું તે કે તેમનો પક્ષ આથી ફાવશે એમ મને નથી લાગતું.

મેં કહ્યું — તો તમારા મત-દાનનો અર્થ શો? એક જવાબદાર નાગરિક તરીકે તમારી પાસે સવાલ તો એ છે કે, નવી સરકાર દેશની રચવી છે, તે વિષે બધી તરફનો વિચાર કરી, તમે કોને ઇચ્છો, તે જણાવો.

તે બહેને કહ્યું — એ વાત ઠીક છે. પણ કૉંગ્રેસને મત ન આપવો એટલું જ મને તો થાય છે.

મેં કહ્યું — આ તો કેવળ નકાર-વાચક વૃત્તિ થઈ. એમાં કોઈ હકારવાચક ભાવ નથી લાગતો. કોઈ પણ કારણે તમને અંગત ક્રોધ કે નામરજી થઈ ગઈ છે તે જ માત્ર બતાવો છો. એમ જો નાગરિકો વર્તે તો દેશમાં અરાજક કે નબળી સરકાર લાવવા બીજા કશાની જરૂર ન પડે.

અને આ રીતે વર્તનારા આજકાલ ભણેલા કે મધ્યમ વર્ગમાં બીજા અનેક હશે. એમની આ વૃત્તિ આજના વાતાવરણમાં ભયંકરમાં ભયંકર લક્ષણ છે. જે વર્ગ પાસે કાંઈ કે ઠરેલ વિચારની આશા રખાય, તે વર્ગ ક્રોધ કે દ્વેષને જ વશ થઈ ને ચાલતો હોય એમ લાગે છે.

ચૂંટણીનો અર્થ એ છે કે, આવતાં અમુક વરસને માટે આપણા દેશની સરકાર આપણે પસંદ કરવાની છે. તે મજબૂત હોવી જોઈએ; તે પ્રગતિશીલ હોય; તે દેશમાં કાયદો ને વ્યવસ્થા જાળવે એટલું જ નહીં, એવી પ્રાથમિક સલામતી સાચવીને તેના પાયા પર જગતના દરબારમાં દેશનું માન, મરતબો અને તેની આબાદી વધારે. ઉઘાડી વાત છે કે, આ કામ, ગમે તેવી વિદ્વાન કે વિચારક યા સમર્થ હોવા છતાં, એકલ-દોકલ વ્યક્તિનું નથી. તેથી જ લોકશાહી રાજ્ય-પદ્ધતિમાં રાજકીય પક્ષનું મહત્ત્વ ગણાય છે, અને પક્ષોની નીતિ અને તેનો અમલ કરવાની તેમની શક્તિ જોઈ ને મત અપાવો જોઈએ. આજે ઘણા લોક, આગંતુક રાગદ્વેષોના જોરાવર પ્રવાહમાં તણાઈ જઈ ને, આ મુખ્ય મુદ્દો ભૂલી જાય છે. પરંતુ જ્યારે વખત આવે ત્યારે, સમૂહ તરીકે પ્રજાએ આ પ્રવાહમાં તણાવાનું દૂર કરવું જોઈએ; તેમાં તેની રાજકીય તાલીમની તાકાત અને કસોટી પણ છે. તે ગુણ ઉપર જ રાષ્ટ્રની સરકારની સાબૂતી અને સધ્ધરતા ટકે છે.

આ સાથે એક બીજી વસ્તુ પણ જોવાની રહે છે. એમ કહેવાય છે કે, લોકશાહીની સફળતા માટે વિરોધ-પક્ષ પણ હોવો જોઈએ. આવો પક્ષ એક એ હોઈ શકે, એ ઉઘાડું છે. જરાતરા વિરોધ-બિંદુને લઈને પક્ષ નથી બની શકતા. અને જે વિરોધપક્ષ બને તેની પાસે સ્પષ્ટ પોતાની જુદી નીતિનું દર્શન હોવું જોઈએ; અને તે પ્રમાણે અમલ કરી બતાવી શકશે, એવો વિશ્વાસ તેણે પ્રજા પાસેથી મેળવેલો હોવો જોઈએ. આવો વિરોધ-પક્ષ સામા પક્ષની નિંદા કે વગોવણી ને ગાળાગાળી ઉપર નથી રચાતો. આપણે ત્યાં આ જાતનો એકે સબળો વિરોધપક્ષ આજે દેખાતો નથી. અને બિલાડીના ટોપ જેમ ડઝનબંધ વિરોધપક્ષો જ્યાં ત્યાં જનમતા દેખાય છે, તે શિખાઉ લોકશાહીના નવાસવા-પણાને બતાવનારું સૂચક ચિહ્ન લાગે છે. ચૂંટણી સબળ પક્ષો વચ્ચેનો જંગ છે; તે કાંઈ કાદવ ઉડાડવા કે ગાળાગાળી કરવા માટેની પ્રજાકીય હોળી-ધૂળેટી નથી. એ દૃષ્ટિએ શ્રી. જવાહરલાલજીએ થોડા વખત ઉપર એક નિવેદનમાં કહેલું નીચેનું વાક્ય ખાસ ધ્યાન ખેંચે એવું છે. તેમણે કહ્યું :

"આપણે આ ચૂંટણી સભ્યતાપૂર્વક અને પરસ્પર કડવાશ વગર ખેલીએ. તેમાં વ્યક્તિગતતા ન આણીએ, પરંતુ દેશને માટે મોટી નીતિની વાતો કરીએ અને પોતપોતાનો જે કાર્યક્રમ હોય તે ભારતની પ્રજાની આગળ રજૂ કરીએ."

ભારતને માટે આજે જે કામ મુખ્ય છે અને સૌથી પહેલું છે, તે લઈને આ વાતો થવી જોઈએ. કેવળ એક સરકાર–પક્ષની નિંદા કે ફજેતી કરતી વાતો કરીને કોઈ પક્ષ જીવી ન શકે; આખરે જઈને તે પ્રજાનો વિશ્વાસ ન મેળવી શકે. લોકો આગળ પોતાનાં બણગાં ફૂંકવાથીય પ્રજા ફોસલાઈ શકતી નથી. આથી જ ચૂંટણી-જંગ એ એક પ્રકારની નિયત સમયે થતી ક્રાંતિ જેવો ગણાય છે. ભારતમાં ક્રાંતિ કરવા માટે ચૂંટણી છે, અને તે કરવાની જવાબદારી જે પક્ષ લઈ શકે તેમ લાગે તેને રાજ્યની ધુરા સોંપવાનો તેમાં અર્થ સમાયો છે. એ મુખ્ય અને મોટામાં મોટો મુદ્દો છે. ક્રાંતિમાં શું કરવું છે, શી રીતે કરવું છે, એ દરેક પક્ષ પોતપોતાની ઢબે જાહેરનામાં કાઢીને કહે છે. મતદારો તે જુએ; અને તેનો અમલ થઈ શકશે? જે તે કહે છે તે કરી શકશે? એ બધું જોઈ લઈને શાંત ચિત્તે પોતાનો મત આપે, એવી પરિસ્થિતિ ચૂંટણી-જંગે ખરું જોતાં ઊભી કરવાની છે.

૨૨–૧૧–'૫૧ **મગનભાઈ દેસાઈ**

# ભણતા નવજુવાનોને

[પૂના યુનિવર્સિટીના પ્રથમ પદવીદાન સમારંભ વેળાએ ઉત્તર પ્રદેશના ગવર્નર શ્રી. એચ. પી. મોદીના અંગ્રેજી વ્યાખ્યાનમાંથી આ ઉતાર્યું છે.]

વિદ્યાર્થીઓ આગળ વ્યાખ્યાન આપતાં તેઓ તરફથી દર્શાવાતી અશિસ્ત તરફ તેમનું ધ્યાન દોરવાનું આવશ્યક થઈ પડે છે. કેટલાંક વર્ષોથી વિદ્યાર્થીઓ તરફથી દર્શાવાતી અશિસ્ત ગંભીર સ્વરૂપ પકડતી જાય છે. શિસ્તનાં પગલાં લઈને આચાર્યો અને અધ્યાપકો શિસ્ત સ્થાપી શકે એ રીતે એ સવાલનો વિચાર કરવાનો નથી. પરંતુ આવી અશિસ્તનાં મૂળ કારણો શોધી કાઢવાં જોઈએ, અને તપાસવાં જોઈએ; તો જ આપણે સાચો ઉપાય યોજી શકીએ.

મુખ્યતઃ આવું અનિષ્ટ ફેલાવનારું કારણ એ જણાય છે કે, આજના સમયમાં ઢગલાબંધ ઉત્પાદન તરફ માણસોની વૃત્તિ વધારે રહેલી છે. વર્ગો ખીચોખીચ ભરાયેલા હોય તેમ જ મનોરંજન અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ કરવા સારુ જોઈતી સવડોની અપૂર્ણતા, છાત્રાલયમાં કે પોતાને ઘેર રહેવા માટે ઘણાખરા વિદ્યાર્થીઓને ભોગવવી પડતી અડચણો, પરસ્પર સંબંધો વધે એવી જોગવાઈનો અભાવ — એ સર્વને લીધે શિસ્તને માટે અને સંચાલકો તરફના આદરને માટે અયોગ્ય એવું વાતાવરણ સર્જાય છે.

આ પરિસ્થિતિને સુધારવા માટે કંઈ કરવામાં ન આવે ત્યાં સુધી વિદ્યાર્થી-વર્ગમાંથી અશિસ્તનાં મૂળને ઉખેડી નાખવાં એ મુશ્કેલ કામ છે. સાથે સાથે સંચાલકો સામે ઉઠાવવામાં આવતા ગંભીર વિરોધનો પણ મક્કમતાથી અને નિર્ભયપણે સામનો કરવો જોઈએ.

જો વિદ્યાર્થીઓને એવી છૂટ આપવામાં આવે કે, પરીક્ષાઓનાં પરિણામો સામે તેઓ સૂર ઉઠાવી શકે, કઈ જાતના આચાર્યો કે અધ્યાપકો જોઈએ તેનું સૂચન કરી શકે, મનફાવે તેવી અશક્ય માગણીઓ કરે, અને એમાં ન સફળ થાય તો હડતાળ કે હિંસાત્મક પદ્ધતિ અખત્યાર કરે, તો એ સ્થિતિ ખરેખર હાનિકર થઈ પડે. પોતાની ફરજો અને નાગરિકતાના દુરુપયોગ માટે આના કરતાં અનિષ્ટ માર્ગ બીજો એકેય નથી.

શૈક્ષણિક તેમ જ અન્ય અધિકારીઓની પહેલી ફરજ એ છે કે, આવી અશિસ્તને વધતી રોકવા માટે મક્કમપણે પગલાં લેવાં જોઈએ. આવી પરિસ્થિતિ સામે ભૂતકાળમાં પગલાં લેતી વખતે સત્તાવાળાઓએ ત્રાસજનક નબળાઈઓ બતાવી હતી, અને તેનાં પરિણામો પણ ભયાનક આવ્યાં હતાં. વળી એક વખત મક્કમતાથી પગલું ભર્યા પછી કોઈ પણ જાતની ધમકી આપવામાં આવે તોયે તેને નમતું ન આપવું જોઈએ, એ વસ્તુ પણ એટલી જ અગત્યની છે. આ પ્રકારના નિશ્ચયથી જ અધિકારીઓ અશિસ્તના એવા દેખાવોને નાબૂદ કરવા શક્તિમાન થઈ શકે. તેમ છતાં, મેં પહેલાં સૂચવ્યું છે એ મુજબ, આવી અશિસ્તને પોષનારી પરિસ્થિતિને સુધારવા માટે જરૂરી કંઈક કરવું જોઈએ. કૉલેજો અને યુનિવર્સિટીઓમાં દાખલ થવા માટે જે ભારે પડાપડી થાય છે તેને લીધે ઘણું કરીને આવી પરિસ્થિતિ ઊભી થાય છે. સત્તાવાળાઓને આ પડાપડીને પહોંચી વળવા માટે જે મુશ્કેલી વેઠવી પડે છે તે હું સમજું છું. પરંતુ મર્યાદિત આર્થિક વ્યવસ્થા, મકાનોની તંગી, જરૂરી વસ્તુઓ અને અધ્યાપકો વગેરે પૂરતા પ્રમાણમાં મેળવવાની મુશ્કેલી, એ બધાંનો તાકીદે વિચાર કરવો જોઈએ; કારણ કે દિવસે દિવસે એ સ્થિતિ વધારે ને વધારે બેકાબૂ બનતી જાય છે.

ગુણને ભોગે સંખ્યા વધારવા પાછળ વધુ પડતું ધ્યાન અપાઈ ચૂક્યું છે. અને ચાલતા પ્રવાહમાં ઘસડાવાની જે નીતિ અનુસરવામાં આવે છે, તેથી દિવસે દિવસે કેળવણી તેમ જ શૈક્ષણિક સંસ્થાનું ધોરણ વધારે ને વધારે ઊતરતું જવાનું છે.

### લશ્કરી તાલીમ

કેટલાંક વર્ષોથી કેળવણીની કેટલીક સંસ્થાઓમાં થોડીઘણી લશ્કરી તાલીમ અપાઈ રહી છે. જો એ તાલીમ વ્યવસ્થિત અને પૂર્ણપણે આપવામાં આવે, તો જરૂર એનું સારું પરિણામ આવે. વિદ્યાર્થીઓને ગણવેશ પહેરીને લાકડી કે બંદૂક લઈ કવાયત કરતા મેં જોયા છે અને તેની મારા પર કોઈ ગભરાવનારી અસર થઈ નથી. જો લશ્કરી તાલીમનું કંઈ મૂલ્ય હોય તો તે એ છે કે, તેનાથી કડક શિસ્તપાલન, નિયમિત ટેવો તેમ જ બંધુભાવ કેળવાવો જોઈએ અને યુવાનોની કેળવણીના એક મુખ્ય અંગરૂપ તે બનવી જોઈએ. ખરી રીતે જો લશ્કરી તાલીમ બીજાં ક્ષેત્રોમાં પણ દાખલ કરવામાં આવે, તો તે ખૂબ જ ઉપયોગી થઈ પડે એમ છે; સમાજનાં તેમ જ જાહેર જીવનનાં ઘણાંખરાં અંગોમાં જે કાટ ચડી રહ્યો છે તેને અટકાવવા એ મદદરૂપ થઈ શકે.

ખાસ કરીને, હું રાજનીતિજ્ઞ માણસોને લશ્કરી તાલીમ માટે ચૂંટી કાઢું. હિંદમાં લગભગ દરેક બીજો માણસ રાજનીતિજ્ઞ છે, અને એ રીતે એક જ સપાટે આપણે આપણી અડધી પ્રૌઢ વસ્તીમાં ઝડપી સુધારો દાખલ કરી શકીએ.

### સાદા સદ્‌ગુણો

હવે હું તમારી ફરજો અને જવાબદારીઓ તેમ જ જે કાર્યો તમારે કરવાનાં છે એ વિશે થોડુંક કહીશ. જીવનને સમૃદ્ધ કરે એવા કેટલાક સાદા સદ્‌ગુણો તમે કેળવો એમ હું ઇચ્છું છું. એવા સદ્‌ગુણો એકેએક યુવાન સ્ત્રી-પુરુષ કેળવી શકે એમ છે. હું તમને પ્રથમ એ કહેવા ઇચ્છું છું કે, તમારા પહેરવેશ તેમ જ

વ્યક્તિગત ટેવોની બાબતમાં ફૂવડ બનતાં અટકો. એ માટે એકે બહાનું નથી; એ દેશહિતચિંતકની નિશાની નથી અને જીવનમાં સાદાઈ લાવવાની સાથે પણ એને કંઈ લેવાદેવા નથી. આ બાબતમાં આજે જે કંઈ શિથિલતા જોવા મળે છે, એ ઘણું કરીને એવા કોઈ ખ્યાલમાંથી પેદા થાય છે કે, પહેરવેશ, હલનચલન અને એવી બીજી બાબતો તુચ્છ છે, અને સ્વતંત્ર લોકોએ તેમની વિશેષ પરવા ન રાખવી ઘટે. હું તમને આવી બધી ખોટી માન્યતાઓને તજવા કહું છું અને તમને ભલામણ કરું છું કે, તમે સારા બુદ્ધિશાળી માનવીની માફક વર્તતાં શીખો; તમે એ ભૂલશો નહીં કે, એક મોટા દેશના નાગરિક તરીકે તમારી પાસેથી એટલી અપેક્ષા રાખવામાં આવે જ છે.

ઘણાખરા માણસો માને છે એ પ્રમાણે આપણે માનવું મૂર્ખાઈભરેલું છે કે, પહેરવેશની સાથે આપણને કશી લેવાદેવા નથી. પહેરવેશમાં સુઘડતા એ માનસિક સદ્‌ગુણ તેમ જ આચરણનું એક સુલક્ષણ છે; અને જેઓ એ બાબતમાં બેદરકાર રહે છે, તેઓ આપણા જીવન-વ્યવહાર વિશેની ખોટી છાપ જ દુનિયા પર પાડે છે.

## સારી રીતભાત

બીજા પણ સદ્‌ગુણો તમે કેળવી શકો એમ છે; જેમ કે, નિયમિતતા અને વિનયશીલતા. નિયમિત મોડા પડવું એ અવિચારીપણાનું લક્ષણ છે, અને અવિનયી વર્તન એ સ્વતંત્ર સ્વભાવનું કંગાળ પ્રદર્શન છે. સારી રીતભાત એ માણસની પ્રતિષ્ઠાનું અગત્યનું અંગ છે, અને ખાસ કરીને સુશિક્ષિત યુવાનો પાસે એવી સારી રીતભાત ન કેળવવા માટે કાંઈ જ બહાનું નથી. સાચું છે કે જુવાની અને સાહસિક વૃત્તિ એકબીજા સાથે જોડાયેલાં છે અને થોડીઘણી ઉચ્છૃંખલતા દેખાઈ આવે એ સ્વાભાવિક છે. પ્રયત્નથી કેળવેલી સારી રીતભાત કંટાળારૂપ લાગે છે અને આપણામાંનું કોઈ એવું ઇચ્છે કે માગે નહિ. પરંતુ શા માટે જુવાન છોકરાઓ વિદ્યાર્થિનીઓ પ્રત્યે આવું હાસ્યાસ્પદ વર્તન બતાવે છે? અલબત્ત, પોતાની લાયકાત દર્શાવવા માટે આના કરતાં સારી રીતો તેઓ જાણે છે. અમારા વખતમાં આવી મુશ્કેલી ન હતી. સહશિક્ષણ આટલા મોટા પ્રમાણમાં ન હતું; વળી એનું કારણ એ પણ હોઈ શકે કે, તે જમાનામાં છોકરીઓનું વલણ શિક્ષણ કરતાં વિવાહિત જીવન તરફ વધારે હતું. અથવા એવું પણ હોય કે, ગમ્મત કરવાની અમારી રીત કંઈક જુદી હતી.

તોયે, શૈક્ષણિક સંસ્થાઓમાં છોકરાઓ અને છોકરીઓ વચ્ચે નિર્દોષ સંબંધો વિકસે એવું વાતાવરણ હજી સર્જવામાં આવ્યું નથી, એ ખરેખર દયાજનક સ્થિતિ છે. આવા વિકાસની આડે કોઈ જાતની પૂર્વગ્રંથી આવતી હોય તો સહશિક્ષણ નિરર્થક બની રહેશે.

## માતપિતાની ફરજો

કૉલેજોમાં અને યુનિવર્સિટીઓમાં જુવાનોને ડિગ્રી માટે લાયક કરવાને શિક્ષણ આપવા ઉપર જ વધુ ભાર મૂકવામાં આવતો હોવાથી, મેં જે બાબતોનો ઉલ્લેખ કર્યો એમાંથી તેઓ કેટલી અમલમાં મૂકી શકે એ હું કહી શકું એમ નથી. પરંતુ મને એટલી તો ખાતરી છે જ કે, તેઓ શુદ્ધ નાગરિક જીવન માટે આવશ્યક તક પૂરી પાડી શકે એમ છે. ખરી રીતે તો, કોઈ પણ છોકરા કે છોકરીના વ્યક્તિત્વના વિકાસને માટે ઘર એ જ સૌથી વધારે અસરકારક કેન્દ્ર છે; અને આજકાલ યુવાનવર્ગના જીવન ઉપર તેનો બહુ જ ઓછો પ્રભાવ પડતો જાય છે એ ખરેખર દુઃખદ ઘટના છે.

એ તો ત્યારે જ બની શકે કે, જ્યારે માબાપો સમજતાં થાય કે, તેમની જવાબદારી માત્ર ફી અને પુસ્તકો માટે નાણાં પૂરાં પાડવાની જ નથી, પરંતુ તદુપરાંત તેમની બીજી અગત્યની ફરજો પણ છે: સારા નાગરિકો ઘડવા સારુ ઘરને તેઓએ કેળવણીનું કેન્દ્ર સહજ રીતે બની જાય એવું કરવું જોઈએ.

## ભાવિનું દર્શન

એ સત્ય હકીકત છે કે, ભાવિનો બધો આધાર યુવાનોના હાથમાં છે. તમે શી રીતે એ કર્તવ્યને પહોંચી વળવા સમર્થ થશો? એ સારુ તમારામાંથી

જેઓ જાહેર જીવનમાં કામ કરવા ઇચ્છે છે, તેઓને હું ભલામણ કરું છું કે, તેઓએ દેશ વિશે પૂરેપૂરી માહિતી મેળવી લેવી જોઈએ — તેની આર્થિક સ્થિતિ, તેની મુખ્ય પેદાશ, તેની રાજકીય પરિસ્થિતિ અને તેના બંધારણના મુખ્ય મુદ્દાઓ વગેરેનું જ્ઞાન તેઓને હોવું જરૂરી છે. એ સૌની ઉપરવટ તેઓને પોતાના દેશનું સ્થાન આજની દુનિયામાં કયાં છે એ પણ સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ. આમ હોય તો જ તમને સાચી દિશાનું દર્શન થશે અને તમારે જે કાર્ય બજાવવાનું છે તેનો પણ સાચો ખ્યાલ આવશે.

હાજરજવાબીપણું અને નિંદાખોરી એટલું જ જાણે પૂરતું હોય એવી સ્થિતિ બધે દેખાય છે. પરંતુ આપણો દેશ થોડા વખતથી સ્વતંત્ર થયો છે અને રાજ્યતંત્રના કેટલાક મોટા પ્રશ્નો આપણને મૂંઝવી રહ્યા છે. તેથી દેશના ભાવિનું ઘડતર વિચારવંત અને કાર્યશીલ માણસો જ કરી શકશે; માત્ર ભાષણો આપવાનું જાણનારાઓથી કંઈ થવાનું નથી.

**નાશકારક સુગમતા**

આપણે ભારતવાસીઓને બોલવાની નાશકારક સુગમતા છે. દિવસ અને રાત આપણે બસ બોલ બોલ જ કર્યા કરીએ છીએ. એમાંનો મોટો ભાગ તુચ્છ હોય છે; તેનાથી ગરમી જરૂર પેદા થાય છે, પણ પ્રકાશ પેદા નથી થતો. તેનાથી કોઈ પ્રશ્નનો ઉકેલ પણ આવતો નથી. મારું જો ચાલે તો અમુક ઉત્સવોના દિવસોએ જ જાહેરમાં બોલવાની છૂટ રાખું. આ પ્રમાણેના અંકુશથી હેરાનગતિ પામતા પ્રધાનો અને નેતાઓને ખૂબ રાહત મળશે અને લાંબા વખતથી ત્રાસ પામતો દેશ છુટકારાનો દમ લેશે.

**શિક્ષણનું ધ્યેય**

યુનિવર્સિટીઓને જેમાં રસ હોય એવી બાબતો વિષે હવે મારે કાંઈક કહેવું જોઈએ. જ્યારે કક્ષાઓની, અભ્યાસક્રમની તેમ જ પરીક્ષાઓની બાબતોમાં ભિન્ન ભિન્ન મતો પ્રવર્તતા હોય, ત્યારે પણ એક સામાન્ય અભિપ્રાય સૌને માન્ય છે કે, વિદ્યાર્થીમાં સ્વાસ્થ્યપૂર્ણ જિજ્ઞાસાવૃત્તિ, નિરીક્ષણ કરવાની શક્તિ અને વધારે જ્ઞાન મેળવવાની આકાંક્ષા ઉત્પન્ન કરવી એ શિક્ષણનું પ્રથમ ધ્યેય છે. આ યુનિવર્સિટી એ ધ્યેય પાર પાડવા સમર્થ બનો, જેથી તમે તમારા જ્ઞાન અને વ્યક્તિત્વનો વિકાસ સાધી શકો.

**ઘેલછાભરી હરીફાઈ**

અહીં એક સૂચન કરવું મને ઉચિત જણાય છે. આ યુનિવર્સિટી પણ પોતાના ગજા ઉપરાંત પોતાના કાર્યક્ષેત્રનો વિસ્તાર ન કરે એ જોવું જોઈએ. આજે કેટલીયે યુનિવર્સિટીઓ આર્થિક ભીડ અનુભવી રહી છે. એનું એક કારણ એ છે કે, તેમની પાસે અનેક પ્રકારની માગણીઓ કરવામાં આવે છે અને બીજું એ કે, તેઓ અવિચારીપણે ખાતાંઓ વધાર્યે જાય છે અને જુદા જુદા વિષયો દાખલ કર્યે જાય છે.

આ બધું જોઈને એમ થઈ આવે છે કે, જાણે બધી યુનિવર્સિટીઓ દુનિયામાં શકય હોય એ બધા જ વિષયોનું જ્ઞાન આપવા માટે હરીફાઈ કરી રહી છે. આવી પ્રવૃત્તિથી કાર્યભાર વધી જવાનો અને શક્તિ તેમ જ અર્થનો દુર્વ્યય થવાનો સંભવ રહે છે, અને તેઓ શિક્ષણની જે કક્ષા જાળવવા માગે છે તેને એ બાધારૂપ નીવડશે.

**કટોકટીનો સમય**

આપણે જે સમયમાંથી પસાર થઈ રહ્યા છીએ તે ખૂબ જ મુશ્કેલીભર્યો છે. દુનિયાના મોટા ભાગમાં આજે હાડમારીઓ અને દુઃખ દૃષ્ટિએ પડે છે; આવી કટોકટીમાંથી માનવજાત કદી પસાર થયેલી હોય એમ લાગતું નથી. જો દાવાનળ સળગી ઊઠશે તો એનો ભોગ બનેલાં રાષ્ટ્રોમાંથી જે રાષ્ટ્ર બચવા પામશે, તેનો આધાર શસ્ત્ર-સરંજામ પર જ નહિ, પરંતુ લોકોની હિંમત, સહનશીલતા અને શિસ્ત ઉપર રહેલો હશે. યુદ્ધ કરતાં શાંતિને જીતવી મુશ્કેલ છે.

આપણા દેશમાં ગરીબાઈ અને રોગોને નાબૂદ કરવાનો તેમ જ આપણા કરોડો માણસોમાં નવજીવનનું અને નૂતન આશાનું સિંચન કરવાનો મોટો સવાલ આપણી સામે છે. આ નવી શક્તિશાળી દુનિયાનું સર્જન કરવા હિંદુસ્તાન તમારા ઉપર મીટ માંડી રહ્યું છે.

('ભારત જ્યોતિ', ૯-૯-'૫૧ના હેવાલ પરથી)

# રાષ્ટ્રીય શિક્ષણમાં અંગ્રેજીનું સ્થાન

[આ વિષય પર એક ચર્ચા, ગયે મહિને મુંબઈમાં મળેલી અ૦ ભા૦ શિક્ષણ પરિષદમાં ગોઠવી હતી. તેમાં ભાગ લેવા મને કહ્યું હતું. તે પ્રસંગે કહેલી વાતનો સાર નીચે આપ્યો છે. — મ૦]

આપણા રાષ્ટ્રના હવે પછીના શિક્ષણક્રમમાં અંગ્રેજીના સ્થાન વિષેની ચર્ચામાં અંગ્રેજીના મહત્ત્વનાં અને તે ભાષાની વ્યાપકતા તથા સુંદરતાનાં ગુણગાન કરવાની જરૂર નથી; કેમ કે એ જરૂરી નથી. સૌને ખબર છે કે, અંગ્રેજી કેવી ખેડાયેલી અને વિકસેલી ભાષા છે; તેમાં કેવું અપાર સાહિત્ય પડેલું છે, અને રોજબરોજ વધતું જાય છે; વિવિધ જ્ઞાનવિજ્ઞાનની અનેક શાખાઓ તે ભાષા દ્વારા કેવી કેવી ખીલી રહી છે; જેમની સ્વભાષા તે છે એ પ્રજા કેવી દેશાભિમાની, પ્રગતિશીલ અને પુરુષાર્થી છે અને સમગ્ર રાષ્ટ્રીય ગુણોની ઝળક કેવી ખૂબીથી તે પોતાની ભાષામાં ઉતારે છે. આમ હોવાથી તો આપણે તે ભાષાનું સ્થાન આપણા રાષ્ટ્રીય શિક્ષણતંત્રમાં શું છે, તે વિચારીએ છીએ.

પણ આવાં ગુણગાનને મર્યાદા છે; અને તે વસ્તુ આજે ખાસ ધ્યાન પર લેવી જોઈએ. કવખતનાં કે બિનજરૂરી ગુણગાન કરવાથી લોક ઉપર ખોટી છાપ પડે છે; તેમના ઉપર એવો ભ્રમ કાયમ રહે છે કે, અંગ્રેજીનું વર્ચસ જેવું હતું તેવું — કદાચ તેથી વધારે — હજુ રહેવું જોઈએ. વ્યવહારમાં અત્યારે તો તે ચાલુ જ છે એમ આમપ્રજા જુએ છે; અને જે ઊઠ્યો તે તેનાં ગુણગાન કરવા જ મંડે છે, તેથી સામાન્ય જનતા મૂંઝાય છે. આથી કરીને આપણા વિચારમાં અસ્પષ્ટતા અને નાહક ગૂંચવાડો ઊભો થાય છે; તે ખરાબ છે. તે દૂર રાખવા માટે પણ આજે અંગ્રેજીનાં ગુણગાનની ગીતા ગાવાની જરૂર નથી. પરંતુ ઝીણવટથી અને સ્પષ્ટતાભેર વિચાર કરીને અંગ્રેજીનું સ્થાન નક્કી કરવાની જરૂર છે; નહિ તો જેમ ચાલે છે તેમ જો ચાલ્યા કરશે તો તો તે આખાં આપણા શિક્ષણને ગૂંગળાવી મારે, એવી ભીતિ આજે ખૂબ જ છે. આ પરિસ્થિતિ શિક્ષણમાં ક્રાંતિ નિપજાવે એવી મહાપરિવર્તક છે.

આ વિચાર કરવા માટે આપણા અર્વાચીન દોઢેક સૈકાના ઇતિહાસમાં ડોકિયું કરવા જેવું છે. સ્પષ્ટ વિચારને માટે તે જરૂરી પણ છે. સો દોઢસો વરસ પર આપણે ત્યાં અંગ્રેજી શિક્ષણ દાખલ થયું ત્યારે જે મુખ્ય માણસો કે વિચાર-શાખાઓ હતાં, તેમની તપાસ કરતાં, તેમના નવા સુધારાની પાછળ ત્રણ દૃષ્ટિ રહેલી જણાય છે:

૧. રાજા રામમોહન જેવા વિદ્યાપ્રેમી ભારતવાસીઓની દૃષ્ટિ એ હતી કે, જ્ઞાનવિજ્ઞાનની પ્રવૃત્તિ માટે આપણી પાસે સંસ્કૃત, ફારસી–અરબી જેવા માતબર ભાષાઓનું સાધન મોજૂદ છે; હવે અંગ્રેજી એક એવું નવું સાધન મળે છે કે જેથી પશ્ચિમમાં ખીલેલી નવી વિદ્યાઓ આપણે શીખી શકીશું. માટે તે ભાષાનો અભ્યાસ દાખલ કરવા જેવો છે.

આ દૃષ્ટિને વિદ્યાવિકાસની કે જ્ઞાનવૃદ્ધિની દૃષ્ટિ કહીએ. રાજા રામમોહન રાય આની ઉપર ભાર મૂકતા હતા, અને તેને લઈને તે અંગ્રેજી શિક્ષણને આવકાર આપવા તૈયાર થયા હતા. આ શાખાના અનુયાયીઓ આજ સુધી જોવા મળે છે. આ શાખામાંથી જ આપણા દેશના 'મૉડરેટ' કે 'લિબરલ' યા ઉદારવાદી કહેવાતા રાજપુરુષો, સમાજસુધારકો, શિક્ષણકારો વગેરે નીપજેલા. આજે વારે-કવારે અંગ્રેજીનાં ગુણગાન કર્યે રાખનારા લોકો આ જ વિચારશાખાના અવશેષ જેવા ગણાય.

એ ઉપરાંત બીજી બે દૃષ્ટિઓ હતી, તે આથી જુદી જ હતી, અને તે એમાંથી નીપજતી પણ નહોતી; તેમની દિશા અને વૃત્તિ તથા હેતુ જુદાં જ હતાં. તે એ દૃષ્ટિઓ આપણા અંગ્રેજ રાજકર્તાઓની હતી:

૨. લૉર્ડ બેન્ટિંક અંગ્રેજીને રાજવહીવટી દૃષ્ટિએ માગતો હતો. અંગ્રેજોએ દેશ પર રાજ્ય કરવું હોય તો છેવટે જતાં તેમની પોતાની ભાષામાં જ તે ચાલી શકે, એ તેને ત્યારે પણ જણાયું. એટલે દૂરદૃષ્ટિ વાપરીને અગમચેતીથી તેણે અંગ્રેજીને રાજવહીવટની ભાષા બનાવી અને તેને માટે અંગ્રેજી શિક્ષણ દેશમાં

જોઈએ, એવો ઠરાવ કર્યો. તેમાંથી અંગ્રેજી જોડે નોકરીનું ઘાતક જોડાણ થયું. અને અંગ્રેજી શિક્ષણના વાયરા એના જોરથી દેશભરમાં ફૂંકાવા લાગ્યા. આ કેવળ શિક્ષણમાં જ નહિ સમાજના ઘડતરમાં પણ પલટો આણવાનું કારણ બન્યું.

૩. આની જ સાથે મળતી અને તેને મદદરૂપ એવી બીજી દૃષ્ટિ લૉર્ડ મેકોલેની હતી. તેણે એમ જોયું કે, અંગ્રેજી શિક્ષણ દ્વારા આપણે હિંદીઓમાં અંગ્રેજ પ્રજા માટે આદરભાવ અને માન જગવી શકીશું; તેઓ પશ્ચિમની રહેણીકહેણી ને સુધારા તરફ વળશે, જેથી અંગ્રેજી પ્રજા હિંદની આગળપડતી પ્રજાનું ગુરુપદનું ગૌરવ મેળવશે. તેથી તેણે એવો ઠરાવ કરાવ્યો કે, તે શિક્ષણનું માધ્યમ પણ અંગ્રેજી જ રાખવું. અને એ ઠરાવ આજ સુધી કાયમ છે. આથી શિક્ષણમાં પણ ક્રાંતિ થઈ. પરભાષાના ભારણે લગભગ તેને ખતમ કરી દીધું.

ઉપરની બેન્ટિંકની બીજી દૃષ્ટિને રાજ્યવહીવટી ગણીએ, અને મેકોલેની ત્રીજીને સાંસ્કૃતિક ગણીએ, તો જ્ઞાનવૃદ્ધિની પહેલી દૃષ્ટિ સાથે મળીને કુલ ત્રણ ખ્યાલોથી અંગ્રેજીનું શિક્ષણ આપણા દેશમાં દાખલ થયું. એ ત્રણે ખ્યાલો આજે સૈકાના અખતરા બાદ પોતે કેવા ફાલ્યાફૂલ્યા છે અને બીજી બાજુએ શું શું કરમાવ્યું કે ગોડીટૂંપી કાઢ્યું છે, એ મહા રસિક ઇતિહાસ છે. તેમાં આપણે ન જઈએ. પણ એટલું હવે સાફ છે કે, એ ત્રણ ખ્યાલો વિષે આપણા દેશે અમુક ઠરાવ કરી લઈ ને, હવે પછી આગળ કેમ જવું છે તેનો નિર્ણય કરી લીધો છે. આ નિર્ણયથી જે પુરુષાર્થ અને બળનો સંચાર થવો જોઈએ તે નથી થયો, એ દુઃખની વાત છે. પરંતુ એ નિર્ણય અફર છે, ઇતિહાસથી સિદ્ધ છે — સાચો છે, અને તે વિના રાષ્ટ્રને છૂટકો નથી, એ વાત વાતાવરણમાં મુખ્યપણે પણ છે જ. એ નિર્ણય એ છે કે,

૧. હિંદની રાજભાષા અંગ્રેજી છે તે પંદર વરસમાં બદલાઈ ને હિંદી બનશે.

૨. શિક્ષણનું માધ્યમ અંગ્રેજી નહિ રહે.

એટલે કે, ઉપરની ત્રણ દૃષ્ટિઓમાંથી અંગ્રેજોએ જે બે બાબતો આપણા રાષ્ટ્રને માથે મૂકી હતી, તે એને હવે દૂર કરવી જ છે, એવી રાષ્ટ્રની નીતિ નક્કી થઈ છે. પરંતુ જ્ઞાનવૃદ્ધિના સાધન તરીકે અંગ્રેજી ભાષાને રાખવાની રાજા રામમોહન રાયની દૃષ્ટિને ખોવી નથી. આમ, આજે સ્વતંત્રતા આવતાં આપણે અંગ્રેજી વિષે સ્વાભાવિક વિચાર કરી શકવાની સ્થિતિમાં આવ્યા છીએ, અને એ રીતે વચલાં વરસોની ગુલામી દૂર કરવા વિષે જાગ્રત થયા છીએ. સ્વતંત્રતાએ આપેલી આ તકનો લાભ લેવો જોઈએ. તેને બદલે આજે ભલભલા લોકો હજી પણ ત્યાજ્ય એવી પેલી બે દૃષ્ટિઓ — માધ્યમ વિષેની તથા રાજભાષા બાબતની — છે તેમને જડતાથી વળગી રહેવા તાકે છે. અને આવા લોકો કહેવાતા આગળપડતા મનાય છે, એ તેની વિપરીત કરુણતા છે. અને અંગ્રેજીનાં ગુણગાન કર્યાં કરનારો વર્ગ પણ મોટે ભાગે આ લોકોનો બનેલો છે. અંગ્રેજી દ્વારા દેશમાં જે સ્થાપિત હિતો પેલા રાજ્યમાં જામ્યાં અને જેમનો કબજો હજી પણ ચાલુ છે, તે હિતધારીઓ પણ આ જ લોકોમાંના છે. જ્ઞાનવૃદ્ધિ માટે અંગ્રેજી રહેશે જ, એ ખાતરી મળ્યા પછી તેમણે સંતોષ ધરવો ઘટે. એટલે આપણી પાસે જે સવાલ છે તે એ છે કે, અંગ્રેજીને હવે કઈ રીતે શિક્ષણમાં ગોઠવવું કે જેથી પેલાં સ્થાપિત હિતો સમજી જાય અને ઉપરનો આપણો રાષ્ટ્રીય નિરધાર પાર પડે ? અંગ્રેજી ભાષામાં પડેલી સામગ્રી આપણને ખપે છે, એમાં વિવાદ નથી. બલકે, જગતની હરકોઈ ભાષાના જ્ઞાનભંડાર આપણને ખપે, તો પછી અંગ્રેજી તો ઇતિહાસે આપણને સોંપી છે; તેના જ્ઞાનભંડારને ખોવાનો સવાલ ન જ હોય. પણ તેનો સાચો વિવેક જોઈ લેવો જોઈએ.

આ જ્ઞાનભંડાર હિંદના બધા લૂંટી શકે ? તેઓ તે સારુ અંગ્રેજી ભણવા બેસી શકે ? સો વરસેય કેટલા તે ભાષા જાણતા થયા છે ? આપણને તે ભાષામાં ઊતરતા જ્ઞાનનો ખપ છે; તે જ્ઞાન દરેકને તેની ભાષામાં મળે એમ કરવું છે. એને માટેની શિક્ષણ યોજના વિચારવાની છે.

આજે જે ચાલે છે તેથી તો ઊલટું પરિણામ આવ્યું. અંગ્રેજી ભણેલાની એક નાત બની ગઈ. તેઓ અમલદારી ને એવા ધોળા ધંધા કરી ખાનારનો ઉપલો વર્ગ બની બેઠો છે. અંગ્રેજી મારફતે જ્ઞાનની પરવા કરતાં તેનાથી લાભ અને સ્વાર્થ સધાય છે તે વસ્તુ વધારે ફેલાવાઈ છે. તેથી કરીને પ્રજામાં ઊંચનીચતા અને અસમાનતા ફેલાવાઈ રહી છે. શિક્ષણમાં તેણે વાડાબંધી ઊભી કરી છે. આથી કરીને અંગ્રેજીનું શિક્ષણમાં સ્થાન કેવું ગોઠવીશું એ કેવળ શિક્ષણની જ નહીં, પણ એક ભારે સામાજિક અને રાજવહીવટી ક્રાંતિનું પગલું બની ગયું છે. રાષ્ટ્રની સરકારોએ શિક્ષણમાં અંગ્રેજીને શું સ્થાન આપવું, તે આવી ક્રાંતદૃષ્ટિ સામે રાખીને વિચારવાનું છે.

આવી મોટી ક્રાંતિનો માર્ગ ગાંધીજીએ ખીલવેલા રાષ્ટ્રીય શિક્ષણના આદર્શમાંથી અને તેને માટેના રચનાત્મક કામ દ્વારા દેશને મળી રહે છે. એની ટૂંકી રૂપરેખા નીચે પ્રમાણે છે, જે દેશ જાણે છે. પણ તેનો અમલ કરવા જતાં તે ભારે ઊથલપાથલ જગવે છે તેથી સરકારો, એટલે કે, તેના પ્રધાનો ડરે છે; કેમ કે, આજે ભણેલો વર્ગ શિક્ષણની બાબતમાં સાવ પ્રત્યાઘાતી નીવડ્યો છે. છતાં દેશમાં સાચું રાષ્ટ્રીય શિક્ષણ પેદા કર્યા વગર સ્વરાજની સુરક્ષા કે પ્રગતિ નથી, એ ચોક્કસ છે. અને ચાલુ શિક્ષણ-તંત્ર હવે તૂટું તૂટું થઈ રહ્યું છે, જેને કોઈ બચાવી શકે તેમ નથી. એટલે નવી શિક્ષણસૃષ્ટિ રચવાની ઘડી આવી ઊભી છે; તેમાંથી બચી શકાય તેમ નથી.

અંગ્રેજીને હવે પછીના શિક્ષણમાં નીચે પ્રમાણે સ્થાન આપવું જોઈએ:

૧. ભણતરનાં પહેલાં સાત વરસ (એટલે કે ધોરણ ૧ થી ધો. ૭) દરમિયાન કોઈ રીતેય અંગ્રેજીને સ્થાન ન હોય. ધો. ૫ થી રાષ્ટ્રીય હિંદીને સ્થાન મળવું જોઈએ; તેથી પણ ત્રીજી ભાષાને સ્થાન હોય નહીં, એ ઉઘાડી વાત છે.

૨. ધો. ૮ થી ધો. ૧૨ — એટલે કે હાઈસ્કૂલમાં પાંચ વરસમાં અંગ્રેજી દાખલ કરવું. પરંતુ બધા ફરજિયાત તે ભણે એમ કરવાની જરૂર નથી. જે અંગ્રેજી લેવા ન માગે, તેઓ હિંદની દેશી ભાષાઓમાંથી (સ્વભાષા ઉપરાંત) વધુ એક ભાષા લે. જેમ કે, મરાઠી, કાનડી, તામિલ, તેલુગુ, બંગાળી વગેરે. અનેક છોકરા ૧૧મે ધોરણે અટકે છે. તેઓ પોતાના પડોશપ્રાંતની ભાષા જાણે એ અંગ્રેજી કરતાં વધુ ઉપયોગી અને જરૂરી પણ ગણાય. જેમ જેમ દેશની જનતા સ્વરાજ ભોગવતી જશે તેમ તેમ સ્વભાષાની સાથે દેશની બીજી ભાષાઓનું જ્ઞાન જરૂરી લાગશે. અરસપરસ પરિચય અને એકતા મેળવવામાં તે મદદ કરશે, એ લાંબી દૃષ્ટિ પણ ભૂલવી ન જોઈએ. ઘણા લોકો આજે અંગ્રેજી લેશે તો તેમાં વાંધો નથી. જે તે ન લેવા માગે તેમને મોકળાશ આપીએ એ બસ છે.

૩. યુનિવર્સિટીમાં કે કૉલેજમાં ભણવા જવા ઇચ્છે તેની પાસે અંગ્રેજી સમજવા જેટલું જ્ઞાન આજે તો જરૂરી છે. એથી કરીને આજની આપણી ભાષાઓની સ્થિતિમાં અંગ્રેજી ચોપડીઓ વાપરી શકાશે; અને અંગ્રેજી મારફતે દેશી ભાષાઓને સમૃદ્ધ કરવાનું કામ પણ ચાલતું રહેશે. છતાં અંગ્રેજી વગર પણ કૉલેજ-શિક્ષણ મેળવી શકાય તે માટેની ગોઠવણ થોડાક માટેય હોવી જોઈએ. તેવો પ્રયોગ નવનિર્માણમાં મદદરૂપ થશે.

ઉપરનો કાર્યક્રમ આજે શિક્ષણ-સુધારા તરીકે સ્વીકારવામાં પણ આવ્યો છે. એટલે કે એમાં કોઈ નવી વાત નથી થઈ; તે વસ્તુ ગાંધીજીએ ક્યારની દેશના કાર્યક્રમમાં દાખલ કરી દીધી છે. આજે તેની સામે પ્રત્યાઘાત જોર ઉપર આવે છે તે કુદરતી છે. તેને માત કરીને આગળ જવા માટે ઉપરનો સ્પષ્ટ નકશો સામે રાખવો જોઈએ. એમાં મુંબઈ જેવાં શહેરો, કે જ્યાં અંગ્રેજી ભણેલાના અડ્ડા વધારે જોવા મળે છે, તેમણે ખાસ મદદ કરવી જોઈએ; તે પ્રત્યાઘાતનાં ધામ ન બને એ તેમની મોટી સેવા ગણાય.

૩-૧૧-'૫૧ **મગનભાઈ દેસાઈ**

# દિલ્હીમાં ગાંધીજી

[ શ્રી. મનુબહેન ગાંધીની ડાયરીના આગળના હપતા ]

**બિરલા હાઉસ, નવી દિલ્હી**
**તા. ૨૦-૧૦-'૪૭ સોમવાર**

નિયમ મુજબ પ્રાર્થના. પ્રાર્થના પછી બાપુજીએ ખૂબ પત્રો લખ્યા અને ૦ાા કલાક આરામ લીધો. નિયમ મુજબ ૬-૩૦ વાગ્યે ફરવા નીકળ્યા. આજે તો મૌન હોવાથી ખાસ કોઈ આવ્યું ન હતું. મૌનના દિવસે લગભગ રજા જેવું જ રહે છે. સવારના હીરાલાલ શાસ્ત્રી આવ્યા હતા; રાજસ્થાન અંગેની વાતો કરી ગયા. રાજસ્થાનનાં રજવાડાંઓનું પણ ઐક્ય કરવાનું બાપુજીએ કહ્યું. પણ "જો જનતા તૈયાર હશે તો રાજાઓ એની મેળે સમયને સમજી જશે. કોઈ પણ રાજાનું આ બાબત અંગે અપમાન ન થવું જોઈએ. કુનેહથી, પ્રેમથી અને સમજાવટથી કામ લેવાનું છે." કાપલીમાં લખીને વાતો કરી.

૧૧-૩૦ સુચેતાબહેન આવ્યાં હતાં. નિરાશ્રિતોના કૅમ્પને અંગે વાતો કરી. બાપુજીને આ કૅમ્પોમાં એક વખત લઈ જવા ઇચ્છે છે. સુચેતાબહેન તો રાતદિવસ જોયા વગર સતત આ કૅમ્પોની સેવામાં અને તેમાંય બહેનોની સેવામાં લાગી ગયાં છે. નોઆખાલીમાં પણ તેમણે માથું મૂકીને કામ કર્યું છે.

બાપુજીની આજે ખૂબ ટપાલ પણ આવી છે. અમસ્તી પણ અહીં જે ત્રણેક વખત ટપાલ આવે છે તેનાં પરબીડિયાં અને પોસ્ટકાર્ડો મળી હજાર ઉપરાંતની સંખ્યામાં થઈ જતાં હશે.

આજે એક પત્ર એવો આવ્યો હતો કે, જેમાં ગાળો જ ભરી હતી. તેનો ઉત્તર લખવાનું બાપુજીએ મને સૂચવ્યું.

મેં કહ્યું . . . ના જેવા માણસ આપને આટલી બધી ગાળો ભાંડે તેને ઉત્તર શો આપવાનો હોય?

બાપુજીએ કાપલીમાં લખીને કહ્યું: "તને ખબર નહિ હોય કે મને જેઓ ગાળો આપે છે તે વધુ સારા લાગે છે: (ગાળો = રોષમાં જેમ ફાવે તેમ લખ્યું હતું અને અમે આવી બધી વાતોનું નામ 'ગાળો' રાખ્યું હતું.) કેમ કે એમાંથી જ રોષ ઊતરી જશે, અને બધી ગંદકી દૂર થશે. મારી પૂજા કરે, મારા નામનો 'જયનાદ' બોલે અને કતલ કરે, મારું કહ્યું ન કરે, એના કરતાં હજાર ગણા આ ગાળો આપનારા સારા લાગે છે; કેમ કે એઓ સ્પષ્ટતાથી મને કહી દે છે, અને જ્યારે મારી વાત હું તેઓને સમજાવું છું, અને જો તેઓ સમજી જાય છે તો એ ગાળો દેનારા જ અદ્ભુત કાર્યો કરે છે. એવું મારા જીવનમાં અનેક વાર બનતું આવ્યું છે."

બાપુજીએ પ્રવચન અંગ્રેજીમાં લખ્યું તેનો હિંદીમાં અનુવાદ પણ પોતે જ કર્યો. જયપ્રકાશજી, શેખ સાહેબ, સરદારદાદા, સુહરાવર્દી સાહેબ, ખાસ આવનારાઓમાં હતા. આજના પ્રવચનનો સાર આ પ્રમાણે હતો: (પ્રવચન કાલે જે મુસ્લિમ હેલ્થ ઑફિસરને મારી નાખવામાં આવ્યા છે તેને અનુલક્ષીને હતું.)

"રાતે રાજકુમારીબહેને મને જાણ કરી કે એક મુસ્લિમ હેલ્થ ઑફિસર જે ભલો હતો, અને પોતાની ફરજ બજાવી રહ્યો હતો તેને મારી નાખવામાં આવ્યો છે. અને તેની વિધવા કાળો કકળાટ કરીને કહે છે કે અમને પણ કાપી નાખો, હવે અમારે જીવીને શું કરવું છે? આવા કરુણ કિસ્સાઓ દિલ્હીમાં રોજ એક બે બન્યા જ કરે છે. વળી મારા સાંભળવામાં આવ્યું છે કે મુસલમાન ભાઈઓ તેને દફનાવવા માટે આવતાં પણ ડરે છે. આ વાતથી તો મને અત્યંત ધ્રુજારી છૂટે છે. આ એક નામર્દાઈનું લક્ષણ છે. હવે તો દિલ્હીવાસીઓએ ચેતવું જ જોઈએ. કારણ કે દિનપ્રતિદિન પરિસ્થિતિ વીફરતી ચાલી છે."

એક બ્રિટિશ ભાઈનો ખુલ્લો પત્ર આવેલ છે. તેનો સાર આ પ્રમાણે હતો કે: તેઓ વર્ષોથી બખેડાવાળા એક પ્રદેશમાં રહે છે; અને તેઓના જાણવામાં આવ્યું છે કે હિંદમાં હજુ જેટલા બ્રિટિશરો હોય તેઓને વીણી વીણીને કતલ કરવી વગેરે. આ ઉપરથી બાપુજીએ કહ્યું કે, "હું માનું છું કે આમાં કશું વજૂદ નહિ હોય. પણ સાચું રક્ષણ તો આજના આવા વિપરીત વખતમાં પોતાના અંતરનું અને પ્રભુનું જ માગવાનું રહે છે. એ જ એક સહુને બચાવનારો છે. અને બીજું

રક્ષણ આજુબાજુની વસ્તીની સેવા કરી તેની શુભેચ્છા દ્વારા મેળવવું અને તે છતાંય જો ડર જ લાગતો હોય તો સૌથી સારો રસ્તો તો એ છે કે, તેઓએ હિંદનો અળખામણો કિનારો છોડી દેવો. પણ હિંદીઓને મારી વિનંતિ છે કે, જે કોઈ હિંદમાં વફાદાર સેવક થઈને રહે, તે સૌની તરફ આપણે માયાળુ લાગણી રાખવી એ આપણો ધર્મ છે."

પ્રાર્થના પછી બાપુજીનું મૌન છૂટયું. રાતે રાજકુમારીબહેન આવ્યાં હતાં. આજના બાપુજીના તાર ૨૫૪ થયા. લગભગ ૦ાા કલાકથી વધુ કાંત્યું. લગભગ ૧૦ પછી સૂવાની તૈયારી.

**બિરલા હાઉસ, નવી દિલ્હી**
**તા. ૨૧-૧૦-'૪૭**

નિયમ મુજબ ૩-૩૦ ઊઠ્યા. પ્રાર્થના પછી આવેલી ટપાલના કાગળો જોયા. ફરતી વખતે શ્રી. ગોકુળભાઈ ભટ્ટ અને હીરાલાલ શાસ્ત્રી આવ્યા હતા. તેમની સાથે પણ અંકુશ કાઢવા ઉપર બાપુજીએ વાતો કરી. બાપુજી કહે: "જો હવે આપણે અંકુશો કાઢવા જેટલી પણ હિંમત નહિ કરીએ તો હું તો માનું છું કે આપણે આઝાદીને લાયક નથી. રાજ્ય કરવાને લાયક નથી." . . . રાજસ્થાન વિષે અનેક જાતની વાતો થઈ. બાપુજી કહે: ". . .ને હું સમજી નથી શકતો કે સત્તામાં એવું તે શું પડ્યું છે. સૌ સત્તામાં દોડશે તો દોરવનાર કોણ રહેશે? હું તો માનું છું કે સત્તા ઉપર ભલે એક અભણ બહેન આવે. અને એને દોરવનાર જવાબદાર વ્યક્તિ હોય. સત્તા પર આવ્યા પછી અમુક નિયમો એણે પાળવા જ પડે છે. અને એથી પ્રજાનું દુઃખસુખ નથી સાંભળી શકાતું. એ પુરવાર થયેલી વાત હું તમને કહું છું. અને જો . . . તમારા જેવા જેઓએ રચનાત્મક કાર્યોને મુખ્ય ગણી રાજદ્વારી કાર્ય કર્યું છે, તેઓ જો બહાર નહિ રહે, તો મારો દાવો છે કે કોંગ્રેસ મુડદાલ થઈ જશે. આ વાત તમે નોંધી રાખજો. તમને સાંભળીને હસવું આવશે કે મારી ઉપર એવા કેટલાય કાગળો આવ્યા છે, અને સારાં વિદુષી જેવાં ગણાતાંના પણ પત્રો આવેલા છે. એક તો સારી ભણેલગણેલ બહેનનો કાગળ પણ હતો કે, 'મારા પતિએ દેશની અમુક અમુક સેવાઓ કરી છે. એનામાં અમુક અમુક લાયકાતો છે.' એને હું સારી પેઠે જાણું છું. છતાંય દસ પાનાંનો પત્ર અનેક કાર્યોનું પૃથક્કરણ કરીને આવેલ છે, અને છેલ્લે એને અમુક જાતનું સ્થાન સરકારમાં મળવું જોઈએ એમ મને ભલામણ કરવાની શિખામણ આપે છે.

"આ બધું મને તો ખરેખર દયામણી સ્થિતિ જેવું લાગે છે. એ પત્ર ગુજરાતીમાં હતો. અને તે પરથી મેં આ છોકરીને કહ્યું: 'તને મેં નથી ભણાવી એ કેટલું ડહાપણનું કામ કર્યું છે, એ આ પત્ર પરથી લાગે છે.' પતિની ભલામણ પત્નીએ આ રીતે કરવી? એ એના વિદુષીપણાને જરાયે છાજતું નથી. અને હું માનું છું કે અત્યારે તે બહાર રહીને જે સેવા હિંદુસ્તાનની બજાવી રહ્યા છે તેવી સેવા પ્રધાનમંડળમાં આવ્યાથી નહિ બજાવી શકે. એવા જેલમાં જઈ આવેલાઓના અનેક પત્રો આવ્યાં જ કરે છે. પણ હું જો એમ લખીશ કે બહાર રહીને એ સુંદર કરી રહેલ છે, તો તેઓને મન હું અકારો થઈ પડીશ. એ જાણતો હોવા છતાંય હું તો સત્ય લાગતી વાતો લખવાનો જ છું. ભલે હું એકલો થઈ જાઉં. અને એવી સ્થિતિ આવશે તો હું તો નાચીશ. અને ત્યારે જ મારી સાચી કસોટી થશે."

આજ બાપુજી . . .ની સાથેની આ વાત અતિ દુઃખથી અને અતિ ગંભીરતાથી કહેતા હતા. અત્યારનું દેશનું વાતાવરણ કેવું ધૂંધવાઈ રહ્યું છે તેનો આબેહૂબ ચિતાર આપ્યો. બાપુજી . . .ના જેવાઓની સાથે આવી સચોટ વાતો મૂકે છે ત્યારે દેશે બાપુજીને 'રાષ્ટ્રપિતા'નું જે બિરુદ આપ્યું છે તેનાં તાદૃશ દર્શન થાય છે.

બાકી નિયમ મુજબ સ્નાન, ભોજન વગેરે ચાલ્યું. ૧૦-૨૦ ખ્વાજા સાહેબ અબ્દુલમજીદ મળવા આવ્યા. બાપુજીએ તેમને પણ સ્પષ્ટ કહ્યું કે, "હજુ મારી પાસે એવી ફરિયાદો આવે છે કે મુસલમાન ભાઈઓ પાસે પુષ્કળ હથિયારો, અને બીજી તૈયારી છે. તમારે આ બધું શોધવું જોઈએ. અને જેઓની પાસે હોય તેમને સમજાવીને મને, અથવા સરકારને સોંપાવવાં જોઈએ. અને આ કામ રાષ્ટ્રીય મુસલમાનો જ કરી શકશે.

ગુજરાતીમાં એક સુંદર કહેવત છે કે 'મારું મારા બાપનું; અને તારું મારું સહિયારું' આ કહેવત જેવું જો મુસલમાનો કરશે, તો હું તમને કહું છું કે હિંદુસ્તાનમાં એક પણ મુસલમાન તો નહિ રહેવા પામે, પણ મુસ્લિમ ધર્મ નાબૂદ થઈ જશે. તમારે નિવેદનો કાઢવાં જોઈએ, હિંદુસ્તાનને વફાદાર રહેવાની ભાવના જાગ્રત કરવી જોઈએ. ખરા દિલથી પ્રતિજ્ઞાઓ લઈ તેના ઉપર સહી કરાવવી જોઈએ. આવું સચોટ કામ કરો. પણ આ બધું હું કહું છું માટે નહિ. તમને જો 'એક ને એક બે'ના જેવી સ્પષ્ટ વાત લાગતી હોય કે આ બુઢ્ઢો કહે છે તે બરોબર છે, તો જ આ બધું કરજો. મારા કહેવાથી કે મને ખુશી રાખવા માટે ખુદાને ખાતર ન કરતા."

૨-૦ વાગ્યે દેવદાસકાકા, મૌલાના સાહેબ આવ્યા. મૌલાના સાહેબને પણ ૧૧ વાગ્યે કહેલી રાષ્ટ્રીય મુસલમાનોના કર્તવ્યની વાતો કરી, અને પછી હાલના પ્રધાનમંડળ અંગેની ચર્ચા થઈ. અંકુશો કાઢવામાં બાપુજી ખૂબ મક્કમ છે. કરાંચીથી શ્રી. લાલજીભાઈ આવ્યા છે. તેમણે કરાંચીની ઘણી વાતો કરી અને કહ્યું કે કરાંચીના રસ્તા ઉપર કોઈ સફેદ ટોપી-વાળો માણસ જ દેખાતો નથી. કરાંચીથી આગેવાન કોંગ્રેસી ભાઈઓ પોતાના કુટુંબને લઈને ચાલી આવ્યા છે. અહીં પણ (હિંદુસ્તાનમાં) આગેવાન હોવાથી, અને પૈસા હોવાથી તેઓએ સહેલાઇથી પોતાનો રોજિન્દો વ્યવહાર શરૂ કરી દીધો છે. આ સમાચારથી . . .ને બાપુજીએ ખૂબ જ અંતરની વેદના ઠાલવતા શબ્દો કહ્યા. આમાં બાપુજીના હૃદયનો ઉકળાટ ચોખ્ખો જોઈ શકાતો હતો. એ ઉકળાટના શબ્દોથી મારી આંખમાં તો પાણી આવી ગયાં. એમના અવાજમાં એટલી કરુણતા હતી કે, "હું હવે કોને કહીશ કે તમે તમારી જન્મભૂમિ ન છોડો. આગેવાનો આટલી સહેલાઈથી પોતાના કુટુંબ અને માલમિલકત સાથે આવી શકયા; બાપડી રાંકડી ગ્રામપ્રજાના કેવા બેહાલ થઈ રહ્યા છે. તમારામાંથી એક પણ જો ત્યાં મર્યું હોત તો હું નાચત. મને જરા પણ દુઃખ ન થાત. શારદામંદિર જેવી રાષ્ટ્રીય સંસ્થાના શિક્ષકો, અને તમે સૌ આગેવાનોએ મરવાની બીકે તુર્કી ટોપી ધારણ કરી, એ શું સૂચવે છે? અને એ રીતે ઝીણા સાહેબ કહે છે ના કે, અમો તો સહુને રક્ષણ આપીએ છીએ, છતાંય લોકો ભાગે છે. પણ તમારામાંથી એકાદ માણસે જો ,ખાદી ટોપી હિંદુ કપડાં જે તમે કાયમ પહેરો છો તેવી રીતે સ્વાભાવિક કપડાં, અને જેવી રહેણી હતી તે વ્યવસાય ત્યાં ચાલુ રાખ્યો હોત અને છતાંય તમને કોઈક મારી નાખત તો હું ઝીણા સાહેબને કહેત કે તમારો વાયદો કયાં ગયો? પણ આજે હું કોને કહું? એથી એનું જૂઠાણું વધુ નભે છે. જોર કરે છે, અને કહે છે કે લોકો અમસ્તા જ હિજરત કરી રહ્યા છે. આ બધું તમને કહું છું તેમાં તમારો દોષ નથી જોતો, મારો દોષ છે, મારી અહિંસામાં કયાંક જરૂર કસર રહી ગઈ છે. એની લોકો ઉપર અસર પડેલી હશે? આટલી વારમાં એકાએક તમે ત્યાગશક્તિને કેમ ખોઈ બેઠા. મારે એનું પૃથક્કરણ કર્યે જ છૂટકો છે, હજુય તેની તપશ્ચર્યા કરવાની બાકી છે એમ મને લાગે છે. તમારા જેવા આમ આવે ત્યારે હિજરતીઓને હું કયા મોઢે કહું કે તમે તમારું સ્થાન ન છોડો, પણ ત્યાં મરો, અથવા તમારા સ્થાને તમે પાછા ચાલ્યા જાઓ."

એક ઉર્દૂ છાપામાં એવા સમાચાર આવ્યા હતા કે તમામ મુસલમાનોને હિંદની સરકારે હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો છે. અને નહિતર (તેમણે) અહીં મરી જવું. આ ખબર ભાઈસાહેબે બાપુજીને વંચાવી. બાપુજી કહે, "છાપાંઓ જનતાની જે કુસેવા કરે છે, અને જેટલું પાપ વહોરે છે એટલું પાપ કોઈ નહિ કરતું હોય."

આજના પ્રાર્થનાપ્રવચનમાં બાપુજીએ આ છાપાની જ વાત કહેતાં કહ્યું કે, "છાપાંઓએ લોકોના જીવનમાં આજે તો ધાર્મિક પુસ્તકો જેટલું સ્થાન ન લઈ શકે એટલું સ્થાન લીધું છે. જનતામાં ખોટો ઉશ્કેરાટ અને ડર ફેલાવવો એનાથી વિશેષ પાપ બીજું કયું હોઈ શકે? લોકોને છાપામાં છપાયેલી વાતો બ્રહ્મવાકય જેવી લાગે છે. આ હકીક-તમાંથી છાપાંઓના તંત્રીઓની અને સમાચાર આપ-નારની મોટી જવાબદારી રહેલ છે. જો વાત ખોટી હોય અને જેનાથી જનતામાં ઉશ્કેરાટ અને ડર ઉત્પન્ન

થાય, તેવી વાતો છાપવાની પરવાનગી જ ન હોવી જોઈએ.

"મારા સાંભળવામાં આવ્યું છે કે દેશી રાજ્યોમાં આજે ખૂબ અંધેર ચાલી રહ્યું છે. હું પોતે એક દેશી રાજ્યનો વતની છું; અને દેશી રાજાઓનો મિત્ર છું. એ દાવે હું એક નમ્ર સૂચના, જો ત્યાં સુધી મારો અવાજ પહોંચે તો આપવા માગું છું કે, બ્રિટિશ રાજ્ય તો ચાલી ગયું છે; અને અત્યાર સુધી ગમે તેવું આપખુદ વલણ ચલાવ્યું, પણ હવે એક પળ પણ મનસૂબી રીતે નહિ ચાલી શકે. તમારે પ્રજાના ટ્રસ્ટી થઈને જો તમારી જાતને બચાવવી હોય તો રહેવાનું છે. આપખુદ રાજાઓ તરીકે હવે તમે નહિ રહી શકો. રંડીબાજી અને દારૂ પીવાની ટેવ તથા એશઆરામથી હવે તમારો સાવ વિનાશ થશે.

"દશેરા અને બકરીઈદ આવે છે. નવરાત્રી પછીના દિવસો ભરતમિલાપના છે. નવરાત્રીમાં દુર્ગાપૂજા એટલે કે શક્તિની પૂજા કરવામાં આવે છે. મારી માતા પણ ઉપવાસ પ્રાર્થના અને પૂજા કરતી, અને અમારી પાસે કરાવતી. એટલે કે આ દિવસોમાં જેટલો સંયમ રાખી શકાય તેટલો રાખવાનો હોય છે. ત્યારે આવા પુણ્ય પ્રસંગે જો આપણે આપણા ભાઈઓને હડધૂત કરીએ કે ગાળો દઈએ, કતલ કરીએ, તો આપણો વિનાશ છેક નજીક આવ્યો સમજજો.

"આવા ઉત્સવના દિવસમાં આપણે બધું ભૂલી જીવનમાં નવું ચૈતન્ય રેડીએ."

પ્રાર્થનામાંથી આવીને બાપુજી થોડુંક ફર્યા. મળવા આવનારાં મુલાકાતીઓ બેઠાં હતાં. સિમલાથી અને બીજા વિદ્યાર્થીઓનું મંડળ આવ્યું હતું. તેને બાપુજીએ કહ્યું કે, "લોકમાન્ય તિલકે કહ્યું છે કે જે પોતાની કેળવણીનો ઉપયોગ દેશસેવા અર્થે કરે છે, તે જ સાચો કેળવાયેલો. બીજા તો પોથાના ભાર ઉપાડનાર ગધેડા જ. આજે વિદ્યાર્થીઓ કયે માર્ગે જઈ રહ્યા છે? તમે જાણતા જ હશો કે શ્રીકૃષ્ણ ભગવાન પણ પોતાના ગુરુના આદેશથી જંગલમાં લાકડાં કાપવા ગયા હતા. પણ વિદ્યાર્થીઓને આજે ગુરુનું કામ કરવાનું તો ક્યાં જ રહ્યું છે? પણ તેનું અપમાન કરતાંય ચૂકતા નથી. હું માનું છું કે વિદ્યાર્થીઓએ રાજકાજમાં રસ લેવો ઘટે. પણ ક્યારે? એની મર્યાદા છે. જ્યાં વિદ્યાર્થીઓમાં વિવેકનો છાંટો ન હોય, બીડીઓ પીતા હોય, વ્યસનોમાં પડી ગયા હોય, બહેનોની છેડતી કરતા હોય, એ વિદ્યાર્થીના હાથમાં કેમ હકૂમત સોંપાય? અને આવા વિદ્યાર્થીઓને જો દેશનું સુકાન સોંપવામાં આવે તો એ વહાણ મધદરિયે જ ડૂબી જાય. એ તો તમે પણ કબૂલ કરશો. વિદ્યાર્થીઓમાં જે અમોઘ શક્તિ પડી છે તેવી શક્તિ દેશમાં ક્યાંય નથી. વિદ્યાર્થી અવસ્થામાં વિદ્યાર્થીઓએ તેના અભ્યાસની સાથે રચનાત્મક કાર્ય કરવાનું છે. રચનાત્મક કાર્યનો અમલ ફક્ત દેશની વિદ્યાર્થીઆલમ કરતી થઈ જાય, તો તે મારફતે કેળવણી પણ મળે, અને દેશની આર્થિક સ્થિતિમાં મદદ મળે. મારું ચાલે તો હું સ્વરાજ્ય આવતાંની સાથે સૌથી પહેલો ફેરફાર કેળવણી ખાતામાં કરું. પણ આજે તો સ્વરાજ્ય જેવું છે જ નહિ, સ્વરાજ સાથે આબાદી આવવાના શુભ ચિહ્નને બદલે બરબાદી તરફ આખો દેશ આજે જઈ રહ્યો છે. તમે સાથે ભણતાં ભાઈબહેનો ન્યાત-જાતનો ભેદ ભૂલી મિત્રતાથી વર્તશો, તો તમારા વર્ગમાં, વર્ગ મારફતે ગામમાં, અને શાળા મારફતે શહેરમાં, શહેર મારફતે જિલ્લામાં, અને જિલ્લા મારફતે પ્રાંતમાં, પ્રાંત મારફતે દેશમાં એની અસર પડ્યા વગર રહેવાની જ નથી. એટલે આ તો મેં તમને એક દાખલો જ આપ્યો. પણ હું તો ત્યાં સુધી કહું છું કે, મેં રચનાત્મક કાર્યક્રમના મુદ્દાઓ મૂક્યા છે તે બધા જ જો ધારે તો એકલા વિદ્યાર્થીઓ જ પાર પાડી શકે. એટલી ભવ્ય શક્તિ વિદ્યાર્થી અવસ્થામાં, અને વિદ્યાર્થી જીવનમાં છે. હવે વખત થઈ ગયો, મારે કહેવાનું હતું તે કહી દીધું. વિચારજો. અને ન સમજાય તે મને પૂછજો. પણ મારી વાત સાવ નાખી ન દેતા." આ લોકો ગયા પછી પંડિતજી આવ્યા; અને પછી બાપુજીએ પ્રવચન જોયું. અને ૧૦ વાગ્યા પછી સૂવાની તૈયારી.

રૅશન કાઢવા બાબતમાં બાપુજીનું વલણ બહુ મક્કમ થતું જાય છે. પણ કેટલાંક જેઓ પર પશ્ચિમની

અસર છે તેઓ રેશન રાખવાની તરફેણમાં છે. બાપુજી તો કહે છે : "અંકુશો કાઢવાથી માણસો મરવાના જ નથી, પણ કાળા બજાર કરતાં કોઈએ શીખવ્યું હોય તો અંકુશોનો પ્રતાપ છે."

હજુ બાપુજીની તબિયત સાવ સારી નથી થઈ. ખૂબ કામને અંગે થાકી પણ જાય છે.

**મનુબહેન ગાંધી**

# દરિદ્રનારાયણ

## [વિકટર હ્યૂગોકૃત 'લા મિઝરેબલ']

[ફ્રાન્સના જગવિખ્યાત સાહિત્યકાર શ્રી. વિકટર હ્યૂગોની 'લા મિઝરેબલ' નામની નવલકથા વિશ્વ-સાહિત્યમાં સ્થાન પામી છે. તેની સંક્ષેપકથા — અને તેવી, બીજી અનેકવિધ કૃતિઓના પણ સંક્ષેપો ગુજરાતીમાં ઘટતી રીતે ઉતારવા જોઈએ. તે દૃષ્ટિ રાખીને શ્રી. ગોપાળદાસે હ્યૂગોની કથાનો સંક્ષેપ તૈયાર કરવા માંડચો છે. તેનાં પ્રકરણ શિ૦ સા૦માં ક્રમવાર આપવાની શરૂઆત આ અંકથી થાય છે. વાચકોને તે ગમશે એમ માનું છું. — **મ૦**]

### ૧

### ડી૦ પરગણાના બિશપ

ઈ. સ. ૧૮૦૬માં ૬૬ વર્ષની આધેડ વયના મોં. ચાર્લ્સ મિરેલ જ્યારે ડી૦ પરગણાના બિશપ (ધર્માચાર્ય)ને પદે નિમાઈને આવ્યા, ત્યારે તે નાના શહેરના તથા પરગણાના નાના લોકોમાં, નવા આવનાર વિષે હરહંમેશ બને છે તેમ, સાચી ખોટી વાયકાઓ, અને ગામગપાટાઓનો ખાસ્સો વા-વંટોળ મચી રહ્યો.

પરંતુ શરૂઆતની એ બધી ખણખોદો અને સાચી ખોટી ચર્ચાઓ ઈ. સ. ૧૮૧૫માં (એટલે કે મોં. મિરેલના ત્યાંના નવ વર્ષના વસવાટ બાદ) ભુલાવા લાગી હતી. કોઈમાં તે વાતો કહેવાની કે યાદ કરવાની પણ હિંમત હવે રહી ન હતી.

મોં. મિરેલ ડી૦ પરગણામાં આવ્યા, ત્યારે તેમની સાથે તેમનાં વૃદ્ધ બહેન શ્રીમતી બેપ્ટિસ્ટાઈન પણ હતાં. તે તેમનાથી ૧૦ વર્ષ નાનાં હતાં. નોકરચાકરમાં મોં. મિરેલના ઘરમાં શ્રીમતી બેપ્ટિસ્ટાઈનની જ ઉંમરની એક દાસી હતી. તેનું નામ મેગ્લોઈર હતું.

શ્રીમતી બેપ્ટિસ્ટાઈન ઊંચી, પાતળી, ફીકી, પરંતુ મધુર, શાંત બાઈ હતી. તે કદી સુંદર ન હતી; પરંતુ સત્કૃત્યોની પરંપરાના જ બનેલા તેના જીવનને લીધે તેના ઉપર એક પ્રકારની ઉજ્જ્વળ પારદર્શકતા પથરાઈ ગઈ હતી. તેનામાં શરીર કરતાં આત્મા જ વધુ પ્રમાણમાં હતો; તે નરી છાયાની જ બનેલી હતી; તેની મોટી બે આંખો હંમેશાં ઢળેલી જ રહેતી : જાણે આત્માને પૃથ્વી ઉપર રહેવા માટેનું એક બહાનું !

મેગ્લોઈર દાસી ઠીંગણી, જાડી, ગૌર વર્ણની વૃદ્ધ બાઈ હતી. કામની ધમાલમાં તે હંમેશાં હાંફતી જ રહેતી. શરૂઆતમાં તો દોડાદોડ કર્યા કરવાના તેના સ્વભાવને લીધે તે હાંફતી રહેતી; પરંતુ પછી તો ખરેખર દમનો રોગ ઊપડવાને કારણે જ તેની ધમણ ચાલુ રહેતી.

મોં. મિરેલ તેમના હોદ્દા ઉપર નિમાઈને ડી૦માં આવ્યા, ત્યારે ધર્માચાર્ય માટેના આલેશાન મહેલમાં તેમને ઉતારો આપવામાં આવ્યો. શાહી કાયદા-કાનૂનથી નિયત થયેલા વિધિ-ક્રમ અનુસાર તેમનું સ્વાગત કરવામાં આવ્યું. કારણ કે ધર્માચાર્ય – બિશપનો હોદ્દો ફિલ્ડ-માર્શલ – સેનાપતિ પછીનો જ ગણાય છે. શહેરના મેયરે તથા પ્રમુખે તેમની પ્રથમ મુલાકાત લીધી; અને મોં. મિરેલે પણ સેનાપતિ તથા સૂબાની મુલાકાત લીધી.

ડી૦ના ધર્માચાર્યનો મહેલ ઇસ્પિતાલને અડીને આવેલો હતો. તે એક વિશાળ તથા ભવ્ય ઇમારત હતી. ઈ. સ. ૧૭૧૨ની સાલમાં ધર્મશાસ્ત્રોના એક પ્રસિદ્ધ વિદ્વાન જ્યારે ડી૦ પરગણાના ધર્માચાર્ય નિમાયા હતા, ત્યારે તેમણે નર્યા પથ્થરનો આ મહેલ બનાવરાવ્યો હતો. કોઈ અમીર-ઉમરાવને છાજે તેવી તે ભવ્ય ઇમારત હતી. તે મકાનની દરેક વસ્તુ રાજશાહી હતી. મોટી મોટી કમાનોવાળા દીવાનખાનાના ઓરડા, સુશોભિત તથા સુસજ્જિત સૂવાની ઓરડીઓ, ધર્માચાર્યનો દરબાર ભરવાનો તથા કચેરીનો ભવ્ય ઓરડો, અને આખા મકાનની ચોમેર ફરતો સુંદર વૃક્ષોની ઘટાવાળો ભવ્ય બગીચો, — એ બધું જ બાદશાહી હતું. પાસેનું ઇસ્પિતાલનું મકાન સાંકડું અને નીચું હતું. તેને ઉપર એક જ માળ હતો, અને આસપાસ નાનો સરખો બગીચો હતો. મોં. મિરેલે પોતાના આગમન બાદ ત્રીજે દિવસે ઇસ્પિતાલની મુલાકાત લીધી. મુલાકાત પૂરી થતાં મોં. મિરેલે ઇસ્પિતાલના

વ્યવસ્થાપકને પોતાની સાથે પોતાને ત્યાં આવવા વિનંતી કરી.

"મહેરબાન સાહેબ, આપના દવાખાનામાં અત્યારે કેટલા દરદીઓ હશે વારુ?"

"છવ્વીસ જણ, નામવર."

"મેં પણ તેટલા જ ગણ્યા હતા."

"દરદીઓની પથારીઓ સંકડાશને કારણે જરા અડોઅડ ગોઠવવી પડી છે, નામવર!"

"મારા લક્ષમાં પણ એ જ વસ્તુ આવી હતી."

"દવાખાનાના ઓરડાઓ વસ્તુતાએ નાની કોટડીઓ જ છે, હજુર! અને તેમાં પૂરતી તાજી હવા આવી શકતી નથી."

"મને પણ એમ જ લાગ્યું હતું."

"ઉપરાંત, જ્યારે સૂર્યનો પ્રકાશ નીકળે છે, ત્યારે સાજા થતા દરદીઓને સૂર્યને તડકે બેસવા માટે બગીચો બહુ નાનો છે."

"હમણાં એ જ મારા મનમાં આવ્યું હતું."

"વળી, રોગચાળા ચાલે છે ત્યારે, એટલે જેમ કે આ વર્ષે ટાઇફોઈડના વાવર વખતે અને ગયાં બે વર્ષ દરમ્યાન લશ્કરી તાવના વાવર વખતે, ઘણી વાર એકી સાથે સો સો દરદીઓ આવી પડતા. તે વખતે શું કરવું તેની કશી સૂઝ જ પડતી નહોતી."

"મને પણ એ જ વિચાર સ્ફુર્યો હતો."

"આપ નામવરની શી આજ્ઞા છે?"

આ વાતચીત મહેલના નીચલા માળના જમવાના ઓરડામાં થઈ હતી. મોં. મિરેલ થોડી વાર ચૂપ રહ્યા; પછી અચાનક ઇસ્પિતાલના વ્યવસ્થાપક તરફ ફરીને બોલ્યા:

"સાહેબ! આ ઓરડામાં માત્ર દરદીઓની પથારીઓ જ રાખવામાં આવે તો કેટલી સમાય વારુ?"

"આપ નામવરના જમવાના ઓરડામાં?" વ્યવસ્થાપક ગૂંગળાતે અવાજે બોલ્યો.

જવાબમાં મોં. મિરેલ ઓરડાની ચારે તરફ નજર કરી, કંઈક માપ લેતા હોય, તથા ગણતરી કરતા હોય એમ લાગ્યું.

પછી પોતાની જાત પ્રત્યે જ બોલતા હોય, તેમ તે બોલ્યા: "આ ઓરડામાં જ વીસ પથારીઓ ખુશીથી સમાઈ રહે." પછી પોતાનો અવાજ જરા મોટો કરી તે બોલ્યા: "વ્યવસ્થાપક સાહેબ! મારે આપને કંઈક કહેવું છે. અહીં મને કશીક ભૂલ થયેલી દેખાય છે. તમે પચીસ-છવ્વીસ જણ પાંચ કે છ નાની કોટડીઓમાં સંકડાઈ મરો છો; અને અમો ત્રણ ઘરડાં ડોસાં માટે ૬૦ જણ સમાઈ રહે તેટલી મોટી જગા દબાયેલી રાખવામાં આવી છે. તેથી હું આપને કહ્યા કરું છું કે, કંઈક ભૂલ થયેલી છે. હું આપનું મકાન લઉં છું, અને આપ મારું મકાન લો. મને મારું ઘર સોંપી દો. આ મકાન આપનું છે."

બીજે દિવસે ૨૬ ગરીબ દરદીઓની પથારીઓ ધર્માચાર્યના મહેલના ભવ્ય ઓરડાઓમાં ગોઠવાઈ ગઈ, અને ધર્માચાર્ય પોતે ઇસ્પિતાલના મકાનમાં ચાલ્યા ગયા.

મોં. મિરેલને ધર્માચાર્ય તરીકે રાજ્ય તરફથી પંદર હજાર ફ્રાંકની* રકમ મળતી હતી. જે દિવસે મોં મિરેલ ઇસ્પિતાલના મકાનમાં રહેવા ગયા, તે જ દિવસે તેમણે પોતાને મળતી રકમનું અંદાજપત્રક તૈયાર કરી દીધું.

તે અંદાજપત્રનું નામ "મારા ઘરખર્ચનું અંદાજપત્ર" એવું આપવામાં હતું. પરંતુ, ઘરખર્ચ માટે નક્કી કરેલી માત્ર એક હજાર ફ્રાંકની રકમ સિવાય, બાકીની બધી જ રકમો કેળવણીની, ગરીબોની, કેદીઓની, અને સ્ત્રીઓની જુદી જુદી ધર્માદા સંસ્થાઓની મદદ માટે જ અલગ કરી દેવામાં આવી હતી.

જે મકાનમાં તે રહેવા આવ્યા તેને નીચલે માળ ત્રણ ઓરડા હતા, અને ઉપરને માળે ત્રણ સૂવાની ઓરડીઓ હતી. તે મકાનની પાછળ નાનો સરખો બગીચો હતો. પેલી બે સ્ત્રીઓ ઉપરને માળ રહેતી, અને બિશપ નીચલે માળ રહેતા. પહેલા ઓરડાનું બારણું શેરીમાં પડતું હતું. તે તેમનો જમવાનો ઓરડો હતો. બીજો તેમનો સૂવાનો ઓરડો હતો, અને અંદરનો ત્રીજો ઓરડો તે પ્રાર્થના-સ્થાન હતું. તે ઓરડામાંથી બહાર આવવું હોય તો સૂવાના ઓરડામાં આવવું પડે; અને સૂવાના ઓરડામાંથી બહાર આવવું હોય તો બેસવાના ઓરડામાં આવવું પડે. પ્રાર્થનાના ઓરડાને છેડે ભંડારિયામાં એક વધારાની પથારી રહેતી. બિશપના મહેમાનોમાંથી કોઈ રાતવાસો રહેવાનું હોય તો તેને એ પથારી મળતી.

પ્રાર્થનાના ઓરડામાં એક હાટિયું હતું. તેને સફેદ કપડાથી સજાવીને વેદી બનાવવામાં આવી હતી. તેમના તવંગર ભક્તોએ એક સારી વેદી માટે ઘણી વાર ફાળો ઉઘરાવ્યો હતો. પરંતુ દરેક વખતે બિશપે તે પૈસા લઈને ગરીબોને આપી દીધા હતા. તે કહેતા, "સારામાં સારી વેદી તો

* ૧ ફ્રાંક = ૯½ આના.

દુઃખી માણસને આશ્વાસન અને મદદ મળતાં ઈશ્વરને ધન્યવાદ આપતું તેનું હૃદય જ છે."

પણ અમારે અહીં કહેતા જવું જોઈએ કે જૂની મિલકતમાંથી છ ચાંદીના ચમચા, તાસકો અને એક મોટો ચમચો–એટલાં વાનાં રહ્યાં હતાં. મૅગ્લોઈર તે ચળકતાં વાસણોને જમવાના ટેબલ ઉપર રોજ ગોઠવી આનંદ પામતી. બિશપ ટકોર કરીને કહેતા કે, "ચાંદીના ચમચા વડે ખાવાનું મારાથી છૂટી શકે એમ લાગતું નથી." આ ઉપરાંત બે રૂપાની દીવીઓ પણ બિશપને તેમનાં દાદી તરફથી વારસામાં મળી હતી. તે દરેકમાં બે બે મીણબત્તી રહી શકતી. જ્યારે બહારનું કોઈ જમવા આવ્યું હોય ત્યારે મૅગ્લોઈર બંને દીવીઓમાં મીણબત્તીઓ સળગાવી ટેબલ ઉપર મૂક્તી. બિશપના સૂવાના ઓરડામાં ઓશીકા તરફ એક હાટિયું હતું તેમાં રોજ રાતે મૅગ્લોઈર ચાંદીનાં વાસણ મૂકી દેતી. પરંતુ તે હાટિયાની કૂંચીઓ કદી કાઢી લેવામાં આવતી નહિ.

ઘરના કોઈ બારણાને તાળું દેવામાં આવતું નહિ. શેરીમાં ઊઘડતા બારણાને પહેલાં તો તાળાં નકૂચા વગેરે બધું હતું; પરંતુ બિશપે એ બધું લોખંડ કાઢી નંખાવ્યું હતું. એ બારણું ખાલી જ વાસવામાં આવતું, અને ત્યાં થઈને જતો કોઈ પણ માણસ ગમે તે સમયે તેને માત્ર ધકેલવાથી ઉઘાડી શકે તેમ હતું. શરૂઆતમાં તો બંને સ્ત્રીઓ એ સદા-ઉઘાડા બારણાથી બહુ ગભરાઈ હતી; પરંતુ બિશપે તેમને જણાવ્યું કે, "તમારા ઓરડાઓને નકૂચા નંખાવવા હોય તો નંખાવો." અંતે તેઓ પણ બિશપની શ્રદ્ધામાં ભાગીદાર બની; કાંઈ નહિ તો બહારથી તો તેવી રીતે વર્તવા લાગી. બિશપ કહેતા કે, "વૈદના ઘરનું બારણું કદી બંધ ન કરવું જોઈએ; અને પાદરીના ઘરનું બારણું હંમેશ ઉઘાડું રહેવું જોઈએ; એટલો તે બેમાં તફાવત છે."

એક વખત તેમણે પોતાની બહેનને કહ્યું: "બહેન, પાદરીએ કદી પોતાના માનવબંધુ સામે સાવચેતી રાખવાનો વિચાર પણ ન કરવો જોઈએ. સામો માણસ આપણને જે કાંઈ કરશે તે ઈશ્વરનું ધારેલું જ કરશે; એટલે આપણે તો કોઈ આફત આપણા ઉપર ઝઝૂમી રહેલી લાગે, ત્યારે ઈશ્વરની જ પ્રાર્થના કરવી. એ પ્રાર્થના આપણે સારુ નહિ, પણ આપણો ભાઈ આપણા નિમિત્તે કાંઈ ખોટું કામ કરવા પ્રેરાય નહિ તે માટે."

તે એવું માનતા કે, બહારના ભયો આપણા દોષોને કારણે જ ઊભા થતા હોય છે. એટલે ખરી સાવચેતી આપણે આપણામાં રહેલાં કારણોની જ રાખવી જોઈએ.

૨

## હડધૂત મુસાફર

સૂર્યાસ્ત પહેલાં એક કલાક અગાઉ, ૧૮૧૫ના ઑક્ટોબર માસની શરૂઆતના એક દિવસની સાંજે પગપાળો મુસાફરી કરતો એક માણસ ડીના નાના શહેરમાં દાખલ થયો. જે થોડાક રહેવાસીઓ તે વખતે પોતાનાં બારી-બારણાં આગળ હતા, તેઓ તેને એક ખાસ જાતની ચિંતાભરી નજરે નીરખી રહ્યા. તેની ઊંચાઈ મધ્યમસરની હતી; તેનું કાઠું મજબૂત તથા પિંડીઓ ભરાવદાર હતી. તેને જોતાં જ એમ લાગે કે તેનામાં અસાધારણ બળ ભરેલું છે. તેના હાથમાં એક ગઠ્ઠાદાર દંડો હતો અને પીઠ પાછળ નવો તથા પૂરો ભરેલો લાગતો ઝોળો નાખેલો હતો. તે સિવાય તેનો બધો દેખાવ પૂરેપૂરો ચીંથરેહાલ હતો; અને પરસેવો, ગરમી, પગપાળા મુસાફરી તથા રજોટીને કારણે તે દેખાવ બિહામણો થઈ જવામાં કસર રહી ન હતી.

કોઈ તેને ઓળખતું ન હતું. કદાચ તે આ શહેરમાંથી માત્ર પસાર જ થતો હતો. તેણે આખો દિવસ ચાલ-ચાલ કર્યું હશે; કારણ કે તે ઘણો થાકી ગયેલો હતો, તથા જ્યાં પાણી દેખે ત્યાં પીયા કરતો હતો. ચાલતો ચાલતો તે સીધો પોલીસથાણે પહોંચ્યો. અંદર જઈ તે પાએક કલાક બાદ બહાર નીકળ્યો. બારણા પાસે એક પોલીસ ઊભો હતો, તેને તેણે ટોપી ઉતારી સલામ કરી. પેલો તેનો કશો જવાબ વાળ્યા વિના જ તેની સામે તાકીને જોઈ રહ્યો, અને પછી અંદર ચાલ્યો ગયો.

તે સમયે ડીમાં એક જાણીતી વીશી હતી. આ મુસાફર ત્યાં ગયો અને અંદર દાખલ થયો. બધી ભઠ્ઠીઓ પેટાવેલી હતી, અને ભડભડાટ અગ્નિ સળગી રહ્યો હતો. બારણું ઊઘડવાનો અવાજ આવતાં વીશીવાળો તવા ઉપરથી નજર ખસેડ્યા વિના જ બોલ્યો, "શું જોઈએ, સાહેબ?"

"વાળુ અને પથારી." મુસાફરે જવાબ આપ્યો.

"હાજર છે સાહેબ." આટલું બોલી વીશીવાળાએ મુસાફર તરફ ઊંચી નજર કરીને જોયું, અને તેને એક નજરે નીરખી લઈને ઉમેર્યું, "પૈસા રોકડા."

પેલાએ ચામડાની એક વજનદાર કોથળી લેંઘાના ખિસ્સામાંથી કાઢીને બતાવતાં જણાવ્યું, "પૈસા તૈયાર છે."

"હું પણ તમારી સેવામાં હાજર છું." વીશીવાળાએ જવાબ આપ્યો.

"વાળુનું ઝટ તૈયાર થશેને?"

"અબઘડી!"

મુસાફર તાપવા માટે પીઠ ફેરવીને બેઠો કે તરત જ વીશીવાળાએ ખિસ્સામાંથી પેન્સિલ કાઢીને બારી પાસેના ટેબલ ઉપર પડેલા છાપામાંથી એક ખૂણો ફાડ્યો અને એક બે લીટી લખી નાખી. પછી એક નાનો છોકરો કે જે રસોડાનું તથા ફેરાફાંટાનું બધું કામ કરતો હતો, તેને તે કટકો ગડી કરીને આપ્યો અને તેના કાનમાં એક બે શબ્દ કહ્યા. પેલો

તરત થાણા તરફ દોડ્યો. મુસાફરે આમાંનું કશું જોયું ન હતું. થોડી વારે તે વાળુની ફરીથી તાકીદ કરવા જતો હતો, તેવામાં પેલો છોકરો હાથમાં કાગળ સાથે પાછો આવ્યો. વીશીવાળાએ ઇંતેજારી સાથે તેમાંનો જવાબ વાંચ્યો અને તરત પેલા મુસાફરને સંબોધીને કહ્યું, "તમારે માટે હું જગા કરી શકું તેમ નથી, સાહેબ!"

પેલો માણસ અર્ધો પાછો વળીને બોલ્યો, "કેમ વળી? તમને એમ લાગે છે કે હું તમારા પૈસા ઘાલી જઈશ? તમારે પૈસા અગાઉથી જોઈએ છે? મારી પાસે પૈસા છે."

"પણ મારી પાસે જગા નથી."

"હું તબેલામાં પડી રહીશ."

"એ નહિ બની શકે. તબેલામાં ખાલી જગા નથી."

"અરે, માળિયા ઉપર કે ગંજીમાં પણ એકાદ ખૂણો હશે તો ચાલશે; પણ તે બધું વાળુ પછી જોઈ લેવાશે."

"હું તમને વાળુ પણ નહિ આપી શકું."

આ જવાબ વીશીવાળો એવા ધીમા પણ મક્કમ અવાજે બોલ્યો હતો કે પેલો ઝટ અર્ધો ઊભો થઈ ગયો.

"નકામી માથાઝીક જવા દો. હું ભૂખથી અધમૂઓ થઈ ગયો છું. હું સવારથી પગ ઉપર જ છું અને બત્રીસ ગાઉ ચાલ્યો છું. મારે રોકડા પૈસા આપવાના છે, અને હું ખાવાનું માગું છું."

વીશીવાળો હવે નીચો નમ્યો અને તેના કાન પાસે મોં લાવીને એવી રીતે બોલ્યો કે, પેલો ચમકી ઊઠ્યો: "જાય છે કે નહિ?"

મુસાફર કાંઈક જવાબ આપવા મોં ઉઘાડે ત્યાર પહેલાં વીશીવાળો બોલ્યો, "બસ ચૂપ રહે. તારું નામ શું છે તે કહું? જીન વાલજીન. હવે તું કોણ છે તે કહી બતાવું? તને દેખીને જ મને કંઈક વહેમ ગયો હતો. મેં તરત થાણામાં પુછાવ્યું, અને જો આ જવાબ. તને વાંચતાં આવડે છે?"

આટલું કહી તેણે પેલો કાગળ તેના હાથમાં મૂક્યો. પેલાએ તેના ઉપર નજર નાખી. વીશીવાળાએ ક્ષણ વાર ચૂપ રહીને ઉમેર્યું, "મને કોઈ સાથે ઝઘડવાની ટેવ નથી. માટે મહેરબાની કરીને ચાલ્યો જા."

મુસાફર ઊભો થયો; પોતાનો ઝોયણો તેણે ખભે નાખ્યો અને ચાલવા માંડ્યું. અપમાનિત થયેલા ખિન્ન માણસની પેઠે તે સીધે રસ્તે પગ લઈ જાય ત્યાં જવા લાગ્યો. તેણે પાછા વળીને જોયું હોત તો તે જોઈ શક્યો હોત કે, તે દરમ્યાન ઘણા લોકો વીશીવાળાને વીંટળાઈ વળ્યા હતા, અને બારણામાં ઊભો રહી તે તેની તરફ આંગળી કરીને ગંભીરતાથી કાંઈક કહી રહ્યો હતો. એ સૌની ત્રાસ અને શંકાભરેલી નજર ઉપરથી કહી શકાય કે, તેનું આગમન થોડા જ વખતમાં આખા ગામની વાતચીતનો વિષય બની જવાનું હતું. પરંતુ તેણે એ કશું જોયું નહિ. કારણ કે દુઃખી લોકો કદી પાછું વળીને જોતા નથી; તેઓને ખાતરી હોય છે કે, કમનસીબ તેમની પાછળ આવતું જ હોય છે.

આમ ને આમ કેટલીય વાર અજાણી શેરીઓમાં રખડ્યા પછી, અચાનક તેને ભૂખની પીડા ઊપડી આવી. મોટી વીશીમાંથી તો તેને જાકારો મળ્યો હતો. હવે કોઈ જેવી-તેવી નામની વીશીમાં પણ જઈ પહોંચવાનો તેણે વિચાર કર્યો. નજર-ફેરવીને જોતાં એક જગાએ દીવો સળગાવાતો તેની નજરે પડ્યો. પાસે જઈને જોયું તો ત્યાં પીઠું તથા વીશી ભેગાં હતાં. વીશીવાળાએ તેને વાળુ તથા પથારીની સગવડ આપવાનું કબૂલ કર્યું એટલે તે પોતાનો ઝોયણો નીચે ઉતારી, થાકથી સૂજી ગયેલા પોતાના પગ દેવતા પાસે શેકતો બેઠો. કેટલાક લોકો દારૂ પીતા એક મેજ પાસે બેઠા હતા, તે તેને તાકી તાકીને જોવા લાગ્યા. એટલામાં તેઓમાંથી એક જણ ઊઠ્યો. તે થોડા વખત પહેલાં જ પેલી મોટી વીશીના તબેલામાં પોતાનો ઘોડો બાંધવા ગયો હતો. તેણે ત્યાં નવા આગંતુક વિષે થતી વાતો સાંભળી હતી. તેણે વીશીવાળાને છૂપો ઇશારો કરી બાજુએ બોલાવ્યો અને તેના કાનમાં કંઈક કહ્યું. વીશીવાળો તરત પેલા મુસાફર પાસે ગયો અને તેના ખભા ઉપર જોરથી હાથ મૂકીને બોલ્યો, "અલ્યા એય, ઊઠ, અહીંથી ચાલતી પકડ."

મુસાફર નિરાંતે એક પ્રકારના વિચારવંટોળમાં પડ્યો હતો, તે ઝબકી ઊઠ્યો. તેણે ધીમેથી પૂછ્યું, "ઓહો, તમે પણ જાણ્યું લાગે છે?"

"હા."

"તો મારે ક્યાં જવું?"

"બીજે ક્યાંક."

પેલાએ તરત પોતાનો થેલો અને દંડો ઉપાડી ચાલતી પકડી. તે બહાર નીકળ્યો કે તરત કેટલાક છોકરાઓ કે જે તેની પાછળ પાછળ આવ્યા હતા અને તેની રાહ જોતા ઊભા હતા, તેમણે તેના ઉપર પથરા ફેંકવા માંડ્યા. પેલાને ખુન્નસ ભરાઈ આવ્યું અને તે દંડો વીંઝતો એવો તો તેમના તરફ દોડ્યો કે, છોકરાઓ રફુચક્કર થઈ ગયા. થોડે દૂર જતાં જેલખાનાનો દરવાજો આવ્યો. તેણે અંદરના ઘંટની દોરીનો છેડો ખેંચ્યો. દરવાજાની નાની બારી ઊઘડી. મુસાફરે નમ્રતાથી ટોપી ઊંચી કરી કહ્યું:

"જેલર સાહેબ, મહેરબાની કરી દરવાજો ખોલીને મને એક રાત અંદર સૂવા દેશો?"

અંદરથી જવાબ આવ્યો, "બેટમજી, જેલ એ કંઈ વીશી નથી: પહેલાં કશું પરાક્રમ કરીને કેદ પકડાઈ જા, એટલે હું દરવાજો ખોલીશ."

મુસાફર હવે એક નાની શેરીમાં દાખલ થયો. તેની બંને બાજુ નાના બગીચાઓ હતા. તેમાંના એકમાં તેણે એક નાનું મકાન જોયું. તેની બારીમાંથી પ્રકાશ આવતો હતો. તેણે બારીના કાચમાંથી જોયું, તો ધોળેલો મોટો ઓરડો હતો. ખુરશી ઉપર એક ચાલીસેક વર્ષનો પુરુષ પોતાના ઢીંચણ ઉપર એક બાળકને લઈને બેઠો હતો. પાસે બીજી ખુરશી ઉપર જુવાન ઉંમરની એક સ્ત્રી બીજા બાળકને ધવરાવતી હતી. બાપ હસતો હતો, બાળકો હસતાં હતાં અને માના મોં ઉપર પણ મધુર સ્મિત પથરાઈ રહ્યું હતું. આખો દેખાવ એવો વાત્સલ્યભર્યો હતો કે આશાભર્યા હૃદયે,

મુસાફરે બારણા ઉપર ધીમેથી ટકોરા માર્યા. તે કોઈએ સાંભળ્યા નહિ એટલે તેણે બીજી વાર ટકોરા માર્યા. ત્રીજી વારને ટકોરે પતિ ઊઠ્યો; અને ફાનસ હાથમાં લઈ બારણા પાસે આવ્યો.

"માફ કરજો, સાહેબ," મુસાફરે કહ્યું. "પણ પૈસા લઈને આપ મને થોડું ખાવાનું આપશો તથા બહારની ઓરડીમાં એક રાત પડી રહેવા દેશો?"

"તમે કોણ છો?"

"હું બંદરેથી આવ્યો છું, અને આખો દિવસ ચાલ્યો છું. અલબત્ત, હું પૈસા આપીશ."

"પણ તમે વીશીમાં કેમ જતા નથી?"

"ત્યાં જગા નથી."

"અરે, એ તે કંઈ વાત છે? આજે નથી બજારનો દિવસ કે નથી મેળાનો દિવસ."

મુસાફરે થોડીક આનાકાની સાથે ઉમેર્યું, "કોણ જાણે શાથી, પણ તેણે ના પાડી."

"તો પછી, શું નામ,—ફલાણી વીશીમાં ગયા હતા?"

મુસાફરની મૂંઝવણ વધતી ચાલી. તેણે તોતડાતે અવાજે કહ્યું, "તેણે પણ ના પાડી."

ઘરધણીનો ચહેરો હવે એકદમ બદલાવા લાગ્યો. તેણે આગંતુકને પગથી માથા સુધી નીરખીને જોયો, અને પછી તરત ફાનસ નીચે મૂકી, ભીંત ઉપરથી બંદૂક હાથમાં લઈને તેના તરફ તાકી, અને પૂછ્યું, "તું પેલો તો નથી ને?"

તેની સ્ત્રી પણ હવે સફાળી ઊઠી અને બંને બાળકોને હાથમાં લઈ પતિ પછવાડે ભરાઈને ફાટેલી આંખે આગંતુક તરફ જોવા લાગી.

આ બધું એટલું ઝપાટાબંધ બની ગયું કે, પેલો મુસાફર ડઘાઈ ગયો. ઘરધણીએ ત્રાડ પાડીને કહ્યું, "ચાલ, ચલતી પકડ."

"દયા કરીને પાણીનો એક પ્યાલો . . ."

"લે, બંદૂકની ગોળી!" આમ કહી તેણે તરત જોરથી બારણું બંધ કરી દીધું અને અંદર બે આગળા ચડાવી દીધા.

રાત હવે ઝપાટાબંધ આવી પહોંચી હતી; અને કડકડતી ઠંડી બચકાં ભરતી હતી. થોડે દૂર તેણે બીજા બગીચામાં એક નાની ઝૂંપડી જેવું કંઈક જોયું. તેનું બારણું બહુ નીચું હતું. તેણે ધાર્યું કે રસ્તા સમારનારા રસ્તાની બાજુએ નાનાં ઝૂંપડાં ઊભાં કરે છે તેમાંનું તે હશે. રાતે તેમાં કોઈ હોય નહિ, એટલે ટાઢમાંથી તો બચાશે એમ માની તે હિંમત કરીને સળિયા ઓળંગી બગીચામાં પેઠો અને બેવડો વળી ઝૂંપડામાં ઘૂસ્યો. અંદર ઠીક હૂંફાળું લાગ્યું. ત્યાં પરાળની પથારી જેવું પણ બિછાવેલું હતું. તેના ઉપર તે આડો પડ્યો. તે એટલો બધો થાક્યો હતો કે પોતાનો ઝોયણો ઉતારવા પણ ન રહ્યો. પણ પછી તેના બંધ તેને ખૂંચવા લાગ્યા એટલે તે જરા ઊંચો થઈ તેને છોડવા લાગ્યો. એટલામાં બારણા પાસે એક ખોખરા ઘુરકાટ જેવો અવાજ તેને સંભળાયો. તેણે નજર ઊંચી કરી, તો બહાર એક શિકારી કૂતરાનું રાક્ષસી મોઢું જોયું. તેને તરત સમજાઈ ગયું કે, આ તો તે કૂતરા માટેનું ઘોલકું હતું અને હવે તેના જડબામાંથી બચીને બહાર નીકળવું એ એક ભારે વાત હતી. પોતાનો દંડો ઊંચો કરીને તથા ઝોયણાને ઢાલ તરીકે વાપરીને તે બહાર તો નીકળ્યો પણ દરમ્યાન તેના કપડાનાં બાકોરાં વધારે પહોળાં થયાં.

તે હવે શહેરમાંથી બહાર નીકળ્યો હતો અને માથું નીચું રાખીને આગળ વધ્યે જતો હતો. થોડી વારમાં ચંદ્ર ઊગવાનો થયો ત્યારે ઝાંખા પ્રકાશમાં દૂર સુધી નજર કરતાં તેને એક પણ ઝાડ કે ઝૂંપડું કાંઈ જ ન દેખાયું એટલે ઠંડીથી કમકમતો તે શહેર તરફ પાછો ફર્યો. દરવાજો બંધ થઈ ગયો હતો તેથી થોડે દૂર કિલ્લાની ભીંતના એક ગાબડામાંથી તે અંદર પેઠો. શહેરના કોઈ રસ્તાનો તે ભોમિયો ન હતો, એટલે જેમ સૂઝ્યું તેમ તે ચાલવા લાગ્યો. અચાનક મુખ્ય દેવળનું શિખર તેની નજર સામે ઊંચું થતું દેખાયું. તેના સામું જોઈ તેણે મુક્કો ઉગામ્યો, અને પછી તેના દરવાજા પાસેના પથ્થરના બાંકડા ઉપર તે પડ્યો. થોડા વખત બાદ એક વૃદ્ધા તે દેવળમાંથી નીકળી. તેણે અંધારામાં તેને આમ સૂતેલો જોઈને પૂછ્યું, "ભાઈ, અહીં શું કરે છે?"

પેલાએ જરા કઠોરતાથી ખુન્નસભરેલે અવાજે જવાબ આપ્યો, "ડોસીમા, જુઓ છો ને, કે હું અહીં સૂતો છું."

"આ પથ્થર ઉપર?"

"૧૯ વર્ષ સુધી હું લાકડાના પાટિયા ઉપર સૂતો છું. હવે આજે પથ્થર મળ્યો છે, વળી."

"તું શું લશ્કરમાં હતો?"

"હા."

"તું વીશીમાં કેમ નથી જતો?"

"મારી પાસે પૈસા નથી."

"અરેરે, મારી પાસે અત્યારે બે પેન્સ જ છે."

"લાવો, એટલા તો એટલા."

પેલાએ પૈસા લઈ લીધા. ડોસીએ જણાવ્યું, "એટલા વડે તું કોઈ વીશીમાં તો નહિ જ રહી શકે, છતાં પ્રયત્ન કરી જો. આ કકડતી ઠંડીમાં તું આખી રાત અહીં શી રીતે ગાળી શકશે? તું ભૂખ્યો પણ હશે. કોઈ દયા લાવીને કદાચ તને ઘરમાં લેશે."

"મેં બધાં બારણાં ઠોકી જોયાં છે."

"પછી?"

"બધેથી મને હાંકી કાઢવામાં આવ્યો છે."

પેલી ભલી બાઈએ તેના ખભા ઉપર હાથ મૂકીને બિશપના મહેલ પાસેના નાના મકાન તરફ આંગળી કરીને કહ્યું, "તેં બધાં બારણાં ઠોકી જોયાં હશે; પણ પેલું બારણું ઠોક્યું છે?"

"ના."

"તું તે બારણું જ ઠોક."

[—ચાલુ

# સ્વાધ્યાય

## [ નિર્બીજ સમાધિ કે યોગ ]

ઋતંભરા પ્રજ્ઞા વિષે ચર્ચા આગળ આપણે ઑક્ટોબર–અંકમાં અટક્યા હતા. આ પ્રજ્ઞા એવી છે કે, તે સત્યવાહક હોવાથી, કોઈ પણ બાબતમાં તે સત્ય પ્રગટ કરે છે. પરિણામે, તે બાબતમાં અગાઉ જે સત્યાસત્ય ખ્યાલો મનમાં હોય, તે બધા ખ્યાલો આપોઆપ ઊડી જાય છે; પછી તે ખ્યાલો ઊઠતા નથી, કેમ કે ચિત્તમાં એ વાત બેસી ગઈ કે તે બરોબર નથી. અંતિમ દાખલો લઈને કહીએ તો, અગ્નિ બાળે છે, દઝાડે છે, એ જ્ઞાન થયા પછી સ્વપ્ને પણ આપણને એવું નથી થતું કે, અગ્નિને હાથમાં લીધો કે ગજવામાં મૂક્યો કે અડ્યા છતાં દાઝ્યા નહિ. જ્ઞાન જ્યારે આવી રીતે પાકું ને સાચું થાય છે, ત્યારે તે અન્ય સંસ્કારોને આપોઆપ દાબી દે છે. નહિ કે ચિત્તમાં એ સંસ્કારો છે અને ઊઠતા નથી; એ સંસ્કારો ઋતંભરા પ્રજ્ઞાના સંસ્કાર આગળ પોતાની ઊઠવાની શક્તિ જ ખોઈ બેસે છે; કહો કે, તે જ્ઞાનદગ્ધ થઈ જવાથી ભસ્મસાત્ થઈ જાય છે.

પછી સવાલ રહે છે કે, પણ ઋતંભરા પ્રજ્ઞાથી જે સંસ્કાર જામે તેનું શું થાય? એ સંસ્કાર તો રહ્યો જ ને? સમાધિપાદનું છેલ્લું — ૫૧મું સૂત્ર આ પ્રશ્નનો જવાબ આપે છે :

तस्यापि निरोधे सर्वनिरोधात् निर्बीजः समाधिः ॥

તેનો પણ નિરોધ થાય એટલે બધા સંસ્કારોનો નિરોધ થઈ જશે; અને તેમાંથી જે સમાધિ ઊપજે તે સમાધિ કોઈ પણ વૃત્તિને બીજરૂપે લીધા વગર થતી હોવાથી, તે નિર્બીજ સમાધિ છે.

સૂત્ર ૪૬માં સબીજ સમાધિ કહી છે. સમાપત્તિ મારફત તે સંભવે છે. સમાપત્તિ ત્યાં બીજ રૂપે છે. પરંતુ ઉપર જે નિરોધ કહે છે તે એકમાત્ર એવો જે ઋતંભરા પ્રજ્ઞાનો સંસ્કાર છે તેનો થાય છે. એ નિરોધ કેવળ નિરોધ છે. ત્યાં આગળ ચિત્તની વૃત્તિમાત્રનો નિરોધ થયો ગણાય. એટલે કે, પ્રથમ સૂત્રમાં કહ્યું હતું તેમ, આ દશાએ જઈને જે સ્થિતિ થાય છે તે યોગસ્થિતિ છે; ગીતાકારની ભાષામાં તે બ્રાહ્મી સ્થિતિ છે; ભગવાન બુદ્ધની ભાષામાં તે નિર્વાણ છે; મહાવીરસ્વામીની ભાષામાં તે કેવલી સ્થિતિ કે કેવળજ્ઞાન છે.

અહીંયાં સવાલ એ થઈ શકે છે કે, આવો નિરોધ બની શકે ખરો? આ વસ્તુ ગૂઢ અથવા પ્રત્યક્ષ અનુભવની વાત થઈ. યોગસૂત્રકાર કહે છે કે, તેમ બની શકે છે; તેમ બને એને જ છેવટે જોતાં યોગ કહ્યો છે.

આ સ્થિતિને નિદ્રાની જોડે સરખાવવાથી કાંઈક કલ્પના આવશે. ઊંઘમાં પડતા પહેલાં એકે એકે ચિત્તના ખ્યાલો દબાતા જાય છે; એમ ધીમે ધીમે એક જ ખ્યાલ રહે છે કે, હવે ઊંઘ આવે છે. જો બીજા ખ્યાલ ઊઠે તો ઊંઘ જતી રહે. પણ ઊંઘ આવે છે એ પણ એક વૃત્તિ બને છે; આપણને લાગે છે કે, હવે ઊંઘ આવે છે; ચિત્તમાં એવું ભાન થાય છે. એ વૃત્તિ પણ, કોણ જાણે ક્યારે ને કેવી રીતે, દબાઈ જઈ તેનોય નિરોધ થઈ જાય છે અને ઊંઘ આવી જાય છે. અને ત્યારે તેનું ભાન નથી રહેતું. ઊંઘમાંથી ઊઠ્યા પછી ખ્યાલ જાગે છે કે, આપણે ઊંઘી ગયા હતા. એટલે કે, ઊંઘના અનુભવનો સંસ્કાર ઊંઘ પૂરી થયે આપણને જણાય છે. મતલબ કે, જાગ્રત એવા કોઈ બીજ વગર ઊંઘનો સંસ્કાર સંભવ્યો. એમ જ જ્ઞાન માટે પ્રયત્ન કરતું ચિત્ત છેવટે ઋતંભરા પ્રજ્ઞા પર પહોંચે છે; અને તેનું અનુશીલન કરતાં કરતાં એક વાર તે પોતે જ ટપ થઈ જાય છે અને એ પ્રજ્ઞામાંથી જન્મતો સંસ્કાર પણ લય પામી જઈને, ચિત્તની વૃત્તિમાત્ર થોભી જાય છે, — જેમ ઊંઘમાં. પછી જ્યારે જાગીએ ત્યારે તેની ખબર પડે છે. પણ ત્યારે કાંઈક જુદું જ દેખાય છે, કે જેને મીરાંબાઈએ કહ્યું છે: उलट भई मेरे नयननकी। તે વખતે ચિત્ત પોતાનું સ્વરૂપ ખોઈ બેસે છે અને ચેતન એવા આત્મતત્ત્વમય બની રહે છે. (જુઓ સૂત્ર — तदा द्रष्टुः स्वरूपे अवस्थानम्) સદાકાળ વૃત્તિઓ ઊઠ્યા કરવી એ જેનો ધર્મ છે એવું ચિત્ત તે વખતે પોતાનો એ ધર્મ ત્યજે છે. અને ત્યારે અમુક જે જ્ઞાન થાય છે તે ઋત–જ્ઞાન છે, સત્ય જ્ઞાન છે. અને એનો સંસ્કાર પછી કોઈ

સંસ્કારને — સંસ્કારમાત્રને અવરોધે છે. તે જ્ઞાન કેવળ જ્ઞાન છે, કે જેનો સંસ્કાર નથી; અથવા છે તો એ કે, તે જગતના અનુભવમાત્રના હરેક સંસ્કારને, તે દ્વારા ઊઠતી હરેક વૃત્તિને સહેજે દાબી દે છે. સૂત્ર ૪૦માં કહ્યા પ્રમાણે, આ જ્ઞાનથી છેવટ સુધીની વાતો ઉપર વશીકાર આવી જાય છે. એવો પરમ વશીકાર આવ્યાથી પરમપુરુષનું જ્ઞાન થાય છે; તૃષ્ણારહિતતા આવી જાય છે, અને એમ વૃત્તિમાત્રનું જે બીજ તૃષ્ણા છે તે ટળી જાય છે.* એ જ પરમ વૈરાગ્ય છે. અભ્યાસ અને વૈરાગ્યથી યોગ સધાય છે એમ જે અગાઉ કહ્યું હતું, તેમાં અભ્યાસની અને વૈરાગ્યની અવધિ અહીં પહોંચે આવે છે. અંતરાયો કે ક્લેશો ટાળવાથી ચિત્ત-પ્રસાદ થાય છે એમ જે સૂત્ર ૨૯–૩૦માં વાત કરી છે, તે પણ આ દશાએ જતાં સિદ્ધ થાય છે: ક્લેશમાત્રની નિવૃત્તિ થાય છે. જે મેળવવાનું છે, તે અહીંયાં પહોંચ્યે મળે છે; જેનો યોગ સાધવાનો છે, તે અહીં સધે છે. આ દશાને ભક્તો તથા જ્ઞાનીઓએ ભાત ભાતની રીતો અને રૂપકોથી વર્ણવી છે. તૃષ્ણાનો નાશ કે નિર્વાણ, કર્મ-માત્રનો નાશ, ચિત્તનો નાશ — એ શબ્દોથી વર્ણવાતી દશા પણ આ જ નિર્બીજ સમાધિ કે ચિત્તનિરોધ છે. એ પરમ જ્ઞાનની સ્થિતિ છે. ત્યાં પહોંચ્યા પછી પાછા પડવાપણું નથી; તે પરમ ધામ છે, તે પરમ દશા છે.

એમ સૂત્ર ૨ માં જે 'ચિત્તવૃત્તિનિરોધ એટલે યોગ' એવું કહીને પ્રકરણ શરૂ કર્યું હતું, તે છેવટે પૂરું થાય છે. એ નિરોધ તે નિર્બીજ સમાધિ છે; અને એ સમાધિનું સ્વરૂપ કેવું છે તે વચ્ચેનાં ૫૦ સૂત્રો દ્વારા સમજાવી, શરૂ કરેલું યોગાનુશાસન પૂરું કરે છે.

આ સૂત્રાક્ષરી નિરૂપણની રૂપરેખા ઉપસંહાર-રૂપે છેવટે જોઈશું. તે આવતા અંક ઉપર રાખું છું.

૧૫–૧૧–'૫૧ **મગનભાઈ દેસાઈ**

* અહીંયાં સૂત્ર ૧૫, ૧૬ના ભાવનો ઉલ્લેખ છે:
दृष्ट-आनुश्रविक-विषय-वितृष्णास्य वशीकारसंज्ञा वैराग्यम् ।
तत् परं पुरुषख्यातेः गुणवैतृष्ण्यम् ॥

## સાભાર સ્વીકાર

**सस्तुं साहित्यवर्धक कार्यालय, अमदावाद** तरफथी:
**કમળકુમાર:** લેખિકા: સ્વ૦ સૌ. સુમતિ; કિં. રૂ. ૦–૧૨–૦; **શ્રીશુકદેવજી:** સંપા૦ વામનરાવ પ્રા૦ પટેલ; કિં. રૂ. ૦–૪–૦; **જડભરત:** સંપા૦ ઉપર પ્રમાણે; કિં. રૂ. ૦–૩–૦; **આકાશના તારા:** લે૦ છોટુભાઈ જો૦ ભટ્ટ; કિં. રૂ. ૦–૬–૦; **વસંતનું આગમન:** લે૦ ઉપર પ્રમાણે; કિં. રૂ. ૦–૪–૦.

**हरिहर पुस्तकालय, सुरत** तरफथी:
**માધ્યમિક સામાન્ય વિજ્ઞાન ભા. ૧ લો:** લે૦ હરિભાઈ મોરારજી દેસાઈ; કિં. રૂ. ૧–૮–૦; **ગૃહવિજ્ઞાન પ્રવેશ ભાગ ૧ લો અને ૨ જો:** (અલગ પુસ્તકોમાં) બન્નેનાં લેખિકા: સવિતાબહેન ભીખુભાઈ દેસાઈ; દરેકની કિં: રૂ. ૦–૧૪–૦.

**माहिती अने प्रकाशन खातुं — सौराष्ट्र सरकार राजकोट** तरफथी:
**અનેકમાંથી એક:** લે૦ ડૉ૦ કૃષ્ણલાલ શ્રીધરાણી; **સૌરાષ્ટ્રનો ઉદ્યોગ વિકાસ:** લે૦ શાંતિલાલ મંગળદાસ શેઠ; **પાયાનું સ્વરાજ: ગ્રામપંચાયત:** લે૦ નાનાભાઈ ભટ્ટ; **સૌરાષ્ટ્રમાં સામાજિક અને આર્થિક પરિવર્તનો:** લે૦ પ્રા. સી. એન. વકીલ; **સૌરાષ્ટ્રમાં કેળવણીનો વિકાસ:** લે૦ હરભાઈ ત્રિવેદી, **સૌરાષ્ટ્રમાં ખેતી વિકાસ:** લે૦ ઇસ્માઈલ નાગોરી; **સૌરાષ્ટ્રના કામદારો:** લે૦ ધનશ્યામભાઈ ઓઝા; **સૌરાષ્ટ્રમાં કામદારોની ઉન્નતિ:** લેખકનું નામ આપ્યું નથી; **સૌરાષ્ટ્રમાં જમીન સુધારણા ધારો:** લે૦ બળવંતરાય મહેતા; **સૌરાષ્ટ્રની જળસંપત્તિ:** લે૦ ઉપેન્દ્ર ભટ્ટ; **સૌરાષ્ટ્રની ખનિજસંપત્તિ:** લે૦ ભાસ્કરરાવ વિદ્વાંસ; **સૌરાષ્ટ્રમાં વીજળીકરણ:** લે૦ ત્રિકમલાલ શાહ; **સૌરાષ્ટ્રનો સિમેન્ટ ઉદ્યોગ:** લે૦ કે. પી. શાહ; કિંમત એકેની આપી નથી.

**अन्य प्रकाशको** तरफथी:
**જય યૌધેય:** લે૦ રાહુલ સાંકૃત્યાયન; અનુ૦ ત્ર્યંબક; પ્રકા૦ આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ; કિં. રૂ. ૫–૮–૦; **નન્દિની:** લે૦ જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ; પ્રકા૦ આસ્તિક સાહિત્ય કાર્યાલય, અમદાવાદ; કિં. પાકું પૂઠું રૂ. ૫–૦–૦, કાગળનું પૂઠું રૂ. ૪–૦–૦; **Gandhian Economic Thought:** લે૦ જે૦ સી૦ કુમારપ્પા; પ્રકા૦ વોરા ઍન્ડ કં૦, મુંબઈ–૨; કિં. રૂ. ૧–૪–૦; **એકાંકી:** [એકાંકી નાટકોનું સામયિક] તંત્રીઓ: ગુલાબદાસ બ્રોકર, જયંતી દલાલ; પ્રકા૦ સુશીલ ઝવેરી, ઇન્ડિયન નેશનલ થિયેટર, મુંબઈ; વાર્ષિક લવાજમ રૂ. ૨–૦–૦, છૂટક નકલ રૂ. ૧–૦–૦; **લોકશાહીમાં 'પક્ષ'ની પસંદગી:** લે૦ પ્રકા૦ વિઠ્ઠલદાસ ખોદાણી; રશ્મિ કાર્યાલય, રાજકોટ; કિં. રૂ. ૦–૦–૩.

# ગાંધીજી અને રાજકારણ*

## કોંગ્રેસનો ઉદ્ભવ

અઢારસો સત્તાવનના સંગ્રામ પછી બ્રિટિશ સત્તા ઠરી-ઠામ થઈ. પરંતુ વિષમ સંજોગોને કારણે અસંતોષનો જુવાળ ચડ્યે જતો હતો. સામાજિક અને રાજનૈતિક ક્રાન્તિ સાધવાના ઉદ્દેશથી કેટલીક સંસ્થાઓ દેશમાં અસ્તિત્વમાં આવી હતી. દેશના અગ્રગણ્ય નેતાઓનો ઉકળાટ પણ સૂચક હતો. સમગ્ર પરિસ્થિતિનો ખ્યાલ કરતાં ત્યારના વડા હાકેમ લૉર્ડ ડફરીનને એક એવી સંસ્થાની જરૂર જણાઈ કે જે પ્રજા અને સરકાર વચ્ચે સેતુરૂપ થઈ પડે. આવી સંસ્થાની સ્થાપનાની કામગીરી માટે તેઓએ મિ. હ્યૂમ નામના એક અંગ્રેજ સદ્‌ગૃહસ્થને સાધ્યા. આમે હ્યૂમ સાહેબ પોતાની સહૃદયતા માટે હિંદમાં માનીતા હતા. વળી હ્યૂમ સાહેબે સત્તાવનનો સંગ્રામ જોયો હતો. તેમને પણ આવી સંસ્થાની અગત્ય સમજાઈ હતી. આ બધાની પાછળ બ્રિટિશ શાસનના પાયા મજબૂત કરનારી એક પ્રજાપ્રિય સંસ્થા ઊભી કરવાનો જ આશય હતો. હ્યૂમ સાહેબની ઇચ્છા ભારતમાં કોંગ્રેસ અને સરકારના સુમેળથી સુરાજ્ય ('ગુડ ગવર્નમેન્ટ') સ્થાપવાની હતી.

હિન્દના વર્તમાન રાજકારણના સ્રોતનો ઉદ્ભવ કોંગ્રેસના આવા જન્મ સાથે સંબંધ ધરાવે છે. એટલે અદ્યતન રાજકરણ સમજવા માટે કોંગ્રેસનો ઇતિહાસ જોઈ લેવો જરૂરી છે. ગાંધીજીએ પણ પોતાની રાજનીતિ આ મહાન સંસ્થા દ્વારા દેશ સમક્ષ મૂકી.

## કોંગ્રેસનો વિનંતિકાળ અને રાજભક્ત નેતાઓ

ઉપર જણાવ્યા પ્રમાણે પરદેશી પ્રેરણા અને પરદેશી ધોરણે કોંગ્રેસનો આરંભ થયો. નાતાલની રજાઓમાં સરકારી કોર્ટો અને કચેરીઓ વ૦ બંધ હોય ત્યારે મહત્ત્વાકાંક્ષી અને વિદ્વાન વકીલો તથા અધિકારીઓ દર વર્ષે એકઠા મળતા. પરદેશી વક્તાઓને અનુસરીને ઝમકદાર ભાષણો કરી એમ માનતા કે, આ બધું દરિયાપાર પહોંચશે એટલે દેશમાં બધું ઠીક થઈ જશે. તેઓ દેશની પરિસ્થિતિને લગતા થોડા ઠરાવો કરી ફરીને નાતાલની રજાઓમાં મળવાનું નક્કી કરી છૂટા પડતા.

આ ઠરાવો સરકાર સમક્ષ માગણીના રૂપમાં રજૂ થતા. તેની રજૂઆત કરનારા તે વખતની કોંગ્રેસના આગેવાનો ઘણા ગંભીર અને ઠરેલ રાજનીતિજ્ઞો તરીકે પ્રતિષ્ઠા પામેલા હતા. સરકારમાં પણ તેમનો માન-મરતબો સારો હતો અને તેમાંના કેટલાક તો સરકારી ખિતાબો અને હોદ્દાઓ ધરાવતા હતા. સર ફિરોજશાહ મહેતા, દાદાભાઈ નવરોજી, ગોપાલ કૃષ્ણ ગોખલે, હ્યૂમ સાહેબ વગેરે તે વખતના રાજકીય આકાશના ચમકતા સિતારા હતા. તેઓને બ્રિટિશરોની ન્યાયબુદ્ધિમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. રાજભક્તિ અને વફાદારીની ભાવનાથી તેઓ તરબોળ હતા. તેઓ અંગ્રેજ સંસ્કૃતિને દુનિયાની શ્રેષ્ઠતમ સંસ્કૃતિ ગણતા. અને ઇંગ્લંડ સાથેના સંબંધથી હિન્દને પારાવાર લાભ થયો છે એમ શ્રદ્ધાપૂર્વક માનતા. તેઓ ઇંગ્લંડને રાજકીય તેમ જ નૈતિક બાબતોમાં હિન્દના ગુરુસ્થાને ગણતા. કોંગ્રેસના પ્રમુખપદને બે વાર શોભાવનાર બંગાળના સિંહ અને વ્યાખ્યાનકેસરી શ્રી સુરેન્દ્રનાથ બેનરજીએ અભિમાનપૂર્વક જાહેર કર્યું કે, "આપણે એક મહાન અને સ્વતંત્ર સામ્રાજ્યની પ્રજા છીએ અને દુનિયાના ઉદાત્ત રાજ્યબંધારણના છત્ર નીચે રહીએ છીએ." હિંદુસ્તાનમાં અંગ્રેજોનું આગમન ભારતના કલ્યાણ માટે ઈશ્વરી સંકેતથી થયેલું છે એમ તેઓ શ્રદ્ધાપૂર્વક માનતા અને પોતે રાજભક્ત હોવા માટે ગૌરવ અનુભવતા અને તેનું વારંવાર પ્રદર્શન પણ કરતા. રાજભક્તિનું આ પ્રદર્શન કોંગ્રેસની ખુલ્લી બેઠકમાં પણ થતું. ગવર્નર કે વાઈસરૉય બેઠકમાં આવે ત્યારે આખી કોંગ્રેસ ઊભી થઈને તેમને માન આપતી એટલું જ નહિ, પણ તે વખતે બધું જ કામકાજ અધવચ્ચે અટકાવી દઈને બ્રિટિશ તાજ પ્રત્યે પોતાની વફાદારી અને રાજભક્તિ વ્યક્ત કરતો ઠરાવ પણ પસાર કરવામાં આવતો.

---

* ગયા ગાંધીજયંતી સપ્તાહમાં શ્રી. મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય તરફથી ગોઠવાયેલી વ્યાખ્યાનમાળામાં તા. ૩-૧૦-'૫૧ને રોજ વંચાયેલો એક વિદ્યાર્થીનો નિબંધ અહીં ટૂંકાવીને ઉતાર્યો છે.

સ્વરાજના જમાનામાં આજે આપણને આ વફાદારી અને રાજભક્તિની ભાવના સમજવાનું મુશ્કેલ લાગે છે. છતાં આપણે એ ન ભૂલવું જોઈએ કે, અંગ્રેજોની અસરથી જ આપણામાં સ્વરાજ્યની ભાવના પેદા થઈ. વળી તે વખતના આગેવાનો આજે આપણને ગમે તેટલા નરમ વિચારના લાગે, છતાં તેઓ કોઈ રીતે દેશભક્તિની ભાવનામાં ઊતરતા નહોતા. દેશની ગરીબીથી તેમને દુઃખ થતું હતું. આકરા કરવેરા અને ભારે મોટા લશ્કરી ખર્ચ તથા વહીવટી ખર્ચનો તેઓ વિરોધ કરતા. તે ઉપરાંત હિન્દીઓને વધુ સત્તા આપવાની માગણી, બંધારણોને લગતા ફેરફારો, ધારાસભાને લગતા હકોની માગણી, લશ્કરી નોકરીઓમાં હિન્દીઓને દાખલ કરવાની માગણી, ન્યાય અને કારોબારી ખાતાંને એકબીજાંથી અલગ કરવાની માગણી, મહેસૂલ, દુકાળ, વેપારઉદ્યોગને સંરક્ષણ, મીઠાવેરામાં ઘટાડો વગેરે દેશને લગતી અનેક બાબતો અંગે તેમણે માગણી કરતા ઠરાવો કર્યા હતા.

જોકે એ વાત ખરી છે કે, આમાંની એકે માગણી સફળ થઈ નહોતી. સરકાર આ ઠરાવો દ્વારા કરવામાં આવેલી માગણીઓને દાદ આપતી નહિ. છતાં તે વખતની પરિસ્થિતિને લઈને એ ઠરાવોથી આગળ કોઈ જઈ શકતું નહિ. કારણ કે કૉંગ્રેસની વધતી જતી પ્રતિષ્ઠા તરફ સરકાર શંકાની નજરે જોતી હતી અને તેનો વિરોધ પણ કરતી હતી.

### ઉદ્દામ દળનો ઉદય

પણ ધીરજનેય હદ હોય છે. અરજીઓની નિષ્ફળ પરંપરા વધી પડી અને સરકારે તેની માગણીઓ પ્રત્યે દુર્લક્ષ કર્યું એટલું જ નહિ, વિરોધી વલણ પણ બતાવવા માંડ્યું. તેથી આગેવાનોમાં તે માટે કંઈક કરવાની ભાવના જાગી. તેમનામાંથી ધીમે ધીમે બ્રિટિશ સરકાર પ્રત્યેનો વિશ્વાસ ઊઠવા લાગ્યો. તેમને લાગ્યું કે, કેવળ ભાષણો અને ઠરાવોથી કંઈ વળે તેમ નથી. પોતાના પગ ઉપર ઊભા રહેવાથી જ સફળતા મળશે એમ તેમને સ્પષ્ટપણે દેખાવા લાગ્યું. આ પરિસ્થિતિના પ્રતીક રૂપે હિન્દી રાજકારણમાં એક નવા બળનો ઉદય થયો જેને આપણે ઉદ્દામવાદ તરીકે ઓળખીએ છીએ.

આમ ઘણી વાર નિષ્ફળતાની પરંપરા પણ પ્રગતિને પંથે દોરી જનારી હોય છે. આપણા નેતાઓ જેઓ ફક્ત અરજીઓ કરવાથી જ બધું કામ થઈ જશે એમ માનતા હતા અને બ્રિટિશ સરકાર તરફ ખોટી આશાથી મીટ માંડીને જોતા હતા તેને બદલે હવે તેમના પ્રત્યે વિરોધ વધવા લાગ્યો.

આ વિરોધને મૂર્તિમંત કરી શકે એવા નેતા તે કાળે સ્વાભાવિક રીતે જ લોકમાન્ય હતા. તેમણે પોતાના 'કેસરી' પત્રમાં સખત ભાષામાં લેખો લખી જેહાદ ચલાવી હતી. તેમને થયેલી ઉપરાઉપરી કેદની સજાઓથી દેશના દિલમાં ટિળક મહારાજ માટે ખૂબ ઊંચું સ્થાન પેદા થયું હતું. લોકોની ભાવનાના પ્રતીક રૂપે તેઓ આગળ તરી આવ્યા અને ઉદ્દામ દળના લોકપ્રિય નેતા થઈ પડ્યા. છતાં આપણે એ ન ભૂલવું જોઈએ કે, હજુ તો કૉંગ્રેસના વિનંતિકાળમાં ઉદ્દામવાદનો આ એક ફણગો માત્ર જ હતો. અને વિનંતિકાળની અસહ્ય પરિસ્થિતિમાં ઉદ્દામ દળનો ઉદ્ભવ દેશ માટે જરૂરી હતો. દરેક દેશના રાજકારણમાં આવા પક્ષો હોય જ છે. આ ઉદ્દામ દળના ઉદ્ભવ સાથે સાથે જ કૉંગ્રેસ રાજકીય સંસ્થાનું સ્વરૂપ પકડતી જાય છે.

છતાં હજુ જૂના વિચારના—મૉડરેટોનું કૉંગ્રેસ પરનું પ્રભુત્વ ઘટ્યું નહોતું. ફિરોજશાહ મહેતા, ગોખલેજી વગેરે તે વખતે ઉદાર દળના નેતાઓ હતા. આ ઉદાર દળ અને ઉદ્દામ દળ વચ્ચે ફેર એ હતો કે, ઉદાર દળના આગેવાનો બ્રિટિશ શાસકોની ન્યાયપરાયણતામાં ઊંડો વિશ્વાસ ધરાવતા હતા. તે માનતા કે, અંગ્રેજ લોકો સ્વભાવે જ ન્યાયી અને નિષ્પક્ષ છે અને હકીકતોનું બરાબર જ્ઞાન થયા પછી તેઓ સત્ય અને ન્યાયથી કામ કરે તેવા છે. આથી પ્રજાની હાડમારીઓ દૂર કરવા માટે કારણો અને હકીકતોથી ભરપૂર દલીલોથી વકીલાત કરવી, વિનંતિઓ કરવી તથા નવા સુધારા અને નવા હકો માટે માગણી કરવી, એ જ તેમનો સ્વીકૃત કાર્યક્રમ હતો. એમણે અરજી કરવાની એક વિશિષ્ટ કળા ખીલવી હતી. વકીલની કુશળતા, વિવિધ કલ્પનાઓ અને હકીકતોથી ભરેલાં ભાષણો એ

એમનાં મુખ્ય સાધનો હતાં. આમ ઉદાર દળની દૃષ્ટિ 'સરકાર-મુખી' હતી, જ્યારે ઉદ્દામ દળની દૃષ્ટિ મુખ્યત્વે 'પ્રજાભિમુખી' હતી. તેમને અંગ્રેજ રાજકર્તાઓમાં વિશ્વાસ નહોતો. તેમણે પ્રજાજાગૃતિ તરફ વધુ લક્ષ આપ્યું. અને તે લાવવા માટે તેમણે રાષ્ટ્રીય કેળવણી, દેશી પોશાક, રાષ્ટ્રીય ઉત્સવો વગેરે કાર્યક્રમ પર ભાર મૂક્યો. પણ આ ઉત્સવોનો કાર્યક્રમ લોકોમાં જાગૃતિ લાવવા પૂરતો જ કામ લાગી શક્યો. એ કંઈ સ્વરાજપ્રાપ્તિનો સક્રિય કાર્યક્રમ કે પગલાં નહોતાં. એ કાર્યક્રમ તો પાછળથી ગાંધીજી આપે છે. તિલક મહારાજે 'સ્વરાજ મારો જન્મસિદ્ધ હક છે' એ મહાસૂત્ર આપી લોકોને જાગ્રત કર્યાં અને તેમને પોતાના હકનું ભાન કરાવ્યું. પણ તે પ્રાપ્ત કરવા માટેનો કાર્યક્રમ આપીને સ્વરાજ્ય મેળવવાનું કામ ગાંધીજી જ કરે છે. અને ખરેખર ગાંધીજીએ ટિળક મહારાજનું અધૂરું રહેલું સ્વરાજ મેળવવાનું કામ પૂરું કરી તેમનું તર્પણ કર્યું.

### ગાંધીજીનો રાજકારણમાં પ્રવેશ

૧૯૧૫માં ગાંધીજી જ્યારે હિન્દુસ્તાનમાં આવ્યા ત્યારે કૉંગ્રેસનો વિનંતિકાળ વીતી ચૂક્યો હતો અને હિન્દના રાજકારણમાં જહાલ, મવાલ ઉપરાંત ત્રીજો સશસ્ત્ર ક્રાન્તિવાદીઓનો પક્ષ અસ્તિત્વમાં હતો. પણ મવાલ પક્ષનું બંધારણીય રાજકારણ, જહાલોનો અંતરાયો ઊભા કરવાની નીતિવાળો બહિષ્કાર-યોગ અને સશસ્ત્ર ક્રાન્તિવાદીઓની ભૂગર્ભ-પ્રવૃત્તિ, એ બધા જ માર્ગો એક રીતે સફળ થઈ શકયા નહોતા. પણ એ પ્રવૃત્તિઓમાંથી લોકજાગૃતિ પેદા થઈ હતી, અને બ્રિટિશ સલ્તનતની ભયંકર લશ્કરી તાકાતને પરાજિત કરી સ્વરાજ મેળવવાની તાલાવેલી પણ જન્મી હતી. પણ લોકોને કે આગેવાનોને આગળનો માર્ગ સૂઝતો નહોતો. કોઈ પાસે નવું કે જૂનું હથિયાર કે કોઈ પદ્ધતિ નહોતાં. પણ આ બધા માટે પૂરેપૂરી ઝંખના હતી. બરાબર આ જ વખતે દક્ષિણ આફ્રિકામાં આ ઝંખના પૂરી કરે તેવું આર્ય સંસ્કૃતિના મંથનના સાર સમું સત્યાગ્રહનું શસ્ત્ર સારી પેઠે ઘડાઈ ચૂક્યું હતું અને તેનો વાપરનાર પણ તે શસ્ત્રની તાકાત માટે વિશ્વાસુ હતો. ભગવાને જાણે કે એ શસ્ત્ર અને તેના વાપરનારને દેશ માટે તૈયાર કર્યાં ન હોય!

ગાંધીજી પોતાના સત્યાગ્રહના શસ્ત્રથી આફ્રિકામાં વિજય મેળવીને યશસ્વી આગેવાન તરીકે હિન્દમાં આવ્યા હતા. એટલે જહાલ, મવાલ અને સરકાર ત્રણે જણ ગાંધીજી કયું વલણ લેશે તે જોવા આતુર હતા.

હિન્દમાં આવતાં પ્રથમ ગાંધીજીને મુંબઈના ગવર્નરે મુલાકાત આપતાં કહ્યું કે, "તમારી પાસે હું એક વચન માગું છું કે સરકારને લગતું તમારે કંઈ પણ પગલું ભરવું હોય તો તે પહેલાં તમે મને વાત કરો અને મળી જાઓ એમ ઇચ્છું છું." ગાંધીજીએ કહ્યું કે, "સત્યાગ્રહી તરીકે મારો નિયમ છે કે કોઈની સામે કંઈ પગલું ભરવું હોય તો પ્રથમ તેનું દૃષ્ટિબિંદુ સમજી જ્યાં લગી તેને અનુકૂળ થવાય ત્યાં લગી અનુકૂળ થવું."

મવાલ પક્ષના નેતા ફિરોજશાહ મહેતાએ ગાંધીજીને કહેલું કે, "હિન્દુસ્તાન એ દક્ષિણ આફ્રિકા નથી એ ખ્યાલમાં રાખીને કાર્યક્રમ નક્કી કરજો." ગોખલેજીને તેઓ પોતાના રાજદ્વારી ગુરુ માનતા. તેમણે ગાંધીજીને ઓછામાં ઓછું એક વર્ષ હિન્દુસ્તાનમાં ફરીને પરિસ્થિતિનું પૂરેપૂરું નિરીક્ષણ કર્યા વિના કોઈ ઉતાવળું પગલું ન ભરવું એવી સૂચના આપી હતી. તે તેમણે માથે ચડાવી અને તે દરમિયાન તેમણે રાજકીય બાબતોમાં કશો ભાગ લીધો નહિ.

વળી ટિળક મહારાજની સાથે થોડો વખત રહીને પરસ્પર વિચારો જાણીને ગાંધીજીએ તેમનો પ્રેમ અને વાત્સલ્ય સંપાદન કરી લીધાં હતાં. અને એ રીતે જહાલ પક્ષને પણ પોતાના વિષે સાશંક બનતો અટકાવ્યો.

પ્રવાસ પછી તેમણે ૧૯૧૬માં બનારસ હિન્દુ યુનિવર્સિટીનું ઉદ્ઘાટન કરતાં પોતાની રાજનીતિ અંગે ચોખવટ કરતું પહેલું ભાષણ આપ્યું. તેથી છાપાંઓમાં અનેકવિધ ચર્ચા શરૂ થઈ. સૌનું ધ્યાન મહાત્મા ગાંધી તરફ આકર્ષાયું. તેમના સત્યાગ્રહની

શ્રેષ્ઠતા વિષે મોટા મોટા આગેવાનો પણ આદરપૂર્વક જોવા લાગ્યા. અને આ કોઈ નવીન પ્રકારનું રાજકીય તત્ત્વજ્ઞાન હિન્દમાં આવી રહ્યું છે એવી ચર્ચા ભણેલા લોકોમાં શરૂ થઈ. દેશના બધા જ રાજકીય તેમ જ સામાજિક પક્ષો તેમને પોતાની રીતે ઓળખી પોતાના માનવા લાગ્યા. જહાલ વૃત્તિના લોકોને ગાંધીજીનો નિઃશસ્ત્ર પ્રતિકાર એ પોતાનો બહિષ્કારયોગ દેખાયો. વિનીતોને તેમની અહિંસા અને સામ્રાજ્યનિષ્ઠા સંશયાતીત લાગવાથી તેઓ તેમને પોતાના ગણવા લાગ્યા. પરતંત્રતાનું કારણ આપણે પોતે જ છીએ તેથી આપણી સુધારણા વિના આપણને સ્વરાજ્ય મળવાનું નથી એમ ગાંધીજી કહેતા, તેથી સુધારકો તેમને સુધારક માનવા લાગ્યા. ગાંધીજી ભાગવત ધર્મના હિમાયતી હોવાથી તેઓ અમારા ધર્મસંસ્કરણનું રહસ્ય બરાબર સમજ્યા છે, એમ સુધારકોને લાગ્યું. ધાર્મિક પુરુષોને ગાંધીજીમાં અચળ ધર્મશ્રદ્ધા હોવાને કારણે તેમને ધાર્મિક પુરુષની રીતે ઓળખવા લાગ્યા, અને તેમના સિવાય હિન્દમાં ધર્મરાજ્ય કે રામરાજ્ય અશક્ય છે એમ માનવા લાગ્યા. સત્ય સિવાય બીજો કોઈ દેવ નથી એમ તેઓ માનતા હોઈ નીતિવાન નાસ્તિકોને પણ તે પોતાના લાગતા. જીવનનાં મૂલ્યોનું ક્રાંતિકારી પરિવર્તન કરનાર ગાંધીજીને ક્રાંતિકારીઓ એક પ્રખર ક્રાંતિકાર માનવા લાગ્યા. મુત્સદ્દીઓ તેમને એક ભારે મુત્સદ્દી તરીકે ઓળખતા. આમ દેશમાં સૌ પોતપોતાની બુદ્ધિ અને સ્વભાવ પ્રમાણે '૧૭માં ગાંધીજી વિષે જોતા. અને એ રીતે તેઓ એક આકર્ષણ અને જિજ્ઞાસાનો વિષય બન્યા હતા.

ગાંધીજીની રાજનિષ્ઠા અને વફાદારીને કારણે સરકાર પણ તેમની તરફ માન અને મમતાની નજરે જોતી. પણ પાછળનાં વર્ષોમાં ગાંધીજીનું અહિંસક રૌદ્ર રૂપ જોઈ સરકારનું તેમના પ્રત્યેનું માન એક રીતે વધ્યું પણ તેમના વિષેની મમતા ખરી પડી. અને તેની જગાએ એક જાતનો ડર અને ગભરાટ પેદા થયાં.

ગાંધીજી પોતે પણ સરકાર પ્રત્યેની પોતાની ફરજ અદા કરતા. 'ગૉડ સેવ ધી કિંગ' હોંશથી ગાતા. ૧૯૧૮ના મહાયુદ્ધ વખતે તેમણે કહ્યું હતું કે, "સ્વરાજ મેળવવાનો સૌથી સીધો રસ્તો સરકારને મદદ કરવી તે છે." સરકારે પણ તેમને 'કૈસરે હિન્દ'નો સુવર્ણ-ચંદ્રક એનાયત કર્યો હતો. પણ તેમની રાજનિષ્ઠા રૉલેટ બિલ અને જનરલ ડાયરને શાબાશી આપી નિર્દોષ ઠરાવ્યા પછી બિલકુલ નષ્ટ થઈ. અને તેમણે હિંદી સરકારને 'સેતાની સરકાર'ને નામે નવાજી. છતાં તેમની વફાદારી છેક સુધી ટકી રહી એમ કહી શકાય. તેમનો વિરોધ અંગ્રેજો પ્રત્યે નહિ, પણ અંગ્રેજી રાજ્યના અન્યાય સામે હતો. તેઓ માનતા કે, અન્યાય તો અન્યાય કરનારનેય હાનિકર્તા છે. તેથી અન્યાયનો નાશ અન્યાયીને પણ લાભકર્તા છે. તેમના આ ગુણને કારણે જ તેઓ શત્રુને પણ મિત્ર બનાવી શકતા. અને તેમની પાસે એ કળા હોવાથી જ અંત સુધી અંગ્રેજોના મિત્ર રહ્યા અને હિન્દની સ્વરાજ્ય ક્રાન્તિ વેરવૃત્તિ રાખ્યા સિવાય થવા પામી.

—ચાલુ] **મનુભાઈ ભટ્ટ**

---

## મહાદેવભાઈની ડાયરી

[પુસ્તક પાંચમું]

સંપા૰ **નરહરિ દ્વા૰ પરીખ**

આ પુસ્તક ચોથા પુસ્તકના અનુસંધાનમાં આગળ ચાલે છે. આમાં ૨૧-૧-'૧૯થી ૧૯૨૧ના જૂન સુધીનો ગાળો આવે છે.

આ ડાયરી રૉલેટ સત્યાગ્રહ અને અસહકારના કાળની છે. તેને પાને પાને નિદ્રામાં સૂતેલા દેશને જગાડવાના ગાંધીજીના ઉત્કટ પ્રયત્નનાં આપણને દર્શન થાય છે. આપણા દેશની સ્વાતંત્ર્યપ્રાપ્તિની લડતના ઇતિહાસમાં એ કાળ અજબ જાગૃતિ અને ઉત્સાહનો હતો. આપણને એની નવીનતાને લીધે એમાં અનેરું ચેતન દેખાતું હતું. એ લડતથી કેવળ આપણા દેશના જ ઇતિહાસ માટે નહીં પણ દુનિયાના ઇતિહાસ માટે લડવાની એક તદ્દન નવી જ પદ્ધતિનો પ્રયોગ શરૂ થયો, એટલે તેનું સવિશેષ મહત્ત્વ છે. ગાંધીજી શાન્તતા અને સૌમ્યતાની મૂર્તિ હતા. પણ લડતને પ્રસંગે તેઓ એવી ઉગ્રતા ધારણ કરતા અને એવા મરણિયા બનતા કે તેમને જોનાર અને સાંભળનાર સૌને તેમની ઉત્કટતાનો ચેપ લાગતો. આવડા વિશાળ દેશમાં આવડી મોટી ક્રાંતિ ગાંધીજીએ કરી નાખી તેનું બયાન મહાદેવભાઈની મોહક શૈલીમાં આ ડાયરીમાં આપણને મળે છે. કિં. રૂ. ૭-૦-૦ ટપાલરવાનગી ૧-૫-૦

# નવું વાચન

## ખલીલ જિબ્રાનની કૃતિઓ

સીરિયા દેશમાં આવેલા માઉન્ટ લેબાનોનના કવિ ખલીલ જિબ્રાન માત્ર મહાકવિ નહિ પણ જ્ઞાની અને ચિત્રકાર પણ હતા. તેમણે અરબી ભાષામાં ઘણાં પુસ્તકો લખ્યાં છે અને પાછળથી તેમણે અંગ્રેજીમાં પણ લખવા માંડયું હતું. તેમની કૃતિનાં અનેક ભાષાઓમાં ભાષાંતરો થયાં છે અને તે દ્વારા લગભગ બધા દેશોમાં એ પ્રસિદ્ધિ અને આદરને પાત્ર થયા છે.

ગુજરાતી ભાષામાં શ્રી કિશોરલાલભાઈએ તેમના પુસ્તક 'ધ પ્રૉફેટ'નું ભાષાંતર કર્યું છે અને તે પણ પ્રસિદ્ધિ પામ્યું છે. આ જગવિખ્યાત કવિની કૃતિઓના અનુવાદો આપણી ભાષામાં હવે એક પછી એક થવા લાગ્યા છે. ખલીલ જિબ્રાનની ગહન ફિલસૂફીએ આપણા શિક્ષિત વર્ગનું ખૂબ ધ્યાન ખેંચ્યું છે. તેથી એમની કૃતિઓના આપણી ભાષામાં અનુવાદ થાય એ આવકારપાત્ર છે, પણ અનુવાદક પાસે ભાષાન્તર કરવાની જવાબદારીનો સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ. ખલીલ જિબ્રાને જ કહ્યું છે: "Translation is an art in itself; it is the re-creative process of transforming the magic of one language into the magic of another." એટલે અનુવાદકમાં પણ સર્જનશક્તિની અપેક્ષા રહે જ છે. સાથે સાથે અનુવાદ વિશે બાર્બરા યંગનો અભિપ્રાય પણ લક્ષમાં લેવા જેવો છે: "To approach the works of a recognized master of any language is to face a task that presents peculiar difficulties; when such works have been inscribed with a heavenly informed wisdom and power, the difficulties become well-nigh insuperable." તેથી ખલીલ જિબ્રાનની ખ્યાતિનો લાભ લઈ એમની કૃતિઓનો મન ફાવે તેમ અનુવાદ પણ ન થવો જોઈએ. અનુવાદક તેમની કૃતિમાં વ્યક્ત થતા ભાવોથી પ્લાવિત થઈ શક્યો હોય, એમાં રહેલા કાવ્યનો તેમ જ ગહન ફિલસૂફીનો તે તાગ પામી શક્યો હોય અને તે કૃતિનો અનુવાદ કરવાની અદમ્ય વૃત્તિ તેનામાં ઉદ્‌ભવી હોય, તો જ અનુવાદ આવકાર્ય બની શકે એમ છે. આપણી ભાષામાં થયેલા અનુવાદોનો આ કસોટીએ પણ અભ્યાસ કરવો રહ્યો. અહીં જે કૃતિઓ વિશે વિચાર કરવાનો છે તેમના અનુવાદકો જુદા જુદા છે. તેથી જુદા જુદા અનુવાદકોને હાથે ખલીલ જિબ્રાનની કૃતિઓને કેવો ન્યાય મળ્યો છે તે પણ જાણી શકાય છે.

૧

**મંદિર દ્વારે:** અનુ૦ કાંતિ ઉપાધ્યાય; પ્રાપ્તિસ્થાન: આદર્શ પુસ્તક ભંડાર, રાયખડ રોડ, અમદાવાદ; કિં૦ રૂા. ૧-૮-૦; પૃ૦ ૧૧૧.

અનુવાદકે ખલીલ જિબ્રાનની કઈ કૃતિનો અનુવાદ કર્યો છે તેનો પુસ્તકમાં ક્યાંય ઉલ્લેખ નથી. ખરી રીતે અનુવાદકે એ પુસ્તકનું નામ જણાવવું જોઈએ. આ અનુવાદ 'Prose Poems'નો છે. આખો અનુવાદ જોતાં અનુવાદકે પુસ્તક બહાર પાડવામાં ખૂબ ઉતાવળ કરી હોય એમ જણાય છે. ખલીલ જિબ્રાનની કેટલીક ઉક્તિઓના ભાવ અસ્પષ્ટ રહી ગયા છે અથવા કેટલેક સ્થળે જુદી જ રીતે તેને રજૂ કરેલા છે. જેમ કે, પૃ૦ ૪૯. "છતાં આ આયુ, આ જાત જેને હું 'હું' કહું છું તે હંમેશાં ધ્રુજારી અને ચીસ સાથે, એની પાંખો પ્રસારી વિશાળ વ્યોમમાં એના હાથને પૃથ્વીના ચારે ખૂણા સ્પર્શી એનું અસ્તિત્વ, જેણે એને જાગ્રત જીવન બક્ષ્યું છે તે સમયના બિંદુ ઉપર સવાર થઈ જાય છે." એને અંગ્રેજી સાથે સરખાવો: "Yet this atom, this self that call I, makes ever a stirring and a clamour, Lifting its wings toward the vast firmament, Reaching its hands toward the four corners of the earth,

Its being poised upon the point of time which gave it conscious life." મૂળ કૃતિની ખૂબી અનુવાદમાં જણાતી નથી! કેટલેક સ્થળે શબ્દોના અનુવાદમાં પણ ભૂલ છે. જેમ કે, In my **dark self** - મારી કાળી જાતમાં; with **might** and power . . . = રાત્રિ અને સત્તા સાથે . . . ; . . . love **dignifies** not alone the one who loves, but also the beloved = સ્નેહ, ચાહનારની જ વ્યાખ્યા માત્ર આપતો નથી પણ પ્રિયતમાનીયે વ્યાખ્યા આપે છે; **Brides** of dawn = પ્રભાતનાં પંખીઓ. શબ્દોની જોડણીમાં પણ ઘણી ભૂલો રહી ગઈ છે: છાપભૂલ પણ ઘણી છે. વળી કેટલેક ઠેકાણે નાનાલાલીય સમાસો પણ આવે છે! sad-faced = શોકમુખી; Rosy = ગુલવદના; tranquil joy = પ્રશાંતાનન્દ wakefulness = નિદ્રાવિહોણી જાગૃતિ ઇ૦.

એકંદરે જોતાં અનુવાદક ફરીને આખું પુસ્તક તપાસી જાય અને એમાં સુધારા કરે એ ઉચિત જણાય છે.

૨

**વિદ્રોહી આત્મા:** અનુ૦ શિવમ્ સુન્દરમ્; પ્રાપ્તિસ્થાન: ઉપર મુજબ; કિં૦ રૂા. ૩-૧૦-૦; પૃ૦ ૨૩૯.

ખલીલ જિબ્રાનની વિખ્યાત કૃતિ 'Spirits Rebellious'નો આ અનુવાદ છે. જિબ્રાનની આ કૃતિ પ્રસિદ્ધ થઈ ત્યારે તુર્ક સામ્રાજ્યના સત્તાધીશોએ એને હાનિકારક, ક્રાંતિકારક અને યુવકોના માનસમાં વિષ રેડનારી ગણીને જપ્ત કરી હતી. વળી આ પુસ્તકના કારણે જિબ્રાનને

દેશવટો મળ્યો હતો. આવો ઇતિહાસ આ પુસ્તક પાછળ હોવાથી જિબ્રાનના અભ્યાસીઓને એનો આસ્વાદ લેવાનું મન થાય ખરું. પણ સાથે સાથે કહેવું પડે છે કે, એમાં વ્યક્ત થયેલી ક્રાંતિકારી વૃત્તિ આપણી સંસ્કૃતિમાં બંધબેસતી થાય છે કે નહિ, એ પણ જોવું જોઈએ. આ પુસ્તકમાંની 'ગુલબદન' વાર્તા આપણા વાતાવરણને કેટલી પોષક બને એ વિચારવું રહ્યું. અંગ્રેજીમાં ખલીલ જિબ્રાનની ભાષાનું જે ઓજસ અને કાવ્ય રજૂ થયું છે તે અનુવાદમાં જણાતું નથી. અનુવાદમાં અત્રતત્ર કચાશ નજરે પડે છે. જેમ કે, 'ગુલબદન' એ વાર્તાની શરૂઆત અંગ્રેજીની જેમ સચોટ રીતે અનુવાદમાં ઊતરી નથી. ગુજરાતીમાં જિબ્રાનને જે કહેવું છે તે સાવ flat — બિનઅસરકારક — લાગે છે. ફકરો લાંબો છે એટલે અભ્યાસી વાચક બંને પુસ્તકોને સરખાવી જુએ, એવી અપેક્ષા રાખીએ છીએ. 'Rashid Bey Namaan was generous and good-hearted' 'રશીદ બે એક ચારિત્ર્યવાન સદ્ગૃહસ્થ હતો.'

જિબ્રાનની કૃતિઓના અનુવાદ કરવાની ખાતર જ પુસ્તકનું પણ ભાષાંતર કરવાની વૃત્તિ રાખવામાં આવી હોય, તો તે ક્ષમ્ય છે. પણ સાથે સાથે મૂળ કૃતિને પણ ન્યાય મળે છે કે નહિ, એ જોવું જરૂરી છે. જેની પાસે માત્ર આ ગુજરાતી અનુવાદ જ હોય, તો તે સ્વાભાવિક રીતે બોલી ઊઠે : 'આ પુસ્તકમાં એવું તે શું છે કે, તેણે સીરિયાની જનતાને આધ્યાત્મિક અને ક્રાંતિકારક માર્ગદર્શન કરાવ્યું, એટલું જ નહિ, પણ તુર્ક સામ્રાજ્યની ધૂંસરી ફગાવી દેવામાં જોઈતું પ્રેરણાબળ આપ્યું ?'

૩

**તૂટેલી પાંખ** : અનુ૦ શિવમ્ સુંદરમ્, પલાશ અને કૃષ્ણપ્રસાદ ભટ્ટ; પ્રા૦ સ્થા૦ ઉપર મુજબ; કિં૦ રૂ. ૪-૦-૦; પૃ૦ ૩૩૦.

આ પુસ્તકમાં જિબ્રાનનાં ત્રણ પુસ્તકોનો સમાવેશ કરવામાં આવ્યો છે. 'તૂટેલી પાંખ' એ વાર્તા મૂળ અરબી પુસ્તક 'અલ-હંજત-ઉલ-મતકસરા'ના ઉર્દૂ અનુવાદ ઉપરથી ઉતારવામાં આવી છે. અનુવાદ કરવામાં અનુવાદકે મરાઠી અને હિંદી અનુવાદોની મદદ લીધી છે. એમાં કરુણ પ્રેમગાથા આલેખાયેલી છે. આપણી સંસ્કૃતિને પોષક લાગતી નથી.

'અગ્રદૂત' એ 'The Fore-Runner'નો અનુવાદ છે. એમાં નાના ટૂચકા રૂપે જિબ્રાને પોતાના ક્રાંતિકારી વિચારો રજૂ કર્યા છે. વાચકને ગમી જાય એવા પ્રસંગો એમાં વર્ણવેલા છે. એમાં વાક્યો નાનાં નાનાં આવતાં હોવાથી અનુવાદ કરવામાં સરળતા થઈ પડે છે.

'રુદન અને હાસ્ય' એ મૂળ અરબી પુસ્તક 'અરકવ તબસ્સુમ'ના ઉર્દૂ અને અંગ્રેજીમાં જે અનુવાદો થયા છે તેમને આધારે ગુજરાતી અનુવાદ થયો છે. એમાં ૩૪ પ્રસંગો વર્ણવેલા છે.

૪

**રખડતા રામ** : અનુ૦ 'પલાશ'; પ્રા૦ સ્થા૦ ઉપર મુજબ; કિં૦ રૂ. ૨-૦-૦; પૃ૦ ૧૫૪.

જિબ્રાનની 'The Wanderer' નામે પ્રસિદ્ધ થયેલી કૃતિનો આ અનુવાદ છે. એમાં દૃષ્ટાંતકથાઓ દ્વારા કેટલીક હકીકતો રજૂ કરેલી છે. આ પુસ્તકમાં બાવન દૃષ્ટાંતકથાઓ છે. એમાં જીવનનાં વિવિધ પાસાંઓનું જિબ્રાને પોતાની વિશિષ્ટ રીતિએ હૃદયંગમ આલેખન કર્યું છે.

૫

**પાગલ** : અનુ૦ ગોકળભાઈ પટેલ; પ્રા૦ સ્થા૦ ઉપર મુજબ; કિં૦ રૂ. ૧-૮-૦; પૃ૦ ૧૦૪.

જિબ્રાનના 'The Mad Man' નામના પુસ્તકનો આ અનુવાદ છે. એમાં જિબ્રાનની કેટલીક દૃષ્ટાંતકથાઓ અને કેટલાંક કાવ્યોનો સમાવેશ થાય છે. 'રખડતા રામ'ની પેઠે એમાં પાંત્રીસ કથાઓ છે. આ સંગ્રહમાં કથાઓ વધુ માર્મિક છે.

૬

**ભિક્ષુક** : અનુ૦ શિવમ્ સુંદરમ્; પ્રા૦ સ્થા૦ ઉપર મુજબ; કિં૦ ૦-૧૨-૦; પૃ૦ ૬૨.

અનુવાદકની નોંધ અનુસાર 'આ પુસ્તકમાં સંગૃહિત કરેલાં ખલીલ જિબ્રાનનાં કથાનકો અરબીમાંથી આ પહેલાં અંગ્રેજી તેમ જ ઉર્દૂ વગેરે સાહિત્યમાં હજી સુધી ગ્રંથસ્થ થયાં નથી' તેમ જ 'જિબ્રાને પોતાના આયુષ્યનાં અંતિમ વર્ષોમાં લખેલાં કથાનકોમાંથી થોડાંક ચૂંટેલાં કથાનકો' અત્રે રજૂ થયાં છે. એ ઉપરથી આ અઢાર કથાનકો કઈ કઈ ભાષામાંથી અનુવાદિત થયાં છે તે નિશ્ચિત કહી શકાય એમ નથી. 'રખડતા રામ', 'પાગલ' જેવી જિબ્રાનની કૃતિઓની માફક એમાં પણ દૃષ્ટાંતકથાઓ છે.

૭

**શાપિત આત્મા** : અનુ૦ શિવમ્ સુન્દરમ્; પ્રા૦ સ્થા૦ ઉપર મુજબ; કિં૦ રૂ. ૨-૦-૦; પૃ૦ ૧૪૮.

આ પુસ્તકમાં અનુવાદિત થયેલાં આઠ કથાનકો જિબ્રાનની કઈ કૃતિમાંથી લીધેલાં છે તેનો ઉલ્લેખ અનુવાદકે ક્યાંય કર્યો નથી. તેથી એને મૂળ કૃતિની સાથે સરખાવી જોવામાં મુશ્કેલી નડે છે. સાચી રીતે અનુવાદકે મૂળ કથાનકનો ઉલ્લેખ કરવો જરૂરી ગણાય.

વિશ્વવિખ્યાત મહાકવિ જિબ્રાનની કેટલીક કૃતિઓની સમાલોચના કરતાં જણાય છે કે, ક્લૉડ બ્રેગ્ડન કહે છે એમ, જિબ્રાનની સાહિત્યશક્તિનો સ્રોત આધ્યાત્મિક જીવનના કોઈ મહાન વારિરાશિમાંથી વહ્યો હતો; નહિ તો એ આટલો

બધો વિશ્વવ્યાપક અને સ્વયંભૂ ન હોય. પરંતુ, જે ભવ્યતા અને સુંદરતાથી એ શક્તિને તેમણે ભાષાના વાઘા પહેરાવ્યા તે બધા તેમના પોતાના જ હતા. જિબ્રાન પાસે એક વિશિષ્ટ દૃષ્ટિ હતી અને એમાંથી તે અપૂર્વ ફિલસૂફીને મૂર્ત કરે છે. દુનિયાના ઘણાખરા દેશોના લોકો એની કૃતિઓ પ્રત્યે આકર્ષાયા છે. આપણો દેશ એમાં અપવાદરૂપે ન જ રહી શકે. આપણા દેશમાં જુદી જુદી ભાષાઓમાં જિબ્રાનની કૃતિઓના અનુવાદ થઈ રહ્યા છે. થોડા જ વખત પર કાકાસાહેબે પણ 'मृगजळांतील मोती' નામનો સૂક્તિસંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે. મહાકવિની કૃતિઓના અનુવાદ આપણી ભાષામાં થાય એ ઇચ્છનીય છે જ. પરંતુ કાકાસાહેબ કહે છે એમ, 'કવિ-વિચારકોની વાણી વિચારપૂર્વક જ ગ્રહણ કરવી જોઈએ. કારણ કે અંધશ્રદ્ધા નાસ્તિકતા કરતાં પણ અધિક ભયાનક હોય છે.' તેથી જિબ્રાન વિશ્વ-વિખ્યાત મહાકવિ અને ફિલસૂફ છે, માટે એમની બધી જ કૃતિઓના અનુવાદ પાછળ લાગવું એ ઘેલછાભર્યું કહેવાય. જિબ્રાનની બધી કૃતિઓનો તલસ્પર્શી અભ્યાસ કરી સ્થળ-કાળનો વિચાર લક્ષમાં રાખી વિવેકપૂર્વક એમાંથી પસંદગી કરીને સંગ્રહ કરવામાં આવે તો તે વધુ આવકારપાત્ર ગણાય. વળી, અનુવાદકો ઘણી વાર અનુવાદ કરવામાં ઉતાવળ કરે છે અને તેથી જિબ્રાનની મૂળ કૃતિમાં જે માર્મિક તત્ત્વ હોય છે તે બરાબર જળવાતું નથી. તેથી એમાં પણ ખૂબ ધીરજની આવશ્યકતા રહે છે. જોડણીની બાબતમાં પણ કાળજી લેવી ઉચિત છે.

— સુ૦ ક૦

# માસિક વિવેચન

## ચર્ચિલ-સરકાર આવી

નવા વરસનાં સૌ વાચકોને અભિનંદન. નવા વરસની વધામણીમાં વિલાયતમાં ઍટલીની મજૂરપક્ષીય સરકાર દૂર થઈ અને ચર્ચિલની રૂઢિપક્ષ સરકાર સત્તા પર આવી, એ એક નોંધપાત્ર બનાવ ગણાય. જોકે તેને મોટી બહુમતી તો નથી મળી; તેથી કેટલાક કહે છે કે, વરસ બે વરસમાં તેને પણ છોડવું પડે એમ બને. એ તો બને ત્યારે વાત.

કેટલાક કહેવા લાગ્યા, ચર્ચિલ હિંદના હિતનો જાહેર શત્રુ ગણાય છે; તેથી તે સત્તારૂઢ થતાં હિંદને કાંઈ વિમાસણ નહીં ઊભી થાય? આ બીક જ ગણાય. કેમ કે હિંદ ઉપર હવે વિલાયતનો કશો લાગ રહ્યો નથી; જે બનવામાં સામે હાથ દેવા ચર્ચિલ તલપાપડ થતો હતો, તે બધું બની ચૂક્યું છે. એક બાબત રહે છે તે આપણા લેણાની; અને તે વિષે ચર્ચિલને કાંઈક ઘાલમેલ કરવાનો વિચાર હતો ખરો; પણ આજે તે હિંમત કરે કે કેમ એ જોવાનું છે. હજી સુધી એ વિષે કે હિંદ વિષે, એ કે એની સરકાર કાંઈ બોલ્યાં નથી. આજે બીજાં વસમાં કામો એટલાં બધાં તેમની સામે ઊભાં છે કે, એમાંથી નવરાશ જ ન હોય.

સત્તા પર આવતાંવેંત ચર્ચિલે એક પગલું ભર્યું તે એ કે, એણે પોતાનો તથા પ્રધાનોનો પગાર ઓછો કર્યો. વિલાયત સામે જે કટોકટીનો સવાલ અત્યારે ઊભો છે, એને પોતે બરોબર કેવી રીતે હલ કરવા ધારે છે, એના સૂચક ચિહ્ન રૂપે આ પગલું ગણાય. આજે બ્રિટન પર નાણાંભીડ અને જબ્બર દેવાનો સવાલ આવીને ઊભો છે. એના વેપારનું વાર્ષિક વલણ કરોડો પાઉંડનું ઊભું છે; તે કેમ કરીને પતવવું એ સવાલ છે.

## સામ્રાજ્યનો અંત

ઇંગ્લંડની અત્યારની દશા, ખરું જોતાં, અણધારી કે નવાઈ પમાડે એવી ન ગણાય. જાહોજલાલીના દિવસોનું જીવનધોરણ, તે દહાડા જવા લાગે ત્યારે પણ, ચાલુ રાખવું હોય કે ચાલુ રહે, તો એમ જ થાય. સામ્રાજ્યના વેપાર પર તે દેશે પોતાની જાહોજલાલી મેળવી. ગાંધીજી જેવાએ વેળાસર ચેતવેલા કે, એ વેપાર પાપરૂપ છે, તે દૂર કરો, નહીં તો તેની મેળે દૂર થશે; અને ત્યારે અણધારી વિમાસણ આવશે. હિંદ, ઇરાન, ઇ૦ દેશોએ, બીજા વિશ્વયુદ્ધના નવયુગમાં એ પાપને દૂર કર્યું. હવે ઇજિપ્તે પણ ડોકું ઊંચું કર્યું છે, અને ઇંગ્લંડ ત્યાં ફાંફાં મારે છે. એમાં ખર્ચ તો થશે, પણ આવકનાં બારાં બંધ થશે. તેથી નાણાંભીડ વળી વધશે.

આ બધી અકળામણ અને મૂંઝવણમાંથી રસ્તો એક જ છે અને તે સામ્રાજ્યનો અંત આવ્યો છે એ ભૂમિકા સાફ શબ્દોમાં સ્વીકારીને આગળ ચાલવાનો. પણ કદાચ ચર્ચિલના સ્વભાવમાં જ આ શક્ય ન હોય. છતાં તે એની ઉપર થઈને જો વર્તી શકે, તો એણે

જે દાવો કર્યો છે તે ખરો પડે કે, મને લડાઈ જીતતાં જ નહિ પણ શાંતિ જીતતાં પણ આવડે છે. તેને એમાં યશ મળે તેમાં જગતની પણ ભલાઈ જ છે. આ સાધવા માટે પણ તેણે હવે હિંદની મૈત્રી જ સાધવી જોઈશે. આપણી જોડેનો વેપાર — જે કાંઈ ચાલે તે — છોડયે કે ખોયે તેને પાલવે એમ નથી. આપણે પણ જગતની શાંતિ અને માનવકુટુંબના સમગ્ર સુખ માટે અને તેના પાયા ઉપર જ આપણી સ્વતંત્રતાનું ચણતર કરવા માગીએં છીએ; એને માટે કોઈને તરછોડવા કે અવગણવા માગતા નથી.

**શાંતિની શોધમાં**

આજે જગત એવું એકગાંઠે સંકળાયું છે કે, રાષ્ટ્રોનાં પોતપોતાનાં સુખદુઃખ પણ જગતની સમગ્ર શાંતિ પર અસર કરે છે. અને તેમ જ બને. અંતે જોતાં જગતનાં રાષ્ટ્રો એકબીજાનાં પડોશી છે. લેવડદેવડ, વેપાર રોજગાર, અવરજવર, ૪૦ થયા જ કરે છે. આ બાબતોમાંથી જ શાંતિનો ભંગ થવાની ભીતિ ઊભી થાય છે. એટલે જુદા જુદા દેશો પોતાનું સમગ્ર કારભારું કઈ રીતે ચલાવે છે, તેના ઉપર શાંતિનો આધાર રહે છે; તેમાં જો દ્વેષ, અસૂયા, લોભ, ધૂર્તતા, એકલપેટાપણું ૪૦ હશે, તો શાંતિ ઝાઝો વખત રહી નહિ શકે. એટલે છેવટે જઈને જોતાં, રાષ્ટ્રો પોતાનું ઘર સાર્વત્રિક માનવકલ્યાણ અને સર્વોદયના વ્યાપક મુદ્દા પર જો ન ચલાવે, તો જગતની શાંતિ ફાંફાં ગણાય.

આજે જગતનાં પ્રમુખ રાષ્ટ્રો કયા સિદ્ધાંત ઉપર પોતાનું નાવ હંકારે છે? ટૂંકામાં એનો જવાબ હમણાં બ્રિટિશ વિદેશમંત્રી ઈડને આપ્યો — 'નેગોશિયેટિંગ પીસ વિથ સ્ટ્રેન્ગ્થ': બળ એકત્રિત કરો અને એના જોરે શત્રુ જોડે શાંતિની વાટાઘાટ કરો તો ફાવશો. અને બળનો અર્થ આત્મબળ કે પ્રેમબળ નથી જ; શસ્ત્રબળ જ સમજાયું છે. આ સૂત્ર જગતને શાંતિ આપી શકે? એનાથી શું બને છે — ખરેખર પ્રત્યક્ષ વ્યવહારમાં — તે જોઈએ.

ઘર પાસેથી જ શરૂ કરીએ તો, કાશ્મીર અંગે હિંદ ને પાકિસ્તાનને આંટી પડી છે. સારા નસીબે, બંને પક્ષે શસ્ત્ર હેઠાં કર્યાં છે, પણ મોરચા પર ખડી ફોજો તો ઊભી જ છે. આથી બંને રાષ્ટ્રોનો કેટલો બધો પૈસો પ્રજાના પેટમાંથી શસ્ત્રાસ્ત્ર પાછળ જાય છે? એવી જ દશા બ્રિટનની છે. ક્યારે રશિયા જોડે લડવું પડે? માટે તૈયાર રહેવું જોઈએ. તેથી ચર્ચિલ હંમેશ શસ્ત્રસજ્જતામાં કમી થાય તો તરત એટલી-સરકાર પર કૂદી પડતો. હવે તો એ જ સરકાર છે. પછી પ્રજાને નાણાંભીડ ને દેવું થાય તેમાં શી નવાઈ? એમ જ ઓછેવત્તે અંશે બધા દેશોમાં ચાલે છે. આ એક વિષચક્ર બની ગયું છે. તેમાંથી કેમ કરતાં નીકળાય?

જવાહરલાલજીએ પાકિસ્તાન અને જગત આગળ એક રસ્તો સૂચવ્યો છે કે, ઝઘડો થાય તોય યુદ્ધથી તે ઉકેલવો નથી એવો સંકલ્પ કે કરાર કરવો; પછી અને તો જ ઝઘડાનો શાંતિમય ઉકેલ જડશે ને મળી શકશે. પણ આજે તો એ વાત કોઈને ગળે ઊતરતી નથી. અને 'બળ દ્વારા શાંતિ', 'શાંતિ માટે યુદ્ધ' — એવાં એવાં શબ્દસૂત્રો દ્વારા એ જ જૂની મારામારી અને સામ્રાજ્યવાદી બદદાનતો સેવાયે જાય છે. જગતે થાકીને જ શાંતિપાઠ શીખવો પડશે કે શું? તે ઘડીએ હિંદ કાંઈ શીખવી શકે એવું હશે કે તેય બધાં ભેગું એક બન્યું હશે? ચૂંટણી પછી નવી સરકારો રચાશે તે પરથી કાંઈક આપણી રૂખનો ક્યાસ આવી શકશે. જેઓ કૉંગ્રેસની શાંતિ- અને સર્વોદય- વાદી નીતિ સામે થઈ રહ્યા છે, તેઓ આ વ્યાપક નજરે પણ વિચાર કરે તો કેવું સારું? કૉંગ્રેસે આ વસ્તુ ભારતના બધા મતદારો આગળ બરોબર સ્પષ્ટ કરવી જોઈએ. ચૂંટણી-જંગમાં આ જો થાય તો તે એક મોટો લાભ થયો ગણાય.

૨૩-૧૧-'૫૧

**"કૉંગ્રેસને રામરામ"**

ગુજરાતના કેટલાક જૂના કૉંગ્રેસ-સેવકો તરફથી હમણાં હમણાં વિચિત્ર શબ્દો સાંભળવા મળે છે. એમાંનો એક બોલ આ છે — 'કૉંગ્રેસને રામરામ'. કૉંગ્રેસનું જે દર્શન આજ સુધી દેશને મળ્યું છે, તે જોતાં આ કારમાં વેણ છે. એ કોને રામરામ કરી રહ્યા છે તે નથી સમજતા એમ તો કેમ કહેવાય? પરંતુ કોઈ ને કોઈ કારણે રાગદ્વેષ કે ક્રોધ મોહનું પડ આવી ગયું છે, તે જ આવાં વેણ કઢાવે છે, એમ કહેવું જોઈએ. કૉંગ્રેસ દેશની એકમાત્ર આશા અને

બળ હતી અને આજેય છે. એની તાકાત ગરીબોની સેવામાં રહેલી છે, અને જગત માટે શાંતિપાઠ જપવામાં તેનાં મૂળ રહેલાં છે. આ દાવો આજેય ઇન્કારવો અઘરો છે. આઝાદીની લડતના યુગમાં મુખ્યત્વે મધ્યમ વર્ગે આ સ્વપ્નું જોયું ને તેણે કોંગ્રેસની શક્તિ સર્જી. આજે મધ્યમ વર્ગ વસમી ઘડીએ આકુળવ્યાકુળ થઈને આ ભૂલતો લાગે છે. તે પોતાનો લાભ જ જુએ છે. ગરીબને સારુ જે રાજનીતિ હોય તે સર્વોદયની કે 'અંત્યોદય'ની નીતિ છે, એ ગાંધીજીની શીખ તેને આજે ગમતી નથી. તે પોતાનાં સ્થાપિત હિતોની વસમી રક્ષામાં ફસાયો છે. તે તો આજના યુગની સામે છે; તેથી તે ન ફાવે; આથી તે વળી અકળાય છે. આમાંથી ક્રોધ અને દ્વેષ ખૂબ જ પ્રકોપ પામ્યાં છે. પેઢીઓથી પોતાની જ માનેલી સંસ્થાને રામરામ કહેવા જેવાં વેણ આ જાતના પ્રકોપ વગર ઉદ્ભવી ન શકે. પરમેશ્વર આપણને સદ્બુદ્ધિ અને શાંતચિત્તતા આપો.

૨૩-૧૧-'૫૧

## નેપાળમાં પાછી ક્રાંતિ

થોડા માસ ઉપર એક ક્રાન્તિ થઈ અને નેપાળે આધુનિક યુગની રાજપદ્ધતિમાં પગલું માંડયું હતું. તે પગલામાં અમુક કચાશ રાખવી પડી હતી; નેપાળનાં સૈકાજૂનાં રાજવી કુટુંબોના રાણાઓનું વર્ચસ તે પગલામાં જળવાયું હતું. તેમની જોડે પ્રજાપક્ષના નેપાળી પ્રજાજનો જોડાયા હતા. એ જોડાણ ફાવ્યું નહીં ને નેપાળના રાજાએ હિંમતભેર તે સુધારી લઈને પોતાની પ્રજાના નાયકોને જ હવે રાજ્યની લગામ સોંપી છે. આને માટે તે રાજાને ધન્યવાદ ઘટે છે. એ યોજનાને રાણાઓએ અને પ્રજાએ બંનેએ મળીને સફળ કરવી જોઈએ. તો નેપાળમાં ક્રાંતિનો વેગ ખૂબ વધશે એ નક્કી છે. રાણાઓએ યુગબળનાં એંધાણ પારખી લઈ પોતાની તલવારો મ્યાન કરવી ઘટે. પ્રજાએ નવી શક્તિ મળેલી જોઈ ખામોશી અને મગજનું સમતોલપણું જાળવવું જોઈએ. નેપાળનો રાજા ત્રિભુવનસિંહ ડાહ્યો અને ચતુર પુરુષ લાગે છે. તેણે શરૂ કરેલું કામ તે બાહોશીથી પાર પાડે, એવી સૌની હૃદયની ઇચ્છા હશે.

૨૩-૧૧-'૫૧

## ધર્મતીર્થનો કબજો

પોતાના ધર્મતીર્થનો કબજો પરધર્મી પાસે હોય, એ સ્થિતિ ઇતિહાસમાં ભારે ક્લેશ અને કલહનું બીજ બની છે. જુઓ જેરુસલેમ. તાજેતરમાં આપણે ત્યાં શીખોના પવિત્ર તીર્થ નાનકાના સાહેબ અંગે આ બન્યું છે. ભાગલા પડયા તેમાં આ તીર્થ પાકિસ્તાન તરફ ગયું છે. શીખો દર વરસે નાનકજયંતી (કારતકી પૂનમ) પર આ તેમના જન્મસ્થાનની યાત્રાએ જાય છે. પણ પરાયા દેશમાં પ્રવેશની મુશ્કેલી; ઉપરાંત જનારની સલામતીનો પણ પ્રશ્ન હતો. તેમાંથી કાંઈક ઉકેલ નીકળ્યો છે અને શીખો અમુક મર્યાદામાં આ વરસે નાનકાના સાહેબ જઈ શક્યા, તે આનંદની વાત છે. આમાં જે કૃત્રિમતા રહી છે તેય જવી જોઈએ અને યાત્રાનાં ધામોમાં લોકો સુખે જઈ શકે એવો સંબંધ સરજાવો જોઈએ. નહિ તો આંતરાયેલાં દિલોમાં અનિષ્ટ આગ ધૂંધવાતી થાય છે, જે સારું નથી. આવી પરિસ્થિતિ માટે 'યુનેસ્કો' અને 'યુનો'એ પણ કાંઈક વિચાર કરી નીતિ ઉત્પન્ન કરવી જોઈએ.

૨૩-૧૧-'૫૧

## શબ્દવ્યૂહ કે શબ્દજાળ ?

અમદાવાદના યુવક મંડળ તરફથી એક ચર્ચા હમણાં ગોઠવાઈ હતી કે 'શબ્દવ્યૂહ એ જુગાર છે કે નહિ.' ચર્ચાનો મુખ્ય સૂર, તે જુગાર છે, એ તરફનો હતો. એ ચર્ચા સાંભળી મને એક ખ્યાલ આવ્યો કે, આ હરીફાઈનું તત્ત્વ સંતાકૂકડી જેવું છે. પરીક્ષકોએ શબ્દજાળ પાથરી છે; તેમાંથી જે ઉકેલ ખરો માન્યો છે તે એક જગ્યાએ સંતાડયો છે, જે વખત ઉપર કહેવાશે. હરીફોને કહેવામાં આવે છે કે, તમે તે ખોળી કાઢો. આમાં સંતાકૂકડી કે ભુલભુલામણીનો રસ આવતો હશે. આ વસ્તુ માટે સમર્પક પર્યાય 'શબ્દવ્યૂહ' છે કે શબ્દજાળ? 'શબ્દજાળ' વધારે સારો શબ્દ નથી?

એને શબ્દપ્રપંચ પણ કહેવા ઇચ્છો તો કહી શકો. કેમ કે પ્રપંચમાં ફસાવા જેવી જ એ વાત છે. એક જણે આ શબ્દજાળનું ગણિત કરી બતાવ્યું છે. તે કહે છે કે ૧૮ ચાવીઓવાળા ખેલમાં બધી રીતે જોતાં કુલ ૨,૬૨,૧૪૪ જવાબોમાં એક સાચો જવાબ છે.

" કાંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે " — એ પ્રપંચનું લક્ષણ છે. તેમ જ આ શબ્દજાળનું પણ છે.

આજે દેશને માટે વાખાના દહાડા છે — દુનિયા આખીને માટે એમ જ છે. તે સ્થિતિમાં ગરીબ કે સાધારણ સ્થિતિના લોકો બે ચાર આના કે રૂપિયા બે રૂપિયામાં ૨૫–૩૦ હજાર મળી જવાનો જુગાર ખેલવા પડાપડી કરે છે. આવી સ્થિતિ માટે જ પેલી કહેવત હશે કે, 'લોભિયા હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે'. કાંઈક લોભ પર કાબૂ રાખીએ, કાંઈક સાચા પુરુષાર્થ તરફ વળીએ, લોકોને આ શબ્દજાળના પ્રપંચમાં કેમ ખુવાર થવાય છે તે બતાવીએ, તો જ અત્યારે આ ચડતા જુવાળમાં આવેલી આ બલા ઓટ અને નાબૂદી ઉપર આવે. સરકારને પણ ત્યારે જ શું કરવું એ રસ્તો સૂઝી શકશે.

૨૩–૧૧–'૫૧

**કેટલાક પર્યાયો**

વાચકને ખબર છે કે, ગુજરાત યુનિવર્સિટીએ પોતાનું વહીવટી કામકાજ ગુજરાતી મારફત ચલાવવાનું શરૂ કરી દીધું છે. તે શરૂ કરવાનો વિચાર ચાલતો હતો ત્યારે તેના કેટલાક સંચાલકોને અમુક અંદેશો હતો કે તે ફાવશે કે કેમ, તે ઘણે ભાગે દૂર થયો છે; અને તેમાંના એકે તો મને કહ્યું કે, ગુજરાતી આમ કામ દઈ શકે એવી ધારણા નહોતી. ભાષાના વિકાસમાં 'યથા ભાષકઃ તથા ભાષા' — એ સૂત્ર યાદ કરીએ તો આમાં નવાઈ જેવું કશું નથી. એમ જ વિદ્યાના હરકોઈ વિષયમાં પણ બને — જો આપણે થોડીક માનસિક સ્ફૂર્તિ અને ભાષાશક્તિનું ધ્યાન રાખીને ચાલીએ તો.

આને મદદરૂપ થવા માટે કેટલાક પારિભાષિક શબ્દોના પર્યાયો રૂઢ કરવા જોઈએ. હરેક વિદ્યા અને વહીવટના વિષયોમાં આ કામ હવે શરૂ થવું ઘટે છે. યુનિવર્સિટી-વહીવટમાં વારંવાર વપરાતા ત્રણ શબ્દ અત્યારે યાદ આવે છે — સ્ટૅટ્યૂટ, ઑર્ડિનન્સ, રેગ્યુલેશન. સેનેટ જે ઠરાવ કરે તે યુનિવર્સિટીનો ધારો બને છે; તેને સ્ટૅટ્યૂટ કહે છે. તેના વહીવટ અંગે જે ધોરણ ઘડી બતાવનારો ઠરાવ સિન્ડિકેટ કરે તેને 'ઑર્ડિનન્સ' કહે છે. અને વિદ્યાસભા કે અકૅડેમિક કાઉન્સિલ વિદ્યા અંગે જે નિયમો ઘડતા ઠરાવ કરે તેને 'રેગ્યુલેશન' કહે છે. ગુજરાતીમાં આ ત્રણને માટે અનુક્રમે ધારો (સ્ટૅટ્યૂટ), ધોરણ (ઑર્ડિનન્સ), અને નિયમ (રેગ્યુલેશન) એ શબ્દો સારા સમર્પક લાગે છે. યુનિવર્સિટીનાં ધારાધોરણ અને નિયમો પ્રમાણે તેનું બધું તંત્ર ચાલે છે.

૧૨–૧૧–'૫૧

**ઉચ્ચ શિક્ષણનું માધ્યમ**

ગુજરાત યુનિવર્સિટીની વહીવટભાષા ઉપરાંત તેના માધ્યમનો પણ વિચાર કરવામાં આવ્યો છે. આ જાતનો વિચાર મુંબઈ રાજ્યની યુનિવર્સિટીઓમાં આપણી યુનિ૦ પહેલ પ્રથમ કરે છે, એ નોંધપાત્ર બીના ગણાય. આમ જ વડોદરા યુનિવર્સિટીએ કરવું જોઈએ. સ્વ૦ શ્રી સયાજીરાવ ગાયકવાડના નામ સાથે જોડાયેલી એ યુનિવર્સિટીએ આ કામ તરત શરૂ કરવું ઘટે. તે સંસ્થા એકસ્થ છે અને 'ઍફિલિયેટિંગ' પણ નથી. ખેદની વાત છે કે, આવા મહત્ત્વના વિષયમાં તેણે પાંચ વરસની રાહ જોવાનો — એટલે કે જૂનું ચાલે છે તેમ અંગ્રેજીમાં ચલાવવાનો ઠરાવ કર્યો છે. ગુજરાતની એ બીજી યુનિ૦ ગણાય. તેણે ગુજરાત યુનિ૦ જોડે, આ બાબતમાં કદમ મિલાવીને ચાલવું ઘટે. ગુજરાત યુનિવર્સિટીએ જે ઠરાવ કર્યો છે તે નીચે પ્રમાણે છે —

"(૧) ગુજરાત યુનિવર્સિટીનું શિક્ષણ અને પરીક્ષણનું માધ્યમ ગુજરાતી અને/અથવા હિંદી રહેશે;

(૨) આ ઠરાવને સંપૂર્ણ રીતે અમલમાં લાવવા માટેની મુદત સાત વર્ષની ઠરાવવામાં આવે છે અને આ સમય દરમિયાન શિક્ષણ અને પરીક્ષણનું માધ્યમ અંગ્રેજી ચાલુ રહી શકશે.

(૩) સાત વર્ષની આ મુદત દરમિયાન આવતા વર્ષથી બનતી શરૂઆત કરીને દર વર્ષ ક્રમે ક્રમે આગળ વધીને કઈ રીતે આ ઠરાવનો અમલ કરવો તેનું સમય-પત્રક વિચારી કાઢીને રજૂ કરવા માટે એક સમિતિની

નિમણૂક સિન્ડિકેટે કરવી અને તેમાં મે. વાઈસ-ચાન્સેલર સાહેબ, મે. રેક્ટર તથા રજિસ્ટ્રાર ઉપરાંત બીજા ૮ સભ્યો નીમવા. સમિતિએ પોતાનું કામ ચાર માસમાં પૂરું કરવું અને આવતા વરસે શી રીતે શરૂઆત કરવી તે વિષે પહેલો રિપોર્ટ બે માસની અંદર આપવો.

(૪) આ સભા વિશેષમાં એમ ઠરાવે છે કે યુનિવર્સિટી એજ્યુકેશન કમિશને (રાધાકૃષ્ણન સમિતિએ) પોતાના અહેવાલમાં રાષ્ટ્રભાષા તથા અંગ્રેજીના શિક્ષણ માટે જે સૂચના કરી છે તેને લક્ષમાં રાખીને આ યુનિવર્સિટીએ પોતાનો શિક્ષણક્રમ તે ભાષાઓ પરત્વે યોજવો, તેમ જ યોગ્ય પાઠ્યપુસ્તકો તૈયાર કરાવવામાં તેમાંની પરિભાષા સંબંધની સૂચનાને અને ત્યાં લગી અનુસરવું."

આ ઠરાવ એટલું સ્પષ્ટ કરે છે કે, અંગ્રેજી સાત વરસમાં માધ્યમ તરીકે દૂર થશે. તે કામ કરવામાં 'ગુજરાતી અને/અથવા હિંદી'ની મદદ લેવામાં આવશે. આ તો બહુ વ્યાપક વાત થઈ; તે વાત તો ગુ૦ યુ૦-ના કાયદામાં પણ કહી છે. તે જ આ ઠરાવમાં ફરી કહેવાથી અમુક અસ્પષ્ટતા અને બાંધાભાર્યાપણું રહ્યું છે. પણ તે વિચારવા નિમાયેલી ખાસ માધ્યમ સમિતિ એ દૂર કરશે એમ મનાય. આ સમિતિએ પોતાનું કામ ગુજરાતને શોભે એ ઢબે ઉકેલવું જોઈએ.

૨૨–૧૧–'૫૧

## હિંદી માધ્યમ ન હોય

ઉપરના ઠરાવમાં હિંદી માધ્યમ તરીકે પણ હજી ગણાવ્યું છે, એ દુઃખની વાત છે. આ પત્રમાં એ બાબતમાં સારી પેઠે ચર્ચા થઈ છે. છતાં કેટલીક બાબતો વારંવાર યાદ કર્યા કરવી પડે છે, એવી આ એક બાબત થઈ પડી છે. તેથી ટૂંકામાં, આ પ્રશ્ન વિષેના થોડાક મુદ્દા નીચે યાદ કરી જવા જોઈએ —

૧. હિંદી ગુજરાતની સ્વભાષા ન હોવાથી તત્ત્વતઃ જોતાં તે માધ્યમ ન બની શકે; પરંતુ રાષ્ટ્રભાષા તરીકે તેનો અભ્યાસ ફરજિયાત બી. એ. સુધી થવો જોઈએ.

૨. "હિંદી દેશની બીજી ભાષાઓ કરતાં એવી ચડિયાતી નથી કે બીજા પ્રાંતના લોકો પોતાના જ પ્રદેશમાં ને પોતાની ભાષા માટે તેનાથી ઊતરતું પદ સ્વીકારવા મન કરે." (રાધાકૃષ્ણન રિપોર્ટ)

મતલબ કે, હિંદીને માધ્યમ તરીકે લેવા જઈએ તોય તેનાથી કામ નથી સરતું. તેની તુલનામાં ગુજરાતી વધારે તૈયાર માધ્યમ છે.

૩. આજે ગુજરાતમાં હિંદી એટલી બધી કે એવી નથી ફેલાયેલી કે, તેને માધ્યમ તરીકે વાપરી શકાય. એટલે વ્યવહારથી પણ હિંદીને માધ્યમ તરીકે લેવામાં ઉઘાડો વાંધો છે. અને એ બરોબર ફેલાય ત્યાં સુધી અંગ્રેજી માધ્યમ ન બદલવું, એ તો કોઈ ભાગ્યે કહેશે.

૪. ઉચ્ચ વિદ્યાઓ અને સંશોધનનું માધ્યમ હિંદી હોય એવો એક મત છે; તે પણ વધારેપડતો છે. એ મતવાળા એમાંથી ચાહે છે તો કેવળ પરિભાષામાં અને તેટલી એકવાક્યતા. આ સાધવાને માટે હિંદી મદદ ન કરી શકે. તે ભાષામાં પણ પરિભાષા તો રચવાની છે. એટલે પરિભાષા રચવા વિષે અમુક સિદ્ધાંતી એકવાકયતા બધા પ્રદેશમાં હોય, એ જરૂરનું ગણાય. તેને ઠેકાણે બીજી ભાષાને માધ્યમ મૂકી નાખવું, એ તો કોઈ રીતે ન્યાયી નથી.

૫. આજે હિંદીનો અભ્યાસ બધે શરૂ થવો જોઈએ, જેથી આંતરપ્રાંતીય તથા રાષ્ટ્રીય વ્યવહારોને માટે સાધન તૈયાર થઈ જાય. દેશની એકતાને માટે એ જરૂરી છે; નહિ કે હિંદીને શિક્ષણ-પરીક્ષણનું માધ્યમ બનાવવું.

૬. હિંદીને માધ્યમ રાખવા જતાં વિષયોનું જ્ઞાન પાછળ રહેશે અને કાંઈક અંગ્રેજીએ કરેલી લીલા નવે દેશી રૂપે ઊભી થશે. આથી લોકશાહીનો વિકાસ રૂંધાશે અને જ્ઞાનનો સંચાર પ્રજાવ્યાપી નહિ રહે.

૨૨–૧૧–'૫૧

## ગ્રંથપાલ-વિદ્યાની તાલીમ

નવા જમાનાનાં અનેક વિશેષ લક્ષણોમાં એક ગ્રંથ અને વર્તમાનપત્રની અઢળક પેદાશ ગણી શકાય. એમાંથી ગ્રંથાલયો અને વાચનાલયોની સંસ્થા જાગી છે અને એના જબરા મોટા ઢેરમાંથી શું લેવું શું છોડવું,

અમુક જોઈએ છે તે ક્યાં મળશે, ક્યાં નહિ, એ પ્રશ્નો જાગ્યા છે. આથી ગ્રંથપાલ જ નહિ, તેના કામની પણ એક વિદ્યાશાખા નિર્માણ થઈ છે. એટલે તેની તાલીમની જોગવાઈ કરવી જોઈએ. તેને માટે સરકારે પ્રાદેશિક ગ્રંથાલયોની મદદથી અને તેનાં સલાહકાર બોર્ડો મારફતે ગ્રંથપાલ-તાલીમ-વર્ગોની શરૂઆત કરી છે. આવો વર્ગ ગુજરાતને માટે તા. ૧૯–૧૧–'૫૧ના રોજ ગૂજરાત વિદ્યાપીઠમાં શરૂ કરવામાં આવ્યો છે. અત્યાર સુધી મુંબઈ રાજ્યમાં ગ્રંથપાલ-તાલીમની સરકારી વ્યવસ્થા નહોતી. મુંબઈ યુનિ૰ મૅટ્રિક માટે બે વરસનો અને ગ્રેજ્યુએટ માટે એક વરસનો અભ્યાસક્રમ ચલાવતી અને તેનું પ્રમાણપત્ર આપતી આવી છે. આ કામ અંગ્રેજીમાં થતું. તેથી સામાન્ય ગ્રંથપાલો કે જે પ્રદેશ-ભાષામાં કામ કરે છે, તે એનો લાભ નહીં લઈ શકતા. ગુજરાતમાં ગાયકવાડ સરકારે પોતાની પુસ્તકાલય પ્રવૃત્તિ માટે અમુક તાલીમની જોગવાઈ કરેલી. તેની અવધિ થોડા દિવસની રહેતી. સરકારે તેના ત્રણ ભાષા-પ્રદેશોમાં તે તે ભાષામાં ચાલતા વર્ગો શરૂ કર્યા છે. તેની મુદત ૭ અઠવાડિયાં છે. કામ કરતા ગ્રંથપાલો ઉપરાંત તેની તાલીમ લેવા ઇચ્છતા સ્વતંત્ર ઉમેદવારો પણ જોડાઈ શકે છે. સરકારે નોંધણી પરનાં ગ્રંથાલયોના ગ્રંથપાલોને ફી માફ રાખી છે અને તેમના ખર્ચ પેટે તે રૂ. ૫૦ આપશે. સ્વતંત્ર ઉમેદવારે રૂ. ૨૦ વર્ગ-ફી આપવાની છે. ગૂજરાત વિદ્યાપીઠમાં શરૂ થયેલા વર્ગમાં ૧૪ ગ્રંથપાલો ઉપરાંત ૨૧ સ્વતંત્ર ઉમેદવારો મળી કુલ ૩૫ વિદ્યાર્થી જોડાયા છે. તેનો ઉદ્‌ઘાટન-વિધિ શ્રી. હરસિદ્ધભાઈ દિવેટિયાને શુભ હસ્તે થયો.

વર્ગમાં નીચેના ચાર વિષયો રાખવામાં આવ્યા છે:

૧. ગ્રંથોનું વર્ગીકરણ તથા યાદીની પદ્ધતિઓ.
૨. ગ્રંથાલયનું વહીવટકામ, લેવડદેવડ, ગ્રંથરક્ષા, હિસાબકિતાબ વગેરે.
૩. ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ અને તેનો ગ્રંથ-પરિચય.
૪. સામાન્ય જ્ઞાનની વૃદ્ધિ, જેથી ગ્રંથપાલ વાચકોને મદદરૂપ થઈ શકે.

આ શીખવવાનું કામ અમદાવાદના મુખ્ય ગ્રંથાલયોના ગ્રંથપાલો તથા બહારના નિષ્ણાતો કરશે.

આ વિદ્યાનું ખેડાણ ગુજરાતી ભાષા દ્વારા કરવા માટે ગુજરાત યુનિવર્સિટીએ એક વ્યવસ્થિત લાંબો અભ્યાસક્રમ અને પરીક્ષા યોજવાં જોઈએ, જેથી ગુજરાતની ગ્રંથાલય-પ્રવૃત્તિ માટે તાલીમ પામેલા ગ્રંથપાલો મળતા રહે. આ વિષેનું સાહિત્ય પણ આપણી ભાષામાં રચાતું થવું જોઈએ.

૨૪–૧૧–'૫૧ મ૰

## ગુજરાતમાં ગ્રામઉદ્યોગ પ્રવૃત્તિ

મુંબઈ પ્રાંતમાં ગ્રામઉદ્યોગ પ્રવૃત્તિને વિકસાવવા માટે મુંબઈ સરકારે તા. ૨૪–૮–૧૯૪૬ના રોજ એક બિન-સરકારી સમિતિ નીમી હતી. તેનો ગુજરાત વિભાગનો ત્રિવાર્ષિક અહેવાલ (૧૯૪૭–૪૮ થી '૪૯–૫૦) થોડા સમય ઉપર બહાર પડ્યો છે. બીજા પ્રાન્તોની સરખામણીમાં ગુજરાતના અમુક ભાગમાં ખેતી અને ઉદ્યોગો સારાં ચાલે છે. એટલે કેટલાકનો એવો ખ્યાલ છે કે, ગુજરાતમાં ગ્રામઉદ્યોગોની પ્રવૃત્તિ વિકસાવવા અવકાશ નથી. પણ ગાંધીજીએ યોજેલાં બીજાં રચનાત્મક કામોને જેમ ગુજરાતમાં સ્થાન છે, તેમ ગ્રામઉદ્યોગને પણ સ્થાન છે જ. આ સ્થાન કેવું અને કેટલું છે તે બાબત ઉપરનો અહેવાલ વાંચવાથી કંઈક ખ્યાલ આવે છે. અહેવાલ ગ્રામઉદ્યોગ સમિતિ-ભલાડા (જિ. ખેડા) તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

ગ્રામઉદ્યોગમાં મુખ્ય સ્થાન ખાદીને હોય એ સ્વાભાવિક છે. તે કામ ગુજરાતમાં થોડેઘણે અંશે ૧૯૨૦ની સાલથી ચાલે છે. તેને અત્યારના રૂપમાં ચલાવવામાં મહાગુજરાત ખાદીમંડળે મહત્ત્વનો ફાળો આપ્યો છે. મંડળે જે કેન્દ્રો ઊભાં કરેલાં તેમને જ મોટે ભાગે આજે ગ્રામઉદ્યોગ સમિતિ સરકારી મદદ આપે છે. પણ ખાદીકામ ઉપરાંત ગ્રામોદ્યોગ સમિતિ નીચેના વિવિધ ઉદ્યોગોને વિકસાવવાનો પણ પ્રયત્ન કરે છે:

તાડગોળ, મધમાખી ઉછેર, ઘાણી, હાથછડતા ચોખા, હાથકાગળ, સાબુ, ઊનકાંતણ, શણકામ,

આ ઉદ્યોગો માટે જુદે જુદે અનુકૂળ સ્થળે પ્રયોગો કરવાની અને તેને લગતું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવી હતી તથા સરકાર તરફથી બનતી મદદ આપવામાં આવી હતી. તે મુજબ વધુ પ્રયત્ન કરવા માટે નિશ્ચિત રૂપમાં દેશવ્યાપી યોજના હાથ ધરવામાં આવે એ જરૂરી છે. છૂટક છૂટક એકે એકે ઉદ્યોગ લઈને પ્રયત્નો કરવાથી થોડોઘણો લાભ અવશ્ય થાય, પણ આર્થિક વિકાસ માટે સળંગ નિશ્ચિત દૃષ્ટિબિંદુવાળી યોજના ન હોય, તો થીંગડાં માર્યા જેવું થાય અને સરવાળે ગ્રામઉદ્યોગ આજના જમાનામાં ચાલી શકે તેમ નથી એવું કદાચ દેખાય. માટે ગ્રામોદ્યોગને આપણા રાષ્ટ્રીય જીવનમાં શું સ્થાન છે અને તેને કેવી રીતે ઉત્તેજન આપવું જોઈએ તે ભારતીય પંચવર્ષીય યોજનામાં સાફ કરવું જોઈએ અને એ મુજબ આખી પ્રવૃત્તિ ચલાવવી જોઈએ.

## બોચાસણ કેન્દ્રની પ્રવૃત્તિ

બોચાસણમાં ગૂજરાત વિદ્યાપીઠ તરફથી શ્રી. વલ્લભ વિદ્યાલય ગ્રામ-સેવાના કેન્દ્ર તરીકે ચલાવવામાં આવે છે. તેમાં પાયાની કેળવણીની શાળા, ઉદ્યોગ-તાલીમ વર્ગો અને ખાદીકામ ચાલે છે. તે ઉપરાંત તેની છાયામાં પણ સ્વતંત્ર રીતે બીજી પ્રવૃત્તિ ચાલે છે. તેમાં ખાદી સરંજામ કાર્યાલય, ગૌશાળા અને દવાખાનાનો સમાવેશ થાય છે. તેમાંથી છેલ્લી બે પ્રવૃત્તિનો ૧૯૫૦ની સાલનો અહેવાલ થોડા વખત ઉપર મળ્યો છે. તેમાંથી જાણવા જેવી હકીકત નીચે મુજબ છે:

૧. દવાખાનું: દવાખાનું શરૂ થયે ૧૬ વરસ પૂરાં થયાં. શ્રી. ગંગાબહેન વૈદ્યે પોતાના વૈદગુરુ હકીમ યુસુફ સાહેબની યાદગીરીમાં શરૂ કરેલું આ દવાખાનું હાલમાં શ્રી રવિશંકર મહારાજના પુત્ર પંડિત મેધાવ્રતજી સંભાળે છે અને તેનો આજુબાજુનાં ગામોના લગભગ પાંત્રીસ હજાર દરદીઓ દર વરસે લાભ લે છે. દરદી પાસેથી દવાના ખર્ચ પેટે ફક્ત એક પૈસો લેવામાં આવે છે. ત્યારે દરદી દીઠ ખર્ચ સાડાઆઠ પાઈ આવે છે.

હવે ત્યાં આંખનાં દરદોની સારવાર માટે દર શનિવારે આણંદથી ડૉ. દોશી આવે છે. તેઓ ગુજરાતમાં ઠેરઠેર નેત્રયજ્ઞ ગોઠવે છે. એવા નવ નેત્રયજ્ઞોમાં અત્યાર સુધીમાં ૨૬૨૭ આંખનાં ઑપરેશન થયાં છે. આ કામ માટે સ્વતંત્ર મકાન બાંધવાની વ્યવસ્થા થઈ છે. તે જ પ્રમાણે સગવડ થાય તો ગાંડાની સારવાર માટે પણ વ્યવસ્થા કરવાની છે.

આ દવાખાનાથી આજુબાજુના ગરીબ લોકોને ખૂબ રાહત મળે છે. પંડિતજીનો પ્રેમાળ સ્વભાવ અને એકનિષ્ઠા તેમાં મોટો ભાગ ભજવે છે. તેઓ આયુર્વેદના નિષ્ણાત છે એટલે કુદરતી અને દેશી ઉપચારોનો તે મોટે ભાગે ઉપયોગ કરે છે. પણ જરૂર પ્રમાણે હોમિયોપથીની અને બીજી દવાઓ પણ વાપરે છે.

૨. ગૌશાળા: ગૌશાળાને પણ ગંગાબહેને શરૂ કરેલી. તેને શરૂ કર્યે બાર વરસ પૂરાં થયાં. આખા પ્રાંતમાંથી ૧૦ ગૌશાળાઓને મદદ આપવાનું સરકારે ઠરાવ્યું છે તેમાં આ ગૌશાળાને ગણી છે. તે મુજબ આને પાંચ વરસ સુધી બબ્બે હજાર રૂપિયા મદદ મળશે. હાલ તેમાં ૧૫ ગાયો છે, જેમાંથી ૭ સરકાર તરફથી છે. બધાં નાનાં મોટાં થઈને ૪૫ ઢોર છે. ગાયનું સરેરાશ દૂધ ૯ રતલ ઊતરે છે. ઘીના ટકા ૪॥ થી ૫ આવે છે.

નોંધવા જેવો અનુભવ એ છે કે. દોહનાર પ્રેમાળ હોય તો વાછરડાંને એક આંચળ દૂધ આપવા છતાં દૂધનો ઉતાર ઓછો થતો નથી.

બાવળના પૈડાનો ખાણમાં ઉપયોગ કરવામાં આવે છે. તે તાજા હોય તો કાચા અપાય છે અને સૂકવીને ભરી રાખ્યા હોય તો બાફીને આપવામાં આવે છે.

આનો પ્રયોગ બીજી ગૌશાળાઓએ કરીને તેની અસર જોવી જોઈએ. તે અનુકૂળ હોય તો નકામી જતી વસ્તુનો સદુપયોગ થાય અને વીણી લાવનાર લોકોને રોજી પણ મળે.

વિ૦

ર. નં. બી૦ ૪૩૪૩

# जपजी

[ गुरु नानकदेव कृत ]

भरिअै हथु पैरु तनु देह । पाणी धोतै ऊतरसु खेह ॥
मूत पलीती कपड़ु होअी । दे साबूणु लअीअै ओहु धोअी ॥
भरीअै मति पापाक संगि । ओहु धोवै नावै कै रंगि ॥
पुंनि पापी आखणु नाहि, करि करि करणा लिखि लै जाहु ।
आपे बीजी आपेही खाहु, नानक हुकमी आवहु जाहु ॥ २० ॥
जतु पाहारा धीरजु सुनिआर । अहरणि मति वेदु हथियार ॥
भांडा भाअु अंम्रितु तितु ढालि, घड़ीअै सबदु सची टकसाल ।
जिनकअु नदरि करमु तिन कार, नानक नदरी नदरी निहाल ॥ ३८ ॥

હાથ ને પગ ને અંગો મેલથી ખરડાય જો,
ધોઈને વારિથી સ્વચ્છ જેમ સૌ કો કરી શકે;
જેમ વા મૂત્રથી ગંદું વસ્ત્ર વા થાય જો કંઈ,
શુદ્ધ તે સાબુથી થાય; તેમ છે મન-મેલનું.
પાપના સંગથી બુદ્ધિ થાય છે જે મલિન, તે
નામનો રંગ લાગ્યાથી થાય છે સ્વચ્છ નિર્મલ.
'પાપી' કે 'પુણ્યશાળી' કો કહેવા માત્રથી ના બને;
કર્મ જેવાં કરો તેવાં સર્વ અંકિત થાય છે.
વાવતો કર્મબીજો જે, સ્વયં તે લણતો જન;
નાનકા, હુકમને રાહે જન્મતો મરતો નર. ૨૦
ધૈર્ય સોની, અને પાડ[1] યત્ન સંયમની કરી,
બુદ્ધિ એરણ, ને જ્ઞાન-શબ્દના ઘણની વતી,
તપસ્યા-અગ્નિને ફૂંકી, --- ઈશનો ભય ભૂંગળી —
પ્રભુના પ્રેમની મૂસે[2] નામ-અમૃત મૂકીને,
સત્યની ટંકશાળામાં, ઘડાયે શબ્દ[3] એ રીતે.
ઈશની જે દયા પામ્યા તેઓ આ કામ પામતા,
નાનકા, ન્યાલ તે થાતા કૃપાનિધિ-કટાક્ષથી. ૩૮

'જપજી' —અનુ૦ મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

1. 'પાહારા' = સોનીને કામ કરવાની જગા. 2. 'મૂસ' = ધાતુ ગાળવાની કુલડી.
3. ભગવાનના નામનો જપ.

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ—૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये





વર્ષ ૧૦ અંક ૧૧

નવેમ્બર નવજીવન, અમદાવાદ ૧૯૫૧

# શિક્ષણ અને સાહિત્ય

નવેમ્બર, ૧૯૫૧

વર્ષ ૧૦ — અંક ૧૧


## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ(૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
**પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૦-અંક ૧૧] અમદાવાદ [નવેમ્બર, ૧૯૫૧


## મજૂર અને હજૂર

ગાંધીજયંતી નિમિત્તે શ્રી. ધીરેન્દ્ર મજમૂદાર, પ્રમુખ, અ૦ ભા૦ ચરખા સંઘ, ગુજરાતના પ્રવાસે આવ્યા હતા. તે દરમિયાન એક દિવસ વિદ્યાપીઠમાં આવ્યા હતા. વિદ્યાર્થીઓએ ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમ ઉપર વિવેચન રાખ્યું હતું. શ્રી. મજમૂદારને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું. તે વખતે તેમણે જે પ્રવચન કર્યું તે ખૂબ રસિક અને મનનીય હતું. તેમણે કહ્યું, આજે જગતમાં બે વર્ગ જોવામાં આવે છે, શ્રમ કરનાર ઉત્પાદક વર્ગ અને તે શ્રમ પર જીવનારો ભોગી વર્ગ. એ બે વર્ગ માટે એમણે મજાના બે શબ્દો યોજ્યા — મજૂર અને હજૂર અને આ વર્ગો કેવી રીતે બન્યા તે સમજાવવા પેલો બે બિલાડી અને વાંદરાનો જાણીતો ટુચકો કહ્યો. બિલાડીઓ રોટલો કમાઈ લાવી, પણ તે વહેંચી ખાઈ જાણે નહિ ને લડે; એટલે વચ્ચે વાંદરો પડયો અને ચાલાકીભેર તે જ રોટલો હડપ કરી ગયો! એમ જ શ્રમથી જગતનું ધન પેદા કરનારાના ધનનું બને છે. તેમની વચ્ચે વહીવટદાર-વર્ગ કે રાજવ્યવસ્થા ઊભી થાય છે અને તેની ઓથે હજૂર વર્ગના લોક મહાલે છે. એક બીજો વર્ગ પૂંજીપતિઓનો છે. તેઓ પણ હજૂર વર્ગના જ છે, પણ તેમને રાજા-વર્ગની ઇતરાજી છે. તેથી તેમણે રાજાનો છેદ મજૂર વર્ગને એવી રીતે સમજાવીને ઉડાડયો કે, તમે પ્રજા જ રાજા છો; અને એમ લોકશાહીના વિચારથી તેમની ખુશામત કરી પોતે તેમના હજૂર બની બેઠા. વળી, લોકશાહી નિમિત્તે રાજાને બદલે રાજકર્તા અને અમલદારોનો હજૂર-વર્ગ જાગ્યો. અને આમ હજૂર-વર્ગમાં પૂંજીપતિ અને એમના આશ્રિતો તથા રાજકર્તા ને એના આશ્રિતો આજે ચોમેર જામ્યા છે.

આ દશા બધે છે. એમાંથી ઉગારો શો? એક રસ્તો રાહતનો છે. જેમ મિશનરીઓ થાણાં નાખીને કામ કરે છે, એમ રચનાકાર્યનાં રાહતકામો કરી શકાય. આ દૃષ્ટિથી કામ કરતાં પણ ધોળાં લૂગડાં રાખીને સેવા કરનારા હજૂર જ જાગે. એ રસ્તો ક્રાંતિનો નથી. આપણે તો ક્રાંતિ કરવી છે, કે જેથી પેલી વાતના વાંદરા જેવા હજૂરો ફાવે જ નહિ. આ કામ હિંદનાં ગામડાંમાં કરવાનું છે.

આમ આખી સમાજદશાનો ચિતાર આપીને તેમણે કહ્યું કે, બે રસ્તા આપણી આગળ છે. એક તો રશિયાનો રસ્તો કે, હજૂરોનું નિકંદન કરવું. બીજો રસ્તો છે એ વર્ગ વિલીન થવાનો અને શોષણહીન સમાજ બનવાનો. આ બે રસ્તા માટે પણ તેમણે પ્રાસવાળા બે શબ્દ કહ્યા, 'પર્જ' અથવા 'મર્જ'. એ શબ્દો અંગ્રેજી છે. 'પર્જ' એ નિકંદનનો માર્ગ છે; 'મર્જ' એ વિલીનતાનો માર્ગ છે. એમણે જણાવ્યું કે, હજૂર-વર્ગને આપણે કહેવાનું છે કે, તમે મજૂર બનો, શ્રમનો મહિમા સમજો; ધોળાં કપડાંને શ્રમની ધૂળથી રગદોળાવા દો. એમ શ્રમને આવકાર આપીને જો માટીથી તમારાં કપડાં નહિ રગદોળતા જાઓ, તો તેને પછી તમારા લોહીથી રગદોળવાં પડશે.

શ્રી. મજમૂદારના પ્રવચનનો ઉપરનો સાર મારી યાદદાસ્ત પરથી મેં આપ્યો છે.

૨

ઉપરના મનોરંજક ચિત્રને પશ્ચિમની પરિભાષાવાળા 'તવંગર' ('હૅવ્ઝ') અને 'ગરીબ' (હૅવ-નૉટ્સ) શબ્દ વાપરીને આ જ વસ્તુ રજૂ કરે છે. એ રીતે, આ ચિત્ર, એક રીતે કહીએ તો, પશ્ચિમના સમાજવાદે જ આપેલું છે. શ્રી. મજમૂદારે કહ્યું કે, મજૂર – હજૂરનું આ દ્વૈત દૂર કરી કોઈ શંકરાચાર્યે અદ્વૈત કરી આપવું જોઈએ; એ જ વર્ગહીન કે શોષણરહિત સમાજ છે. આ કામ ક્રાંતિનું છે, અને એ ક્રાંત દૃષ્ટિ રાખીને રચનાકામો હવે કરવાં જોઈએ.

આ જ ધોરણે વિચારીને ગુજરાતના કેટલાક સેવકોએ 'શ્રમયજ્ઞ'ની કલ્પના આપણી આગળ રજૂ કરી છે. તેમણે બહાર પાડેલું નિવેદન આની સાથે સાથે જોવા જેવું છે. તેમાં તેમણે કહ્યું છે કે,

"અત્યારે દુનિયા જાણે બે વિચારસરણીઓ વચ્ચે વહેંચાઈ ગયેલી દેખાય છે. એક મૂડીવાદી વિચારસરણી અને બીજી સામ્યવાદી વિચારસરણી. બન્નેનો દાવો તો છેવટે દુનિયાને સુખ અને શાન્તિ તરફ લઈ જવાનો છે, પણ આજે તો બન્ને દુનિયાને યુદ્ધ તરફ ધકેલી રહ્યાં છે. બન્ને વિચારસરણીઓનું ઊંડું પૃથક્કરણ કરતાં જણાય છે કે, માણસ શરીરશ્રમના બોજામાંથી મુક્ત થાય અને તેની જરૂરિયાતો અમર્યાદ રીતે વધે એને બન્નેએ જીવનનું ધ્યેય માની લીધું છે.

"આજે આપણા દેશમાં જાણે એવું જોવામાં આવે છે કે, મહેનત મજૂરી કરીને પોતાનું ગુજરાન ચલાવનારા અને મહેનત મજૂરી કર્યા વગર પોતાની આજીવિકા મેળવનારા એવા બે વર્ગ વચ્ચે એક મોટી ખાઈ ઊભી થઈ છે. મહેનત મજૂરી કરનારા પણ તક મળે તો મહેનત મજૂરીમાંથી છૂટવા જ ઇચ્છે છે. આમાંથી સમાજના જુદા જુદા વર્ગો વચ્ચે ઘર્ષણ અને ક્લેશ ઉત્પન્ન થાય છે. જગત તરફ જોઈએ તો ત્યાં પણ આ જ સ્થિતિ પ્રવર્તી રહી છે.

"આ ઘર્ષણ અને ક્લેશ ટાળવાનો એકમાત્ર અહિંસક ઉપાય કોઈ હોય તો તે બહુજન સમાજમાં શ્રમની પ્રતિષ્ઠા વધારવી અને લોકોને રાજીખુશીથી કર્તવ્ય સમજીને શ્રમ કરતા કરવા એ જ છે. તે માટે અમે એક નાનો કાર્યક્રમ પ્રજા આગળ મૂકીએ છીએ. દરેક માણસ રોજ ઓછામાં ઓછો એક કલાક ઉત્પાદક શ્રમ કરવાનો સંકલ્પ કરે. ઘણા માણસો આ પ્રમાણે શ્રમ કરતા થઈ જાય તો એવી હવા પેદા થાય કે જેમાંથી બહુ મોટાં પરિણામ આવે.

"નીચેનાં કામો શ્રમ કરવા ઇચ્છનાર માટે સૂચવીએ છીએ —

૧. ખેતી અને ગોપાલનને લગતાં કામો.
૨. વસ્ત્રોત્પાદનને લગતાં કામો.
૩. સામાજિક સફાઈને લગતાં કામો.
૪. ઘરકામો — જેવાં કે કપડાં ધોવાં, કપડાં સીવવાં, પાણી ભરવું, વાસણ માંજવાં વગેરે.
૫. ગ્રામોદ્યોગોનાં જુદાં જુદાં કામો."

૩

ગાંધીજી જે પરિભાષા વાપરીને પોતાનો આદર્શ રજૂ કરતા તેમાં 'શોષણ', 'વર્ગકલહ', 'વર્ગવિહીન સમાજ' ઇ૦ શબ્દો ભાગ્યે જ જણાતા. તેમની દૃષ્ટિ ધરમૂળથી એવી વિલક્ષણ છે કે, તેમણે તેને માટે પોતાની જ પરિભાષા ઊભી કરી છે. જરૂર પડે તો, ચર્ચાતા પ્રકરણના અનુબંધમાં તે ઉપરની સમાજવાદી પરિભાષામાંથી કંઈક કંઈક કામમાં લેતા; પરંતુ તેમના આદર્શને રજૂ કરવા માટે તે 'રામરાજ્ય', 'સર્વોદય', 'સત્યાગ્રહ', 'શ્રમની મૂડી', 'સ્વમાન', 'સેવા', 'યજ્ઞ' ઇ૦ શબ્દો વાપરીને પોતાની વાત કહેતા. એનું કારણ એ હતું કે, તેમનો સમાજ વિષેનો વિચાર નૈતિક અને આધ્યાત્મિક પાયા પર હતો; કેવળ આર્થિક કે સુખવાદી નહોતો. આથી જ તેમનો સર્વોદય-વાદ જગતમાં જુદી જ ભાત પાડનારો એક સમગ્ર માનવવાદ છે. પરંતુ આજે પોતાને ગાંધીવાદી માનનારા લોકમાં પણ એવી માન્યતા ચાલે છે કે, ગાંધીવાદ એટલે સામ્યવાદ કે સમાજવાદ ઓછા હિંસા, એમ ગણિતસૂત્ર માંડી શકાય. આ વસ્તુ ભારે ભૂલ છે. અને એ સામે શ્રી. કિશોરલાલભાઈ મશરૂવાળાએ તેમની હમણાં બહાર પડેલી ચોપડી (ગાંધીજી અને સામ્યવાદ

— પ્ર૦ નવજીવન, કિં. રૂ. ૧–૪–૦) માં ચેતવણી આપી છે તે યાદ કરાવવા જેવી છે. (જુઓ પા. ૩૨)

"ગાંધીવાદ એટલે હિંસા વિનાનો સામ્યવાદ એમ કહેવામાં સાંભળનાર ઉપર એવી છાપ પડે છે કે, સામ્યવાદમાં હિંસારૂપી થોડોક મેલ છે તેટલો સાફ કરી નાખીએ તો ગાંધીવાદ અને સામ્યવાદ એક બની જાય છે. . . . લાલ એટલે પીળાશ અને ભૂરાશ વિનાનો લીલો અને ફીકો એટલે ઝેર વિનાનો નાગ એવી એવી સરખામણી કરવા જેટલું જ આ નિરર્થક છે."

ઉપરના 'મજૂર વિ૦ હજૂર' રૂપે અપાતા ચિત્ર અંગે પણ એવી થોડીક ચેતવણીની જરૂર છે, અને તે એ ચિત્રની પરિપૂર્તિ રૂપે જોવી જોઈએ.

આ આપણે આવતા અંકમાં જોઈશું.

૧૫–૧૦–'૫૧ **મગનભાઈ દેસાઈ**

# ઉચ્ચ કેળવણીનું ધ્યેય

જ્યારે અંગ્રેજો હિંદમાં રાજ્ય કરવા આવ્યા, ત્યારે હિંદની યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓએ જ તેમનાં બધાં કામકાજ દ્વારાં દેશનો કબજો લીધો હતો. હવે અંગ્રેજો હિંદ છોડીને ગયા છે, પણ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ તો હજી કાયમ છે જ. લોકશાહી સંસ્થાઓનું ભલે કોઈ પણ સ્વરૂપ ઘડાય, પરંતુ આપણા દેશનું ભાવિ યુનિવર્સિટીઓ ઉપર જ અવલંબે છે. પ્રાચીન સમયમાં આપણા દેશમાં વિદ્યાપીઠો હતી. પરંતુ છેલ્લાં સો વર્ષથી જે યુનિવર્સિટીઓ ચાલી રહી છે, તેમને લીધે આપણા રાષ્ટ્રીય જીવનમાં મહાન અને સ્થાયી ક્રાંતિ થઈ છે. આપણા દેશના લોકોને બધી સત્તા અને કારભાર સોંપીને અંગ્રેજો ભલે ચાલ્યા ગયા, પરંતુ તે વખતમાં અસ્તિત્વમાં આવેલી આ યુનિવર્સિટીઓ તો હજી અહીં મોજૂદ છે. આપણા રાષ્ટ્રીય જીવન અને રાજકીય વ્યવસ્થા ઉપર તેમનું ખૂબ જ વર્ચસ્વ છે.

### નેતૃત્વ માટે કેળવણી

લોકશાહી શિસ્ત કે નેતૃત્વને બાકાત રાખી શકે એમ નથી અને એમ કરવાને તે સમર્થ પણ નથી. ખરી રીતે લોકશાહીની સફળતાનો આધાર કુશળ નેતૃત્વ ઉપર જ રહેલો છે. આવા કુશળ નેતૃત્વ માટે કેળવણીની જરૂર રહે જ છે; અને તે જરૂરિયાત યુનિવર્સિટીઓએ પૂરી પાડવી જોઈએ. યુનિવર્સિટીનો અર્થ હું કૉલેજો અને તેમાં અપાતું શિક્ષણ એવો કરું છું. કારણ કે યુનિવર્સિટી જે ધોરણ નક્કી કરે છે તે અનુસાર જ કૉલેજો પોતાનું શિક્ષણકાર્ય કરે છે.

સારા નેતૃત્વનો મૂળભૂત આધાર ઉચ્ચ ચારિત્ર્ય છે, એટલે કે ઉમદા હૃદય છે. તમે જે જે કંઈ વિચારો કે આચરો તેમાં ઉમદા હૃદયના બનો. હૃદયનું ઔદાર્ય હોય તો સ્ત્રીપુરુષોમાં એવી આંતરિક શક્તિનો સંચાર થશે, જેને લઈને તેઓ સાચા અને કલ્યાણકારી માર્ગે પ્રયાણ કરતા થશે, જ્ઞાન અને પ્રજ્ઞાની દેવી પણ તેમને સહાયરૂપ થશે. ઉદાત્ત હૃદયના માણસની આસપાસ મોટા વિદ્વાનો અને કાર્યદક્ષ લોકો પણ ભેગા થશે, તેઓ તેની આજ્ઞાનુસાર વર્તશે અને તેના જીવનકાર્યને સફળ કરવા સહાય કરશે. તેથી જો તમે કૉલેજમાં હૃદયનું ઔદાર્ય કેળવશો અને તેને જીવનભર જાળવી રાખશો, તો તમે નેતૃત્વ માટે લાયક બનશો. એથી ઊલટું, જો તમે માત્ર જ્ઞાન મેળવ્યું હશે અને તમારા હૃદયને ઉમદા બનાવવા પ્રયત્ન કર્યો હશે નહિ, તો તમારું જ્ઞાન તમને ભારરૂપ થશે.

### હૃદય અને હાથની કેળવણી

આજકાલ શિક્ષણમાં ઘણું કરીને 'થ્રી આર્સ' — વાચન, લેખન અને ગણિત — નો જ સમાવેશ કરવામાં આવે છે. આ પ્રસંગે હું તમને 'ટૂ એચ્સ' — હૃદય અને હાથ — નો વિચાર કરવા કહું છું. યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં તમારા મગજનો જ વિચાર કરવામાં આવે છે. તેથી વસ્તુતાએ કૉલેજની અંદર તમારા મગજમાં જ્ઞાનનો ભરાવો કરવામાં આવે છે, અને તમને માત્ર તર્ક કરવાની કેળવણી આપવામાં આવે છે. પરંતુ કૉલેજના અધ્યાપકો અને મોટા વિદ્યાર્થીઓનાં જીવન અને ચારિત્ર્ય જ તમારા હૃદયનું ઘડતર કરશે. સંસ્કાર પામેલા માણસના ચારિત્ર્યનું

અને જીવનનું ઘડતર આવી અસરોને જ આભારી છે. તેથી અધ્યાપકો અને મોટા વિદ્યાર્થીઓ ઉપર ભારે ફરજ આવી પડે છે.

વળી, તમે ભલે જીવનમાં કંઈ પણ કરો, પરંતુ હાથનો ઉપયોગ કરવાનું તમે ના ભૂલશો. પુસ્તકો અને પરીક્ષાઓમાં મશગૂલ થનાર માણસને પોતાના હાથના ઉપયોગનું સહજ રીતે વિસ્મરણ થઈ જવાનો સંભવ છે. ખેતરમાં કામ કરતો ખેડૂત કે ગામડાનો કારીગર જે પ્રમાણે શારીરિક શ્રમ કરે છે, તેમ કૉલેજના વિદ્યાર્થીઓ પોતાને હાથે એવો કોઈ શ્રમ ન કરી શકે તો તેમને માટે એ શરમાવા જેવી વાત છે. જેઓ શાળામાં કે કૉલેજમાં કદી ગયા નથી એવા લોકો કરતાં તમે શારીરિક શ્રમ કરવામાં વધારે કુશળ હોવા જોઈએ. દુર્ભાગ્યની વાત એ છે કે, આજકાલ જે વિદ્યાર્થીઓ કૉલેજમાંથી બહાર પડે છે તેમનામાં આ આવડત હોતી નથી ! રાષ્ટ્રના ઘડતરમાં આ વસ્તુ ખૂબ બાધારૂપ બને છે. અધ્યાપકો અને મોટા વિદ્યાર્થીઓએ પોતાની દેશાભિમાનની ભાવનાને પુષ્ટ કરે એવા કોઈ શારીરિક શ્રમ કરવાના પ્રસંગે આનંદપ્રદ અને કૌશલપૂર્ણ ઉદાહરણ પૂરું પાડવું જોઈએ. દરેક વિદ્યાર્થીએ ઘરમાં કે બહાર, કોઈ પણ સ્થળે પોતાની શારીરિક જરૂરિયાતો પૂરી પાડવા માટે બીજા ઉપર આધાર ન રાખવામાં ગર્વ લેવો જોઈએ.

**સર્વધર્મસમભાવ**

બીજી એક વાત તરફ તમારું ધ્યાન દોરું. કાશ્મીર યુનિવર્સિટી માટે ગૌરવ લેવા જેવું એ હોવું જોઈએ કે, બીજી બધી યુનિવર્સિટીઓ કરતાં અધિક અંશે અહીંના યુવાન વિદ્યાર્થીઓમાં એ મહાન સત્યનું સિંચન થવું જોઈએ કે, ઈશ્વરની નજર સામે બધા માણસો સરખા પ્રેમપાત્ર છે. ઈશ્વર અમુક ધર્મ પાળનાર પર જ અનુગ્રહ કરે છે, એમ માનવું મૂર્ખાઈભર્યું છે. તમે ખ્રિસ્તી હો કે યહૂદી, હિંદુ હો કે મુસલમાન, શીખ હો કે પારસી, પરંતુ જો તમે એમ માનતા હો કે, ઈશ્વર અમુક ધર્મને કે અમુક ધાર્મિક પૂજા-વિધિને ચાહે છે તો તમે ભારે ભૂલ કરો છો. ઈશ્વર વિશે આવા ખ્યાલ બાંધવાને બદલે તમે નાસ્તિક હો તે વધારે ઇષ્ટ છે. આપણું રાજકારણ કે આપણી રાષ્ટ્રીય પ્રગતિ માટે આ વસ્તુની આવશ્યકતા છે, એવા હેતુથી હું કંઈ તમને કહેતો નથી. એ વાત સત્ય છે માટે હું એ કહું છું, અને એથી વિપરીત રીતે વિચારવું મૂર્ખાઈ છે. તમારી યુનિવર્સિટી વિદ્યાર્થીઓમાં સંસ્કારોનું સિંચન કરતી વેળાએ આ ભાવનાને પાયારૂપ માની તેમનામાં એ માન્યતાને મૂર્ત કરવા સમર્થ થવી જોઈએ.

ભગવદ્ગીતામાં કહ્યું છે :

"सहयज्ञा प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥
देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥"

(પૂર્વે યજ્ઞ સહિત પ્રજાઓને સર્જીને બ્રહ્માએ કહ્યું : 'આ યજ્ઞ વડે તમે વૃદ્ધિ પામશો અને આ તમારી ઇચ્છા પૂર્ણ કરનાર થાઓ. આ યજ્ઞ વડે તમે દેવોને સંતુષ્ટ કરો અને તે દેવો તમને સંતુષ્ટ કરે; પરસ્પર સંતુષ્ટ કરતા તમે પરમ કલ્યાણ પામશો.')

આ જ વસ્તુ, ઇંગ્લિશ પ્રિઝન કમિશનર સર ઍલેકઝાંડર પિટરસનના તાજેતરમાં બહાર પડેલ અહેવાલમાં આજની ઢબે રજૂ થઈ છે :

" . . . . . તમે પૃથ્વીને પાંચ ખંડમાં વિભક્ત કરી શકો છો, પરંતુ માણસો તો બે પ્રકારના જ હશે : દાતા અને ભોક્તા. આ બેને જુદા પાડનાર સમય કે સ્થળ, ભાષા કે રંગભેદ કરતાં બીજું જ કોઈ ગહન તત્ત્વ છે; કારણ કે સેવાની ભાવના અને બીજા ઉપર પ્રભુત્વ મેળવવાની વૃત્તિ એકબીજાથી સાવ ભિન્ન છે અને મનુષ્યના સ્વભાવમાં તે જડાયેલી છે."

આ જ વસ્તુ હૃદયના ઔદાર્યનું પ્રાણતત્ત્વ છે. તમારું મન હમેશાં બીજાની સેવા તેમ જ અન્યને સહાય કરવા તત્પર રહો, અને પોતાના સ્વાર્થને માટે કંઈ મેળવવા પાછળ ન રહો. ઉપનિષદ્માં આ જ વાત સૂત્રરૂપે રજૂ થઈ છે :

ईशावास्यम् इदम् सर्वम् यत् किं च जगत्यां जगत्।
तेन त्यक्तेन भुंजीथाः मा गृधः कस्यस्विद् धनम् ॥

(ગયા સપ્ટેમ્બર માસમાં જમ્મુ અને કાશ્મીર યુનિવર્સિટીના પદવીદાન સમારંભ વખતે અપાયેલા શ્રી. રાજાજીના વ્યાખ્યાનમાંથી ઉદ્ધૃત.)

# ધર્મ, ફિલસૂફી અને વિજ્ઞાન

[પંડિત જવાહરલાલના 'ડિસકવરી ઑફ ઇન્ડિયા'ના 'મારું હિંદનું દર્શન' નામથી હમણાં જ પ્રકટ થયેલા પુસ્તકમાંથી.]

હિંદે તેના ભૂતકાળ સાથેનો નાતો ઘણે અંશે તોડવો જોઈએ અને વર્તમાન પર તેનું પ્રભુત્વ ન જામવા દેવું જોઈએ. આ ભૂતકાળના ઘણા નિષ્પ્રાણ અવશેષોનો બોજો અમે વહન કરીએ છીએ. જે કંઈ નિષ્પ્રાણ બની ગયું છે, જેની વેળા વીતી ગઈ છે તે બધું જવું જોઈએ. પણ એનો અર્થ એવો નથી કે એ ભૂતકાળમાં જે કંઈ જીવંત હોય, પ્રાણદાયી હોય, તેની સાથેનો સંબંધ તોડી નાખવો અથવા તેને વિસારી મૂકવું. અમારી જાતિને સદૈવ પ્રેરણા આપતા રહેલા આદર્શોને, યુગયુગાન્તરોમાં હિંદની પ્રજાએ સેવેલાં સ્વપ્નાંઓને, પ્રાચીન કાળના અમારા પૂર્વજોના શાણપણને, તેમની ઊછળતી શક્તિ તેમ જ જીવન અને કુદરત પ્રત્યેના તેમના પ્રેમને, તેમની જિજ્ઞાસાવૃત્તિ તેમ જ ચિત્તના સાહસની ભાવનાને, તેમના હિંમતભર્યા વિચારોને, સાહિત્ય, કળા તેમ જ સંસ્કૃતિના ક્ષેત્રમાં તેમની અપ્રતિમ સિદ્ધિઓને, સત્ય, સૌંદર્ય અને સ્વતંત્રતા માટેના તેમના પ્રેમને, તેમણે નિર્માણ કરેલાં મૂળભૂત મૂલ્યોને, જીવનનાં ગૂઢ રહસ્યોની તેમની સમજને અને તેમનાથી ભિન્ન એવી બીજી જીવનપ્રણાલીઓ પ્રત્યેના તેમના ઔદાર્યને, બીજી જાતિઓ તેમ જ તેમની સાંસ્કૃતિક સિદ્ધિઓને પોતાનામાં સમાવી લઈ તેમને આત્મસાત્ કરવાની, તેમ જ ભિન્ન ભિન્ન તત્ત્વોનો સમન્વય કરી વૈવિધ્યશાળી ને મિશ્ર સંસ્કૃતિ ખીલવવાની તેમની શક્તિને અમે કદી ભૂલી શકીએ એમ નથી. વળી જેમણે અમારી પુરાણી જાતિનું ઘડતર કર્યું તેમ જ જે અમારાં સુપ્ત ચિત્તોમાં રહેલા છે તે અગણિત અનુભવોને પણ અમે ન ભૂલી શકીએ. અમે એ બધું હરગિજ નહિ ભૂલીએ તેમ જ અમારા એ ઉમદા વારસા માટે અમે સદૈવ ગૌરવ લેતા રહીશું. હિંદ એ બધું ભૂલે તો પછી હિંદ ન રહે, અને જેને લીધે તે અમારા પ્રેમ અને ગર્વનું પાત્ર બન્યું છે તેમાંનું ઘણુંખરું નષ્ટ થઈ જાય.

આ બધાં સાથેનો નહિ, પણ તેના પર જેના થરો બાઝતા આવ્યા છે તેમ જ જેણે તેનું આંતરિક સૌંદર્ય તેમ જ હાર્દ ઢાંકી દીધું છે તે યુગયુગાન્તરોનાં ધૂળ તેમ જ મેલ, તેની ભાવનાને નિષ્પ્રાણ ને વિકૃત બનાવનાર, તેને જડ ચોકઠામાં પૂરનાર અને તેના વિકાસને કુંઠિત કરનાર વિકૃતિઓ તેમ જ તેના પર થયેલાં ગૂમડાંઓ સાથેનો નાતો અમારે તોડવો જોઈએ. આ ગૂમડાંઓ અમારે કાપી નાખવાં જોઈએ, અમારા પ્રાચીન શાણપણના હાર્દને નવેસરથી યાદ કરવું જોઈએ અને વર્તમાન પરિસ્થિતિ સાથે તેનો સુમેળ સાધવો જોઈએ. વિચાર અને જીવનના પરંપરાગત ચીલાઓમાંથી અમારે બહાર નીકળવું જોઈએ. ગતયુગોમાં તેમણે સારો ભાગ ભજવ્યો હશે, અને તેમાં સારું તત્ત્વ હતુંયે ખરું, પણ આજે તેમનું કશું મહત્ત્વ રહ્યું નથી. અમારે સમગ્ર માનવજાતની બધી સિદ્ધિઓને અમારી પોતીકી કરવાની છે અને માનવીની રોમાંચક સાહસયાત્રામાં બીજાઓની સાથે અમારે જોડાવાનું છે. માનવીની આ સાહસયાત્રા આજે રાષ્ટ્રોની સરહદોમાં કે જૂતા વિભાગોમાં સીમિત રહી નથી; દુનિયાભરમાં સૌને તે સ્પર્શે છે, એ વાત અમારે સમજવી જોઈએ. ગતયુગો કરતાં આજે એ સાહસયાત્રા વધારે રોમાંચક બની છે. જીવનને સાર્થકતા અર્પનારી સત્ય, સૌંદર્ય તેમ જ સ્વતંત્રતા માટેની ધગશ અમારે નવેસરથી પ્રગટાવવી જોઈએ અને જીવંત દૃષ્ટિ ને સાહસની ભાવના નવેસરથી ખીલવવી જોઈએ. ગતયુગોમાં એ જીવંત દૃષ્ટિ અને સાહસની ભાવનાના મજબૂત ને ટકાઉ પાયા પર અમારી ઇમારતનું ચણતર કરનારા અમારા પૂર્વજોનું એ વિશિષ્ટ લક્ષણ હતું. એક પ્રજા તરીકે અમે વયોવૃદ્ધ છીએ અને અમારી સ્મૃતિ માનવી પુરુષાર્થ તેમ જ માનવી ઇતિહાસના છેક ઉષઃકાળ સુધી વિસ્તરલી છે. છતાં અમારા વર્તમાન સાથે સુમેળ સાધીને વર્તમાનને વિષે તરુણને છાજે એવો અદમ્ય ઉત્સાહ અને ઉલ્લાસ અનુભવતા અને ભવિષ્યને વિષે અખૂટ શ્રદ્ધા રાખનારા તરુણ અમારે ફરીથી બનવાનું છે.

અંતિમ સત્ય જેવું કોઈ પરમતત્ત્વ હોય તો તે સનાતન, અક્ષર અને અવિકારી હોવું જોઈએ. પણ

એ અનંત, સનાતન અને અવિકારી સત્ય માનવીના અપૂર્ણ ચિત્ત વડે સાંગોપાંગ પામી શકાતું નથી. માનવીનું ચિત્ત સ્થળકાળની તેમ જ માનવી ચિત્તના વિકાસની ભૂમિકા અને તત્કાલીન પ્રચલિત આદર્શદૃષ્ટિની મર્યાદાની અંદર બહુ બહુ તો તેનો જૂજ અંશ પામી શકે. ચિત્ત જેમ જેમ વિકસતું જાય છે અને પોતાનું ક્ષેત્ર વિસ્તારતું જાય છે તથા આદર્શદૃષ્ટિઓ બદલાતી જાય છે ને તે સત્ય વ્યક્ત કરવા માટે નવાં પ્રતીકો વપરાતાં થાય છે તેમ તેમ તેની નવી બાજુઓ પ્રગટ થાય છે; તેનું હાર્દ જોકે હજી પણ તેનું તે જ રહ્યું હોય એમ બને. અને સત્યને સદૈવ શોધવાનું હોય છે, સદૈવ તેનું નવસંસ્કરણ કરવાનું, તેનું રૂપાન્તર કરવાનું તેમ જ તેને વિકસાવવાનું હોય છે, જેથી માનવીએ સમજ્યા પ્રમાણેનું એ સત્ય તેના વિચારની પ્રગતિથી તેમ જ માનવી જીવતના વિકાસથી પાછળ પડી ન જાય. તો જ તે માનવજાતને માટે જીવંત બને અને જેને માટે તે ઝંખતી હોય તે તેની અંતરની ભૂખ સંતોષે ને વર્તમાનમાં તેમ જ ભવિષ્યને માટે માર્ગદર્શક થાય.

પણ સત્યની કોઈક બાજુ ગતયુગની રૂઢ ધાર્મિક માન્યતાને લીધે જડ થઈ ગઈ તો તે વિકસતું અને પ્રગતિ કરતું તેમ જ માનવજાતની બદલાતી જતી જરૂરિયાતો સાથે પોતાનો મેળ સાધતું અટકી જાય છે; તેની બીજી બાજુઓ છુપાયેલી રહે છે અને પછીના યુગોના તાકીદના પ્રશ્નોનો ઉકેલ બતાવવામાં તે નિષ્ફળ નીવડે છે. એ ચેતનમય ન રહેતાં જડ બની જાય છે, જીવનદાયી પ્રેરણા ન રહેતાં નિષ્પ્રાણ વિચાર અને વિધિની વસ્તુ બની રહે છે અને ચિત્ત તથા માનવજાતના વિકાસના માર્ગમાં નડતરરૂપ બને છે. જે યુગમાં એ ઉદ્ભવ્યું તેમ જ જે યુગની ભાષા ને પ્રતીકના એને વાઘા પહેરાવવામાં આવ્યા હતા તે વખતે એ સમજાતું તેટલા પ્રમાણમાં ઘણું કરીને તે હવે સમજાતું પણ હોતું નથી. કેમ કે પછીના યુગમાં એના પૂર્વાપર સંબંધો બદલાઈ ગયેલા હોય છે, માનસિક વાતાવરણમાં ફેરફાર થયેલા હોય છે, નવી સામાજિક ટેવો તેમ જ રૂઢિઓ ઉદ્ભવી હોય છે અને એ સ્થિતિમાં એ પ્રાચીન લખાણનો ભાવાર્થ સમજવાનું તો વળી એથીયે મુશ્કેલ હોય છે. વળી, અરવિંદ ઘોષે દર્શાવી આપ્યું છે તેમ, પ્રત્યેક સત્ય સ્વતઃ ગમે એટલું સાચું હોય છતાંયે, તેને એકી વખતે મર્યાદિત અને પરિપૂર્ણ કરનારાં બીજાં સત્યોથી નિરાળું પાડીને લેવામાં આવે છે ત્યારે તે બુદ્ધિને કુંઠિત કરનારી ઇંદ્રજાળ અને ગેરરસ્તે દોરનારી અંધ માન્યતા અથવા સિદ્ધાંત બને છે. કેમ કે હકીકતમાં દરેક સત્ય જટિલ તાણાવાણાનો એક તંતુ છે અને એ તણાવાણાથી કોઈ એક તંતુને અલગ પાડીને લેવો ન જોઈએ.

માનવજાતના વિકાસમાં ધર્મોનો ફાળો મોટો છે. તેમણે કેટલાંક મૂલ્યો અને ધોરણો ઠરાવ્યાં છે અને માનવજીવનના માર્ગદર્શન માટે કેટલાક સિદ્ધાંતો બતાવ્યા છે. પણ આ બધી સારી વસ્તુઓની સાથે તેમણે સત્યને ઠરાવેલાં બીબાંમાં ને રૂઢ માન્યતાઓમાં બંદીવાન કરવાનો પ્રયાસ પણ કર્યો છે તેમ જ થોડા વખતમાં પોતાનો મૂળ અર્થ ખોઈ બેસે ને કેવળ બાહ્યાચાર બને એવી વિધિઓ ને પ્રથાઓને ઉત્તેજન આપ્યું છે. પોતાની ચોતરફ વ્યાપી રહેલા અજ્ઞાત તત્ત્વને વિષે માણસના મનમાં ગૂઢતાની લાગણી તેમ જ ભય પેદા કરી તેમણે માત્ર અજ્ઞાત તત્ત્વને જ નહિ, સામાજિક પુરુષાર્થના માર્ગમાં જે કંઈ બાધારૂપ થઈ પડે તેને સમજવાનો પ્રયત્ન કરતાં પણ તેને વાર્યો છે. કુતૂહલ, જિજ્ઞાસાવૃત્તિ તેમ જ વિચારને ઉત્તેજન આપવાને બદલે તેમણે કુદરતને, સ્થાપિત ધર્મવ્યવસ્થાને, વર્તમાન સમાજવ્યવસ્થાને તેમ જ જે કંઈ પ્રચલિત હોય તેને વશ વર્તવાની ફિલસૂફી ઉપદેશી છે. આ વિશ્વની પાછળ કોઈક નિયંતા દૈવી શક્તિ રહેલી છે એવી શ્રદ્ધાને પરિણામે સામાજિક ભૂમિકા પર અમુક પ્રમાણમાં બેજવાબદારીની લાગણી પેદા થઈ છે અને ભાવના તેમ જ વેવલાપણાએ બુદ્ધિપૂર્વકની વિચારણા ને જિજ્ઞાસાનું સ્થાન લીધું છે. ધર્મે અસંખ્ય માણસોને સમાધાન આપ્યું છે અને પોતાનાં મૂલ્યોથી સમાજને સ્થિરતા બક્ષી છે એ નિર્વિવાદ છે, પણ માનવસમાજના પાયામાં રહેલી પ્રગતિ ને પરિવર્તનની વૃત્તિને તેણે રોકી છે.

ફિલસૂફીએ આ બધી બાધાઓને ટાળી છે અને વિચાર તેમ જ જિજ્ઞાસાને ઉત્તેજન આપ્યું છે. પણ જીવન અને રોજેરોજના સવાલોથી અળગી પડીને

સામાન્ય રીતે તે પોતાના એકદંડિયા મહેલમાં રહેતી આવી છે. આત્યંતિક હેતુઓ પર તે પોતાનું સઘળું લક્ષ કેન્દ્રિત કરે છે પણ માનવીના જીવન સાથે તેમનો યોગ સાધી શકતી નથી. તર્ક અને બુદ્ધિ તેનાં માર્ગદર્શક છે અને તે તેને અનેક દિશાઓમાં ઘણે આગળ લઈ ગયાં પણ તર્ક કેવળ ચિત્તનું ફરજંદ છે અને હકીકત સાથે તેને લેવાદેવા હોતી નથી.

વિજ્ઞાને અંતિમ હેતુઓની અવગણના કરી અને માત્ર હકીકતો તરફ પોતાનું સઘળું લક્ષ કેન્દ્રિત કર્યું. તેણે કૂદકે ને ભૂસકે દુનિયાને આગળ ધકેલી, ઝગઝગતી સંસ્કૃતિ ઊભી કરી, જ્ઞાનના વિકાસ માટે અગણિત માર્ગો ખુલ્લા કર્યા અને માણસનું સામર્થ્ય એટલું વધારી મૂક્યું કે પોતાની આસપાસની ભૌતિક પરિસ્થિતિ પર તે વિજય મેળવી શકે ને તેને પોતે ધારે તેવું રૂપ આપી શકે એવું માનવાનું પહેલવહેલી વાર તેને શક્ય જણાવા લાગ્યું. માણસ આ પૃથ્વીના ગોળાની રાસાયણિક દૃષ્ટિએ, ભૌતિક દૃષ્ટિએ તેમ જ બીજી અનેક રીતે સૂરત બદલી નાખનાર એક નિસર્ગના બળ જેવો બન્યો. છતાં, એ આખીયે યોજનાનો કાબૂ સંપૂર્ણપણે તેની મૂઠીમાં આવેલો લાગતો હતો, પોતાની ઝંખના પ્રમાણે તેને સ્વરૂપ આપવાનો મોકો હાથવેંતમાં આવેલો તેને જણાતો હતો ત્યાં કોઈક મહત્ત્વની ચીજની ઊણપ તેને માલૂમ પડી, કંઈક જીવંત તત્ત્વ ખૂટતું તેને દેખાયું. અંતિમ હેતુઓ વિષે વિજ્ઞાન તદ્દન અજાણ હતું એટલું જ નહિ, તાત્કાલિક હેતુની પણ તેને સમજ નહોતી કેમ કે વિજ્ઞાને જીવનના હેતુ વિષે આપણને કશું કહ્યું નહોતું. વળી, માણસે કુદરત પર પોતાનો આટલો બધો કાબૂ જમાવ્યો હતો છતાં, પોતાની જાત પર કાબૂ મેળવવાની શક્તિ તેનામાં નહોતી અને તેણે પોતે પેદા કરેલા રાક્ષસે દાટ વાળ્યો. જીવવિદ્યા, માનસશાસ્ત્ર તેમ જ બીજાં શાસ્ત્રોની નવી નવી શોધો અને જીવવિદ્યા ને પદાર્થવિજ્ઞાન વિષેની નવી દૃષ્ટિ માણસને પહેલાંના કરતાં પોતાની જાતને વધારે સમજવામાં ને પોતાના પર વધારે કાબૂ રાખવામાં કદાચ મદદરૂપ નીવડે. અથવા, વિજ્ઞાનના ક્ષેત્રમાં થયેલી આવી પ્રગતિ માનવીના જીવન પર પૂરતી અસરકારક નીવડે તે પહેલાં જ માણસ તેણે રચેલી સંસ્કૃતિનો નાશ કરે ને તેને નવેસરથી આરંભ કરવો પડે.

વિજ્ઞાનને આગળ વધવાની તક આપવામાં આવે તો તેની પ્રગતિની કોઈ મર્યાદા દેખાતી નથી. આમ છતાં વિજ્ઞાનની અવલોકનપદ્ધતિ માણસના હરેક પ્રકારના અનુભવોને હમેશાં લાગુ પાડી ન શકાય અને આપણને ચોતરફથી ઘેરીને જે અજ્ઞાત ને અણખેડ્યો સાગર પડ્યો છે તેને તે પાર ન કરી શકે એમ બને. ફિલસૂફીની મદદથી તે એ દિશામાં કદાચ થોડી મજલ કાપે અને ભરદરિયે પણ ઝંપલાવે એમ બને. અને વિજ્ઞાન તેમ જ ફિલસૂફી બંને હારે અને આપણને છેહ દે ત્યારે જ્ઞાન પ્રાપ્ત કરવા માટેની આપણી પાસે બીજી જે કોઈ શક્તિ હોય તેના પર આપણે આધાર રાખવો પડશે. કેમ કે આપણા ચિત્તનું આજનું બંધારણ જોતાં અમુક હદથી આગળ બુદ્ધિ જઈ ન શકે એમ લાગે છે.

બુદ્ધિ તેમ જ વૈજ્ઞાનિક પદ્ધતિની આ મર્યાદાઓ સમજી લીધા પછી પણ પૂરેપૂરી ચીવટથી આપણે તેને વળગી રહેવું જોઈએ. કેમ કે એના નક્કર પાયા વિના કોઈ પણ પ્રકારના સત્ય અથવા વસ્તુના સાચા સ્વરૂપની પકડ આપણે મેળવી શકતા નથી. આપણે કશું ન સમજીએ અને આ જગતના રહસ્યનો પાર પામવાના મિથ્યા પ્રયાસોમાં ગોથાં ખાયા કરીએ તેના કરતાં અંશતઃ સત્ય સમજવું અને તેને આપણા જીવનમાં ઉતારવું બહેતર છે. હરેક દેશ અને હરેક પ્રજા માટે વિજ્ઞાનનો વિનિયોગ આજે અનિવાર્ય બન્યો છે અને કોઈ પણ રીતે તે ટાળી શકાય એમ નથી; પણ વિજ્ઞાનના વિનિયોગ કરતાં કંઈક વિશેષની જરૂર છે. વિજ્ઞાનની સાહસિક છતાં વિવેચક પ્રકૃતિ, સત્ય તેમ જ નવા જ્ઞાનની ખોજ, કસી જોયા અને અજમાવી જોયા વિના કોઈ પણ વસ્તુ સ્વીકારી લેવાનો ઇન્કાર, નવા પુરાવા પરથી આગળના નિર્ણયો બદલવાની શક્તિ, માની લીધેલા સિદ્ધાંત પર નહિ પણ પ્રત્યક્ષ જોયેલી હકીકત પર આધાર રાખવાનું વલણ, ચિત્તનું કડક નિયમન — આ બધું માત્ર વિજ્ઞાનના વિનિયોગ માટે જ નહિ, ખુદ જીવનને તેમ જ તેને સ્પર્શતા અનેક સવાલો ઉકેલવા માટે જરૂરી છે. વિજ્ઞાનના ઉપાસક હોવાનો દાવો કરનારા આજના ઘણા મોટા ભાગના વિજ્ઞાનીઓ પોતપોતાનાં નિશ્ચિત ક્ષેત્રોની બહાર

એ બધું સર્વથા વિસારી મૂકે છે. વૈજ્ઞાનિક દૃષ્ટિ અથવા વલણ એક જીવનપ્રણાલી, વિચારસરણી અને આપણા માનવબંધુઓ સાથે કાર્ય કરવાની તેમ જ તેમની સાથે સમાગમમાં આવવાની પદ્ધતિ છે અથવા હોવી જોઈએ. એ બહુ કપરી વાત છે અને થોડીઘણી સફળતાપૂર્વક પણ એ રીતે આચરણ કરી શકે એવા ગણ્યાગાંઠ્યા માણસો પણ આપણામાંથી મળવા દોહ્યલા છે. પણ આ ટીકા ફિલસૂફી તેમ જ ધર્મે આપણને આપેલા આદેશોનેયે એટલી જ અથવા એથીયે વધારે લાગુ પડે છે. વૈજ્ઞાનિક માનસ માણસે કયે રસ્તે આગળ વધવું એ બતાવે છે. એ બંધનમુક્ત માણસનું માનસ છે. આપણે વિજ્ઞાનના યુગમાં જીવીએ છીએ, એમ આપણને કહેવામાં આવે છે. પણ એ વલણ દુનિયાભરમાં ક્યાંયે પ્રજાનાં કે તેમના નેતાઓમાં જરા સરખું પણ દેખાતું નથી.

પ્રત્યક્ષ જ્ઞાન અથવા બાહ્ય યા દૃશ્ય જગતનું જ્ઞાન એ વિજ્ઞાનનો કાર્યપ્રદેશ છે પણ એ જે માનસ પેદા કરે છે તે એ કાર્યક્ષેત્રની સીમા ઓળંગીને આગળ સુધી જઈ શકે છે. જ્ઞાનપ્રાપ્તિ, સત્યદર્શન તેમ જ માંગલ્ય ને સૌંદર્યનો અનુભવ એ માનવજીવનના અંતિમ હેતુઓ છે એમ કહી શકાય. દૃશ્ય જગતને અંગેના સંશોધનની વૈજ્ઞાનિક પદ્ધતિ આ બધાંને લાગુ પડી શકતી નથી અને કાવ્ય ને કળાનો રસાસ્વાદ, સૌંદર્યજનિત લાગણી અને મંગળ તત્વની આંતરિક અનુભૂતિ વગેરે જીવનની અત્યંત મહત્ત્વની માર્મિક બાબતો એના કાર્યપ્રદેશની બહાર છે. વનસ્પતિશાસ્ત્રી કે પ્રાણીશાસ્ત્રી પ્રકૃતિનું સૌંદર્ય તેમ જ તેની મોહકતા કદી અનુભવી ન શકે અને સમાજશાસ્ત્રીમાં માનવપ્રેમનો સદંતર અભાવ હોય એમ બને. પણ વૈજ્ઞાનિક પદ્ધતિના ક્ષેત્રની બહારના પ્રદેશમાં આપણે પહોંચીએ, ગિરિશૃંગો પરનાં ફિલસૂફીનાં દેવાલયોમાં જઈએ અને આપણે ઉન્નત ભાવનાઓ અનુભવીએ અથવા આ દૃશ્ય જગતની પાર રહેલા અજ્ઞાતના મહાસાગર તરફ નજર કરીએ ત્યારે પણ વિજ્ઞાનની એ દૃષ્ટિ અને વલણ જરૂરનાં હોય છે.

ધર્મની પદ્ધતિ એથી સર્વથા ભિન્ન છે. મુખ્યત્વે ઇન્દ્રિયજ્ઞાનની પેલી પારના પ્રદેશો સાથે એને લેવાદેવા હોવાથી તે ભાવના તેમ જ અંતઃપ્રેરણા કે સંપ્રજ્ઞાન પર આધાર રાખે છે. અને પછી તે જીવનને સ્પર્શતી બધી બાબતોને એ પદ્ધતિ લાગુ પાડે છે. જેમનું અવલોકન કરી શકાય તેમ જ બુદ્ધિપૂર્વક જેમને વિષે સંશોધન કરી શકાય એવા પદાર્થોને પણ તે એ જ પદ્ધતિ લાગુ પાડે છે. સંગઠિત ધર્મ ઈશ્વરવિદ્યાનો આશરો લે છે અને આધ્યાત્મિક બાબતો કરતાં ઘણી વાર તેને સ્થાપિત હિતોની વધારે પડી હોય છે. તે જે વલણને ઉત્તેજન આપે છે તે વિજ્ઞાનના વલણથી તદ્દન ઊલટું હોય છે. તે સંકુચિતતા અને અસહિષ્ણુતા, અંધશ્રદ્ધા અને વહેમ તેમ જ લાગણીવેડા અને જડતા પેદા કરે છે. તે માણસના ચિત્તનાં દ્વાર બંધ કરી દે છે, તેને કુંઠિત કરે છે અને પરાધીન ને ગુલામ મનોદશા પેદા કરે છે.

વૉલ્ટેરે કહ્યું છે કે, ઈશ્વર ન હોત તોયે કોઈ ને કોઈ પ્રકારે તેને શોધી કાઢવો પડત. આ વાત સાચી હોય એમ લાગે છે અને સાચે જ માણસનું ચિત્ત આવી કોઈક માનસિક મૂર્તિ અથવા ખ્યાલ નિર્માણ કરવાને સદા મથતું આવ્યું છે. અને ચિત્તના વિકાસ સાથે એ મૂર્તિ અથવા ખ્યાલનો પણ વિકાસ થતો ગયો છે. પણ ઈશ્વર હોય તોયે એના તરફ જોયા ન ન કરવું. અથવા તેના પર આધાર ન રાખવો એ ઇચ્છવા જોગ છે એવા એથી ઊલટા વિધાનમાં પણ કંઈક તથ્ય રહેલું છે. અતિભૌતિક અથવા પારલૌકિક વસ્તુઓ પર વધારે પડતો આધાર રાખવાથી માણસ સ્વાશ્રયની વૃત્તિ ખોઈ બેસે અને તેની કાર્યદક્ષતા તેમ જ સર્જકશક્તિ મંદ પડી જાય એવો સંભવ છે અને ઘણી વાર એમ બન્યું છે પણ ખરું. છતાં આપણા ભૌતિક જગતથી પર એવા કોઈક ચેતન તત્ત્વ વિષેની કંઈક શ્રદ્ધા, નૈતિક, આધ્યાત્મિક અને આદર્શવાદી કલ્પનાઓ વિષેનું કંઈક આલંબન જરૂરી હોય એમ લાગે છે. કેમ કે નહિ તો આપણી પાસે જીવનનો કોઈ આધાર, ઉદ્દેશ અથવા ધ્યેય રહેતું નથી. ઈશ્વર વિષે આપણે શ્રદ્ધા રાખીએ કે ન રાખીએ પણ કોઈક વસ્તુમાં તો શ્રદ્ધા રાખ્યા વિના આપણો છૂટકો નથી, પછી એને જીવનમથી સર્જકશક્તિ કહો અથવા વસ્તુમાત્રના હાડમાં રહેલી અને તેમને ગતિશીલ, પરિવર્તનશીલ ને વિકાસશીલ કરનારી જીવનશક્તિ કહો કે બીજું

કોઈ નામ આપો. મૃત્યુને મુકાબલે જીવન જેમ સત્ય છે તેટલી જ એ વસ્તુ અકળ પણ સત્ય છે. જાણ્યેઅજાણ્યે પણ આપણામાંના મોટા ભાગના લોકો કોઈક અજ્ઞાત દેવની, કોઈક વ્યક્તિગત, રાષ્ટ્રીય અથવા આંતરરાષ્ટ્રીય આદર્શની, બુદ્ધિપૂર્વક નિહાળતાં મિથ્યા લાગે એવા, પણ આપણને આગળ ને આગળ જવાને પ્રેરતા કોઈક દૂરના લક્ષ્યની, સંપૂર્ણ મનુષ્યના અને વધારે સારી દુનિયાના કોઈક અસ્પષ્ટ ખ્યાલની આરાધના કરે છે અને તેની અગોચર વેદી પર આહુતિ આપે છે. પૂર્ણતા ભલે અપ્રાપ્ય હોય પણ આપણા અંતરમાં રહેલું કોઈક ભૂત, કોઈક અદમ્ય જીવનશક્તિ, આપણને આગળ ને આગળ ધકેલે છે અને અનંતકાળથી પેઢી દરપેઢી આપણે એ મજલ કાપતા આવ્યા છીએ.

જ્ઞાન આગળ વધતું જાય છે તેમ તેમ સંકુચિત અર્થમાં ધર્મનું ક્ષેત્ર સંકોચાતું જાય છે. જીવન અને પ્રકૃતિ વિષેની આપણી સમજ વધતી જાય છે તેમ તેમ દૈવી કારણો ખોળવાની જરૂર ઘટતી જાય છે. જે કંઈ આપણે સમજી શકીએ તેમ જ જેનું નિયમન કરી શકીએ તેને વિષેની ગૂઢતા જતી રહે છે. ખેતીની પ્રક્રિયાઓ, આપણો ખોરાક, આપણો પહેરવેશ, તેમ જ આપણા સામાજિક સંબંધો ને રહેણીકરણી એ બધા પર એક વખતે ધર્મની અને તેના મહંતોની આણ પ્રવર્તતી હતી. ધીમે ધીમે એ બધાં તેના નિયમનમાંથી બહાર નીકળી ગયાં છે અને વૈજ્ઞાનિક અભ્યાસનો વિષય બન્યાં છે. આમ છતાં એમાંની ઘણીખરી બાબતો પર ધાર્મિક માન્યતાઓ તેમ જ તેના પડખામાં રહેતા વહેમોની પ્રબળ અસર હજી પણ ટકી રહી છે. અંતિમ રહસ્ય હજી પણ માનવી ચિત્તની પહોંચની બહાર રહ્યું છે અને એ બાબતમાં એ જ સ્થિતિ ચાલુ રહેવાનો સંભવ છે. પણ જેમનો ભેદ ઉકેલી શકાય એમ છે અને જે હજી અણઉકલી રહી છે એવી જીવનને સ્પર્શતી અનેક રહસ્યમય બાબતો છે એ જોતાં, અંતિમ રહસ્ય માટેની આટલી બધી વ્યાકુળતા ભાગ્યે જ જરૂરી કે વાજબી જણાય છે. જીવનમાં સૃષ્ટિનું સૌંદર્ય હજી પણ રહ્યું છે એટલું જ નહિ, નવી નવી અને જેનો કદી અંત આવે એમ નથી એવી શોધો કરવાને, જીવનનું સંવર્ધન કરનારા તેમ જ તેને વધારે સમૃદ્ધ અને અધિક પરિપૂર્ણ બનાવનારા નવા નવા દૃષ્ટિપથો ઉઘાડવાને તથા નવી નવી જીવનપ્રણાલી પ્રવર્તાવવાને રોમાંચક સાહસ માટે હજી પણ એમાં પૂરતો અવકાશ છે.

એથી ફિલસૂફી સાથે વિજ્ઞાનની દૃષ્ટિ તેમ જ તેના વલણનો સુયોગ સાધીને તેમ જ જે કંઈ એનાથી પર છે તેના તરફ પૂજ્યભાવ રાખીને આપણે જીવન જીવવું જોઈએ. આ રીતે આપણે, પોતાના વિશાળ પટમાં, વર્તમાન તેમ જ ભૂતકાળને તેમનાં સઘળાં ઊંચાણુ અને ઊંડાણુ સહિત આવરી લેતું તેમ જ ભવિષ્ય તરફ પ્રસન્નતાથી અને ધીરગંભીર દૃષ્ટિથી નજર કરતું જીવનનું અખંડ દર્શન ખીલવી શકીએ. ઊંડાણો છે અને તેમની અવગણના થઈ શકે એમ નથી; આપણી આસપાસ ચોમેર પથરાયેલા સૌંદર્યની પડખે દુઃખ, હાડમારી, તેમ જ યાતનાઓ હમેશ રહે છે. વળી માણસનું જીવન સુખ અને દુઃખનું, આનંદ અને શોકનું વિચિત્ર મિશ્રણ છે; એ જ રીતે માણસ જીવનના પાઠ શીખી શકે છે અને આગળ પ્રગતિ કરી શકે છે. આત્માનું કષ્ટ અને તેની વેદનાઓ કરુણ હોય છે અને તેમાં કોઈ ભાગ ભરી શકતું નથી. તેણે એકલાએ એ કસોટીમાંથી પસાર થવાનું હોય છે. બહારના બનાવો તેમ જ તેનાં પરિણામોની આપણા પર પ્રબળ અસર થાય છે, પણ આપણા ચિત્તને લાગતા સૌથી ભારે આઘાતો તો આપણા અંતરના ભયો તેમ જ અંતરના સંઘર્ષોમાંથી જ ઉદ્ભવે છે. બાહ્ય ભૂમિકા પર પ્રગતિ કરતાં કરતાં — આપણે ટકવું હોય તો એ કરવી જ જોઈએ — આપણે સાથે સાથે આપણા અંતરમાં તેમ જ આપણી અને આપણી આસપાસની પરિસ્થિતિ વચ્ચે પણ શાન્તિ સ્થાપવી જોઈએ. એ શાન્તિ આપણા દેહની ભૂખ સંતોષે છે એટલું જ નહિ, માણસે વિચાર અને કાર્યના ક્ષેત્રમાં પોતાની કષ્ટમય યાત્રા આરંભી ત્યારથી ઇતર પ્રાણીઓથી તેને નિરાળો પાડનારી તેની આંતરિક પ્રેરણાઓ, આકાંક્ષાઓ તેમ જ તેની સાહસની ભાવનાની ભૂખ પણ સંતોષે છે. આ યાત્રાનો કોઈક અંતિમ હેતુ છે કે કેમ તેની આપણને ખબર નથી. પણ એના લાભ છે ખરા, અને જે સિદ્ધ કરી શકાય એવાં નજીક લાગતાં હોય છે અને

જે વળી આગળ વધવા માટેની નવી પ્રસ્થાનભૂમિ થાય એવાં ધ્યેયો તરફ તે આંગળી ચીંધે છે.

વિજ્ઞાને પશ્ચિમની દુનિયા પર પોતાની આણ વર્તાવી છે અને દરેક જણ ત્યાં આગળ તેનાં યશોગાન ગાય છે, છતાં પશ્ચિમના લોકોએ હજી પણ સાચી વિજ્ઞાનની દૃષ્ટિ કેળવી નથી. તેમણે શરીર અને આત્માનો સર્જક સુમેળ હજી પેદા કરવાનો છે. હિંદમાં ઘણી બાબતોમાં અમારે ઘણું અંતર કાપવાનું છે એ ઉઘાડું છે. અને છતાં અમારા માર્ગમાં મોટી બાધાઓ પ્રમાણમાં ઓછી હોવા સંભવ છે. કેમ કે, યુગયુગાન્તરોથી હિંદના તત્ત્વચિંતનના — તેના પાછળના આવિર્ભાવો સિવાય — પાયામાં રહેલી વસ્તુ વૈજ્ઞાનિક દૃષ્ટિ તેમ જ આંતરરાષ્ટ્રીયતાની ભાવના સાથે સુસંગત છે. એ તત્ત્વચિંતનના પાયામાં સત્ય માટેની નિર્ભય ખોજ, માનવમાત્રની એકતા, જીવમાત્રની દિવ્યતા તેમ જ ઉત્તરોત્તર વધારે ને વધારે સ્વતંત્રતા તથા માનવવિકાસની વધુ ને વધુ ઉચ્ચ ભૂમિકા તરફ લઈ જનારી વ્યક્તિ તેમ જ સમષ્ટિની અબાધિત ને અન્યોન્યાશ્રયી પ્રગતિ રહેલાં છે.

# યુરોપમાં ગાંધીજીનો સંદેશ

શ્રી નગીનભાઈ મણિલાલ પારેખ નામે એક ભાઈ શ્રી. કિશોરલાલભાઈ ઉપર એક પત્ર લખી જે ખબર આપે છે તે સૌએ વિચારવા જેવી છે. ઘરના દેવ ઘરના લોકને ઘર જેવા લાગે; પણ તેથી તેમનું દૈવત ભુલાય તો સારું નહિ. ગાંધીજીના બોધની કદર જો દિનપ્રતિદિન આપણા દેશમાં વધશે નહીં, તો આગળ ઉપર જગત આપણને કેવા કહેશે, તે ખ્યાલ પણ કરવા જેવો છે. તે ભાઈ લખે છે :

"ઑક્સફર્ડની રસ્કિન કૉલેજમાં હું અભ્યાસ કરું છું, અને મારી રજાઓને હિસાબે હાલ હું કૉન્ટિનેન્ટ પર છું. થોડા દિવસ પહેલાં ગ્રાત્ઝની (ઑસ્ટ્રિયા) એક કાચની બનાવેલી વસ્તુઓની દુકાનમાં મને જે અનુભવ થયો, એ જાણવામાં આપને કદાચ રસ પડશે, એમ ધારી આ પત્ર લખી રહ્યો છું.

"દુકાનની અંદર દાખલ થતાં એક તરફ કાચનાં તરેહ તરેહનાં પૂતળાં તરફ મારી નજર ગઈ. એ સૌની વચ્ચે જ્યારે ધ્યાન આકર્ષે એ રીતે મૂકેલું બેઠેલા બાપુનું પૂતળું જોયું (જે બજારુ કરતાં વધુ તો કળામય લાગ્યું), ત્યારે મારા આશ્ચર્યની સીમા ન રહી. કુતૂહલવૃત્તિથી મેં એની સહેજે કિંમત પૂછી. ઉત્તરમાં સંચાલક બહેને કહ્યું : 'ના, આ આખી દુકાનમાં એ એક જ વસ્તુ વેચવા માટેની નથી. આજ સુધીમાં દસેક માંગ આવવા છતાં અમે એ નથી વેચ્યું. એક પ્રતીક તરીકે એ ત્યાં સ્થાપવામાં આવ્યું છે.'

જ્યારે તે બહેને જાણ્યું કે હું ભારતવાસી છું, ત્યારે સામેથી જ ખુલાસો ધરતાં તેમણે આગળ કહ્યું : ગઈ લડાઈ દરમ્યાન આ દુકાનનાં માલિક બહેનનું ઘર તેમ જ દુકાન બૉમ્બવર્ષાથી તારાજ થયાં હતાં. લડાઈ બાદ તેઓ જ્યારે જર્મની ગયાં ત્યારે ગાંધીજીનું આ પૂતળું તેમણે ત્યાં જોયું અને તરત મેળવી લીધું. લડાઈની ભીષણતા તેમણે સ્વાનુભવ વડે જ જાણી હોવાથી શાંતિના પ્રતીકરૂપ ગાંધીજીનું આ પૂતળું જોતાં તેમને દિલાસો મળ્યો. આ દુકાન ફરી બંધાતાં તેમણે આ પૂતળું અહીં લાવી મૂકયું અને, તેમના જ શબ્દોમાં, 'જ્યાં સુધી આ દુકાન અહીં ઊભી છે, ત્યાં સુધી ગાંધીજીની આ કાચપ્રતિમા શાંતિનો સંદેશ પાઠવતી સદાય આ સ્થળે જ રહેશે.'

"યુરોપમાં પ્રવાસ દરમ્યાન, ગમે તે દેશમાં, જે કોઈ સામાન્યમાં સામાન્ય માણસ સાથે પણ પાંચ મિનિટ નિરાંતે બેસીને વાત કરવાની મને જ્યારે જ્યારે તક મળી, ત્યારે ત્યારે તે માણસે બાપુનો ઉલ્લેખ ન કર્યો હોય એવું ભાગ્યે જ બન્યું છે. આજે મને જરાય સંદેહ નથી રહ્યો કે, યુદ્ધપીડિત યુરોપના હજારો લોકો બાપુના જીવનસંદેશમાંથી આશ્વાસન અને શ્રદ્ધા મેળવી રહ્યા છે. યહૂદીઓની જેમ ભારતવાસીઓ વિષે પણ ભવિષ્યનો ઇતિહાસકાર ટકોર ન કરે, એ જ આ સઘળા પુણ્ય અનુભવો મેળવતાં, મારામાં પ્રાર્થના જાગે છે."

મ૦

# મારા કાકાનાં સ્મરણો

[સ્વ૦ મહાદેવભાઈ દેસાઈનાં સ્મરણોનો છેલ્લો હપતો.]

## ૧૦

સાબરમતીના હરિજન આશ્રમમાં કાકાની પહેલી પુણ્યતિથિને દિવસે એક પ્રસંગ સ્વ. પંડિત તોતારામજીએ કહ્યો હતો તે અહીં નોંધી લઉં છું.

એક વખત પંડિત તોતારામજી, કોઈ એક બીજા મિત્ર અને કાકા સાબરમતીથી અમદાવાદ મજૂર મહાજનની ઑફિસમાં ગયા હતા અને મોડું થવાથી ત્યાં જ સૂતા હતા. રાતના એક ધડાકો થયો એટલે પંડિતજી જાગી પડ્યા ને એમણે જોયું કે કાકા ઊભા છે. એમણે પૂછ્યું: 'કેમ મહાદેવભાઈ, શું છે?'

'એ તો કાંઈ નહિ. હું અચાનક ઊભો થયો એટલે આ પાટનો અવાજ થયો.'

'પણ તમે આમ અધીં રાતે ઊભા કેમ થયા?'

'એ તો કાંઈ નહિ. મને સ્વપ્નું આવ્યું કે, બાપુ મને બોલાવે છે એટલે હું સફાળો ઊભો થઈ ગયો.'

આગાખાન મહેલમાં ડૉ. સુશીલાબહેને મને કહ્યું હતું કે: "બાપુ કહેતા હતા કે, 'હું મહાદેવને બૂમ પાડ્યા જ કરતો હતો, કારણ જો મહાદેવ મારી તરફ જોત તો હું એમને કહેત કે મહાદેવ ઊભા થાઓ. જેણે આખી જિન્દગીમાં ક્યારેય મારી આજ્ઞા નથી ઉથાપી, તે જરૂર આ વખતે પણ મોતના મોંમાંથી બેઠા થઈ જાત.'" આ પ્રસંગ અને પંડિત તોતારામજીએ કહેલા પ્રસંગ એ બે વચ્ચેનું લગભગ ૨૦ વર્ષનું અંતર ક્યાંય દેખાય છે ખરું?

* * *

મરણની વાતો તો કાકા કર્યા જ કરતા. પૂ. જમનાલાલજીના અચાનક સ્વર્ગવાસ પછી કાકાને પોતાના જીવવા વિષે જરાય ભરોસો રહ્યો નહોતો. નવરા પડતા ત્યારે ગીતાનું રટણ કર્યા કરતા. છેલ્લાં કેટલાંય વર્ષોથી રોજ મનમાં આખી ગીતાનું રટણ કરવાનો એમનો કાર્યક્રમ હતો જ. જમનાલાલજીના સ્વર્ગવાસ પછી ઘણી વાર તે મોટેથી પણ બોલતા. કહેતા કે, મરણ ક્યારે આવવાનું છે, કોને ખબર છે? મરણસમયે આપણા મોં પર ગીતા હોય એ કેવું સારું!

* * *

'૪૨ની શરૂઆતમાં કાકાની તબિયત વધારે બગડી ગઈ હતી, લોહીના દબાણના હુમલા તેમને વારંવાર થતા. તબીબો સંપૂર્ણ આરામ લેવાની સલાહ આપતા. પણ બાપુના 'હિન્દ છોડો' આન્દોલનની નોબતો વાગ્યા કરતી હતી, તેથી તેમને બાપુને છોડીને બહાર જવું ગમતું નહોતું. એક દિવસ બાપુના અત્યંત આગ્રહને વશ થઈને તેઓ પંદરેક દિવસ માટે આરામ લેવા નાશિક તરફ જવા નીકળ્યા. પરંતુ વર્ધા સ્ટેશને જ તેમને ચક્કર આવી ગયાં અને તેમને સુવાડી રાખવા પડ્યા. ટેલિફોન દ્વારા આ સમાચાર અમને સેવાગ્રામ મળ્યા. કાકા પાછા ક્યારે સેવાગ્રામ આવે તેની વાટ આખું સેવાગ્રામ જોઈ રહ્યું. પળ પળ યુગ સમી જતી હતી. બાપુ પણ ભારે ચિંતાગ્રસ્ત દેખાતા હતા.

છેવટે કાકાને લઈને સિવિલ સર્જનની મોટર આવી પહોંચી. આખું સેવાગ્રામ એમની ફરતે વીંટળાઈ વળ્યું. બાપુએ તેમને પથારીમાં સુવડાવી તેમનું માથું પોતાના ખોળામાં લીધું.

'કેમ મહાદેવ, હવે કેમ છે?'

બાપુને તે દિવસે પહેલી વાર મેં પોતાનું સાપ્તાહિક મૌન તોડતા જોયા. સાંભળ્યું છે કે, પૂ. મગનલાલ ગાંધી ગુજરી ગયા ત્યારે પણ તેમણે મૌન તોડ્યું હતું.

કાકાની આંખમાંથી ડબ ડબ આંસુ ખરતાં હતાં. તેમણે કહ્યું:

'હવે મને નિરાંત થઈ. હું તો કહેતો હતો કે મારે નાશિક નથી જવું. હું મરીશ તો આપના ખોળામાં માથું મૂકીને જ.'

બાપુ હળવે હળવે કાકાને પંખો નાખતા રહ્યા.

## ૧૧

૧૯૪૨ના ઑગસ્ટની આઠમી તારીખે રાતે બિરલા હાઉસમાં બાપુના ભવિષ્ય વિષે બે મત પ્રવર્તતા હતા. બાપુ પોતે એમ માનતા હતા કે, તેમના મહાસમિતિ સમક્ષના ભાષણ પછી સરકાર તેમને વાઈસરૉયને મળવાની તક જરૂર આપશે. કાકા માનતા હતા કે, તેમને પકડી લેશે. બાપુ તો બધાંને સૂવાનું કહી પોતે સૂઈ ગયા. પણ બિરલા હાઉસમાં બે જણને ઊંઘ આવતી

નહોતી, એક કાકા અને બીજાં મોટી બા. રાતે એકાદ વાગ્યે હું જાગ્યો ત્યારે મેં તેમની બંને વચ્ચે નીચે પ્રમાણે વાર્તાલાપ સાંભળ્યો:

બા: 'હેં મહાદેવ! બાપુને પકડશે કે નહિ?'

કાકા: મને તો લાગે છે બા, કે પકડી લેશે. પણ બાપુ માને છે કે નહિ પકડે. પકડશે એમ માનવાને ઘણાં કારણો છે, પણ ઘણીખરી વાર બાપુની જ ધારણા સાચી પડે છે, તેમ આ ફેરે થાય તો કહેવાય નહિ.

બા: આ ફેરની જેલ બાપુ માટે બહુ કપરી હશે નહિ?

કાકા: હા. બાપુ જેલમાં જતાંની સાથે જ ઉપવાસ કરવાની વાત કરે છે, એટલે મને તો ચેન જ નથી પડતું.

બા: એટલે જ મને પણ આજે ઊંઘ નથી આવતી.

બિરલા હાઉસની એક ઘડિયાળમાં ટકોરા વાગ્યા:

બે . . . ત્રણ . . . ચાર.

હજુય કોઈ ન આવ્યું એટલે કાકાને થયું કે, બાપુની વાત જ સાચી ઠરી. મુંબઈની પોલીસ તો અર્ધી રાતે જ બાપુને પકડે. પણ સરદારને તો અવશ્ય પકડ્યા હશે એમ ધારી ખબર કાઢવા કાકા ટેલિફોન પર ગયા, ત્યારે જોયું કે ટેલિફોન ચાલતો નહોતો. આને પોલીસના આગમનની આગાહી સમજી, કાકા અંદરના ઓરડામાં આવતા હતા, એટલામાં જ સ્વામી આનંદ ખબર લાવ્યા કે 'આવી પહોંચ્યા.'

કાકાએ પોલીસ કમિશનરનું કાગળિયું વાંચ્યું. મીરાબહેન અને કાકાને બાપુ સાથે આવવાનો હુકમ હતો. બા અને પ્યારેલાલજી જો ઇચ્છે તો જ તેમને સાથે લેવાં, પણ ન ઇચ્છે તો ન લેવાં એમ સૂચવ્યું હતું.

કોઈ પણ સંજોગોમાં બાપુની સાથે રહેવા મળશે એમ જાણી કાકા તો રાજી રાજી થઈ ગયા. પણ મોટી બા સામે ધર્મસંકટ આવી પડ્યું. બાપુને તેમણે પૂછ્યું: 'મારે શું કરવું?'

બાપુએ કહ્યું: 'તારે મારી સાથે આવવું હોય તો ભલે આવ, પણ તું પાછળ રહીશ એ જ મને તો ગમશે.'

આ કપરી ઘડીએ બાપુથી છૂટા પડવું એક તરફ હતું અને બાપુની ઇચ્છા પૂરી કરવી એ બીજી તરફ હતું. એક ક્ષણવારમાં અમે બધાંએ બાનો નિર્ણય સાંભળ્યો:

'મને તમારી સાથે આવવું તો ગમે, પણ તમારી ઇચ્છા પ્રમાણે જ હું તો કરીશ: હું રહી જાઉં છું.'

બાની આ મહત્તા જોઈ ધન્યતાની લાગણી અનુભવતો હું કાકા પાસે તેમનો સામાન બાંધવામાં મદદ કરવા ગયો. પણ સામાન બાંધવાપણું હતું જ શું? જે સામાન આપું તેની કાકા 'ના' જ કહેતા. 'બધા કેદીઓને ક્યાં શાલ મળે છે?' વગેરે. ઘણા વખતથી કાકાને ગીતાંજલિનાં બધાં ગીતોનો ગુજરાતી અનુવાદ કરવાની ઇચ્છા હતી. કોઈ વાર કહેતા પણ ખરા કે, જેલની નિરાંત મળે તો ગીતાંજલિનો અનુવાદ કરવો છે. જેલમાં પાંચેક નવલકથા લખવાની પણ તેમની કલ્પના હતી. કોરા કાગળનાં પેડ અને ગીતાંજલિ લાવી મેં કહ્યું: 'કાકા, આ તો સાથે આપું ને!'

કાકા કહે: 'ના'

'કેમ?'

કાકાનું મુખ ગંભીર થઈ ગયું હતું. તેમણે કહ્યું: 'બાપુના ઉપવાસની વાત મારા માથા પર તલવારની માફક તોળાઈ રહી છે. આ ફેરે મારાથી કાંઈ નહીં લખાય. કોણ જાણે છે એકાદ અઠવાડિયું પણ જીવીશ કે નહિ તે.'

આ વચન આટલું બધું સાચું પડશે એ તે વખતે હું જાણતો નહોતો. તે વખતે તો અમારા દિલમાં એક જ વાત હતી — 'સ્વરાજની છેલ્લી લડાઈ શરૂ થઈ ચૂકી.' પ્રાર્થના થઈ. અમે બધાં બાપુને પગે લાગ્યાં સામાન્ય રીતે કાકા ક્યાંક જાય કે ક્યાંકથી આવે ત્યારે હું તેમને પગે નહોતો લાગતો — ભેટી જ પડતો. પણ આ વખતે હું એમને પગે લાગ્યો અને હસતાં હસતાં બોલ્યો: 'કાકા! હવે તો આપણે આઝાદ હિંદુસ્તાનમાં મળીશું.'

કાકાએ સહેજ વાંકા વળી મને બચી ભરી. એ જ તેમનો જવાબ હતો.

[સંપૂર્ણ] **નારાયણ દેસાઈ**

# હિંદીના વિકાસમાં ગુજરાતીઓનો ફાળો

## ૧૩

ભારતેન્દુ અને દયાનંદના સમય પછી હિંદીએ સારી જેવી પ્રગતિ કરી; પરંતુ એનું સાહિત્ય બંગાળી, ગુજરાતી કે મરાઠીની તુલનામાં ઊતરતું રહ્યું; એટલું જ નહીં, ઉર્દૂની તોલે પણ પાછળ હતું. શ્રી. બ. ક. ઠાકોરે તો એક વાર હિંદીને વ્રજ, મારવાડી, ઉર્દૂ, અવધી વગેરે ચાર પાંચ ભાષાના ખીચડા તરીકે ઓળખાવી હતી. છેક ૧૯૧૬ સુધી આમ હિંદી એ માત્ર હિંદુસ્તાનની પ્રાંતીય બોલીઓમાંની જ એક હતી અને તેમાં પણ એનો નંબર પાંચમા છઠ્ઠાથી ઉપર નહોતો. ઉત્તર હિંદુસ્તાનની એ ગરીબ બાળાને આજે ભારત-ભરની રાષ્ટ્રભાષાના ગૌરવાન્વિત પદે જો કોઈએ સ્થાપી હોય તો તે મહાત્મા ગાંધીએ.

સ્વામી દયાનંદના મૃત્યુ બાદ ત્રેવીસ વર્ષે મહાત્મા ગાંધીએ ઈ. સ. ૧૯૦૯માં 'હિંદ સ્વરાજ'માં લખ્યું: "દરેક કેળવાયેલા હિંદીને સ્વભાષા, હિંદુને સંસ્કૃત, મુસલમાનને અરબી, પારસીને પર્શિયનનું અને બધાને હિંદીનું જ્ઞાન હોવું જોઈએ. — આખા હિંદુસ્તાનને જોઈએ તે તો હિંદી, હોવી જોઈએ. તે ઉર્દૂ અથવા નાગરી લિપિમાં લખવાની છૂટ ઘટે છે." ૧૯૧૭માં ભરૂચમાં મળેલી બીજી ગુજરાત કેળવણી પરિષદના પ્રમુખપદેથી રાષ્ટ્રીય ભાષાનો વિચાર કરતાં એવી ભાષાનાં લક્ષણો ગણાવી, 'અંગ્રેજીમાં એ લક્ષણો નથી' એમ જણાવી કહ્યું હતું કે, 'હિંદી ભાષામાં એ બધાં લક્ષણો છે.' ૧૯૨૬માં કૉંગ્રેસ પાસે એમણે એ અંગે ઠરાવ કરાવ્યો. ગૂજરાત વિદ્યાપીઠમાં એમણે હિંદીને સ્થાન આપ્યું. ૧૯૩૪માં એમના પ્રયત્નને લીધે જ કૉંગ્રેસે હિંદીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારી પોતાના કાર્યક્રમમાં હિંદીપ્રચારને સ્થાન આપ્યું. સાથે જ દક્ષિણ ભારત જ્યાં હિંદીનો ચંચુપાત પણ નહોતો ત્યાં તથા પૂર્વભારતમાં હિંદીના પ્રચાર માટે એમણે ધ્યાન દોડાવ્યું. દક્ષિણ ભારત માટે દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભાની સ્થાપના કરી. પછી થોડાં વર્ષે રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, વર્ધાની સ્થાપના કરાવી. આમ સમસ્ત દેશમાં વ્યવસ્થિત રીતે હિંદીપ્રચારનું કામ શરૂ કરાવ્યું. એમણે પોતે પણ રાષ્ટ્રના એક રચનાકાર્ય તરીકે હિંદીના શિક્ષણને પ્રોત્સાહન આપ્યા કર્યું. અને છેલ્લે અંગ્રેજી ભાષા અને રોમન લિપિની સામે, હિંદીને પડખે ઝઝૂમતા રહી એને રાજભાષાનું સ્થાન પણ અપાવ્યું. ઉપરાંત, એમણે હિંદીમાં લેખો લખ્યા અને ભાષણો આપ્યાં, અને જેમ ગુજરાતીમાં તેમ જ હિંદીમાં પણ ગદ્યની એક અનોખી શૈલી સર્જી. नवजीवन અને हरिजन-सेवक દ્વારા પત્રકારિત્વનો એક નવો આદર્શ રજૂ કર્યો. અરે! હિંદીમાં લખેલા એમના એકલા પત્રોની સંખ્યા પણ નાનીસૂની નથી. અને એમણે સર્જેલી ભાવનાઓ અને વિચારસૃષ્ટિ તેમ જ અપ્રતિમ પુરુષાર્થે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ, એ બધાને કારણે ભારતભરમાં તેમ હિંદી સાહિત્યમાં પણ છેલ્લાં ત્રીસ વર્ષ એટલે મુખ્યત્વે ગાંધીયુગ. ચરખા, ખાદી, અછૂતોદ્ધાર, કિસાન, મજદૂર, કોમી એકતા, દેહાતી જીવન, શ્રમનું મહત્ત્વ, અને એ બધાંથીયે ચડે એવી પોતાની જીવનકથા, — સાહિત્યને એમણે કેટકેટલા વિષયો આપ્યા! એમની સાધુમય શૈલી અને સરલ ભાષાના એક બે નમૂના જોઈએ; ક્વચિત એમાં કાવ્યત્વ પણ આવી જાય છે; ભાષાનું સંગીત તો હોય છે જ.

'स्वतंत्रता इस संसारमें सबसे अधिक चंचल और स्वच्छन्द स्त्री है। यह दुनियामें सबसे बड़ी मोहिनी है। इसको प्रसन्न करना बड़ा कठिन काम है। यह अपना मंदिर जेलखानोंमें तथा इतनी ऊंचाई पर बनाती है कि जहां जाते जाते आंखोंमें अंधेरा छा जाता है, और हमें जेलकी दीवारों पर चढ़ते हुअे तथा हिमालयकी चोटीके सदृश ऊंचाई पर बने इस मंदिर तक जानेकी आशासे कंटीले कंकरीले बीहड़ोंमें लहू-लुहान पैरोंसे मंजिल तय करते हुए देखकर खिलखिलाकर हंसती है।

'राष्ट्रभाषा' वर्धा, जून–१९४४

બીજો એક નમૂનો શ્રી રેહાના તૈયબજીને યરવડા જેલમાંથી ૧૦–૬–'૩૨ને રોજ એની માંદગીમાં આશ્વાસન આપવા લખેલા પત્રમાંથી જોઈએ:—

'कौन जानता है कि तंदुरुस्त रहनेसे अच्छा है या न दुरस्त रहनेसे ! (रहना ?) नल-दमयंतीकी कथा सुनी है न? नल बहुत खूबसूरत था, उसे बचानेके लिए खुदाने करकोटक नागको हुक्म दिया । जाओ नलको काटो और उसे बदसूरत बना दो । जब नागने काटा, नल घबड़ा गया । आखिरमें उसे पता चला कि ये तो खुदाकी न्यामत है ! ठीक ऐसा ही तुम्हारे बारेमें जानता हूं । इसलिए दर्दका इलाज करते रहे, लेकिन अच्छे बुरेकी हरगिज फिकर न करें । तुम्हारे हर हालतमें गाना-नाचना ही है और अम्माजानकी खिदमतमें रहना है ।

(મહાદેવભાઈની ડાયરી, પુસ્તક પહેલું પા. ૨૩૯)

વળી, ઓછામાં ઓછા શબ્દોમાં ગહનમાં ગહન વિચાર દર્શાવવાની શક્તિમાં તો એમનાથી ચડી જાય એવો લેખક ભાગ્યે જ હશે. એક સવાલ પૂછનારને આપેલા ટૂંકા જવાબો જોઈએ :

१. आचार्य वह जो अपने आचारसे हमें सदाचारी बनावे ।

२. सच्चा व्यक्तित्व अपनेको शून्यवत् बनानेमें है ।

३. जीवनका रहस्य निष्काम सेवा है ।

४. सबसे ऊंचा आदर्श वह है कि हम वीतराग बनें ।

५. पुरुष वह जो अपने देहका राजा बनता है ।

६. सौंदर्य आन्तरिक वस्तु होनेसे उसका प्रत्यक्ष दर्शन नहीं हो सकता है ।

(મહાદેવભાઈની ડાયરી, પુસ્તક પહેલું પા. ૧૫૯)

અને છતાં મજાની વાત તો એ છે કે, શ્રી. વ્રજરત્નદાસના ૧૫૦ પાનાંના હિંદી સાહિત્યકા ઇતિહાસમાં (સંવત ૨૦૦૨) કે શ્રી. રામચન્દ્ર શુક્લના ૭૦૦ પાનાંના હિંદી સાહિત્યકા ઇતિહાસમાં (સંવત ૧૯૯૭) ગાંધીજીનું નામ સરખું નથી !

## ૧૪

ગાંધીજીની પાછળ પાછળ હિંદીની સેવા કરવામાં શ્રી. કાલેલકર અને શ્રી. મુનશી મુખ્ય છે. શ્રી. કાલેલકરે હિંદીમાં અનેક મૌલિક લેખો લખ્યા છે. એને ભેગા કરવામાં આવે તો એક દળદાર ગ્રંથ થાય. એમની ભાષા સંસ્કૃતમય છતાં 'મુહાવરેદાર' અને મીઠી છે. હિંદીમાં એમણે પહેલાં સવકી બોલી અને પછી મંગલ પ્રભાત એ સામયિકોનું સંપાદન કર્યું છે.

હિંદી ઉર્દૂના ઝઘડાને કારણે મહાત્મા ગાંધી અને શ્રી. કાલેલકરે હિંદી સાહિત્ય પરિષદ સાથે પોતાનો સહકાર છોડયો, પરંતુ શ્રી. મુનશી તો સંસ્કૃતમય હિંદીના પક્ષકાર હોવાને કારણે એમનો સંબંધ તો વધુ ગાઢ થયો. હિંદી સાહિત્ય પરિષદના જયપુર અધિવેશનના એઓ પ્રમુખ પણ ચૂંટાયા હતા. સ્વર્ગસ્થ પ્રેમચંદજી સાથે કેટલીક વખત એમણે 'હંસ' માસિકનું સંપાદન પણ કર્યું હતું. તેમ જ આંતરપ્રાંતીય હિંદી સાહિત્ય પરિષદની યોજના કરી છે. એમની અનેક ગુજરાતી નવલો તથા નાટકોનું હિંદીમાં ભાષાંતર થયું છે. શ્રી. પરીનબહેન કેપ્ટન મુંબઈમાં હિંદુસ્તાની પ્રચારનું કામ કરે છે.

મહાત્મા ગાંધીની સાથે જ હિંદી પ્રચારની બાબતમાં જે એક બીજું નામ લેવાવું જોઈએ તે શ્રીમંત સયાજીરાવ ગાયકવાડનું છે. એમણે ઈ. સ. ૧૯૩૪થી પોતાના રાજ્યમાં બધા સરકારી નોકરો તથા વકીલો માટે હિંદીનું જ્ઞાન અનિવાર્ય બનાવ્યું હતું, અને એ માટે એક પરીક્ષા પણ ચાલુ કરી હતી. ઉપરાંત, એમણે હિંદીમાં ગ્રંથપ્રકાશન માટે પણ સારી જેવી રકમ મદદ તરીકે આપી હતી. કમનસીબે હિંદી અંગે એમનો જેટલો આગ્રહ હતો તેટલો રાજ્યમાં બીજા કોઈને ન હોવાને કારણે એમનાં પગલાંથી હિંદી પ્રચારને જેટલો વેગ મળવો જોઈતો હતો તે ન મળ્યો, અને હિંદી પરીક્ષા પણ લગભગ ફારસ રૂપ જ રહી.

વળી, કોશ પ્રકાશનોમાં ધ્યાન ખેંચે એવું એક પુસ્તક તૈયાર કરાવી એમણે સને ૧૯૩૨માં બહાર પડાવ્યું હતું. આ પુસ્તક તે 'શ્રી સયાજી શાસન કલ્પતરુ' છે. એ પુસ્તક તૈયાર કરાવવા પાછળની એક પ્રેરણા સમગ્ર હિંદ માટે એક હિંદી ભાષા બનાવવાની લાગણીની હતી. એ કોશમાં અંગ્રેજી શબ્દો તેમ જ તે માટેના ગુજરાતી, મરાઠી, સંસ્કૃત, ઉર્દૂ, ફારસી, હિંદી અને બંગાળી એ ભાષાના સમશબ્દો કોલમવાર એક સાથે ગોઠવીને દર્શાવ્યા છે.

જનક દવે

[—ચાલુ

# શ્રી. પડવલના ઉપવાસ

મુંબઈમાં શ્રી. પડવલે કરેલા ઉપવાસ ઉપરથી કેટલીક બાબતો વિચારવા જેવી ઉદ્‌ભવી છે, તે વિષે નીચે થોડુંક લખું છું. જો આપને યોગ્ય લાગે તો આપના પત્રમાં રજૂ કરશો તેવી વિનંતી કરું છું.

૧. ઉપવાસ એક અંગત આદર્શાત્મક બાબત છે અને એનો વિચાર અંગત જીવનમાં આધ્યાત્મિક દૃષ્ટિએ જ થઈ શકે તેમ આપણે સમજવું જોઈએ. ગાંધીજી જીવનને ઉચ્ચ નૈતિક દૃષ્ટિએ જ હરેક વખતે તપાસતા, એટલે સામાજિક કે રાજકીય બાબત પણ તેમને મન નૈતિક બની રહેતી. તેમનું જીવન એ પ્રકારનું હતું અને સમાજમાં તેમનું એ રીતનું સ્થાન હતું. પણ તેમણે હંમેશાં કહેલું કે, મારા સિવાય બીજાને આ શસ્ત્રનો ઉપયોગ કરવાનો સામાન્ય રીતે અધિકાર નથી. તેમનું આ કથન આપણે સ્વીકારીએ કે ન સ્વીકારીએ, પણ નૂતન હિંદમાં, પ્રજાસત્તાક રાજ્યમાં, સામાજિક કે રાજકીય ક્ષેત્રમાં ઉપવાસનો વિચાર છેવટના વિચાર તરીકે પણ, ન છૂટકે પણ, કરવો ન જોઈએ, એમ દરેક પ્રજાજને શીખી કે જાણી લેવું જોઈએ. ગાંધીજીએ ઉપવાસના શસ્ત્રનો વારસો આપણને આપ્યો જ નથી. લેનારે ખોટી રીતે લીધો છે કે વિચાર્યો છે એમ જ માનવું રહ્યું.

૨. પ્રજાસત્તાક રાજ્યમાં કોઈ પણ મૂળભૂત ફરિયાદ કરવાની ઊભી થાય અથવા સુધારણાનો પ્રશ્ન ઉદ્‌ભવે, ત્યારે વર્તમાનપત્રમાં ચર્ચા, ઠરાવ, સભા, અધિકારી સાથે મુલાકાત વગેરે બંધારણીય ઇલાજો જ તેના નિકાલ માટે વિચારી શકાય; તે જાતનું શિક્ષણ આપણે શિક્ષકોએ બાળકોને આપવું પડશે. રાજ્યના દરેક કામમાં પૂરેપૂરો સહકાર આપતાં આપતાં સુધારણાનો નિકાલ બધા બંધારણીય ઇલાજો દ્વારા લાવી શકાય એ સિદ્ધાંત બાળક આગળ આપણે શિક્ષકોએ મૂકવો પડશે. જો લોકશાહીના ફાયદા ઉઠાવવા હોય, તો તે પદ્ધતિની કેટલીક અનિવાર્ય મર્યાદાઓ સ્વીકારી લઈ, નિયમોમાં નવા ફેરફાર થતાં વેઠવો પડતો વિલંબ, અને કેટલીક વાર તો ઘણો લાંબો વિલંબ સહન કરવો જ રહ્યો. આ જાતનું શિક્ષણ આજનાં બાળકો મેળવશે, અને તે મુખ્યત્વે શિક્ષકોના આચરણ ઉપરથી, તો ભવિષ્યમાં લોકશાહી પદ્ધતિના ઘણા લાભો સરળતાથી અનુભવી શકીશું તેમ હું સમજું છું.

૩. શ્રી. પડવલના ઉપવાસ ઉપરથી નોકરીની સ્થિરતાનો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉપસ્થિત થયો છે. શિક્ષણ સમિતિએ તાજેતરમાં આ પ્રશ્ન ચર્ચ્યો છે અને ચોક્કસ નિર્ણય લીધેલ છે. પણ નોકરીની સ્થિરતાને આજે શિક્ષક તથા શિક્ષણ મંડળો જે મહત્ત્વ આપી રહ્યાં છે તે વાજબી છે? શિક્ષણના પુનર્વિધાન માટે આપણે સૌ — શિક્ષકો તથા સરકાર — જે વિચારણા કે રોજના વ્યવહારમાં મૂકવા પ્રયત્ન કરી રહ્યા છીએ, તેનો વિચાર કરતાં એમ નથી લાગતું કે, આજે શિક્ષકોનો એક એવો સમુદાય છે કે જે આ પુનર્વિધાન-માં કોઈ રીતે બેસી શકે તેમ નથી? કેટલા ખોટા શિક્ષકો આજે શિક્ષણના ક્ષેત્રમાં છે એનો 'સરવે' તપાસ થાય, તો આશ્ચર્ય પમાડે તેટલી સંખ્યા નીકળવા સંભવ નથી? શિક્ષણનો કોઈ ને કોઈ ડિપ્લોમા કે ડિગ્રી મેળવેલ હોય તેને સરકારી દૃષ્ટિએ લાયક શિક્ષક કહેવામાં ભલે આવે, પણ તેવા શિક્ષકોમાં પણ શિક્ષણનો પ્રેમ હોય તેવા શિક્ષકો કેટલા? જો આપણામાં થોડી પણ સંખ્યા લાયકાત વિનાની હોય, તો શિક્ષક કાયમી છે એટલી વિગત ઉપરથી જ તેને રજા ન આપી શકાય તેમ કહેવું તે ઉચિત છે? અને બીજા ક્ષેત્રમાં એક માસ કે ત્રણ માસની નોટિસનો સમય હોય, તો શિક્ષણના ક્ષેત્રમાં ૬ માસ કે ૧૨ માસ શા માટે? કોઈ પણ આદર્શ શાળા માટે પણ ૬ માસ કે ૧૨ માસનો નોટિસ-સમય શિક્ષણને લાભદાયી નીવડવા સંભવ નથી. નોકરીની સ્થિરતા માટે કોઈ પણ એક-સરખો નિયમ બાંધવો તેમાં શિક્ષકને ભલે ફાયદો થતો હોય, પણ તેના કામને ચોક્કસ ગેરફાયદો છે, એમ મારી નમ્ર સમજણ છે. શિક્ષક પોતાની લાયકાતથી પોતાની સ્થિરતા ઊભી કરી શકે છે અને ટકાવી શકે છે, પણ કોઈ નિયમના દબાણ હેઠળ તે કરાવવા પ્રયત્ન કરશે તો સરવાળે તેનું કામ બગડવા સંભવ છે. મારો આ વિચાર કેટલાકને પ્રત્યાઘાતી લાગશે, પણ મારા

બાર વર્ષના અનુભવ પછી અને પૂરી વિચારણા પછી હું આ વિચાર ઉપર આવ્યો છું. અલબત્ત, મને ખ્યાલ છે કે, કેટલી ખાનગી શાળાના સંચાલકો કે ટ્રસ્ટની શાળાના સંચાલકો પણ શિક્ષકને અન્યાય થાય તે રીતે રજા આપે છે. સાચી ફરિયાદના દાખલા બન્યા છે અને શ્રી. પડવલને પણ સોસાયટીના ગેરવહીવટના ભોગ થવું પડયું છે છતાં આ વ્યક્તિગત પ્રશ્ન નથી. અત્યારે તો સામાન્ય નિયમ તરીકે નોકરીની સ્થિરતા ટકાવવા પ્રયત્નો થઈ રહ્યા છે તેની સામે મારી નમ્ર ચેતવણી છે. ઘાટે-પરૂલકર સમિતિએ સૂચવેલ લવાદ પંચની ભલામણ જો સરકાર સ્વીકારે, તો વ્યક્તિગત અન્યાયોને અટકાવી શકાય. પણ લવાદ પંચને નોકરીની સ્થિરતાના પ્રશ્નને, શિક્ષણના પુનર્વિધાનને ખ્યાલમાં રાખી, વિચારી નિર્ણય કરવાની છૂટ આપવી જોઈએ.

**વજુભાઈ પટેલ**

# માધ્યમ વિષે વાદવિવાદ

પુખ્ત વિચારણા પછી નક્કી કરવામાં આવેલી નીતિને અમલમાં મૂકવાનું ટાળવાની ઇચ્છા હોય ત્યારે થોડા સમયની ચુપકીદી પછી વાદવિવાદ ફરીથી શરૂ કરવામાં આવે છે. યુનિવર્સિટીઓમાં શિક્ષણનું માધ્યમ શું હોવું જોઈએ; એ વિષેનો વાદવિવાદ એમાંનો એક છે. . . . .

હરિજન પત્રોના અભિપ્રાય પ્રમાણે યુનિવર્સિટીના શિક્ષણમાંયે સામાન્ય રીતે પ્રાદેશિક ભાષા જ શિક્ષણનું માધ્યમ હોવું જોઈએ.

અપવાદો :

૧. હિંદવ્યાપી મહત્ત્વની સંસ્થા ગમે ત્યાં આવેલી હોય અને તે યુનિવર્સિટીની કક્ષાની કે એથી નીચલી કક્ષાની હોય તોયે તેનું શિક્ષણનું માધ્યમ હિંદી હોવું જોઈએ.

૨. ખાસ કામને માટે રાખવામાં આવેલા અથવા બીજા પ્રાંતોમાંથી બોલાવવામાં આવેલા અધ્યાપકોને જો પ્રાદેશિક ભાષા આવડતી ન હોય તો તેમને વચગાળાના સમય માટે અથવા તેમની નોકરીની આખી મુદત માટે હિંદી વાપરવાની છૂટ આપવી.

૩. બીજા પ્રાંતના વિદ્યાર્થીઓને પ્રાદેશિક ભાષાને બદલે હિંદીમાં પરીક્ષાના પ્રશ્નપત્રો લખવાની છૂટ આપવી. પણ તેઓ અમને હિંદી શીખવો એવો દાવો ન કરી શકે; વળી તેમણે પ્રાદેશિક ભાષા શીખવી પડશે.

પ્રત્યેક વિદ્યાર્થીએ હિંદી ભાષા શીખવી જ જોઈએ અને એ વિષે બેદરકારી રાખી શકાય નહિ એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. આજના ગ્રૅજ્યુએટનો અંગ્રેજી ભાષા પર જેટલો કાબૂ છે તેના કરતાં હિંદી પર તેનો વધારે કાબૂ હોવો જોઈએ. મને લાગે છે કે, ઉપરનું ધોરણ સ્વાભાવિક, વહેવારુ અને કેળવણીના સંગીન સિદ્ધાંતો સાથે સુસંગત છે. આમ છતાં યુનિવર્સિટીના પ્રોફેસરો સમક્ષ હું નીચેની દરખાસ્ત મૂકું છું :

એમ માનો કે ૧૯૫૧ના ડિસેમ્બરની ૩૧મીથી અંગ્રેજીને રુખસદ આપવાની છે. ૧૯૫૨ના જાન્યુઆરીની ૧લી તારીખે તમારે શિક્ષણનો આરંભ પ્રાદેશિક ભાષા કે હિંદી એ બેમાંથી એક ભાષા મારફતે કરવાનો છે. તમે તમારી પસંદગી કરી લો અને કામ શરૂ કરી દો. તમને લાગે કે, પ્રાદેશિક ભાષા કરતાં હિંદી તમને વધારે ફાવશે તો એમાં આગળ વધો અને આપણા પ્રયોગોનાં પરિણામો પૂરતા વખત માટે નિહાળીએ.

આરંભમાં હું પારિભાષિક શબ્દોની બાબતમાં ઝાઝી માથાકૂટમાં નહિ પડું. અધ્યાપકો તેમને ઠીક લાગે તેવા શબ્દો યોજે અને ગોટાળો ન થવા પામે એટલા માટે વિદેશી શબ્દો સાથે તેમનો ઉપયોગ કરે. પહેલું અને તાત્કાલિક કરવાનું કામ અંગ્રેજીને રુખસદ આપવાનું છે; કેમ કે, તે અકુદરતી અને કેળવણીના સિદ્ધાંતોની વિરુદ્ધ છે.

વર્ધા, ૨૭-૯-'૫૧ **કિશોરલાલ મશરૂવાળા**

(અંગ્રેજી પરથી)

# દિલ્હીમાં ગાંધીજી

[શ્રી. મનુબહેન ગાંધીની ડાયરીનો આગળનો હપ્તો]

૧૭-૧૦-'૪૭
બિરલા હાઉસ, નવી દિલ્હી

નિયમ મુજબ પ્રાર્થના પછી 'હરિજન' સારુ બાપુજી લખવા બેઠા. ૫-૨૦ થી ૫-૪૫ સુધી લખાવતાં લખાવતાં સૂઈ ગયા. નિયમ મુજબ માલિશ સ્નાન વગેરે.

બાપુજીએ મારી સાથે થોડીક વાતો કરી. . . . (अ) ને એમ લાગે છે કે, બાપુજી. . .ની વચ્ચે પક્ષપાત કરે છે. બાપુજી કહે, "કદી જમણી અને ડાબી આંખ વચ્ચે ફરક કરી શકાય ખરો? ધારો કે જમણો હાથ આપણને બહુ કામ આપે છે, અને ડાબા હાથની આંગળી દાઝી ગઈ. ડાબો હાથ ઘણુંને કામકાજમાં ઓછો ફાવે છે, પણ તે હાથની આંગળી દાઝી જતાં વેદનાનું દુઃખ તો જમણા હાથની આંગળી દાઝે અને થાય તેવું જ થશે ને? એવું જ મારા મનમાં . . . નું સ્થાન સરખું જ છે. છતાં જ્યાં સુધી સંકુચિત મન રાખીશું, ત્યાં સુધી આપણી ઉન્નતિ નથી જ. આપણે તો ઉદાર બનવાનું છે. તો જ એનો પ્રભાવ દેશ ઉપર પડી શકશે."

બપોરના મુલાકાત માટે થોડાક ગુજરાતીઓ આવેલા. તેમણે કેટલાક પ્રશ્નો આંતરરાષ્ટ્રીયમાં ગુજરાતીઓના સ્થાન વિષે પૂછ્યા.

પ્રશ્ન — દક્ષિણ આફ્રિકામાં રહેતા હિંદુસ્તાનીઓને 'યુ. એન. ઓ.' ન્યાય ન આપી શકે તો ત્યાંના હિંદીઓએ શું કરવું?

બાપુજી — પહેલી વાત તો એ કે સત્યાગ્રહ કદીય નિષ્ફળ જતો જ નથી. અને નિષ્ફળ જાય તેવું છે પણ શું, તે જ હું નથી સમજી શકતો. હિંદુસ્તાનીઓએ પોતાનું નૂર બતાવવું જોઈએ.

પ્રશ્ન — ધારો કે યુ. એન. ઓ. આ પ્રશ્નનો ન્યાયી ઉકેલ ન લાવી શકે, તો સંસ્થાની ઉપર શી અસર થાય?

બાપુજી — જો ન્યાય ન આપી શકે તો સંસ્થાની લાજ જ જાય.

પ્રશ્ન — દુનિયા પર એની શી અસર થય?

બાપુજી — દુનિયાની ઉપર શી અસર થાય તેની કોને ખબર? મને પણ ખબર નથી.

પ્રશ્ન — જો દુનિયામાં શાંતિની સ્થાપના કરવા માટે રંગભેદ કે જાતિભેદ કાઢવો જરૂરી છે અને જેઓ આ સિદ્ધાંતને માને પણ છે, છતાંય આ દૂષણ દૂર કરવા તેઓ કંઈ જ મદદ નથી કરતા, તેમને માટે આપ શી સલાહ આપો?

બાપુજી — જેઓ માને છે છતાં કંઈયે નથી કરતા તેઓ ડંફાસી છે. તેઓને કંઈ કહેવાનું ન જ હોય. એ લોકો શક્તિ વગરના છે. અને જગતમાં શાંતિ સ્થાપવી હોય તો રંગભેદ કે જાતિભેદ કાઢવાની અતિ આવશ્યકતા છે.

પ્રશ્ન — માનવ સમાજમાંથી રંગભેદ તથા જાતિભેદ કાઢવાને આપ શી સૂચના આપો?

બાપુજી — હિંદીઓના હાથમાં બધું જ છે. હિંદુસ્તાન ઠેકાણે આવી જાય, તો બધું જ સારું થઈ જશે.

પ્રશ્ન — પરદેશોમાં વસતા હિંદીઓને આપ શું સૂચવો છો?

જવાબ — જ્યાં જ્યાં હિંદીઓ વસે છે ત્યાં ત્યાં તેઓએ પોતાનું નૂર, ગુણ અને શક્તિ બતાવવાં જોઈએ. દેશાભિમાન હોવું જોઈએ. દેશને નુકસાન થાય તેવું એક પણ કાર્ય તેઓએ ન કરવું જોઈએ. અને તન, મન, ધનથી પોતાના દેશની કીર્તિ સાચવે, ઉત્તરોત્તર વધારે.

બપોરના કૃપાલાનીજી આવ્યા. તેમની આગળ બાપુજીએ પોતાનું દુઃખ ઠાલવ્યું. "ખાદીવાળાઓનાં મન પણ મલિન બન્યાં છે. આપણે આ રીતે આવેલી અણમોલ આઝાદીને વેડફી નાખીશું. અંકુશ કાઢવા ઉપર ભાર મૂક્યો. અને તો જ સંગ્રહખોરી અને કાળાં બજાર અટકશે. આપણા દેશમાં અંકુશની જરૂર જ નથી. અંકુશથી પણ જેઓની પાસે ધન છે તેઓ તો ચોરીછૂપીથી પણ ખાંડ પહેલાં ખાતા હતા તેટલી જ ખાવાના, અને કાળાં બજાર થકી ખાશે. એટલે મને તો સાવ સ્પષ્ટ લાગે છે કે, લોકોને આપણે કાળાં બજાર કરતાં શીખવીએ છીએ. બળિયાના બે ભાગ જેવી

સ્થિતિ આપણી છે. કાં તો પૈસાનું જોર હોય અથવા તો મરવાનું જોર હોય તે જીતી જાય છે. કોણ જાણે કેમ, મારામાં કદાચ કંઈક ખામી આવી ગઈ હશે કે ગમે તેમ, પણ આજે મારી વાત ગળે નથી ઉતરાવી શકતો, એ સ્થિતિ છે."

બાપુજીને હજુ ખાંસી સાવ નથી મટી. આ માંદગીને અંગે બાપુજી ઉપર કેટલાય પત્રો પણ આવે છે.

પ્રાર્થના નિયમ મુજબ થઈ. પ્રવચનમાં સૌથી પહેલાં માંદગી ઉપર જ કહ્યું: "મારા ઉપર અસંખ્ય કાગળો અને તારો તબિયતની પૂછપરછ કરતા આવે છે. અને હમણાં હમણાં તો આ રેડિયોમાં પણ અવાજ સંભળાય છે. પણ છેલ્લાં ચાર પાંચ દિવસથી ઉધરસ ઓછી થઈ છે. જોકે મને એમ કહેવામાં તો આવ્યું હતું કે, પેનિસિલીન લઉં તો ત્રણ જ દિવસમાં સારું થઈ જશે. એમાં મને શંકા ન હતી. પરંતુ મારી દૃષ્ટિએ તો સર્વ દુઃખમાત્રનો ઉપાય રામનામ જ રામબાણ છે. આજે હું ભઠ્ઠીમાં સળગી રહ્યો છું, ત્યારે ઈશ્વર ઉપર જ મારી શ્રદ્ધા પ્રબળ જામતી જાય છે કે, કેવળ એ જ એક આ દાવાનળને બુઝાવવાને શક્તિમાન છે. હું કેવળ ઈશ્વરને જ શરણે છું.

"ડૉ. રાજેન્દ્રબાબુએ નીમેલી સમિતિએ પોતાની ચર્ચા વિચારણા હવે પૂરી કરી લીધી છે. હું તો મારા મનમાં દૃઢ થતો જ જાઉં છું કે, જરા પણ વિલંબ કર્યા વગર અનાજ અને કાપડ બંને પરના અંકુશો ઉઠાવી જ લેવા જોઈએ. લડાઈઓ પૂરતી આ અંકુશની જરૂર હતી, કારણ કે ત્યારે અનાજ અને કાપડ બહાર મોકલવું પડતું હતું. દેશમાં આજે અનાજ અને કાપડ બંને પૂરતા પ્રમાણમાં છે. છતાં લોકોને મળતાં નથી તે હું સમજી જ નથી શકતો. અંકુશો થકી લોકો ઊલટાના પાંગળા બને છે. સરકારી કારકુનોને બિચારાઓને ખેડૂતનો અનુભવ નથી હોતો. તેઓ તો ફક્ત કચેરીમાં તુમારો ઘડવાના કામમાં જ રચ્યાપચ્યા રહે છે. તેઓને મારી નમ્ર સૂચના છે કે, હવે લોકોમાં ભળવા પ્રયત્ન કરે અને પ્રજાના બદલાયેલા માનસનો અભ્યાસ કરે. અત્યારે સહુ પોતાની જાત ઉપર ભરોસો રાખી પરિશ્રમી બની જશે તો અત્યારના ઘણાય સવાલો એની મેળે હલ થઈ જશે અને અંદરોઅંદર ઝઘડો કરવાનો સમય જ નહિ રહે.

"દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ વિષે મેં કહ્યું હતું તે માટે આભાર માનતો એક તાર આવેલો છે. આભાર માનવાની તો શી જરૂર છે? મને તો દીવા જેવું સ્પષ્ટ જણાય છે કે, સત્યાગ્રહીનો કદીય પરાજય છે જ નહિ, શરત એ કે તેમની માગણી વાજબી અને ન્યાયી હોવી જોઈએ. તો જૂજ ગણ્યાગાંઠ્યા સત્યાગ્રહીઓ પણ પોતાની લાજ રાખશે. મારી પાસે પૈસા બાબતની સહાય પણ માગી છે. જોકે ત્યાંના હિંદીઓ ગરીબ તો નથી જ. એને અત્યારે દેશમાં પણ ભયંકર કટોકટી ચાલી રહી છે. છતાં જો કોઈ આને અંગે મદદ આપી શકશે તો મને જરૂર આનંદ થશે જ.

"હિંદની આબરૂને માટે પોતાના ભાઈઓ 'હક્ક' માટે લડી રહ્યા છે. તેઓને અવશ્ય મદદ મળશે એવી આશા છે. સત્યાગ્રહીઓને કંઈ મોજમજા તો ઉડાવવી નથી જ. કેવળ જીવન જરૂરિયાત માટે જ પૈસાની જરૂર રહે છે. અને તે મદદ આપવાની પ્રત્યેક હિંદીની ફરજ છે એમ મારું માનવું છે."

પ્રાર્થના પછી બાપુજી ગોપુ સાથે રમ્યા. ગોપુ પણ દોડતો હતો. અને 'દાદાજી'ના ચાળાય (નકલ) પાડતો હતો. ગોપુ એક દહાડો નથી આવતો તો બાપુજી પણ યાદ કરે છે કે, 'આજે મારો દોસ્ત નથી આવ્યો.' એની સાથેની રમતમાં બાપુજીનો થાક સાવ ઊતરી જાય છે.

પ્રાર્થના પછી પંડિતજી, શેખસાહેબ અને મૃદુલાબહેન આવ્યાં. શેખસાહેબ તો ખૂબ જ દૃઢ છે તે તેઓ યુનિયનમાં જ જોડાવા ઇચ્છે છે. પંડિત કાક ઘણો જ દગો રમી રહ્યા હોય અને રાજા પણ કદાચ તેના દોરવાયા દોરવાતા હોય તેવું લાગે છે. આ લોકો ૯ વાગ્યે ગયાં. બાપુજીને તો કાશ્મીરની હાલતથી એમ જ લાગે છે કે, "કાશ્મીર કોઈક દહાડો દેશને લડાઈમાં હોમાવે તો નવાઈ ન ગણાય. કારણ કે ત્રીજા પક્ષની તો અત્યારે એ જ નેમ છે. એટલે આપણે 'હૈયાફૂટા' ન થવું જોઈએ."

૯ાા વાગ્યે બાપુજી કસરત કરીને પથારીમાં પડ્યા. હવે મીરાબહેનની તબિયત ઘણી સુધરતી છે. એથી એમની સેવામાં બે ત્રણ કલાક જ રહેવું પડે છે.

**તા. ૧૮-૧૦-'૪૭**
**બિરલાહાઉસ, નવી દિલ્હી**

નિયમ મુજબ પ્રાર્થના. પ્રાર્થના પછી . . . ના આવેલા પત્ર પરથી મારી પાસે 'હરિજન' સારુ લેખ લખાવ્યો. એમણે લખ્યું હતું કે, "મશ્કરીમાંય બે રાજ્યો વચ્ચેની લડાઈની સંભાવનાની ચર્ચા ન ઊપડે તો સારું. પણ જ્યારે આપે એનો ઉલ્લેખ કરીને કહ્યું છે જ કે, બે રાજ્યો વચ્ચે લડાઈ થાય તો અહીંના મુસલમાનોએ પાકિસ્તાન સાથે લડવા તૈયાર રહેવું જોઈએ. તો પ્રશ્ન થાય છે કે, તે સ્થિતિમાં પાકિસ્તાનના હિંદુ શીખોની પણ તેમના રાજ્ય તરફ એ જ ફરજ હશેને? જો કોમી પ્રશ્નને અંગે જ લડાઈ ઊભી થાય તો ગમે તેટલું કર્તવ્ય સમજાવો, વફાદારી ટકવી અશક્ય જ લાગે છે. પણ કોમી પ્રશ્નોનો સંબંધ ન હોય એવા કારણે લડાઈ થાય તો એમ તો ન કહેવાયને કે અહીંના મુસલમાનો તેમ જ પાકિસ્તાનના બિન-મુસ્લિમોએ પાકિસ્તાનનો વિરોધ કરવો જ જોઈએ?'

બાપુજીએ આનો નીચે મુજબ જવાબ આપ્યો: "મશ્કરીમાં તો આપણાં રાજ્યો વચ્ચે લડાઈની સંભાવના-ની વાત ન જ ઉપાડાય. 'મશ્કરીમાંયે'માંનું ક્રિયા-વિશેષણ ખૂંચે છે, કેમ કે વાસ્તવિક રીતે એવી સંભાવના લાગે તો એ ચર્ચા કરવાનો ધર્મ થઈ પડે છે. ન કરવામાં મૂર્ખતા છે. જે નિયમ મુસલમાનોને વિષે હિંદમાં લાગુ પડે તે પાકિસ્તાનમાં હિંદુને વિષે લાગુ પડે. હું તો મારાં ભાષણોમાં ને અહીં થતી ચર્ચા-ઓમાં આ અભિપ્રાય જણાવી ચૂક્યો છું.

"આ અભિપ્રાયની પાછળ એક કડીબંધ વિચારસરણી રહેલી છે. વફાદારી કૃત્રિમ રીતે ઊભી ન કરી શકાય. વસ્તુસ્થિતિમાં એ ન હોય તો બનવા જોગ જ નથી એમ કહી શકાય. આવી વફાદારી હોય જ નહિ, સંભવે જ નહિ, એમ માનનારા મારા અભિપ્રાયને હસી કાઢે છે. મારી દૃષ્ટિએ એમાં હસી કાઢવા જેવું કંઈ જ નથી. હિંદના મુસલમાન પાકિસ્તાનના મુસલમાનો સામે તો જ લડી શકશે, જ્યારે તેઓ એમ કરવાનો ધર્મ સમજશે; એટલે કે, તેઓને એવું સ્પષ્ટ લાગશે કે, પોતાને હિંદમાં ન્યાય મળે છે તો પાકિસ્તાનમાં હિંદુ વગેરે અલ્પસંખ્યકોને અન્યાય થઈ રહ્યો છે. આવી સ્થિતિ મારી કલ્પનાની બહાર નથી.

"એમ જો પાકિસ્તાનના હિંદુ વગેરેને સ્પષ્ટ રીતે લાગે કે, તેઓને ન્યાય મળી રહ્યો છે, તેઓ સુખમાં અને નિશ્ચિંતપણે ત્યાં વસે છે અને હિંદના મુસલમાનોને અન્યાય થાય છે, તો પાકિસ્તાની હિંદુ વગેરે લઘુમતી કોમો સહેજે હિંદના હિંદુ વગેરે સામે લડશે. અને તેમ કરવાનું તેઓને સમજાવવાપણું હશે જ નહિ. આપણા દેશના કમનસીબે હિંદુસ્તાન અને પાકિસ્તાન એમ ભાગલા પડ્યા તેમાં કોમી કારણ જ આગળ ધરાયું છે. આર્થિક વગેરે પ્રશ્ન તેના પહેલાં ભલે રહ્યા હોય, અત્યારે ઝેર વ્યાપે છે તેમાં પણ કોમી પ્રશ્ન જ આગળ મુકાય છે. ધર્મને નામે ધાડ પડે છે, અધર્મ થાય છે. આમ ન થયું હોત તો સારું હતું, એમ પણ કહેવું સારુ લાગે છે. પણ તેથી હકીકત બદલી નથી શકાતી.

"હિંદુ મુસલમાન વચ્ચે યુદ્ધ થાય તો પાકિસ્તાનના હિંદુ હિન્દુસ્તાનના હિંદુ સામે ને હિંદુસ્તાનના મુસલમાન પાકિસ્તાનના મુસલમાન સામે લડે ખરા? હું માનું છું કે ઉપર જણાવેલી પરિસ્થિતિમાં લડે. મુસલમાનોનું વચન માનવામાં જોખમ છે, તેના કરતાં ન માનવામાં વધારે છે. માનવામાં ભૂલ થાય ને જોખમ આવે તે બહાદુરને મન નજીવું ગણાય.

"ખરી ને બીજી રીતે એ પ્રશ્ન એમ મુકાય કે, સત્ય અથવા ન્યાયને ખાતર હિંદુ હિંદુની સામે ને મુસલમાન મુસલમાન સામે લડે? એનો જવાબ સામે પ્રશ્ન કરીને અપાય કે, શું ઇતિહાસમાં આવા દાખલા નથી મળતા?

"કોમી પ્રશ્નની બહારનાં કારણોને લીધે બે રાજ્યો વચ્ચે કંકાસ થઈ શકે ખરો, પણ એનો વિચાર નિરર્થક સમજું છું.

"ચાલુ પ્રશ્નના ઉકેલમાં મોટી મૂંઝવણ એ રહેલી છે કે, સત્યની પ્રતિષ્ઠા બેય રાજ્ય વચ્ચે સમજાયેલી વસ્તુ નથી. કેમ જાણે સત્યની કંઈ કિંમત જ નથી! આવી વિષમ સ્થિતિમાં પણ સત્ય ઉપર અચળ શ્રદ્ધા રાખનારા આપણાં દેશમાં છે જ."

બીજો એક લેખ હિંદીમાં લખાવ્યો. તેનો સાર આ પ્રમાણે હતો :

રેંટિયાજયંતી ઉપર દેશમાંથી સહુએ પોતપોતાની સંસ્થામાં, ગામમાં જે રીતે ઉજવણી કરી હતી તેની વિગતોના અસંખ્ય પત્રો આવ્યા હતા. તેમાં એક પત્રમાં નિરક્ષરતાનિવારણની સંસ્થામાં એક ક્રમ રખાયો હતો તેની વિગત આપી હતી કે, "તા. ૨જી ઑક્ટોબરથી ૧૦મી સુધીમાં ૮૦ ગામના લોકોએ મળીને આધાશીશી નામનાં ઝાડોએ આખું જંગલ ઘેરી લઈને ઢોરાંના ચારાનો જે નાશ કર્યો છે, તેથી આ સપ્તાહનો સદુપયોગ કરવા અમે નાનામાં નાના છોકરાથી માંડીને ૭૦ વર્ષના વૃદ્ધો, તવંગર ગરીબોએ વગેરે સહુએ મળી આ ઝાડવાંઓ કાઢી નાખીને ખેતરોને સાફ કર્યાં. આ રીતે અભણ જનતામાં એવું ઠસાવીએ છીએ કે, આવા પવિત્ર સપ્તાહમાં કોઈ પણ જીવને લાભ થાય તેવું કરવું જોઈએ."

આ વિગત ઉપર બાપુજીએ નોંધ લખાવી કે "રેંટિયાજયંતીની ઉજવણીનો આ એક પરોપકારી કામનો સારો નમૂનો ગણું છું. જોકે કાંતવાના અર્થમાં તો રેંટિયો નથી ચાલ્યો. પણ રેંટિયામાં જે જે વસ્તુઓનો સમાવેશ થાય છે તેમાં આવાં નકામાં ઊગતાં ઝાડો જે બીજા પાકને કે ઘાસચારાને નુકસાન કરે છે એ ઉખેડી કાઢવામાં પરોપકાર સમાયેલો છે, અને પરોપકારનાં કાર્યોમાં હંમેશાં સહકાર તો મળી જ જાય છે. અને તેમાંથી જે શિક્ષણ મળે છે તેનું સુંદર પરિણામ આવે છે."

આ બે લેખ લખાવીને બાપુજી વીસ મિનિટ ઊંઘી ગયા. ઊઠીને ફરવા ગયા, પછી નિયમ મુજબ માલિશ, સ્નાન વગેરે ક્રમ રહ્યો. માલિશમાં બંગાળી પાઠ કરે છે. અને પછી છાપાંઓ વાંચે છે.

હમણાં તો જૂનાગઢમાં આરઝી હકૂમતની કાઠિયાવાડની વાતો ઠીક ઠીક જોશમાં ઊપડેલી છે. મેં બાપુજીને પૂછ્યું, આરઝી હકૂમત હિંસાથી લડશે કે અહિંસાથી? બાપુજી કહે "ઓહો! તું જો તો ખરી? કે જે . . . તલવાર . . . ને ભેટે બંધાવે તે શું સૂચવે છે." અને એ તો . . . . કહી દીધું કે આમાં તમારું શસ્ત્ર કામ નહિ આવે, માફ કરજો. જ્યારે . . .ના જેવા માણસ આમ કહે એટલે શું સૂચવે છે? મેં તો કહી દીધું કે એમાં શું? જેને જેમ ઠીક લાગે તેમ કરી શકે છે. પણ સત્યાગ્રહથી એ લોકો લડે તો સાવ સહેલું છે. અને આપણે જે સિદ્ધાંતને વર્યા છીએ તેની લાજ રાખીએ.

"જૂનાગઢના લોકો અડ્ડો જમાવીને બેસે કે, અમો પાકિસ્તાનમાં નથી માનતા, તમારે જેમ કરવું હોય તેમ કરો. કદાચ થોડાક એમાં મરે પણ. પણ સત્યાગ્રહની લડાઈમાં કેટલાય આપણા નવજુવાનોએ, સ્ત્રીઓએ ભોગ આપેલો જ છે. એટલે કહી દઈએ કે, અમે તો બેઠાં છીએ, પાકિસ્તાનને નથી માનતા, મારવા હોય તો મારી નાખો. તો મારી ખાતરી છે કે, જૂનાગઢને માન્યા વગર છૂટકો જ નથી. અને તો તેનું પ્રતિબિંબ કાશ્મીર ઉપર પડશે. અને જૂનાગઢ થકી કાશ્મીરનો સવાલ જે અત્યારે આંતરરાષ્ટ્રીય પ્રશ્ન થઈ પડ્યો છે, તેનો જવાબ આપોઆપ એની મેળે અહિંસાથી ઊકલી જશે. પણ . . .ના જેવાય મારું સાંભળવા તૈયાર નથી."

બાપુનું આમાં દુઃખ જોઈ શકાતું હતું, અને . . . . તલવાર ભેટમાં ખોસાવી છે તે ચિત્ર જરાયે નથી રુચ્યું. પછી મંથનમાં, વિચારમાં પડી ગયા.

આજની મુલાકાતોમાં સુહરાવર્દી સાહેબ, જમનાદાસ દ્વારકાદાસ, . . . મુસલમાનો, પંડિતજી, મૃદુલાબહેન, જયપ્રકાશજી, શેખ સાહેબ, અને બીજા શ્રીનગરના ભાઈઓ. કાશ્મીરમાં પાકિસ્તાની માણસો ગ્રામ વિસ્તારમાં હેરાન કરી રહ્યાની ખબર મળી. પંડિત કાક બહુ મેલી રમત રમી રહ્યા હોય તેમ લાગે છે. પ્રવચનમાં કુરુક્ષેત્રમાં જે કામળાઓ મોકલ્યા છે તેની વાત કરી, અને લોકોએ બાપુજીની વિનંતીને સારો આવકાર આપ્યો છે જાણી આનંદ વ્યક્ત કર્યો.

હિંદુસ્તાની ભાષા વિષે બાપુજીએ આજના પ્રવચનમાં મુખ્ય કહ્યું કે, "હિંદીઓને હિંદુસ્તાની જ પ્રાંત પ્રાંતનો વ્યવહાર કરવામાં વધુ અનુકૂળ રહેશે, એ મતમાં હું દૃઢ થતો જાઉં છું. સંસ્કૃતમય હિંદી કે ફારસીમય ઉર્દૂને આપણી જનતા નહિ સમજી શકે. અને હવે અંગ્રેજીને તો આપણે મુખ્ય સ્થાન ન જ આપવું જોઈએ. જોકે અંગ્રેજી પ્રત્યે 'ભાષા' તરીકે મને માન

છે, અને તે ભાષા શીખવાના શોખને સારુ ભલે જેઓને શીખવી હોય તે શીખે. પણ 'રાષ્ટ્રભાષા' તરીકે તેનું સ્થાન હવે એક ક્ષણ માટે પણ ન ચલાવી લેવાય. અને બંને લિપિ શીખવામાં જે મુશ્કેલી છે તેની અનેક જાતની દલીલો મારી પાસે આવી છે, પણ મને કોઈ ગળે નથી ઊતરતી. જો એ લિપિ પણ આપણે ન શીખી શકીએ અને અંગ્રેજીનું વર્ચસ્વ આવું જ રહેવા દઈએ, તો આપણામાં રાષ્ટ્રીયતાની કે દેશભક્તિની બિલકુલ લાગણી જ નથી. જો આપણને આપણા દેશ પ્રત્યે પ્રેમ હોય તો બંને લિપિ શીખવામાં આપણને આનંદ થાય અને ઉમળકાથી શીખી લઈએ, કોઈના કહેવાથી નહિ. આજે જ શેખ અબ્દુલ્લા સાહેબ કહેતા હતા કે, તેઓ કાશ્મીરની જેલમાં હતા ત્યારે તેમણે બંને લિપિ બહુ સહેલાઈથી શીખી લીધી છે. જો શેખ સાહેબ જેવા આટલું કરી શકે તો બીજા રાષ્ટ્રપ્રેમી ભાઈઓને માટે તો આ સુગમ જ હોવું જોઈએ."

પ્રાર્થનામાંથી આવીને નિયમ મુજબ ફર્યા. ગોપુ સાથે આનંદ કર્યો. પ્રવચન લખ્યું. અને કસરત કરીને ૧૦ વાગ્યે બાપુજી સૂવા ગયા.

**તા. ૧૯-૧૦-'૪૭**
**બિરલા હાઉસ, નવી દિલ્હી**

૩ા પ્રાર્થના સારુ ઊઠ્યા. પ્રાર્થના પછી બાપુજીએ ગરમ પાણી અને મધ પીને ટપાલ લખી. ફરતી વખતે સરદારદાદા મળવા આવ્યા. સુહરાવર્દી સાહેબ પણ હતા. સુહરાવર્દી સાહેબને જડબાંતોડ જવાબો સરદારદાદાએ આપ્યા. એ કરાંચી જવાના છે. બાપુજીએ સુહરાવર્દી સાહેબને કહ્યું કે, "તમારે જો વફાદાર છો એવું સાબિત કરવું હોય તો તે પ્રત્યક્ષ કાર્યમાં મુકાવું જોઈએ. તમારી ઉપરથી વિશ્વાસ તો સહુનો ચાલ્યો જ ગયો છે. પણ હું તો આશાવાદી માણસ છું. નિરાશાને સ્થાન નથી આપતો. પણ આમજનતાનો વિશ્વાસ સંપાદન કરાવવા સારુ તમારે જાહેર નિવેદન આપવાની ફરજ સમજવી જોઈએ. અને જે સત્ય હકીકત હોય તે તમારે રજૂ કરવી જ જોઈએ. પાકિસ્તાનમાં લઘુમતીને જે સહન કરવું પડે છે તેના કરુણ બનાવોની હકીકત મારી પાસે આવે છે. જો આ વાત સાચી હોય અને તમે ખરેખર પોતાને હિંદના વફાદાર સેવક માનતા હો, તો ઝીણા સાહેબને ખુલ્લા પ્રશ્નો પૂછવા જોઈએ અને તેના ઉત્તરો મેળવવા જોઈએ."

ફરીને નિત્યક્રમ નિયમ મુજબ ચાલ્યો. સ્નાનાદિનો. બાપુજી ઠંડીને લીધે બહાર બેસે છે. હજુ ખોરાકમાં ૩ વખત ૧૦ ઔંસ દૂધ, અને સાંજે શાક, સંતરાં, અને સૂપ, દૂધ, લે છે. અનાજ શરૂ નથી કર્યું.

૧૨ વાગ્યે લૉર્ડ હેન્ડીસ અને તેમનાં પત્ની મળવા આવ્યાં. આવતી કાલે મુલાકાત આપવાના હતા. પણ કાલે મૌન હોય તેથી આજે મુલાકાત રાખી. હેન્ડીસનાં પત્નીએ મૌનને અંગે વાતો કરી.

તેમણે કહ્યું: "તમે મૌન રાખો છો તે વખતે તમારા મનમાં કયા વિચારો મુખ્યત્વે આવે છે? અથવા શો વિચાર કર્યા કરો છો?"

બાપુજી — ભગવાનનું સ્મરણ.

પ્રશ્ન — તમારા લોકોને માટે ઈશ્વરની આગળ તમારી શી પ્રાર્થના છે?

બાપુજી — એક જ, તેઓ સારા અને સદાચારી થાઓ. આ છોકરી મનુ મારી પૌત્રી થાય. નોઆખાલીમાં મારી યાત્રા દરમિયાન તે જ એક સાથે હતી, અને તે યાત્રા દરમિયાન એક સુંદર ધૂન શોધી કાઢી છે. તેણે તો નથી બનાવી. ઈશ્વરે તેને સુઝાડી એમ કહું તો વધુ સારું છે કે, "ઈશ્વર અલ્લાહ તેરે નામ, સબકો સનમતિ દે ભગવાન." પણ હું યાચનાના અર્થમાં ભગવાનને પ્રાર્થના કરતો જ નથી. ભગવાન સર્વશક્તિમાન છે તેમ જ સર્વવ્યાપી છે. સર્વજ્ઞ પણ છે. બધાંના હૃદયમાં તે વસે છે. અપૂર્ણ માણસની જેમ તે કામ નથી કરતો. આપણે માગીએ ત્યારે જ તે આપે એમ પણ નથી. આપણને શું મળવું જોઈએ, શું કલ્યાણકારી છે, એ આપણા કરતાં વધારે સારી રીતે જાણે છે.

ને આપણા હિતનું હોય તે તો બિનમાગ્યે આપણને આપે જ છે. એ તો "દ્રવે દીન પર" એવો ઉદાર કૃપાળુ છે. એની આગળ યાચના શી કરવાની હોય?

પ્રશ્ન — ઘણી વખત તમે સોમવાર સિવાય પણ મૌન લો છો. આ દૈનિક મૌનનો હેતુ શો છે?

બાપુજી — શારીરિક વિશ્રાન્તિ. પણ સોમવારના મૌનની જુદી જ વાત છે. તે તો આધ્યાત્મિક છે. પણ જેણે મૌનની કળા સાધી છે તેને મૌનમાત્ર અંતરમુખ થવાની સાધના થઈ પડે છે. મારે માટે મૌન એ એક સ્વાભાવિક વસ્તુ થઈ પડી છે. એમાં મને મહેનત નથી પડતી.

છેલ્લે બાપુજીના કાર્યક્રમ બાબત પૂછ્યું, અને દિલ્હીમાં કાયમી રહેઠાણ ક્યાં રહેશે તે વિષે પૂછ્યું.

બાપુજી કહે: મારે તો અહીં કરવું છે અથવા મરવું છે. અને ત્યાં સુધી હું અહીં જ છું. કાં તો કાયમી નિદ્રા અહીં લઉં છું અથવા તો કાયમી શાંતિ અહીં સ્થપાશે, આ બે પ્રોગ્રામ અત્યારે છે.

૧૨ાા વાગ્યે આ લોકો ગયાં. પછી બાપુજીએ માટી લીધી. બાપુજીના પગ ચાંપ્યા. ૨ાા વાગ્યે મૌલાના સાહેબ આવ્યા. તેમણે પૂર્વ પંજાબની વાતો કરી. બાપુજીએ આ વાતો લેખિત માગી. છતાં બાપુજીએ સૂચવ્યું કે "રાષ્ટ્રીય મુસલમાનોએ લઘુમતીને પોતાના જાનના ભોગે પણ બચાવવા દોડી જવાની અત્યારે ફરજ છે. નહિતર બધા જ રાષ્ટ્રીય મુસલમાનોના હાલ ખરાબ થવાના છે."

બાપુજી ૩ વાગ્યે માઉન્ટબૅટનને મળવા ગયા. ૪–૫૫ પાછા આવ્યા. જૂનાગઢ અને કાશ્મીરની વાતો થઈ. પાંચ વાગ્યે દૂધ, ફળ, સૂપ, વ. લઈને પ્રાર્થનામાં ગયા.

આજે ભજન 'અજહૂં ન નિકરે પ્રાણ કઠોર' એ ગાયું હતું. તેના પર જ બાપુજીએ પ્રવચન શરૂ કર્યું. "આ ભજન પાછળ કેટલોય કરુણ ઇતિહાસ ભરેલો છે! અનેક સ્મૃતિઓ તાજી થાય છે. જોકે આશ્રમભજનાવલિમાંનાં ઘણાંય ભજનો પાછળ ઇતિહાસ તો ભરેલો જ છે. આ ભજન મગનલાલ ગાંધી કેટલીય વાર ગાતા. દક્ષિણ આફ્રિકાથી તેઓ મારી સાથે રહેતા હતા અને દેશની સેવામાં તેમણે પોતાના પ્રાણ અર્પણ કર્યા. તેમનું શરીર મજબૂત હતું પણ અહીં આવ્યા બાદ કામના બોજાને લીધે શરીરે કામ ન આપ્યું. રચનાત્મક કાર્ય અને સ્વરાજ્યનો સંદેશો ૪૦ કરોડમાં પહોંચાડવાનું કામ સહેલું ન હતું, તેથી તેઓ કરુણ સ્વરે ઘણી વાર ગાતા. કવિ આ ભજનમાં ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા ઝંખે છે. અને તે ન થતાં એક રાત એક યુગ જેવી લાગે છે. મગનલાલનો પ્રભુ એટલે સ્વરાજનું સ્વપ્નું સિદ્ધ કરવાનું. અને તે સ્વપ્નું રચનાત્મક કાર્યથી જ સિદ્ધ થાય તેમ હતું. લોકોએ તે વખતે આ રચનાત્મક કાર્યનો અમલ કર્યો હોત તો આજે આ દિવસ જોવાનો વારો ન આવત. જોકે ૧૫મી ઑગસ્ટથી કહેવાતું સ્વરાજ્ય આવ્યું છે, પણ હું તો એને સ્વરાજ્ય માનતો જ નથી. સ્વરાજ્યમાં કંઈ ભાઈ ભાઈનાં ખૂન હોય? સ્વતંત્ર હિંદમાં તો સહુ કોઈને મિત્ર તરીકે જીવવાનું સ્થાન હોય. તેને આખા જગતમાં કોઈ દુશ્મન હોવો જ ન જોઈએ. પણ આજે તો એ આકાશી પુષ્પ જેવી વાત છે. પરંતુ દુઃખ છે કે, હિંદનાં જ બાળકોમાંના, હિંદનું જ અનાજ પાણી ખાઈ પીને મોટા થયેલા એવા મુસલમાન, હિંદુ અને શીખો, પોતપોતાના ભાઈઓ સામાની કતલ કરવા તત્પર બન્યાં છે. આમ કરશો તો બંને ધર્મનો વિનાશ જ છે. તમારે સાચા સ્વરાજ્યનું સ્વપ્નું સિદ્ધ કરવું હોય તો મગનલાલના જેવી ઝંખના રાખવી જોઈએ. બીજાઓ શું કરે છે તેની પંચાતમાં ન પડતાં 'પગે બળતું' જુઓ, પોતાનું વર્તન અણિશુદ્ધ છે કે નહિ તે તપાસો. મારી પ્રાર્થનામાં આજે મુસલમાનો આવે તો સલામત રહેશે કે નહિ તેની મને ચિંતા રહે છે. કદાચ તેના શરીરને ઈજા ન આવે, પણ તેનું અપમાન થાય તોય મારે શરમાવા જેવું થાય. આવો ડર શા સારુ સ્વરાજ્યમાં રાખવો પડે?

"આજે જગતભરની આંખ આપણી પર ઠરી છે. હિંદ તરફ અનેક આશાની નજરે જુએ છે. હિંદે દુનિયાની આ આશા પૂરી પાડવી હોય તો આ ખુનામરકી અટકાવી ચોખ્ખા દિલના બની ભાઈ ભાઈ જેવો વ્યવહાર રાખી તમે પોતે સ્વરાજ્યનું સુખ ભોગવો, અને સહુને શાંતિના પાઠ આપો."

રાતે રાજકુમારી બહેન આવ્યાં. તેમણે સમાચાર આપ્યા કે એક મુસ્લિમ હેલ્થ ઑફિસરની ઉપર હમણાં ગોળી છૂટી અને મરી ગયા. તે હિંદુ શીખ સહુની વફાદારીપૂર્વક સેવા કરતા હતા.

**મનુબહેન ગાંધી**

# માધ્યમિક શાળાઓમાં હસ્તઉદ્યોગો

મુંબઈ રાજ્યની માધ્યમિક શાળાઓનાં ધોરણ ૫-૬-૭ માં હસ્તઉદ્યોગ દાખલ કરવાનું ત્રણ વર્ષથી સરકારે નક્કી કર્યું છે. ૧૯૫૨ના માર્ચ મહિનાથી દરેક શાળામાં હસ્તઉદ્યોગના નિષ્ણાત શિક્ષકની વ્યવસ્થા કરી લેવાનું સરકારી કેળવણી ખાતાએ શાળાઓને કહી દીધું છે. હજુ કેટલાકને એમ થાય છે કે, આ હસ્તકામ કૉંગ્રેસનું એક તૂત છે અને ન છૂટકે શાળાઓને તે દાખલ કરવું પડે છે અને નિભાવવું પડે છે. હસ્તકામની શિક્ષણ-વિષયક ઉપયોગિતા તો છે જ. આ ટૂંકા લેખનો હેતુ તે ઉપયોગિતા કે સિદ્ધાન્ત સિદ્ધ કરવાનો નથી. પણ દુનિયાના બીજા દેશોની માધ્યમિક શાળાઓમાં હસ્તઉદ્યોગોને શું સ્થાન છે તે બતાવવાનો છે.

યુનેસ્કો તથા જીનીવાની શિક્ષણ બ્યૂરોએ આ અંગે એક પ્રશ્નાવલિ જુદા જુદા દેશોને મોકલી હતી. ૪૭ દેશોએ જવાબ મોકલ્યા; તેમાંથી ૩૮ દેશોએ તેમની માધ્યમિક શાળાઓમાં હસ્તઉદ્યોગ દાખલ કર્યો છે. માધ્યમિક કેળવણી અત્યારે સંક્રાન્તિકાળમાં છે. વધારે ને વધારે વિદ્યાર્થીઓ તેનો લાભ લેતા જાય છે. પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણો અને માધ્યમિક શાળાનાં નીચલાં ધોરણોના અભ્યાસક્રમો વચ્ચે હવે ખાસ તફાવત રહ્યો નથી. ઘણાખરા દેશોમાં હસ્તઉદ્યોગનો વિષય હજુ મરજિયાત છે; અમુક દેશોમાં માધ્યમિક શાળાનાં અમુક ધોરણોમાં જ તે ચાલે છે. ઑસ્ટ્રિયા, ઇંગ્લંડ, ફ્રાન્સ, આયર્લેન્ડ, નૉર્વે, ઈરાન, સીરિયા, થાઇલૅંડ, દક્ષિણ આફ્રિકા, આ દેશોમાં હસ્તઉદ્યોગ પરીક્ષાનો વિષય છે. સિલોનમાં તે પરીક્ષાનો વિષય નથી, પણ શાળાનો નિરીક્ષક વિદ્યાર્થીને વર્ષ દરમ્યાન હસ્તકામ કર્યાનું પ્રમાણપત્ર આપે છે. સ્વિટ્ઝર્લેન્ડમાં હસ્તઉદ્યોગની પરીક્ષા બાળાઓ માટે ફરજિયાત છે, છોકરાઓ માટે નહિ.

હવે કયા કયા દેશોમાં, અને કેટલાં વર્ષો માટે હસ્તઉદ્યોગ શીખવાય છે તે જોઈએ :

| દેશ | કેટલાં વર્ષ માટે | બાળકોની ઉંમર |
|---|---|---|
| ૧. ઑસ્ટ્રિયા – | અમુક શાળાઓમાં બે વર્ષ | ૧૦ થી ૧૨ |
| | અમુક શાળાઓમાં છ વર્ષ | ૧૦ થી ૧૬ |
| ૨. ઑસ્ટ્રેલિયા | ૫ વર્ષ | ૧૧ થી ૧૭ |
| ૩. બેલ્જિયમ | ૩ | ૧૨ થી ૧૫ |
| ૪. બર્મા | ૫ | ૧૧ થી ૧૫ |
| ૫. કેનેડા | ૩ | ૧૨ થી ૧૬ |
| ૬. ઇજિપ્ત | ૨ | ૧૨ થી ૧૫ |
| ૭. ફ્રાન્સ | ૬ | ૧૧ થી ૧૮ |
| ૮. ભારત – મદ્રાસ | ૫ | ૧૧ થી ૧૬ |
| ૯. ભારત – મધ્ય પ્રદેશ | ૭ | ૧૧ થી ૧૭ |
| ૧૦. નૉર્વે | ૩ | ૧૪ થી ૧૭ |
| ૧૧. ટર્કી | ૩ | — |
| ૧૨. ઇંગ્લંડ | ૫ | ૧૧ થી ૧૬ |

સામાન્ય રીતે માધ્યમિક શાળાઓ અઠવાડિયે ત્રણ કલાક આ વિષય માટે રાખે છે. અમુક દેશોમાં ચાર કલાક પણ અપાય છે. જે દેશોએ યુનેસ્કોને જવાબ મોકલ્યા છે તેમના મત પ્રમાણે હસ્તઉદ્યોગથી બાળકોના ચારિત્ર્યનો સર્વાંગી વિકાસ થાય છે. એકાગ્રતા, ખંત, સચોટતા જેવા ગુણો હસ્તઉદ્યોગથી ખીલે છે. હસ્તઉદ્યોગથી બાળકમાં હોશિયારી તથા કાર્યક્ષમતા આવે છે. તેથી બાળકનો એકપક્ષીય બૌદ્ધિક વિકાસ સર્વાંગી વિકાસમાં પરિણમે છે. કૅનેડા, નૉર્વે અને ટર્કી હસ્તઉદ્યોગથી સધાતી સંઘવૃત્તિને અગત્ય આપે છે. સ્વિટ્ઝર્લેન્ડ હસ્તઉદ્યોગમાં સૌન્દર્ય જુએ છે. આ ક્રિયા મારફત બાળક પોતાની સર્જનશક્તિ બહાર લાવી શકે છે. હસ્તકામથી બાળકની ગુપ્ત શક્તિઓનો માબાપને તથા શિક્ષકને ખ્યાલ આવે છે. ધંધાની પસંદગી માટે હસ્તકામ ઠીક ઉપયોગી થઈ પડે છે.

હવે દરેક દેશે શો અભ્યાસક્રમ સ્વીકાર્યો છે તે જોઈએ :

| દેશ | વિદ્યાર્થીઓ માટે હસ્તકામ | વિદ્યાર્થિનીઓ માટે હસ્તકામ |
|---|---|---|
| ૧. ઑસ્ટ્રેલિયા | સુથારીકામ, ધાતુકામ, ખેતી. | સીવણ |
| ૨. ઑસ્ટ્રિયા | પૂંઠાકામ, સુથારીકામ, બાગકામ. | સીવણ |
| ૩. બેલ્જિયમ | પૂંઠાકામ, સુથારીકામ. | ધાતુકામ |

| | | |
|---|---|---|
| ૪. બર્મા | સુથારીકામ, નેતર તથા વાંસકામ. | સીવણ તથા વણાટ |
| ૫. કૅનેડા | સુથારીકામ, ચામડાનું કામ, માટીકામ. | સીવણ તથા વણાટ |
| ૬. ઇજિપ્ત | વણાટ, ચામડાનું કામ, શેતરંજી–કામ. | સીવણ |
| ૭. ફ્રાંસ | પૂંઠાકામ, સુથારીકામ, ધાતુકામ. | સીવણ તથા ગૃહવિદ્યા |
| ૮. ભારત (મદ્રાસ) | બાગકામ, ખેતીકામ, વણાટ તથા સુથારીકામ. | ગૃહવિદ્યા |
| ૯. ભારત (મધ્ય પ્રદેશ) | પૂંઠાકામ, ટોપલી બનાવવી, વણાટ તથા સુથારીકામ. | સીવણ તથા ગૃહવિદ્યા |
| ૧૦. નૉર્વે | પૂંઠાકામ, સુથારીકામ તથા ધાતુકામ. | સીવણ |
| ૧૧. ટર્કી | પૂંઠાકામ, સુથારીકામ, ધાતુકામ તથા વણાટ. | સીવણ તથા ગૃહવિદ્યા |
| ૧૨. ઇંગ્લંડ | સુથારીકામ, ધાતુકામ, મુદ્રણવિદ્યા તથા પ્લાસ્ટીક. | સીવણ, મુદ્રણ અને પ્લાસ્ટીક |

આ કોઠા ઉપરથી એક વાત ફલિત થાય છે કે ઘણાખરા દેશોમાં પૂંઠાકામ, માટીકામ, સુથારીકામ તથા ધાતુકામ હસ્તઉદ્યોગો તરીકે શીખવાય છે. તે પછી આવે છે વણાટ, માટીકામ અને ચામડાનું કામ. હસ્તઉદ્યોગ પસંદ કરવામાં ભૌગોલિક કારણો પણ ઠીક ભાગ ભજવે છે. બર્મા, કોરિયા અને થાઇલૅંડમાં વિદ્યાર્થીઓ વાંસકામ ખાસ કરે છે. ઇજિપ્તમાં વણાટકામમાં શેતરંજી બનાવવાનો સમાવેશ થાય છે. પોર્ટુગલમાં બાળકો વહાણ તથા સ્ટીમરના નમૂના બનાવે છે. સ્થાનિક પસંદગીને હસ્તઉદ્યોગના સરકારી કાર્યક્રમમાં પૂરતો અવકાશ છે. વિદ્યાર્થીઓની વૃત્તિ તથા સ્થાનિક જરૂરિયાત જોઈ શિક્ષકો હસ્તઉદ્યોગની પસંદગી કરે છે. ઘણાખરા દેશોમાં છોકરીઓ માટે સીવણ તથા ગૃહવિદ્યા ઉપરાંત અન્ય હસ્તઉદ્યોગ નથી.

ઘણાખરા દેશોમાં વર્ષમાં એક વાર હસ્તઉદ્યોગોનાં પ્રદર્શન ગોઠવાય છે. ઑસ્ટ્રેલિયાના દરેક મોટા શહેરમાં આવાં કેળવણી-વિષયક પ્રદર્શનો દર વર્ષે ભરાય છે. લોકો બાળકોની વૃત્તિઓ જુએ છે. ઇજિપ્તમાં સરકારી કેળવણીખાતું જ આવાં પ્રદર્શનો ભરે છે. ઈરાન અને પોર્ટુગલમાં ત્યાંના યુવકસંઘો આ જવાબદારી લે છે. ઘણાખરા દેશોમાં હસ્તઉદ્યોગો દાખલ કરવાની જવાબદારી સરકાર લે છે. વર્કશૉપનું ખર્ચ સરકાર આપે છે. ભારતમાં પ્રયોગશાળા વગેરેનું ખર્ચ સરકાર ઉપાડતી નથી. હસ્તઉદ્યોગોને વેગ ન મળવાનું આ પણ એક કારણ છે. ૩૦ ટકા ગ્રાંટ આપ્યાથી કશું ન વળે. શરૂઆતનાં સાધનો વગેરે લેવાનું બધું ખર્ચ સરકારે આપવું જોઈએ. સરકાર જરૂર જુએ કે તે સાધનોનો ઉપયોગ થાય છે કે નહિ.

સાધનો પૂરાં પાડવા માટે ત્રણ રીત હોય તેમ લાગે છે: (૧) વિદ્યાર્થીઓને મફત આપવાની રીત. ઑસ્ટ્રેલિયા, બર્મા, કૅનેડા, સિલોન, ઇજિપ્ત, અને ફ્રાંસમાં આ રીત છે. (૨) વિદ્યાર્થીઓ પાસેથી સાધનો માટે થોડી ફી લેવાય છે. બેલ્જિયમ, ન્યૂઝીલૅંડ, ટર્કી અને દક્ષિણ આફ્રિકામાં આ બીજી પ્રથા છે. (૩) વિદ્યાર્થીઓ પાસેથી સાધનોનું પૂરેપૂરું ખર્ચ લેવાય છે. કૅનેડાના અમુક ભાગો, કોરિયા, સ્વીડન અને થાઇલૅંડમાં આ પ્રથા છે.

સાધારણ રીતે હસ્તઉદ્યોગના વર્ગમાં તૈયાર થતી વસ્તુ વિદ્યાર્થીઓની માલિકીની બને છે. કોઈ કોઈ દેશમાં આવી રીતે તૈયાર થતી વસ્તુઓ બજારમાં વેચવામાં આવે છે. હસ્તઉદ્યોગો શીખવવા માટે તાલીમ પામેલા શિક્ષકોની જરૂર છે. શિક્ષકો તૈયાર ન થાય ત્યાં સુધી હસ્તકામ અભ્યાસમાં દાખલ કરવું મુશ્કેલ તો ખરું. આ મુશ્કેલીનો પણ ઉકેલ કઢાયો છે. શિક્ષકો માટે સવાર–સાંજના ખાસ વર્ગો ઘણા દેશોએ કાઢ્યા છે. લાંબી રજાઓ દરમ્યાન શિક્ષકો માટે આ તાલીમવર્ગો ચાલે છે. કૅનેડા, ઇંગ્લંડ, ફ્રાંસ અને દક્ષિણ આફ્રિકામાં કારીગરો આ હસ્તકામ શીખવવા માધ્યમિક શાળાઓમાં આવે છે.

યુનેસ્કોને જે જવાબ મળ્યા છે તે ઉપરથી એક વાત સ્પષ્ટ થાય છે કે, માધ્યમિક શાળાઓમાં દિનપ્રતિદિન હસ્તઉદ્યોગ વિશેષ મહત્ત્વ અને સમય માગી લેશે. હસ્તઉદ્યોગની સફળતા એ બાબત ઉપર અવલંબે છે: (૧) તાલીમ પામેલ શિક્ષકો અને (૨) યોગ્ય સ્થળ અને સાધન. તે માટે સૌએ — શિક્ષકો, લોકો તથા સરકારે — પ્રયત્ન કરવા પડશે.

(યુનેસ્કોના અહેવાલ ઉપરથી) **મનુભાઈ પ્રા૦ વૈદ્ય**

# હિંદી શિક્ષણ સમિતિની ભલામણો

મુંબઈ સરકારે તેની હિંદી શિક્ષણ સમિતિની નિમણૂક ગયે વર્ષે મે માસમાં કરી હતી અને તેને નીચે મુજબનું કામ* સોંપ્યું હતું —

૧. ધોરણ ૫ થી ૧૧ સુધીનાં વરસોમાં હિંદીનું શિક્ષણ ફરજિયાત દાખલ કરવાને માટે અભ્યાસક્રમ નક્કી કરી આપવો, અને એનો તરત અમલ કરવાને માટે જે જોગવાઈ કરવાની જરૂર હોય તે વિચારીને સૂચવવી.

૨. એ ધોરણો માટે પાઠ્યપુસ્તકોની પસંદગી અને જરૂર હોય તો રચના કરવા શું કરવું.

૩. હિંદી શીખવવા માટે શિક્ષકો તૈયાર કરવા શું કરવું? તેમને માટે તથા અધ્યાપન મંદિરો માટે અભ્યાસક્રમ તથા પાઠ્યપુસ્તકો વિચારીને રજૂ કરવાં.

ઉપરનું કામ સમિતિએ હિંદના બંધારણની ૩૪૩ થી ૩૫૧ મી કલમને ધ્યાનમાં રાખીને કરવાનું છે, એમ જણાવ્યું હતું.

આ વિષે તે સમિતિએ જે ભલામણો સરકારને કરી છે, તેનો સાર નીચે પ્રમાણે છે:

૧. હિંદના રાજ્યબંધારણમાં રાજભાષા તરીકે હિંદી સ્વીકારી છે, તે હિંદી યુ૦પી૦ ની પ્રાદેશિક ભાષા જે હિંદી કહેવાય છે તે નથી.

૨. બંધારણના ૮ મા પરિશિષ્ટમાં કહેલી હિંદી અને ૩૪૩–૩૫૧ કલમોમાં કહેલી હિંદી એક ન હોઈ શકે. પરિશિષ્ટમાં કહેલી હિંદી પ્રાદેશિક હિંદી છે; કલમોમાં કહેલી હિંદી જેને રાષ્ટ્રભાષા કે સંઘની રાજભાષા કહેવાય છે તે સર્વસામાન્ય હિંદી છે.

૩. રાજભાષા હિંદીને સમૃદ્ધ કરવા સારુ હિંદુસ્તાની એક સાધન છે એમ બંધારણ કહે છે. ૮મા પરિશિષ્ટમાં હિંદી સાથે ઉર્દૂને પણ તેવા એક સાધન તરીકે કહી છે; ત્યાં હિંદી એટલે 'ઠેઠ હિંદી' કહેવાતી ને ઉર્દૂ એટલે 'ઠેઠ ઉર્દૂ' કહેવાતી પ્રાદેશિક શૈલીઓ છે.

૪. બંધારણ દેવનાગરીને લિપિ તરીકે માને છે; તેથી શાળાઓમાં તે લિપિથી શિક્ષણ ચાલે.

ઉપરાંત ૩૫૧ મી કલમમાં કહેલી ફરજ બજાવવામાં ઉર્દૂ લિપિમાં પ્રગટ થયેલું કોઈ સાહિત્ય ખપ લાગે, તો તેને નાગરી લિપિમાં ઉતારવું જોઈએ.

ઐચ્છિક કે મરજિયાત હમે ઉર્દૂ લિપિનું વિશેષ શિક્ષણ કરવામાં આવે તેને ઉત્તેજન આપવું.

૬. પ્રાથમિક તથા માધ્યમિક શાળામાં બધે ધો. ૫ થી ૧૧ સુધી હિંદી ફરજિયાત વિષય તરીકે દાખલ કરવું. તેમ જ પ્રાથમિક અધ્યાપન મંદિરો તથા બી. ટી. કૉલેજોમાં પણ હિંદી ફરજિયાત વિષય તરીકે દાખલ કરવું જોઈએ.

૭. ધો. ૩, ૪માં કેવળ નાગરી કક્કો જ શીખવવો; ત્યાં ભાષા તરીકે હિંદી દાખલ ન જ કરવી.

૮. હિંદી શિક્ષક તૈયાર કરવા માટે બે પરીક્ષા રાખવી —

૧. પ્રાથમિક હિંદી શિક્ષક સનદ,

૨. માધ્યમિક હિંદી શિક્ષક સનદ.

પહેલી પરીક્ષા પાસ કરનાર ધો. ૫ થી ૭ માં શીખવી શકે; અને બીજી પરીક્ષાવાળા ધો ૮ થી ૧૧.

તેમને માટે વ્યવસ્થિત હિંદી શિક્ષક વિદ્યાલયો યોજવાં. પહેલી પરીક્ષા વરસમાં બે વાર લેવાય; બીજી પરીક્ષા વરસમાં એક વાર લેવાય.

૯. પાઠ્યક્રમ, પાઠ્યપુસ્તકોને મંજૂરી, વગેરે તથા હિંદી શિક્ષણને સાંગોપાંગ રાજ્યમાં ચલાવવા માટે તરત હિંદી બોર્ડની રચના કરવી. હિંદી શિક્ષણ અંગેનાં બધાં કામો સરકાર આ બોર્ડની સલાહસૂચનાથી કરે

ઉપરની મુખ્ય બધી ભલામણોને સરકારે મંજૂર રાખી છે. હિંદી બોર્ડની રચના કરવાનું પણ માન્ય રાખ્યું છે અને તે અંગે હુકમ બહાર પાડવાનો વિચાર થશે.

હિંદી રિપોર્ટમાં અભ્યાસક્રમની તપસીલ વિગતે આપવામાં આવી છે, જેથી શિક્ષકો, પ્રકાશકો, તથા લેખકોને મદદરૂપ થાય. હિંદીની શિક્ષણ-પદ્ધતિ વિષે પણ સમિતિએ બે દૃષ્ટિ ઉપર ભાર મૂક્યો છે કે,

---

*આ બાબતમાં મૂળ સરકારી ઠરાવ જોવા ઇચ્છા તેને 'શિક્ષણ સાહિત્ય' જુલાઈ ૧૯૫૦, પા૦ ૨૧૨ ઉપર 'હિંદી શિક્ષણ સમિતિ' લેખ છે તે જોવા વિનંતી છે.

વિદ્યાર્થીની સ્વભાષાની તુલનામાં તેને હિંદી શીખવવી જોઈએ. આ ઢબે શિક્ષણપદ્ધતિ યોજવાનું કામ નવું છે. તે કામ શિક્ષણપદ્ધતિકારોએ ઉપાડી લેવું જોઈએ.

હિંદી ભાષાનું શિક્ષણ હવે મહત્ત્વનું કામ બને છે. તેને આપણા શિક્ષણતંત્રે અપનાવી લઈ ખીલવવું જોઈએ. તેમાં આ રિપોર્ટ કીમતી પહેલ કરે છે, એમ કહેવાય.

૨૦-૧૦-'૫૧ મગનભાઈ દેસાઈ

# કાળાં બજાર કોને કહેવાય?

['કાળું બજાર' શબ્દપ્રયોગ ખૂબ વપરાય છે. પણ તેનો ચોખ્ખો અર્થ શો છે, તે પૂછવા જેવો સવાલ છે. નીચેના લેખમાં એ સવાલ ઉઠાવ્યો છે. સમાજના જીવનના પ્રવાહો તથા વલણો નિહાળનાર તથા વિચારનાર વર્ગે આ સવાલ ઊંડે જઈને ચર્ચવા જેવો ગણાય. મં૦]

કાળાં બજાર વિષે જ્યારે કંઈ ટીકા થાય છે ત્યારે સાધારણ રીતે એમ સમજીને એ ટીકા થાય છે કે, સરકારે ઠરાવેલા ભાવ કરતાં વધારે ભાવ લેતાં બજાર કે વેપારીઓ. વધારે ઊંડો વિચાર કરીએ તો 'કાળાં બજાર' એટલે સમાજના મોટા ભાગને ન પરવડી શકે તેવા ભાવ. સમાજના ઉપલા થરના લોકોનાં ઊંચાં જીવનધોરણ — ભોગ, વૈભવ, વિલાસ — તેને સંતોષી શકે એવા ભાવો નિર્માણ થાય તે 'કાળાં બજાર'. આવા ભાવ સમાજના નીચા થરના વિશાળ સમુદાયને પરવડી ન શકે અને તેને લીધે એમનો જીવનવ્યવહાર મુશ્કેલ અને ચિંતાભર્યો થાય છે. જેમ વિકૃત રાજવ્યવસ્થા કે, સમાજવ્યવસ્થાને લીધે 'કાળા કાયદા' અને 'કાળી' રૂઢિઓ અને રીતરસમો થાય છે; તેમ જ રાજ-વ્યવસ્થા અને સમાજવ્યવસ્થા ભોગવિલાસપ્રધાન થાય અને અસત્ય, અન્યાય અને લાંચરુશવતખોરી વધે ત્યારે કાળાં બજાર થાય છે.

૨. ઘણી વાર જોવામાં આવે છે કે, સરકારે નક્કી કરેલા ભાવોને પણ 'કાળાં બજાર'ના ભાવો જેવા કહી શકાય તેવા હોય છે; કારણ કે જે જે વ્યવસ્થા દ્વારા ઉત્પાદન તથા ભાવો નક્કી કરાય છે, તે વ્યવસ્થાઓ સામાન્ય લોકોને પરવડી શકે તે કરતાં ઘણી ખરચાળ અને ખામીવાળી હોય છે; તેને લીધે. ઊંચા ભાવો નિર્માણ થાય છે. વધારે સ્પષ્ટ શબ્દોમાં, મોટાં કારખાનાં ચલાવનારા શ્રીમંતોનાં મોટાં ખરચ ચાલી શકે એવાં કમિશનો અને વ્યવસ્થાખરચોને લીધે, એવી વ્યવસ્થાથી ઉત્પન્ન થતા માલના ભાવ ઊંચા બંધાય છે. તે ઉપરાંત, ભાવો નક્કી કરનારા સરકારી અધિકારીઓનાં અથવા અર્ધ સરકારી કમિટીઓનાં ખરચ પણ એ ભાવોને વધારે ઊંચા લાવે છે.

કારખાનાંમાંથી જ નક્કી થયેલા આ ઊંચા ભાવો — કાળાં બજાર ભાવો — જથ્થાબંધ વેપારીઓના, ઉપર જણાવેલાં કારણોથી, વળી ઊંચા જાય છે. પાછા પરચૂરણ વેપારીઓ તેમાં વધારો કરે છે; કારણ કે સરકારે નક્કી કરેલા ભાવો એમને, અનેક કારણોથી, પોસાતા નથી. ઉપલા થરના શ્રીમંતો, કારખાનાંના મોટા અમલદારો અને સરકારી અમલદારોનાં ઊંચાં જીવનધોરણ પ્રમાણે, જીવનધોરણ રાખવા, પરચૂરણ વેપારીઓને પણ, ઠરાવેલ ભાવ કરતાં વધારે ભાવ લઈ વધારે નફો લેવામાં કંઈ ખોટું થાય છે એમ લાગતું નથી.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनः ।

આમ 'કાળાં બજાર'નું વિષચક્ર વિશાળ થતું જાય છે; અને જેમ જેમ ઉત્પાદન કરનારા અને વાપરનારા વચ્ચે વધારે ને વધારે એજન્સીઓનાં ખરચ ચઢતાં જાય, તેમ 'કાળાં બજાર' વધતાં જાય છે.

૩. 'કાળાં બજાર' અટકાવવાનો ઉપાય, સરકાર માત્ર કૉન્ટ્રોલ કરી ભાવો બાંધી આપે તે નથી; પણ ઉત્પાદનખર્ચ ઓછો થાય, એટલે કે ઉદ્યોગપતિઓ અને મોટા અમલદારો — સરકારી તેમ જ કારખાંનાંની વ્યવસ્થા કરનારા અધિકારીઓ — ના ખર્ચ ઘટે તો ભાવો નીચા રહે; તેમ જ ઉત્પાદક અને વાપરનાર વચ્ચેની એજન્સીઓ ઓછી થાય તો, તેવી એજન્સીઓના ખર્ચ બાદ જતાં, ભાવો નીચા આવે પણ મોટા પાયા પર ચાલતા ઉદ્યોગો અને વેપારો, અને દેશપરદેશથી મંગાવાતા પદાર્થોના ભાવો, ઉત્પાદન અને વપરાશ વચ્ચે અનેક એજન્સીઓના ખર્ચ ઉમેરાવાથી, નીચા આવવા બહુ ઓછો સંભવ છે.

આવાં અનિષ્ટો ઓછાં થાય તેટલા પ્રમાણમાં કાળાં બજાર ઘટે, અને સમાજના નીચલા વિશાળ થરનાં લોકોને પરવડે એવા ભાવો થાય.

જટાશંકર જાની

# માસિક વિવેચન

## શ્રી. લિયાકત અલીખાનનું ખૂન

પાકિસ્તાનના વડા પ્રધાન શ્રી. લિયાકત અલીખાનને રાવળપિંડીની એક સભામાં એક મુસલમાને ગોળીથી ઠાર કર્યા, જેથી તેમનું થોડા વખતમાં મરણ થયું. આ સમાચારથી સૌને દુઃખ થશે; પાકિસ્તાનને તો એ એક કારી ઘા થયો ગણાય. હિંદથી અલગ રાજ્ય તરીકે તે દેશને રચનારમાં સ્વ૦ ઝીણા પછી લિયાકત અલીખાન બીજે નંબરે આવે. અત્યારના વસમા વખતે તેવા મહત્ત્વના માણસનું જવું એ, તે દેશને માટે, ભારે ફટકારૂપ નીવડી શકે. આપણે ઇચ્છીએ કે, પરમેશ્વર પાકિસ્તાનને એમાંથી હેમખેમ પાર થવા તાકાત દે.

આ પ્રકારનાં રાજદ્વારી ખૂનો એશિયાઈ દેશોમાં હમણાં વધતાં જતાં લાગે છે. ૧૯૪૭ બાદ ગાંધીજીનાથી તેની શરૂઆત આપણે ત્યાં થઈ. બાદ અરબ-ઈરાની પ્રદેશમાં ખૂન થયાં. હવે પાકિસ્તાનમાં થાય છે. ઝનૂન અસહિષ્ણુતા ઇત્યાદિ એમાં કારણ છે. પણ મૂળ કારણ તો એ ગણાય કે, તેમાં એ અણસમજ રહેલી છે કે, માણસને મારવાથી તેની માનેલી બૂરાઈ મરશે. બૂરાઈને મારવાનો રસ્તો એ નથી, બીજો છે. હિંદમાં પણ આપણે આવા રાજદ્વારી ખૂનના ગાંડપણથી સાવધ રહેવું જોઈએ અને ઉપરની ભૂલમાંથી બચી જવું ઘટે છે.

શ્રી. લિયાકત અલીખાનને પરમેશ્વર શાંતિ આપો.

૧૯-૧૦-'૫૧

## નોકરી અને યુનિવર્સિટી

આ અંકમાં શ્રી. રાજાજીના એક વ્યાખ્યાનનો સાર આપ્યો છે. તેની સાથે તેમણે હિંદની પાર્લમેન્ટમાં રજૂ કરેલી વાત પણ જોવા જેવી છે. પબ્લિક સર્વિસ કમિશનનો પ્રથમ વાર્ષિક રિપોર્ટ રજૂ કરવાનો પ્રસંગ હતો. તેમાંની બે ત્રણ વાતો છાપાંમાં આવી છે. એક તો એ કે, દેશની યુનિવર્સિટીઓના શિક્ષણનું ધોરણ ઉત્તરોત્તર ઊતરતું જતું લાગે છે. રિપોર્ટ કહે છે કે, પોતાના વિષયની ખરેખરી પકડવાળા કે કાંઈક માનસિક વિકાસ સાધેલા એવા બહુ થોડા વિદ્યાર્થીઓ આઈ. એ. એસ.ની પરીક્ષાઓમાં જોવા મળે છે. ઉપરાંત તેમાં કહ્યું છે કે, "યુનિવર્સિટીની પદવીઓમાં ધોરણ ઊતરતું ગયું છે એ તો ઘણાને જાણીતી વાત છે; તે સાથે એવું જોવા મળે છે કે, ઘણાં દાખલાઓમાં લેખિત પરીક્ષાઓ સાચી મગજશક્તિ કરતાં ગોખણ-શક્તિ વધારે બતાવે છે." આ વસ્તુ પણ ઘણાને જાણીતી જ છે. આ આખો ચિતાર દેશની પ્રગતિને માટે ચિંતાજનક ગણાય. છેવટે તો રાષ્ટ્રની ધર્મશક્તિ અને શિક્ષણશક્તિ જ કામ દે છે. ધર્મશક્તિનું માપ જો કાળાં બજાર, લાંચરુશવત અને સત્તાની સાઠમારીથી કાઢીએ, અને શિક્ષણશક્તિનું માપ જો ગોખણમાં અને પરીક્ષાઓમાં ચોરીઓમાં આવી રહે, તો એ તો ભારે કરુણ દશા કહેવાય. યુનિવર્સિટીઓના સુધારનો રસ્તો શોધનારાઓએ ઉપરની લાંબી નજરે પોતાનો માર્ગ યોજવો જોઈએ.

૨૦-૧૦-'૫૧

## "કોવિદ" શું કામ માન્ય નહિ?

મુંબઈ સરકારે થોડા વખત ઉપર એક યાદી બહાર પાડી છે તેમાં જણાવ્યું છે કે, તેના બધા નોકરોએ (૪થા દરજ્જાના સિવાય) આવતાં ત્રણ વરસની અંદર હિંદીનું અમુક જ્ઞાન મેળવી લેવું જોઈએ.

આ જાહેરાતથી અમુક લોકોમાં ખળભળાટ થયો છે તેનો ઉલ્લેખ કરીને એક ભાઈએ તેની ચર્ચા માગી છે. તે ભાઈ લખે છે કે, કોવિદની પરીક્ષા માન્ય ન રાખવાની ભૂલ થઈ હોય એમ લાગે છે. મને લાગે છે કે, એમ માનવામાં એ ભાઈ ભૂલ કરતા હોય. કેમ કે તેવી ભૂલ થાય નહિ. તેને માટે સરકાર પાસે સબળ કારણ હશે, એમ માનવું જોઈએ. આ બાબતમાં વિશેષ ચર્ચા ન કરતાં, વાચકને રસ હોય તો મુંબઈ સરકારે નીમેલી હિંદી સમિતિનો રિપોર્ટ જોવો ઘટે છે. બંધારણ પ્રમાણે કઈ વસ્તુ માન્ય થઈ શકે તેની લંબાણપૂર્વક ચર્ચા તેમાં કરી છે. ગુજરાત વિદ્યાપીઠની હિંદી પરીક્ષા-સમિતિએ કરેલા ઠરાવમાં પણ આ વિષે કાંઈક ઇશારો છે; તે ભાગ નીચે ઉતારું છું ('હરિજનબંધુ', તા. ૬-૧૦-'૫૧, પા. ૨૮૦):

"સરકારે પોતાના નોકરો માટે જે હિંદી પરીક્ષાઓ માન્ય રાખી છે, તેમાં ઉત્તર પ્રદેશની હિંદી સાહિત્ય

સંમેલન સંસ્થાની અંતર્ગત 'વર્ધા સમિતિ' તરફથી ચાલતી 'કોવિદ' પરીક્ષા આવતી નથી. આથી કરીને કેટલાક લોકોમાં અમુક ગેરસમજ અને તાજુબી પેદા થયેલી જોવામાં આવે છે; તે વિષે આ સમિતિએ વિચાર કરવો ઘટે છે. આ સમિતિ માને છે કે, સરકારે તે પરીક્ષાને માન્ય ન રાખવાનું જે પગલું છેવટે લીધું છે તે યોગ્ય છે; અને રાજભાષાનું સ્વરૂપ તથા તેના વિકાસની વ્યાખ્યા ભારતના રાજબંધારણે નક્કી કર્યાં છે તે જોતાં સરકાર પાસે બીજો માર્ગ રહેતો નથી.

"પોતાને માન્ય એવી હિંદી પ્રચારનીતિને સ્વીકારીને ન ચાલતી પરીક્ષાઓને મુંબઈ સરકારને શરૂઆતમાં સ્વીકારવી પડી હતી, પરંતુ તે વિષે પહેલી તકે વિચાર કરી લઈ ઘટતો ફેરફાર કરવો જોઈએ; અને તેથી મુંબઈ સરકારે બે વર્ષ ઉપર પણ આ પ્રકારનો વિચાર કરેલો. પરંતુ તે વખતે બંધારણસભા રાષ્ટ્રભાષા વિષે વિચાર કરતી હતી, તેથી એનો અમલ મોકૂફ રાખ્યો હતો. હવે બંધારણસભાનો નિર્ણય જાહેર થતાં, મુંબઈ સરકારે આ પ્રશ્ન ફરી વિચારી લીધો છે, એને માટે તેને ધન્યવાદ ઘટે છે. આ વસ્તુનો વિગતવાર વિચાર અને ઊહાપોહ મુંબઈ સરકારની હિંદી શિક્ષણ સમિતિએ તેના બહાર પાડેલા હેવાલમાં સારી પેઠે કર્યો છે. તેને સ્વીકારીને સરકારે આ પગલું ભર્યું છે તે યોગ્ય છે; અને છેલ્લાં દસ બાર વરસથી આ રાજ્યના હિંદી-હિંદુસ્તાની શિક્ષણમાં તથા તેના પ્રચારમાં જે ગોટાળો, સ્પષ્ટ નીતિને વિષે ગેરસમજ કે દુવિધા, અથવા તેના અમલમાં શિથિલતા વગેરે ચાલતાં હતાં, તે આ પગલાથી દૂર થશે, એમ આ સમિતિ માને છે. જે પ્રચારસભા બંધારણની હિંદી ભાષાની તથા તેના વિકાસ વિષેની વ્યાખ્યા તથા દૃષ્ટિ ન સ્વીકારે, અને ઉત્તર પ્રદેશની જ સંકુચિત દૃષ્ટિ લઈ અ-હિંદી પ્રાંતોમાં રાષ્ટ્રભાષાને નામે પ્રચાર કરે, તેને સરકારમાન્યતા મળી ન શકે એ ઉઘાડું છે. આથી કરીને આ સમિતિ માને છે કે, સરકારે જે પગલું ભર્યું છે તે સાચી દિશામાં છે અને તેને માટે તેને ધન્યવાદ ઘટે છે."

## પરિસ્થિતિમાં તણાતો ગ્રામ-સમાજ

સૌરાષ્ટ્રથી એક ભાઈ નીચેનું શબ્દચિત્ર લખી મોકલે છે; તે પરથી અત્યારે આપોઆપ રચાતા જતા આપણા સમાજનો ખ્યાલ આવે છે. નવરચનાની યોજનાઓ અને નવશિક્ષણ, આ નવી સંસ્કૃતિ, — જે એની મેળે ઘસડાતી કુટાતી જન્મી રહી છે, — તેને કાંઈ વળાંક આપી શકશે? કે આપણે અર્વાચીનતાની નાણાં-સૃષ્ટિએ રચેલી યાંત્રિક પરિસ્થિતિમાં ખેંચાયે જઈશું? હિંદે યોજના કરવાની હોય તો આ પરિસ્થિતિ પર સીધી અસર પાડે એવીની જરૂર છે. તે ભાઈ લખે છે,

"હું હમણાં તબિયતના કારણે ચાલીસેક દિવસથી આંહી છું. સૌરાષ્ટ્રનો થોડો અનુભવ લખું છું.

૧. એક જંકશન, પાંચસો-સાતસોની વસ્તીનું મૂળ ગામ, અત્યારે કદાચ હજાર-બારસો માણસની વસ્તી હશે, તેમાં એક સિનેમા ચાલે છે. પૂછપરછ કરતાં જણાયું કે, રોજ સોએક રૂપિયાની ટિકિટની ઊપજ કરે છે. આજુબાજુ ગામડાંમાંથી ખેડૂતો વગેરે જોવા આવે, રાત્રે ૧૧–૧૨ વાગ્યે પાછા ઘરે જાય. આના અંગે બીજા ફેલ ફિતૂર વધે એ તો સ્વાભાવિક જ છે.

૨. એક સ્ટેશનથી એકો ભાડે કરી હું બીજે ગામ જતો હતો. એકાવાળા ભાઈ ઘાંચી હતા. ઘાણી ચલાવવાને બદલે ભાડાં શું કામ કરો છો? એમ મેં પૂછ્યું. ઑઈલ મિલોને અંતરથી શાપ આપી — કકળીને એ ભાઈએ કહ્યું કે: "હવે અમારો ધંધો પડી ભાંગ્યો છે. ઘાણા (તેલની મિલો) થતાં અમારું ઘાણીનું તેલ ખપતું નથી. ઘાણીથી અમારું ગુજરાન ચાલતું અને બળદને ખોળ ખાવા મળતો. બંને સુખી હતા. અત્યારે બંને (ઘાંચી અને બળદ) ભૂખમરો વેઠીએ છીએ."

રાજકોટ શહેરમાં એક ઘાંચી ભાઈને પૂછતાં જણાયું કે, રાજકોટમાં થોડા વર્ષ પહેલાં ૧૫૦ (એક બીજા ઘાંચી ભાઈએ તો મને ૨૫૦નો આંકડો કહ્યો. છતાં હું ઓછામાં ઓછો આંકડો લઉં છું.) ઘાણી ચાલતી, હવે ઘાણા થતાં આખા શહેરમાં માત્ર ૭–૮ ઘાણી રહી છે. તે પણ શીંગદાણા પીલે છે ત્યારે ચાલે છે.

૩. હું જે પ્રદેશમાં ફર્યો તેટલામાં સેંકડો એકા અને ઘોડાગાડી ભાડે ફરતી ત્યાં જવલ્લે જ એકો અથવા ઘોડાગાડી દેખાય છે. બસ-સર્વિસની બધે બોલબાલા છે. એક દૃષ્ટિએ આ સર્વિસોથી સગવડ દેખાય, પરંતુ હું એક દૂરના સ્ટેશને જવા બસ-સર્વિસમાં બેઠો હતો, તેની પાંત્રીસ બેઠકમાં પાંસઠ પેસેંજરો બેઠા હતા.

આવી ભીડમાં ફક્ત બે ગાઉ જવા માટે ભરવાડ જેવા ચાલવામાં ભડવીર ભાઈઓ અરધો કલાક અગાઉ મોટરમાં ગૂંગળાઈને બેસી રહ્યા. ત્યારે બીજી દૃષ્ટિએ મને દેખાયું કે, આ સર્વિસોથી સુખ વધ્યું કે દુઃખ? સ્વતંત્રતા વધી કે પરતંત્રતા? આ પ્રશ્ન વિચારવા જેવો છે. એકા અને ઘોડાગાડી હાંકનારાના ભોગે પણ જો પ્રજાનાં સુખ માટે આ સગવડ સરકારે કરી હોય, તો પ્રથમ સારા રસ્તા, પૂરતી મોટરો અને આરામથી પ્રવાસ કરી શકે એટલી જ સંખ્યાના મુસાફરો લેવાનો કડક નિયમ — આટલું તો હોવું જ જોઈએ. જોકે આ સિનેમા, ઘાણા, ઘંટી, બસ, વેજિટેબલનાં કારખાનાં એ બધું આપણી કોંગ્રેસ સરકાર થયા પહેલાંથી જ વધવા માંડ્યું હતું; પરંતુ કોંગ્રેસ સરકાર થયા પછી આ બધું ઓછું થાય અને ગામડાંઓ સજીવન થાય એમ થવું જોઈએ, તેને બદલે આમ વિપરીત અને તે પણ વેગથી વધી રહ્યું છે.

૪. રેલવે-મોટર-એકામાં અને પગપાળા મેં સો-બસો માઈલ પ્રવાસ કર્યો, તેટલામાં સારી જમીનમાં મોટા ભાગે શીંગ (મગફળી)નું વાવેતર મેં જોયું. એક ઠેકાણે તો મેં જાણ્યું કે સરકારના — અમુક ટકા જમીનમાં અનાજનું વાવેતર કરવાના — હુકમને લીધે નબળી જમીનમાં અનાજ વાવી સારી જમીનમાં શીંગ વાવે છે. આ રીતે જમીનના ટકાનો અમલ કરે છે. આ ભોંયશીંગના વાવેતરનું આકર્ષણ વેજિટેબલની મિલોના પ્રતાપે છે. આ મિલોએ વાવેતર વંઠાડ્યાં; ઘીનો મહિમા ઘટાડ્યો; ભેળના કારણે સાચા ઘીનો પણ કચાસ બગાડ્યો; અને બળદ તથા ગાય સુધી તેની અદૃશ્યપણે અવદશા ઊભી કરી.

૫. હવે છેલ્લે પ્રજા માટે કહું. પ્રજા મોટા ભાગે ગાડરિયા વૃત્તિની હોય. માનવસ્વભાવ મોટા ભાગે પરનિંદા-પ્રવીણ રહ્યો. પોતાના ભાગે આવેલું કામ કરવાની ફરજનું ભાન રાખ્યા વગર પારકી નિંદામાં ઝટ પ્રેરાય. પ્રજા એ માટીના માનવી છે એમ ગણીએ તો, એ માટીમાંથી સેવાની ભઠ્ઠી દ્વારા ગાળીને શુદ્ધ સોનું કાઢનાર કીમિયાગર—ગાંધીજીની આજે ગેરહાજરી છે. એ જગા કોંગ્રેસે સંભાળી નહિ. અત્યારે ઘણા ભાગે ફરજનું વિચાર્યા વગર હક્કની હઠીલાઈમાં સૌરાષ્ટ્રના હાલહવાલ હું જોઉં છું. પહેલાંની ધર્મઘેલછા પણ સારી હતી એમ કહેરાવે એવી અધર્મઘેલછા વધતી જાય છે. રાજધાનીનું શહેર રાજકોટ સહિત સારા તાલુકામાં બેત્રણ શહેરોમાં દિવસે નધણિયાતી સારી ગાયોને મેં રસ્તામાં રઝળતી ભાળી અને રાત્રે પણ શેરીઓમાં સૂતી-બેઠી ભાળી. પૂરી તપાસ કરતાં જણાયું કે, આ બધી ગાયો ધણિયાતી છે. તેના માલિક વાણિયા-બ્રાહ્મણ પણ છે. પરંતુ પાંકડી (દૂધ ન દેતી – વસૂકી ગયેલી) છે એટલે આમ રખડતી મૂકે. પાછી દૂઝણી થશે ત્યારે ઘરમાં ખીલે બાંધશે અને સાચવશે. ગોરક્ષાન. હિમાયતીઓ આપણે આવી કેટલીયે રીતે ગોહિંસા કરતાં અટકવું જોઈએ, એમ વિચારતા નથી. વાલિયા ભીલને નારદજીએ વાલ્મીકિ ઋષિ બનાવ્યા. ભૂપત જેવા વાલિયા છે, પણ એક નારદજીનો અભાવ છે."

૨૦–૧૦–'૫૧

## બાપુએ જ સૂચવેલાં સુવાક્યો

'શિ૰ સા૰'ના સપ્ટેમ્બર અંકમાં પા. ૨૮૫ ઉપર 'બે સુવાક્યો' એવી નોંધ આપી હતી તે જોવા વિનંતી છે. તેમાં મેં એમ કહેલું કે, 'તે બાપુને પ્રિય હશે તે પરથી. . .' આ નોંધ જોઈ મુ૰ કિશોરલાલભાઈ લખી જણાવે છે કે, "આ વાક્યો બાપુના વખતથી જ છે. બાપુએ પોતે જ સૂચવેલાં."

૩–૧૦–'૫૧ મ૰

---

# નવું વાચન

**લતા અને બીજી વાતો :** લે૦ ગુલાબદાસ બ્રોકર; પ્ર૦ જીવન સાહિત્ય મંદિર, ગાંધીરોડ, અમદાવાદ; કિં. રૂ. ૩–૦–૦; પૃ૦ ૨૫૯.

ગુજરાતના જાણીતા નવલિકાકાર શ્રી. ગુલાબદાસ બ્રોકરના આ વાર્તાસંગ્રહની બીજી આવૃત્તિ બહાર પડે છે. આ વાર્તાસંગ્રહ પછી તેમણે ત્રણ વાર્તાસંગ્રહો ગુજરાતને ધર્યા છે. આધુનિક જીવનની આંટીઘૂંટીમાંથી જટિલ સમસ્યાઓ ઉદ્ભવીને જીવનને કેવું મૂંઝવી નાખે છે એ દર્શાવતા પ્રસંગોને તે પોતાની વાર્તાઓમાં ગૂંથે છે. પ્રસ્તુત વાર્તાસંગ્રહ પ્રથમ ૧૯૩૮ના અરસામાં બહાર પડ્યો હતો. તેથી તેમાંની વાર્તાઓમાં 'નવા જમાનાનાં બળો, પરિવર્તનો, મંથનો, આઘાત–પ્રત્યાઘાતો, વિકૃતિઓ' જોવા મળશે. આવી વાર્તાઓને વાંચતી વખતે વાચક પાસે એ વાર્તા પાછળના હેતુની સ્પષ્ટ કલ્પના હોવી જોઈએ. આવી વાર્તાઓ વાચકના મનમાં સમસંવેદન જો જગાડે, તો કોઈ વાર હાનિ થવાનો વધારે સંભવ રહે છે. તેથી આવા વાર્તાપ્રવાહમાં તણાવાને બદલે વાચકને તરતાં આવડવું જોઈએ. તો જ એમાંથી આજની પરિસ્થિતિમાં — આજના જમાનામાં — ઘણાખરા જુવાનો શું ઝંખે છે, અનુભવે છે અને સમાજના અમુક થરોમાં કેવાં બળો પ્રવર્તી રહ્યાં છે તેનો ખ્યાલ વાચક મેળવી શકે.

આ વાર્તાઓ ઘણાખરા વાચકોને રસથી વાંચવાની ગમે એવી છે. કારણ કે એમાં સ્ત્રી-પુરુષના સંબંધમાંથી કેવી કેવી પરિસ્થિતિ ઊભી થાય છે તેવા પ્રસંગો વિશેષ આવે છે. વળી ઘણીખરી વાર્તાઓમાં શૃંગાર છે. પરંતુ એ વસ્તુથી અલિપ્ત રહી આજના જમાનામાં કેવી વિકૃતિઓ પ્રસરેલી છે અને તે સ્ત્રી પુરુષના સંબંધમાં કેવી દુઃખદ પરિસ્થિતિ ઊભી કરે છે તે સમજવા જેટલી વાચકમાં તૈયારી હોય તો જ એ વાર્તાઓ પાછળનું દૃષ્ટિબિંદુ સમજી શકાશે. પરંતુ આજકાલ ઘણાખરા વાર્તારસિકો પાસે એવી નિશ્ચિત વિચારસરણી ન હોવાથી આવી વાર્તાઓ એ લોકોનાં અપરિપક્વ માનસમાં અસ્વસ્થતા જગાડી તેમને નીતિ-શિથિલતા તેમ જ તરંગી વૃત્તિઓ ભણી ધસડી જાય એવો ભય તો રહે જ છે. કારણ કે, કેટલીક વાર વાર્તાકાર જ એવી વસ્તુને પોતાની વાર્તામાં ગૂંથે છે, કે જે દ્વારા વાર્તાકાર શામાં રસ લેતા હશે એ પણ સમજાતું નથી. તેમ જ કેટલીક બાબતમાં વાર્તાકાર એક વિકૃતિને વ્યક્ત કરવા જતાં બીજી જ વિકૃતિ સાધુતાનો સ્વાંગ સજી દાખલ થઈ જાય છે; તેનો લેખકને ખ્યાલ હોય છે કે કેમ એ તો લેખક જાણે!

હવે વાર્તાઓ ભણી વળીએ : આ સંગ્રહમાં કુલ ૧૫ વાર્તાઓ છે. 'માણેકલાલ' વાર્તાનો નાયક માણેકલાલ ખૂબ પૈસાદાર હતો, તે આખરે ગરીબ થઈ જાય છે. પણ તેની એક આદત જતી નથી. પહેલાંની ફરસાણ ખાવાની ટેવ તે ફેરવી શક્યો નહિ. પછી એમાંથી કેવી વિચિત્ર પરિસ્થિતિ ઊભી થાય છે અને આખરે તે આપઘાત કરે છે, એ બધું લેખક અસરકારક રીતે વર્ણવે છે. નાનકડી ટેવ પણ કેવી ભયંકર બની રહે છે તેનો ખ્યાલ આ વાર્તા પરથી આવી શકે છે. 'જૂની મૈત્રી' એ વાર્તામાં વેપારી જગતના અનુભવો સારી રીતે વ્યક્ત થયા છે. બે દિલોજાન મિત્રો સાથે મળી સટ્ટો કરતા. પણ અમુક કારણને લીધે બે વચ્ચે કલહ થાય છે. પછી તો બંને એકબીજાના શત્રુ જેવા બની જાય છે. પરંતુ નરોત્તમ જ્યારે સટ્ટામાં બધું જ ગુમાવી બેસે છે, ત્યારે તે હતાશ બની માધવજી પાસે જાય છે. આ વખતે માધવજી બધું વેર ભૂલી જઈ જૂની મૈત્રીની ખાતર મિત્રને મદદ કરે છે. આમ આ વાર્તામાં સટોડિયા જેવા લોકોમાં પણ જૂની મૈત્રીની ઉદારતાનું દર્શન થાય છે. 'મીઠો રોટલો' પણ વેપારી જગતની જ એક વાર્તા છે. મુકુંદ એક બૅંકમાં કારકુનનું કામ કરે છે. બૅંકમાં ચંદુલાલની રકમમાં દિવસે દિવસે ઝડપી વધારો થતો જોઈને તેને પોતાની નોકરી તરફ ઘૃણા આવે છે અને ધીમે ધીમે તેનું સુખી કુટુંબજીવન પણ ચૂંથાઈ જાય છે. પરંતુ વખત જતાં એક વાર ચંદુલાલના ખાતામાં ભારે ખોટ આવે છે અને તેથી ચંદુલાલ સાવ નિચોવાઈ જાય છે. આ સ્થિતિ જ્યારે મુકુંદ જુએ છે, ત્યારે તેની આંખ ઊઘડી જાય છે અને લક્ષ્મીનો આવો મોહ છોડી દઈ શાંત જીવનમાં મળતા મીઠા રોટલાનું મહત્ત્વ તેને સમજાય છે. આ તેમ જ ઉપરની વાર્તામાં લેખક સટ્ટાના વાતાવરણને તાદૃશ વર્ણવે છે.

'બા' વાર્તામાં જૂના જમાનાની એક ઉદાત્ત વસ્તુનું દર્શન થાય છે. જૂના જમાનાના લોકો વિલાસિતાથી દૂર રહી શકતા અને તેમનામાં બીજાને માટે ઘસાવાની વૃત્તિ સહજ હતી. આ વાર્તામાં બાના જીવનમાં આ ઉચ્ચ ફિલસૂફી હતી તેનો ખ્યાલ તેના બે દીકરાઓને તેના મરણ પછી જ આવે છે. બા પોતે પોતાના જીવન-વ્યવહારમાં ખૂબ જ લોભ દાખવતાં; પોતાના ખાનગી ખાતામાંથી પૈસા ઉપાડે પણ તેનો બા શી રીતે ઉપયોગ કરે છે તે પોતાના દીકરાઓને જણાવતાં નહિ. ભાઈઓને થાય કે, બા છાનાંમાનાં બહેનને પૈસા આપે છે અને આવી ગુપ્તતા બા શા માટે રાખતાં હશે એનો વિચાર કરી ભાઈઓ બા પર મનમાં ચિડાતા હતા. પરંતુ બાના અવસાન પછી ભાઈઓને જાણ થઈ કે,

બા પોતે ખૂબ જ કરકસરમાં રહી ગામનાં નિરાધાર લોકોને છૂટે હાથે સહાય કરતાં હતાં અને બાએ બહેનને કદીય એક પાઈ પણ આપી ન હતી. બાની આવી દાનવૃત્તિ જોઈને ભાઈઓને બાના એક વખતના શબ્દો યાદ આવે છે: "ફાટેલ સાંધેલ કપડાંથી માણસે લાજવાનું નથી, પણ સામો હાથ ધરીને કોઈ માગવા આવે તેને પાછું વાળવાથી લાજવાનું છે."

'જૂનું અને નવું' એ વાર્તામાં જૂના અને નવા જમાનામાં ઊભા થતા મૂંઝવી નાખતા એક ભેદનું નિરૂપણ છે. પત્નીની સાથે મુંબઈમાં રહેતા પુત્રની બા રામકોરડોસીને કાને પોતાની પુત્રવધૂની વધુ પડતી છૂટની વાતો આવે છે. તેથી તે પુત્ર સાથે રહેવા મુંબઈ આવે છે. શરૂઆતમાં પુત્રના મિત્રો સાથે પુત્રવધૂ જે છૂટથી વર્તતી તે રામકોરડોસી ન છૂટકે ચલાવી લેતી. પણ પાછળથી તેને એ ગમ્યું નહિ અને છેવટે તે પોતાને ગામ 'ધરમધ્યાન' કરવા પાછી ચાલી જાય છે! આ રીતે જૂની અને નવી વિચારસરણી વચ્ચે ઊભા થતા સંઘર્ષનું આમાં તાદૃશ નિરૂપણ છે. આ વાર્તામાં પુત્રવધૂ જે છૂટ લે છે તે જૂના વિચારનાં વડીલજનોને અરુચિકર લાગે એવી છે જ. વડીલ જનોની મર્યાદા તો જળવાવી જોઈએ જ. આવી સ્વતંત્રતામાંથી જ સ્વચ્છંદતા ઉપસ્થિત થાય છે અને તેનું કેવું અનિષ્ટ પરિણામ આવે છે તેનો ખ્યાલ 'લતા શું બોલે?' 'સુનીલા', 'કુસુમ કે સુલેખા?', 'જીવનની મોજ!', 'બેગુના', 'પીળા પ્રદેશમાં', 'જૂના સંસ્કાર' વગેરે વાર્તાઓ પરથી સહેજે મળી શકે એમ છે.

આ સંગ્રહની વાર્તાઓ નવા જમાનાનાં બળોની શુભ તેમ જ અશુભ બંને બાજુ દર્શાવનારી છે. જો આપણી પાસે તટસ્થ ભાવે તેમનો આસ્વાદ કરવાની શક્તિ હોય અને તેઓમાં વ્યક્ત થયેલ અશુભ બાજુને આળપંપાળ કરવાની નબળાઈ આપણામાં ન હોય તો અવશ્ય આ સંગ્રહ વાંચવા યોગ્ય બની રહે છે.

—સુ૦ ક૦

**માનવ જીવનમાં વિજ્ઞાન**: લે૦ નરસિંહ મૂળજીભાઈ શાહ. પ્રકા૦ બાળગોવિંદ કુબેરદાસની કું. અમદાવાદ, પૃ. ૨૩૪, મૂ. ત્રણ રૂપિયા.

'કુમાર'માં અંકે અંકે પ્રસિદ્ધ થયેલા લેખોનો આ સંગ્રહ છે. 'ઇન્ટર સાયન્સ'ના રસાયણશાસ્ત્રના અભ્યાસ-ક્રમમાંથી 'સૂત્રો અને સિદ્ધાંતો'નો ભાગ બાદ કરતાં જે કંઈ બાકી રહે તે બધું આ પુસ્તકમાં લેવા મળે છે. પુસ્તકને લોકભોગ્ય બનાવવા જુદી જુદી રાસાયણિક બનાવટોના ક્યાં ક્યાં કેવા કેવા ઉપયોગો થાય છે, કાચો માલ ક્યાંથી મળે છે, હિંદમાં એવો કાચો માલ ક્યાં ક્યાં મળે છે, અગર મળી શકવા સંભવ છે ઇ૦ હકીકતોની ગૂંથણી ઠીક ઠીક કરેલી છે.

વૈજ્ઞાનિક વિષયો ગુજરાતી ભાષાના માધ્યમથી ન શીખવી શકાય એવું માનનાર એક વર્ગ આપણે ત્યાં છે. તે વર્ગના માણસોને તો આ પુસ્તક વાંચી જવાની ખાસ ભલામણ કરી શકાય. વૈજ્ઞાનિક શબ્દો વપરાતા હોય તેના તે જ રહેવા દેવા છતાં પણ ગુજરાતી માધ્યમમાં મૂકવાથી પુસ્તક કોઈ પણ રીતે ઊતરતી કક્ષાનું થતું નથી. સંભવ છે કે, જો ગુજરાત વિશ્વવિદ્યાલય ગુજરાતીનું માધ્યમ સ્વીકારે તો 'સિદ્ધાંત અને સૂત્રો'ના વધારા સાથે તેમ જ થોડા ઘણા ફેરફાર સાથે આ જ પુસ્તક પાઠ્યપુસ્તકની ગરજ સારે.

મૅટ્રિક તેમ જ ઇન્ટર સાયન્સના વિદ્યાર્થીઓને આ પુસ્તક વાંચવા ખાસ ભલામણ કરી શકાય.

ચં૦ ગાં૦

**જગતનો પહેલો પરિચય**, પુસ્તક ૧-૨-૩; લે૦ લિં. દ. ધાટે; સંપા૦ ભાસ્કરરાવ વિદ્વાંસ; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; પૃ૦ ૨૬+૪, ૨૦૮+૮, અને ૨૪૮+૮; કિં૦ ૧-૬-૦, ૧-૬-૦, અને ૧-૧૦-૦.

પ્રાથમિક શાળાનાં ધોરણ પાંચ, છ અને સાત માટે આ પુસ્તકો તૈયાર કરેલાં છે. આ ત્રણે પુસ્તકોમાં સંપાદકે તેના લેખકનો પરિચય આપેલો છે. તેમાં જણાવ્યા પ્રમાણે લેખક વિશાળ દૃષ્ટિવાળા કેળવણીકાર અને મહારાષ્ટ્રની આગલી હરોળના એક લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકાર હોઈ, આ પુસ્તકો તૈયાર થવામાં સાહિત્યકાર અને શિક્ષકના સુમેળની વિરલ સદ્ભાગ્યની ઘટના બની છે.

આ ત્રણે પુસ્તકોની પ્રસ્તાવનામાં લેખકે આ પુસ્તકો તૈયાર કરવા પાછળની પોતાની દૃષ્ટિ સમજાવી છે. તેમાં જણાવ્યા પ્રમાણે જગતના પ્રદેશોની પસંદગી કરતી વખતે જે પ્રદેશોની ભૌગોલિક પાર્શ્વભૂમિ સ્પષ્ટ રીતે જુદી હોય એવા ભાગોને પસંદગી આપવાની તેમણે કાળજી રાખી છે. વળી જગતના થોડા દેશો પસંદ કરી તેમની ઊડતી માહિતી આપવાને બદલે તેમની ભૌગોલિક પરિસ્થિતિની તેમના જીવન ઉપર શી સ્પષ્ટ અસર થઈ છે તે બતાવવાનો તેમનો પ્રયત્ન છે. આ મહત્ત્વના દેશોની માહિતી રસિક અને મનોરંજક ભાષામાં આપી તે દેશોનો પરિચય કરાવવાની તેમની દૃષ્ટિ છે એમ પણ તેમનું કહેવું છે.

ઉપર જણાવ્યાં તેવાં આ પુસ્તકોમાંનાં લેખક-સંપાદકનાં નિવેદનો ઉપરથી આ પુસ્તકોનું મૂલ્યાંકન કરવા જઈએ તો લેખક તેમની દૃષ્ટિએ સફળતા મેળવી શક્યા હોય એમ લાગતું નથી. કોઈ પણ સંજોગોમાં ભૂગોળનાં પુસ્તકો નીરસ અને શુષ્ક ન હોવાં જોઈએ, એ વસ્તુ ભૂગોળનાં પુસ્તકોના સૌ લેખકોએ ધ્યાનમાં રાખવી ઘટે; કારણ કે નીરસતા અને શુષ્કતાવાળાં ભૂગોળનાં પાઠ્યપુસ્તકો ગમે

તેટલી સારી માહિતીવાળાં અને ખાસ વિશિષ્ટ દૃષ્ટિએ તૈયાર કરેલાં હોય તોપણ વિદ્યાર્થીઓની દૃષ્ટિએ તે નકામાં જ જવાનાં. આ પુસ્તકોનું કંઈક આવું બન્યું હોય એમ જણાય છે.

આ પુસ્તકોમાં જેટલી માહિતી આપી છે તે સારી છે, અને કેટલીક માહિતી તો આ પુસ્તકોમાં પહેલી જ વાર જાણવા-જોવા મળે છે. પણ ઢગલાબંધ રજૂ થયેલી આ બધી વિગતો વિવિધ શૈલીના રૂપમાં રજૂ થવી જોઈતી હતી. સંવાદ, પ્રવાસ, આત્મકથા કે વાર્તાના રૂપમાં અથવા તો તેવી બીજી અવનવી રીતોએ આવાં પુસ્તકોના પાઠો તૈયાર થવા જોઈએ. આના અભાવે આ પુસ્તકોમાં આપેલી માહિતી વિદ્યાર્થીઓ હોંશથી ગ્રહણ કરે એવી રીતે એની રજૂઆત થઈ શકી નથી.

આવાં પુસ્તકો તૈયાર કરતી વખતે લાંબાં તથા અઘરા શબ્દોવાળાં વાક્યો નહિ, પણ ટૂંકાં તથા સરળ શબ્દોવાળાં વાક્યોનો જ ઉપયોગ કરવો જોઈએ. આમ થાય તો જ આવાં પુસ્તકોમાં આપેલી વસ્તુ વિદ્યાર્થી ઝટ સમજી શકે એમ બને. આ પુસ્તકોની ભાષા એટલી સરળ ન હોવાને કારણે આ પુસ્તકોમાં આપેલી માહિતી વિદ્યાર્થી ઉપર ધારી અસર કરી શકે એવું બન્યું નથી.

આગળ જણાવ્યા પ્રમાણે જગતના મહત્ત્વના પ્રદેશો જ પસંદ કરીને તેમની માહિતી આ પુસ્તકોમાં આપવામાં આવી છે. લેખકની આ દૃષ્ટિ તેમની માન્યતા પ્રમાણે ભલે સાચી હોય; પરંતુ એક સળંગ અભ્યાસક્રમ પ્રમાણે વિદ્યાર્થીને જગતનો પરિચય આપતા પાઠ્યપુસ્તકની દૃષ્ટિએ લેખકની માન્યતા બરાબર ન ગણાય. વિદ્યાર્થીને આખા જગતનો પરિચય કરાવતી વખતે પસંદ કરેલા મહત્ત્વના પ્રદેશોની વિગતે માહિતી આપવા સાથે બાકીના પ્રદેશોનો આછો પરિચય પણ વિદ્યાર્થીને ન થાય તે કેમ ચાલે? આ અને આવી બીજી કેટલીક માહિતી આવાં પુસ્તકોમાં હોવી જરૂરી ગણાય. છતાં ન હોવાને કારણે આ પુસ્તકો એટલા પૂરતાં અધૂરાં ગણાય એવાં છે.

આજથી ચોવીસ વર્ષ પહેલાં આ જ લેખકનું એક પુસ્તક 'દેશદેશના લોકો' ગુજરાતીમાં ઉતારવામાં આવ્યું હતું. તે પુસ્તક નજર સામે રાખીને આ પુસ્તકો જોઈએ છીએ ત્યારે આ પુસ્તકોનું સંપાદન કરવામાં સંપાદકને ખૂબ જ ઉતાવળ કરવી પડી હોય એ જણાઈ આવે છે. આથી સંભવ છે કે આ પુસ્તકો મૂળ મરાઠીમાં પ્રમાણમાં સારાં પણ હોય. અમારું તો માનવું છે કે ખાસ અપવાદ સિવાય, પોતાના પ્રદેશ તરફ વિદ્યાર્થીને મમતા થવા માટે આવાં પુસ્તકો જે તે પ્રદેશના લેખકે તૈયાર કરેલાં હોવાં જોઈએ.

આ ત્રણે પુસ્તકો પૈકી બીજું અને ત્રીજું બન્ને પુસ્તકો પહેલા પુસ્તકની જેમ મોટા ટાઇપમાં છપાવ્યાં હોત તો સારું થાત. કદાચ બન્ને નહિ તો, બીજા પુસ્તક માટે તો તેમ કરવું જરૂરી હતું જ. કારણ કે નાના ટાઇપમાં અને પૂરા મેઝરમાં છાપેલાં આવાં પુસ્તકો આ કક્ષાના વિદ્યાર્થીઓ માટે સુવાચ્ય બની શકતાં નથી.

આ પુસ્તકોમાં શ્રમપૂર્વક એકઠી કરીને જેટલી માહિતી આપી છે તે વિશે ખાસ કશું કહેવા જેવું નથી. આ પુસ્તકોની નવી આવૃત્તિઓ સુધારાવધારા સાથે, નવી ઢબે અને વિવિધ શૈલીઓમાં તૈયાર થયેલી જોવા મળે ત્યારે ખરી. બાકી હાલ તો આ પુસ્તકો વિશે એટલું કહેવું પૂરતું ગણાશે કે ગુજરાતીમાં બહાર પડેલાં ભૂગોળનાં પાઠ્યપુસ્તકોની સંખ્યામાં આ પુસ્તકોથી વધારો થયો છે.

**શાં૦ ગાં૦**

## સાભાર સ્વીકાર

**सस्तुं साहित्यवर्धक कार्यालय, अमदावाद તરફથી :**

**श्रीज्ञानेश्वरी भगवद्गीता :** અનુ૦ સ્વ૦ રત્નસિંહ દીપસિંહ પરમાર, ગોવર્ધનદાસ કહાનદાસ અમીન, કિં. રૂ. ૪-૮-૦; **ધ્રુવાખ્યાન :** કિં. રૂ. ૦-૬-૦; **સદ્‌ગુણી બાળકો :** લે૦ સ્વ૦ નારાયણ હેમચંદ્ર, કિં. રૂ. ૦-૧૦-૦; **ઋષિરાજનાં પદો :** સંપા૦ માધવ મો. ચૌધરી, કિં. રૂ. ૦-૪-૦; **श्री वेदांतमार्गदर्शिनी :** સંગ્રાહકનું નામ આપ્યું નથી, કિં. રૂ. ૧-૮-૦; **અદાલતને આંગણે :** લે૦ કેશવલાલ મગનલાલ શાહ, કિં. રૂ. ૧-૮-૦; **પૃથ્વીની કથા :** લે૦ ચંદ્રભાઈ કા૦ ભટ્ટ, કિં. રૂ. ૦-૧૨-૦; **રાશાયા :** લે૦ પ્રાણજીવનદાસ દોશી, કિં. રૂ. ૧-૮-૦; **અમેરિકા :** લે૦ અને કિં. ઉપર મુજબ; **શુદ્ધ કાતિકી પંચાંગ—૨૦૦૮ :** લે૦ શાસ્ત્રી હિંમતરામ મહાશંકર જાની, કિં. રૂ. ૦-૮-૦.

**अन्य प्रकाशको તરફથી :**

**बालसुभाषितमंजरी :** સંપા૦ ગોવિંદભાઈ ઠાકર; પ્રકા૦ શેઠ તુલસીદાસ કીલાચંદ; કિં૦ વિના મૂલ્ય; **સરકારી...** પ્રકા૦ ... **નાગરિક શાસ્ત્ર :** લે૦ ગોપેશ્વર કોટેશ્વર ભટ્ટ; પ્રકા૦ અનડા બુક ડીપો — અમદાવાદ, કિં. રૂ. ૧-૪-૦; **યાત્રા :** લે૦ સુન્દરમ્, પ્રકા૦ આર૦ આર૦ શેઠની કં૦ — મુંબઈ, કિં. રૂ. ૪-૮-૦; **સ્વર કિન્નરી :** લે૦ પ્રકા૦ કરસનદાસ માવજી ઠક્કર; સંપા૦ લક્ષ્મણલાલ લા૦ મહેતા; કિં. રૂ. ૫-૦-૦

# અમારાં નવાં પુસ્તકો

**મારું હિંદનું દર્શન** — અનુ૦ મણિભાઈ ભ૦ દેસાઈ

પંડિત જવાહરલાલજીએ આ પુસ્તકમાં હિંદના પ્રાચીન તેમ જ અર્વાચીન ઇતિહાસનું, તેની ઉદાર, સર્વગ્રાહી અને ધ્યેયલક્ષી સંસ્કૃતિનું, સાહિત્ય, કળા, ફિલસૂફી, વિજ્ઞાન વગેરે જીવનનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં હિંદે યુગયુગાન્તરોમાં મેળવેલી પરમ સિદ્ધિઓનું, તેના વિજય તથા પરાજયોનું અને તેના ગુણો તથા ક્ષતિઓનું પોતાની અનુપમ અને તલસ્પર્શી શૈલીમાં સળંગસૂત્ર આલેખન કર્યું છે. એક રીતે જોતાં એમાં પંડિતજીનું સમગ્ર જીવનદર્શન પણ રજૂ થાય છે. મર્મગ્રાહી વાચક જોઈ શકશે કે તેમનું એ જીવનદર્શન સર્વતોભદ્ર ગાંધી જીવનદર્શનના પાસથી સારી પેઠે રંગાયેલું છે.

કિં. રૂ. ૯–૦–૦ ટપાલરવાનગી ૧–૫–૦

**કલકત્તાનો ચમત્કાર** — મનુબહેન ગાંધી

કલકત્તામાં આઝાદી પછી સળગી ઊઠેલી કોમી તોફાનોની આગને ગાંધીજીએ જે ચમત્કારિક રીતે ઠારી તેનું વર્ણન મનુબહેનની આ ડાયરીમાં આવે છે. કલકત્તા આવવા પહેલાં તેમણે કરેલા કાશ્મીરના પ્રવાસનું વર્ણન પણ આમાં સમાઈ જાય છે. ગાંધીજીના તે કાળના જીવનની રોજેરોજની માહિતી આપણને આ અધિકૃત ડાયરીમાંથી જાણવાની મળે છે.

કિં. રૂ. ૧–૦–૦ ટપાલરવાનગી ૦–૩–૦

**ગ્રામવિદ્યાપીઠ** — અનુ૦ ગોપાળદાસ પટેલ અને સુકુલભાઈ કલાર્થી

ભારત સરકારે સર્વપલ્લી રાધાકૃષ્ણનને પ્રમુખપદે નીમેલા યુનિવર્સિટી કમિશનના સભ્ય તરીકે આવેલા, અમેરિકાના ટેનેસી વેલી ઑથોરિટીના પ્રમુખ શ્રી આર્થર ઈ. મૉર્ગને તે કમિશનના અહેવાલમાં જોડેલી પોતાની સ્વતંત્ર નોંધનો અનુવાદ. આમાંથી આપણા રાષ્ટ્રમાં ગ્રામ વિદ્યાપીઠની કેટલી આવશ્યકતા છે, તે કેમ યોજી શકાય, તે વિષે મહત્ત્વનાં સૂચનો અને માર્ગદર્શન મળશે. શ્રી નાનાભાઈની પ્રસ્તાવના સાથે.

કિં. રૂ. ૧–૧૨–૦ ટપાલરવાનગી ૦–૫–૦

**ટાઇફૉઇડ** — બંસીધર હી૦ ગાંધી

ટાઇફૉઇડ તાવની ઉત્પત્તિ, તેની માવજત તથા તેને અટકાવવાના ઘરગથ્થુ ઉપાયો સમજાવતી નાની ઉપયોગી સચિત્ર પુસ્તિકા.

કિં. રૂ. ૦–૯–૦ ટપાલરવાનગી ૦–૩–૦

**બાળપોથી** — ગાંધીજી

ગાંધીજીએ પોતાના હિંદુસ્તાનના પહેલા કારાવાસ દરમ્યાન બાળકોની કેળવણીના પોતાના ખ્યાલો મુજબ આ બાળપોથી તૈયાર કરી હતી.

કિં. રૂ. ૦–૩–૦ ટપાલરવાનગી ૦–૧–૦

**ગાંધીજી અને સામ્યવાદ** — કિશોરલાલ મશરૂવાળા

આ પુસ્તક 'હરિજનબંધુ'માં લેખમાળા તરીકે હપતે હપતે પ્રગટ થયું હતું. પુસ્તકાકારે પ્રગટ કરતી વખતે લેખક આખું સુધારી ગયા છે. એમાં લેખકે આજની બે પ્રધાન વિચારસરણી — ગાંધીવાદ અને સામ્યવાદનું પૃથક્કરણ કર્યું છે અને બતાવી આપ્યું છે કે સામ્યવાદનો હિંસક માર્ગ નહીં પણ અહિંસક ગાંધીમાર્ગ જ આજની સમસ્યાઓનો ઉકેલ લાવી શકે એમ છે. આચાર્ય વિનોબાની બંને વિચારસરણીની તુલના કરતી વિસ્તૃત ભૂમિકા સહિત.

કિં. રૂ. ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૩–૦

**પૂર્વ આફ્રિકામાં** — કાકા કાલેલકર

કાકા કાલેલકરે હમણાં જ કરેલા પૂર્વ આફ્રિકાના પ્રવાસનું વર્ણન. આમાં આફ્રિકામાં કાળી, ગોરી અને પીળી એ ત્રણ સંસ્કૃતિના સહકારનો પ્રયોગ ચાલી રહ્યો છે, તેનું વર્ણન છે અને ત્યાંના વિવિધ પ્રશ્નો અને તેના ઉકેલની દિશાનું માર્ગસૂચન લેખકે કર્યું છે.

કિં. રૂ. ૩–૦–૦ ટપાલરવાનગી ૦–૧૨–૦

**વિવેક અને સાધના** — સંપા૦ કિશોરલાલ મશરૂવાળા અને રમણીકલાલ મોદી

માનવી જીવન, તેનું ધ્યેય, માનવતાનો વિકાસ ઇત્યાદિ બાબતોની વિવેકની કસોટી પર મીમાંસા કરીને તે માટે ધર્મ્ય વ્યવહાર કેવો હોય તેનું પણ આમાં દિગ્દર્શન કરાવ્યું છે. છેવટના વિભાગમાં ચિત્તના અભ્યાસને અંગે ઘણા મૌલિક વિચારો અહીં રજૂ થયા છે.

ગ્રંથની પ્રસ્તાવનામાં મૂળ લેખક શ્રી. કેદારનાથે (ગુજરાતમાં તેઓ 'નાથજી'ને નામે જાણીતા છે) પોતે પ્રસ્તુત વિચાર પર શી રીતે આવ્યા તેનું પોતાના અનુભવોને આધારે ટૂંકું બયાન પણ આપ્યું છે. સંપાદકોએ પોતાના નિવેદનમાં પોતે નાથજીને ગુરુ માનવા કેમ પ્રેરાયા તથા તેમણે પોતાના જીવનમાં કેવું પરિવર્તન કર્યું તે દર્શાવ્યું છે.

કિં. રૂ. ૪–૦–૦ ટપાલરવાનગી ૦–૧૩–૦

---

નવજીવન પ્રકાશન મંદિર, પો. બો. ૧૦૫, અમદાવાદ

ર. નં. બી૦ ૪૩૪૩

# કલહ વિ૦ મેળ

સૈકા કરતાં વધારે સમયથી જગતનું વલણ મુખ્યત્વે વિભાગીકરણ તરફ ઢળતું રહ્યું છે. જે મોટા એકમો અસ્તિત્વમાં હતા, તેમાંના કેટલાક તો ક્યારના તોડી પાડવામાં આવ્યા છે; અને વધુ ને વધુ અલગ એકમો તરફની પ્રવૃત્તિ લગભગ નિરંકુશપણે ચાલી રહી છે. હવે આપણે જોઈ શકીએ છીએ કે, એ પ્રક્રિયા વધારે પડતી થઈ ગઈ છે. વિકેન્દ્રીકરણની પ્રવૃત્તિઓને સમતોલ કરવા કેન્દ્રીકરણની પ્રવૃત્તિઓ માટેનો સમય પાકી ગયો છે. સ્થાનિક સ્વરાજ્ય, પરદેશી હકૂમતમાંથી મુક્તિ, — એ બધાં અલબત્ત જરૂરી છે, અને તેમનો કોઈ પ્રકારે ભોગ ન આપી શકાય. પરંતુ પડોશીઓ વચ્ચે મિત્રતા અને સહકાર, તેમ જ તે સૌની ઉપર, જગતના તમામ લોકોનો સુમેળભર્યો વ્યવહાર, એ પણ એટલાં જ જરૂરી છે.

આ મહાન ધ્યેયો સામાન્ય સિદ્ધાંતોની વક્તૃત્વભરી જાહેરાતોથી, કે સુલેહનામાં, કરારો અને સંધિઓ ઉપરના સહીદસ્કતોથી પણ સિદ્ધ નહિ કરી શકાય; ભલે એ બધાં શરૂઆત તરીકે જરૂરી હોય. એ ધ્યેયો તો ધીમે ધીમે અને અથાક પ્રયત્નથી રાજકીય આગેવાનોની જહેમતભરી વિચારણાઓ અને નિર્ણયો વડે તથા લોકોની પોતાની બુદ્ધિપૂર્વકની સમજ તથા સક્રિય ટેકા વડે સિદ્ધ કરવાનાં છે. એવાં લાખો સ્ત્રીપુરુષો કે જે સર્વ ઠેકાણે આપમેળે જ વિચારવા તથા ચર્ચવા તેમ જ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય દૃઢ વિચારસરણી ઊભી કરવામાં પોતાનો હિસ્સો આપવા તત્પર છે. લોકોની એવી વિચારસરણી જ, છેવટે તો, ઇતિહાસના નિર્ણયો સર્જનાર અને મનુષ્યનું ભાવી ઘડનાર વિધાતા બને છે.

ત્રણસો વર્ષ પૂર્વે અંગ્રેજ લેખક સર થોમસ બ્રાઉને જણાવ્યું હતું કે, “બધા જ કંઈ એક સાથે સુખી ન થઈ શકે; કારણ કે એક રાજ્યની બઢતી બીજા રાજ્યના વિનાશ ઉપર જ આધાર રાખે છે.” એનો આ મત તેના સમયમાં પ્રચલિત હતો; તથા માનવ ઇતિહાસના ઘણાખરા યુગો દરમ્યાન પ્રચલિત રહ્યો છે. પરંતુ ધીમે ધીમે અને દુઃખ સહન કરતાં કરતાં માણસ શીખતો આવે છે કે, એ અભિપ્રાય સદંતર ખોટો છે. કડવામાં કડવા અનુભવ બાદ હવે માણસજાત સમજવા લાગી છે કે, પડોશીઓ સમૃદ્ધ હોય તો જ કોઈ દેશ સમૃદ્ધ થઈ શકે, અને પાયમાલ થયેલી દુનિયામાં કોઈ પણ દેશ સમૃદ્ધ ન થઈ શકે.

—રાઈટ ઑનરેબલ વાઈકાઉન્ટ સૅમ્યુઅલ

‘હિંદુસ્તાન ટાઈમ્સ’, (જાન્યુ. ’૫૦માંથી)

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये






વર્ષ ૧૦ — અંક ૧૦

ઑક્ટોબર — નવજીવન, અમદાવાદ — ૧૯૫૧

# શિક્ષણ અને સાહિત્ય

ઑક્ટોબર, ૧૯૫૧

વર્ષ ૧૦ અંક ૧૦

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬)
અથવા શિ. દસ, છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
**પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૦ - અંક ૧૦ ] અમદાવાદ [ ઑક્ટોબર, ૧૯૫૧


## હિંદની ભાષા અંગેની નીતિ

[ હિંદનાં જુદાં જુદાં રાજ્યો અને યુનિવર્સિટીઓ પોતાના કામકાજની ભાષા કઈ રાખવી એ વિષે વિચાર ચલાવે છે. રાજ્યોને પોતાના વહીવટ માટે અને યુનિવર્સિટીઓને પોતાના શિક્ષણ અને પરીક્ષા વગેરેને માટે આ રીતની ભાષા અંગે નિર્ણય કરવાની જરૂર ઊભી થઈ છે. આપણા રાષ્ટ્રીય, સાંસ્કૃતિક અને લોકશાહી જીવનને સ્પર્શતી આ મહત્ત્વની બાબતમાં આપણે કઈ દિશામાં આગળ વધવાનું છે તેનો હિંદના રાજબંધારણમાં સ્પષ્ટપણે નિર્દેશ કરવામાં આવ્યો છે. રાજ્યની તેમ જ અદાલતની ભાષાના સંબંધમાં કઈ દિશામાં આગળ વધવાનું છે એનો બંધારણમાં ચોક્કસ નિર્દેશ કરવામાં આવ્યો છે. પણ યુનિવર્સિટીઓની બાબતમાં એમ કરવામાં આવ્યું નથી. હિંદની યુનિવર્સિટીઓના વાઈસચૅન્સલરોની બનેલી તારાચંદ સમિતિએ અને તેના પછીથી ડૉ. રાધાકૃષ્ણનના પ્રમુખપદ નીચેના યુનિવર્સિટી કમિશને પોતાના સર્વસ્પર્શી હેવાલમાં આ બાબતનો વિચાર કર્યો છે. પરંતુ રાજ્યો આ સામાન્ય નીતિથી ચલિત થાય એવો પૂરો ભય રહે છે. મુંબઈ સરકારે આ સંબંધમાં કરેલા સૂચન પરથી એ વસ્તુ જોઈ શકાય છે. 'હરિજનબંધુ'ના આગળના અંકમાં ( ઑગસ્ટ ૨૫ ) મેં આ વિષે ઉલ્લેખ કર્યો છે. આથી હિંદી સંઘ અને તેનાં જુદાં જુદાં રાજ્યોની ભાષા અંગેની નીતિ સંબંધમાં પ્રમાણભૂત વિચારણા, જુદાં જુદાં રાજ્યોનું આ અંગેનું ચલિતપણું દૂર કરવા માટે પણ, બહુ જરૂરી હતી. રાષ્ટ્રપતિએ પોતે જ બહુ સ્પષ્ટતાથી આ કર્યું છે. ૩૦મી ઑગસ્ટે ઉસ્માનિયા યુનિવર્સિટીના દીક્ષા પ્રવચનમાં તેમણે આ સંબંધમાં પોતાના વિચારો દર્શાવ્યા છે. 'હિંદુસ્તાન ટાઇમ્સ'ના ૩૧–૮–'૫૧ ના અંકમાંથી તે અહીં ઉતાર્યું છે.

૨–૯–'૫૧ **મ૦ પ્ર૦ દેસાઈ** ]

તમે આજે મારું સન્માન કર્યું તેને માટે હું તમારો આભાર માનું છું અને તમને ખાતરી આપું છું કે હંમેશાં હું એને અતિ મૂલ્યવાન લેખતો રહીશ. કેમ કે, એ માન મને એક એવી યુનિવર્સિટી તરફથી મળે છે કે જેણે આ દેશમાં બોલાતી એક ભાષાને પોતાનું માધ્યમ બનાવ્યું છે. એટલું જ નહીં, એ ભાષામાં તેણે વિજ્ઞાનના તેમ જ ઇતર વિષયોનાં પાઠ્યપુસ્તકો તૈયાર કરીને અને તેમને પ્રસિદ્ધ કરીને પાયાનું કામ કર્યું છે.

જેવું છે તેવું, અને પસંદ કરવામાં આવેલી શિક્ષણના માધ્યમની ભાષાની મર્યાદા લક્ષમાં લેતાં, એ કામ મને ઠીક ઠીક પ્રોત્સાહજનક લાગ્યું છે. પ્રજાકીય સેવાના કાર્યમાં હું સક્રિય ભાગ લેતો થયો ત્યારથી આ સવાલને વિષે હું ઊંડો રસ લેતો આવ્યો છું. મને એ જણાવતાં આનંદ થાય છે કે, આજે પ્રજા એ વિષય પરત્વે પૂરેપૂરી જાગ્રત થઈ છે અને કેળવાયેલા વર્ગના લોકો તથા કેળવણીકારો સામાન્યપણે સ્વીકારતા થયા છે કે આપણા કેળવણી અંગેના પ્રયાસમાં ટાળી શકાય એવો અને બિનજરૂરી બગાડ અટકાવવો હોય તો કેળવણી માતૃભાષા મારફતે આપવી એ બિલકુલ જરૂરી છે. આમ છતાં, આપણે જે ધ્યેયો આપણી સામે રાખ્યાં છે તેને ઉપકારક થઈ પડે એવી ભાષા અંગેની નીતિના સંબંધમાં પ્રજાના અમુક ભાગના લોકોમાં હજી કંઈક ગોટાળો હોય એમ જણાય છે.

### લોકશાહી સમાજ

આ સંબંધમાં બે શબ્દો કહેવાની હું રજા લઉં છું. હું માનું છું કે, આ દેશમાં દરેક જણ જાણે છે — એમ ન હોય તો સૌ એ જાણી લે એમ હું ઇચ્છું છું — કે પોતાની બંધારણ સભા મારફતે હિંદની સાર્વભૌમ પ્રજાએ જે બંધારણ ઘડ્યું છે તે અનુસાર આ દેશમાં લોકશાહીને ધોરણે સમાજ રચવાની આપણી ફરજ છે. એ એવો સમાજ હશે કે જેમાં પ્રત્યેક વ્યક્તિ તથા સમૂહને આ બધું સિદ્ધ કરવા માટેના પૂરેપૂરા હકો અને તકો મળશે, પ્રત્યેક સ્ત્રી તથા પુરુષને પોતાની શક્તિનો પૂરેપૂરો વિકાસ સાધવાનો અવકાશ

મળશે તેમ જ મધ્યસ્થ સરકાર અને રાજ્યોની સરકારોની નીતિ ઘડવામાં બીજાઓની જેમ તેમને પણ સમાન તકો સાંપડશે.

શિક્ષણનું માધ્યમ કે માધ્યમો કયાં રાખવાં એને અંગેની નીતિનો વિચાર કરતી વખતે આપણે સૌએ આ આદેશરૂપ ફરજને લક્ષમાં રાખવી જોઈએ. કેળવણી સ્વતઃ એક શક્તિ છે અને એ વિનાના માણસને પોતાની સઘળી શક્તિ ખીલવવાની અથવા પોતાના દેશની સરકારની નીતિ કે તેનાં કાર્યો પર તથા ધર્મ પર કોઈ પણ પ્રકારની સચોટ અસર પાડવાની તક મળતી નથી એ કહેવાની મારે જરૂર ન હોય. આથી, કેળવણીની પદ્ધતિ અને સાધનો એક માણસ અને બીજા માણસ તેમ જ એક સમૂહ અને બીજા સમૂહ વચ્ચે ભેદભાવ કરે એવાં ન હોવાં જોઈએ એ ઉઘાડું છે.

આ ઉપરથી તમે જોઈ શકશો કે ઠીક ઠીક કદના હરેક ભાષાકીય સમૂહને પ્રાથમિક, માધ્યમિક તેમ જ યુનિવર્સિટીની એમ હરેક કક્ષાની કેળવણી તેની માતૃભાષા દ્વારા આપવી જોઈ. એમ થાય તો એ જ કેળવણીના લાભો મેળવવા માટે તેને બીજા સમૂહોના કરતાં વધારે સમય, શક્તિ અને નાણાંનો વ્યય કરવો નહીં પડે. એ સિવાયની બીજી રીત અખત્યાર કરવાથી તેનાં બાળકોને જેની ભાષામાં કેળવણી અપાતી હોય તે સમૂહના બાળકોને મુકાબલે ગેરફાયદો થશે. આનો અર્થ એ થયો કે પ્રત્યેક ભાષાપ્રદેશમાં હરેક કક્ષાની કેળવણી તે પ્રદેશની ભાષા દ્વારા જ અપાવી જોઈએ.

### ભાષાકીય પ્રદેશો

આમ છતાં મારે ભારપૂર્વક જણાવવું જોઈએ કે પ્રસ્તુત ભાષાકીય સમૂહ ઠીક ઠીક મોટો હોય અને તે એક જ સ્થળે કેન્દ્રિત હોય તો જ આ થઈ શકે. બહુ જ નાની સંખ્યાવાળા અને જુદા જુદા બીજા ભાષાકીય પ્રદેશોમાં વેરાયેલા પડેલા લોકો તે તે પ્રદેશની સરકાર પાસેથી પ્રાથમિક સિવાયની બીજી કક્ષાઓની કેળવણી તેમનાં બાળકોને તેમની ભાષામાં આપવાની માગણી કરે એ વાજબી નથી. આ માગણી સંતોષવામાં ઊભી થતી નાણાંકીય અને બીજી જવાબદારીઓ સહેલાઈથી સમજી શકાશે.

હિંદના પ્રત્યેક નિશ્ચિત ભાષાકીય પ્રદેશમાં બીજી ભાષા બોલતા લોકો અલ્પ સંખ્યામાં મળી આવે છે. એ પ્રદેશની પ્રત્યેક શાળા, પ્રત્યેક કૉલેજ અને પ્રત્યેક યુનિવર્સિટીમાં આ જુદી જુદી ભાષા બોલતા બધા નાના સમૂહોનાં બાળકોને કેળવણી આપવાની અલગ અલગ વ્યવસ્થા કરવાની થાય તો એને માટે જબરદસ્ત ખર્ચ કરવો પડે. વળી રાજકીય દૃષ્ટિએ જોતાં બીજા ભાષાકીય પ્રદેશમાં વીખરાયેલા પડેલા કોઈ પણ નાનકડા સમૂહના લોકો સર્વથા અળગા રહેવાને બદલે જે પ્રદેશમાં તેઓ રહેતા હોય તેના લોકોમાં સમાઈ જાય એ ઇચ્છવા જોગ છે. આમ થવાથી, જે પ્રદેશમાં તેઓ રહેતા હોય તેની મોટી વસ્તી અને તેમની વચ્ચે વૈમનસ્ય અને ગેરસમજૂતી થતાં અટકશે. પ્રત્યેક ભાષાકીય સમૂહ આ નક્કર નાણાંકીય તથા રાજકીય હકીકત પિછાને તો આ દેશમાં ભાષાના સવાલની ઘણી ગૂંચો ઊકલી જાય.

પ્રત્યેક પ્રાદેશિક ભાષા, સર્વ પ્રકારના પ્રાચીન તેમ જ આધુનિક જ્ઞાન માટેનું યોગ્ય વાહન તથા તેનો અખૂટ ભંડાર થઈ શકે એ રીતે તેનો વિકાસ કરવાનો છે અને તેના સાહિત્યને સમૃદ્ધ કરવાનું છે. તેના વિકાસ અને ખિલવણીમાં તેનાથી બની શકે તેટલી મદદ કરવાની પ્રદેશની સરકાર કે સરકારોની ફરજ છે. ભાષાના વર્તમાન સ્વરૂપ અને શબ્દભંડોળના પાયા પર ચણતર કરીને અને તેની સાથે બંધબેસતું આવે એવું બીજી ભાષાઓમાંથી લઈને તેને શણગારવાથી આ ઉત્તમ રીતે સાધી શકાય. શબ્દો, પ્રયોગો અને વ્યાકરણની રચના સુધ્ધાંને, જેમાંથી પ્રસ્તુત ભાષા ઉદ્ભવી તેમાંથી ન આવ્યાં હોવાને કારણે ટાળવાનો મરજાદી પ્રયત્ન અવશ્ય નિષ્ફળ નીવડવાનો છે. એટલું જ નહીં પણ એથી ભાષા સમૃદ્ધ થવાને બદલે કંગાલ બનશે.

### સુગાળવાપણું હાનિકારક

વળી, આપણે આપણી શક્તિ આપણા દેશમાંથી ગરીબાઈ તેમ જ અજ્ઞાન દૂર કરવાના કામમાં વાપરવા માટે બની શકે તેટલા પ્રમાણમાં જાળવી રાખવી જોઈએ અને આવા ઉપદ્રવ કરનારા નહીં તો, સર્વથા બિન જરૂરી હેતુ માટે વાપરવા માટે આપણે તે ભાગ્યે જ ફાજલ પાડી શકીએ. ભાષાની બાબતમાં આવા પ્રકારના

સુગાળવાપણા માટે હું કશું કારણ જોતો નથી. કેમ કે, ભાષા આખરે તો પરસ્પર સંપર્ક માટેનું સાધન છે અને લોકો જો અમુક શબ્દ બરાબર સમજી શકે તો તે પરાઈ ભાષાનો છે એટલા જ માટે તેને ફેંકી દેવાને કશું કારણ નથી. વળી, ભાષાનો વિકાસ લાગતાવળગતા ભાષાપ્રદેશના જનસમુદાયને તે વધુ ને વધુ સમજમાં આવે અને સ્વીકાર્ય થાય તે દિશામાં થવો જોઈએ. તેનું વસ્તુ, તેની શૈલી, તેનો શબ્દભંડોળ વગેરે સામાન્ય વર્ગના લોકોના જીવન અને બોલીની વધુમાં વધુ નજીક હોવાં જોઈએ. હું માનું છું કે, સમાજની બીજી સંસ્થાઓની પેઠે ભાષાને પણ જનસમુદાયનો સંપર્ક સાધવાથી વધારે લાભ થશે.

પ્રાદેશિક ભાષાઓને વિકસિત અને સમૃદ્ધ કરવાની તાકીદની જરૂરિયાત ઉપરાંત બીજા એક પ્રશ્નની પણ કાળજીપૂર્વક વિચારણા કરવી ઘટે. આપણો દેશ અનેક ભાષાઓવાળો છે. આથી જુદી જુદી ભાષા બોલતા પ્રદેશો વચ્ચે પ્રાદેશિક અને રાષ્ટ્રીય જીવનના સંબંધમાં પરસ્પર વહેવાર કરવા માટે આપણી પાસે એક સૌની સહિયારી ભાષા હોવી જોઈએ. પૂરેપૂરી વિચારણા કર્યા પછી બંધારણ સભાએ બંધારણમાં એવું સૂચવ્યું છે કે એ ભાષા દેવનાગરી લિપિમાં લખાતી હિંદી રહેશે. સંઘના સત્તાવાર કામકાજ માટે આંતરરાષ્ટ્રીય સ્વરૂપના હિંદી અંકોનો ઉપયોગ કરવામાં આવશે. લાગતાંવળગતાં હિતો સાથે ઘટતી બાંધછોડ કરીને સર્વાનુમતે આ નિર્ણય કરવામાં આવ્યો હતો.

મને લાગે છે કે, આ નિર્ણયથી કોઈ વ્યક્તિ કે સમૂહના હિતને હાનિ પહોંચશે એમ આ દેશમાં કોઈને પણ માનવાને કશું કારણ નથી. પ્રત્યેક ભાષાપ્રદેશની કેળવણીની વ્યવસ્થામાં રાજભાષા શીખવવાનો પ્રબંધ હોવો જોઈએ, એથી વિશેષ એ બાબતમાં મારે કહેવાની જરૂર હોય એમ મને લાગતું નથી. આના પર ભાર મૂકવાની એટલા માટે જરૂર છે કે હિંદી સિવાયની ભાષા બોલનારાઓ કોઈ પણ રીતે ગેરલાભની પરિસ્થિતિમાં મુકાવા જોઈએ નહીં. હિંદી સિવાયની ભાષા બોલતા પ્રદેશોની કેળવણીની વ્યવસ્થામાં હિંદીનું શિક્ષણ કેવી રીતે અને કઈ કક્ષામાં દાખલ કરવું એનો નિર્ણય વિના વિલંબે થવો જોઈએ અને એને વિષે જે કંઈ યોજના ઘડવામાં આવે તેનો અમલ કરવા માટેનાં પગલાં ભરવાં જોઈએ. જેથી આપણે બંધારણમાં સૂચવવામાં આવ્યું છે એટલા સમયમાં સંઘ સરકારનો વહીવટ અંગ્રેજી સિવાય ચલાવતા થઈ શકીએ.

આ રાજ્યમાં ત્રણ લગભગ નિરાળા વિભાગોમાં લોકો ત્રણ ભાષાઓ બોલે છે તથા તેઓ ઉર્દૂને વિકસાવવાનો હરેક પ્રયત્ન કરતા આવ્યા છે. મારા મત પ્રમાણે ઉર્દૂ, બંધારણમાં રાજભાષા તરીકે જેનો સ્વીકાર કરવામાં આવ્યો છે તે ભાષાનું એક સ્વરૂપ અથવા તેની એક શૈલી જ છે, જોકે તેની પોતાની લિપિ છે અને નિરાળો શબ્દભંડોળ છે. આમ આ રાજ્ય સામે આપણા અનેક ભાષાવાળા દેશને જે સવાલ ઉકેલવાનો છે તે જ સવાલ પડેલો છે. પણ એને એક લાભ છે. રાજ્યવહીવટ માટેની ભાષાની બાબતમાં તેણે પ્રગતિ કરેલી છે. એ ભાષા અહીંની ત્રણ પ્રાદેશિક ભાષાથી જુદી છે. આ રીતે મળેલો અનુભવ આપણે સાચવી રાખવો જોઈએ અને તેમાંથી જે કંઈ પણ લાભ ઉઠાવી શકાય તે ઉઠાવવો જોઈએ. મને લાગે છે કે આપણા ચણતર માટેના પાયા તરીકે તે આપણને મૂલ્યવાન થઈ પડશે. એ પાયા પર ઇમારત ચણવાની આ યુનિવર્સિટીની ફરજ તેમ જ તેનો લહાવો છે. એ તેની કીર્તિમાં વધારો કરશે અને આપણા મુલકને ફાયદાકારક થઈ પડશે.

મને માનદ ડિગ્રી આપીને તમે મારા પ્રત્યે જે આદર અને મમતા દાખવ્યાં છે તેને માટે ફરીથી હું તમારો આભાર માનું છું. અને આ યુનિવર્સિટીને વધુ ને વધુ સફળતા મળતી રહો અને તે આબાદ થતી રહો એમ ઇચ્છું છું.

(અંગ્રેજી પરથી) બાબુ રાજેન્દ્રપ્રસાદ

# આદર્શ નીતિ અને માનવ આચાર

ગયા અંકમાં "કાયદો અને નીતિધર્મ"ની ચર્ચા કરવામાં, જાણીતા 'મૉડરેટ' નેતા શ્રી રામસ્વામી આયરના વ્યાખ્યાનમાંથી અમુક ભાગ ઉતાર્યો હતો, અને તેમાં તેમણે રજૂ કરેલો કેટલોક વિશેષ વિચાર તપાસવાનું બાકી રાખ્યું હતું તે જોઈએ.

'મૉડરેટ' વિચારનું મોટું લક્ષણ એ છે કે, કોઈ પણ એક છેડા પર ન જતાં મધ્યમસરની ચાલ રાખીને ચાલવું. તેથી, જેમ કે, દારૂબંધી અંગે તે અતિપાન નહિ તેમ જ પૂરી બંધી પણ નહિ, પણ મધ્યમસરનું 'ટેમ્પરન્સ' રાખવું જોઈએ. અને ઈ. સ. ૧૯૨૦–૧માં તે વિચારના લોકો પ્રધાનો બન્યા ત્યારે તેમણે આ નીતિ રાખી હતી. તેઓ 'ટેમ્પરન્સ'નો બોધ આપતા, અને ચાલુ પ્રથાથી જે આવક મળતી તેને છોડવા ચાહતા નહોતા.

આ 'મધ્યમસર'ની ચાલની વાત પરથી મને તે જમાનાના મારા કૉલેજ દિવસોનું એક સંસ્મરણ કહેવા જેવું લાગે છે. શ્રી. આર. પી. પરાંજપે અમારી કૉલેજમાં વ્યાખ્યાન કરવા આવેલા. વિષય 'ટેમ્પરન્સ' હતો. કૉલેજના છોકરાઓ આગળ દારૂ પીવા ન પીવા બાબત ખાસ ચર્ચા શું કામ કરવા આવ્યા હશે, તે મને ખબર નથી. પણ એક સામાજિક સુધારણાના પ્રશ્ન પરત્વેની નીતિનો સવાલ હોઈ, તેની સામાન્ય ચર્ચા ભવિષ્યના નાગરિકો કે આગેવાન બનનારા આગળ કરવાનો એમાં ઇરાદો હશે.

ચર્ચા-સભાના પ્રમુખ કૉલેજના અંગ્રેજ પ્રિન્સિપાલ હતા. તે અને પરાંપજે ઘણું કરીને કેમ્બ્રિજમાં સહાધ્યાયી હતા. પ્રિન્સિપાલે વ્યાખ્યાનનો સમારોપ કરતાં જે કહ્યું તે આજ સુધી મને બરોબર યાદ છે. તેમણે કહ્યું કે, જગતના જાત જાતના દારૂ મેં ચાખેલા છે; તેની અસર કેવી રીતે થાય છે તે હું જાણું છું. દારૂ વિષે એવું છે કે, જેમ જેમ તમે પીઓ તેમ તેમ તે આહ્લાદ ને ઉન્માદ આપે છે અને ભાન રહે ત્યાં સુધી તે લાગણીના મર્યાદા આપણે પીવામાં પાછું જોતા નથી. પણ ભાન રહેવા વિષે એમ છે કે, અમુક ક્ષણે તે સરી પડે છે, —જેમ ઊંઘમાં સરી પડાય છે એમ. એટલે 'ટેમ્પરન્સ' કહેનારા લોકોને મારે એ જ કહેવાનું છે કે, આ બાબતમાં એ બહુ અઘરું બને છે. ભાન રહે ત્યાં સુધી પીતાં ડરતા નથી, અને એમાંથી જ અમુક અભાગી ક્ષણે ભાન જતું રહે છે. આથી કરીને જો લોકોને બચાવવા જ હોય તો 'ટેમ્પરન્સ'ની વાત ખોટી છે.

આ વ્યાખ્યાન દારૂબંધીના મારા અભ્યાસના મંગળાચરણરૂપ હતું. શ્રી. પરાંજપે, રામસ્વામી જેવા મૉડરેટ નેતાઓ ઇંગ્લંડના 'મૉડરેટ'-મણિ મિલના અનુયાયીઓ શું કહે છે એ જાણવાની સાથે એક અંગ્રેજે કહેલી વાત મને યાદ રહી છે. શ્રી રામસ્વામી આયરના કહેવાનો સાર એ છે કે, સદ્‌ગુણ કે દુર્ગુણ આચરવામાં બેઉમાં માણસને મર્યાદા રહેલી છે. સૌ જાણે છે કે, માણસ સદ્‌ગુણની હદ કરે તો તે મહાત્મા બને; દુર્ગુણની હદે પહોંચે તો તે રાક્ષસ બને; સામાન્ય લોકો વચલો રસ્તો લે છે. એટલે કે, દુર્ગુણથી બને તેટલું ડરીને અને સદ્‌ગુણને વરી શકાય એટલું વરીને ચાલે છે. એને મર્યાદા રહી જ છે. અને તે મહાત્માને માટે પણ. પરંતુ ઉપરના સામાન્ય નિયમ ઉપરથી એમ તો ન જ તારવી શકાય કે, આદર્શ રાખવો તે પણ વચલો! મૉડરેટ ફિલસૂફીની મોટી ભૂલ અહીં થાય છે. તે આદર્શને પણ મધ્યમસરનો કરી દે છે. એ વાત ખરી કે, આદર્શ ધર્મ એવા હોવા જોઈએ કે જે આચરી શકાય. ન જ આચરી શકાય એવી વસ્તુ ધર્મ ન બની શકે, ન હોઈ શકે. તેને કેટલો પાળી શકાશે એ વ્યક્તિ પરત્વે રહેવાનું જ. 'મૉડરેટ' વિચારકો આ પાળી શકવાની પણ એક 'આદર્શ' લીટી દોરવા માગે છે અને એમ કરીને આદર્શને નીચે ઉતારે છે અને એને જ પછી 'વચલો રસ્તો', 'વ્યવહાર', 'મધ્યમસરની ચાલ' એવાં રૂપાળાં નામોથી સિદ્ધાંત બનાવી દે છે. શ્રી. રામસ્વામી દારૂબંધી ઇ૦ વિષે આવી ભૂલ કરે છે.

એ બીજી જે વાત કરે છે તે એ છે કે, કાયદાથી નીતિનો ઉપદેશ ન થાય. આની કોઈ ના નહીં પાડે. પરંતુ દારૂબંધી એ નીતિધર્મ હોવા ઉપરાંત સુખી સમાજને માટેનું જરૂરી નિયમન છે. દારૂનું વ્યસન

સરકારના કોઈ ને કોઈ પ્રકારના નિયમન તળે હોવું જ જોઈએ; ચાપાણી પેઠે તે લોકોની સ્વતંત્ર ખાનપાનની વસ્તુ ન ગણી શકાય. ઇંગ્લંડ જેવા દેશમાં પણ નિયમન તો છે જ. કારણ કોઈ ને કોઈ રૂપની દારૂબંધી એ સામાજિક નિયમનની વસ્તુ છે. જેમ માણસમાં રહેલી ચોરવૃત્તિ એ સામાજિક નિયમનની ચીજ છે, કાયદો કાંઈ મનુષ્યોને અસ્તેયની નીતિ શીખવવાના ઉદ્દેશથી નથી કરાતો; પણ ચોરી એ અસામાજિક કુટેવ હોઈ તેના પર સમાજનું કાનૂની નિયમન હોવું જોઈએ, તેથી ચોરીનો કાયદો કરવામાં આવે છે; તેમ જ દારૂ અંગે છે. બાકી, જગતમાં જેમ મહાત્મા દુર્લભ છે તેમ જ દુરાત્મા રાક્ષસો પણ ઓછા જ હોય છે, જગત વચલા માર્ગે ચાલે છે. પણ દારૂ ન પીવો એ મહાત્મા થવા જેવું નથી. તે એક કુટેવ છે; અને સરકારી આવકના લોભને લઈને તથા ગરીબોની ઓછી દરકાર કરતા સમાજમાં એ કુટેવ પર જરૂરી નિયમન મુકાતું નથી. બાકી તેમાં કોઈને મોટા નીતિમાન ધર્માત્મા બનાવવાપણું નથી. છતાં એમ કહીને સીધી વાતને ગૂંચવવી હોય કે સ્પષ્ટ મુદ્દો ન સમજવો હોય, તો જુદી વાત.

પણ મનુષ્ય સ્વભાવ એવો છે કે, કુટેવ ઝટ છોડી શકતો નથી; તો તેથી ગભરાવું ન જોઈએ,— એમ જો શ્રી. આયરનું કહેવું હોય તો તેમાં કેટલુંક તથ્ય રહેલું છે. દારૂબંધી થતાં લોકો ઝટ દારૂની લત ન છોડે ને ચોરીછૂપીથી કેટલોક વખત કદાચ ગાળીને પીએ કે દારૂનાં કાળાં બજાર કરીને કમાઈ ખાય, તો તેથી સુધારકે ગભરાવું ન જોઈએ. નીતિના નિયમો વિષે તથા કાયદાનાં આવશ્યક બંધનો વિષે આવા પ્રકારની ખામોશી રાખ્યા વગર છૂટકો નથી. પરંતુ તે ઉપરથી એમ હરગિજ ન કહી શકાય કે, તે નિયમો કે તે બંધનો ખોટાં છે. તેમના અમલને માટે સતત પ્રયત્નવાન રહેવામાં જ સમાજની અને વ્યક્તિની સુરક્ષિતતા અને પ્રગતિ રહેલી છે. સામાન્ય લોકો — મોટે ભાગે બધા લોકો મધ્યમસરની ચાલથી જ પોતાના કલ્યાણમાર્ગે આગળ વધે છે. પણ તેથી કલ્યાણમાર્ગનું જે આદર્શ સ્થાન છે તેને મધ્યમ બનાવવું, એમાં નથી વિચારશુદ્ધિ કે નથી વિવેકબુદ્ધિ. મૉડરેટ ફિલસૂફીની આ મોટી ભૂલ હિંદમાં ગોખલે-વિચારના અગ્રણીઓએ કરી, તેને સુધારીને સમાજસુધારણાનો સાચો સિદ્ધાંત ગોખલે-શિષ્ય ગાંધીજીએ રજૂ કર્યો, એ એમની સમાજસુધારાના ઇતિહાસમાં મોટી એક સેવા છે. તે કહેતા એમ, ધર્મ જો વહેવારુ બની ન શકે — આચરી ન શકાય, તો તે ધર્મ બરોબર વિચારાયો નથી એમ સમજવું જોઈએ. ધર્મ એ આચરવાને માટે છે, વહેવારુ જ હોય. પરંતુ એનો આદર્શ પણ એટલો જ સાચો ભાવ છે, અને તેને કદી કોઈ ન પહોંચી શકે એમ બને, છતાં તેને કદી નજર બહાર કરી જ ન શકાય. અને એ સમજાવવા તે હમેશ ભૂમિતિની બિંદુ કે સુરેખાની વ્યાખ્યા આપતા. આ વસ્તુને જ તેમણે રાજકારણમાં અને અર્થકારણમાં પણ ઉતારી અને એમ કરીને હિંદમાં ટિળક અને ગોખલેની જે દ્વિધા-નેતાગીરી હતી તેને એક કરી આપી દેશને આગળ લીધો. અને એથી જ મૉડરેટ-ફિલસૂફી, કે જે અંગ્રેજી રાજ્યને ઈશ્વર-દત્ત આશીર્વાદ માનતી, તેની હવા ઝાકળ પેઠે ઊડી જઈ શકી અને સંપૂર્ણ સ્વરાજનો વિચાર હિંદમાં જડ પકડી શક્યો. માનવઆચારને મર્યાદા છે જ, પરંતુ તેથી માનવહૃદયે પોતાના આદર્શને મર્યાદા ન કરવી જોઈએ. નહિ તો ઈશ્વરનો અંશ તેનામાં જે રહેલો છે, તેનો ઇનકાર એ તો થઈ રહે.

૧૪-૯-'૫૧ **મગનભાઈ દેસાઈ**

---

# સમાજ અને નારી પ્રતિષ્ઠા

હમણાં બિહાર, મહારાષ્ટ્ર અને દક્ષિણમાં પ્રવાસે જવાનું થયું. ત્યાં એક વાત દિલમાં ખટકી. રાજદ્વારી બાબતોમાં સ્ત્રીઓને પહેલાં જે રસ હતો તે હવે ઓછો થતો જાય છે. મહારાષ્ટ્રમાં પણ સ્ત્રીઓ મોટે ભાગે એમ માનતી લાગે છે કે, હવે રાજકારણ આપણા કામનું નથી; અને તેથી હવે તેઓ રાજકારણથી કંઈક દૂર રહેવા લાગી છે. પુરુષોમાં પણ, જાણે હવે જાહેર જીવનમાં સ્ત્રીઓનો સહકાર મેળવવાની ચિંતા ન હોય એમ જોયું. સત્તાવાદી રાજકારણનું આ પરિણામ હોય એમ જણાય છે. હમણાં કૉંગ્રેસમાં જે ચૂંટણીઓ થઈ તેમાં ઘણી થોડી સ્ત્રીઓ ચૂંટાઈ છે. અને ડર એવો છે કે, પ્રાંતિક તથા મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીઓમાં પણ સ્ત્રીઓને મહેરબાનીની રાહે કયાંક કયાંક એકાદ બે બેઠકો આપવામાં આવશે. આ પરિસ્થિતિનો આપણે ઊંડે ઊતરીને વિચાર કરવો જોઈએ. આપણે સ્ત્રીઓ માટે અનામત બેઠકો નથી રાખી. હવે તેમને ચૂંટણીઓમાં પુરુષ ઉમેદવારોનો મુકાબલો કરવો પડશે. એટલે આપણા પર એવું વાતાવરણ ઉત્પન્ન કરવાની જવાબદારી આવે છે જેથી સ્ત્રીઓ ચૂંટણીઓમાં નિર્ભયતાથી ઉમેદવાર તરીકે ઊભી રહી શકે તથા મત આપવા જઈ શકે. એમ નહીં થાય તો સ્ત્રીઓને કાં તો રાજકીય ક્ષેત્રમાંથી નિવૃત્ત થવું પડશે અથવા અલગ મતદાર વિભાગો અને અલગ પ્રતિનિધિત્વ માટે લડત શરૂ કરવી પડશે.

કોઈ પણ સમાજની સંસ્કારિતાની અચૂક કસોટી એ છે કે, તેમાં સ્ત્રીઓ નિર્ભયતાપૂર્વક અને પોતાની ઇચ્છા અનુસાર વર્તી શકે. જો તેઓ આપણા જાહેર જીવનમાં નિર્ભય થઈને ભાગ નહીં લઈ શકે તો એમ જ માનવું પડે કે, હજી પણ પુરુષવર્ગ અસભ્યતા અને જંગલીપણાની સ્થિતિમાંથી આગળ નથી વધ્યો અને જેમ હોળીને દિવસે સભ્ય સ્ત્રીઓ માટે ઘરમાંથી બહાર નીકળવાનું અશક્ય થઈ જાય છે તે જ પ્રમાણે તેમને હમેશને માટે ઘરમાંથી બહાર નીકળવાનું અશક્ય થઈ જશે.

પહેલાં તો સ્ત્રીઓને ગુંડા ને લોફર માણસોનો જ ડર હતો; પણ હવે એ પ્રવૃત્તિ ભણેલા ગણેલા યુવાનો અને વિદ્યાર્થીઓમાં પણ વધતી જાય છે. એમાં ફેર એટલો જ છે કે, ગુંડાઓમાં જે શારીરિક હિંમત અને નીડરતા હોય છે તે આ લોકોમાં નથી હોતી. આથી એમની દુષ્ટતામાં ચોરીછૂપી ને છળકપટ, હલકટપણું ને હીનતા વધારે હોય છે. સમાજમાં નવા સુસંસ્કારો દાખલ કરવાની જેમની વિશેષ જવાબદારી છે તેઓ જ જો સમાજકંટક અને સમાજશત્રુ બનવા માંડે, તો પછી સામાજિક નીતિના વિકાસની આશા જ છોડી દેવી પડશે.

૧૯૨૧ની અસહકારની ચળવળના દિવસોમાં મુંબઈમાં હુલ્લડ થયું તે વખતે હિન્દુ-મુસ્લિમ એકતા હતી, એટલે હિન્દુ સ્ત્રીઓને કશો ભય નહોતો. પણ એ હુલ્લડમાં પારસી સ્ત્રીઓને એવી સતાવવામાં આવી કે આખરે ગાંધીજીને કહેવું પડ્યું કે, 'આ સ્વરાજ્યની દુર્ગંધ મારા નાકમાં ભરાઈ રહી છે.' જ્યારે જ્યારે હિન્દુ-મુસ્લિમ રમખાણો થયાં છે ત્યારે ત્યારે સ્ત્રીઓની આબરૂ જોખમમાં આવી પડી છે. પાકિસ્તાન થયા પછી તો એનું અત્યંત રાક્ષસી રૂપ આપણે જોયું. બે રાષ્ટ્રો વચ્ચે યુદ્ધ થાય છે ત્યારે સ્ત્રીઓની આબરૂ હમેશાં જોખમમાં આવી પડે છે.

રાષ્ટ્રીય અને કોમી ઝઘડાઓમાં જમીન અને માલમિલકતની સાથે સાથે સ્ત્રીઓ પર પણ આક્રમણ હમેશાં થતું આવ્યું છે. એટલે શત્રુના હાથમાંથી બચવા તેમને ઘણી વાર પોતાના પ્રાણ આપવા પડ્યા છે. પોતાના સતીત્વનું રક્ષણ કરવા માટે પ્રાણ આપનારી એ વીરાંગનાઓના વર્ણનમાં ઇતિહાસનાં કેટલાં ઉજ્જવળ પ્રકરણ લખાયાં છે. પરંતુ કોઈ પણ પ્રકારની અશાંતિ, વિપ્લવ, વિગ્રહ કે યુદ્ધ વખતે સ્ત્રીઓની રક્ષાનો સવાલ ઊભો થાય એ પુરુષોને માટે શોભાની વાત નથી અને સ્ત્રીઓને માટે ગૌરવની વાત નથી.

બે રાષ્ટ્રો અથવા બે કોમો વચ્ચેના ઝઘડા વખતે જે બને છે તે બે વર્ગો કે બે જાતિઓ વચ્ચેના ઝઘડા વખતે પણ બને છે. આપણા દેશમાં ધનિક અને શ્રમજીવીઓ વચ્ચે તથા ઉજળિયાત અને પછાત જાતિઓ વચ્ચે પ્રગટ કે અપ્રગટ કલહ ચાલુ છે, એટલે

મોકો મળતાં જ ઉજળિયાત વર્ગ કે ઉજળિયાત જાતિની સ્ત્રીઓને પજવવાની પ્રવૃત્તિ જોવામાં આવે છે અને સ્ત્રીઓના રક્ષણનો સવાલ પાછો ઊભો થાય છે.

જ્યાં સુધી પુરુષોમાં સ્ત્રીને અભિલાષા અને આક્રમણનો વિષય માનવાની આદત રહેશે, ત્યાં સુધી સ્ત્રીને માટે સ્વતંત્રતા અને નાગરિકતા જીવનની સગવડો થવાને બદલે મહાન આફત નીવડશે. સ્ત્રીને ભોગનો વિષય માનનારા પુરુષોની વચ્ચે સ્ત્રીઓને મુક્તપણે હરવાફરવાના હક આપવાનું પરિણામ વરુઓના ટોળામાં ઘેટાંને છૂટથી ફરવાનો અધિકાર આપવાથી આવે તે જ આવશે. આપણે એક બાજુએ સ્ત્રીઓને મતાધિકાર તો આપ્યો છે, પણ બીજી બાજુએ તેમને સમાજમાં નિર્ભયતાથી વર્તવાની પરિસ્થિતિ નિર્માણ નથી કરી, એટલે તેઓ પોતાના મતાધિકારનો ઉપયોગ નહિ કરી શકે.

આજે એક કોમના લોકો બીજી કોમની સ્ત્રીઓને પોતાની અભિલાષાનો વિષય માનશે; કાલે એક વર્ગના લોકો બીજા વર્ગની સ્ત્રીઓને આક્રમણનો વિષય બનાવશે; પરમ દિવસે અમુક જાતિના લોકો બીજી અમુક જાતિની સ્ત્રીઓ સાથે ગેરવર્તણૂક ચલાવશે; પણ આ બધાનું એકંદર પરિણામ એ જ આવશે કે, સમાજમાં સ્ત્રીની કશી પ્રતિષ્ઠા નહીં રહે. દરેકના મનમાં પોતપોતાની મા બહેન દીકરી માટે આદર કે અભિમાનની ભાવના હશે, પણ બધા એકબીજાની મા બહેન દીકરીને પોતાની વાસનાનો વિષય માનશે. આ માર્ગ સામાજિક ક્રાંતિનો નહીં, સામાજિક વિનાશનો છે. ભગવદ્‌ગીતામાં જે સંકરને નરકનું મૂળ કહેવામાં આવ્યો છે, તે સંકરનો અર્થ હું આવો અનિયંત્રિત કામાચાર (પ્રોમિસ્કુઇટી) સમજું છું. જે સમાજમાં સ્ત્રી અરક્ષિત અને અપ્રતિષ્ઠિત હોય છે તે સમાજમાં તે 'દુષ્ટ' કે 'દૂષિત' બની જાય છે. એથી તેના કુળનો ક્ષય થાય છે અને સર્વનાશ થાય છે.

સ્વતંત્રતાનો જન્મ સંયમની કૂખે થાય છે. સમાજમાં જ્યાં સુધી સ્ત્રીઓની પવિત્રતા સહેજે સુરક્ષિત નહીં રહે, અનાયાસે સુરક્ષિત નહીં રહે, ત્યાં સુધી કોઈ પણ પ્રકારની વાસ્તવિક નીતિમત્તાનો વિકાસ થવો અસંભવિત છે. જો સ્ત્રીને આપણે આપણી કે બીજા કોઈ પુરુષની પત્ની રૂપે જ જોતાં શીખીશું, આપણી માતાને આપણા પિતાની ભાર્યા રૂપે જ જોતાં શીખીશું, તો સ્ત્રી-પુરુષ-સંબંધની ભૂમિકા જ ઝેરી બની જશે અને સામાજિક શુદ્ધિ તથા પવિત્રતાનું નામનિશાન પણ નહીં રહે.

આ બાબતમાં, સ્ત્રીઓનાં માનઆબરૂ સાચવવા માટે કુલીન અને ચારિત્ર્યવાન યુવાનોનાં દળ ઠેકઠેકાણે સ્થપાય અને તેઓ જાતિ, સંપ્રદાય કે વર્ગનો વિચાર કર્યા વગર તમામ સ્ત્રીઓની પ્રતિષ્ઠા સાચવવા હમેશાં જાગ્રત અને તત્પર રહે એ આવશ્યક છે. આ યુવાનો સમાજમાં સ્ત્રીત્વ અને સ્ત્રીમાત્ર પ્રત્યે આદરનો ભાવ જાગ્રત રાખવા માટે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ પણ શરૂ કરે અને એ રીતે સમાજમાં સ્ત્રીઓના નાગરિકત્વનો નક્કર પાયો નાખે.

**દાદા ધર્માધિકારી**

(સર્વોદયના જૂન '૫૧ના અંકમાંથી)

## ગાંધીજીના હસ્તાક્ષરમાં 'હિંદ સ્વરાજ'

'હિંદ સ્વરાજ' ગાંધીજીનું સૌથી મહત્ત્વનું પુસ્તક ગણાય. એમાં એમણે આદર્શ હિંદની પોતાની કલ્પના રજૂ કરી છે અને સમગ્ર જીવન, સંસ્કૃતિ અને રાજકારણ વિષેના પોતાના મૌલિક વિચારોનો નિચોડ આપ્યો છે. આથી ગાંધીજીનું દૃષ્ટિબિંદુ સમજવા માટે એ પુસ્તક વાંચવું ખાસ જરૂરી છે. છેવટ સુધી ગાંધીજીને એમાં કશું ફેરફાર કરવા જેવું લાગ્યું નહોતું એ બતાવે છે કે એમાં રજૂ થયેલા એમના વિચારો કેટલા પરિપક્વ હતા.

અસલ પુસ્તક એમણે ૧૯૦૯માં વિલાયતથી આફ્રિકા જતાં બોટ ઉપર, બોટના જ કાગળો પર લખી નાખ્યું હતું. મૂળ હસ્તપ્રત સદ્‌ભાગ્યે અકબંધ મળી આવી હતી, એટલે એ મહત્ત્વના પુસ્તકની એમના હસ્તાક્ષરમાં આવૃત્તિ કાઢવામાં આવી છે.

છેલ્લાં બે વર્ષથી ગાંધી જયંતી-સપ્તાહ દરમ્યાન અમે એ આવૃત્તિનો પ્રચાર થાય એ હેતુથી એને એક રૂપિયાની ઘટાડેલી કિંમતે વેચવાની વ્યવસ્થા કરીએ છીએ (ટપાલખર્ચ અલગ). આ વર્ષે પણ આવી વ્યવસ્થા કરવામાં આવી છે. આશા છે, દર વર્ષની જેમ આ વર્ષે પણ ગાંધી-સાહિત્યના ચાહકો એ વ્યવસ્થાનો લાભ ઉઠાવશે.

૨૫-૯-'૫૧ **જીવણજી દેસાઈ**

# સ્વાધ્યાય

## [ ઋતંભરા પ્રજ્ઞા–૩ ]

સમાપત્તિઓનો અભ્યાસ કરતાં કરતાં માણસ ઋતંભરા પ્રજ્ઞા મેળવે છે. આ પ્રજ્ઞાને જ ગીતાકારે બીજા અધ્યાયમાં 'સ્થિત પ્રજ્ઞા' કહી છે. એ પ્રજ્ઞા કે સમજ-બુદ્ધિ ખાસ પ્રકારની છે. સામાન્ય પ્રજ્ઞા શ્રુત અને અનુમાન પ્રમાણો મારફતે ચાલે છે. કોઈએ કહ્યું તે જાણ્યું, કોઈએ લખ્યું તે પરથી જાણ્યું,— આમ સામાન્ય રીતે આપણે જ્ઞાન મેળવીને ચાલીએ છીએ. આ બધું જ્ઞાન મુખ્યત્વે શબ્દ-જ્ઞાન કહેવાય. તે રીતે મળેલા જ્ઞાન પરથી અનુમાન કરીને કેટલુંક વિશેષ આપણે તર્કશક્તિ વડે કલ્પી શકીએ છીએ. આ પણ જ્ઞાનનું એક સાધન આપણી પાસે હોય છે. આ ઉપરાંત જાત-અનુભવથી આપણે કાંઈક જાણીએ છીએ. તે જ્ઞાન પણ પ્રત્યક્ષ મળતું હોવા છતાં અનુમાન અને તર્ક તથા રાગદ્વેષોથી સંમિશ્ર હોય છે. તેથી કરીને તો કોઈ બાબતનો એકસાથે અનુભવ લેતાં છતાં, ઘણી વાર આપણે જુદા જુદા ક્યાસ પર ને સમજ પર પહોંચીએ છીએ. ઋતંભરા પ્રજ્ઞાનું જ્ઞાન એ રીતોથી જુદી રીતે મળે છે. ત્રણે રીતોથી થયેલા જ્ઞાન પર ચિંતન મનન કરીને જ્યારે માણસ તેની મૂળ વસ્તુને જાતે જોવા જાણવા માગે છે, તે વિષે રાગદ્વેષ કે પક્ષપાત રહિત સમજવા ચાહે છે, ત્યારે એ નવી જાતની પ્રજ્ઞા જાગ્રત થાય છે. એ પ્રજ્ઞા ઋતને પામવા માટે તાકાતવાળી હોય છે, તેથી તેને ઋતંભરા પ્રજ્ઞા કહી છે. અને તેથી જ તે વડે જે જ્ઞાન-સંસ્કારો મળે છે એ ખાસ હોય છે, અને પેલા સામાન્ય સંસ્કારોથી જુદા પડે છે; એમાંથી મનુષ્ય પોતાના સત્ત્વને પામી જાય છે અને ક્યાંય મોહમાં પડીને ભૂલ નથી ખાતો. આ કેવી રીતે બને છે, તે કહેવા માટે (યોગસૂત્રના પહેલા પાદનાં) બાકીનાં બે સૂત્રો આવે છે. તે સૂત્રો આ છે —

> तज्जः संस्कारः अन्य-
> संस्कार प्रतिबंधी ॥ ५० ॥
>
> तस्यापि निरोधे सर्व-
> निरोधात् निर्बीजः समाधिः ॥ ५१ ॥

તે ઋતંભરા પ્રજ્ઞાથી પેદા થતો સંસ્કાર અન્ય સંસ્કારોનો પ્રતિબંધ કરે છે — બીજા સંસ્કારોને રોકી પાડે છે.

અને આગળ જઈને, એમ રોકી પાડનાર સંસ્કાર પોતે પણ જ્યારે નિરોધાય છે, ત્યારે બધા જ સંસ્કારોનો નિરોધ થયો હોવાથી, તેમાંથી જે સમાધિ કે ચિત્તદશા જન્મે છે તેને નિર્બીજ સમાધિ કહે છે. ત્યાં જઈને યોગ એટલે કે ચિત્તવૃત્તિનો નિરોધ સંપૂર્ણ રીતે થાય છે. એ નિરોધનું બીજું નામ આપ્યું છે निर्बीज સમાધિ. આમ યોગ એટલે શું, તે સમજાવતું પહેલું સમાધિપાદ પૂરું થાય છે.

જ્યાં સુધી કોઈ પણ બાબતમાં આપણે ખરેખર તે વિષે શું છે તે ન જાણીએ, ત્યાં સુધી તે વિષે જાત જાતના ખ્યાલો કે સંસ્કારો આપણને થયા કરે છે. શ્રુત અને અનુમાન પ્રમાણથી એ સંસ્કારો ચિત્તમાં જાગ્યા જ કરે છે. એક વખત અમુક ખરું લાગે; પછી વળી કાંઈક સાંભળીએ તો તે પરથી તર્ક કરીને પાછો નવો ખ્યાલ જાય છે; તે પણ વળી ફર્યા વગર નથી રહેતો. એમ આપણે વસ્તુઓનું સત્ય જાણવા મથ્યા જ કરીએ છીએ. આ પ્રક્રિયા સૌના દિલમાં ચાલ્યા કરે છે. કેટલાક ખરેખર તેની પાછળ શ્રમ ખેડીને પડે છે. કેટલાક અમુક વસ્તુઓ અંગે મથે છે, કેટલાક અમુ[ક] બીજીને અંગે મથે છે. એમ જગતમાં બધા માણસો અંતે જઈને જો તપાસીએ તો, વસ્તુઓનું સત્ય પા[મી] તે મુજબ વર્તવા જ મથતા હોય છે. એમ કરતાં જે[..] જે બાબતનું સત્ય ખાતરીથી જણાયું, તે માણસ પછ[ી] તે બાબત વિષે સંશયવાળો રહેતો નથી. પૂર્વે [..] વિષે તેને જે જાત જાતના ખ્યાલો કે સંસ્કારો આવ[્યા] હોય તે બધા ઝાકળની પેઠે ઊડી જાય છે. એ બ[ધા] પૂર્વના ભલતા સંસ્કારો આપોઆપ દબાઈ જાય છે[.] પેલો સત્યસંસ્કાર તેમનો પ્રતિબંધ કરી દે છે. ૫૦ [મા] સૂત્રમાં જે વાત કહી છે તે આ પ્રક્રિયા વિષે જ કહે છે. માત્ર તેમાં વિશેષ એ છે કે, આ પ્રકારની ખોજ[..] જે માણસ આત્યંતિક રૂપે પડે તે ધીમે ધીમે આગ[ળ] વધતાં વધતાં આ જગતમાં ચરાચરમાત્રનો ભેદ પામ[ી] જાય છે ને તે માટે મથે છે. તેને છેવટે તેની ઋતંભરા પ્રજ્ઞામાંથી જે એક સંસ્કાર જાગે છે, તેની વાત [..]

કહી છે. ૪૫મા સૂત્રમાં અગાઉ આપણે જોઈ આવ્યા કે, સ્થૂલથી માંડીને 'અલિંગ' સુધીની સૂક્ષ્મતમ ચીજો સુધીનો આખો વિસ્તાર ડહોળાીને તેની પ્રજ્ઞા કામ કરે છે. એટલે કે, આ આખું દૃશ્ય જગત છે, તે આખાને વિષે જે અનુભવ્યું કે સાંભળ્યું, તે બધાને તે તપાસે છે, અને રાગદ્વેષથી ન ચળે એવી સ્થિત કે ઋતંભરા પ્રજ્ઞાથી તે એને તપાસે છે. તેમ કરતાં જે સંસ્કાર જન્મે — જે ખ્યાલ બંધાય તે ખ્યાલ, તે પૂર્વે એ બધા વિષે જે અન્ય ખ્યાલો થયા કર્યા હોય કે ગયા હોય, તે બધાને દાબી દે છે. આ પ્રક્રિયા સામાન્ય છે. એમાં કાંઈ ગૂઢ વિલક્ષણતા નથી. ખરું સમજાય તેની સાથે તે પૂર્વે ખરું ખોટું જે કાંઈ મનમાં થયા કર્યું હોય તે આપોઆપ શમી જ જાય અને બુદ્ધિ તે ખરા વિષે સાફ અને અડગ બને એ ઉઘાડું છે. એ જ રીતે સમગ્રને વિષેની સમજ અંગે પણ થાય છે. એક વાર સાચી વાત જાણ્યા પછી ચિત્તની મથામણ એની મેળે શમી જ જાય છે. અને પછી તે પૂરતી ચિત્તમાં અમુક શાંતિ કે સ્થિરતા રહે છે અને તેમાંથી પછી નવા નવા તુક્કા ફૂટી શકતા નથી. ચિત્તનું આ લક્ષણ છે. આને જ અનુલક્ષીને ગીતાકારે પેલું સૂત્ર કહ્યું છે કે,

सर्वं कर्माखिलं पार्थ
ज्ञाने परिसमाप्य ते ।

(હે પાર્થ, કર્મમાત્રની બધી પંચાત છેવટે, તે વિષે કે તે બધાને પરિણામે જે સમજ ચિત્તમાં જન્મવી કે જાગવી જોઈએ તે જાગે, તેની સાથે પૂરી થાય છે. તે કર્મોની સતામણી પછી પૂરી થાય છે, કર્મોનો ક્લેશ મટી જાય છે.)

આ જ વસ્તુને ગીતાકારે કર્મો ભસ્મસાત્ થાય છે, એ ભાષામાં પણ કહી છે. જુઓ નીચેના શ્લોકો —

यथैधांसि समिद्धोऽग्निः
भस्मसात् कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि
भस्मसात् कुरुते तथा ॥ ४–३૭ ॥
न हि ज्ञानेन सदृशं
पवित्रमिह विद्यते ॥ ४–३८ ॥

કર્મોના દરિયાને જ્ઞાન-નાવડી વડે તરી જઈશ એમેય કહ્યું છે —

सर्वं ज्ञानप्लवेनैव
वृजिनं संतरिष्यसि ॥ ४–३६ ॥

યોગસૂત્રકાર એ જ રહસ્ય આ સૂત્રમાં કહે છે. પ્રજ્ઞા સ્થિર થયે તેના વડે સત્ય જાણીએ, એટલે અસત્યનો અંધાર-દરિયો ઊડી જાય છે.

અને આગળ પણ ચિત્તની દશા વર્ણવતાં તે કહે છે કે, એવો સત્ય સંસ્કાર પણ નિરોધ પામે ત્યારે નિર્બીજ સમાધિનો અનુભવ થાય છે; એ દશાને નિર્બીજ સમાધિ કહે છે.

આ વિષે વિચાર હવે પછી કરીશું.

૫-૯-'૫૧ **મગનભાઈ દેસાઈ**

# બાપુ-સ્મરણ

સ્વરાજ્યાશ્રમ, વેડછીમાં સવાર સાંજની ઉપાસના વખતે બોલાતા શ્લોકો તથા ધૂનો અને દોહા એક પત્રિકા રૂપે બહાર પાડવામાં આવ્યા છે. શ્લોકોના મૂળ સંસ્કૃત જોડે ગુજરાતી પદ્યાનુવાદ પણ છે. વેડછીમાં તે ગુજરાતી શ્લોકો જ ગવાય છે. તેમાં ઇસ્લામની મુખ્ય પ્રાર્થનાની આયતોનો પણ સરળ અનુવાદ છે. ઉપરાંત શરૂમાં 'બાપુ–સ્મરણ' કરીને ચાર શ્લોક છે તે ધ્યાન ખેંચે એવા છે, તે નીચે ઉતાર્યા છે.

**બાપુ-સ્મરણ**

એનું જીવનકાર્ય અખંડ તપો,
અમ વચ્ચે બાપુ અમર રહો ! ૧
એના જીવનમંત્ર સમો ચરખો,
પ્રભુ ભારતમાં ફરતો જ રહો !
અમ જીવનમાં અમ અંતરમાં,
એની ઉજ્જ્વળ જ્યોત જ્વલંત રહો !
અમ દેશનાં દૈન્ય ને દુર્બળતા,
એની પાવક આતમ-જ્વાળ દહો ! ૨
એનો સત્યનો સૂર્ય સદાય તપો,
અમ પાપ નિરાશાના મેલ દહો !
એનાં પ્રેમ અહિંસાનાં પૂર પ્રભો,
અમ ભારતના સહુ ક્લેશ વહો ! ૩
એણે જીવતાં રામ સદાય રટ્યા,
એ તો રામ વદીને વિદાય થયા;
લઘુ માનવમાં મહિમા ભરવા,
નિજ લોહી અશેષ વહાવી ગયા ! ૪

ઉપાસનાને જીવનમાં સ્થાન છે એમ માનનારા હૃદયને આ ચોપાનિયામાંથી મનન કરવા જેવું ઠીક મળી રહેશે. કિંમત એ આના છે. વેડછી આશ્રમ, (પો૦ વાલોડ) પર લખવાથી એ મળી શકશે.

૧૩–૯–'૫૧ **મ૦**

# મારા કાકાનાં સ્મરણો

[સ્વ. શ્રી. મહાદેવભાઈના સુપુત્ર ભાઈ નારાયણે લખેલાં આ સ્મરણોના આગળના હપતા અગાઉ પ્રસિદ્ધ થયાં છે. વચ્ચે અણધાર્યે કારણે તે રોકાયા હતા, તે પાછા શરૂ થાય છે. એકાદ બે હપ્તામાં તે હવે પૂરાં થશે. —મં૦]

૮

કોઈ કોઈ વાર અમે કાકાને સલાહ પણ આપતા. હું જોતો કે મારી સલાહ ગમે તેવી ગાંડીઘેલી હોય તોપણ તેનો તદ્દન અનાદર કાકા કોઈ વાર કરતા નહિ. સલાહ ડાહી હોય તો એનાં મુક્ત કંઠે વખાણ પણ કરતા.

મૈસૂર રાજ્યમાં ચાલેલા સત્યાગ્રહ અને ત્યાં થયેલા દમન પછી તેને અંગે તપાસ કરવા બાપુએ કાકાને મૈસૂર મોકલ્યા. ત્યારે હું પણ એમની સાથે હતો. સ્ટેશને રાજ્યના અને સ્ટેટ કૉંગ્રેસના પ્રતિનિધિઓ અમને લેવા આવ્યા હતા. આ બંને પ્રકારના પ્રતિનિધિઓની વેશભૂષા જોઈને તથા એમની ભાષા સાંભળીને, બેંગલોર સ્ટેશને અમે ઊતર્યા ત્યારથી જ, મારા મનમાં બંનેની સરખામણીઓ શરૂ થઈ ગઈ.

અમારે સરકારના મહેમાન થવાનું હતું, એટલે રાજ્યના વિશાળ અતિથિગૃહમાં અમને ઉતારો મળ્યો. રાજ્યના પ્રતિનિધિઓએ ખૂબ આગતાસ્વાગતા કરી. બધાય ખૂબ મીઠી મીઠી વાતો કરે. બધાય પૂછે: 'મિસિસ દેસાઈને કેમ ન લાવ્યા? એમને અહીંની આબોહવા ખૂબ માફક આવત.' કોઈ કહે: 'તમારા દીકરાને સાથે લાવ્યા એ તો તમે બહુ જ સારું કર્યું હોં! એને અહીં ખૂબ ખૂબ જોવા જાણવાનું મળશે.'

દીવાન સાથેની પહેલી મુલાકાત કામ અંગેની નહોતી, એટલે એમાં હું પણ સામેલ હતો. તેમણે પણ આ જ પ્રકારની વાતો વધુ મીઠી જબાનમાં કરી. દરેક જણ સાથે વાત થયા પછી ઘેરે આવતાં કાકા એનાં ખૂબ વખાણ કરે. કાકાને માનવજાત પર એટલી શ્રદ્ધા અને પ્રેમ હતાં કે એમને બધા માણસો પહેલી જ મુલાકાતે ગમી જતા. કોઈ પણ માણસની વાણીમાં કારણ વગર અવિશ્વાસ કે શંકા તેમના હૈયામાં જાગતી જ નહિ. મને અતિ વિવેકની ભાષા સાંભળતાં મનમાં બોલનાર પ્રત્યે કાંઈક સંદેહનો ભાવ જન્મતો. મેં કાકાને કહ્યું: 'કાકા! આ લોકો તમારું સ્વાગત એવું સારું કરે છે કે તમે ખુશ થઈ જાઓ છો. પણ જોજો પ્રેસિડંટ વિલ્સનનું કર્યું હતું તેમ ભવ્ય સ્વાગત કરીને તમારા ૧૪ મુદ્દાઓ ક્યાંક દફનાવી ન દે!' કાકા હસ્યા, 'વાહ, તું તો હવે મને મંત્રીની માફક સલાહ આપતો થઈ ગયો ને! પણ ચાલ, હવે આપણે બાપ દીકરાની માફક કો[illegible] લઈએ.'

બા પણ કોઈક વાર આવી સૂચનાઓ કાકાને આપતી. અમારી આવી સલાહ કાકાને ગમતી. કોઈ કોઈ વાર તો જાણે અમારો પાડ ન માનતા હોય એમ અમારી તરફ જોઈ રહેતા.

* * *

એવી જ એક સૂચના એક વાર મેં આપેલી સિમલામાં. કાકાને સાધુ સંન્યાસીઓનો સત્સંગ સાધવાનો શોખ હતો. પહેલી નજરે તો સાધુના વેશમાં કો[illegible] પણ માનવીને જુએ તો તેમના મનમાં ભક્તિ [illegible] ઊભરાતી. એ વેશ સાથે સંકળાયેલ સાધના, તપ અ[illegible] પવિત્રતાને જ તેઓ જોતા; એમની નિષ્કપટ આંખો[illegible] એ જ વેશ પાછળ છળકપટ કે દંભ પણ હોઈ [illegible] એમ પહેલી નજરે દેખાતું નહીં. કાકા તો કોઈ સાધુ[illegible] જરા એકાંતની જગામાં બેઠેલો જુએ કે તેની સા[illegible] શ્રદ્ધાભરી ભાષામાં વાતો કરવા લાગી જાય. વર્ધા[illegible] કોઈક કોઈક વાર પાસેની હનુમાન ટેકરી પર ફર[illegible] જતા. ત્યાં એક સાધુ રહેતો. કાકા એની સાથે વાં[illegible] કરવામાં ઘણો વખત ગાળતા. મને એવો કાંઈક ખ્યા[illegible] છે કે, એને 'હરિજન'ની એક પ્રત મોકલાવવાનું [illegible] કાકાએ શરૂ કરેલું.

સાધુઓને જોઈને તે વખતે મને સાધારણ [illegible] કાકાથી ઊલટો ભાવ થતો.

સિમલામાં રોજ અમે માઈલોના માઈલો [illegible] ફરવા જતા. પહાડો પર ૨૦ માઈલ ચાલવું એ [illegible] સહજ હોય છે. સામાન્ય રીતે હાથમાં હાથના આં[illegible] ભરાવીને બંને એકસરખા કોટ પહેરીને ચાલતા, [illegible]

રસ્તા ઉપર હમેશાં મળતા ઘણાખરા લોકો સાથે અમારો ચહેરાનો પરિચય થઈ ગયો હતો. પણ મને રોજ નવા નવા રસ્તા પસંદ કરવા ગમતા, અને મારા હાથની કડી તો ભાગ્યે જ છૂટી પડતી, એટલે કાકા પણ નવે નવે રસ્તે આવતા. એક દિવસે અમે પહાડની ખીણમાં ઊતરતા ઓછી વસ્તીવાળા રસ્તા પર થઈ ને જતા હતા, ત્યાં મેડીના ઝરૂખા પર બેસીને સૂરજ સામે એકીટશે જોતા એક સાધુને કાકાએ જોયો. કાકા ઊભા રહ્યા. હું એમના કોટનો એક ખૂણો ખેંચ્યા કરતો હતો, છતાંય પેલા સાધુનું ધ્યાન પૂરું થયું ત્યાં સુધી કાકા અચૂક ઊભા રહ્યા. સાધુ સાથે વાતો થઈ. એની પાસે જાણ્યું કે, એ જે ક્રિયા કરી રહ્યો હતો તેને 'ત્રાટક' કહેવામાં આવે છે. કાકાનો તો ઉત્સાહ વધ્યો. પણ મેં એમને છોડીને આગળ ચાલવા માંડયું એટલે પરાણે મારી પાછળ તણાઈ આવ્યા. બીજે દિવસે કાકાએ ત્રાટકની ખૂબીઓ વિષે ત્યાંની ચોપડીઓમાંથી શોધવાનાં ખૂબ ફાંફાં માર્યાં. પરંતુ સદ્‌ભાગ્યે, અમે રાજકુમારી અમૃતકોરના ઘરમાં રહેતા હતા. એમના પુસ્તકાલયમાં 'ત્રાટક'નો વિષય મળવો શક્ય જ નહોતો.

બીજે દિવસે પણ કાકા એ જ રસ્તે લઈ ગયા; ત્રીજે દિવસે પણ. પછી મેં સૂચના આપી: 'કાકા પેલા સાધુ પાસે હવે તમારે જવાનું નથી.'

'કેમ?'

મેં એઝવાડાનો પ્રસંગ યાદ દેવડાવીને કહ્યું: 'તમને એક ગુરુ મળ્યા છે એટલા બસ નથી?' તે દિવસથી અમે એ રસ્તે થઈ ફરવા જવાનું બંધ કર્યું.

પણ સિમલાથી ઊતરતાં પહેલાં એક દિવસ તો કાકા પાછા ત્યાં જઈ જ આવ્યા. તે દિવસે કોઈ કારણસર હું એમની સાથે ફરવા નહોતો ગયો.

ઘરે આવીને કહે: 'આજે ફરી પેલા ત્રાટકવાળા સાધુ પાસે જઈ આવ્યો, એની સાથે વધારે વાતો પણ થઈ. તું કહેતો હતો તે વાત સાચી લાગે છે. માણસ ભારે ધૂર્ત જણાય છે.'

મારા મનમાં ટાઢક વળી.

૯

મૈસૂર ગયા ત્યારે પહેલે જ દિવસે કાકાએ તે વખતના સ્ટેટ કોંગ્રેસના પ્રમુખ શ્રી દાસપ્પાને કહી દીધું હતું કે, 'મને જેલો બતાવજો, પણ બાબલાને મૈસૂરનાં જોવા લાયક સ્થળો બતાવજો.' મેં પહેલે દિવસે જ અમારા પ્રવાસના નકશાઓ તપાસી ક્યાં ક્યાં સ્થળો સહેલાઈથી જોઈ શકાશે તે નક્કી કરી લીધું હતું. કાકા પીડિતોની મુલાકાત લેતા ત્યારે હું એમની વાતો પરથી કાનડી શીખવાનો પ્રયત્ન કરતો. કાનડી ભાષાનો શબ્દભંડોળ વધારવામાં કાકાની અને મારી હરીફાઈ ચાલતી.

શિમોગા જિલ્લામાં કાકાને જવાનું હતું, એટલે ગેરસપ્પા જોયા વિના કેમ ચાલે? મારા મનથી તો ગેરસપ્પા ન જોયો તો મૈસૂર જોવું ફોક હતું. એટલે હું તો સાગરના કાર્યક્રમની તારીખો ગણતો હતો. પણ કાકાનું મન ધોધ જોવા જવાનું નહોતું. બાપુજી ધોધ જોવા નહોતા ગયા, એ તો મેં કાકાસાહેબની 'ઝાંખીઓ' વાંચી ત્યારે જ જાણ્યું. પણ કાકાને મન એ પ્રસંગ શાનો વીસરાયો હોય? પોતાનું ચાલુ કામ મૂકીને માત્ર જોવા ખાતર જોગ જવું એમને ગમતું નહોતું. પણ મારી સાથે આગ્રહમાં સ્ટેટ કોંગ્રેસના પ્રતિનિધિઓ પણ ભળ્યા તેથી હોય, કે પછી જોગ ધોધ મારી સાથે જોવો એ એમને શિક્ષણની દૃષ્ટિએ યોગ્ય લાગ્યું હોય તેથી, કાકા સાથે આવ્યા.

ધરાઈ ધરાઈને ધોધ જોયો. મેં તો આખો વખત પ્રશ્નો જ પૂછયા. ધોધની ઊંચાઈ, પાણીનો જથ્થો, ઉનાળા અને ચોમાસામાં ધોધની પહોળાઈ વિષે માહિતી મેં મેળવી લીધી. ધોધનું સૌન્દર્ય જોઈને તો કાકા પણ મુગ્ધ હતા. પણ એમનું ચિત્ત તે વખતે ક્યાં હતું તે તો મેં ઠેઠ બેંગ્લોર પાછા પહોંચ્યા ત્યારે એમના ભાષણ પરથી જાણ્યું. ધોધ જે ખડક પરથી પડે છે, તેની બખોલમાં કબૂતરો પોતાના અનાજનો સંગ્રહ કરે છે. ભૂખ્યો માનવી આ કબૂતરોના સંગ્રહમાં ભાગ પાડવા તૈયાર થાય છે અને જાનને જોખમે પણ કમ્મરે દોરડાં બાંધી એ બખોલોમાં ઊતરે છે અને મુઠ્ઠીભર અનાજ મેળવે છે એ વાત એમણે સાંભળી

એટલે તેમનું દિલ દ્રવી ગયું હતું. ધોધ જોવામાં ત્યાર પછી એમનું દિલ ચોંટ્યું નહોતું.

*  *  *

કાકા દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભાના પ્રમુખ થયા ત્યારે જ મને ખરેખર દક્ષિણમાં હિંદી પ્રચારનું મહત્ત્વ સમજાયું. એમણે પોતાનું ભાષણ ટ્રેનમાં જ લખી કાઢ્યું હતું. હિંદી ભાષાની કેટલીક વાનગી પણ તે વખતે કાકાએ મને પોતાના ભાષણમાંથી સંભળાવી. મને સભાની પ્રવૃત્તિમાં ખૂબ રસ પડ્યો. મૈસૂરના પ્રવાસ દરમિયાન માત્ર કાનડી અને અંગ્રેજી સાંભળેલી તે પછી મદ્રાસ આવીને સભાનાં મકાનોમાં નાનાં નાનાં બાળકો પણ શુદ્ધ હિંદીમાં બોલતાં તે જોઈ મને સાનંદાશ્ચર્ય થયું. મદ્રાસથી અમે વર્ધાની ગાડીમાં બેઠા ત્યારે જ મેં કાકાને કહ્યું: હું હિંદીની પરીક્ષાઓ આપીશ.

કાકા આ સાંભળી રાજી થયા. તે દિવસ ટ્રેનમાં જ મારો હિંદીનો અભ્યાસ શરૂ થયો. રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિમાંથી કાકા પોતે જ મારે માટે 'પરિચય' પરીક્ષાની ચોપડીઓ લઈ આવ્યા. પણ એટલામાં હું માંદો પડી ગયો. પરંતુ મારો અભ્યાસ અટક્યો નહિ. હું પથારીમાં પડ્યો હોઉં ત્યારે કાકા મને ચોપડીઓ વાંચી સંભળાવતા, સમજાવતા અને તે અંગે પ્રશ્નો પૂછતા. આ પહેલાં કદી મેં પરીક્ષા જ આપી નહોતી, તેથી છેવટના દિવસોમાં કાકાએ મારે માટે પ્રશ્નપત્રો કાઢ્યા અને તેના જવાબો કેમ આપવા તે સમજાવ્યું.

'કોવિદ'ની પરીક્ષા વળી જુદા જ સંજોગોમાં આપી. પરીક્ષાને ૨૨ દિવસો બાકી હતા ત્યારે જ નક્કી કર્યું કે આ વખતે પરીક્ષા આપવી છે. પાઠ્યપુસ્તકો ત્યાર પછી જ આવ્યાં. 'પ્રાચીન સાહિત્ય' અને 'ઉર્દૂ'ના 'અતિરિક્ત' વિષયો લેવાનું પણ કાકાએ મારું પૂંછડું આમળીને નક્કી કરાવેલું. બધાં પુસ્તકોનો સારી રીતે અભ્યાસ કરી શકું એટલો વખત જ મારી પાસે રહેતો નહોતો. કાકાએ મારે બદલે પુસ્તકો વાંચ્યાં. એમાં મહત્ત્વના ભાગો ઉપર તેઓ નિશાની કરતા. મેં માત્ર નિશાનીવાળા હિસ્સાઓ જ વાંચ્યા.

પરીક્ષાના દિવસોમાં કાકાને દિલ્હી જવાનું થયું. એટલે એ દિવસોમાં છેવટની સૂચનાઓ આપવાનું કામ તેઓ કિશોરલાલકાકાને સોંપી ગયા. જતા જતા ગાડીમાંથી કાકાએ કાગળ લખ્યો: 'આ વખતે તારી પરીક્ષા મને મારી પરીક્ષા જેવી લાગે છે. તું હિંમત રાખીને જવાબો લખજે.'

પાછા આવી એમણે પૂછ્યું: 'કેમ બાબલા, પરીક્ષામાં કેવું કર્યું? સિંહ કે શિયાળ?'

મેં કહ્યું: 'સિંહનું બચ્ચું!'

*  *  *

બાપુ બીજી વાર સરહદ પ્રાંત ગયા ત્યારે તેમણે પોતાની સાથે ઓછામાં ઓછા સાથીદારો લઈ જવાનું ઠરાવ્યું હતું. પહેલી વારની મુસાફરી વખતે તેમનો રસાલો મોટો થઈ ગયો હતો, તેથી તેમણે બીજી વારમાં પૂજ્ય મોટીબા અને સુશીલાબહેનને પણ સાથે આવવાની ના કહી. બાપુ કોને કોને સાથે આવવાનું કહેશે એ જાણવા અમે બધાં તલપાપડ થતાં હતાં. બાપુએ પોતાની સાથે જનારા ત્રણ-ચાર જણાનાં નામોમાં મારુ નામ મૂક્યું ત્યારે હું તો રાજી રાજી થઈ ગયો. કાકા પણ રાજી તો થયા, પણ એમણે સાવધાનીનો સૂર કાઢ્યો:

'આપણને બાપુ સાથે લઈ જાય છે, માટે ફુલાવું નહીં: આપણે એમને લાયક બનવા અહર્નિશ પ્રયત્ન કરવો. બાપુ પાસે રહેવું એ તો જ્વાળામુખીના મોં પર રહેવા જેવું છે.'

*  *  *

આ મુસાફરીમાં અમારે એબટાબાદ રહેવાનું થયું હતું. ત્યાં સિમલા જેટલે દૂર દૂર સુધી તો નહીં પણ પ્રાકૃતિક સૌન્દર્યનું એ જ તૃષ્ણાથી પાન કરતા કરતા ફરવા જવાનું થતું. પઠાણ જાતિની ખૂબીઓ પણ કાકા મને સમજાવતા. કોઈ કોઈ વાર દૂર દૂરના કોઈ નિર્મળ ઝરણાના હિમ જેવા શીતળ પાણીમાં અમે સ્નાન પણ કરી આવતા. ઝરણાને આ લોકો 'ચશ્મા' કહે છે. આપણા ચશ્મા શબ્દનું મૂળ પણ એ ચશ્મા શબ્દમાં જ છે એમ કાકાએ મને કહ્યું. હમણાં જોડણીકોશમાં જોઉં છું તો બન્ને શબ્દો આપેલા છે, પણ એ બન્નેનો કાંઈ સંબંધ હોય એવું સૂચન કર્યું નથી. એબટાબાદમાં જ બાપુએ હિટલરને નામે લખેલો પ્રખ્યાત કાગળ કાકાએ એક પણ ભૂલ ન કરવાની ખાસ સૂચના આપીને મારી પાસે ટાઈપ કરાવેલો.

એક દિવસ અમારા યજમાન અમને એબટાબાદથી નથિયાગલી લઈ ગયા. નથિયાગલી સરહદ પ્રાન્તના

ગ્રીષ્મ રાજધાની હતી. ત્યાં જવાનો મોટર રસ્તો અત્યન્ત વિકટ છે. થોડા અંતરમાં ખૂબ ઊંચું ચડવાનું છે. એક એક મોટર મુશ્કેલીથી પસાર થઈ શકે એટલો પહોળો રસ્તો. એક તરફ જબરદસ્ત પર્વત અને બીજી તરફ હજારો ફૂટ ઊંડી સિંધુને મળનાર એક નદીની ખીણ. આપણને એમ જ લાગે કે હમણાં મોટર ઊંધી વળશે. થોડી વાર તો અમે હિમ્મત રાખી. પછી રસ્તો વધારે સીધા ચડાણવાળો આવ્યો, અને ખીણ વધુ ઊંડી બની. અમને બંનેને બીક લાગતી હતી. કાકાએ મારા હાથ પકડી લીધા. મેં પણ એમના હાથ દાબી રાખ્યા. નીચે જોવાનું મન તો થાય, પણ એટલી બીક લાગે કે કાકાએ તો ઘણોખરો વખત આંખો બંધ જ રાખી હતી. લગભગ દોઢેક કલાક અમે બંને એકબીજાના ડરપોકપણા પર હસતા અને છતાં આખો વખત બીતાં બીતાં કાઢ્યો!

* * *

સેવાગ્રામનો ઉનાળો બહુ આકરો હોય છે. દિવસે ૧૧૦થી પણ ગરમી વધી જાય. રાતે કેટલીક વાર પવન સાવ પડી જાય. બાપુ તો બહાર જ સૂતા. પૂર્વઘાટ અને પશ્ચિમઘાટ બંને તરફથી છટકી નીકળેલાં વાદળાં ત્યાં આવી પહોંચી વરસી જાય એટલે કોઈ કોઈ વાર ઉનાળામાં વરસાદ વરસી જાય ને કોઈ કોઈ વાર શિયાળામાં. કોઈ વાર તો વળી કઋતુએ કરા પણ પડે. બાપુ તો કેટલીક વાર રાતે ત્રણ વાર આંગણે સૂએ અને ત્રણ વાર ઘરમાં જાય. અમે ઘરમાં બારી-બારણાં ખુલ્લાં રાખીને સૂતાં. કાકા અને બાની પથારી વચ્ચે મારી પથારી થતી. એક દિવસ અમે આમ સૂતાં હતાં ત્યાં રાત્રે એક હડકાયેલું શિયાળ આવીને મને હાથ પર અને માથા પર કરડી ગયું. સેવાગ્રામમાં વીંછી કરડવો એ તો લગભગ રોજનો ક્રમ હતો. સાપ પણ કરડવાના કિસ્સાઓ આસપાસ થયા કરતા. શિયાળ કરડવાનો કિસ્સો અમારી જાણમાં પહેલો હતો, પણ પાછળથી એવા કિસ્સાઓ બનેલા ખરા. જંગલી ડુક્કરો દર વરસે અમારા ઘરની લગોલગના મગફળીના ખેતરમાં ઉજાણી કરતા. આમ કુદરતના રુદ્ર સ્વરૂપનું સાન્નિધ્ય અમને હમેશાં મળી રહેતું!

શિયાળ હડકાયેલું જ હશે એવી અમને ખાતરી થઈ ગઈ હતી, કારણ કે નહીં તો વસ્તીમાં આવી અમારી ઉપર આટલું વહાલ દેખાડી જવાનું એને માટે કોઈ પ્રયોજન નહોતું.

કાકાને ખૂબ ચિંતા થવા લાગી. રાતોરાત વર્ધા ટેલિફોન કર્યો અને એ ઘા ઉપર પ્રાથમિક ચિકિત્સા શી કરવી તે સિવિલ સર્જન પાસેથી જાણી લીધું. અને વહેલી સવારે અમને ઇન્જેક્શન લેવા વર્ધા મોકલ્યા.

અધૂરામાં પૂરું મારો આ ઇન્જેક્શન લેવાનો ક્રમ ચાલુ હતો તે અરસામાં જ મને સખત તાવ આવી ગયો અને થોડા કલાક હું બેભાન રહ્યો. એટલે તો કાકાનો જીવ તાળવે ચોંટી ગયો. મને બાપુના ઉપવાસના ઉપચારોને લીધે મોંમાં મોળ આવતી હતી, એટલે દર દસ પંદર સેકંડે મારે થૂંકવું પડતું હતું. એ ઉપરથી તો કાકાએ ધારી જ લીધું કે, મને હડકવાની અસર થવા માંડી છે અને મોંમાંથી લાળ પડવા માંડી છે. કાકા ને બાને દિવસમાં કેટલીય વાર રડવું પણ આવી જતું. જોકે બાપુના પત્રો લખવાનું કામ આ વખતે પણ અટક્યું નહોતું. ફરક એટલો જ પડ્યો કે, એમનું દફતર બાપુની ઝૂંપડીમાંથી ખસીને મારી પથારી પાસે આવ્યું.

મારી માંદગીના આ સોળ દિવસ દરમિયાન કાકા કેટલાય વૈદ્યો અને ડૉક્ટરોને લખી ચૂક્યા હતા. બીજા કેટલાયની વણમાગી સલાહ પણ આવી ચૂકી હતી. કાકાને દરેકના સૂચવેલા અખતરાઓ કરી જોવાનું મન થતું, પણ હું એમને મચક આપતો નહોતો.

શિયાળ કરડ્યા પછી તરત જ એન્સાઇક્લોપીડિયા અને એવા બીજા સંદર્ભગ્રંથોમાંથી હડકવા વિષેની બધી માહિતી અમે મેળવી લીધી હતી. આશ્રમમાં કોઈને કોઈ પણ રોગ થયો હોય તો તેને અંગેની માહિતી મેળવવાનો અમારો ક્રમ હતો.

છતાં શિયાળ કરડ્યાને છ માસ વીતી ગયા ત્યાં સુધી કાકા મારી તબિયત વિષે સાવ ચિંતામુક્ત થયા નહોતા.

માંદગીની ખરી ચિંતા દૂર થયા પછી કાકાએ કહ્યું: 'ઈશ્વર પોતાની હસ્તીનું ભાન કરાવવા જ આવી આફતો મોકલી આપે છે.'

(ચાલુ) નારાયણ દેસાઈ

# કાનડી સાહિત્ય

[ ગયા અંકથી ચાલુ. આ હપ્તામાં કાનડી સાહિત્યનાં કેટલાંક સીમાચિહ્નોનું અવલોકન કરવામાં આવ્યું છે.]

## ૪

દુઃખની વાત છે કે, કાનડી ભાષા અને સાહિત્ય ૨૦૦૦ વર્ષ પુરાણું હોવા છતાં આજે પુસ્તક રૂપે બહુ જ થોડું સાહિત્ય મળે છે. વાસ્તવમાં શિલાલેખ સંબંધી પૂરતી પ્રામાણિક સામગ્રી ઉપરાંત, નવમી સદીના અંતમાં નૃપતુંગે રચેલ પ્રસિદ્ધ 'કવિરાજમાર્ગ'ના કરતાં પુરાણું કોઈ પુસ્તક મળતું નથી. ત્યાર બાદ ૧૨મી સદી સુધીમાં આપણને ઘણા ઉલ્લેખનીય કવિ મળે છે, જેઓએ શ્રેષ્ઠ અમર કાવ્યોની રચના કરી અને એવાં શબ્દભંડાર તથા શૈલીનો વિકાસ કર્યો કે જેણે પછીના સમગ્ર કાનડી સાહિત્યને પ્રભાવિત કર્યું. તે યુગના પંપા, પોન્ના અને રન્ના અત્યંત મહત્ત્વપૂર્ણ નામો છે. તેઓનાં જૈન પુરાણ બહુ પ્રસિદ્ધ છે અને આજે પણ અમર રચનાઓ તરીકે વંચાય છે. તેઓએ 'કન્દ' છંદનો પ્રયોગ કર્યો, પરંતુ સાથે સાથે ઘણાયે અસંસ્કૃત છંદોનો પણ પ્રયોગ કર્યો. વચમાં વચમાં તેમણે ગદ્યનો પણ છૂટથી પ્રયોગ કર્યો. તેઓનાં મહા-કાવ્યોમાં સંસ્કૃતકાવ્ય–શાસ્ત્રમાં વર્ણવેલી ૧૮ વિશેષતાઓ મોજૂદ છે. તે યુગમાં ગદ્ય-રચનાઓ બહુ થોડી થઈ; જેમાંની એક બેનો ઉલ્લેખ તો કરવામાં આવ્યો જ છે.

૧૦મી સદીથી ૧૯મી સદી સુધી આપણને ઉપર્યુક્ત 'વચન' અને 'દાસ' સાહિત્યનું જ દર્શન નથી થતું, બલકે રામાયણ, મહાભારત અને ભાગવત-માંથી વિષયો લઈને અનેક કવિઓએ રચેલી રચનાઓ મળે છે. કુમાર વાલ્મીકિ, કુમાર વ્યાસ, લક્ષ્મીશ, રાઘવાંક, હરિહર, ભીમકવિ તથા અન્ય કવિઓએ તદ્દન સરળ અને પ્રૌઢ કાવ્ય-શૈલીમાં વિસ્તૃત પુરાણોની રચના કરી છે. કેટલાકે શતપદી છંદનો પ્રયોગ કર્યો, જે વર્ણનાત્મક કવિતામાં બહુ સરળ થઈ પડે છે. તેઓ પોતાની વિસ્તૃત રચનાઓમાં અથેતિ બીજા અક્ષરના અનુપ્રાસના નિયમનું પાલન કરે છે. તે માત્ર અનુવાદ નથી, પરંતુ તેને રૂપાંતર કહી શકાય. આપણે જોઈએ છીએ કે આ સ્થાનિક કવિઓએ મૂળકૃતિના ચરિત્ર-ચિત્રણ, નિરૂપણ અને વર્ણનમાં સુધારો કરવામાં પોતાની સર્જનાત્મક પ્રતિભાનો ઉપયોગ કર્યો છે.

## ૫

૧૯મી સદીના આરંભથી તે પ્રારંભિક પ્રવૃત્તિઓનું દર્શન થાય છે, જેમનો સંબંધ આધુનિક કાનડી સાહિત્ય સાથે જોડી શકાય. આ જ સદીમાં નાટક, ઉપન્યાસ અને વાર્તાનાં ચિહ્ન દેખાય છે. આ દિવસોમાં સંસ્કૃતનાં અનેક નાટકોનો અનુવાદ થયો. 'કલાવતી પરિણય' ઉપન્યાસ સન ૧૮૦૦માં લખાયું. 'મુદ્રા મંજુષ' જે એક વિશિષ્ટ ઐતિહાસિક ઉપન્યાસ છે તે ૧૮૨૩માં કૈમ્પૂ નારાયણે લખ્યું. એક વિશિષ્ટ બૃહદ કથા 'રાજવલિ કથે' દેવચન્દ્રે લખી. આ યુગમાં અનેક સંસ્કૃત પુસ્તકો અને પુરાણોનો કાનડીમાં અનુવાદ કરાવવાનું શ્રેય મૈસૂરના રાજા મુમ્મડી કૃષ્ણદેવરાયને જાય છે.

૧૯મી સદીના ઉત્તરાર્ધમાં કેટલાક ખ્રિસ્તી મિશનરીઓના કામકાજનો પણ ઉલ્લેખ કરવા જેવો છે. તેઓએ વ્યાકરણ, છંદ, અલંકાર અને પ્રાચીન કવિતાનાં અનેક પુસ્તકોનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો. બહારની દુનિયાને કાનડી સાહિત્યનિધિનો પરિચય કરાવવાનું શ્રેય તેઓને ભાગે જાય છે. તેઓએ એક સુંદર કોશનું પણ સંકલન કર્યું અને ટાઈપ તથા છાપખાનાનો પરિચય કરાવ્યો.

સને ૧૮૯૭માં છાપખાનામાં છાપેલી 'રામાશ્વમેધ' નામની સાહિત્યિક આલોચના દ્વારા આધુનિક કાનડી ગદ્યનો જન્મ થયો. આ ગ્રંથ એક કાવ્યમય અને સાથે સાથે પ્રૌઢ શૈલીમાં લખાયો છે.

## ૬

૨૦મી સદીના પ્રારંભ સુધી કાનડી સાહિત્ય ઘણે ભાગે પોતાના ગુરુ સંસ્કૃત સાહિત્યનું અનુકરણ કરી રહ્યું હતું. અને તેનો આધાર સંસ્કૃત સાહિત્યની પરંપરા તથા પ્રાચીન ભારતના સાહિત્ય પર જ હતો. પરંતુ ૨૦મી સદીના આરંભમાં જ, ખાસ કરીને અંગ્રેજી સાહિત્યના પ્રભાવને કારણે એમાં એક સ્પષ્ટ પરિવર્તન થયું

પરંતુ આ મહાન પુનરુદ્ધાર અથવા પુનર્જીવનને અંગ્રેજી ભાષા કે સાહિત્યના એક 'સ્કૂલી' (શિક્ષણિયા) પ્રભાવ જ નહિ કહી શકાય. આત્માનું પણ આ પુનર્જીવન હતું. ૨૦મી સદીના પહેલા દસકામાં સમગ્ર ભારતમાં જે રાષ્ટ્રીય ચેતના આવી તેમાં કર્ણાટકનો પોતાનો પણ પૂરતો ફાળો હતો. મરાઠીમાં પ્રસિદ્ધ થતું લોકમાન્ય તિલકનું પ્રબળ સાપ્તાહિક 'કેસરી' કાનડીમાં પણ પ્રકાશિત થયું અને તે ખૂબ વેચાયું. ત્યાર બાદ તિલકની મહાન કૃતિ 'ગીતારહસ્ય'નો પણ અનુવાદ થયો. આ રીતે દેશભક્તિની મહાન ભરતીમાંથી આધુનિક કાનડી પત્રકારિત્વનો જન્મ થયો. આ રાજકીય જાગૃતિએ અન્ય કાર્યો પર પણ પોતાનો પ્રભાવ પાડ્યો. અને નૂતન દૃષ્ટિના સાહિત્ય-પ્રયાસોને જોર આપ્યું. આગળનાં બે આંદોલનોએ — ૧૯૧૪-૧૮નું હોમરૂલ આંદોલન અને ૧૯૨૦-૨૧નું અસહકારી આંદોલન — સાહિત્યસર્જનને અધિક જોર આપ્યું. આજે પોતાનાં શ્રેષ્ઠ દૈનિકો, સાપ્તાહિકો અને માસિકો સમેત કાનડી પત્રકારિત્વની કોઈ પણ સમાન કક્ષાવાળી બીજી ભાષાનાં પત્રો સાથે તુલના કરી શકાય.

બીજાં બે આંદોલનોએ – એક તો ભાષાવાર પ્રાંતરચના માટેનું કર્ણાટક એકીકરણ આંદોલન અને બીજું સાહિત્યિક પ્રગતિ માટેનું કર્ણાટક સંઘ આંદોલન – નવીન સાહિત્યના ઉદ્દેશને ભારે સહાયતા પહોંચાડી. કાનડી સાહિત્યની પ્રગતિમાં વિદ્યાવર્ધક સંઘ અને કાનડી સાહિત્ય પરિષદ સંસ્થાઓએ પણ આગળપડતો ભાગ ભજવ્યો.

આ રીતે રાષ્ટ્રીય પુનર્જીવન સાથે જ જન્મેલી નવીન કાનડી સાહિત્યની ધારાને હરેક રીતે નવી શૈલીઓ અને શબ્દોમાં કાનડી લોકોના આત્માને વ્યક્ત કરવાની મહત્ત્વાકાંક્ષાને સતત ભાથું મળતું ગયું. પોતાના મહાન ભૂતકાળમાં જડ જમાવી બેઠેલા સંસ્કૃતમાંથી સમૃદ્ધ કાનડી સાહિત્યે અંગ્રેજી સાહિત્યની નવી શૈલીઓ તથા સ્વરૂપોને પચાવવાનો પ્રયાસ કર્યો છે, જેથી દુનિયાના વિકાસશીલ અને જીવંત આત્મા સાથે કદમ મિલાવી ચાલી શકે.

આપણને પહેલાં સ્પેંસર અને મિલની નવલકથાઓનો અનુવાદ મળે છે. ત્યાર પછી અનેક બંગાળી નવલકથાઓનો કાનડીમાં અનુવાદ થયો. આમ જ મરાઠીની કેટલીક નવલકથાઓનો પણ કાનડીમાં અનુવાદ કરવામાં આવ્યો. પરંતુ ત્યાર સુધીમાં બંગાળી અને મરાઠી પર અંગ્રેજી સાહિત્ય અને શૈલીઓની ઊંડી છાપ પડી ચૂકી હતી. બંગાળીમાં બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય અને શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય તથા મરાઠીમાં હરિનારાયણ આપ્ટેની નવલકથાઓ કાનડી અનુવાદકોમાં બહુ લોકપ્રિય થઈ. ટૂંકી વાર્તાઓ પણ નજરે પડવા માંડી અને તે તરત જ લોકપ્રિય થઈ ગઈ. કાનડીમાં તેના વિકાસની તુલના કોઈ પણ સ્વજાતીય ભાષાના વાર્તાસાહિત્યની સાથે કરી શકાય એમ છે. અણખેડાયેલા અને સામાજિક વિષયો, વાસ્તવવાદ અને રોમાન્સ, બધાએ આ સદીના પહેલા બે દસકામાં પોતાનો પ્રભાવ પાડ્યો. રૂઢિગત કવિતાનું સ્થાન નવાં ગીતિકાવ્યો અને 'સૉનેટ' તથા સ્વચ્છંદ કવિતાઓએ લીધું. આજકાલ કાનડીમાં નિબંધ અને સુકુમાર સાહિત્ય તથા ઐતિહાસિક અને વૈજ્ઞાનિક વિષયોનાં પુસ્તકોનું વિપુલ પ્રમાણમાં સર્જન થઈ રહ્યું છે.

વર્તમાન કાનડીના ઘડવૈયા અને તેને સમૃદ્ધ કરનાર અનેક શ્રેષ્ઠ લેખકો, રચયિતાઓ અને કવિઓએ આપેલા ફાળાનું મૂલ્યાંકન કરવું શક્ય નથી. પરંતુ વર્તમાન કાનડીનું ઘડતર કરનાર કેટલીક મહાન સાહિત્યિક વિભૂતિઓનો ઉલ્લેખ કર્યા વગર આ લેખ અસ્પષ્ટ જ રહી જાય. અહીં ઉલ્લેખેલાં નામ સંપૂર્ણ નહિ હોતાં વિશિષ્ટ અને વ્યાખ્યાત્મક છે. કોઈએ એવો વિચાર ન કરવો ઘટે કે આ ઉલ્લેખમાં પક્ષપાત કરવામાં આવ્યો છે.

૬

આપણે જ્યારે પત્રકારિત્વ, દેશભક્તિથી ભરપૂર અને વિદ્રોહાત્મક તથા ઐતિહાસિક સાહિત્ય સંબંધી વિચારીએ છીએ ત્યારે ૨૦મી સદીના પહેલા દસકામાં આપણને શ્રી આલૂર, કૃષ્ણરાવ મુદવેડકર, હોન્નાપુરમઠ, અને વેંકટ કૃષ્ણૈયાનું સ્મરણ થઈ આવે છે. તેઓએ શક્તિશાળી પત્રકારિત્વના ક્ષેત્રમાં જે જ્યોત જગાવી તેને પછીથી શ્રી મોહરે, રંગૈયા, તાનાચાર્ય શર્મા વગેરેએ આગળ વધારી. પરંતુ વધારે નીવડેલી રચનાઓ, મૌલિક તથા અંગ્રેજી કવિતાના અનુવાદ, સુંદર નિબંધ

તથા સાહિત્યિક સમાલોચનાના શ્રીગણેશ માટે આપણે થોડાં વર્ષ રોકાઈ જવું પડે છે. પછી તો આપણા શ્રી કન્હૈયા, માસ્તી વેંકટેશાયંગાર, ડી. વી. ગુંડપ્પા તથા અન્ય વિભૂતિઓનાં દર્શન થાય છે. ગુડપ્પાનો 'ઉમરખૈયામ'નો અનુવાદ અને બેલૂરના સ્થાપત્યનું વર્ણન તેમને એક શ્રેષ્ઠ તથા નીવડેલા લેખકનું સ્થાન અપાવે છે. ટૂંકી વાર્તાઓના ક્ષેત્રમાં 'માસ્તી' બહુ આગળ પહોંચી ગયા છે. અને કહેવાય છે કે તેમણે અન્યને માર્ગ ચીંધ્યો. આ ગુરુજનો પછી જ યુવાનોનું જૂથ મેદાને પડયું. જેના વિચાર અભિવ્યંજના અને તેઓ દ્વારા પ્રયોગમાં લેવાયેલી સાહિત્યિક શૈલીઓ ક્રાન્તિની ભાવનાથી તરબોળ હતી. શ્રી બેન્દ્રે કાવ્યના નવીન પ્રયોગોમાં રૂઢિમુક્ત ભાષા દ્વારા વિચારોની સ્પષ્ટ અભિવ્યક્તિ માટે પ્રસિદ્ધ છે. તેઓ હાસ્યલેખક હોવા સાથે કલા–આલોચક પણ છે. શ્રી ગોકાક અને શ્રી મુગલી બહુમુખી લેખક છે. કાવ્ય ઉપરાંત તેઓએ નાટક, નવલકથા અને વાર્તા પણ લખ્યાં છે. કાલીનાં કાવ્ય કોમળ અને માધુર્યથી ભરેલાં છે. કૈલાસમે અને રાજરત્નમે કાવ્યમાં જનતાની ભાષાના પ્રયોગની પરિપાટી ચલાવી. કૈલાસમનાં અંગ્રેજી નાટક કર્ણ, કૃષ્ણ, દ્રોણ, એકલવ્ય આદિ પૌરાણિક પાત્રોનાં વિશદ ચરિત્ર–ચિત્રણથી ભરપૂર અને પ્રાણવાન છે. પોતાનાં નાનાં નાનાં નાટકોમાં તેઓએ ઇબ્સનની જેમ પ્રત્યક્ષ અને મૌલિક ઢંગથી સામાજિક પ્રશ્નો પર તીક્ષ્ણ ઘા કર્યા છે. રાજરત્નમ પોતાના બાળ–સાહિત્ય માટે પ્રસિદ્ધ છે. કે. વી. પુટ્ટપ્પ એક બહુમુખી લેખક જ નહિ પણ કર્ણાટકના સર્વશ્રેષ્ઠ લેખકોમાંના એક છે. કાનડી છંદમાં તેઓનું રામાયણ એક યાદગાર ગ્રંથ છે. શિવરામ કારંત એક બીજા નવજુવાન લેખક છે, જેઓ સરળ ભાષામાં તીખા વ્યંગ કરી જાણે છે. તેઓએ ખૂબ ખૂબ લખ્યું છે. તેમની નવલકથાઓ તથા વાર્તાઓ ખૂબ રસપૂર્વક વંચાય છે. ડિસેમ્બર ૧૯૫૦ના સાહિત્ય સંમેલનના પ્રમુખ અને કાનડીના રાજકવિ ગોવિંદ પૈ પોતે જ એક વર્ગ છે. એક મૌલિક કવિ ઉપરાંત તેઓ એક ગંભીર વિદ્વાન તથા આલોચક પણ છે. તેઓ એક ભાષાવિદ તથા અથાગ પરિશ્રમી છે. કાનડી લેખકોને તેઓએ સ્પષ્ટ પ્રગતિશીલ રીતે માર્ગ દેખાડયો. તેઓએ કહ્યું કે કવિ જ જગતના વાસ્તવિક નિયામક હતા. પરંતુ તેઓએ પોતાનું કાર્ય કોઈ ઉદ્દેશને દૃષ્ટિમાં રાખીને કરવું જોઈએ. જે કંઈ આપણી પરંપરાઓમાં શ્રેષ્ઠ છે તેને પચાવીને આપણે નવીન શબ્દો ઘડવા જોઈએ. મન મોકળું રાખીને બીજી ભાષાના શબ્દો અપનાવવા જોઈએ. અભિવ્યંજનાની નવી શૈલીઓનો પ્રયોગ કરવો જોઈએ; અને પોતાની લિપિમાં સુધારો કરીને ઉન્નતિ કરવી જોઈએ.

૮

ગઈ અર્ધી સદીમાં કાનડી સાહિત્યનો વિકાસ બીજી પ્રાન્તીય સાહિત્ય રીતિ પ્રમાણે જ થયો છે. જોકે ભાષા, શબ્દોના ઉદ્‌ગમ અને શૈલી તથા સ્વરૂપમાં સંસ્કૃતનો પ્રભાવ આજે પણ છે. પરંતુ વર્તમાન કાનડી સાહિત્યના સ્વરૂપના ઘડતરમાં નવીન પ્રવૃત્તિઓ અને દૃષ્ટિકોણ તથા અંગ્રેજી સાહિત્યનો વિશેષ હાથ છે. આ ક્ષેત્રમાં આધુનિક કાનડી લેખકોનો પ્રયત્ન પ્રસંશનીય છે. આધુનિક કાનડી સાહિત્યમાં ગીત, લાંબી કવિતાઓ, વર્ણનાત્મક કવિતાઓ, સ્વગત ભાષણ, અનુકરણ કાવ્ય, ટૂંકી અને લાંબી વાર્તાઓ, નાટક તથા નવલકથાઓનાં સઘળાંએ પોતાનાં મૂળ ઊંડાં નાખ્યાં છે. શૈલીમાં જ નહિ પરંતુ કાનડી સાહિત્યની વિચારધારામાં પણ એક મહાન પરિવર્તન આવી ગયું છે. તેણે પ્રકૃતિ અને તેની લીલાઓ, પ્રેમ, રાષ્ટ્રીયતા, સમાનતા, માનવતા, ક્રાન્તિ, આર્થિક તથા અન્ય વિષમતાઓ, શાન્તિ અને યુદ્ધ તથા બીજા વિષયો કે જેના પર જગતની આધુનિક કવિતા લખાઈ રહી છે, તે અપનાવીને પોતાની પરંપરા બદલી નાખી છે. કાનડી સાહિત્ય હવે પોતાને એક વિશેષ પ્રકારની શિષ્ટ તથા ઘડાયેલી ભાષાના પ્રયોગ સુધી જ મર્યાદિત ન રાખતાં વિષયને અનુરૂપ ભાષા તે અપનાવી રહ્યું છે. પ્રાચીન કાનડી સાહિત્યમાં વ્યક્તિત્વ, વ્યક્તિગત ઉલ્લાસ અને શોક, આશાઓ અને આકાંક્ષાઓ, સ્વપ્નો અને અનુભવોને બહુ જ થોડું મહત્ત્વ પ્રાપ્ત થયું હતું. પણ આધુનિકતા અંગીકાર કરવાથી તેઓની અભિવ્યંજનાને સ્વતંત્રતા છે. હવે કવિઓ અને લેખકોને પોતીકા અને વ્યક્તિગત અનુભવોને સમસ્ત માનવતાના એક ઘટકના અનુભવોના રૂપમાં ચિત્રિત કરતા જોઈ શકીએ છીએ.

આજના કાનડી લેખકો એ જાણે છે કે, તેઓએ કઈ દિશામાં આગળ વધવું છે. હવે એટલું જ બસ નથી રહ્યું કે કોઈ કવિ યા લેખક પોતાની ચેતનાનો અનુભવ યા નજરે પડેલી વાસ્તવિકતાનું જ વર્ણન કરે. એ પણ બસ નથી કે સાહિત્યને ભાવનાઓના તરંગોના પ્રતિરૂપ અથવા કેવળ તર્કના જ આધારવાળું બનાવે. કેટલાક શ્રેષ્ઠતમ લેખકો એ અનુભવી રહ્યા છે કે, સાહિત્યને પોતાના વાતાવરણની સાથે સાથે માનવીના વ્યક્તિત્વના પોતાપણાની તથા માનવજીવનના અનુભવોના નિરંતર પ્રવાહની સાથે સંબંધ જોડવાનું માધ્યમ બનાવવામાં આવે એ આવશ્યક છે. તેઓ પોતાના સમૃદ્ધ વારસાને જાણે છે અને એ પણ જાણે છે કે જીવવાનો એકમાત્ર ઉપાય નવીન સર્જન જ છે. તેઓએ આ બાબતમાં અન્ય ભાષાઓ સાથે કદમ મિલાવીને આગળ વધવું જોઈએ.

**રંગનાથ દિવાકર**

(હિંદી માસિક 'આજકલ' ઑગસ્ટ, '૫૨માંથી)

# માધ્યમિક શાળાઓમાં ઉદ્યોગશિક્ષણ

વર્ધા શિક્ષણ યોજનાનો પ્રયોગ કેટલીક પ્રાથમિક શાળાઓમાં સરકાર તરફથી ચાલે છે અને બીજી શાળાઓમાં હાથઉદ્યોગ શરૂ કરવાનો પ્રયત્ન થાય છે. તે નીતિને અનુસરીને માધ્યમિક શાળાનાં પહેલાં ત્રણ વરસમાં પણ હાથઉદ્યોગનું શિક્ષણ દાખલ કરવાની વિચારણા થઈ છે. તે માટે સરકાર તરફથી એક પેટા-સમિતિ નીમવામાં આવી હતી. તેણે જુદા જુદા ઉદ્યોગોનો અભ્યાસક્રમ અને તે માટે જરૂરી સાધનો વગેરેની વિગતવાર યોજના તૈયાર કરી છે, જે સરકારે સ્વીકારી છે.

તે યોજના મુજબ માધ્યમિક શાળાનાં શરૂનાં ત્રણ ધોરણોમાં પ્રાથમિક શાળાની માફક પાયાના ઉદ્યોગો (વસ્ત્રવિદ્યા, ખેતી, પૂઠાકામ, સુથારી વગેરે)નું શિક્ષણ આપવું જોઈએ. જે શાળાઓ તે ઉદ્યોગો દાખલ ન કરી શકે તેઓ નીચેમાંથી ગમે તે બે ત્રણ ઉદ્યોગો દાખલ કરે એવી સૂચના કરવામાં આવી છે.

### સૂચવેલા ઉદ્યોગો

પૂઠાકામ અને પુસ્તક-બાંધણી, ચામડાનું કામ, ધાતુકામ, નેતરકામ, વાંસકામ, સીવણ, ભરતગૂંથણ.

આ ઉદ્યોગોમાં અમુક ગામડાંના ઉદ્યોગો અને અમુક શહેરના એવો ભેદ પાડવામાં આવ્યો નથી. પણ દરેક શાળા બેથી ત્રણ ઉદ્યોગો શીખવવાની વ્યવસ્થા કરે, જેથી વિદ્યાર્થીઓને પસંદગી કરવાની અનુકૂળતા મળે. વિદ્યાર્થીને વારાફરતી ઉદ્યોગ બદલવાની સગવડ આપવા માટે નહીં, પણ તેને પસંદગી કરવાનો અવકાશ આપવા માટે તેમ સૂચવવામાં આવ્યું છે. બાકી કોઈ પણ વિદ્યાર્થી જે ઉદ્યોગ પસંદ કરે તે તેણે સતત ત્રણ વરસ સુધી ચાલુ રાખવો જોઈએ, એવી નોંધ સમિતિએ કરી છે.

આ ઉદ્યોગોની શિક્ષકોને તાલીમ આપવા માટે પણ અભ્યાસક્રમ સૂચવવામાં આવ્યો છે અને છ માસના વર્ગમાં દરેક શિક્ષક ગમે તે બે ઉદ્યોગ શીખી લે એવું સૂચવવામાં આવ્યું છે. રોજનું છ કલાકનું કામ અને અઠવાડિયાના સાડા પાંચ દિવસને હિસાબે દરેક ઉદ્યોગને ૩૫૦ કલાક મળે અને એ રીતે છ માસમાં બે ઉદ્યોગો શીખી શકે, એવી અપેક્ષા રાખવામાં આવી છે. એવી તાલીમ આપનારા વર્ગો કાઢવાની પણ સરકારે વ્યવસ્થા કરવી જોઈશે. હાલ તો માધ્યમિક શિક્ષકો માટે એવો ગુજરાતમાં એક પણ વર્ગ નથી. મુંબઈમાં એક વર્ગ શરૂ કર્યો હતો તે પણ બંધ થવાની વાત હવામાં છે. જુદી જુદી અનુકૂળ જગ્યાએ એવા વર્ગો ચલાવવામાં ન આવે તો શિક્ષકોને તાલીમ ન મળે અને આખી વાત મૂળમાં જ મરી જાય. માટે જેમ પ્રાથમિક શિક્ષકોને માટે જુદે જુદે ઠેકાણે વર્ગો ચાલે છે તેમ સરકારી, બિનસરકારી સંસ્થાઓની મદદથી માધ્યમિક શિક્ષકોની તાલીમ માટે અવશ્ય વ્યવસ્થા કરવી જોઈએ.

આ પ્રમાણે તાલીમની વ્યવસ્થા થાય અને શાળાઓના સંચાલકો અને શિક્ષકો હૃદયપૂર્વક તે કામ કરે તો પાયાની કેળવણીના કામને પણ વેગ મળશે અને માધ્યમિક શિક્ષણની સુધારણાનો માર્ગ પણ સરળ થશે.

**વિઠ્ઠલદાસ કોઠારી**

# દિલ્હીમાં ગાંધીજી

[શ્રી. મનુબહેન ગાંધીની ડાયરીમાંથી આગળનો હપ્તો]

**તા. ૧૪-૧૦-'૪૭**
**બિરલા હાઉસ, નવી દિલ્હી**

નિયમ મુજબ પ્રાર્થના. પ્રાર્થના પછી થોડુંક લખીને ૪-૪૦ વાગ્યે સૂતા. ૫-૨૫ જાગ્યા. અને થોડી જ વારમાં સરદારદાદા અને મણિબહેન આવ્યાં. બાપુજી ફર્યા તેટલી વારમાં મેં મીરાબહેનને દાતણ કરાવ્યું, સ્પંજ આપ્યો અને ચા પીતાં હતાં તેવામાં બાપુજી મીરાબહેનને જોવા આવ્યા. બાકી બધું નિયમ મુજબ ચાલ્યું. સવારના મુલાકાતીઓ: પ્રભાવતીબહેન, સુચેતાબહેન, કિડવાઈ અને ધીરુભાઈ દેસાઈ આવ્યા. બપોર પછી મૌલાના સાહેબ, કાલકાપ્રસાદજી આવ્યા. ૩-૫૦ ઈરાનના પ્રતિનિધિ Motamedy અને તેમનાં પત્ની આવ્યાં. તેઓએ ઘણા કામળા ભેટ તરીકે આપ્યા. પછી રાજાબઝાર આર્યસમાજ કન્યાવિદ્યાલયની વિદ્યાર્થિની બહેનોએ મોકલેલી ભેગી કરેલી ભેટ લઈને વિદ્યાલયની શિક્ષિકા બહેનો આવ્યાં હતાં. તેઓએ કહ્યું કે, પૂ. બાપુજીએ અઠવાડિયે એક દહાડો ઉપવાસ કરવાની જે સૂચના કરેલી છે તે અનુસાર શિક્ષકો તથા વિદ્યાર્થીઓ દર ગુરુવારે ઉપવાસ કરે છે અને બગીચામાં ખાદ્ય પદાર્થ ઉગાડે છે.

૪-૧૫ વાગ્યે શીખભાઈઓ મળવા આવ્યા. એક પ્રશ્નમાં લખ્યું હતું કે, હિંદુસ્તાનની ગવર્નમેંટની એવી પૉલિસી છે કે આશ્રિતોને આવવા ન દેવા, અને આવે તેની સાથે એવો વર્તાવ કરવો કે તેઓ ચાલ્યા જાય. અને આ વાત બહુ વિશ્વાસપાત્ર સ્થળેથી જાણવા મળી છે. તો અમારે શું કરવું?

બાપુજી — પહેલાં તો કહું કે આવી વાત હું જાણતો જ નથી. અને તમે પણ સાંભળ્યા ઉપરથી લખ્યું છે એ જાણીને મને ખેદ થાય છે. જવાહરલાલને પૂછો. આવી પૉલિસી હોય જ નહિ. અને જો આ વાત ગવર્નમેંટે કરી હોય તો હું કહું છું તો ગવર્નમેંટ ચાલી નહિ શકે. જોકે હું માનતો નથી. પણ સિદ્ધાન્ત તો એ છે કે, આવી વાતો સાંભળ્યા ઉપરથી અનુમાન કરી ન લેવાય. આવી વાતો સાંભળવી જ ન જોઈએ. મારા ગુરુ જુઓ કે કોઈ એવી ભદ્દી વાતો કરે તો કાન બંધ કરવાનું કહે છે. (બાંજુના ત્રણ વાનર ગુરુ)

શીખભાઈ — "પણ અમને દરેક જગ્યાએ જવા નથી દેતા — હરદ્વાર યાત્રાધામ છે. અને અમે યાત્રીઓ છીએ; અમારે ત્યાં જવું છે."

બાપુજી — "દરેક હિંદુસ્તાનીને તેને ગમે ત્યાં જવાનો હક્ક છે. પણ જેવી રીતે દૂધમાં સાકર ભળી જાય છે તેવી રીતે જો તમે જે ગામમાં જાઓ ત્યાં ભળી જાઓ તો. પણ ત્યાં જઈને હુલ્લડ કરો, મારકાટ થાય તેવું વાતાવરણ ઉત્પન્ન કરો, તો તમને હક્ક નથી. કોઈને પણ નથી. મારો જેટલો હક બંગાલ બિહાર જવાનો કે દિલ્હી રહેવાનો છે, તેટલો જ હક્ક લાહોર કે કરાંચી રહેવાનો પણ છે, કારણ કે હું કોઈનો દુશ્મન બનીને નથી જવા માગતો. હું તો મને પોતાને બધાનો મિત્ર જ સમજું છું. અંગ્રેજો પણ મારા મિત્રો જ છે.

"હા, તમે ૩૭ લાખ શીખોની વસ્તી એમ કહો કે અમારે પોરબંદર જવું છે, તો પોરબંદર તો એક નાનકડું જ ગામ છે. અને ત્યાં તમે બધાં જશો તો ફરીય નહિ શકો. એવું કામ કરો તો જરૂર તમને તેમ કરવાને રોકવાની હકૂમતની ફરજ થઈ પડે છે.

"તમે જુઓ તો ખરા કે મારી ઉપર ગાળોનો વરસાદ વરસે છે. પાકિસ્તાનના પ્રધાનો સુધ્ધાં એમ કહે છે કે ગાંધી દગાબાજ છે. પણ તેથી હું ગુસ્સો કરીએ તો શું વળવાનું છે? મારું કામ જ બતાવશે કે હું કયા રસ્તા પર છું. આજે તો મારે કબૂલ કરવું પડે છે કે કૉંગ્રેસ નીચે ઊતરતી જાય છે. કૉંગ્રેસ આજે હક્કોની વાતો કરે છે. પોતાની ફરજ શું છે તે ભૂલી ગઈ છે. મેં તે શિખવાડવામાં આખો જન્મારો વિતાડ્યો છે, પણ પૂરતી સફળતા નથી મળી."

બીજું ડેપ્યુટેશન આવ્યું તેની સાથેનો વાર્તાલાપ.

કિરપાણ રાખવા સંબંધી શો હુકમ નીકળ્યો છે તેની પૂરી વિગતોની તો મને ખબર નથી. ધાર્મિક ચીજો કોઈ અડી ન શકે. બાબા ખડકસિંહના મંત્રી આવ્યા હતા. એમણે મને કિરપાણ શા માટે રાખવામાં આવે છે તે સંબંધી લાંબી વાતો કહી.

હકૂમતે કિરપાણની જે સાઈઝ પસંદ કરી તેમાં મને તો કશોય વાંધો નથી લાગતો.

સરદાર પટેલ ઉપર તમે જે આક્ષેપ મૂકો છો તે બરાબર નથી. હું તેમને આજે વર્ષોથી ઓળખું છું. તેઓ કોઈની ખુશામત કદીય કરતા નથી. તેઓ કદાચ એ શબ્દો તમને આકરા સંભળાવશે, પણ તેમાં તમારું જ હિત સમાયેલું હશે અને તેમનું હૃદય નિર્મળ હોય છે. રંધાવા એક શીખ કુટુંબનો છે. અને આજે એ સરદારનો ખાસ વિશ્વાસુ છે. તો તમે એમ કેમ કહી શકો કે સરદાર તમારા માટે કશું નથી કરતા? ઊલટું રંધાવાને S. P. બનાવ્યાથી એના પર કેવા આક્ષેપો મુકાયા છે તે હું જાણું છું.

પણ હું મૂળ વાત ઉપર આવું. સહુએ ધર્મનો સારી પેઠે ભ્રષ્ટાચાર કર્યો છે. હા, મુસલમાનોએ પણ. પાકિસ્તાનમાં હદ નથી જ રહેવા દીધી. પણ તેથી એક ભાઈ ગાંડો બને તો બીજાએ પણ તેવા થવું? બિહારમાં સ્ત્રીઓને કૂવામાં નાખી દીધી, જોકે ત્યાં શીખો ન હતા, પણ હિંદુ હતા. હું સાંભળીને હેરાન થઈ ગયો કે મસૂરીમાં શીખ સ્ત્રીઓ નાચવા ગાવામાંથી પરવારતી નથી. ચારિત્ર તો સાવ ચાલ્યું ગયું છે. અને આવી અનેક ખામીઓ તમને બતાવી શકું છું કે હકૂમત શું કરે? માટે હંમેશાં આપણે આપણો દોષ પહાડ જેવો જો જોઈ શકીએ અને તેથી સુધરવા પ્રયત્ન કરીએ તો આપણે ઊંચે ચડીએ છીએ. નહીંતર જીવન બરબાદ છે. આજે તો આપણે બધાં કેમ મારવું, કાપવું, તોફાનો કરવાં તે જ તરફ ધ્યાન કેંદ્રિત કરીએ છીએ. તેથી કોનું ભલું થવાનું છે? છતાં જેઓની ધરપકડ કરી છે તેની તપાસ કરીશ. મારી પાસે સત્તા તો નથી જ. હું તો સેવક છું. મારું કંઈક સાંભળે તેને સંભળાવવા કોશિશ કરું છું.

૬ વાગ્યે બધું પૂરું થયું અને પ્રાર્થનામાં ગયાં. પ્રાર્થના સભામાં બાપુજીએ ઈરાનના પ્રતિનિધિએ અને કન્યાવિદ્યાલયની બહેનોએ ભેટો આપી છે તેનો આભાર માન્યો. અને શીખો સાથેની વાતોનો સારાંશ કહ્યો (જે ઉપર આપ્યો છે).

પ્રાર્થના પછી બાપુજી થોડુંક ફર્યા. હું મીરાબહેનની સેવામાં રોકાઈ. તેમને આજે થોડોક ખોરાક આપવાનું શરૂ કર્યું.

બાપુજી નિયમ મુજબ ૯–૩૦ પછી સૂતા.

**તા. ૧૫–૧૦–'૪૭**
**બિરલા હાઉસ, નવી દિલ્હી**

આજે પ્રાર્થનામાં હું ન પહોંચી શકી. મને કોઈ ઉઠાડવા ન આવ્યું અને સમયની ખબર ન રહી. મીરાબહેને ઉઠાડી ત્યારે ૪–૪૫ ઊઠી. રાતના બે ત્રણ વખત મીરાબહેનને માથું તથા પગ દબાવવા ઊઠી હતી. એટલે સમયની ખબર ન રહી. થોડી વાર મનમાં દુઃખ થયું. પણ મેં એકલીએ કરી લીધી. બાપુજીએ કહ્યું, "તું અત્યારે બીમારની સેવામાં છો અને તે જ સાચી પ્રાર્થના છે. મીરાંના પગ ચાંપવાનું સદ્ભાગ્ય એને હું તો ભગવાનની ભેટ માનું છું. મીરાં એ ખરેખર મીરાં છે. અને એની સેવામાં તું છો એથી તને પણ ઘણી નવી નવી વાતો જાણવા મળી રહી છે. તું શીખી રહી છો. વળી મીરાંને પણ તારો અત્યંત સંતોષ છે. મીરાંની સેવા કરવી એ પ્રભુની પ્રાર્થના કર્યા બરાબર છે. તારા ઉપર તો એ અપાર ખુશ છે અને તેના પગ દાબતાં દાબતાં બીજો વિચાર ન કરતાં મનમાં રામરટણ શરૂ કરી દઈએ, એટલે આપણી પ્રાર્થના પણ થઈ જાય. એટલે તું પ્રાર્થનામાં ન આવી શકી એનું મને ખરાબ નથી લાગ્યું."

બપોરના સરહદ સૂબાના ગિરધારીલાલજી બાપુજીને મળવા આવ્યા હતા. તેઓએ ત્યાંની કરુણ હાલત વર્ણવી. ત્યાંથી માણસોને નીકળવા માટે હવાઈ જહાજ પણ નથી મળતાં. અને પાકિસ્તાનના હુમલાઓ ચાલુ છે. હુમાયુન કબીરજી પણ આવ્યા હતા. હાલ દિલ્હીમાં બાપુજીનો વસવાટ એ ખૂબ જ લાભદાયી છે એમ કહ્યું.

પૂર્વ બંગાળના કૃષ્ણકુમાર અને બીજા ભાઈઓ આવેલા. લઘુમતી કોમમાં હજુય ઘણો ડર છે અને આ કોમને ડરાવે પણ છે. એથી લોકોમાં નાસભાગ તો ચાલે જ છે.

સાંજે નિયમ મુજબ પ્રાર્થના થઈ. પ્રાર્થનામાં શરૂઆતમાં તો માઈક ચાલતું હતું, પરંતુ પાછળથી અટકી પડ્યું હોવાથી બાપુજીનું પ્રવચન લોકો સારી રીતે ન સાંભળી શક્યાં. બાળકોનો અવાજ પણ પ્રાર્થનાસભામાં વધુ હતો.

શરૂઆતમાં પ્રવચનમાં કામળીઓની ભેટની તથા એક બહેન તરફથી ૨૦૦૦ રૂ. ભેટના આવ્યા છે તે સંબંધી જાહેરાત કરી. "બે મુસલમાન ભાઈઓ ભેટ

આપી ગયા, તેઓને મેં કહ્યું કે, આ પૈસા તમારી પાસે જ રાખો અને કામળા તમારી મરજી પડે ત્યાં આપજો. પણ તેઓએ શીખ હિંદુ નિર્વાસિતોમાં જ વહેંચવાનો નિશ્ચય કર્યો હતો, તેથી મને જ આ પૈસા આપી ગયા અને કહ્યું કે, અમને ખાતરી થઈ છે કે તમે કોઈનાય દુશ્મન નથી, સહુના મિત્ર છો. આવા ભલા મુસલમાનો પણ પડ્યા છે, અને ભલા હિંદુઓ પણ પડ્યા છે. છાપાંવાળાઓ જો દરેક પ્રાંતમાંથી જેઓએ ભલાઈનાં કામો કર્યાં હોય તેઓનો દાખલો આપી જાહેરાત કરે તો કેવું સારું થાય! પણ આજે તો લોકો ઉશ્કેરાય તેવા ખબરો આપે છે, અને કેટલીક વખત આ ખબરો સાવ જૂઠાણાંથીય ભરેલા હોય છે.

"આજના છાપામાં હતું કે, યુ. પી.માં સરકારી કામકાજને અંગે દેવનાગરી ભાષા વપરાશે. આ વાત સાચી હોય તો તે બરાબર નથી. મને એથી દુઃખ થયું. આખા હિંદુસ્તાનમાં લગભગ ચોથા ભાગના મુસલમાનો તો યુ. પી.માં જ વસે છે. એટલું જ નહિ પણ એવા કેટલાય હિંદુઓ છે કે જેઓ ઉર્દૂના પ્રખર પંડિત છે. દા. ત. સર તેજબહાદુર સપ્રુ. શું આ લોકોએ પોતાનું ઉર્દૂનું જ્ઞાન છોડી દેવું? એથી ખરો રસ્તો એ છે કે, બંને લિપિ સાચવી રાખવી જોઈએ. બંને લિપિનું આ રીતે મેળવેલું જ્ઞાન નકામું નહિ જ જાય, પરંતુ પ્રજાની બુદ્ધિ અને સંસ્કૃતિનો વિકાસ થશે.

"પાકિસ્તાનમાં શું બને છે અગર શું બનવાનું છે તેની પંચાતમાં પડ્યા વગર આપણો શો ધર્મ છે, શું સાચું છે તે વિચારીને, તે પ્રમાણે આપણે ચાલીએ."

બાપુજીને આજે પ્રાર્થના સમયે વધુ ઉધરસ આવતી હતી. પ્રાર્થના પ્રવચન લખવાનું પૂરું થયું તેવામાં પંડિતજી આવ્યા અને ૯ાાં પછી બાપુજી સૂતા.

મીરાંબહેનની તબિયત સુધરતી જાય છે.

**તા. ૧૬–૧૦–'૪૭**
**બિરલા હાઉસ, નવી દિલ્હી**

આજે રાતે મીરાંબહેન પાસે સૂવાની જરૂર નહોતી. પ્રાર્થનામાં હવે નિયમિત હાજરી આપી શકીશ. આજની પ્રાર્થનામાં ભાઈસાહેબ બ્રિજકૃષ્ણજી ચાંદીવાલા અને હું એ જ જણાં હતાં.

બાપુજીને નબળાઈ હોવાથી હમણાં ઘરમાં જ થોડા આંટા મારે છે. પણ અમારે વધુ ફરવું જોઈએ એમ બાપુજીએ કહ્યું, એટલે અમે બહાર ફરવા ગયાં. સેક્રેટેરિયેટ સુધી ફર્યાં.

બાપુજીનો ક્રમ રોજ પ્રમાણે ચાલે છે. સવારના મુલાકાતીઓમાં ડૉ. રામમનોહર લોહિયા આવ્યા હતા. તેમની સાથે લાંબી વાતો કરી. સાર એ હતો કે, તેઓએ જો દેશનું ભલું ઇચ્છવું હોય તો હવે 'વાદ'ને જ ન વળગી રહેતાં સહુએ સંપીને કામ કરવું જોઈએ. સ્વરાજ્ય લેવું સહેલ છે તેટલું જ પચાવવું અને શોભાવવું દોહ્યલું છે. અત્યારે મોટો પ્રશ્ન નિરાશ્રિતોનો છે. અને તેમાં નવજુવાનોએ આગળ આવી માથું મૂકી કામ કરવું જોઈએ. તેમની પાસે આવા નવજુવાનો ઘણા છે. પણ આ નવજુવાનો એવા હોવા જોઈએ કે તેમનું માનસ કેવળ રચનાત્મક કામ કરવાનું હોય, સેવા કરવાનું હોય, આઝાદી આવ્યાને હજુ તો ચાર પાંચ જ માસ થયા છે તેટલામાં જ જો "પાર્ટીઓ" અને "વાદો"ના પ્રચારમાં પડી જઈ સત્તા માટે મારામારી કરશો, તો પરિણામ સારું નહિ આવે. એથી જ હું તો કૉંગ્રેસને પણ હવે વિસર્જન કરવાનું કહેતો હતો. પણ આજે મારું કોણ સાંભળે છે? છતાં એટલું હું કહું છું કે, એક દહાડો એવો આવશે કે તમને લાગશે કે ના, આ બુઢ્ઢો જે કહેતો હતો તે સાચું હતું. હું કાંઈ ગર્વથી ભવિષ્યવેત્તા હોઈને નથી કહેતો, પણ અનુભવના આધારે કહું છું. મારી વાત જો ગળે ઊતરે તો તમે સેવાના કામમાં લાગી જાઓ. આજે જ સાચો વખત છે. પ્રજાને જેમ લડતાં આપણે શીખવ્યું એમ શિસ્ત, શાંતિ, સફાઈ આદિ ઘણું ઘણું શીખવીને તૈયાર કરવાની છે. સત્યાગ્રહોની લડાઈઓ લડતાં લડતાં ૩૦ વર્ષ ગયાં તો એ જ પ્રજાને સ્વરાજ્ય શું છે અને સ્વરાજ્યમાં આપણે કેમ વર્તવું જોઈએ એ શીખવવામાં ૬૦ તેથીય વધારે વર્ષો જશે. કારણ કે ૧૫૦ વર્ષની ગુલામીને લીધે આપણું તન, મન, ધન બધામાં એવો ભયંકર સડો પેઠો છે કે, ધરમૂળથી ફેરફાર કરીશું ત્યારે જ આપણે સુખ ભોગવી શકીશું. અને તે સાચું સ્વરાજ્ય હશે. એટલે તમારે આદર્શ સેવક થવું હોય તો સેવા કરવાનો સમય હવે જ પાક્યો છે. આપણા દેશમાં બીજા દેશની સરખામણીએ ભણેલા ગણેલા અને સમજુ માણસો તો મુઠ્ઠીભર છે. એ

લોકો જો રાગદ્વેષમાં, અંગત આક્ષેપોમાં અને "વાદો"માં પડી જશે તો પ્રજાની નૈતિક ઉન્નતિ કદીય નથી થવાની. એટલે હું ઇચ્છું છું કે તમે બધા પ્રજાનું નૈતિક ધોરણ ઊંચું લાવવાના પાયાના કામમાં ડૂબી જાઓ તો એ આપોઆપ સમાજવાદ થઈ જશે.

એ ગયા પછી સ્વ. કિદવાઈનાં કુટુંબીજનો આવ્યાં. તેમને આશ્વાસન આપ્યું અને સ્વ. કિદવાઈએ અધૂરું મૂકેલું કામ પૂરું કરવાની કોશિશમાં લાગી જવું એ જ એનું સાચું તર્પણ છે, એમ કહ્યું.

૨-૩૦ વાગ્યે શેખસાહેબ, કાચરૂ અને બીજા કાશ્મીરના ભાઈઓ આવ્યા. અબ્દુલ્લા સાહેબે તો સ્પષ્ટ કહ્યું કે, અમારે તો હિંદુસ્તાની તરીકે જ જીવવું છે અને હિંદુસ્તાની તરીકે મરવું છે. તેમણે એ પણ બતાવ્યું કે, પાકિસ્તાનીઓના હુમલા ચાલુ જ છે. યુ. એન. ઓ.માં કાશ્મીરના પ્રશ્ન ઉપરથી બાપુજીએ જણાવ્યું કે, "જોકે વાત વાતમાં યુ. એન. ઓ.માં જવું એ મને પોતાને તો નથી જ ગમતું. અને હું તો માનું છું કે આપણે સાફ સાફ કહી દેવું જોઈએ કે અમે અમારું ફોડી લઈશું તમારે ચિંતા કરવાની જરૂર નથી." પછી બાપુજીએ એક વાર્તા સંભળાવી કે, "બે બિલાડીઓ હતી અને એક રોટલો હતો. સરખો ભાગ પાડવા માટે લડતી હતી. છેવટ એક વાંદરાને ન્યાયાધીશ તરીકે મૂક્યો, તેણે ત્રાજવું લાવી જોખ કરવા માટે રોટલો મૂક્યો. જે પલ્લામાં રોટલો વધુ થાય તેમાંથી જરા જરા તોડી તોડીને પોતાના મોઢામાં નાખે. એમાંથી પરિણામ એ આવ્યું કે, એ રોટલો વાંદરો જ ખાઈને ચાલ્યો ગયો અને બિલાડીઓ એમની એમ રહી. આવા હાલ આપણા ન થાય તો તો સારું જ છે. પણ આમ ને આમ ચાલશે તો આ પ્રશ્ન ઉપર બિલાડી જેવા જ હાલ થશે. હું તો એ બધું થાય તે પહેલાં જ ઇશ્વર મને ઉપાડી લે એ જ ચાહું છું. એટલે હું તો કહેતો કહેતો ચાલ્યો જઈશ, પણ મને કોઈક દહાડો યાદ કરજો કે એક 'મિસ્કીન આદમી' કહેતો હતો તે વાત તો સાચી હતી.

આ વાતો ચાલતી હતી ત્યાં પંડિતજી અને ઇન્દિરાબહેન પણ આવી પહોંચ્યાં. પછી આચાર્ય નરેન્દ્રદેવજી આવ્યા. તેમની સાથે અત્યારની પરિસ્થિતિ વિષે વાતો કરી. બાપુજીએ કહ્યું, હજુ દિલ્હીમાં જોઈએ તેવી શાંતિ નથી જ થઈ. અને તેમાં આપણી શી ફરજ હોઈ શકે તે વાતો કરી. લગભગ લોહિયાજી સાથે વાતો કરી હતી તેના સંબંધી જ હતી.

સાંજે નરહરિભાઈ, લક્ષ્મીદાસભાઈ આવ્યા હતા. નિયમ મુજબ પ્રાર્થના થઈ. પ્રવચનમાં આજે મૈસૂરમાં જવાબદાર રાજ્યતંત્ર સોંપાયાના ખબર આવ્યા હતા તે સંબંધી જ પહેલાં કહ્યું કે,

"મૈસૂર રાજ્ય હિંદી રાજ્ય સંઘમાં સામેલ થયું છે અને ત્યાંના સત્યાગ્રહનો સફળ અંત આવ્યો છે. મૈસૂર રાજ્યના દીવાન સર રામસ્વામી મુદલિયારે તે રાજ્યની કોંગ્રેસ સાથે આબરૂભેર સમાધાન કર્યું છે. એ માટે મહારાજાને, દીવાનને અને પ્રજાને મારા હાર્દિક અભિનંદન પાઠવું છું. અને હવે બધા જ દેશી રાજાઓને મૈસૂરનો દાખલો લેવાની સલાહ આપું છું. જો રાજ્યની પ્રજાને અને રાજાને સુખી થવું હોય તો મારી સલાહ છે કે તેમણે વિલાયતના રાજાની માફક કેવળ બંધારણીય રાજા થઈને રહેવું જોઈએ.

"આ મકાન એક ખાનગી મકાન છે. અને બિરલા ભાઈઓ મારી પ્રાર્થનામાં તમને સહુને આવવા દે છે તો તેમના વિવેકની કદર રાખવી જોઈએ. અને મને એવી ખબર મળી છે તેવું બગીચાનાં ફળફૂલને નુકસાન થાય તેવું તમારું વર્તન ન હોવું જોઈએ.

"મારી પાસે એવી ફરિયાદ પણ આવી છે કે, સરકારી નોકરોને મેં તેમની લાયકાત વગર વખાણ કરીને અભિનંદન આપ્યાં છે. પણ મેં એવું કશું કર્યું હોય તેમ હું માનતો નથી. પણ મેં તો દેશની સેવા કરવા માટે ભરતી કરવામાં આવેલા અમલદારો તેમ જ સરકારી માણસો પાસેથી આશા રાખી શકાય તેની વાત કરી હતી. સરકારી અમલદારો પછી ભલે બ્રિટિશરો હોય, પોલીસના માણસો, હવે હિંદની પ્રજાના સેવકો તરીકે અહીં રહે છે. પરદેશીઓ જેઓ પગારદાર નોકરો હતા, પરંતુ પ્રજાના માલિકો તરીકે આજ સુધી વર્તતા હતા, તે દિવસો તો હવે પૂરા થયા. હવે તો તેમણે હિંદના વફાદાર સેવક બનીને અહીં કામ કરવાનું છે અને રહેવાનું છે. અને કામકાજને અંગેના હુકમો પ્રધાનો પાસેથી લેવાના રહે છે. લાંચરુશવતને

તો તેમાં સ્થાન હોય જ નહિ અને પક્ષાપક્ષી કરવાની પણ ન જ હોય.

"પૂર્વ બંગાળમાંથી લઘુમતી કોમે હિજરત કરવા માંડી છે. આને અંગે પૂર્વ બંગાળમાંથી એક ભાઈ મારી મુલાકાતે આવ્યા હતા. મેં તો તેમને સલાહ આપી કે જેઓ બહાદુર છે તેઓએ ઈશ્વર સિવાય કોઈનોય ડર નથી રાખવાનો. પોતાના જાનના જોખમે પણ સહુ પોતાના ધર્મનો, પોતાની આબરૂનો, અને પોતાના શહેરી તરીકેના અધિકારોનો બચાવ કરે. છતાંય જો હિંમત ન જ હોય તો ભલે જાય. પણ તો મારી એક સલાહ છે કે, જેઓ ભણેલ વર્ગ કહેવાય છે, જેમ કે દાક્તરો, વકીલો વગેરેની ફરજ છે કે પ્રથમ તેઓ ગરીબોને જવાની સગવડ કરી આપે.

"પાકિસ્તાન ફક્ત મુસલમાનોનું જ રાજ્ય બની રહે અને હિંદુસ્તાનમાં ફક્ત હિંદુઓ જ વસી શકે અને બંને રાજ્યમાં પોતપોતાની લઘુમતીને કોઈ જાતના જે હક્ક ન આપવામાં આવે, તો બંને રાજ્યોનો વિનાશ જ છે. હું તો ઈશ્વરને પ્રાર્થના કરું છું કે સહુને સન્મતિ આપે અને આવા જોખમમાંથી આપણને ઉગારે."

પ્રાર્થના પછી રાજકુમારી બહેન આવ્યાં હતાં. આજના પ્રવચનનું અંગ્રેજી તેમણે કર્યું. એથી બાપુજી ફરી શક્યા. જૉન મથાઈ પણ આવ્યા હતા.

૯-૩૦ પછી સૂવાની તૈયારી.

મીરાંબહેનની તબિયત સારી છે.

**મનુબહેન ગાંધી**

# રોગોની નકશાપોથી

દુનિયાના જુદા જુદા ભાગોમાં જે રોગો થાય છે એ વિશેની માહિતી આપતા નકશાઓ અને આકૃતિઓની "રોગ-નકશાપોથી" તૈયાર કરવાનું કામ અમેરિકન ભૌગોલિક અભ્યાસ મંડળે શરૂ કર્યું છે.

આ પુસ્તકનો હેતુ, કેવા વાતાવરણમાં રોગો થાય છે, એની વિગતો આપવાનો છે. અમેરિકન ભૌગોલિક અભ્યાસ મંડળ માને છે કે, આ જાતની માહિતી એકઠી કરવાથી રોગો સાથેના ભૌગોલિક સ્થિતિના સંબંધનું શું મહત્ત્વ છે એ તબીબો નક્કી કરી શકશે.

અમુક રોગો ક્યાં ક્યાં થાય છે એના નકશાઓ તૈયાર કરતાં એમ લાગે છે કે, કેટલાક રોગો દુનિયામાં બધાં જ સ્થળોએ થાય છે, કેટલાક રોગો થોડા પ્રદેશોમાં જ જોવા મળે છે.

જંતુઓને લીધે થતા રોગો દુનિયાના જુદા જુદા ભાગોના લોકો પર જુદી જુદી અસર કરે છે, એમ જાણી શકાયું છે. જુદાં જુદાં હવામાનમાં એક જ રોગનાં ભિન્ન ભિન્ન ચિહ્નો જોવા મળે છે અને એક પ્રદેશ કરતાં બીજા પ્રદેશમાં એ વધુ માણસોનો ભોગ લે છે. ઉપરાંત, કેટલાક પ્રદેશોમાં અમુક રોગો પુરુષોને જ વધારે પ્રમાણમાં લાગુ પડે છે, ત્યારે બીજા પ્રદેશોમાં સ્ત્રીઓમાં એ રોગોનું પ્રમાણ વધારે દેખાય છે.

જંતુઓને લીધે થતા ન હોય એવા રોગો અંગે ભૂગોળશાસ્ત્રીઓનું કહેવું છે કે, શરીર પર હવામાનની સારી એવી અસર થાય છે. દાખલા તરીકે, ગરમીને લીધે લોહીનું દબાણ ઘટે છે, હૃદયના ધબકારા વધે છે, શરીરમાં પાણીનું પ્રમાણ ઓછું થાય છે અને એવા બીજા ફેરફારો થાય છે. ઉષ્ણકટિબંધમાં આવેલા દેશોમાં કાળજાનો કેન્સર અને કેટલાક પ્રકારની ગાંઠો વધારે પ્રમાણમાં થાય છે. જુદા જુદા પ્રદેશોમાં રોગોની 'વહેંચણી' કઈ રીતે થઈ છે અને એનાં શાં કારણો છે, એ આ ભૂગોળના અભ્યાસમાંથી જાણવા મળવા સંભવ છે.

રોગોની નકશાપોથીમાંથી તબીબોને ચોક્કસ અને ઉપયોગી માહિતી મળી રહે એ માટે અમેરિકન ભૌગોલિક અભ્યાસ મંડળ વધારે વિગતો મેળવવા પ્રયાસ કરી રહ્યું છે. રોગોને લગતા આંકડાઓ એકઠા કરવા માટેની વધારે સારી પદ્ધતિ અત્યારે તૈયાર થઈ રહી છે. ઉપરાંત, જે વિસ્તારોમાંથી રોગોની માહિતી પૂરતા પ્રમાણમાં મળતી નથી ત્યાં તબીબી તપાસ કરવી જોઈએ એમ આ મંડળ માને છે.

('અમેરિકન જીવન' તા. ૨૧-૭-'૫૧માંથી)

# અંગ્રેજી ભણતરના કોયડાઓ

## સો વર્ષ પહેલાં

[ 'ટાઇમ્સ ઓફ ઇંડિયા' પત્ર પોતાના સો વર્ષ પહેલાંના અંકોમાંથી રોજ કેટલાક રસપ્રદ ટુકડા આપે છે. સો વરસ ઉપર એટલે અંગ્રેજી શિક્ષણની શરૂઆત. તે વખતે પણ અંગ્રેજી ભણતરે કેવા કોયડા ઊભા કર્યા હતા તેનો અચ્છો ખ્યાલ નીચેના બે ટુકડા આપે છે. એ જ કોયડા આજે પણ જોવા મળે છે, તે બતાવે છે કે અંગ્રેજી શિક્ષણમાં અંતર્ગત રહેલી એ વસ્તુ છે.]

### ૧

[ 'ધી ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' ૨૩–૪–૧૮૫૧ ]

સત્ય, પ્રામાણિકતા, અને સ્વાશ્રય એ સદ્‌ગુણોની અગત્ય દેશી લોકોનાં મન ઉપર ઠસાવવામાં આપણે હજુ સફળ નીવડ્યા નથી. વળી આપણે તેમને રસાયનવિદ્યા, ઉચ્ચ ગણિત અને ખગોળશાસ્ત્ર શીખવતા આવ્યા છીએ; પણ સરવાળા અને ગુણાકારના ગડિયા તેમને શીખવવાનું પડતું મૂકીએ છીએ તથા અંગ્રેજી વ્યાકરણ અને લેખન શીખવવાનું ભૂલી જઈએ છીએ. છેલ્લાં દશ વર્ષથી શિષ્યવૃત્તિઓ મેળવનારી વ્યક્તિઓમાંથી દશે એક પણ એવી નથી હોતી કે જે અંગ્રેજીમાં એક કાગળ રૂઢિપ્રયોગની ભાષામાં કે ભૂલ વિના લખી શકે, અથવા તો જેને હિસાબી ચોપડાઓ સોંપી શકાય. એકાદ પોલીસ રિપોર્ટ તૈયાર કરી આપવા જેવું સાદું કામ અથવા તો કોઈ વહાણને તરતું મૂકવાની રસમનો સમજી શકાય તેવો અહેવાલ આપવાનું કે સમીક્ષા કરવાનું કામ તો તે આખા સમુદાયમાંથી કદાચ એક પણ ન કરી શકે. જુવાનિયાઓને જે કાંઈ નોકરીઓ મળી શકે તેમ છે તે માટે જ આપણે તેમને તાલીમ આપવાનું રાખીએ, તો પછી કૉલેજમાં રહેવા માટે તેમને શિષ્યવૃત્તિઓની લાલચ આપવાપણું ન રહે; તથા એવી ફરિયાદ પણ ન રહે કે, સત્તાવાળાઓ બૌદ્ધિક કે સાહિત્યિક શક્તિઓની કદર કરતા નથી. નીચલી ભૂમિકાઓ પસાર થઈ જાય ત્યાર પછી જ ડિફરેન્શયલ કૅલ્કયૂલસ, અણુવાદ, ન્યૂટન, બેકન, લૉક અને 'શેકસપિયર તથા ગ્લાસતરંગ' તરફ આપણે વળી શકીએ; અર્થાત્ પાયો પૂરો થયા પછી જ ભીંતો ઊભી કરવાનું તથા છાપરું ઠોકવાનું અને રંગવાનું વિચારી શકીએ. અત્યારે તો જાણે આપણે એમ માનીને ચાલીએ છીએ કે, પાયાને તૈયાર કરવાની જરૂર નથી.

### ૨

[ 'ધી ટાઇમ્સ ઑફ ઇંડિયા' ૨૪–૪–૧૮૫૧ ]

ગ્રાન્ટ મેડિકલ કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલા ભાષણમાં ડૉ. મુરહેડે ડહાપણપૂર્વક તેમને ચેતવ્યા છે કે, તે સૌને શરૂઆતમાં આશા મુજબ જલદીથી ધીકતો ધંધો કે સારી કમાણી ન પ્રાપ્ત થાય, તો તેમણે હતાશ ન બની જવું. એકાદ વર્ષ ભાગ્યે જ પસાર થાય તે પહેલાં તો બૂમ પડી જ હોય છે કે, આપણી કૉલેજોના વિદ્યાર્થીઓને ધંધે વળગાડવામાં મુશ્કેલી પડે છે; તથા શિષ્યવૃત્તિની લાલચ ન આપીએ તો ઠીક ઠીક પૂરો કહી શકાય તેવો તથા વિવિધ અભ્યાસક્રમ શીખી રહેતા સુધી તેમને કૉલેજોમાં રાખવા અશક્ય છે. ઇજનેરી વિદ્યાનો વર્ગ તો પડતો જ મૂકવો પડ્યો; કારણ કે એ અભ્યાસ પૂરો કરેલા વિદ્યાર્થી માટે કોઈ ક્ષેત્ર જ દેખાતું ન હતું. ભણેલા દેશીઓને સરકારી નોકરીઓમાં રાખી લેવાની બાંયધરી લૉર્ડ હાર્ડિંજે આપી, તેને તો વરદાનની પેઠે વધાવી લેવામાં આવી છે. આપણી કૉલેજોના વિદ્યાર્થીઓને જાહેર ખર્ચે જે શિક્ષણ આટલા ઉદારપણે આપવામાં આવે છે, તે સ્વીકારવા બદલ ઇનામ તરીકે તેઓને સરકારી નોકરીઓ મળવી જોઈએ, એમ જ તેઓ મુખ્યત્વે માને છે. આ જાતની પરિસ્થિતિ જ્યાં પ્રવર્તતી હોય, ત્યાં કેળવણીની પદ્ધતિમાં કશી ભારે વિકૃતિ રહેલી છે એમ જ માનવું જોઈએ. આપણે એમ માનીએ છીએ કે, આપણે દેશી લોકોનાં મન વિકસાવીએ છીએ અને તેમની સમજશક્તિને વધારીએ છીએ; પરંતુ આપણે વિકસેલા મનની અને વધેલી સમજશક્તિની ગમે તે કિંમત આંકતા હોઈએ, પણ તે બંને માટે અત્યારે આ દેશમાં કશી માગ નથી. કારણ કે, એ શક્તિઓ ધરાવનાર માણસને તેમને લીધે કાંઈ ખાસ

લાભ, પ્રતિષ્ઠા કે કમાણી મળી જતાં નથી. એ શક્તિઓને પોતાને ખાતર કોઈ ઇચ્છતું નથી; અને તેમની બજારમાં કશી કિંમત નથી. પૈસાદાર લોકો તો જ્ઞાનને ગૌરવનું કે ઉપભોગનું સાધન માનતા નથી; તેથી પોતાના કામ જોગું જ્ઞાન મળી જાય, એટલે તરત તેઓ શાળાઓ છોડી ચાલતા થાય છે. બીજાઓ પણ શિષ્યવૃત્તિની લાલચ ન આપવામાં આવે, તો એથી વધારે ભણવા રહેતા નથી. જેમ કોઈ સરકારી કચેરીમાં કે વેપારીની પેઢીમાં તેઓ જાય, તેમ જ તેઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં પણ આવે છેઃ તેમને તે માટે સરખી રીતે જ સારો પગાર મળવો જોઈએ! બીજા કોઈ કારણે તેઓ ત્યાં રહે જ નહીં!

(અંગ્રેજી પરથી) ગો૦

# હિંદીના વિકાસમાં ગૂજરાતીઓનો ફાળો

[ગયા અંકમાં ૮ ખંડ સુધી જોયું હતું. આગળ ૯મા ખંડથી અહીં શરૂ થાય છે.]

૯

૧૯મી સદીના પૂર્વાર્ધના કવિઓમાં ધીરો, બ્રહ્માનંદ વગેરે છે.

ધીરાનાં કેટલાંક હિંદી પદ પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથ ૨૦માં આપેલાં છે. બ્રહ્માનંદનાં ભજનોમાં કાવ્યરસ વિશેષ છે. એમનું 'मोरली' ઉપરનું નીચેનું કાવ્ય જોઈએ:–

मोरलियां कोन महातप कीनो?
मनमोहनके लाल अधरको, पूरन तें रस पीनो!
श्यामसुंदर तोय पल नहीं छोरत रसिक छेल रंगभीनो।
तोसे खेलत श्याम चतुरवर धन धन कहे लोक तीनो
ब्रह्मानंद कहे हरि तोकु, निज मुख आसन दीनो!

અહીં ઓછામાં ઓછા શબ્દોમાં જે મધુર વ્યંજના ભરી છે, એ બીજા ઘણા કવિઓ અતિ લાંબાં શૃંગારક વર્ણનોથી પણ નથી ઉપજાવી શકતા.

બીજા એક પદમાંથી થોડી લીટી જોઈએ:

दीनानाथ दयाल हो, दीननके बंधू;
दया करीजे दास पर, सुंदर सुख-सिंधू!
कोउके बल घट गामको, कोउके परिवारा,
हमकु बल एक रावरो, पुरुषोत्तम प्यारा।
. . . . . . . . . . . . . . . . . . . .
जेसे पुतरी काष्ठकी नाचत धर माथे
ब्रह्मानन्द कल यांहोकी, कारीगर हाथे।

'संप्रदाय प्रदीप, सुमति प्रकाश અને ब्रह्मविलास' એ એમના હિંદી ગ્રંથો છે.

૧૯મી સદીના ઉત્તરાર્ધમાં પણ ભોજાએ હોરીથી, ગિરધરે ભજનોથી અને છોટમે સાખીઓથી હિંદીને શણગારી છે.

(ભોજાની હોરી માટે જુઓ પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ. ૫, પા. ૧૫૧થી ૧૫૫; ગિરધરનાં ભજનો માટે જુઓ પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૧૧, પા. ૩૯૩થી ૪૨૦; ઉપરાંત જુઓ ભક્તમાળ કડવું ત્રીજું અને ચોથું. છોટમની સાખીઓ માટે જુઓ 'સસ્તું સાહિત્ય વર્ધક'ની વિવિધ ગ્રંથમાળામાં છોટમની વાણી)

છોટમે પોતાની સાખીઓમાં જુદા જુદા નવ વિષયોનાં અંગ ગણાવ્યાં છે. એની કેટલીક સાખીઓ તો તુલસીદાસના પદ કે કબીરના દુહા કે મુસલમાન કવિઓની શેરની સાથે સરખામણીમાં ઊતરે એવી છે. એની કેટલીક સાખીઓ જોઈએ:—

कपटीको मधुरो वचन, ज्यामें बहोत विकार;
मधुरा बोले मोर ज्यों, करे अहिका आहार।
— कपटीको अंग

गुन जाने गुनवंतको, जो होय गुनको खेत;
शलया शाली — गरामको कंचन करत कहीं देत।
गुण लहे गुणवंतको गुणके ज्यहां अजान;
कागसभामें हंसकु, करे न कोई सनमान।
गुणहीनोंके गाममें, नहीं गुणीजनको ठाम;
गजकी किंमत ना लहे, ज्यहां गोलाको गाम।
— सज्जनको अंग

दूरीजन कबहु न सही सके परको बड़ो प्रताप;
घुवड भानु प्रकाशमें दृग मींचत है आप।
निर्दोषीमें दोषकु थापत झूठ गमार;
निर्मल चन्द्रप्रकाशको चोर करत धिक्कार!
— दुरीजनको अंग

एक सत्य, दूजी दया, जो जनमें ना होय;
निश्चे नर आकारका, राक्षस कहीए सोय।

૧૦

પ્રેમલક્ષણા ભક્તિના ગીત ગાનાર અને પ્રાચીનોમાં છેલ્લા, ગુજરાતના લલિત કવિ દયારામે પણ હિંદીને અનેક ભેટ ધરી છે. જોકે એમની ગુજરાતી ગરબીઓ જેવું કાવ્યત્વ કે ગેયત્વ એનાં હિંદી પદ્યમાં નથી, છતાં વિપુલતા તેમ જ વિવિધતાની દૃષ્ટિએ એનું હિંદી લખાણ નોંધપાત્ર તો છે જ. નર્મદાશંકરે એમના કવિચરિત્રમાં દયારામ વિષે લખતાં એના હિંદુસ્તાનીમાં લખેલા ૩૭ ગ્રંથોનાં નામ આપ્યાં છે. એની કવિતા વિષે નર્મદ લખે છે: 'એની (દયારામની) કવિતા ગુજરાતીમાં અને હિંદુસ્તાનીમાં ઘણી છે. . . . એણે માત્રા વૃત્ત કવિતા – દોહરા, ચોપાઈ, કુંડળિયા, છપ્પા આદિ લઈને હિંદુસ્તાનીમાં, અને ગાયન કવિતા – રાગ, સૂર, તાલના ધોરણ પ્રમાણે, ગુજરાતી તથા હિંદુસ્તાની બંનેમાં કરી છે. . . . એણે એક પિંગળસાર નામે ગ્રંથ હિંદુસ્તાનીમાં બનાવ્યો છે.' એનાં એક બે હિંદી પદો જોઈએ:

पुरुष अनुपम सुन्यो हम एक;
जाके घटमें जाय वसत वे, व्हाँतें लाजे बुद्धिविवेक!
बडबलवंत अजीत कोउ जीते, मिले न खरचत दाम अनेक
देव अदेव नहि विधि हरिहर, परब्रह्मतें प्रवर विवेक!
अकथित सिच्दानन्द रूप है, नेट नागर सो दृढ टेक।
दया प्रितमको परम मित्र है, बिन पात्र रही सके न नेंक

(भाजे = નાસે છે, प्रवर = શ્રેષ્ઠ, विवेक = ચઢિયાતો કે ભિન્ન)

ગુજરાતીમાં તેમ જ હિંદુસ્તાનીમાં એ શીઘ્ર કવિતા પણ કરી શકતા એમ કહેવાય છે. એને વિષે નીચેની વાત નર્મદે નોંધી છે.

'કોઈ એક ગવૈયો એ કવિની મુલાકાતને સારુ આવ્યો. પછી થોડી વાર વાતચીત થયા પછી, ગવૈયાએ આ નીચે લખેલો દાદરો ગાયો —

मेरा बंगाली लाल बंगाले चला। मेरा —
खाना न भावे मोसे पीना न भावे,
नींद न आवे जीय जावे जला। मेरा —

સાંભળ્યા પછી દયારામે તરત જ નવો જોડી કાઢી એ જ રાગનો દાદરો સંભળાવ્યો:

मेरे मनमोहनलाल मधुपुरीमें वसे कह्यो जाय नहीं वे,
रह्यो जाय नहीं वे।
खान पान मान चैन नहीं मेरे चितमें
कंस-किंकरीके फंद लाल फसे।
दयाके प्रीतमजी सो कौन कहे वाहवा,
भली कीनी ब्रिजके सब लोक हुंसे।'

૧૧

એ જ અરસાના બીજા બે નાના કવિ તે ધીરો (૧૮૦૯–૧૮૮૧) અને સ્વામી ત્રિવિક્રમાનંદ (૧૮૨૬ –૧૮૭૬) ધીરાએ ઘણું થોડું લખ્યું છે. એને વિષે એક નોંધપાત્ર હકીકત એ છે કે, એણે શૃંગારરસિક ભજનો લખ્યાં છે તેવી જ રીતે જ્ઞાનનાં પદો પણ લખ્યાં છે અને કૃષ્ણભક્તિ ગાઈ છે; તે સાથે જ કરીમની ભક્તિ પણ ગાઈ છે: કનૈયા સાથે ગોપી ચાચર ખેલે છે, એનું રસિક વર્ણન નીચેના પદમાં છે.

हो कनैया मेरे चाचर आई;
चाचर खेलनमें जो गई मोहनजीके आगे,
मनमोहन मेरो मन हर्यो मोरलीके रागे,
मोरलीके रागे हो. . . . . . . . . कनैया०
मोर मुकुट करकंकरी, पाये नूपुर बाजे,
शीशफूल, शीरचंद्रिका, लाल तिलक बिराजे,
तिलक बिराजे हो. . . . . . . . . कनैया०
ब्रिजनारी दोरी आई सवी कर लेकर पिचकारी,
अबिर गुलाल उडावही, मुख गावे गारी
गारी गावे हो. . . . . . . . . . . कनैया०

અને એણે જ એ પણ ગાયું છે કે,

जनम ग्यान धून हरिध्याननमें
हरिध्याननमें, न नार नेननमें. . .

અને પછી કોઈ ઇસ્લામી કવિની અદાથી એ ગાવા મંડી પડે છે,

खुदा ही याद आलम करे (कर ले?) हर घडी,
बंदा खुदा ही याद आलम कर ले।
क्या कामको भेजा था तुझे भाई।
यहां आके क्या किनी कमाई?
बोल बिसमिल्लाहि रेमान रहीम ला ईलाह इल्लइल्लाह
मोहम्मदु रसुल्लुल्लाह हकताला एक परवरदिगार,
लेना देना हिलना चलना खाना पीना
करीमके हुक्मसे बंदा! खुदा ही याद. . . . .

ત્રિવિક્રમાનંદ વિષે વિવેચનકાર લખે છે કે: 'એણે વ્રજ ભાષા, ઉર્દૂ, દક્ષિણી, અને ગુજરાતીમાં વેદાંત

વિષય સંબંધી કાવ્ય કર્યું છે. . . .એનું ઘણું લખાણ હિંદુસ્તાનીમાં છે, ગુજરાતીમાં ઘણું થોડું છે; તોપણ જેટલું છે તેટલું જ ઘણું સારું છે.'

ભરૂચના ગોવિંદરામ (૧૮૩૭–૭૦) અને સુરતના શિવાનંદ (૧૮૧૦) એ બે બીજા ઉપકવિઓ છે. મને એ વિષેની માહિતી અનુક્રમે કાવ્યદોહન ભાગ ૨ અને નર્મદ કવિચરિતમાંથી મળશે.

## ૧૨

ઇસુની ૧૮૩૩ની સાલમાં આપણા દેશમાં અંગ્રેજી દાખલ કરવાનો નિર્ણય લેવાયો, અને તે સાથે જ એ કેળવણી લેનાર હિંદીઓ માટે કેટલીક ઊંચી સરકારી નોકરીઓનાં દ્વાર ખુલ્લાં મુકાયાં. આથી દેશનો બુદ્ધિશાળી વર્ગ એ કેળવણી તરફ ધીમે ધીમે આકર્ષાવા લાગ્યો. એ વખતના સમભાવી અને સમર્થ અંગ્રેજી કેળવણીકારોના પ્રભાવથી આ નવશિક્ષિતોને અભ્યાસ તેમ જ પ્રેરણા માટે અંગ્રેજી સાહિત્યમાં એક નવું અને વિશાળ ફલદાયી ક્ષેત્ર મળી ગયું. વળી હાઈસ્કૂલો અને વિદ્યાપીઠોની સ્થાપનાની સાથે સાથે ('ક્લાસિકલ' ભાષાઓ) સંસ્કૃત અને ફારસીનો નવી ઢબે અભ્યાસ શરૂ થયો. અને નવી દૃષ્ટિએ આ ભાષાઓના અભ્યાસમાં નવાં આકર્ષણો જગાડ્યાં. આ બધાની ભેગી અસર ઇસુની ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં પડવા માંડી. અને તેથી દયારામ અને ગિરધરના સમય પછી ગુજરાતના લેખકોનાં પ્રેરણાસ્થાન હિંદીને બદલે અંગ્રેજી, સંસ્કૃત અને ફારસી બન્યાં. એની સરખામણીમાં દેશી ભાષાઓની સંપત્તિ ટૂંકી પડી. આગલા યુગમાં જ્યારે આપણે પ્રથમ પંક્તિના લગભગ બધા કવિઓને પોતાનો કસબ હિંદીમાં પણ ઉતારવાનો પ્રયત્ન કરતા જોઈએ છીએ, ત્યારે હવે સ્વભાષામાં સર્જન કર્યા બાદ રહેલી શેષ શક્તિને અંગ્રેજી ભાષાને ચરણે ધરાતી આપણે જોઈએ છીએ.

માત્ર ગુજરાતમાં જ નહીં, હિંદુસ્તાનના બધા પ્રાંતોમાં, મહાત્મા ગાંધીએ હિંદીનો ફરી પાછો રાષ્ટ્રભાષાના સિંહાસને અભિષેક કર્યો ત્યાં સુધી, આ દશા ચાલુ રહી. અને એમાં કંઈ નવાઈ નથી; કારણ રાજભાષાને પગલે પગલે શિષ્ટોની ભાષા પણ આ યુગમાં અંગ્રેજી બની હતી. નવાઈ છે તે તો એ કે, આ ગાળા દરમિયાન પણ કેટલાક નાના કવિઓએ હિંદીની સેવાના પ્રવાહને છેક લુપ્ત થતો બચાવ્યો છે. આ કવિઓમાં મનોહરસ્વામી, નભુલાલ, વિજયાશંકર, સવિતાનારાયણ વગેરે આવે છે. અને બહુ ભણેલાં ભલે અંગ્રેજીથી અંજાયાં, પરંતુ સ્ત્રીઓએ ગરબામાં અને ભક્તજનોએ ભજનોમાં હિંદીનું સ્મરણ તાજું રાખ્યું. નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતોના એક સંગ્રહમાં તથા વડનગરા નાગર ગરબાવળીમાં કેટલાંક ગીતો હિંદીમાં પણ છે.

મનોહરસ્વામી જૂનાગઢમાં (૧૮૮૪) થઈ ગયા. એમણે સંસ્કૃત, હિંદુસ્તાની ને ગુજરાતીમાં ગ્રંથ કર્યા છે. (પ્રસ્તાવના મનોહરવાણી) નભુલાલ કવિ દયારામની નાતના સાઠોદરા બ્રાહ્મણ હતા. એમણે લગભગ બે હજાર લીટી વ્રજભાષામાં લખી છે. સંવત ૧૯૨૮માં એ મૃત્યુ પામ્યા. વિજયાશંકરે કેટલાંક છૂટક પદો લખ્યાં છે. સવિતાનારાયણે સન ૧૮૮૫માં પોતાની 'સવિતાકૃત કવિતા' બહાર પાડી. એની પ્રસ્તાવનામાં લખ્યું છે કે: 'મને ગુજરાતી કરતાં વ્રજભાષાની કવિતા વધારે પસંદ હોવાથી મેં ઘણી એક કવિતા એ ભાષામાં રચી રાખી છે. તે ઉપર તે ભાષા જાણનાર કોઈ પ્રસિદ્ધ કવિનો અભિપ્રાય મેળવવાનું જ્યાં સુધી બની ન આવે, ત્યાં સુધી તે કવિતા છપાવી પ્રસિદ્ધ કરવી હું ઘટિત વિચારતો નથી.'

કવિતા તરીકે આ કવિઓની કૃતિઓ ઊંચા પ્રકારની નહીં હોય, પરંતુ એમની હિંદી ભાષા પ્રત્યેની ભક્તિ સવિતાનારાયણના શબ્દોમાં ઉમદા રીતે પ્રતીત થાય છે. એ સમયની જ્ઞાન ભક્તિ બહારની કવિતાના નમૂના રૂપે વિજયવાણીની પ્રસ્તાવનામાંથી નીચેનું પદ લઈએ:

खलकमें खेल जैसो रेलवेको अजब है,
बलूनकी सैल वैसी हवामें चलत है।
त्यूंही आगे काष्ठ घोडा घूमता था गगनमें
आकाशबानीकी बात काह न फलत है।
सुनत बिजयबानी रिझेगा होवैगा ज्ञानी
अज्ञानी बोलेगा सब बात ही गलत है।
बी बोये लेकिन बिजयकुं है यकीन, –
ऋतु बिन कबहू न बानी — फल यूं फलत है।

જનક દવે

[—ચાલુ

# નવું વાચન

## પ્રાથમિક પાઠ્યપુસ્તકો વિષે

૧

### ભાષાનાં પુસ્તકો

પ્રાથમિક શાળાના ઉપલા વર્ગો (ધો૦ ૫, ૬, ૭) માટે પાઠ્ય-પુસ્તકો (ગુજરાતી ભાષા માટે) તરીકે જોવા માટે થોડા વખત ઉપર નીચેની જાતનાં કેટલાંક પુસ્તકો મારી પાસે આવ્યાં હતાં. તે બધાં જોતાં એક સામાન્ય વિચારવા જેવો મુદ્દો તે વખતે મારા ધ્યાનમાં આવેલો, તે શિક્ષણ વિષે વિચાર કરનારાઓને માટે આજે રજૂ કરવા જેવો લાગે છે તે નીચે ઉતાર્યો છે.

જોવા માટે આવેલી ચોપડીઓ નીચેની હતી —

સાહિત્ય પાઠમાળા પુ. ૨
કિશોર વાચનમાળા પુ. ૨
સાહિત્ય કલ્લોલ પુ ૧
સાહિત્ય પાઠાવલી પુ. ૧, ૨, ૩.
સાહિત્ય પરિચય પુ. ૧, ૨, ૩.
સાહિત્ય મૂકુર પુ. ૧

આ અને આ જાતની સાહિત્યમાળાઓ હાઈસ્કૂલોમાં (જૂના પ્રમાણે ગણતાં) ધોરણ ૧, ૨, ૩ માટે રચાય છે. તેવી ચોપડીઓની સંપાદનશૈલી તથા દૃષ્ટિ અને પ્રયોજન વિષે એક બે સામાન્ય મુદ્દા એવા છે કે તે ઓછાવત્તા આવી બધી માળાઓને લાગુ પડે છે. તે અહીં જણાવું છું:

૧. આ ચોપડીઓ હવે ધોરણ ૫, ૬, ૭ માટે છે એમ ગણાય. અને તેમ તેમાં જણાવાયું છે. આ ધોરણોમાં ભાષાશિક્ષણની જરૂર મુખ્ય છે, જ્યારે આ ચોપડીઓ સાહિત્યિક દોહનની ઢબે રચાઈ છે. આ રીતનાં દોહન મૅટ્રિક અને તેથી આગળ ઉચ્ચ શિક્ષણમાં ચલાવાય છે. તેની છાયા હાઈસ્કૂલો પર પડી; એને પરિણામે ત્યાં પણ સાહિત્યિક બાજુ પર વધારેપડતું જોર દેવાતું આવ્યું છે. એ જ વસ્તુ હવે હાઈસ્કૂલોનાં ગણાતાં છતાં, ખરું જોતાં પ્રાથમિક શાળાનાં છેલ્લાં ત્રણ ધોરણો માટેની કહેવાતી ચોપડીઓમાં પણ ઊતરી છે. એના દાખલા આ ચોપડીઓ છે. તેથી કરીને આ ચોપડીઓ પાઠ્ય પુસ્તક તરીકે યોગ્ય નથી; બહુ તો ઇતરવાચન તરીકે ચાલે. નવો અભ્યાસક્રમ જોતાં પણ આ પ્રકારની ચોપડીઓની આવી સંપાદનશૈલી અન્યગામી લાગે છે.

વળી આ પુસ્તકોમાં જે લેખો લેવાય છે તેના કેટલાક લેખકો 'ક્લાસિકલ' નીવડેલ નથી હોતા. તેમનાં લખાણોમાં વ્યાકરણ, ભાષા, તથા ભાવોની રજૂઆત — એ બધામાં ભાષા શીખનારની મુખ્ય જરૂર નજર સામે નથી હોતી. કાવ્યોમાં પણ અર્વાચીન કવિતા વિષે વધારેપડતું વજન દેખાય છે. આ કવિતા નાના છોકરાઓ માટે, ને કેટલીક વાર પ્રાથમિક શિક્ષકો માટે પણ, અઘરી, ક્લિષ્ટ ભાવવાળી ને ગજા ઉપરની પણ હોય છે. મ૦

૨

### વિજ્ઞાનનાં પુસ્તકો

૧. **બાળકોનું વિજ્ઞાન** ભા. ૪–૫–૬–૭ લે. ડૉ. ચ. ગુ. નાયક.

૨. **વિજ્ઞાનના સરળ પાઠો** ભા. ૪–૫–૬–૭ લે. જ્યોતીન્દ્ર ડા. દેસાઈ.

૩. **સરળ વિજ્ઞાન પ્રવેશ** ભા. ૫–૬–૭ લે. કાજી અને દેસાઈ

૪. **સરળ સામાન્ય વિજ્ઞાન** ભા. ૪–૫–૬–૭ લે. ચંદુલાલ કુબેરદાસ પટેલ.

ગુજરાતી ૫, ૬ અને ૭ ધોરણો માટે લખાયેલાં ઉપરનાં પાઠ્યપુસ્તકો તે તે ધોરણોને અનુલક્ષીને અભ્યાસક્રમ મુજબ લખાયેલાં છે. આ બધાં પુસ્તકો જોતાં એકંદરે ભાષાને સરળ બનાવવાના પ્રયત્નો સફળ થયા છે એમ કહી શકાય. કોઈ કોઈ પુસ્તકોમાં કઢંગાં વાક્યો જોવામાં આવે છે. સંભવ છે કે પ્રૂફવાચનની ખામીને કારણે જ એવાં વાક્યો રહી જવા પામ્યાં હોય. વિજ્ઞાનનાં પુસ્તકોમાં પ્રૂફવાચનમાં વધારે કાળજી લેવાય તે ઇચ્છવા યોગ્ય છે, એટલું જ નહિ પણ તે ખૂબ જરૂરી ગણાય. વિશેષમાં એક જાણીતા અને વખણાયેલા પુસ્તકમાં નીચેની હકીકતો જોવા મળી :—

"જો માછલીને પાણીની બહાર કાઢીએ તો તેને વધુપડતો ઑક્સિજન મળે છે અને તેથી તેનું લોહી ગરમ થવાથી તે મૃત્યુ પામે છે."

"આવા ખોરાકને જેમ વધુ ચાવીએ તેમ વધુ મીઠો લાગે છે. સ્ટાર્ચનું સંપૂર્ણ રૂપાંતર જઠરમાં થાય છે."

"સામાન્ય રીતે એક મિનિટમાં નાનાં બાળકો ૮૦થી ૧૦૦ વખત અને મોટા માણસો ૬૦થી ૭૦ વખત શ્વાસોશ્વાસ કરે છે."

પાઠ્યપુસ્તક મંજૂર કરનારાઓએ આ શી રીતે મંજૂર કર્યું તે સમજાતું નથી.

'આપણે ખાધેલા ખોરાકનું દ્રાવણ બનવાની ક્રિયાને પાચનક્રિયા કહેવામાં આવે છે.' એ હિસાબે સાકરનું પાણી પીનારને તે પચાવવું પડતું નહિ હોય એમ લાગે. સાકર પણ છેવટે ગ્લુકોઝના સ્વરૂપમાં આવે ત્યારે જ તે પચે છે. દ્રાવણ બનાવવું તે પાચન નહિ ગણી શકાય.

'બટાકા, મૂળા, ગાજર . . . વગેરેને કંદમૂળ કહેવામાં આવે છે. તેમાં કાર્બોદિત પદાર્થો અને ક્ષારો હોય છે. વિટામિન તેમાં બહુ ઓછું છે." વિટામિન 'એ'નું પુરોગામી 'કેરોટિન' ગાજરમાં ઠીક ઠીક પ્રમાણમાં હોય છે. બીજા ખોરાકોને મુકાબલે એ ઓછું ન ગણાય.

વિજ્ઞાનનાં પાઠ્યપુસ્તક લખનારાઓએ વિશેષ પ્રયત્ન કરી પુસ્તકોમાં આવા દોષ ન રહી જાય તે જોવું રહ્યું.

બીજી હકીકત શબ્દોની ચોકસાઈની ગણાય. આ બાબતમાં આપણાં પુસ્તકોમાં એકંદરે ઠીક ઠીક લક્ષ આપવામાં આવ્યું છે. છતાં કોઈક ઠેકાણે 'દૂધિયા'ને બદલે 'દુધાળું' ઇ. શબ્દો જોવા મળે છે. દુધાળું એટલે દૂધવાળું અને દૂધિયા એટલે દૂધના રંગ જેવું એવો અર્થ કોશમાં મળે છે. તેથી "સોડાનું પાણી લઈ તેમાં થોડું નિર્મળ ચૂનાનું પાણી રેડો. એ પાણી દુધાળું બને છે." એવાં વાક્યો સુધારી લેવાં જોઈએ. 'ભૂકો'ને બદલે 'ભુખો' 'પહોળી'ને બદલે 'પહોરી' એ દોષો પ્રૂફવાચનમાં સુધારી લેવા જોઈએ.

રોગ સંબંધી લખતાં એક સ્થળે 'તમામ રોગ જીવાણુથી થાય છે એવું પેશ્ચરે શોધી કાઢ્યું' એવું લખાણ છે. આવા વિધાનમાં થોડો વિવેક વાપરવાની જરૂર ગણાય. અપૂરતા ખોરાકથી થતા રોગો કાંઈ જીવાણુજન્ય ન ગણાય. 'ઉકાળી ઠારેલું પાણી પીવાથી શીતળાનો ચેપ લાગવાનો સંભવ નથી' એ વિધાન પણ યોગ્ય નથી.

"દોરડા ઉપર ચાલનાર માણસ હાથમાં લાકડી રાખીને તેનું ગુરુત્વકેંદ્ર નીચે લાવે છે." હાથમાં લાકડી રાખવાથી ગુરુત્વકેંદ્ર નીચું આવી શકે નહિ. લાકડી રાખવાનું સાચું કારણ તો એ ગણાય કે, ગુ. કેંદ્રમાંથી પસાર થતી લંબરેખા તે માણસના બે પગ તળે રહેલા દોરડામાંથી જ પસાર થાય, કારણ કે તે વિના સમતોલપણું જળવાય નહિ. ગુરુત્વકેંદ્ર નીચું જ લાવવું હોય તો લાંબી લાકડીને બદલે એકાદ વજનદાર ગોળો કમર કે પગ સાથે બાંધવાથી પણ કામ સરી શકે.

વિજ્ઞાનના પુસ્તકોમાં યોગ્ય ચિત્રો જરૂરી ગણાય. આવાં ચિત્રોના ઉપયોગ "(૧) વૈજ્ઞાનિક સત્ય બતાવવા, (૨) વિદ્યાર્થીને આકૃતિ દ્વારા પ્રશ્નોના ઉત્તર આપવામાં સરળતા પડે એ હેતુથી, (૩) અપરિચિત પદાર્થો પ્રત્યક્ષ નહિ તો છેવટે ચિત્રથી પણ જોવા મળે" એ પૂરતો જરૂરી ગણાય.

કેટલાંક પુસ્તકમાં આ બધું જોવા મળે છે. પરંતુ કોઈ કોઈ પુસ્તક જોતાં એમ જ લાગે છે કે, 'અર્થહીન' ચિત્રોનો ખીચડો જ કેમ ન હોય. સારાં ચિત્રોથી પુસ્તક શોભે એ વાત સાચી. પણ વિજ્ઞાનનાં પુસ્તકો ઘણી વાર અર્થહીન ચિત્રોથી બગડે છે.

એક પુસ્તકમાં વનસ્પતિ-આહાર અને માંસાહાર દર્શાવતી વાનગીઓનાં ચિત્ર છે. એક થાળીમાં થોડી વાનગીઓ પીરસીને પાટલા ઉપર ગોઠવેલી છે. બીજામાં ટેબલ ઉપર કપડું પાથરી જુદી જુદી રકાબીઓમાં વાનગીઓ ગોઠવેલી છે. વાનગીનાં ચિત્ર ઉપરથી તે માંસાહારના બનાવટ છે કે કેમ તે કેમ પારખી શકાય? બંગાળી માણસો દાળશાકમાં છૂટથી માછલીનો ઉપયોગ કરે છે અને તે બધાં પણ પાટલા ઉપર બેસીને જ જમે છે. એટલે જે ચિત્રથી ન બતાવી શકાય તેમ ચિત્ર દ્વારા બતાવવા જતાં ગૂંચવાડો જ ઊભો થાય.

શિંગડાથી લડતી બે ગાયો ગુજરાતી ચોથી પાંચમીનાં છોકરાંને ચિત્રથી બતાવવાની જરૂર ન હોય. એના કરતાં જાફરાબાદી ભેંસ સિંહને પડકાર કરતી હોય એવું ચિત્ર હોય તો તે દીપી ઊઠે. 'જથરપથર રસોડું' નામનું એક ચિત્ર પુસ્તકમાં મળ્યું પણ તેની સાથે જ લેખકની કલ્પના મુજબનું સ્વચ્છ કે સુઘડ રસોડાનું તો ચિત્ર મળે જ નહિ. ભણનારને વધારે જરૂર 'જથરપથર રસોડા'ની નહિ પણ 'સ્વચ્છ રસોડા'ની ગણાય.

પાઠ્યપુસ્તકોમાં બતાવેલા પ્રયોગો બાબત પણ કેટલીક હકીકત વિચારણા માગી લે છે. ગુજરાતી ૫-૬-૭ ધોરણોમાં બતાવવામાં આવતા પ્રયોગો કૉલેજની કક્ષાના ન જ હોવા જોઈએ.

હવામાંના ઑક્સિજનનું પ્રમાણ બતાવવાનો પ્રયોગ 'મિણબત્તી' સળગાવીને કર્યા બાદ તે જ પ્રયોગોને 'ફૉસ્ફરસ'થી કરવાની કંઈ જરૂર ખરી? તે કાંઈ નવું સત્ય તો નહિ જ બતાવે. વળી ફૉસ્ફરસ અને મૅગ્નેશિયમના પ્રયોગો સૂચવનારાની નજર સામે ધો. ૫-૬-૭ શીખવતી શાળાઓને બદલે કૉલેજ અગર તો હાઈસ્કૂલની લૅબોરેટરી હોવાનો વિશેષ સંભવ છે. પ્રયોગો બને તેટલા સરળ યોજવા જોઈએ. ગુજરાતી ૫-૬-૭ ધોરણ શીખવતી શાળાઓ સામાન્ય રીતે જે સાધન સરંજામ રાખે તેમ જ તે શીખવનાર શિક્ષકોની જે તૈયારી હોઈ શકે તે કરતાં ઉપરવટના પ્રયોગો નકામા જ પડવાના.

આ બધી ટીકાઓ ઉપરથી કોઈ રખે એમ સમજે કે બધાં પાઠ્યપુસ્તકો ઊતરતી કોટિનાં છે. ટીકા કરવાનો હેતુ તો એટલો જ છે કે, પાઠ્યપુસ્તકોમાં વિશેષ કાળજી રખાય. સંચામાંથી માલ તૈયાર થઈને બહાર પડે એવી ઝડપે અભ્યાસક્રમ બહાર પડ્યો કે ગમે તેમ કરી ઉતાવળે પુસ્તક તૈયાર કરી છપાવી મંજૂર કરાવી લેવું એ બાબતની ઉતાવળ પ્રકાશક ભલે રાખે, પણ લેખકે ઘટતી કાળજી અને વિવેક દાખવવો જોઈએ. વિજ્ઞાનનાં ઉપર જણાવેલા સિવાયનાં પુસ્તકો વધારે સારાં છે કે ભૂલ વગરનાં છે એવું કોઈ રખે માને.

પાઠ્યપુસ્તક મંજૂર કરનારા પણ એકેએક પુસ્તક ઝીણવટથી જોઈ તેના ગુણદોષ પ્રત્યે લેખકનું ધ્યાન દોરે અને ઘટતા સુધારા કર્યા બાદ જ તે મંજૂર કરે તે જરૂરી ગણાય.

અં૦ ગાં૦

# માસિક વિવેચન

## રેંટિયાબારશ

ગાંધીજયંતી સપ્તાહ રેંટિયાબારશ ને તા. ૨૭-૯-'૫૧થી શરૂ થશે. દેશભરમાં તે ઊજવાશે. અનેક જાતનાં રાષ્ટ્રીય પર્વોમાં આ પર્વ નોખી ભાત પાડે છે. ગાંધીજીના ગયા પછી એની ઉજવણીમાં અમુક ફરક આપોઆપ પડતો ગયો છે, એ પણ ઘણાના ધ્યાનમાં આવ્યું હશે. એ કુદરતી છે: લોકો પોતાના સ્વભાવ પ્રમાણે આ પર્વને રૂપ આપશે. એ પોતાના જન્મદિન તરીકે ઊજવાય એમાં ગાંધીજીએ જરાય રસ લીધો નહોતો; તે એ દિવસને રેંટિયા-જયંતી તરીકે ઊજવવી એમ કહેતા, કેમ કે રેંટિયો જગતને માટે એમનો અમર સંદેશ છે. પરંતુ આજે આપણા રાષ્ટ્રને એવી પ્રતીતિ છે, એમ ન કહેવાય. છતાં ગાંધીજી તો એ જ કહેતા કહેતા ગયા. એનું સત્ય અનુભવે આપણને પ્રગટશે, એમ પણ કદાચ બને.

ગાંધીજયંતી સપ્તાહમાં રેંટિયાના મંત્રનું અનુષ્ઠાન કરવામાં રાષ્ટ્રે રોકાવું જોઈએ. રાષ્ટ્રપિતા પોતાના કાર્યનું રહસ્ય રેંટિયા દ્વારા પ્રગટ થાય છે એમ કહેતા હતા, તેનો મર્મ આપણે હવે અનુભવે પામવાનો છે. દેશની સ્વતંત્રતા અને તેની નિર્મળ આબાદી અને સર્વનું સુખ એ રસ્તે છે, એ એમનો સંદેશો હજી આપણે ઝીલવાનો છે; ભૂખ, બેકારી, અસમાનતા, ઊંચનીચતા, વગેરે જાત જાતનાં દુઃખોને પહોંચી વળવાનો માર્ગ રેંટિયાના મંત્રમાંથી જડી શકે છે, એ ગાંધીજીની અટળ શ્રદ્ધા આપણામાં સીંચાઓ, એ જ પ્રાર્થના.

૨૫-૯-'૫૧

## અભિનંદન

કૉંગ્રેસમાં પડેલો વિખવાદ અત્યારે તો રૂડી રીતે શમી ગયો છે, તેને માટે રાષ્ટ્રને અભિનંદન ઘટે છે. આનું શ્રેય મોટે ભાગે શ્રી. ટંડનજીને ઘટે છે. પં. જવાહરલાલજીએ પોતાના રાજીનામાથી ખડી કરેલી આંટી ટંડનજીએ જે ઉદાર દૃષ્ટિ રાખીને તથા માનાપમાનથી પર થઈને ઉકેલી, તેથી દેશે એમને એક નવા રૂપમાં ઓળખ્યા, એમ પણ ખરું. શ્રી. ટંડનજી કટ્ટર રાષ્ટ્રપ્રેમી છે, ઉદારચરિત છે, ઝનૂની કોમવાદથી પર છે. છતાં, કોણ જાણે શાથી, એમને વિષે લોકોમાં અમુક પ્રકારના હિંદુવાદની છાપ પડી ગઈ છે. એનું એક કારણ તો કદાચ એ પણ હોય કે, તેમણે રાષ્ટ્રભાષાના પ્રચાર અંગે ગાંધીજી સાથે રહી લગભગ ૨૦-૨૫ વરસ કામ કર્યું; પછી જ્યારે ખરો વખત આવ્યો ત્યારે તેમણે નીતિનો પલટો કર્યો અને ગાંધીજીને છોડી અલગ થયા. આ વસ્તુ એમના જીવનમાં એક ભારે દુઃખદ ઘટના ગણાય. એમાંથી એમના વિચારો વિષે ગેરસમજ થવાને માટે પૂરું કારણ મળે છે. શુદ્ધ હિંદી વિષેનું એમનું અભિમાન એક સાંસ્કૃતિક કે ભાષાકીય ચીજ હોવાનો સંભવ છે. પરંતુ ભાષાઓ વિષેની આવી શુદ્ધિનો આગ્રહ કોના જેવો છે? હિટલર જેવા આર્ય લોહીની શુદ્ધિનો આગ્રહ રાખતા, એના જેવી અશાસ્ત્રીય વસ્તુ એ ન કહેવાય?

૨૫-૯-'૫૧

## બેવડી જવાબદારી

કૉન્ગ્રેસે પોતામાં પડેલા વિખવાદનો ઉકેલ શ્રી. ટંડનજીનું પ્રમુખપદનું રાજીનામું સ્વીકારી તે જવાહરલાલજીને સોંપીને આણ્યો. આથી તાત્કાલિક ગૂંચ ઊકલી છે. અને શ્રી. ટંડનજીએ નવી કાર્યવાહક સમિતિમાં સભ્યપદ સ્વીકારીને વિખવાદનો દંશ સરખો પણ રહેવા દીધો નથી. પરંતુ વડા પ્રધાનનું અને કૉન્ગ્રેસના પ્રમુખનું પદ ભેગું કરવામાં શુદ્ધ લોકશાસનની દૃષ્ટિએ દોષ રહેલો છે, એની ના ન પાડી શકાય. ખાસ કટોકટી જોતાં એવું કરવું પડે છે એમ સ્પષ્ટતા કરવામાં આવી છે, એમાં આ મૂળ દોષનું ભાન રહેલું છે એ સારી વાત. કટોકટી પત્યે તરત આમાં સુધારો થશે એમ માનીએ.

જેમ જેમ વખત જાય છે તેમ તેમ દેખાય છે કે, આપણી સરકારો ઉપર અસરકારક પ્રજાકીય કાબૂનું લોકશાહી બળ પેદા થવું જોઈએ અને એક જાગ્રત શક્તિ તરીકે તેણે કામ દેવું જોઈએ. એ વસ્તુ વખત જતાં બને એવી છે એ ખરું. પરંતુ સ્વરાજના સાચા વિકાસને માટે એ જરૂરી છે એમ જો જણાય, તો વખત ગમે તેટલો જાય, છતાં તે કામ પાછળ લાગવું જોઈએ. કૉન્ગ્રેસ આજે આવી શક્તિ પેદા કરવા પાછળ લાગી છે, એમ કહી શકાય ખરું? આ શક્તિ પેદા કરવાનો એકમાત્ર માર્ગ લોકોમાં રચનાકાર્યો કરવાનો છે; લોકોએ પોતાની તાકાત કામમાં લઈ પોતાનાં કામો ઉકેલતાં શીખવું જોઈએ. આ કામ સરકારી અને પ્રજાકીય શક્તિ

મળીને કરે તો સારું; પરંતુ તેને માટે તે એ શક્તિઓ-નાં પદ ભેગાં કરવાની જરૂર સામાન્ય રૂપે ન હોય.

૨૫-૯-'૫૧

**કોરિયામાં 'યુનો'ની કમાણી**

કોરિયામાં આખરે શાંતિ થશે એવું થોડા વખતથી લાગતું હતું, પણ તે સ્વપ્નું ઊડી જતું લાગે છે. શાંતિ સ્થાપવાને જન્મેલી 'યુનો'ની સંસ્થા કોરિયામાં અત્યાર સુધી શું કમાઈ, તે જોઈને પણ એ સાનમાં આવે તો સારું. પં. જવાહરલાલજીએ એક ભાષણમાં આનું ટૂંકું સરવૈયું આપ્યું, તે નોંધપાત્ર છે. તેમણે કહ્યું કે, અત્યાર સુધીમાં લગભગ ૧૦ લાખ સૈનિકો ત્યાં મરાયા; ત્યાંની વસ્તીનો ત્રીજો ભાગ ભૂખ અને શરદીથી મરી ગયો; હવાઈ બૉમ્બમારાથી દેશનાં ¾ ઘરો નાશ પામ્યાં, જેથી કરોડો ઘરબાર વિનાનાં થયાં. શાંતિને નામે થતી આ કમાણી તો ન પાલવી શકે એવો માનવ-જુગાર છે. પણ તેને કેમ રોકાય? કોણ રોકે? એ શક્તિ આપણા દેશમાં હોય તો સૌને ગમે. આપણે તે શક્તિની કમાણી કરવા પાછળ લાગવું હોય તો ગાંધીજીનો આખો કાર્યક્રમ ખ્યાલમાં લઈને ચાલવું જોઈએ. કેમ કે છેવટે જોતાં, એનો ઉદ્દેશ આવી તાકાત મેળવવા માટેનો છે.

૧૯-૯-'૫૧

**કેળવણીની આપકળા**

ભાઈશ્રી પરીક્ષિતલાલ મજમુદાર એક વિદ્યાર્થીનો 'ધડો લેવા લાયક' દાખલો લખી મોકલે છે. કેળવણી એ તપ છે, સંયમ છે, બ્રહ્મચર્ય છે, મહેનત છે, જીવનનો પહેલો આશ્રમ છે, સંગીન જીવનવ્યવસ્થાનો પાયો છે, એ આપણી સંસ્કૃતિની અમર શોધ છે. તે આપકળા છે; કોઈ બીજા કોઈને તે આપી શકતું નથી; જાતે કમાવાની વસ્તુ છે. આ દાખલા પરથી એ મોટો પાઠ તારવવા જેવો છે.

"મારા મોટાભાઈ તમારા હસ્તક ચાલતા એક છાત્રાલયમાં ફાઈનલ સુધી ભણ્યા છે. તેમને માસિક રૂા. એકસોની અંદરની આવક છે, તેમાં તેમનાં બાળકો અને પત્નીનું પોષણ કરવાનું છે. મારી માતાને એક હાથે ખોડ છે. તેમને પણ તેઓ થોડી મદદ કરે છે. હું ઇન્ટરની પરીક્ષામાં બે વાર નાપાસ થયો, છતાં મને હજુ કોઈ વાર તેમણે અભ્યાસ છોડવાની વાત કરી નથી." એક હરિજન વિદ્યાર્થીએ આવીને ઉપર મુજબ વાત કરી. તેનો ખર્ચ હાલ શી રીતે ચાલે છે તે સંબંધમાં વિશેષ તપાસ કરતાં તેણે મને વાત કરી.

"ગામડાંમાં રૅશનમાં હાલ જુવાર મળે છે. મારો ભાઈ અમને માસિક રૂા. ૬-૭ મોકલે છે. બે જણનું રૅશન દર અઠવાડિયે રૂા. દોઢનું થાય છે એટલે મહિને સાત રૂપિયામાં રૅશન આવી જાય છે. ખોરાકમાં ગામડું હોવાથી અમે શાક વગેરે ખાતા નથી; છાશ મળી રહે છે. મારી મા હાથે અપંગ હોવાથી તેનાથી વિશેષ કામ થતું નથી. પણ લોકો આ જાણે છે. તેને સોંપેલું કામ હું પણ કરું છું. તાજેતરમાં ભાતની રોપણીમાં મે મજૂરીના રૂા. દસ મેળવ્યા હતા, બાજરીની લણણી થશે તો તેમાં પણ હું રાજીખુશીથી જઈશ. આ જાતનાં કામની મને શરમ સૂગ નથી."

આ વિદ્યાર્થી માટે મને માન થયું. પરીક્ષામાં મેં તેને મદદ કરી. પણ કૃતનિશ્ચયી માણસ કેવા મુશ્કેલ સંજોગોમાં પણ માર્ગ કાઢી શકે છે, તેનો સુંદર પુરાવો મળવાથી મને આનંદ થયો.

આમાં એક વાત ખાસ ઉમેરવા જેવી એ છે કે, એવો વિદ્યાર્થી પરીક્ષામાં નાપાસ કેમ થાય છે તે પોતે જોઈ કાઢે. લીધેલા કામમાં નાપાસ થવું એમાં આપણી કસૂર ક્યાં છે તે જોઈ કાઢી, તેને પહોંચી વળવા પણ તેણે સખત પ્રયત્ન કરવો જોઈએ. એમાં ચારિત્ર્ય પણ કેળવણી છે. અને સારાંશે કેળવણીમાત્રનો હેતુ ચારિત્ર્ય-સંગઠન છે, એ ભૂલવું ન જોઈએ.

૧૮-૯-'૫૧

**કેળવણીમાં ક્રાંતિનો માર્ગ**

શ્રી. બબલભાઈ મહેતા આણંદ ખેતીવાડી કૉલેજની ભૂમિસેનાના એક કામનું વર્ણન લખી મોકલે છે. તેમાં રહેલી આપણી સુપ્ત રચનાશક્તિ અ[...] શિક્ષણને સાચું અને સુદૃઢ કરવાની જે ખૂબી રહેલી છે, તે જોઈ લેવાની જરૂર છે. આ સૂતેલા બળસિંહ[...] જો જગવી શકીએ, તો દેશમાં આપણે ખરેખર મો[...] પલટો આણી શકીશું. એમાં સરકાર, કૉંગ્રેસ કે કોઈ[...] શી હાલત છે કે થશે એની પરવા નહીં રહે. શિક્ષણ-જગત પોતે પોતાની દુર્દશા તરફ નજર કરીને તે[...] ચિંતામાં પડે તો એક પંથ અને દો કાજ થશે: પો[...] જાતે સુધરશે અને દેશનાં ભગીરથ-કામો કરવાનું [...] કમાશે. શિક્ષણ-જગતને માટે આ ભારે ફલદાયી [...] છે—

"ગઈ જન્માષ્ટમીને દિવસે આણંદ ખેતીવા[...] કૉલેજે શ્રમદિવસની ઉજવણી કરીને એને ત્યાં ભૂમિ-સેનાની સ્થાપના કરી. તે દિવસે કોઈ પણ અપવાદ સિવાય તમામ,— પ્રોફેસરો અને સ્ટાફના અન્ય ભા[...] ઓને સવારના ૭થી ૧૨ સુધી અને બપોરના [...]થી ૬ સુધી સતત શરીરશ્રમનું કામ કર્યું.

"આણુંદ શહેરથી જાગનાથ મહાદેવ-સુધાનો ૧૬૦૦ ફૂટ લાંબો અને ૧૨ ફૂટ પહોળો રસ્તો આ ભાઈઓએ સરખો કર્યો, એના ઉપર દોઢ લાખ ઈંટોની ચોરસી પાથરી, અને એ ચોરસી ઉપર ૩ થી ૪ ઇંચ માટીનો થર પાથર્યો. આ ઉપરાંત કૉલેજના મુખ્ય રસ્તાની બંને બાજુએ ૨'×૨'×૨'ના ખાડા ખોદીને એમાં આંબા અને કેશયાનાં ૩૦૦ વૃક્ષો રોપ્યાં. કામ કરનાર ભાઈઓની કુલ સંખ્યા ૩૮૦ની હતી. બે દિવસેય પૂરું નહીં થાય એમ કહેવામાં આવતું હતું એવું મોટું કામ આ ભાઈઓએ એક દિવસમાં અને તેય બહુ સુંદર રીતિ પૂરું કરી દીધું. એનાં કારણોમાં પ્રિન્સિપાલ, પ્રોફેસરો તથા વિદ્યાર્થીઓનો ખભેખભો મેળવીને કામ કરવાનો ઉત્સાહ, ઝીણામાં ઝીણી વિગતનો વિચાર કરીને તૈયાર કરવામાં આવેલી યોજના, અને આ બધા કામ માટે કરવામાં આવેલી જરૂરી પૂર્વતૈયારી ગણાવી શકાય.

"આ કામના અનુસંધાન રૂપે દર મહિને બે વખત નજીકનાં ગામોમાં જઈ ગામાત કામો કરવાની યોજના પણ આ ભૂમિસેનાએ વિચારી લીધી છે.

"આપણી વિદ્યાર્થી આલમમાં કેટલી જબ્બર શક્તિ પડી છે અને એને યોગ્ય માર્ગે વાળવામાં આવે તો એ કેવાં તાજુબીભર્યાં અને ઉપયોગી કામો કરી શકે એમ છે તેનું આણુંદ ખેતીવાડી કૉલેજના વિદ્યાર્થીઓ તેમ જ પ્રોફેસરોએ ઉમદા ઉદાહરણ પૂરું પાડ્યું છે. આપણી બધી શાળા કૉલેજો આ દિશામાં મંડાણ માંડે તો એમાંથી પ્રજાને સ્વાવલંબનની કેટલી મોટી કેળવણી મળે અને આપણાં ગામડાંઓનાં કેટલાં બધાં જરૂરી કામો ઊકલી જાય?"

## માધ્યમ માતૃભાષા જ હોય

ઘાટકોપરની ગુરુકુલ હાઈસ્કૂલના આચાર્ય શ્રી. વૈદ્ય ભાષાજ્ઞાન અને માધ્યમ વિષે લખે છે તે સૌને કાને નાખવા જેવી વાત હોઈ, તેમના પત્રમાંથી એ વિષેનો ભાગ નીચે ઉતારું છું. તે કહે છે:

"ઑગસ્ટ માસનું 'શિક્ષણ અને સાહિત્ય' વાંચી ગયો. ૨૨૭મા પાના ઉપર 'હિંદી માધ્યમનું સ્થાન' એ ફકરો છે. માધ્યમિક શાળાઓમાં હિંદીને માધ્યમ બનાવવાના અખતરા થયા છે. મારો ગુરુકુલોનો અને અન્ય સંસ્થાઓનો એ અનુભવ છે કે, રાષ્ટ્રભાષા હિંદીને માધ્યમ બનાવવાથી વિદ્યાર્થીઓને લાભ થતો નથી, કિંતુ જ્ઞાનસંપાદનમાં એક પ્રકારની ત્રુટિ રહી જાય છે. બોધભાષા તો માતૃભાષા જ હોઈ શકે.

"તે જ પાને 'ભાષાજ્ઞાન માટે માધ્યમ' એ ફકરો છે. આ વહેમ અંગ્રેજી વિષયને લગતો હતો. એક સમયે એવું માનવામાં આવતું હતું કે, અંગ્રેજીનું જ્ઞાન સુધારવા માટે અન્ય વિષયો અંગ્રેજી મારફત શિખવાડવા જોઈએ. આ વિધાન ખોટું છે. પણ અંગ્રેજ વિદ્વાન ડૉ. માઈકલ વેસ્ટે ઢાકામાં એક સંશોધન-અખતરો કર્યો હતો, અને તેને એવું માલૂમ પડ્યું કે, જે વિદ્યાર્થીઓ માતૃભાષામાં પ્રવીણ હતા તેઓ જ અંગ્રેજીમાં સારા હતા. આ સંશોધનની આપણે ત્યાં બહુ ઓછાને ખબર છે. પરદેશી ભાષામાં વ્યાવહારિક કે વિશેષ નિપુણતા મેળવવા માટે અન્ય વિષયોની બોધભાષા માતૃભાષા જોઈએ. અને માતૃભાષામાં પ્રથમ હોશિયારી જોઈએ.

"આપણે ત્યાં કેટલાય વહેમો જડ ઘાલી બેઠા છે. દૃષ્ટિપરિવર્તનની જરૂર છે."

## "બાળકોને 'ગાઇડો' ખરીદવા ન દેશો"

મુંબઈ સરકારના જાહેરાત ખાતાએ વિદ્યાર્થીઓના વાલીઓ માટે નીચેની અપીલ પ્રસિદ્ધ કરી છે. તેના ઉપર સૌએ લક્ષ આપવા જેવું છે:—

"શાળાઓમાં ગાઇડો, ટિપ્પણો, અર્થો અને તેવી જાતની બીજી ચોપડીઓનો ઉપયોગ કરવાની પરવાનગી ન આપવાની મુંબઈ સરકારની નીતિ હંમેશ રહી છે; તથા શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓને તેવી ચોપડીઓનો ઉપયોગ કરવાની મના કરતી સૂચનાઓ વખતોવખત મોકલવામાં આવી છે. તેમ છતાં, કેટલાક દાખલાઓમાં હજુ પણ પ્રાથમિક શાળાઓ માટેની સરકારી વાચનમાળાની ચોપડીઓ ઉપરની ગાઇડોનો ઉપયોગ થતો જોવામાં આવ્યો છે.

"એવી ગાઇડોનો ઉપયોગ બિનજરૂરી છે એટલું જ નહીં, પણ કેળવણીની દૃષ્ટિએ તદ્દન અસ્વીકાર્ય તથા વિદ્યાર્થીઓના હિતને હાનિકારક છે. બાળકોની કેળવણી સાથે નિસબત ધરાવનારાં માબાપો, વાલીઓ અને બીજાઓને સરકાર એ વાત ઠસાવવા ઇચ્છે છે કે, તેઓએ કોઈ કારણે શાળાએ જતાં બાળકોને ગાઇડો, ટિપ્પણો, અથવા તેવાં બીજાં પ્રકાશનો ખરીદવાની કે વાપરવાની પરવાનગી ન આપવી."

ગાઇડોથી ગોખણ વધે છે; તે તે વિષયનો અભ્યાસ બરાબર થઈ શકતો નથી; અને પચાવેલા તૈયાર ખોરાકો ખાનારની પાચનશક્તિ અને સ્વાદશક્તિ છેવટે જેમ વિકૃત થઈ જાય છે, તેમ જ ગાઇડો વાપરનાર બાળકને પણ બને છે. જે અવસ્થામાં જ્ઞાનની ભૂખ સતેજ થતી રહેવી જોઈએ તે અવસ્થામાં બાળકને આ જાતનું સાધન પૂરું પાડવું એ તેની ભૂખને મારી નાખવા જેવું કે વિકૃત કરી નાખવા જેવું થાય. એટલે

મુંબઈ સરકારે ગાઇડોની બાબતમાં જોખીને જે શબ્દો વાપર્યા છે તે ખાસ કરીને માબાપોએ અને વાલીઓએ તથા શિક્ષકોએ લક્ષમાં રાખવા જેવા છે.

**સરકારી નોકરો માટે હિંદી પરીક્ષા**

મુંબઈ સરકારે યાદી બહાર પાડીને તેના નોકરોને ફરમાવ્યું છે કે, ત્રણ વરસની અંદર સૌએ હિંદીનું અમુક જ્ઞાન મેળવી લેવું જોઈશે. આમાંથી ચોથા દરજ્જાના નોકરોને બાકાત રાખ્યા છે. અમુક જ્ઞાન એટલે શું તે માટે તેણે ઠરાવ્યું છે કે, નીચેની ચાર પરીક્ષાઓમાંથી ગમે તે એક પાસ કરવી જોઈશે. આ પરીક્ષાઓ છે :

૧. મહારાષ્ટ્ર રાષ્ટ્રભાષા સભા, પૂના,ની "प्रवीण" પરીક્ષા.

૨. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ,ની हिंदी विनीत (ચોથી) પરીક્ષા;

૩. હિંદુસ્તાની પ્રચાર સભા, વર્ધા અને મુંબઈ, તરફથી ચાલતી 'કાબિલ' પરીક્ષા;

૪. કર્ણાટક હિંદી પ્રચાર સભા, ધારવાડ, તરફથી 'प्रवेशिका' (કે ચોથી) પરીક્ષા.

અને સરકાર પોતે એક હિંદી પરીક્ષા લેતી હતી તે તેણે બંધ કરી છે.

આ ઠરાવ કરવાને માટે સરકારને ધન્યવાદ ઘટે છે.

બંધારણ-સભાએ હિંદની ભાષાકીય નીતિ વિષે ચોખવટ આપ્યા પછી સરકારો માટે કામ ઉપાડવા સારુ માર્ગ ચોખ્ખો થયો. તે અનુસાર શાળાઓમાં કામ લેવા વિષે વિચારવા મુંબઈ સરકારે એક સમિતિ નીમી. તેનો રિપોર્ટ પણ હવે બહાર પડયો છે. તે જોવાથી સરકાર હવે કઈ રીતે કામ લેવા ચાહે છે, તે સમજાશે. સરકારે રિપોર્ટની લગભગ બધી ભલામણો સ્વીકારી છે. હિંદી અંગે કઈ નીતિથી હવે સરકારોએ આગળ વધવું જોઈએ, તેની ખૂબ ઊંડાણમાં જઈને આ રિપોર્ટમાં ચર્ચા કરવામાં આવી છે. એ રીતે આ રિપોર્ટ મહત્ત્વનો છે. એનો પરિચય આવતા અંકમાં આપવા ધારું છું.

૨૫–૯–'૫૧

**યુનિવર્સિટીઓની નાણાંભીડ**

પૂના યુનિવર્સિટીના પદવીદાન સમારંભમાં મુખ્ય વ્યાખ્યાતા તરીકે ઉ૦ પ્રદેશના ગવર્નર શ્રી. એચ. પી. મોદી હતા. પદવીદાન પ્રસંગનાં વ્યાખ્યાનોની એક દાદોક્તિક શૈલી બની ગઈ છે. ભવિષ્યના નાગરિકો અને નેતાઓને તેમાં ઉદ્‌બોધન કરવામાં ન આવે એવું તો બને જ નહીં. કેટલાકને કદાચ આ તદ્દન રૂઢ લાગ[…] સંભવ છે. શ્રી. મોદીનું વ્યાખ્યાન આ રૂઢતામાં[…] જુદી ભાત પાડનારું ગણાય. તેમણે જાત જાતની વા[…] કરી; તેમાં એક વાત એમણે આજની યુનિવર્સિટીઓ[…] સંભળાવી તે ધ્યાનને પાત્ર છે. તેમણે યુનિવર્સિટીઓ[…] ચેતવણી આપી કે, તમારી પ્રવૃત્તિઓને ગમે તેમ જો[…] મૂકયા વગર વધાર્યે ના જતા. "અનેક યુનિવર્સિટીઓ[…] આજે નાણાંની મુશ્કેલીમાં આવી પડી છે. તેમાં કેટલુ[…] કારણ તેની પર આવતી માગણીઓ છે, પણ કેટલું[…] કારણ અવિચારીપણે જે ભાત ભાતનાં બધાં ખાતાં[…] વિદ્યાશાખાઓ ખોલ્યે જવાય છે તે પણ છે. ધર[…] પર જેટલી કલ્પી શકાય તેટલી બધી વિદ્યાઓ શીખ[…] નાંખવા માટે બધી યુનિવર્સિટીઓએ માંહોમાંહે જ[…] હરીફાઈ ન માંડી હોય, એવું લાગે છે." (૯–૯–'૫[…] સાપ્તાહિક 'હિંદુસ્તાન ટાઇમ્સ'માંથી ઉપરનું લીધું છે.

આ સાચી વાત સાફ કહેવા માટે શ્રી. મોદી[…] શાબાશી આપવી જોઈએ. નાણાંભીડ અને માંગ[…] તો જાણે આજે યુનિવર્સિટીઓનું ધ્વજ-ચિહ્ન બની[…] છે. જે પૈસા મળે એમ હોય તેમાંથી સારામાં સ[…] કામ કરી બતાવવું, એ સામાન્ય વ્યવહારનો ન[…] એમને માટે હોય જ નહિ, એમ ચાલે છે. સર[…] પણ આથી ખૂબ અકળાય જ. પણ ત્યારે તેણે [...] નવી યુનિવર્સિટીઓ કાઢવાની નીતિ વિષે પણ વિચ[…] કરવો જોઈએ એમ નહિ? શ્રી. મોદીની ડહાપણ[…] સલાહ આપણા પ્રાંતની યુનિવર્સિટીઓ માનશે? [...] મોદીને એમના યુ૦ પી૦ પ્રાંતની પણ ખબર હશે[…] સાંભળ્યું છે કે, ત્યાં પણ જબર નાણાભીડમાં યુ[…] આવી છે.

૨૫–૯–'૫૧

**માનદતાનો અર્થ**

પૂના યુનિવર્સિટીએ એના આ વર્ષના પદવી[…] સમારંભમાં ચાર જણને 'એલ એલ. ડી.'ની મા[…] પદવી આપવાનું નક્કી કર્યું હતું. તેમાં એક [...] વાઇસ-ચાન્સેલર શ્રી. જયકર હતા. ૭–૯–'૫[…] 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'માં ખબર છે કે શ્રી. જ[…] એમ કહ્યું કે, 'આ માન પોતે સ્વીકારી શકે [...] નથી. એનું કારણ એ છે કે, એમણે વાઇસ-ચાન્સેલર[…] સ્વીકાર્યું તે એવી સ્પષ્ટ સમજૂતીની સાથે કે, તેની [...] પેટે પોતે નાણાંમાં કે બીજે કોઈ રૂપે કશો અ[…] સ્વીકારશે નહીં. તેથી જ્યાં સુધી પોતે વાઇસ-ચાન્[…]

છે ત્યાં સુધી માનરૂપે પદવી પણ નથી સ્વીકારી શકતા,' તે માટે દિલગીરી બતાવી.

'માનદ' પદની આ ધડો લેવા જેવી નીતિ નોંધપાત્ર છે. માનદ પદ કહેવાય છતાં તે ખાતે જાત જાતનાં ખરચ કરવાનાં હોય છે, એ આપણે જાણીએ છીએ. આ વસ્તુ આપણા જાહેર જીવનમાં ઘર ન કરે, તેની ચેતવણીરૂપે શ્રી. જયકરની આ વાત ખરેખર તારીફ લાયક છે.

૨૫–૯–'૫૧ મ૦

**કવિ શ્રી રાયચુરા**

ગુજરાતી સાહિત્યમાં લોકસાહિત્યને મહામૂલું સ્થાન આપનાર સ્વ. શ્રી. મેઘાણી પછી ભાઈશ્રી ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા ગણાય. ૬૨ વર્ષની વયે ઓગસ્ટની ૧૧મી તારીખે વડોદરામાં તેમના નિવાસસ્થાને હૃદયરોગના હુમલાના પરિણામે તેમનું અવસાન થતાં, લોકસાહિત્યના બીજા ઉપાસકને ગુજરાત ગુમાવે છે. છેલ્લાં પચીસ વરસથી તેમણે ગુજરાત–સૌરાષ્ટ્રના લોકસાહિત્યને પોતાના માસિક 'શારદા'માં પ્રગટ કરી લોકસાહિત્ય પ્રત્યે એમની પ્રીતિ અને ધગશનું દર્શન કરાવ્યું છે. શ્રી. રાયચુરાની કલમે કવિતા, દુહા, ટૂંકી વાર્તાઓ, હાસ્યરસિક ટુચકાઓ, સામાજિક તેમ જ ઐતિહાસિક નવલકથાઓ વગેરે વૈવિધ્યપૂર્ણ સાહિત્યનું સર્જન કરી ગુજરાતને ચરણે ધર્યું છે. છેલ્લે છેલ્લે તેમણે 'આનંદ' નામનું એક હળવું સાપ્તાહિક અને 'કનૈયા' નામનું બાળકોનું માસિક પણ આપ્યું છે.

શ્રી. રાયચુરાનો કંઠ મીઠો હતો. અનેક વાર તેમણે જાહેર સભાઓમાં દુહાઓનો આસ્વાદ ચખાડ્યો છે અને તે વખતે સ્વ. શ્રી. મેઘાણીની યાદ આવ્યા વિના રહેતી નહિ. તેમનો સ્વભાવ ખૂબ ઉદાર હતો. ગાંધીજી પ્રત્યે તેઓ આકર્ષાયા હતા અને સત્યાગ્રહ-યુગની છાયા ઝીલતી ગાંધીયુગની તેમની નવલિકાઓ એક વાર ખૂબ જ પ્રસિદ્ધિ પામી હતી. તેમણે રાષ્ટ્રીય ગીતો પણ આપ્યાં છે. વળી લોકસાહિત્યના સાચા ગાયક–સર્જક શ્રી. મેરુભા, કવિ કાગ વગેરે વ્યક્તિઓને પ્રસિદ્ધિમાં લાવવામાં તેમનો ફાળો નાનોસૂનો નથી.

હવે ગુજરાત તેમનાં આ ત્રણ સામયિકોને, તેમના સાહિત્યને તેમ જ પ્રેસને સાચવીને તેમને સ્મૃતિ કાયમ રાખે એવી આશા વ્યક્ત કરી, સ્વર્ગસ્થના આત્માને પ્રભુ શાંતિ આપે અને તેમના બહોળા કુટુંબને પણ આ દુઃખદ સ્થિતિ સહન કરવાની શક્તિ આપે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

સુ૦ ક૦

## સાભાર સ્વીકાર

बालगोविंद कुबेरदासनी कंपनी, अमदावाद તરફથી:

**માનવજીવનમાં વિજ્ઞાન**: લે૦ નરસિંહ મૂળજીભાઈ શાહ, કિં. રૂ. ૩–૦–૦; **કિશોર ગણિત ભા. ૩**: રચનાર: છોટુભાઈ સુથાર, સોમાભાઈ પટેલ, કિં. રૂ. ૧–૬–૦.

अनडा बुक डीपो, अमदावाद તરફથી:

**વિજ્ઞાન પરિચય — પુ૦ ૪ થું**: લે૦ સતીશચન્દ્ર મ૦ જોષી, કિં. રૂ. ૦–૮–૦; **વિશેષ વાચનમાળા પુ૦ ૩ જું, ૪ થું**: લે૦ શંભુપ્રસાદ ભટ્ટ, કિં. અનુક્રમે રૂ. ૦-૧૦-૦, ૦-૧૨-૦.

एन० एम० त्रिपाठी लि०, मुंबई તરફથી:

**નવાં માનવી**: લે૦ પર્લ બક, અનુ૦ મહેન્દ્ર મેઘાણી, કિં. આપી નથી; **ગુંજન, લેળ**: લે૦ સોમાભાઈ ભાવસાર, કિં. દરેકના રૂ. ૦–૮–૦.

भारती साहित्य संघ लि० अमदावाद તરફથી:

**શેષનાં કાવ્યો**: લે૦ રામનારાયણ વિ૦ પાઠક, કિં. રૂ. ૩–૦–૦; **ગંગોત્રી**: લે૦ ઉમાશંકર જોષી, કિં. રૂ. ૩–૦–૦; **વળામણાં**: લે૦ પન્નાલાલ પટેલ, કિં. રૂ. ૨–૮–૦; **કહેવતની કથાઓ ભાગ પહેલો, કહેવતની કથાઓ ભાગ બીજો, ઉપનિષદની બાલવાતો, આંધળી વાત, ચાર બળિયા, રૂપેરી વાત**: દરેકની કિં. રૂ. ૦–૬–૦; **લાખેણો હીરો, માથાનું દાન, શૂરાનો બોલ**: દરેકની કિં. રૂ. ૦–૧૦–૦; **મિયાં ફૂસકી અને ભૂત, મિયાં ફુસકી હુલ્લડમાં, મિયાં ફુસકી ડાગલો બન્યા**: દરેકની કિં. રૂ. ૦–૧૨–૦; દરેકના લેખક જીવરામ જોષી; **સામાન્ય જ્ઞાન નામાવલિ**: લે૦ શંકરભાઈ સો. પટેલ, કિં. રૂ. ૦–૬–૦.

अन्य प्रकाशको તરફથી:

**ગીતા-કૌમુદી**: લે૦ જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ; પ્રકા૦ આસ્તિક સાહિત્ય કાર્યાલય, આકારોઠ કૂવાની પોળ, અમદાવાદ: વ્યોમેશચન્દ્ર ભદ્રજી ધ્રુ, અક્ષયકુમાર સુધાકર દ્વિવેદિયા; કિં. રૂ. ૧–૦–૦; **ગુજરાત દુષ્કાળ સંકટ-નિવારણ સમિતિનો હેવાલ ૪૮–'૪૯**: પ્રસિદ્ધકર્તા નવનીતલાલ શોધન, કાંતિલાલ ઘિયા; કિં. આપી નથી. **શહીદ ગાથા**: લે૦ કાન્તિલાલ શાહ, પ્રકા૦ ન્યાલચંદ લાલચંદ સંઘવી, અનંતરાય મંગળદાસ દેસાઈ, રૂપમ્ પ્રકાશન મંદિર, લીંબડી (સૌરાષ્ટ્ર), કિં. રૂ. ૫–૪–૦

ર. નં. બી૦ ૪૩૪૩

# સામાજિક અખંડતાનાં મૂળ

આપણા રાષ્ટ્રની આર્થિક નીતિની અત્યારની કટોકટીની ઘડીએ કેટલાક લોકો એક અતિ અગત્યનો સવાલ ઉઠાવે છે કે, કોઈ પણ પ્રકારની નિયંત્રિત – અથવા તો બીજા શબ્દ વાપરીને કહીએ તો – નિયોજિત અર્થવ્યવસ્થા, કે જેની આજે બોલબાલા છે અથવા તો જેની બોલબાલા થાય એવું ઇચ્છવામાં આવે છે, તે ખરેખર કોઈ રીતે આપણને ઉપયોગી છે કે કેમ. તે ઉત્પાદન વધારવામાં મદદગાર નીવડે છે? તેનાથી ન્યાયી વહેંચણી સુગમ બને છે? તેનાથી વાપરનારાઓની મધ્યમસરની અને ઉચિત માગ ઠીક ઠીક પૂરી પડે છે? ઉત્પાદન કરનારાઓને પોતાનું કાર્ય પ્રામાણિકતાથી અને સારી રીતે કરવાને તે ઉત્તેજન આપી શકે છે? નિયોજિત અર્થવ્યવસ્થાને પરિણામે સામાજિક સમન્વય ઊભો થતો જાય છે? જે લોકો આ પ્રશ્નનો ગંભીરતાથી અને તેનાં મૂળતત્ત્વોની દૃષ્ટિએ અભ્યાસ કરવા ઇચ્છતા હોય, તેમને પ્રોફે૦ જોન જ્યુકસના પુસ્તક "ઑડિયલ ઑફ પ્લેનિંગ — નિયોજનનો કોયડો"માંથી લીધેલો નીચેનો ઉતારો* રસપ્રદ થઈ પડશે :—

"નિયોજિત અર્થવ્યવસ્થાની સૌથી વધુ ઊંડી બીમારી આ છે: સમાજને તે એવું લક્ષ ધરીને એકત્રિત કરવા માગે છે કે જે લક્ષ કાયમી સામાજિક સમન્વય સાધી શકે નહીં. તે લક્ષ છે — સંપત્તિ માટે પુરુષાર્થનું. માણસો સમક્ષ પોલાદ, કોલસા, વીજળીની ચાંપો અથવા કાગળની થેલીઓના ઉત્પાદનની અમુક હદ ધરવામાં આવે, (અને તે હદ પણ પ્રસંગોપાત્ત બીજા કોઈએ જ ઠરાવેલી હોય) અને તેના વડે તેઓ તેમના સામાન્ય ભ્રાતૃભાવની એકતા અનુભવે, તેમના હૃદયને સંતોષે તેવા સહિયારા પુરુષાર્થમાં પોતાનો ભાગ ભજવ્યાની તૃપ્તિ અનુભવે, તથા તેમના વ્યક્તિત્વની પૂરેપૂરી શક્યતાઓ પ્રગટ થતી જવાની લાગણી અનુભવે, એવી અપેક્ષા રાખવી, તે પરિણામે આપત્તિરૂપ જ નીવડે . . . કારણ કે સંપત્તિ માટેનો પુરુષાર્થ માણસોને એકત્રિત કરી શકે નહીં; તેનું બળ લોકોને કેન્દ્રિત કરનારું નથી, પણ વિકેન્દ્રિત કરનારું છે. ગરીબાઈ કે અપરિગ્રહનું વ્રત જ સામાજિક અખંડતા સાધી શકે; ધનસંચયનું વ્રત નહીં. . . . છેવટની કસોટીએ તો નિયોજન પાછળનું આધ્યાત્મિક તત્ત્વ આભાસરૂપ જ પુરવાર થાય છે."

૧–૫–'૫૧ — મ. પ્ર. દેસાઈ

* વિલિયમ એ. ઑર્ટનના "ધી ઇકોનૉમિક રોલ ઑફ ધી સ્ટેટ" પુસ્તકમાંથી; પા. ૧૬૨.

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये





વર્ષ ૧૦ અંક ૯

સપ્ટેમ્બર નવજીવન, અમદાવાદ ૧૯૫૧

# શિક્ષણ અને સાહિત્ય

સપ્ટેમ્બર, ૧૯૫૧

વર્ષ ૧૦ અંક ૯


## અનુક્રમણિકા




### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ(૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૦ - અંક ૯ ] અમદાવાદ [ સપ્ટેમ્બર, ૧૯૫૧


## કાયદો અને નીતિધર્મ

ભક્ત કવિએ એમના પેલા પ્રખ્યાત ભજન — 'નામકો આધાર તેરે —'માં કહ્યું છે કે, આ બધું દ્વંદ્વનો પસારો છે. સમાજ-વ્યવસ્થા અને રાજકારણ જોઈએ તો આ તરત સમજાય એવું દેખાય છે. વ્યક્તિ અને સમષ્ટિ, સરકાર અને પ્રજા, મજૂર અને શેઠ, ગરીબ અને તવંગર, ઊંચો અને નીચો, કાળો અને ગોરો ઇ૦ દ્વંદ્વોના આડા ને અવળા, સીધા ને વાંકા, આધા અને પાછા થરો સમાજ અને સરકારની રચનામાં પડેલા જ છે. કાયદો અને નીતિ એવું જ એક દ્વંદ્વ છે. બે ત્રણ રીતે આ દ્વંદ્વ વિષે સવાલ ઊઠે છે — કાયદો મોટો કે નીતિ મોટી? કાયદા અને નીતિ વચ્ચે વિરોધ દેખાય ત્યારે કોને માન આપવું? કાયદા વડે નીતિ પોષી શકાય, કે નીતિ વડે કાયદો? કાયદો નીતિધર્મ પેદા કરી શકે?

આવા આવા અનેકવિધ સવાલો ખાલી ચર્ચારૂપે નહિ પણ કામને માટે જરૂરી હોઈને ઊઠે છે. જેમ કે, દારૂબંધીને અંગે બહુ ભણેલા ગણાતા વર્ગો કહે છે કે, દારૂબંધીના કાયદાથી કાંઈ લોકો નીતિમાન ન થઈ શકે. અને આવું કહેનારામાં શ્રી. સી. પી. રામસ્વામી આયર જેવા પણ છે. હમણાં કુંભકોનમમાં એક વ્યાખ્યાનમાં —

"દારૂબંધી, ઘોડદોડ ઇ૦ જેવા વિષયોમાં કાયદો કરવા અંગે તેમણે કહ્યું કે, ઇતિહાસમાં થતું આવ્યું છે તેમ આમાં ફરી થશે. માનવજાત માટે બેઉ રીતે મર્યાદા રહેલી છે — સદ્‌ગુણ આચરવામાં કે દુર્ગુણ આચરવામાં પણ. અને જીવનચક્રના આરા ઊંચા નીચા આવતા જતા જ રહે છે. તેથી તરતોતરત તેને સદ્‌ગુણી બનાવી દેવાના પ્રયત્નો સફળ નહિ થાય."

અને આમ એક સિદ્ધાંત રૂપે પોતાને લાગતી વાત કહીને આગળ તેમણે કહ્યું કે,

"માનવ આચારને માટે અશક્ય ધોરણ કાયદાથી ઊભાં કરવાં એ કાળાંતરે એની મેળે સુધરી જશે, એવો મારો દૃઢ મત છે. કાયદાથી નીતિનો ઉપદેશ કર્યાના દાખલા ઇતિહાસમાં ઘણા પડેલા છે, કે જેમાં માનવોનો સાધારણ અને સમધોરણ આચાર જ છેવટે ફાવ્યો હતો."

(ઉપરનો હેવાલ તા. ૮-૪-'૫૧ના 'હિંદુ' પત્રમાંથી લીધો છે.)

કાયદો અને નીતિ બંને સમાજ અને વ્યક્તિના હિતનાં યોગક્ષેમ સંભાળવાને માટે છે. કાયદો વિશેષે કરીને સામાજિક કે સમુદાયની જરૂર મુખ્ય ધ્યાનમાં રાખીને વ્યક્તિને માટે શું યોગ્ય કર્તવ્ય છે તે વિચારીને કહે છે. કાયદો સમુદાયના નિયમનને માટે મુખ્યત્વે હોય છે; નીતિ વ્યક્તિને માટે. આ ફેર હોવા છતાં બંનેનું પ્રયોજન તો સરખું છે — સમાજવ્યવસ્થિતિ અને વ્યક્તિવિકાસ. પણ નીતિ વ્યક્તિવિકાસ માગે છે અને તે રીતે સમાજમાં બળ પૂરે છે. કાયદો સમાજમાં વ્યવસ્થિતિ ('ઑર્ડર') માગે છે અને તે રીતે વ્યક્તિવિકાસને માટે અનુકૂળતા આપે છે. એકલી નીતિથી વ્યક્તિવિકાસ સાધવાની સાથે સમાજવ્યવસ્થિતિ પણ સાધવી, એ આજ સુધી માનવજાતની પાસે કલ્પના કે આદર્શ તરીકે મુકાયું છે ખરું, પણ એમ થયું નથી; નીતિની જોડે કાયદો પણ રહેલો છે: ધર્મદંડ અને રાજદંડ બંને જોવામાં આવે છે.

તેવી જ રીતે સામેથી કહેવું જોઈએ કે, એકલા કાયદાથી સમાજમાં વ્યવસ્થિતિ આણવાની સાથે વ્યક્તિવિકાસ પણ સાધવો, એ કોઈક હિરણ્યકશિપુ ઇ૦ જેવા સરમુખત્યારોની કલ્પના હશે, પરંતુ એવું થઈ શક્યું નથી; કાયદાની સાથે નીતિધર્મ પણ રહેલો જ છે. આમ માનવસમાજના ધારણ અને વિકાસ માટે કાયદો અને નીતિ બંને કામનાં છે, કામ દેતાં આવ્યાં છે; કોઈ કોઈને ખેસવી શકે એમ નથી.

દુનિયામાં આદિકાળથી મધ્યયુગ સુધી જોતાં, ધર્મદંડ મુખ્ય માનીને રાજદંડને તેની આજ્ઞામાં અને સાથે મદદરૂપ રાખીને સમાજવ્યવહાર ચાલ્યો હતો, એમ દેખાય છે. ધર્મની આજ્ઞા પ્રમાણે ન ચાલનારને

રાજ્ય દંડે, એ સામાન્ય પદ્ધતિ જોવા મળે છે. ત્યારે એમ પણ ખરું કે, ધર્મની આજ્ઞાથી જુદો એવો કાયદો નહોતો; ધર્મની આજ્ઞાને જ કાયદો ગણીને ચાલવામાં આવતું. ત્યારે ધર્મશાહી ચાલતી, અને ત્યારનું માનવજગત આજના જેવું જટિલ પ્રશ્નોવાળું અને જાત જાતના તારના તાણાવાણાવાળું નહોતું. આજે ધર્મશાહી નહિ પણ લોકશાહી પ્રમાણિત પદ્ધતિ ગણાય છે; અને લોકોમાં ધર્મો અનેક છે તેથી ધર્મોની આણને એક કાયદાનું રૂપ આપી ન શકાય. એટલે ધર્મશાહીને છોડીને બિન-મજહબી રાજ્યની શુદ્ધ માનવનીતિની 'શાહી' આદર્શ બન્યો છે. એટલે આજનાં રાજ્યો શુદ્ધ માનવતાનો નીતિધર્મ શો છે તે વિચારી, તેની આણમાં રહીને કાયદા કરવાના હોય તે કરે છે. એવો શુદ્ધ માનવધર્મ કે માનવનીતિ કઈ એ સવાલ કરી શકાય; એમાં મતભેદ હોય; પણ જ્યારે બિનમજહબી રાજ્યની વાત થાય છે, ત્યારે પણ તેના મૂળમાં આવો કોઈક માનવવ્યાપી ધર્મ કે નીતિ રહ્યાં છે, અને તેની આણમાં રહીને ચાલવું જોઈએ, એમ તો મનાયેલું જ છે. એમ ન હોય તો રાજાની મરજી એ જ નીતિ બની જાય; ભલે એ મરજી ગાંડીઘેલી હોય કે ખરી ખોટી હોય. અર્વાચીન જગતે આ વિચારને છોડ્યો છે; અને નીતિનો વિચાર અમુક તમુક ધર્મસંપ્રદાય કે તેનો ગુરુ મહંત જે કહે તે પરથી ન કરતાં, નમ્ર વિચારપૂત માનવવિવેક જે કહે તેને આધારે કરવો જોઈએ, એમ સ્વીકાર્યું છે.

એટલે, આજે ધર્મદંડ રાજદંડની ઉપર નથી રહ્યો. અર્વાચીન જગતની જે અર્વાચીનતા કહેવાય છે, તેનું એક મોટું લક્ષણ જ આ છે, એમ પણ કહી શકાય. રાજદંડ કાયદો સંભાળે અને ધર્મદંડ નીતિ-ધર્મ સંભાળે, અને એમ બંને મળીને સમાજનું નાવ સીધું ચલાવે, એ આજે બરોબર મનાય છે. એટલે કાયદાને નીતિ સાથે લેવાદેવા નથી, એમ કહી ન શકાય. સમાજના ધારણને માટે અનેક બાબતો જરૂરી છે, તેમાં કાયદો, ધર્મ, નીતિ, રૂઢિ ઇ૦ અનેક વસ્તુઓ રહેલી છે. દરેકે પોતપોતાનું ક્ષેત્ર જોઈ વિચારીને ચાલવું જોઈએ, અને અરસપરસ મળીને એ બધાં બળ જો કામ કરે તો જ વ્યવસ્થિત સમાજ આગળ ચાલે છે.

શ્રી. રામસ્વામી આયરે રજૂ કરેલા વિશેષ વિચાર બાબતમાં અલગ ચર્ચા હવે પછી કરીશું.

૧૩-૪-'૫૧ મ૦

## શબ્દોના વંશ

[ગયા અંકમાં કેટલાક શબ્દો વિષે ચર્ચા આપી હતી. તે ઉપરથી ભારતીય વિદ્યાભવન, મુંબઈ,ના હ૦ ભાયાણીએ નીચેની ચર્ચા મોકલી છે. વ્યુત્પત્તિના વિષયમાં આવી ચર્ચા થાય એ આવકારપાત્ર છે. તેમણે બે શબ્દો બાબત જુદો વિચાર રજૂ કર્યો છે તે નીચે ઉતાર્યો છે.

ગયા અંકમાં 'અગમબુદ્ધિ' શબ્દને અંગેની નોંધમાં છેલ્લું વાક્ય "આગળ જોડે એને કાંઈ સંબંધ નથી" એમ છે, તેમાં 'આગળ' નહિ, 'આગમ' જોઈએ, એટલો સુધારો કરી લેવા વિનંતી છે. મ૦]

'શિ. સા.'ના ઑગસ્ટના અંકમાં શ્રી વાલજી દેસાઈનાં સૂચનોમાંથી બે વિશે થોડું કહેવા જેવું લાગે છે. ઉપયુક્ત લાગે તો પ્રસિદ્ધ કરશો.

૧. **અઠવાડિયું** — આમાં ચાલુ માન્યતા પ્રમાણે अष्ट અને વાર એ અંશોને બદલે શ્રી દેસાઈ हट्ट અને વાર એ અંશો સૂચવે છે, કેમ કે આઠ વાર ન હોય. પણ ખરી રીતે अष्ट (ગુ. આઠ) અને वाडा (વાર નહિ) એ બે અંશો પરથી અઠવાડિયું સિદ્ધ થયો છે. પ્રાચીન ગુજરાતીમાં મસવાડા (માસનો ગાળો) પખવાડા (પક્ષનો ગાળો), એમ વપરાયા છે. તે પ્રમાણે અઠવાડા કે અઠવાડિયું (આઠ દિવસ જેટલો ગાળો). આઠ વાર માનવાની ભૂલ લોકપ્રચલિત હતી. 'આઠે વાર અલ્લાના' એ કહેવત જુઓ. એક જૂના ધોળ 'શંકરના વાર'ને અંતે પણ "આઠ વાર ગાશે તે નિત ગંગામાં નાહશે" એવી પંક્તિ છે. સોમને ફરી ગણી આઠ કર્યા હોય.

૨. **અણોજો**નો સંબંધ ધ્વનિદૃષ્ટિએ अनुद्योग (क) સાથે જ સુસંગત છે.

अनध्याय મૂળ લેતાં ણોનો ઓકાર ક્યાંથી આવ્યો તે પ્રશ્ન અનુત્તર રહે છે. अनुद्योग શબ્દ મોનિયર વિલિયમ્સ નોંધે છે. અને નહિતોયે ઘણાયે શબ્દો કલ્પિત મૂળમાંથી વ્યુત્પન્ન કરવાના રહે જ છે.

હ૦ ભાયાણી

# રાષ્ટ્રજીવનમાં સડો અને સરકાર

અમેરિકામાં જુગારીઓ પોતાની જાળ બધે બિછાવતા જાય છે, અને પોલીસ અમલદારો તથા સરકારી અમલદારોને ‘ખરીદી’ લઈને તેમની આંખ તળે ‘સલામત’ બની, જુગારના અડ્ડા ચલાવ્યે જાય છે. આ વાત છેવટના ઘણી ચર્ચાવા લાગી હતી. તેથી મિ. કેફોવરના અધ્યક્ષપણા હેઠળ એક તપાસ-સમિતિ અમેરિકાની સેનેટે નીમી. તેણે એક વર્ષ ગુનાઓની બદીની તપાસમાં ગાળ્યા પછી, કેટલાક કિસ્સાઓ જાહેર તપાસને યોગ્ય ઠરાવ્યા અને તે પ્રમાણે પ્રકાશમાં આણ્યા. કેફોવર કમિટીનું માનવું છે કે, અમેરિકામાં દર વર્ષે એક અબજ રૂપિયા (૨૦ બિલિયન ડૉલર) જુગારમાં હાથફેર થતા હશે. નૉર્થ જેરસીમાં એક ટોળકીએ છ મહિનામાં અઢી કરોડ રૂપિયા (૫ મિલિયન ડૉલર)ના ચેક વટાવ્યા હતા. અર્થાત્ રમવા આવનારાઓનું રોકડ નાણું ખૂટી ગયાં પછીની એ રકમ હતી. જુગાર રમવા ઠેર ઠેર અમુક યંત્રો રાખવામાં આવે છે. તેવું દરેક મશીન અઠવાડિયાના ૨૫૦ રૂપિયા કમાઈ આપે છે. તેવાં લગભગ બે લાખ મશીનો ચારે બાજુ ગોઠવાયેલાં છે. ઘોડદોડની શરતવાળા દર વર્ષે ૩ અબજ રૂપિયા (૬૦૦ મિલિયન ડૉલર) બનાવે છે.

ઘણી વાર આ અડ્ડાવાળાઓ સરકારી અમલદારોના ‘સંરક્ષણ’ હેઠળ જ પોતાનો ધંધો ચલાવે છે. એ સંરક્ષણ મેળવવા કાં તો તેઓ સીધી લાંચ આપે છે, અથવા પોતાના ધંધામાં તેમનો ભાગ ઊભો કરે છે, અથવા ચૂંટણી જેવી રાજકીય ચળવળો માટે પૈસા આપે છે. ઘણી વાર તો ચૂંટણીમાં બંને પક્ષને તેઓ પૈસા આપે છે!

જજ સેમ્યુઅલ લેબોવિટ્ઝે જુબાની આપતાં એવું વિધાન કર્યું હતું કે, ન્યૂયૉર્ક શહેરમાં એકલામાં જ જુગારીઓ દશથી બાર કરોડ રૂપિયા દર વર્ષે પોલીસ-દળમાં વહેંચવામાં વાપરે છે. ‘ન્યૂયૉર્ક ટાઇમ્સ’ પત્ર પોતાના તા. ૨૯મી માર્ચ ૧૯૫૧ના અગ્રલેખમાં જણાવે છે:

“વૉશિંગ્ટન, જુદાં જુદાં રાજ્યો અને પ્રજાનાં બધાં જૂથોના વિચારવંત લોકો કેફોવર-કમિટીની તપાસમાંથી બહાર આવેલી બાબતોથી જરૂર વિચારમાં પડી ગયા હશે, અને જુગારની બદીથી ઊભા થતા પ્રશ્નોનું નિરાકરણ શોધવા પ્રયત્ન કરતા હશે. એ પ્રશ્નોમાં સૌથી વધુ ગંભીર પ્રશ્ન તો જુગારના અડ્ડાવાળાઓએ પોતાનો ધંધો સહીસલામત રહી શકે તે માટે પોલીસ તેમ જ બીજા અમલદારોને ખરીદી લેવા આપેલા પૈસાથી તેઓમાં પેઠેલા સડાને લગતો છે. કેફોવર કમિટીએ પુરવાર કર્યું છે કે, ગેરકાયદે ચાલતા જુગારના ધંધામાં આખા દેશમાં થઈને અબજો રૂપિયા કમાણી ઊભી થાય છે. જ્યાં સુધી જુગાર ગેરકાયદે ગણાય છે અને તેમાંથી ભારે નફો ઊભો થઈ શકે છે, ત્યાં સુધી તેના અડ્ડાઓ ચલાવનાર છૂપી ટોળકીઓ સરકારી અમલદારો અને રાજકારણી પુરુષોનો પરિચય રાખી, તેમને પૈસા આપી, તેમના ઉપર લાગવગ પહોંચાડવા જરૂર ઇચ્છે જ.

“ગુના-તપાસ સમિતિ પોતાના નિર્ણયો કૉંગ્રેસ સમક્ષ રજૂ કરશે તેની સાથે જ એક અગત્યનો નિર્ણય લેવાનું આપણી સામે આવીને ઊભું રહેશે કે — આ જુગારીઓના ધંધાને રોકવા અને મુશ્કેલ બનાવવા આપણે વધુ કડક કાયદાઓ કરવા જઈશું કે પછી જુગારને માનવસ્વભાવ — ‘પ્રાણીવિજ્ઞાને માન્ય રાખેલી આવશ્યકતા’ ગણતા મતને કબૂલ રાખીને, નવું અને કદાચ વધુ સહાનુભૂતિભર્યું વ્યવહારુ વલણ અખત્યાર કરીશું?

“. . . આ પ્રશ્નમાં બહુ અગત્યના મુદ્દાઓ સમાયેલા છે અને તેના ઉપર પૂરી ચર્ચા થવી જોઈએ.

“કોઈ વિચારવંત માણસ જુગારની બદી વધતી જાય એમ નહીં ઇચ્છે; છતાં બીજી બાજુ દરેક વિચારવંત માણસ પોલીસ અને રાજતંત્રમાં લાંચ-રુશવતનો સડો ફેલાતો રોકવા જ ઇચ્છે. આ બે હેતુઓ એકીસાથે સાધી શકાય તેમ છે ખરા?”

પછી થોડા જ દિવસો બાદ અમેરિકાના જાહેર જીવનમાંની એકીસાથે પ્રકાશમાં આવેલી બદીઓ વિષે ફરીથી લખતાં ‘ન્યૂયૉર્ક ટાઇમ્સ’ પોતાના એપ્રિલ ૧, ૧૯૫૧ના અગ્રલેખમાં આ અંગે વિચાર આગળ ચલાવતાં જણાવે છે:

"આપણને છેલ્લા થોડા દિવસથી (ગુનેગારો અને રાજસત્તાવાળાઓ વચ્ચે લાંચરુશવતનો સંબંધ, સરકારે કાઢેલી લોનોમાં અયોગ્ય ઘાલમેલ, અમેરિકાની અણુ-બૉમ્બની ગુપ્ત કરામત દુશ્મનને વેચી દેનારા જાસૂસોની ધરપકડ, કૉલેજોની રમતગમત ઉપર જુગારીઓનો પંજો, નાની ઉંમરનાં છોકરાંઓમાં નશાબાજીનો પ્રચાર —ઇત્યાદિ બાબતોમાં) 'ગુના'નું તેના જુદા જુદા સ્વરૂપે દર્શન થયું છે, અને તેના ઉપર વિચાર કરતા થવું પડયું છે. કારણ કે, 'ગુનો' એટલે આપણે પ્રજા તરીકે નીતિનિયમના જે સમગ્ર વિધાન હેઠળ જીવીએ છીએ અને વિકાસ પામીએ છીએ, તે વિધાનનો જ ભંગ.

"... આપણા પ્રજાકીય જીવનમાં વ્યાપક 'અધઃપાત'નું વાતાવરણ જોઈને આપણને ચિંતા થઈ છે, અને થવી પણ જોઈએ. (ગયા વિશ્વયુદ્ધનો) આપણને ઘેરી વળેલો ભય કાંઈક ઓછો થતાં, એક યા બીજી બાબતમાં નિયંત્રણના દબાણને અવમાનવાનું વલણ આજકાલ પ્રવર્તે છે. આપણા કેટલાય આગેવાનોએ આ ભય સામે આપણને જુસ્સાદાર શબ્દોમાં ચેતવ્યા છે. પરંતુ એ તો ઉઘાડું છે કે, આ હળવાશની વૃત્તિ શારીરિક ક્ષેત્રને બદલે નૈતિક ક્ષેત્રમાં વધુ દેખાઈ છે. પરંતુ એકની જેમ જ બીજામાં પણ આવી હળવી વૃત્તિ આપણા રાષ્ટ્રીય જીવનને ભારે હાનિ પહોંચાડે તેમ છે.

"આ તબક્કે આપણને કાંઈક દોરવણી આપવાની અને આપણી સમક્ષ જ્વલંત દૃષ્ટાંત પૂરું પાડવાની હાકલ આપણી રાષ્ટ્રીય સરકારને કરવી એ સર્વથા ઉચિત છે, એમ અમે માનીએ છીએ. આ રાષ્ટ્રીય સરકાર આજની ઘડીએ અમેરિકાની જનતાનો ઊંડો વિશ્વાસ ધરાવતી નથી, એ એક કમનસીબ બીના છે. સરકારના કારોબારી તંત્ર તરફ ગંભીર પ્રકારે શંકાશીલ વલણ હોવાને લીધે જ કૉંગ્રેસ વિરોધી ભાવ રાખી રહી છે, એ જાણીતી વાત છે. એ શંકા ધરાવવામાં આમજનતા પણ સામેલ છે; અને એ રીતે કૉંગ્રેસ પોતાનાં મતદારમંડળોના વલણનો જ સાચો પડઘો પાડે છે.

"સ્ટેટ ડિપાર્ટમેંટને લગતા પ્રશ્નો તરફ જે ઉપેક્ષાવૃત્તિ દાખવવામાં આવે છે, તેના મૂળમાં આમ-જનતાની એ માન્યતા છે કે, એ ખાતું પોતાની ભૂલોને સુધારવા કરતાં તેમનો બચાવ કરવામાં વધુ રસ ધરાવે છે. તે જ પ્રમાણે પ્રેસિડંટ પોતે પણ સિદ્ધાંતને ભોગે પણ પોતાના મિત્રોને બચાવી લે છે એવી જે લોકોને ખાતરી થઈ ગયેલી છે, તેનાથી પ્રેસિડંટને વારંવાર સહન કરવું પડે છે. અંગત વફાદારી એક સદ્‌ગુણ તરીકે આદરપાત્ર વસ્તુ હશે, પરંતુ એવા પણ સંજોગો હોઈ શકે કે જ્યારે સદ્‌ગુણનો પણ દુરુપયોગ થઈ જાય.

"જે પક્ષ સત્તારૂઢ હોય તેની કાર્યક્ષમતાને પડકારવાનો વિરોધપક્ષને હંમેશ હક હોય છે. અત્યારના અધિકારીઓની કાર્યક્ષમતા બાબત કેટલીક ઉચિત શંકાઓ ઉઠાવવામાં આવી છે. પરંતુ કોઈ પણ સંમાનિત રાજ્યસંઘમાં સત્તા ભોગવતા પક્ષની પ્રામાણિકતાને પડકારવી એ કંઈ વિરોધપક્ષનો ધર્મ ન કહેવાય.

"આપણા નાગરિકોનો મોટો ભાગ આ છેલ્લા અગત્યના મુદ્દાની બાબતમાં શંકારહિત થઈ શકતો નથી એ એક ભારે કમનસીબ બીના છે.

"આ પરિસ્થિતિનો ઉપાય રાજ્યતંત્રમાં પોતામાં જ કાંઈ સીધાં પગલાં લેવામાં આવે તો જ થઈ શકે. પ્રેસિડંટ તથા તેના નજીકના સાથીઓએ અમલદારોની વર્તણૂકને 'ખરું' અને 'ખોટું' એ બાબતનાં સાદાં ધોરણો ઉપર પાછી સ્થાપિત કરવી જોઈએ. એ જ ધોરણોને સરકારી તંત્રની વધુ નીચેની કક્ષાઓએ તેમ જ સામાજિક સંબંધો અને જવાબ-દારીઓના બધા પ્રકારોમાં લાગુ કરી દેવાં જોઈએ. સામુદાયિક જીવનના સામાન્ય વ્યવહાર તરીકે આપણે નૈતિક સિદ્ધાંતો તરફ કટાક્ષની વૃત્તિને સ્વીકારી શકીએ નહીં, પરંતુ ઊંચામાં ઊંચી જવાબદારીને સ્થાને બેઠેલા લોકો પણ તે વૃત્તિને એ જ પ્રમાણે દૂર ન કરે, ત્યાં સુધી આપણી પ્રજાના મોટા ભાગ ઉપર એ વૃત્તિને આરૂઢ થઈ જતી રોકી શકાશે નહિ."

આમ સામાજિક અને રાજકીય બદીના ઉપાય તરીકે અમેરિકાનું આ અગ્રગણ્ય પત્ર પ્રેસિડંટ અને

તેના નજીકના સાથીઓએ 'ખરું' અને 'ખોટું' શું છે તેનાં સાદાં નૈતિક ધોરણો ઉપર અમલદારોની વર્તણૂકને સ્થાપિત કરવી જોઈએ એમ સૂચવે છે. સાદાં નૈતિક ધોરણો પ્રજામાંથી લુપ્ત થવા આવે, ત્યારે રાજકીય કે કાયદાના ઉપાયો કામ લાગી શકતા નથી. કારણ કે એ ઉપાયોને અમલમાં લાવનાર અમલદારોમાં જ નીતિનાં ધોરણો ડગી ગયાં હોય છે. પ્રજાકીય જીવનમાં એ ધોરણો લુપ્ત ન થયાં હોય તો અમલદારો પણ અનીતિથી વર્તી શકે નહીં. આમ વ્યાપક બનેલી અનીતિને નિવારવા પ્રજાના ડાહ્યા પુરુષોએ કટિબદ્ધ થવું જોઈએ, એ જાતની સૂચના સેનેટર ફૂલબ્રાઈટે કરેલી છે તે આ અંકમાં બીજે જોવા મળશે.

ગો૦

# બીજી પત્ની અને છૂટાછેડા

મધ્ય પ્રદેશની ધારાસભામાં, એક પત્ની હયાત હોવા છતાં બીજી પત્ની કરવાના રિવાજ પર પ્રતિબંધ મૂકવા અને યોગ્ય કારણોસર છૂટાછેડા લેવા માટે, પતિ-પત્નીને અધિકાર આપતું એક ખાનગી બિલ દાખલ થયું છે; મુંબઈ સરકારે પોતે જ આવો એક કાયદો ૨-૩ વર્ષ પર પસાર કર્યો હતો; અને હિંદુ-કોડ-બિલમાંયે આ પ્રકારની કલમો સૂચવવામાં આવી છે. મારો ખ્યાલ છે કે, સુધારક હિંદુઓનો આ વિચારમાં એકમત છે અને તેમની દૃષ્ટિએ તો આવો કાયદો બનાવવામાં કેટલાંયે વર્ષોની વાર થઈ છે.

હું સ્ત્રીઓના હિતની દૃષ્ટિએ આ વિષય પર વિચાર કરું છું. એક પત્ની હયાત હોવા છતાં બીજી પત્ની કરવાનો રિવાજ સ્ત્રીઓના લાભમાં હોઈ શકે છે? હું માનતો હતો કે, કોઈ પણ એવી સ્ત્રી નહિ મળે જે એમ કહે કે પુરુષ બીજી પત્ની લાવે તો શી હરકત છે. પાછલા સમયમાં અનેક શોકોની સાથે સ્ત્રીને નભાવવું પડતું હતું જ. પણ શું તેમને એ રિવાજમાં સંતોષ હતો ખરો? શકુંતલાને વિદાય કરતાં કણ્વ ઋષિએ ઉપદેશ આપ્યો કે, 'જોજે, શોકોની સાથે સારું વર્તન રાખજે.' એટલે કે પરિસ્થિતિ દુઃખકર હોવા છતાં પણ તારે નભાવી લેવું જોઈએ. હવે આજે એટલી પત્નીઓ તો કોઈ નથી કરતું, અને બીજી પત્ની પણ ઘણા થોડા કરે છે, તો કોઈએ કરી લીધી, એને કાયદાથી રોકવાની શી જરૂર? બીજી પત્ની કરવાની કાયદામાં છૂટ ન હોય તોપણ બીજી સ્ત્રીથી સંબંધ બાંધવામાં પુરુષને તો કોઈ મુશ્કેલી નડતી નથી, અને હવે તો એવી સ્ત્રીને અને તેનાં બાળકોને કાયદાની દૃષ્ટિએ ભરણપોષણ પણ આપવું જ પડે છે. તો સારું એ છે કે, તેઓ લગ્ન જ કરી લે. હું માનતો હતો કે, કોઈ પણ સ્ત્રી આ દલીલને માન્ય નહિ રાખે. પણ મારી આ માન્યતા ખોટી ઠરી. થોડા મહિના પહેલાં શ્રી. આનંદીબાઈ કર્વેનું આત્મચરિત "માઝેં પુરાણ" મારા વાંચવામાં આવ્યું. અને આશ્ચર્ય થયું કે, આ મહાન સુધારક મહિલાએ બીજી પત્નીનો વિરોધ કરનાર સ્ત્રીઓના આંદોલનને નાપસંદ કર્યું છે. મેં એવી પણ કેટલીક સ્ત્રીઓ જોઈ છે, જેમણે પોતાના પતિને બીજી સ્ત્રીની સાથે લગ્ન કરવા આગ્રહ કર્યો છે; પોતે કન્યા શોધી લાવીને તેની સાથે લગ્ન કરાવી આપ્યું છે. હાલમાં થોડા સમય પર એક બહેનનો કેસ મારી જાણમાં આવ્યો હતો, જેમાં તેના પતિએ મુંબઈ રાજ્યમાં છૂટાછેડા માટે અરજી દાખલ કરી હતી, કારણ કે તે બીજું લગ્ન કરવા ઇચ્છતો હતો, પણ કાયદાની હરકતને લઈ કરી નહોતો શકતો. પત્નીમાં એવી કંઈક શારીરિક ખામીઓ હતી કે જેને લઈ તેને પોતાના પક્ષમાં હુકમનામું મળવાનો સંભવ હતો. પણ તેની પત્ની ઇચ્છતી હતી કે, ભલે તે બીજું લગ્ન કરે, પણ પોતાને ન છોડે. તે જાતે બીજી પત્ની શોધી આપવામાં મદદ કરવા તૈયાર હતી. તેના પતિનો મધ્ય પ્રદેશ તેમ જ મધ્ય ભારતમાં પણ સંબંધ હોવાથી પત્નીની સૂચના હતી કે, તે મુંબઈ છોડીને આ પ્રદેશોમાં વસી જાય અને મુંબઈના કાયદાથી છુટકારો મેળવે! આવા બીજા પણ કેટલાક પ્રસંગો મારા ધ્યાનમાં છે, જેમાં તે સ્ત્રીઓના હિતચિંતકો કહેશે કે, તેનું ભલું તો છૂટાછેડા કર્યા સિવાય પતિને બીજું લગ્ન કરવા દેવામાં જ છે.

તો શું બીજી પત્ની કરવાની પ્રથા જેવી ચાલે છે તેવી રહેવા દેવી? શું અપવાદ જેવા પ્રસંગોને લઈ તે

બધા પુરુષો માટે અનેક પત્નીઓ કરવાનો અધિકાર ચાલુ રાખી, સ્ત્રીઓને માથે હંમેશને માટે એક તલવાર લટકતી રાખવી કે, પતિદેવ જો નારાજ થઈ જાય તો ક્યારે પણ એક બીજી સ્ત્રીને લાવી તેના માથા પર લાવી બેસાડે?

સાફ છે કે આ નિયમ પણ ન્યાયી અને સ્ત્રીઓના હિતમાં નથી. ઉપરના જે અપવાદરૂપ પ્રસંગો છે તે વિષે કાયદાના અભ્યાસીઓનું કહેવું છે કે, કાયદાનો સ્વભાવ જ એવો છે કે તે પોતે સમાજને માટે લાભદાયક હોય છતાં અપવાદરૂપ પ્રસંગોમાં તે કઠોર અને ન ઇચ્છ્યા જેવું પરિણામ લાવી શકે છે. અંગ્રેજીમાં કાયદાને માટે એક કહેવત છે કે, અપવાદરૂપ મનુષ્યની મુશ્કેલીઓને લીધે કોઈ સારા કાયદાને ખરાબ કહી ન શકાય.

હું એ વિચાર કરું છું કે, યોગ્ય અપવાદોને માટે સ્થાન રહે એવો કોઈ રસ્તો કાઢી શકાય કે નહિ? ઘણી પત્નીઓ કે ઘણા પતિઓનો રિવાજ ઊંચી સભ્યતાનો સૂચક તો નથી જ, અને બધા ખ્રિસ્તી દેશોમાં સદીઓથી તેનો નિષેધ છે. તે સિવાય આપણો તો દાવો છે કે, આર્ય સંસ્કૃતિ તો બીજી બધી સંસ્કૃતિઓથી ઘણા જ ઊંચા પ્રકારની છે અને પતિ કે પત્ની મર્યા પછી પણ બીજું લગ્ન ન કરવાનો આપણો આદર્શ છે. સૂર્ય અને અગ્નિની સાક્ષીએ યજ્ઞકર્મ સાથે થયેલા પાણિગ્રહણને જીવનભર ટકાવવાની આપણી પ્રતિજ્ઞા હોય છે. આથી આ દ્વિપત્ની-પ્રતિબંધક કાયદાની સામે તો કોઈ વાંધો ઉઠાવી શકાય તેમ જ નથી. પણ આ ઊંચી સંસ્કૃતિને લઈને જ છૂટાછેડાની વાત પર વાંધો ઉઠાવી શકાય તેમ છે. જે કોઈ સારા-નઠારા પુરુષ કે સ્ત્રીનો એક વખત હાથ પકડ્યો તે પકડ્યો; એ હાથ આ જન્મમાં કોઈ બીજો હાથ નહિ પકડે એવો આગ્રહ હોવો જોઈએ, અને સરકારે આ આગ્રહને ઢીલો કરે એવો કોઈ કાયદો ન બનાવવો જોઈએ.

આવો જો આપણો વ્યવહાર હોત તો કેટલું સારું થાત! પણ કોઈ એવો દાવો કરી શકે એમ નથી કે, અમારા દેશના સહુથી શ્રેષ્ઠ સંસ્કારી સમાજમાં પણ આ પ્રકારની લગ્ન-વફાદારી કે દંપતી નિષ્ઠા સામાન્ય છે. જે કંઈ રૂઢિઓનાં બંધન છે તે બધાં સ્ત્રીઓ માટે તો બંધનકારક છે, પણ પુરુષો માટે અનુકૂળ છે. હિમાચળ પ્રદેશોમાં જ્યાં બહુ-પતિત્વની પ્રથા છે, તે પણ સ્ત્રીઓના હિતમાં નથી, પણ પુરુષોના ફાયદા માટે છે. ત્યાંનું કઠણ જીવન વિતાવનાર જાતિઓએ પ્રજાવૃદ્ધિ રોકવાનો ઉપાય બહુપતિત્વમાં જોયો. આમાં સ્ત્રીઓની કેવી હાલત થાય છે તે પુરુષ નથી વિચારતો. પહાડોની નીચે રહેનાર પ્રજાએ એક જમાનામાં જોયું કે, બેહદ રસાળ જમીન પડી છે તેને ખેડવા પૂરતા માણસો નથી. એટલે ઘણી પત્નીઓ મારફતે તેનો રસ્તો શોધ્યો. પુત્રોત્પત્તિને મહાન ધર્મ અને પુત્રનો અભાવ એ મોટા નરકમાં નાખનાર પાપ ઠરાવ્યાં. એક જાપાની વિદુષીએ કહ્યું કે, જ્યારે જાપાનને સામ્રાજ્યવાદની ધૂન લાગી, ત્યારે સંતતિવૃદ્ધિ માટે સ્ત્રીઓ પર બળજબરી થવા લાગી. અને હવે જ્યારે હારી ગયા છે અને અમેરિકાનો મત છે કે જાપાનમાં પ્રજાસંખ્યા ઘણા મોટા પ્રમાણમાં છે, ત્યારે સ્ત્રીઓને ગર્ભાશયની શસ્ત્રક્રિયા કરાવવા તથા ગર્ભસ્રાવ વગેરે કરવા માટે ફરજ પાડવામાં આવે છે. આ રીતે લગ્નની બાબતમાં જે રૂઢિઓ બની છે, તે સદાચાર અને નીતિધર્મના ખ્યાલથી કે સ્ત્રીઓ પ્રત્યે સદ્ભાવ અને ન્યાયના ખ્યાલથી નથી બની, પણ મોટે ભાગે પુરુષોના લાભ માટે જ બની છે.

આથી દ્વિપત્નીત્વ કે છૂટાછેડાના પ્રશ્નને આદર્શ સ્ત્રી-પુરુષોની દૃષ્ટિથી નહિ, પણ સામાન્ય જનસમાજમાં સ્ત્રીઓના હિતની દૃષ્ટિએ વિચારવો ઠીક થશે.

પોતાની પત્ની સતીના આદર્શો પર ચાલે એવી દરેક પુરુષ ઇચ્છા રાખે છે. પણ કોણ જાણે કેમ, પુરુષ સ્ત્રીને વિષે શંકાશીલ જ રહે છે. તે એમ માનતો લાગે છે કે, પુરુષ તેના પર બરાબર નજર રાખે છે એટલે જ તે પવિત્ર રહે છે. એથી તેને બુરખામાં, પડદામાં કે બીજી રીતે બંધનમાં રાખે છે, અને છૂટાછેડા, વિધવા-વિવાહ વગેરે માર્ગો તેને માટે ખુલ્લા નથી રાખ્યા. કોણ જાણે કેમ, એને ડર છે કે, જો સ્ત્રીઓને માટે એ માર્ગો ખુલ્લા કર્યા, તો ઘણીખરી સ્ત્રીઓ પોતાના પતિને છોડી બીજા સાથે ભાગી જશે! શું આ ડરની પાછળ પુરુષને એ આશંકા છે કે, તેનું

પોતાનું જીવન એટલું લાયક, પવિત્ર અને પ્રેમભર્યું નથી કે કોઈ સ્ત્રી તેની સાથે રાજીખુશીથી રહી શકે?

અને ઘણી વાર સ્ત્રીઓની માન્યતામાંથી પણ એ ધ્વનિ નીકળે છે. મોટો ભાગ એમ માને છે કે, કોઈ પણ પુરુષ પર સોળ આના વિશ્વાસ ન રાખી શકાય અને પોતા સિવાયની બીજી સ્ત્રીઓ ઘણું કરીને પુરુષને ફસાવનારી હોય છે. આથી તેમનામાં પોતાની જાતિ પ્રત્યે શંકા અને ઈર્ષા વધારે પ્રમાણમાં હોય છે. ઘણી વખત સ્ત્રીઓની પરસ્પર ચર્ચામાં સાંભળ્યું હશે કે, પુરુષો ખરાબ હોય છે એ માટે તેમને નવાઈ નથી લાગતી. તે અપેક્ષા જ નથી રાખતી કે પુરુષ શુદ્ધ હોવો જ જોઈએ. અને હોય તો તેની પત્નીને તેઓ મહાભાગ્યવાન સ્ત્રી માને છે.

મતલબ એ કે, સામાન્ય માનવસમાજમાં સ્ત્રી અને પુરુષ બન્ને સ્ખલનશીલ અને પોતાના લગ્નના ભાગીદારથી મુક્ત થવાની કે બેવફાઈ કરવાની પ્રવૃત્તિ કરનાર હોઈ શકે છે; પણ એ દશામાં પુરુષોને જે સગવડો છે, તે સ્ત્રીઓને નથી હોતી.

આથી પોતાની હયાતી છતાં પતિ બીજી પત્ની કરે કે ન કરે, અને તે પોતાના પતિથી છૂટાછેડા મેળવે યા નહિ, તેમાં સ્ત્રીનો નિર્ણય જ વધારે મહત્ત્વનો સમજવો જોઈએ, અને તેના હિતમાં જે પ્રથા યોગ્ય હોય તે કાયદેસર કરવી જોઈએ.

જો આ વિચારસરણી ઠીક હોય, તો મારા મત પ્રમાણે કાયદાની રચના નીચેના સિદ્ધાન્તો પ્રમાણે કરવી ઠીક થશે:—

૧. એક દંપતી-કલહ-પંચાયત જુદી હોવી જોઈએ. તે ત્રણ ન્યાયાધીશોની સમિતિ (બેંચ)ની હોય. તેમાં એક પુરુષ ન્યાયાધીશ અને બે સ્ત્રી ન્યાયાધીશ હોય. પુરુષ અનુભવી ફર્સ્ટ ક્લાસ સબજજ કે તેથી વધારે યોગ્યતા ધરાવનાર હોય, અને સ્ત્રીઓ પ્રૌઢ, અનુભવી અને સમજુ હોય.

૨. નીચે લખેલાં કારણો પર પતિ કે પત્નીને દંપતી-કલહ-પંચાયતનો આશ્રય લેવાનો અધિકાર હોય—

(૧) શારીરિક કે માનસિક નપુંસકતા, ભોગ માટે નાલાયક કરનાર કોઈ શારીરિક કે માનસિક ત્રુટી કે રોગ, દુષ્ટ (વિનીરિયલ), કુષ્ટ (રક્તપિત્ત), અથવા ચેપી (કણ્ટેજ્યિસ) રોગ, વ્યભિચાર, ઘણો કજિયાળો સ્વભાવ, મારપીટ, ક્રૂરતા.

(૨) સ્ત્રીને માટે: પતિની પોતાના કુટુંબના લોકોના જુલમોથી તેનું રક્ષણ કરવાની અશક્તિ; અને

(૩) પુરુષને માટે: પત્નીનું વંધ્યત્વ અથવા પોતાની પ્રથમ પત્નીનાં બાળકો અથવા કુટુંબના બીજા લોકો સાથે દુષ્ટ વ્યવહાર.

૩. દરખાસ્તની સાથે નીચે લખેલી માગણી કરી શકાય:

(૧) પુરુષ: બીજી પત્ની કરવાની, પત્નીને જુદી રાખી નિભાવવાની, ભરણપોષણ કરવાની જવાબદારીમાંથી છૂટા થવાની, કે છૂટાછેડા મેળવવાની.

(૨) સ્ત્રી: છૂટાછેડા કરવાની કે જુદા રહીને ભરણપોષણ મેળવવાની.

૪. આવી દરખાસ્ત આવતાં દંપતી-કલહ-પંચાયત પતિ-પત્ની બન્નેના ગૃહજીવનની પૂરી વિગતોમાં ઊતરે. સગાંસંબંધી, મિત્રો વગેરેને પણ પૂછપરછ કરે. ત્યાર પછી કાં તો બીજી પત્ની કરવાની મંજૂરી ન આપે, અથવા યોગ્ય શરતો સાથે આપે, અથવા જુદા રહેવાની છૂટ આપી ખાધાખોરાકી આપવાની આજ્ઞા કરે, અથવા છૂટાછેડા કરી આપે, અથવા મેળ કરી લેવા માટે પ્રયત્ન કરવાની સલાહ આપી એ પ્રશ્નને કેટલોક વખત માટે મુલતવી રાખે, અથવા છૂટાછેડાનો કાચો હુકમ આપે, અથવા બીજી કોઈ સૂચના કરે.

ખાધાખોરાકીની રકમમાં ફેરફાર કરવાનો અધિકાર પણ આ જ પંચાયતને હોય.

આમાં દ્વિપત્નીત્વનો ભારપૂર્વક નિષેધ નથી, આ વાત કેટલાક સુધારકોને અનુચિત લાગશે. બીજી તરફથી વર્તણૂકમાં ગમે તેવી કમજોરી કેમ ન હોય પણ સંસ્કાર અને વિચારમાં સતીત્વનો આદર્શ અને લગ્નને યજ્ઞની ધાર્મિક ભાવનાથી જોનાર સનાતની હિન્દુઓને આમાં જે છૂટાછેડાને માટે સ્થાન રાખ્યું છે તે ખટકશે. પણ મારી બન્ને પક્ષોને વિનંતી છે કે, તેઓ આપણી પ્રજાના જીવનની તથા મનુષ્યોની આચરણ સંબંધી સભ્યતા અને બહુજન-સમાજની રૂઢિઓની દૃષ્ટિને ધ્યાનમાં રાખી આ વસ્તુને જુએ. એકપત્નીત્વના નિયમ પાછળ અને

આજીવન લગ્નના આદર્શ પાછળનો સાચો ઉદ્દેશ વ્યભિચાર પર રોક, કામવાસનામાં સંયમ, ગંભીર વૃત્તિથી પ્રજાનિર્માણ, અને સામાન્ય રીતે પુરુષનો આશ્રય અને આલંબનની ગરજ રાખનાર સ્ત્રીજાતિની તથા તેનાં બાળકોની બરાબર ખાતરદારી તથા નિર્વાહનો પ્રબંધ થઈ શકે તે જ છે, હોવો જોઈએ. વિવાહપ્રથાના નિયમો આ ઉદ્દેશોની પૂર્તિની દૃષ્ટિએ જ બનાવવા જોઈએ.

પતિપત્નીનું આદર્શ જોડું માનવ સમાજમાં અપવાદરૂપ જ હોય છે. ૮૦ ટકાથી વધારે દંપતીઓમાં ઘણો મેળ નથી હોતો કે વધારેપડતો કંકાસ પણ નથી થતો. એકબીજાને નભાવી લેવાનો સંસ્કાર અને સ્વભાવ તેમને પ્રાપ્ત થયેલો હોય છે અને તે સામાન્ય સંતોષથી જીવનભર સાથે જીવી જાય છે. ઘણા થોડાની એવી મનોરચના હોય છે કે એમની સાથે રહી જીવન જીવવું અશક્ય થઈ પડે છે. તે સિવાય ઘણા પુરુષો એવા હોય છે કે જે મોટી ઉંમરમાં વિધુર થતાં અને બાળકો હોવા છતાં બીજી પત્ની કરવાનો પ્રયત્ન કરે છે. ૬૦, ૭૦ કે ૮૦ વર્ષના 'આર્ય દ્વિજ' લગ્નોત્સુક હોય છે, અને તરુણ વિધુરથી પણ તેમની ઉત્કંઠા તીવ્ર દેખાઈ આવે છે. પ્રથમ પત્નીની પ્રેમયુક્ત સ્મૃતિ તરુણ યુવકને જેટલી દુઃખકર હોય છે અને તેને લઈ તે જલદીથી બીજી પત્ની કરવાની વાત પર જેટલો નાખુશ હોય છે, એટલી પ્રૌઢ વિધુરને નથી હોતી. પ્રથમ પત્ની હજુ મરી પણ નથી ત્યાં બીજી વાતો શરૂ થાય છે અને પહેલીની પ્રેતયાત્રામાંથી પાછા ફરતા પહેલાં જ બીજી જગ્યાએ નક્કી કરી નાખે છે. ઘણા થોડા પુરુષો પોતાની વિવાહિત પત્નીને માટે વિવાહ-વફાદારીનું પાલન કરવાનો આગ્રહ રાખે છે.

બીજી બાજુ જેઓમાં છૂટાછેડા અને પુનર્વિવાહની પ્રથા પરંપરાગત ચાલી આવેલી છે, ત્યાં પણ બહુ સ્ત્રીઓ ઘર બદલવાની પ્રવૃત્તિ નથી કરતી. પૂરી તરુણાવસ્થા હોય પણ જો બાળક હોય તો તે પુનર્વિવાહ કરવાનું નાપસંદ કરે છે, અને બાળકોના હિતમાં પોતાની વાસનાઓનું ખુશીની સાથે દમન કરે છે. પતિ રોજ મારે છતાં બાળકોના હિતમાં તે નભાવી લે છે. જેને એવી કોઈ જવાબદારી નથી, તે ફરીથી પુનર્વિવાહ કરવાની ઇચ્છા કરે તો તેમાં સાધારણ પુરુષોને આશ્ચર્ય કરવાપણું કે ખોટું માનવાનો કોઈ અધિકાર નથી.

પુરુષ પોતાની પત્નીથી અસંતુષ્ટ હોય તો હજાર ઉપાય કરી લે છે. ઘરમાં આવતો નથી કે ઓછો આવે છે. મિત્રોમાં, ધંધામાં, લખવામાં, ક્લબ અને તેને લગતા બીજા દુરાચારોમાં, અથવા સુસંસ્કારી હોય તો મંદિરો કે સાધુસંતોમાં સમય વિતાવે છે. ઘરને એક હોટેલ સમજી લે છે. અથવા મારપીટ કરી સ્ત્રીને સીધી રાખવાનો પ્રયત્ન કરે છે. તોપણ તેને સુધારવામાં ન ફાવે તો તેને ઘરની બહાર કાઢી મૂકે છે અથવા પોતે નીકળી જાય છે. અનેક પત્નીઓનો રિવાજ હોય તો તેની ઉપર બીજી પત્ની લાવે છે, અથવા બીજી સ્ત્રીને રાખી લે છે.

સ્ત્રીને માટે આવા માર્ગો બંધ જેવા છે. છૂટાછેડાનો એક નાનોસરખો માર્ગ તેને માટે ખોલવો એ તેને ન્યાય આપવાનો એક પ્રયત્ન જ છે. આવો માર્ગ ખુલ્લો કરવાથી સ્ત્રીઓને બહુ રાહત મળી જશે એવું માનવાની જરૂર નથી. જે રીતે કંટ્રોલ હોય કે ન હોય, બન્ને રીતે વેપારી લાભ મેળવી લે છે, એવી જ રીતે છૂટાછેડાની સગવડ આપવાથી તેનો લાભ પુરુષ જ વધારે પ્રમાણમાં ઉઠાવે છે અને ઉઠાવશે. ઘણુંખરું સ્ત્રીઓની પરિસ્થિતિ જ એવી હોય છે કે, જરૂર પડવા છતાં પણ તે તેનો લાભ ઉઠાવી શકતી નથી. છતાં પણ જે રીતે કંટ્રોલથી સાધારણ પ્રજાવર્ગને કેટલીક જરૂરી વસ્તુઓ સસ્તે ભાવે મેળવવાની સગવડ જેવું થાય છે એમ માનીએ છીએ, એવી જ રીતે છૂટાછેડાની સગવડ કેટલીક સ્ત્રીઓને કંઈક રાહત આપશે અને પુરુષોની સ્વૈરવૃત્તિ પર કંઈક અંકુશ મૂકી શકશે.

આવો કાયદો કોઈને છૂટાછેટા કરવા દબાણ નથી કરતો. પોતાના આદર્શો પર ચાલનારને રોકતો નથી. આ તો ફક્ત વિઘ્નાપહારી (મુશ્કેલીઓ દૂર કરનાર), કે માર્ગદર્શી (enabling) હોય છે. આથી તેનો વિરોધ કરવા માટે કોઈ યોગ્ય કારણ ધ્યાનમાં નથી આવતું.

વર્ધા, ૧૬-૭-'૫૧ **કિશોરલાલ ઘ૦ મશરૂવાળા**

(હિંદી પરથી)

# ભ્રષ્ટતા: લોકશાહીનો મોટો દુશ્મન!

[અમેરિકાની સરકારે પુનર્રચના માટેના સરકારી નાણાંકીય મંડળના કામકાજને તપાસવા એક પેટાસમિતિ નીમી હતી. તેને અંગે સેનેટમાં બોલતાં સેનેટર ફુલબ્રાઈટે જે ભાષણ કર્યું, તેમાંથી થોડા ઉતારા (ન્યૂયૉર્ક ટાઇમ્સ, માર્ચ ૨૮, ૧૯૫૧માંથી) નીચે આપેલા છે. અમેરિકાના રાષ્ટ્રજીવનમાં વ્યાપેલા ઊંડા સડા અંગે મિ. ફુલબ્રાઈટે ભારે ઉકળાટ ઠાલવ્યો છે, અને એ આખી પરિસ્થિતિને સુધારવા શું કરવું ઘટે તેની એક સૂચના પણ તેમણે અંતે કરી છે. તે સૂચના એકદમ જરા વિચિત્ર લાગે તેવી છે. કારણ કે અમેરિકાના નાગરિકોમાંથી ચૂંટેલા ડાહ્યા લોકોના એક મંડળને અમેરિકાના લોકશાહી સમાજના પરંપરાગત સિદ્ધાંતોની સચ્ચાઈ ઉપર લોકોનો વિશ્વાસ ફરી પાછો પ્રસ્થાપિત કરવા પ્રજા આદેશ આપે — એવી એ સૂચના છે. રાજકારણી લોકો કાયદાથી કે બીજી રીતે એ બાબતમાં કશું કરી શકે એમ તે નથી માનતા. આપણે ત્યાં તાજેતરમાં શરૂ થયેલી 'વ્યવહારશુદ્ધિ આંદોલન'ની પ્રવૃત્તિને આ સૂચનાની સરખામણીમાં વિચારવી રસિક થઈ પડશે. —ગો૦]

“અમે અમારા તપાસના કામમાં બહુ આગળ વધ્યા ન હતા, તેટલામાં જ એક વાત સ્પષ્ટ થવા લાગી કે, અમે કાયદાના કે ધારાધોરણને લગતા સીધા સાદા પ્રશ્ન અંગે તપાસ નહોતા કરતા, પણ એક નૈતિક પ્રશ્ન અંગે તપાસ કરતા હતા. મારા ધ્યાન ઉપર આવેલા પહેલા જ દાખલામાં એવું બન્યું હતું કે, નાણાંકીય મંડળનો એક અમલદાર, કે જેણે અમુક લોન અમુક વ્યક્તિને આપવાની ભલામણ કરી હતી, તે અમલદારને તે લોન ઊંચી લેનાર વ્યક્તિએ નોકરીમાં રાખી લીધો હતો!

“નાણાંકીય મંડળના ડિરેક્ટરોને આ વ્યવહાર ઉચિત લાગતો હતો; પરંતુ મને તે સદંતર અનુચિત લાગ્યો. આમ શરૂઆતથી જ અમારી સામે નૈતિક ધોરણોની બાબતમાં જ મતભેદ આવીને ઊભો રહ્યો!

“આપણી સામે જ્યારે કોઈ અનિષ્ટ આવીને ઊભું રહે છે, ત્યારે આપણે અમેરિકનો એવું જ બોલી ઊઠીએ છીએ કે, 'એ માટે કાયદો હોવો જોઈએ!' પરંતુ માણસની પ્રવૃત્તિઓના વિશાળ ક્ષેત્રને કાયદો અસરકારક રીતે લાગુ પડતો નથી અને પડી શકે પણ નહીં. જે અનિષ્ટો સૂક્ષ્મ અને ગુપ્ત હોય છે, તેમને કાયદો પહોંચી શકે નહીં. સામાન્યપણે કાયદો તો દુષ્ટ લોકોનાં ખુલ્લાં અને નજર સામે કરાયેલાં કૃત્યોને જ પહોંચી શકે છે.

“કાયદો આ પ્રમાણે પૂરતો ન હોવાથી પ્રાચીન કાળથી માણસોએ કાયદાની અદાલતોની પૂર્તિ તરીકે નીતિના કાયદાને સ્થાપિત કર્યો હતો. ત્યાં કાયદાના શબ્દ કરતાં તેની ભાવના તરફ જ વધુ લક્ષ અપાય છે. કાયદાના પાયામાં મહાન ધર્મોએ પ્રસ્થાપિત કરેલા અને વિચારયુક્ત તથા માનવતાભર્યું જીવન ગુજારવા માટે બધા સુધરેલા લોકોએ આવશ્યક માનેલા નૈતિક નિયમો જ રહેલા હોય છે.

“અમારી તપાસ-સમિતિનું કામકાજ જેમ જેમ આગળ ચાલવા લાગ્યું, તેમ તેમ અમારી સામે નૈતિક આચારના જ પ્રશ્નો ખડા થતા ગયા. કાયદાની ચુંગલમાં સીધા ન આવતા અને તેના શબ્દનો ભંગ ન કરતા, પરંતુ તેની ભાવનાનું ઉલ્લંઘન કરતા લોકોને શું કરવું? સરકારી તંત્ર બહારના લોકો તંત્રની અંદરના લોકોને લાંચરુશવતથી ભ્રષ્ટ કરે તેમનું શું કરવું? તેઓ એવા ચાલાક હોય છે કે, ગેરકાયદે પુરવાર થાય એવું કશું તેઓ ન કરવાની કાળજી રાખે છે. અરે, કેટલાક તો આ બધું કામ કુશળ વકીલો મારફતે જ કરે છે. એ વકીલો પેલા ઉંદર જેવા ચાલાક હોય છે, કે જેઓ આંકડી ઉપરનો ખોરાક ખાઈ લે છે, પણ તે આંકડી પોતાના ગળામાં ન ભરાય તેની કાળજી રાખે છે! કેટલાક વેપારીઓ — અને તે પણ જાણીતા અને આબરૂદાર વેપારીઓ — કાયદાની ચુંગલમાંથી છટકીને સરકારને ભોગે તાલેવાન થઈ જવા સારુ આવા પાકા અને લુચ્ચા વકીલોનો ઉપયોગ કરે છે. ઘણા દાખલામાં કાયદો એ લોકોને કશું કરી શકતો નથી.

“આ બેમાં કોનો વાંક વિશેષ ગણવો? લાંચ આપનારનો કે લેનારનો? લાંચ લેનારો સરકારને આપેલા શપથનો અને પોતા ઉપર મૂકવામાં આવેલા વિશ્વાસનો ભંગ કરે છે, એ તો ઉઘાડું છે. પરંતુ ઘણી વાર સરખામણીમાં તેઓ સાદા તથા ઓછી મિલકતવાળા અથવા બિલકુલ મિલકત વિનાના લોકો

હોય છે. જેમને પાપ-પુણ્યની પરવા નથી એવા લોકોએ તેમની સમક્ષ રજૂ કરેલાં પ્રલોભનો આગળ તેઓ નમી પડ્યા હોય છે.

"પરંતુ લાંચ આપનારા કોણ હોય છે? તેઓ મોટે ભાગે ધરતી ઉપર ઉમરાવોની જેમ રુઆબથી અને સહીસલામત રીતે ચાલનારા લોકો હોય છે. તેઓ સારાં કુટુંબોના સભ્ય હોય છે. પોતાના વર્ગમાં તેઓ આદર-પાત્ર હોય છે; અને યુનિવર્સિટીઓના ગ્રેજ્યુએટ હોય છે. અર્થાત્ તેઓ પેલી વિશિષ્ટ લઘુમતીના સભ્યો હોય છે, કે જે લઘુમતી કુળ, સંપત્તિ, સંસ્કાર વગેરેનો સારો સરખો હિસ્સો ભોગવતી હોય છે. તેઓ પાસે તેમના શિક્ષણને અનુરૂપ સદાચારના ઊંચા ધોરણની અપેક્ષા રાખીએ, તો તે શું વધારેપડતું કહેવાય?

"તેઓ સીધીસાદી પ્રામાણિકતાથી પોતાનો વ્યવહાર ચલાવે એવું તેમની પાસે માગીએ એ શું વધારેપડતું છે? — એવી પ્રામાણિકતા કે જે કાયદાના શબ્દ કરતાં કાયદાની ભાવનાને વફાદાર રહેતી હોય?

"પ્રમુખ સાહેબ! અમારી સમિતિ જે ક્ષેત્રની તપાસ કરી રહી છે, તે ક્ષેત્રમાં જોવામાં આવતી બદીઓ સામાન્ય રીતે આપણા રાષ્ટ્રજીવનમાં બધાં ક્ષેત્રોમાં સમાનપણે વ્યાપેલી છે. રાજતંત્ર અને તેના વ્યવહારો ખરેખર આપણા રાષ્ટ્રજીવનના જ પ્રતિબિંબરૂપ હોય છે.

"આપણાં જુવાન સ્ત્રીપુરુષોનું ચારિત્ર્ય જે કૉલેજમાં ઘડાય છે, તે કૉલેજોમાં શું થઈ રહ્યું છે એનો આપણે વિચાર કરીએ. આપણી કૉલેજો ફૂટબૉલ અને બાસ્કેટ-બૉલની રમતોની હરીફાઈઓમાં જીતવાની એવી ધખણામાં પડી છે કે, તેઓ તે માટે ગમે તેવા ઉપાયો લેતાં પાછી પડતી નથી. તેઓ ખરી રીતે કૉલેજના વિદ્યાર્થી ન હોય તેવા ખેલાડીઓને ભાડે રાખે છે અને એ રીતે આપણા જુવાન વર્ગની તંદુરસ્તી અને આમોદ-પ્રમોદ માટેની રમતગમતની આખી ભાવનાને એક ભારે મજાક કે છેતરપિંડી રૂપ બનાવી મૂકે છે. તેઓ પેલા ભાડૂતી ખેલાડીઓને તો ભ્રષ્ટ કરે છે જ, પરંતુ સાથે સાથે તેઓ આખા વિદ્યાર્થીવર્ગને પણ ભ્રષ્ટ કરી મૂકે છે. કારણ કે તેઓ પોતાના મોટેરાઓ પાસેથી એવો નાસ્તિક તથા અનૈતિક સિદ્ધાંત શીખી લે છે કે, માણસે ગમે તે ભોગે જીતવું જોઈએ! મોટી આવક ઊભી કરવાના આ સિદ્ધાંતમાંથી એક આનુષંગિક પરિણામ એ આવે છે કે, તે રમતગમતો ઉપર જુગાર રમાવા લાગે છે, અને પછી તો તેમાંથી ખેલાડીઓને ખરીદવાના કિસ્સાઓ જેવી બદીઓની પરંપરા શરૂ થાય છે.

"આપણી પ્રજાના નૈતિક બળનો આ પ્રશ્ન એ કાંઈ આપણી ઘરખાનગી બાબત જ નથી. આપણા આંતર-રાષ્ટ્રીય સંબંધોમાં પણ તેની ગંભીર અસરો પડે તેવી શક્યતા છે. આપણા લોકોને આપણી સરકાર ઉપર વિશ્વાસ ન રહે, તો તેઓ રશિયાનો સફળતાથી સામનો કરવા જે ભોગો આપવા પડે તે નહીં જ આપે. ટૉઇન્બીએ પોતાના જાણીતા ઐતિહાસિક પુસ્તકમાં સ્પષ્ટપણે સાબિત કર્યું છે કે, મોટી મોટી સંસ્કૃતિઓનો મોટો ભાગ બહારથી થયેલા હુમલાને કારણે નાશ નથી પામ્યો, પરંતુ આંતરિક ભ્રષ્ટતાથી જ નાશ પામ્યો છે. લોકશાહી પોતાના ઉપર આવી પડેલી ભૌતિક કે આર્થિક વિપત્તિમાંથી પાછી જલદી ઊભી થઈ શકે; પરંતુ તેના નૈતિક પાયા નબળા પડી જાય, તો તે ભાષણિયાઓ અને ઊંટવૈદોનો જલદી શિકાર બની જાય છે. પરિણામે જુલમ અને બળજબરીનું સામ્રાજ્ય પ્રવર્તવા લાગે છે.

"તાજેતરમાં, મને લાગે છે કે, આપણે જાણ્યેઅજાણ્યે પેલા સરમુખત્યારશાહી સિદ્ધાંતને સ્વીકારતા થઈ ગયા છીએ કે, સાધ્ય માટે સાધન ગમે તે અખત્યાર કરી શકાય. સાચા લોકશાહી સમાજ માટે આ સિદ્ધાંત છેક જ વિપરીત છે. આપણી લોકશાહી રશિયાના સશસ્ત્ર હુમલા કરતાં, પોતાના સાચા નૈતિક સિદ્ધાંતોના ત્યાગથી અથવા તેમને ઉલટાવી નાખવાથી નાશ પામે તેવી વધુ શક્યતા છે. સમાજવાદીઓની તોપો કરતાં તેમના જડવાદનો અનિષ્ટ અને ભ્રામક સિદ્ધાંત આપણને વધુ મોટા ભયરૂપ છે.

"નૈતિક આચારના આ પ્રશ્નનો સૌથી વધુ ચિંતા-જનક અંશ એ છે કે, કેટલાય શિષ્ટ ગણાતા અને વગ ધરાવતા લોકોને મન નૈતિકતાનો અર્થ એટલો જ થઈ

ગયો છે કે, કાયદેસરતા. જાહેરજીવનમાં કોઈ માણસની પ્રામાણિકતાનો અર્થ જો એટલો જ કરીએ કે, તે કાયદાના શબ્દની બહાર નથી જતો, તો આપણે ખરેખર કરુણ દશાએ જઈ પહોંચ્યા છીએ, એમ જ કહેવું જોઈએ.

“પ્રમુખશ્રી ! આપણા રાજતંત્રનું કદ અને જટિલતા જેમ જેમ વધતાં જાય છે, તેમ તેમ રાજતંત્રને લગતા વ્યવહારમાં નૈતિક ધોરણો શાં હોવાં જોઈએ તેને નવેસર આંકી આપવાની જરૂર વધુ તીવ્ર બનતી જાય છે. જ્યારે આપણું રાજતંત્ર નાનું હતું અને આપણી આવકમાંથી દશ ટકા જેટલા જ કરવેરા લેતું હતું, ત્યારે તો સરકારી અમલદારોમાં થોડી લાંચરુશવત હોય તોપણ તે નભાવી લેવાય. પરંતુ આજે તો એ રાજતંત્ર વધારેપડતી અગત્યની બાબત બની ગઈ છે. હવે આપણે આપણા સરકારી અમલદારોમાં નૈતિક હળવાપણું ઘડીભર નભાવી શકીએ એમ રહ્યું નથી.

“રાજતંત્રમાં ગોલમાલના પ્રસંગો એ કાંઈ આપણા ઇતિહાસમાં નવા બીના નથી. પરંતુ આજની બધી ગોલમાલોમાં નવી વસ્તુ એ છે કે, જવાબદાર સ્થાનોએ બેઠેલા લોકોમાં એવો નૈતિક અંધાપો આવી ગયો છે અથવા તો તે બાબતમાં એવો તુચ્છભાવ આવી ગયો છે કે, તેઓ ભ્રષ્ટતાના એ બધા વ્યવહારોમાં કશું અજુગતું માનતા નથી. આપણામાં ભ્રષ્ટતા અને સડો દાખલ થાય એ તો ખરેખર આપણે માટે ભૂંડી વસ્તુ છે જ; પરંતુ એ ભ્રષ્ટતાની તરફ આંખમીંચામણાં કરવામાં આવે અને તેને અનિવાર્ય તરીકે સ્વીકારી લેવામાં આવે, તો તે તો વધુ ભૂંડી વસ્તુ છે.

“પ્રમુખશ્રી ! આપણે અહીં રાજધાનીમાં રહ્યા રહ્યા એવું કાંઈ કરી શકીએ કે નહીં, જેથી જાહેર વ્યવહારનું વધુ ઉચ્ચ ધોરણ પ્રસ્થાપિત કરવામાં આપણા દેશને મદદ કરી શકીએ ?

“આપણી પ્રજાના ઘણી વધારેપડતી સંખ્યાના લોકો હવે નિશ્ચિતપણે કશામાં શ્રદ્ધાવાળા રહ્યા નથી. ઈશ્વર કે માણસે સ્થાપેલા નિયમોની સચ્ચાઈને તેઓ સરખી રીતે જ પડકારે છે. જીવનમાં જે મૂલ્યો આપણા પૂર્વજોને સ્પષ્ટ હતાં તે આજે ઝાંખાંઅ ને ભૂંસાઈ ગયા જેવાં થઈ ગયાં છે.

“જૂઠા પ્રચારથી અને ભાષણિયાઓનાં ‘મોટાં જૂઠાણાં’થી લોકોના મનમાં શંકાએ ઘર કર્યું છે. પરદેશમાંથી આયાત કરેલા ભાડૂતી ચળવળિયાઓ, કે જેમને કશી સ્થાનિક જવાબદારી કે નિયંત્રણ હોતાં નથી, તેઓ આપણી મુક્ત ચૂંટણીઓને ભ્રષ્ટ કરે છે અને લોકશાહીના મૂળમાં ઝેર રેડે છે.

“મારી આ ચર્ચાનો મુખ્ય હેતુ એ સૂચવવાનો છે કે, આપણા લોકશાહી સમાજના પરંપરાગત સિદ્ધાંતોની સચ્ચાઈ ઉપર આપણા લોકોનો વિશ્વાસ ફરી પાછો પ્રસ્થાપિત કરવામાં આવે. એ કામ રાજકારણી લોકોનું નથી. એ કામ કોઈ બિનઅનુભવીઓનું પણ નથી. એ કામ તો આપણા નાગરિકોમાંથી ચૂંટેલા ડાહ્યા લોકોનું છે, અને પ્રજાએ તેમને તેમ કરવાનો આદેશ આપવો જોઈએ.

“હું કબૂલ કરું છું કે, આ બાબત અંગે શું કરવું જોઈએ એ હું જાણતો નથી. હું જો જાણતો હોત તો હું આપણી પ્રજાના ડાહ્યામાં ડાહ્યા લોકોને વિનંતી ન કરત. પરંતુ, પ્રમુખશ્રી, આ બાબતમાં કશું થઈ શકે તેમ નથી, અથવા તો જે નૈતિક અધઃપાત સૌને ચારે બાજુ સ્પષ્ટ દેખાય છે, તેને આપણી મુક્ત લોકશાહી પદ્ધતિના વિનાશની પરાકાષ્ઠાએ પહોંચવા દેવો જ પડશે, એવો મત સ્વીકારવા હું રાજી નથી. પ્રમુખશ્રી, હું એમ માનું છું કે, કાંઈક ઉપાય થઈ શકે તેમ છે. મેં સૂચવેલો રસ્તો બરાબર ન હોય એમ બને, પરંતુ બીજો કોઈ માણસ જો સારો માર્ગ સૂચવી શકે તેમ હોય તો તે જરૂર આગળ આવે.” •

‘ઘરણી’ નામની સુગૃહિણી આળસુ બેઠા બેઠા દારિદ્રયનાં રોદણાં રડનાર માણસોની બેવકૂફીને હસે છે.

# વિરોધ કે અવરોધ?

કોઈ પણ દેશનો આંતરિક રાજ્યવહીવટ સામાન્ય રીતે સ્વીકૃત થયેલી લોકશાહી પ્રથા પ્રમાણે ચલાવવાનું બંધારણીય રીતે ઠરાવવામાં આવ્યું હોય છે ત્યારે એ પ્રથામાં "ધારાસભાકીય લોકશાહી"નો (Parliamentary Democracy) પ્રકાર સારીયે વહીવટી રચનાનું મુખ્ય અંગ કે કેન્દ્ર બની રહે છે.

એ વહીવટી રચનાને શક્ય હોય તેટલી સર્વાંગસુંદર અને વધુમાં વધુ પ્રમાણમાં દોષરહિત બનાવવા માટે બંધારણીય જોગવાઈઓ તેમ જ કાર્યરીતિ અને સર્વમાન્ય પ્રણાલિકા સ્વીકારવામાં કે અખત્યાર કરવામાં આવે છે. આવી જોગવાઈઓમાં, કાનૂની નિયમો અને નિયમનો બાદ કરતાં, સૌથી વિશેષ અગત્યનું અંગ હોય તો તે 'વિરોધપક્ષ' ગણાય છે. લોકશાહીને ધોરણે ચાલતી વહીવટી પ્રથામાં આ વિરોધપક્ષનું મહત્ત્વ એટલું બધું છે કે, લોકશાહીની સફળતા-નિષ્ફળતાનો લગભગ તમામ કે ઘણોખરો આધાર વિરોધપક્ષની જાગૃતિ, સંગીનતા, શુદ્ધ ભાવના અને રચનાત્મક દૃષ્ટિ, ધ્યેયની સ્પષ્ટતા, મંતવ્યની સચોટતા, વિચારોની પારદર્શકતા, વ્યવહાર-વર્તનની શુદ્ધતા તથા હેતુની પ્રામાણિકતા ઉપર જ અવલંબે છે.

એટલે વિરોધપક્ષની દૃષ્ટિ (Outlook) અને વલણ (Attitude) રચનાત્મક હોય તો જ આ પ્રમાણે બની શકે; 'વિરોધ' એટલે 'અવરોધ' નહીં પણ વાસ્તવમાં 'સહકાર' જ — એવી વૃત્તિ પ્રાધાન્ય ભોગવતી રહે તો જ વિરોધ માત્ર વિરોધ કરવા ખાતર જ થતો અટકે; બીજા શબ્દોમાં વિરોધ સાચેસાચ તંદુરસ્ત બને.

ધારાસભાઓમાં ઘણી વાર સરકાર તરફથી જુદાં જુદાં અને અનેક વિષયોને આવરી લેતાં વિધેયકો (બિલ) રજૂ કરવામાં આવે છે; બંધારણમાં આવશ્યક ફેરફારો સૂચવવાના કે સુધારા-વધારાઓનો સમાવેશ કરવાનો હોય છે; દેશની વિદેશ-નીતિ કે આંતરરાષ્ટ્રીય અથવા વિશ્વપરિસ્થિતિ ચર્ચવાની હોય છે; આંતરિક વહીવટની ગૂંચો ઉકેલવાની કે વહીવટી ખામીઓ દૂર કરવાની વિચારણા કરવાની હોય છે; ખેતી કે ઉદ્યોગોનાં ક્ષેત્રોમાં પ્રગતિશીલ યોજનાઓ વિચારવાની હોય છે; વ્યાપાર અને હૂંડિયામણની નીતિ ચકાસવાની – ફેરવવાની જરૂરિયાતોની છણાવટ કરવાની હોય છે; આર્થિક કે સામાજિક દૃષ્ટિએ આમજનતાની પ્રગતિ સાધી શકાય તે માટે લાંબા ગાળાની કે ટૂંકા ગાળાની યોજનાઓ ઘડી તેમનો અમલ કરવાની તૈયારી કે જોગવાઈ નક્કી કરવાની હોય છે; રાષ્ટ્રઘડતર માટે અને રાષ્ટ્રની સર્વદેશીય પ્રગતિ માટે વિવિધ પ્રકારનું આયોજન કરવાનું હોય છે કે તેવું આયોજન વ્યવહાર્ય, સરળ અને વર્તમાન પરિસ્થિતિ માટે સુગમતાભર્યું બને એવી છણાવટ કરવાની હોય છે.

આવા આવા અનેક મહત્ત્વના પ્રસંગોએ ધારાસભાના વિરોધપક્ષને કે જુદા જુદા વિરોધપક્ષના સભ્યોને પોતાના પક્ષના વિચારો-માન્યતાઓ, પક્ષની વિચારસરણી અને નીતિને અનુરૂપ હોય તેવા સુધારાઓ અને એ બન્નેથી વિરુદ્ધ હોય ત્યારે વાંધાઓ, પક્ષવાર કે સંયુક્ત રીતે, રજૂ કરવાનો પૂરેપૂરો અવકાશ મળે છે; સરકારની નીતિની ટીકા કરવાનો કે સત્તારૂઢ પક્ષમાં અવિશ્વાસ હોવાની દરખાસ્ત મૂકવાનો પણ તેમને બંધારણીય અધિકાર હોય છે. આવી બધી પ્રવૃત્તિઓ અને તેને લગતા પ્રચાર દ્વારા લોકમતને પોતાના પક્ષની વિચારસરણી તરફ આકર્ષવા માટે આંદોલનો શરૂ કરવાનો પણ અવકાશ અને મૂળભૂત અધિકાર માન્ય રાખવામાં આવેલ હોય છે.

પરંતુ, આ રીતે મળતી તકનો કોઈ પણ રીતે દુરુપયોગ ન થાય અને અધિકારનો અતિરેક ન થાય તે જોવાનું ઘણું જ જરૂરી છે. એટલી તકેદારી ન રહે તો વિરોધપક્ષનો વિરોધ ગમે તેટલો વાજબી, સકારણ અને સંગીન હોય તોપણ, આખરે જોતાં, તે જોઈએ તેટલો તંદુરસ્ત વિરોધપક્ષ નથી બની શકતો. સંયમ એ વિરોધપક્ષનું મોટામાં મોટું ભૂષણ છે.

લોકશાહી વહીવટી પ્રથામાં આટલો ગર્ભિત અર્થ તો સમાયેલો જ છે કે, બહુમતી ધરાવતો સત્તારૂઢ

પક્ષ જે નીતિ અને જે કાર્યક્રમ સ્વીકારે તેનો અમલ થવો જોઈએ અને તે માટે સહુએ સંયુક્ત પ્રયાસો કરવા જોઈએ.

ભિન્ન ભિન્ન વિચારસરણી કે રાજકીય ફિલસૂફીમાં શ્રદ્ધા ધરાવતી વ્યક્તિઓ કે તેવી વ્યક્તિઓનો બનેલો પક્ષ પોતાની માન્યતાઓને વફાદાર રહી, બહુમતી ધરાવતી સરકારની નીતિ કે કાર્યક્રમનો જેમ ધારાસભાગૃહમાં સબળમાં સબળ વિરોધ કરવાનો મૂળભૂત અધિકાર ધરાવે છે, તેમ છેવટે સભાગૃહે અપનાવેલી કે બહુમતીએ સ્વીકારેલી નીતિ અને કાર્યક્રમનો અમલ સફળ થાય તે માટે સહકાર આપવાની પણ, અપવાદો બાદ કરતાં, તેમના ઉપર નૈતિક ફરજ કે જવાબદારી રહેલી છે જ. એવો સહકાર આપવો તે રાષ્ટ્રહિતની દૃષ્ટિએ એક પ્રકારનું નૈતિક બંધન છે એટલું જ નહિ, લોકશાસન-પ્રથાની સફળતાની મુખ્ય ચાવી પણ છે.

એમ જ્યારે નથી બનતું ત્યારે કહેવાતો એ વિરોધ વ્યવહારમાં તો ઘણુંખરે અંશે અવરોધ જ બની રહે છે. એને પરિણામે રાષ્ટ્રની પ્રગતિની કૂચ અટકી પડે છે અથવા ધીમી તો જરૂર પડે છે; ક્યારેક અરાજકતા જેવી પરિસ્થિતિ પણ ઉપસ્થિત થવા પામે છે; લોકોમાં વાસ્તવિક કે કાલ્પનિક અસંતોષનું પ્રમાણ વિશેષ અને સવિશેષ વધતું રહે છે.

ખાસ કરીને કૃત્રિમ અને કાલ્પનિક અસંતોષ ખૂબ વ્યાપક બનવા પામે છે ત્યારે લોકમાનસ એટલી હદ સુધી વિકૃત થતું રહે છે કે તાત્કાળિક મુશ્કેલીઓ અને અગવડો દૂર કરવાના ઉપાયો શોધવા એ જ, જાણે કે, એકમાત્ર અથવા મુખ્ય ધ્યેય બની રહે છે. આવી મનોવૃત્તિનું આખરી પરિણામ અત્યંત હાનિકર્તા નીવડે છે, એ વિષે લેશમાત્ર પણ શંકાને સ્થાન નથી. વિરોધપક્ષ માટે આ હકીકત લાલબત્તી સમાન રહેવી જ જોઈએ, કારણ કે આવી મનોવૃત્તિ આખરે તો લોકશાહીના પાયા જ જડમૂળથી ઉખેડી નાખવાની.

એટલે ધારાસભાગૃહમાં ચર્ચા અને છણાવટ થયા બાદ બહુમતી પક્ષની નીતિ અને કાર્યક્રમને સફળ બનાવવા માટે સહકાર ન આપવાની વાત તો કોઈ પણ વિરોધપક્ષે એક ખાસ અપવાદ તરીકે જ લેખવી જોઈએ. સાધારણ રીતે અને સામાન્ય સંજોગોમાં વિરોધપક્ષ કે તેના સભ્યો, એક પક્ષ તરીકે અને એક વ્યક્તિ તરીકે પણ, ઉપર્યુક્ત નીતિ કે કાર્યક્રમને સ્વીકારી લઈ તેને સફળ બનાવવા સક્રિય સહકાર આપે તથા તે માટે સાથે સાથે લોકમત કેળવવાના પણ પ્રયાસો કરે, ત્યારે જ વિરોધ તંદુરસ્ત બની રહે છે અને ત્યારે વિરોધ વ્યવહારમાં અવરોધનું સ્વરૂપ ધારણ નથી કરતો.

આથી કરીને વિરોધપક્ષની રચના કરતી વખતે એક ખાસ તકેદારી રાખવાની જરૂર છે. જે જે વ્યક્તિઓ વચ્ચે ધ્યેયનું, વિચારસરણીનું અને મૂળભૂત નીતિનું સામ્ય અથવા ઐક્ય હોય અને કાર્યરીતિ વિષે મતભેદ ન હોય, તેવી જ વ્યક્તિઓને પક્ષનું પ્રતિનિધિત્વ, નેતૃત્વ કે કામગીરી સોંપવાં જોઈએ. અહીંયાં આગળ ભયસ્થાન એ છે કે, કૃત્રિમ સંગીનતા કે બહુમતી મેળવવાની તીવ્ર ઉત્કંઠા કે લાલસા સાધ્ય કરતાં સાધન તરફ જ વધારે ઢળતી રહે છે. પરિણામે સાધનના ગુણદોષ તરફ દુર્લક્ષ સેવાય છે અને રાષ્ટ્રહિતને ભોગે પક્ષહિત કે અંગત હિત સાધવા પ્રેરાતી વ્યક્તિઓ, સત્તાભૂખ્યા કે મહત્ત્વાકાંક્ષી લોકો, કારકિર્દી ઘડવા માગતા તકવાદીઓ, અને ક્યારેક વળી વિઘ્નસંતોષીઓ પણ એવા કહેવાતા સંયુક્ત મોરચામાં એકત્રિત થઈ શકે તેવી શક્યતા ઊભી થવા પામે છે. આવી રીતે રચાયેલો પક્ષ ચૂંટણીમાં બહુમતી પ્રાપ્ત ન કરી શકે અને ધારાસભામાં વિરોધપક્ષ તરીકે જાય તો એમનો વિરોધ એ સાચેસાચ 'વિરોધ' હશે કે 'અવરોધ' હશે એ કહેવું કઠણ નથી. દુઃખદ કહેવાનું તો એ જ છે કે, એવા વિરોધથી લોકશાહીની નિષ્ફળતાનું જોખમ વધવાનું.

રાજકોટ, ૧૭-૯-'૫૧ **વિઠ્ઠલદાસ કોદાણી**

---

# કાનડી સાહિત્ય

૧

ભારત ઘણી ભાષાઓનો દેશ છે. ગ્રિયર્સને પોતાના જાણીતા ગ્રંથમાં ૧૭૯થી ઓછી ભાષાઓ નથી ગણાવી. જોકે એમાંની ઘણીના બોલનારાઓની સંખ્યા કેવળ થોડા જ હજારની છે. પરંતુ જે ભાષાઓનું મહત્ત્વ છે અને જેનું પોતાનું સાહિત્ય છે, એની સંખ્યા ૧૪થી વધારે નથી. ભારતના બંધારણમાં ગણાવાયેલી આ ૧૪ ભાષાઓમાં સંસ્કૃત પણ સામેલ છે. એમાં કાનડીને પણ માનભર્યું સ્થાન મળ્યું છે. તેને એક કરોડ એંસી લાખની વસ્તી બોલી યા સમજી જાણે છે. સમગ્ર મૈસૂર રાજ્ય, મદ્રાસ રાજ્યનું દક્ષિણ કર્ણાટક, બેલારી અને કુર્ગ જિલ્લા, મુંબઈ રાજ્યના ધારવાડ, બેલગામ, બિજાપુર અને ઉત્તર કર્ણાટક જિલ્લા, તથા હૈદરાબાદ રાજ્યના રાયચુર, ગુલબર્ગ અને બિદર જિલ્લા મળીને એક એવો પ્રદેશ બનાવે છે કે જ્યાં કાનડી લોકો રહે છે અને કાનડી ભાષાનું પ્રાધાન્ય છે. વિદ્વાનોનું કહેવું છે કે કોડાગુ, તુલૂ, બડાગા, કુસમ્બા, ગુલટી, કુરુર્ખા, ગૌલી, તોડા કોટા વગેરે કર્ણાટકના કેટલાક ભાગોમાં પ્રચલિત કાનડીની જ બોલીઓ છે, જેના બોલનારની સંખ્યા ઘણું કરીને પાંચેક લાખની છે.

ભારતની ભાષાઓ સંસ્કૃત, ઇન્ડો-યુરોપિયન યા દ્રાવિડી વંશની છે. કાનડીનો સંબંધ દ્રાવિડી સાથે છે. અને તામિલ, તેલુગુ તથા મલયાલમ, કે જે બધી દક્ષિણ ભારતના વિભિન્ન ભાગોમાં બોલાય છે, તે કાનડીની બહેનો છે. કાનડીની પોતાની લિપિ છે, જે ધ્વનિ-આત્મક છે અને દક્ષિણ ભારતની લિપિઓમાં તેનું તેલુગુ લિપિ સાથે વધારે સામ્ય છે. અન્ય ભારતીય લિપિઓ પ્રમાણે તે પણ પ્રાચીન બ્રાહ્મી લિપિમાંથી ઊતરી આવી છે. કાનડી વર્ણમાળામાં વર્ણોની સંખ્યા નાગરી જેટલી જ છે. ફક્ત બે સ્વર અને બે વ્યંજનની તેમાં ઉમેરણી થઈ છે. તે વક્ર-રેખાઓ, ચક્રો અને અલંકરણોમાં લખાય છે. વળી તે બહુ કલામય છે.

ઈ. સ. પૂર્વે બીજી સદીના એક ગ્રીક નાટકમાં કાનડી ભાષાનાં પ્રાચીનતમ ઉદાહરણો મળી આવે છે. પેપીરસ-પત્ર પર લખેલું આ નાટક, મિસરમાં ઓક્ઝિરિંચસ પાસેથી મળી આવ્યું હતું. કોઈ કોઈ વખત લેખિત કાનડીના પ્રથમ ઉદાહરણનો સંબંધ ઈ. સ. ૧૯૧ના એક શિલાલેખ સાથે જોડવામાં આવે છે એવું અનુમાન છે. તોપણ આ બાબતમાં અહીં મૈસૂરના ડૉ. એમ. એચ. કૃષ્ણા જેવા પ્રખર પંડિતોનો અભિપ્રાય ટાંકવો ઉપયોગી થશે. તેઓ મૈસૂર રાજ્યના હાસન જિલ્લામાંથી મળી આવેલા હાલમિડી-શિલાલેખ વિશે લખે છે:

"વાસ્તવમાં કાનડીની હયાતી ઈ. સ. ૪૫૦ સુધીના પ્રાચીન કાળના ગાળા સુધી સિદ્ધ કરવા માટે આ લેખને અદ્વિતીય મહત્ત્વ મળી ગયું છે, કારણ કે કાનડી ભાષાનો જાણીતો અને પ્રામાણિક આ જ શિલાલેખ છે. જોકે 'ઓક્ઝિરિંચસ-પેપીરસ'ના કાનડી હોવા વિશે પણ કેટલાક વિદ્વાનોએ શંકા પ્રદર્શિત કરી છે. તથા તગર-લેખ, ધાતુ-પત્રો અને ગંગાના બીજા લેખોની પ્રામાણિકતા વિશે પણ વિવાદ ચાલી રહ્યો છે. કાનડીના આજ સુધી મળેલા લેખોમાં હાલમિડી-શિલાલેખને ખુશીથી પ્રાચીનતમ કહી શકાય છે. કીર્તિવર્મા અને મંગલેશના લેખો, કે જેમને હમણાં હમણાં સુધી આવું જ સ્થાન મળ્યું હતું, તેના કરતાં હાલમિડી-શિલાલેખ એક સદી કરતાંયે વધારે પ્રાચીન છે.

આ શિલાલેખ સામાન્ય કવિતા-શૈલીમાં છે અને તે ૧૬ પંક્તિઓમાં છે. જેમાં એક કદમ્બ નરેશ અને ભૂમિદાનનો ઉલ્લેખ છે.

જૂનામાં જૂનું મળી આવેલું પુસ્તક 'કવિરાજ માર્ગ' છે, જે સાહિત્યનો એક પાંડિત્યપૂર્ણ ગ્રંથ છે. કહેવાય છે કે, તે ગ્રંથને રાષ્ટ્રકૂટના રાજા નૃપતુંગ અમોઘવર્ષે લખ્યો હતો. તેણે હૈદરાબાદ રાજ્યના માલખેડ પર ઈ. સ. ૮૧૪–૮૭૭ સુધી રાજ કર્યું હતું. આ પુસ્તકમાં પ્રાચીન કવિઓ અને ગદ્ય લેખકોનો ઉલ્લેખ છે; તથા એમાંના ઘણાનાં અવતરણો પણ ટાંકયાં છે. લેખકે વિમલોદય, નાગાર્જુન, જયબંધુ અને દુર્વિનિતાનું ગદ્ય લેખક તરીકે વર્ણન કર્યું છે. 'વડ્ડારાધને' કાનડીની પ્રાચીનતમ ગદ્યરચના છે. ચામુંડરાય દ્વારા લખાયેલ 'ત્રિષષ્ટી લક્ષણ પુરાણ' એક બીજી પ્રાચીન ગદ્યરચના છે, જે ઈ. સ. ૯૭૮ સુધીની છે.

## ૨

કાનડી સાહિત્યનું વ્યાપક દર્શન કરીએ તે પહેલાં કર્ણાટક અને તેના નિવાસીઓની પ્રાકૃતિક, ઐતિહાસિક, મનોવૈજ્ઞાનિક તથા સાંસ્કૃતિક પૃષ્ઠભૂમિની સમાલોચના સહાયકારી થઈ પડશે. જે પ્રદેશમાં કાનડી લોકો વસ્યા છે તેમાં વિવિધ પ્રાકૃતિક દશ્યો આવેલાં છે. ડાંગરનાં ખેતરો, સોપારીના બગીચા, કોયલ, મધ, ફળ, સરોવરો અને તળાવો તથા બહુરંગી કમળોનું કાનડી કવિઓએ અનેક સ્થળે રમ્ય વર્ણન કર્યું છે. તેનો કિનારાનો પ્રદેશ ૨૫૦ માઈલનો છે. અને તેની તટવર્તી સાંકડી પટી આખુંયે વર્ષ ભવ્ય નારિયેળનાં વૃક્ષો, સુંદર કેળો તથા વન–ઉપવનથી લીલી કુંજાર રહે છે. જરા અંદર જતાં પશ્ચિમઘાટનો પ્રદેશ આવે છે, જેમાં ગાઢાં અને ઊંચાં વૃક્ષોથી આચ્છાદિત ગિરિમાળાઓ છે કે જે કોઈ કોઈ ઠેકાણે તો દરિયાઈ સપાટીથી ૫૦૦૦ ફૂટ અથવા તેથી પણ વધારે ઊંચી ગઈ છે. ૨૦૦૦ થી ૩૦૦૦ ફૂટની ઊંચાઈએ એક પહાડી પ્રદેશ છે. પહાડી પ્રદેશનો વિશાળ મેદાનનો ભાગ બહુ ફળદ્રુપ છે. તેમાં ઘણી નાની નાની નદીઓ અને નાળાં વહે છે.

ઇતિહાસના ઉષઃકાળથી જ કર્ણાટક અનેક સામન્તશાહી રાજધાનીઓનું ધામ રહ્યું છે. કોઈ કોઈ વાર એકબીજાથી અથવા પાડોશના શક્તિશાળી રાજાથી તે પરાધીન પણ બનાવવામાં આવતું હતું. આઠમી સદીના સત્યાશ્રય પુલકેશીના સમયમાં તથા ચૌદમી સદીમાં વિજયનગરના સામ્રાજ્યકાળમાં કર્ણાટક ઘણું કરીને લગભગ બે સદીથી વધારે કાળ સુધી એક જ શાસનને આધીન રહ્યું. વિજયનગરના પોતાના વૈભવકાળના સોનેરી દિવસોના સાક્ષી વિદેશી મુલાકતી નુનીજ અને પારેજ વગેરેએ અહીંના સંપન્ન અને વ્યવસ્થિત તથા સુદૃઢ શાસનપ્રબંધ વિષે ભવ્ય ઉલ્લેખ કર્યો છે.

આ જ સમયે એક શક્તિશાળી સાંસ્કૃતિક પુનર્જીવન થયું. સ્થાપત્ય અને શિલ્પમાં કર્ણાટકની સફળતાની તુલના ભારતના બીજા કોઈ પણ પ્રદેશ સાથે થઈ શકે છે. નૃત્ય અને સંગીત હમેશાં કર્ણાટકમાં મંદિરોની પૂજાનાં મુખ્ય અંગ રહ્યાં છે. દાક્ષિણાત્ય સંગીત યા સંગીતની દક્ષિણી શૈલીને આજે પણ 'કર્ણાટક સંગીત' કહે છે. આથી આ પ્રદેશના સંગીતકારોએ ભારતીય સંગીતશાસ્ત્રમાં જે ફાળો આપ્યો છે તેની પુષ્ટિ થાય છે. આ પ્રદેશના વિભિન્ન ભાગોમાં વખતોવખત જૈન, શૈવ અને વૈષ્ણવ મતની બોલબાલા રહી છે. છઠ્ઠી સદીના મહાન શ્રુત કેવલી ભદ્રબાહુના પોતાના સાથીદારોની સાથેના આગમન કાળ સુધી જૈન મતનો પ્રભાવ મળી આવે છે. જ્યાં સુધી દર્શન–શાસ્ત્રનો સંબંધ છે ત્યાં સુધી દ્વૈતવાદના પ્રચારક અને ભક્તિને જ સાધના માનવાવાળા માધવાચાર્યનો જન્મ અગિયારમી સદીમાં આ જ પ્રદેશમાં થયો હતો. જોકે શંકા વગરની વાત છે કે, શ્રી રામાનુજ તામિલનાડમાં પેદા થયા હતા. પરંતુ પીડાને કારણે તેમને તે પ્રદેશ છોડવો પડેલો. તેઓ અનેક વર્ષો સુધી કર્ણાટકમાં દ્વાર સમુદ્રના હોયસળ રાજાઓના આશ્રયે રહ્યા. તેઓ વિશિષ્ટાદ્વૈતવાદી દર્શનશાસ્ત્રના પ્રબળ સમર્થક હતા. આઠમી સદીના ઉદયકાળમાં શંકરાચાર્ય, કે જેઓ કેરલમાં કાલડી મુકામે જન્મ્યા હતા, તેમણે કર્ણાટકના શ્રૃંગેરી સ્થાનમાં મુખ્ય ધર્માધ્યક્ષના સ્થાનની સ્થાપના કરી. અદ્યાપિ પર્યંત શ્રૃંગેરીનો મઠ દક્ષિણમાં શંકરાચાર્યનો સૌથી મોટો અને મહત્ત્વપૂર્ણ મઠ રહ્યો છે.

દક્ષિણની અન્ય ભાષાઓ પ્રમાણે સંસ્કૃતના પ્રભાવમાં આવ્યાના ઘણા સમય પહેલાંથી કાનડી ભાષામાં પણ લોકગીતો અને કવિતાની સ્થાનીય શૈલીઓ હતી. વ્યાકરણ અને અલંકાર પર લખાયેલાં કાનડીનાં કેટલાંયે પ્રાચીન પુસ્તકોમાં કેટલાંકનાં નામોનો ઉલ્લેખ મળે છે. આ ગીતોમાં 'બે દંડે અને ચેત્તાન' ઉલ્લેખનીય છે. આમાંનાં કેટલાંક ગીતો વાદ્ય સાથે ગાઈ શકાય છે. આ ઉપરાંત ત્રિપદી, શતપદી, કન્દ, સાંગત્યા, રગલે વગેરે સ્પષ્ટ રીતે ઊલટથી ગવાય છે. પરંતુ કાનડીના વિકાસક્રમમાં સંસ્કૃતે તેને પ્રભાવિત કરી એટલું જ નહિ પણ એને પાળીપોષી પણ ખરી. પછીના સમયમાં આપણે જોઈએ છીએ કે, કાનડીના શબ્દભંડાર પર જ નહિ પણ તેની સાહિત્યિક શૈલી પર પણ સંસ્કૃતની ઊંડી છાપ છે.

## ૩

પ્રાચીન અને મધ્યયુગીન કાનડી સાહિત્યની રૂપરેખા આપતાં પહેલાં હું વાચકનું ધ્યાન કાનડીની કેટલીક વિશિષ્ટ વિલક્ષણતાઓ તરફ દોરવા માગું છું. તેમાંની એક

વિલક્ષણતા એ છે કે, કાનડી સાહિત્યમાં કવિતાની કેટલીયે અસંસ્કૃત અને સ્થાનીય શૈલીઓ તથા સ્વરૂપો છે. એમનો પ્રયોગ કેવળ લોકગીતોમાં જ નહિ, પરંતુ નિયમિત કાવ્યરચનામાં પણ કરવામાં આવતો હતો. લોકગીતો અને લોકનાટકોનાં વિભિન્ન સ્વરૂપોમાં ગીગીપદ, લાવણી તથા પારિજાત, ભાગવત, રાધા, યક્ષગાન નાટક વગેરે ઉલ્લેખનીય છે. કાનડી સાહિત્યમાં શિલાલેખ સંબંધી વિપુલ સામગ્રી છે. તેની પ્રતિલિપિ તથા અનુવાદ કરવાનું કામ બાકી છે. શિલાલેખો અને તામ્રપત્રોની સંખ્યા હજારોની હશે. એમાંથી કેટલાકની પ્રતિલિપિ તૈયાર થઈ ને પ્રકાશિત થઈ ગઈ છે. પરંતુ સાહિત્યની દૃષ્ટિએ ઉચિત મૂલ્યાંકન તેમ જ પ્રામાણિક ઇતિહાસની દૃષ્ટિએ બહુ થોડા પ્રમાણમાં અનુવાદનું કામ થયું છે. આ સાહિત્યનો મોટો ભાગ શ્રેષ્ઠ કવિતા છે. કેટલાંક ઉદાહરણ નીચે છે —

બદામીના સાતમી સદીના શિલાલેખમાંથી —"આ માધવ જ છે, બીજું કોઈ નથી, જે ખરેખર શ્રેષ્ઠ છે તેમના તરફ શ્રેષ્ઠ છે અને મૃદુ સ્વભાવવાળાઓની સાથે મૃદુ સ્વભાવવાળા છે, પરંતુ બીજાઓને દુઃખ પહોંચાડનારાઓ તરફ કઠોર અને નિર્દય છે."

વિદ્યારણ્ય માધવની બહેન સિંહલદેવીના પુત્ર લક્ષ્મીધર દેવ વિશે, ૧૪મી શતાબ્દીના એક શિલાલેખમાંથી —

"સંપત્તિનું ધામ, લક્ષ્મીધર દેવ કાનડી જાતિ માટે રત્નજડિત દર્પણ છે અને પોતાના ઉચ્ચ ચારિત્ર્યને લીધે વિશ્વવિખ્યાત છે. આંતરિક અને બાહ્ય પવિત્રતા માટે તે દૂર-સુદૂર વિખ્યાત છે."

જૈનો દ્વારા જૈન કથાઓ પર લખાયેલી ઘણીખરી પ્રાચીન સાહિત્ય કૃતિઓ, જે આજે પુસ્તકના રૂપમાં મળે છે, તે કાનડી સાહિત્યની બીજી વિશેષતા છે. તેમાંનાં કેટલાંક મહાકાવ્ય છે અને તેમાં ઘણી ઊંચી કક્ષાની કવિતા છે. તે ઘણુંખરું ચંપૂ-શૈલીમાં લખાયાં છે, જેમાં કવિતાની કડી જોડવા માટે વચ્ચે વચ્ચે ગદ્યનો અંશ મૂકવામાં આવે છે. થોડી લૌકિક સાહિત્યની કૃતિઓ પણ ઉપલબ્ધ છે. પરંતુ તેમાંની મોટે ભાગે આયુર્વેદ, ગો-વિદ્યા, અશ્વવિદ્યા તથા બીજા આવા જ પ્રકારના વિષયોમાં પરિસીમિત છે.

પરંતુ ૧૦મી સદીમાં આપણે 'વચન' સાહિત્યનો ભારે વિકાસ જોઈએ છીએ. તેની શૈલી બિલકુલ ભિન્ન છે. તેમાં કેટલીક પંક્તિઓ હોય છે અને તે વ્યંગમય ઘણું કરીને તાલબદ્ધ અનુપ્રાસથી ભરેલી હોય છે. સાહિત્યની આ શૈલીની વિશેષતા એ છે કે એની રચના વીરશૈવ વિચારધારાના ૩૦૦ વચનકારોએ કરી હતી. જેમાં ૨૮ સ્ત્રીઓ હતી. એમનો વિષય સર્વત્ર શૈવમત, વીરશૈવ દર્શન છે કે જે શક્તિ-વિશિષ્ટાદ્વૈતના નામથી પ્રખ્યાત છે અને જેમાં વીરશૈવ નીતિશાસ્ત્ર હોય છે અને જે પૂર્ણ રીતે શૈવ-આગમ તથા અંત સુધી વેદો પર આધાર રાખનારો હોય છે. કેટલાંક વચન ગાઈ ને વાંચી શકાય છે.

અહીં કર્ણાટકના સમાજસુધારક તથા મહાન વચનકાર વસવનાં બે વચનોનો અનુવાદ રજૂ કરવામાં આવે છે —

"મનુષ્ય આ લોક અને પરલોકની વાતો કર્યા કરે છે. પરંતુ શું બંને એકબીજાથી ભિન્ન છે! આવો! આપણે બધા સત્ય બોલીએ અને આ સંસાર પોતાની મેળે સ્વર્ગ બની જશે. જો આપણે જૂઠું બોલીએ તો આપણે તેને નરક બનાવીએ છીએ. શ્રેષ્ઠ આચરણ જ સ્વર્ગ છે અને દુરાચરણ જ નરક છે. જે કંઈ હું કહું છું તેનો સાક્ષી ભગવાન છે."

"તારું જ આ શરીર છે, જેથી મારું પોતાનું કશું નથી. મારું મન પણ તારું છે, જેથી મારું પોતાનું મન પણ મારું નથી. તું જ મારું સર્વસ્વ છે તો પછી હું કોઈ ચીજને મારી કેવી રીતે કહી શકું? જ્યારે સર્વ કંઈ તારું છે ત્યારે હે ભગવાન શું મારું પૃથક્ અસ્તિત્વ છે?"

પરંતુ તેરમી અને ચૌદમી સદીમાં આવતાં આપણને અધિકતર 'દાસ' સાહિત્ય જ મળે છે. આ સાહિત્યની એક મુખ્ય વિશેષતા તો એ છે કે, તે બહુ જ સરળ ભાષામાં લખાયેલું છે અને તે ભાષા આજે પણ બિલકુલ તાજી જ લાગે છે. તે રાગ અને તાલ પ્રમાણે વૈજ્ઞાનિક ગાનને દૃષ્ટિમાં રાખીને લખાયેલું છે. પોતાની શ્રેષ્ઠ કૃતિઓ દ્વારા કર્ણાટકી સંગીતને નિયમિત રૂપ આપવાનું શ્રેય વાસ્તવમાં પુરંદરદાસને છે જેમણે

ખૂબ જ લખ્યું છે. કોઈ કોઈ વાર તો એમને સંગીતની કર્ણાટકી શૈલીના પિતા કહેવામાં આવે છે. એમાંનો મોટો ભાગ શ્રી માધવાચાર્યની દ્વૈત દર્શનની પરંપરાનાં અને વૈષ્ણવમતનાં ભક્તિ ગીતોનો છે. એમ લાગે છે કે, કવિતાને તાલ-લયમાં ગાવાની કળાને સારાયે પ્રદેશમાં પ્રોત્સાહન અપાતું જતું હતું. એ 'ગમક કલા'ના નામે પ્રસિદ્ધ છે. જેમાં ભગવાનનું રહસ્ય ઉકેલવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે એવું કનકદાસનું એક વિશિષ્ટ ગીત જોઈએ —

"હે અજ્ઞેય, હું તારું રહસ્ય સમજવા અસમર્થ છું. હે રહસ્યોના સ્વામી! મને ખબર નથી કે આ મહાન સૃષ્ટિના તમે એક અંશ છો યા આ સૃષ્ટિ જ તમારો એક અંશ છે. કોને ખબર છે કે તમે આ શરીરમાં રહેલા છો યા આ શરીર તમારામાં રહેલું છે. અરે, આ મીઠાશ અને સાકરમાં, કોણ કોનો ભાગ છે? એ કોણ જણાવી શકે એમ છે? સંભવ છે કે બંને જીભમાં જ હોય જે એનો રસ ચાખે છે. પુરુષ અને સુવાસમાં કોણ શેમાં છે તે કોણ કહી શકે? સંભવિત હોય કે બંનેય ઘ્રાણશક્તિમાં છે. અહો, માલૂમ પડે છે કે આપનો ભેદ કેવળ આપ જ જાણો છો."

અનાસક્તિની બાબતમાં પુરંદરદાસનું એક ઉદાહરણ જોઈએ —

"અનાસક્તિવાળું જીવન જ ધન્ય છે. તમારું જીવન પેલા પક્ષીની જેમ વ્યતીત કરો, જે આંગણામાં એક ક્ષણ થોભીને ઊડી જાય છે, પેલા મનુષ્યોની માફક કે જેઓ એક મેળા માટે એકત્ર થાય છે અને રાતોરાત વીખરાઈ જાય છે, પેલાં બાળકોની માફક કે જેઓ કિનારા ઉપર રેતીનાં ઘર બનાવે છે; પેલા મુસાફરની માફક કે જે રાત ધર્મશાળામાં ગાળીને સવાર થતાં જ પોતાને પંથે પળે છે. . . . હે ભગવાન, કેવળ તમે જ મને અનાસક્તિનું વરદાન આપી ધન્ય કરી શકો છો."

આ વિલક્ષણતાઓને નજરમાં રાખીને હવે આપણે કાનડી સાહિત્યનાં કેટલાંક સીમાચિહ્નોનું અવલોકન કરી શકીએ છીએ.

[— ચાલુ

રંગનાથ દિવાકર

# લોકશાહી પક્ષપદ્ધતિનું ભયસ્થાન

સરમુખત્યારશાહી અને લોકશાહી રાજપદ્ધતિ વચ્ચે એક મોટો તફાવત એ છે કે, સરમુખત્યારશાહી એક જ રાજકીય પક્ષ સાંખી શકે છે,— તેમ જ કરવામાં માને છે. લોકશાહી વિરોધપક્ષો રાખી તે દ્વારા પણ કામ કરી શકે છે — તેમ કરવામાં માને છે. એટલે, સામાન્ય રીતે લોકશાહી એટલે 'બહુમતી-પક્ષ-શાહી અને વિરોધ-પક્ષ-ટીકાશાહી' બની રહે છે. આ પદ્ધતિ ફાવે તેને ફાવે છે. ઇંગ્લન્ડને એ બહુ ફાવી છે. તેણે સૈકાંથી એ ઢબે કામ કરતાં કરતાં રાજકારણની પક્ષપદ્ધતિનું લગભગ શાસ્ત્ર જ રચી કાઢ્યું છે. હિંદ એ પ્રજાના સંબંધમાં છેલ્લાં બે સૈકાંથી હોઈને, હિંદની ભણેલી ને રાજકારણ સમજતી થયેલી પ્રજા આ પદ્ધતિમાં જ ઊછરી છે; એ આપણે માટે ઇષ્ટ બની ગઈ છે. પરંતુ આપણને તેનો અનુભવ હવે મળવાનો શરૂ થાય છે, એ ખાસ યાદ રાખવાનું છે.

આ રાજ્યપદ્ધતિ અંગે અંગ્રેજ પ્રજાએ પોતાના અનુભવ રૂપે બેએક સૂત્રો કહેવત રૂપે કરી મૂક્યાં છે, તે જાણવા જેવાં છે. તે કહે છે કે, ('પૉલિટિક્સ ઇઝ ધી ગેમ ઑફ સ્કાઉન્ડ્રેલ્સ', અને 'પૉલિટિક્સ ફાઇન્ડ્ઝ સ્ટ્રેન્જ બેડફેલોઝ'.) રાજકારણ તો ખંધા ખેલાડી લોકોની રાજરમત છે; અને તે ખેલવા માટે ચિત્રવિચિત્ર લોકો સાથે થઈ જાય છે. આજે આપણને આનો કાંઈક પદાર્થપાઠ મળવા લાગ્યો છે.

ગાંધીજીએ 'હિંદ સ્વરાજ'માં વિલાયતની આવી પક્ષપદ્ધતિને વેશ્યા સાથે સરખાવી છે. તેમણે હિંદમાં જે આઝાદીનું રાજકારણ ખીલવ્યું, તેને ધર્મપરાયણ બનાવ્યું. બલ્કે, તેમણે કહ્યું કે, સમાજજીવનનાં બધાં પાસાંની પેઠે રાજકારણ અને વેપારરોજગારમાં પણ ધર્મને સ્થાન હોવું જોઈએ; તો જ એ બે સમાજ-પ્રવૃત્તિઓ સારી અને સાચી થઈ શકે છે. અને એ રીતે તેમણે કામ કરીને, આપણે એ પાઠ જેવો જેટલો શીખી શકીએ તેમ હતા, તેવો તેટલો તેમણે શીખવ્યો. આજે એ બોધપાઠની કસોટી થઈ રહી છે. ગાંધીજીનો તે પાઠ, ઉપરનાં લગભગ સહજ ગણાતાં એવાં પેલાં બે રાજનીતિ-સૂત્રો સામે કેટલો ટકે છે, તે નિહાળવા જેવી બીના છે.

અત્યારે ચૂંટણીજંગ શરૂ થયો છે. રાજકારણની પક્ષપદ્ધતિમાં ચૂંટણી પણ એક જંગ બની રહે છે.

અને એ જ પદ્ધતિના હામી એવા અંગ્રેજોનું વળી એક અનુભવ-સૂત્ર યાદ આવે છે કે, "યુદ્ધ અને પ્રેમમાં વળી સારું શું ને નઠારું શું? જે રીતે ફાવીએ એ રીત સાચી." ગાંધીજી અહીં જ ફેર કરતા અને કહેતા, "ગમે તે સાધન નહિ, પણ સત્ય અને અહિંસક સાધન જ જોઈએ; તો જ સાચું સાધ્ય નીપજશે."

શ્રી કૃપાલાનીજીએ પ્રજાપક્ષ નામે નવો રાજદ્વારી પક્ષ સ્થાપ્યો છે. તે અંગે ગુજરાતમાં પણ કેટલાક મિત્રો તેમને સાથ આપવા તૈયાર થયા છે. ધીમે ધીમે શ્રી કૃપાલાનીજી હવે પોતાનું કામ શું છે તે વિષે કહે છે કે, ચાલુ સરકારને ઉથલાવી પાડી રાજસત્તાનો પોતે કબજો લેવા ચાહે છે; તે વિના આ દેશનું ભલું કરી શકાય તેમ નથી.

સામ્યવાદી અને સમાજવાદી કાર્યપદ્ધતિની ફિલસૂફીમાં પહેલો સિદ્ધાંત છે કે, રાજસત્તા પ્રથમ હાથ કરવી જોઈએ; ત્યાર પછી જ લોકોનાં સુખાકારીનાં કામ થઈ શકે. આ સિદ્ધાંત ગાંધીજીનો નહોતો. તેમનું સમાજદર્શન ઉપરની એ સામાજિક ફિલસૂફીઓથી આ જ એક મોટી મહત્ત્વની વાતમાં જુદું હતું. એ એમ કહેતા કે, સુધારક કે સમાજસેવક પોતાની વાત પ્રજા આગળ મૂકે છે: જેમ કે, તેમણે પોતાનો રચનાકામોનો કાર્યક્રમ મૂક્યો. તેમાં જે કોઈ સાથ આપે તેમની મદદ લઈને તે આગળ ચાલે. એમ કરતાં તે કામ સધતું જાય. જો તેમાં સરકારનો કે કોઈ પ્રજાપક્ષનો વિરોધ જાગે, તો તેને મેળવી લેવો ને જરૂર લાગે તો સત્યાગ્રહથી પણ કામ લેવું. આમ, રાજસત્તા કે રાજ્ય-સંસ્થા ગાંધીજીના સમાજદર્શનમાં એટલું બધું મુખ્ય સ્થાન નથી ભોગવતી; સમાજનું કાર્ય કરવું એ જ મુખ્ય વાત રહેતી. તેમાં સરકારી સંસ્થા મોટી તાકાત હોઈ શકે, એ ખરું. પણ તેને પોતે કબજે લીધા વગર આગળ જવાય જ નહિ, એવી એમની સમજ નહોતી. તે એમ બતાવવા ચાહતા હતા કે, ઉપરની ઢબે કામ કરવાથી રાજસત્તા જ એની મેળે એ કામને અનુસરતી થાય છે; એ રીતે રચનાત્મક કાર્ય એક રાજદ્વારી વસ્તુ પણ બની રહે છે; એમાં લોકમત કેળવવાની સાચી પદ્ધતિ પણ રહેલી છે. ગાંધી-પદ્ધતિના રચનાકાર્યમૂલક રાજકારણની રીત આવી હોય.

ગુજરાતમાં પ્રજાપક્ષના સંગઠનકાર બનેલા શ્રી પુરાતન બૂચના વિષે સુરત, જુલાઈ ૧૮ તારીખનો પી. ટી. આઈ. નો એક સંદેશો 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' (૧૯ : ૮)માં બહાર પડ્યો છે. તેમાં તેમણે નીચે મુજબ કહ્યાનો ઉલ્લેખ છે:

"આર. એસ. એસ., હિંદુ મહાસભા, અને રામાયણ પ્રચાર સમિતિ જેવાં સંગઠનો જોડે મારે વાત થઈ છે કે તે નવા પક્ષ જોડે થવા ઇચ્છે છે." ઉપરાંત ગુજરાત સૌરાષ્ટ્રના ખેડૂત સંઘનો પણ એ ઢબે ઉલ્લેખ એમાં છે.

આ બધી સંસ્થાઓ કોમવાદી, હિંદુવાદી, તથા અમુક સંકુચિત હિતવાદી છે. તેમની રાજદ્વારી સમજ કે ફિલસૂફી કઈ છે? એ શું પ્રજાપક્ષને માન્ય છે? તે ગાંધીદષ્ટિવાળી છે? પણ રાજકારણમાં એવું બને છે કે, સત્તારૂઢ પક્ષ સામે થવા ચિત્રવિચિત્ર લોકોનું ટોળું પોતપોતાનું હિત સાધવાનો લાગ તાકીને જામે છે! જો પક્ષની નીતિ કોઈ રીતે સિદ્ધાંતનિષ્ઠ હોય, તો જ આમ ન બને. પણ ગમે તે રીતે સત્તારૂઢ પક્ષને કાઢી પોતે સત્તા પર આવવું, એ જ જો કાર્યનું પ્રથમ નીતિસૂત્ર બને, તો આમ જ થાય એમાં નવાઈ નથી. તે પરથી તો અંગ્રેજ પ્રજાએ શરૂમાં આપણે જોઈ તે કહેવતો કરી કાઢી છે. પણ સાચું જોતાં, એ કહેવતો સાવચેતી રૂપે છે; એ કાંઈ લોકશાહીની પ્રકૃતિ કે સ્વધર્મ છે એમ નથી, પણ તે તેની ભ્રષ્ટતાને બતાવે છે, એટલે કે એથી સંભાળીને ચાલવું જોઈએ. આ સાવચેતી અને સંભાળ અંગ્રેજ પ્રજાએ સૈકાંના અનુભવે પોતાની કરી લીધી છે. રાષ્ટ્રના હિત સામે જઈને એ રીત તેઓ કદી નથી વાપરતા. તેમાં અમુક સિદ્ધાંતનિષ્ઠા હોય છે, જવાબદારી હોય છે. આપણા દેશમાં આ વસ્તુ સૈકાંથી અજાણી છે — ખીલી નથી. બલ્કે અંગ્રેજી રાજ્ય તળે ઊલટી પ્રકૃતિ ઉશ્કેરાઈ છે. આપણા પ્રારંભિક દશાના રાજકારણમાં આજે આ મોટું ભયસ્થાન છે. તે સામે રાજદ્વારી પક્ષો અને તેના બનેલા વર્ગોએ સજાગ રહેવું જોઈએ અને પોતાના જંગના ઝનૂનમાં તણાઈ રાષ્ટ્રહિતને ઠોકરે ન ચડાવવું ઘટે.

૨૨-૭-'૫૧ **મગનભાઈ દેસાઈ**

# દિલ્હીમાં ગાંધીજી

[ શ્રી મનુબહેન ગાંધીની ડાયરીનો આગળનો હપતો ]

**૧૧-૧૦-’૪૭ નવી દિલ્હી, બિરલા હાઉસ**
**રેંટિયાબારશ ૭૯મી**

રાતના મીરાબહેનની તબિયત જોઈએ તેવી સારી ન હતી. આજે તો રેંટિયાબારશ હોવાથી પ્રાર્થના સમયે બિસેનભાઈ મને બોલાવવા આવ્યા, એટલે મીરાબહેને મને પ્રાર્થના કરવા જવા કહ્યું. પ્રાર્થનામાં જતાં જ મેં બાપુજીને પ્રણામ કર્યા. પ્રાર્થના પછી નિયમ મુજબ હું મીરાબહેનની સેવામાં ગઈ. બાપુજી લખવાનાં કામોમાં પડ્યા. ૯ાા વાગ્યે બાપુજી નિત્યક્રમથી પરવાર્યા. આજે રેંટિયાબારશ હોવાને કારણે ખાસ કરીને ગુજરાતીઓ પ્રણામ કરવા આવ્યાં કર્યાં. બાપુજીએ પણ સવારે પ્રવાહી જ લીધું. ૩ાા વાગ્યે સરદારદાદા આવ્યા. આજે દિલ્હીના ગુજરાતીઓની સભા હતી. એમણે બાપુજી સાથે વિનોદ કર્યો. “આવી સખત ઉધરસ આવે છે અને તમે શું કામ ગુજરાતીઓની મીટિંગમાં જવા કબૂલ્યું? પણ તમે એવા લાલચુ છો કે, ખબર પડે કે ફલાણી જગ્યાએથી પૈસા મળશે એટલે મરવા પડ્યા હશો તોય જશો. એવાં ફંડ થઈ રહેશે. આમ ઠેં ઠેં કરતા જવાની શી જરૂર? પણ તમે મારું નહિ ગણકારો.” ખૂબ જ હસાહસ થઈ પડી.

સભામાં ૧૦૦ જેટલાં ગુજરાતીઓ હતાં. બાપુજીએ કહ્યું કે, “જ્યારે નંદલાલભાઈએ મને પૂછ્યું કે, ગુજરાતીઓ મને મળવા ઇચ્છે છે અને પૈસા પણ આપશે, ત્યારે હું તો રહ્યો પૈસાનો લાલચુ, એટલે હળી પડ્યો. પણ મારા મનમાં એમ ન હતું કે મારે ભાષણ કરવું પડશે.

“દક્ષિણ આફ્રિકામાં હું હતો ત્યાં લગી મને ભાન જ ન હતું કે મારી વર્ષગાંઠની શી કિંમત હશે? અહીં આવ્યો એટલે એ ધતિંગ નીકળ્યું. પણ તેની સાથે રેંટિયો હતો એટલે ફાવી ગયો કે, રેંટિયો છે એટલે રેંટિયાબારશ થઈ. રેંટિયો આજે તો ઘસાઈ જવા લાગ્યો છે. રેંટિયો તો અહિંસાનું પ્રતીક છે. જોકે અત્યારે તો અહિંસાનાં દર્શન દુર્લભ થયાં છે. અને એથી એમ પણ થાય છે કે, હવે રેંટિયાજયંતી શું કામ ઊજવવી? પણ મનુષ્ય સ્વભાવ છે ના? ફાંફાં મારે. એટલે થયું કે ચાલો ઊજવો. એવી આશા રાખું કે, ગુજરાતીઓ ગમે ત્યાં પડ્યા હોય તોયે અહિંસાનું કામ કરશે. પણ કાંતશે કે નહિ એ મહાશંકા છે. જોકે ઘણા પ્રયત્નથી ગુજરાતે ખાદીને પોતાની કરી તો છે. હું તો ઇચ્છું કે, ગુજરાતમાં વિદેશી વસ્ત્ર જ ન હોય. એટલું જ નહિ, પરંતુ મિલનું કાપડ પણ ન હોય. પણ એની ખૂબી વિષે કેટલું કહું? અહીં અને જ્યાં જ્યાં ગુજરાતીઓ પથરાયા છે, તેઓ રેંટિયાનું જતન કરે તોયે બસ છે.

“અત્યારે તો ધર્મને નામે ધાડ પડી છે. મારી દૃષ્ટિએ આ બધું દુઃખદ છે. હવે આપણે આઝાદ બન્યા, આપણી પરાધીનતા ગઈ, તેવે સમયે સ્વતંત્રતાનો આ ઉપયોગ? અને સ્વચ્છંદતા આવી?

“અહીં મને કહેવામાં આવ્યું કે, ગુજરાતી બાળકોને હિંદી પણ શીખવીએ છીએ. હિંદીને ગુજરાતીઓએ વધાવી લીધી. ગુજરાતીઓમાંથી ઘણાં પરીક્ષા પણ આપે છે. હિંદીનો અર્થ, હિંદુસ્તાની — નાગરી અને ઉર્દૂ, જે સહેલાઈથી સમજી શકે. પંજાબીઓ કેવળ ઉર્દૂ જ બોલશે, અને જેઓને ઉર્દૂ નહિ આવડતું હોય તે સંસ્કૃત બોલશે. એટલે મેં વચલો રસ્તો બતાવ્યો તે ‘હિંદુસ્તાની’નો. બંને લિપિ શીખી લો. અને ગામડાંની હજારોની જનતા કેવળ સંસ્કૃતમય ભાષા કે કેવળ અરબીમય ભાષા નહિ સમજી શકે, એ દૃષ્ટિ ધ્યાનમાં લો. એમાં પાપ તો નથી જ થવાનું.

“પૈસા માટે ધન્યવાદ, ઉપકાર. કામળાની બહુ જરૂર છે. એ બધું આપણે જ પૂરું પાડવાનું છે. હકૂમત ન કરી શકે. આપણે હાથોહાથ કરીએ તો હકૂમતને સહેલું પડે.”

પછી કેટલાક ભાઈઓએ સરદારદાદાને બોલવા કહ્યું. એટલે તેમણે કહ્યું: “આજે મારી થોડી જ વરસગાંઠ છે? તમે પૈસા એકઠા કરીને આ મહાત્માને આપો છો અને મને શાના બોલવા કહો છો? પણ બાપુ તો વાણિયા છે ના? વાણિયા લોભિયા હોય. આટલી સખત ઉધરસ અને નબળાઈમાં પણ તમને

ધૂતવા માટે તો શક્તિ આવી ગઈ? (ખૂબ જ હસાહસ થઈ પડી) પણ હવે એમને આરામ કરવા દો એટલી મારી વિનંતી છે."

પ્રાર્થનાસ્થળ પર જ આ મિટિંગ થઈ હતી.

ત્યાંથી આવીને બાપુજીએ ઉપવાસ છોડયો. શાક, દૂધ, સૂપ લીધું. બપોરના મુલાકાતીઓમાં ઘનશ્યામદાસજી, ડૉ. જીવરાજભાઈ, પંડિત ગણેશદત્તજી, લક્ષ્મીદાસભાઈ, હરેકૃષ્ણ મહેતાબ, કમલનયનજી, અચ્યુત પટવર્ધન, અને છેલ્લે જવાહરલાલજી અને ઇન્દિરાબહેન આવ્યાં. આજના તાર ૧૩૮ થયા.

પ્રાર્થનામાં બાપુજીએ કહ્યું કે, "આજે રેંટિયાબારશ છે. કચ્છ કાઠિયાવાડમાં આજનો દહાડો રેંટિયાજયંતીને નામે ઓળખાય છે. રેંટિયો અહિંસાનું પ્રતીક છે. એ પ્રતીક આજે તો લોકોના મનમાંથી ભૂંસાઈ ગયું લાગે છે. નહીંતર આજે ચોતરફ હિંસા અને ભાઈ ભાઈ વચ્ચે મારકાટ કેમ ચાલે? મને ઘણી વખત થાય છે કે, આવું વાતાવરણ હોવાથી હવે રેંટિયાજયંતી ઊજવવાનું બંધ કરું તો? પણ હજુ મને એ આશા છે કે, રેંટિયાને વફાદાર રહેનારા લોકો હજુ આખા દેશમાં ખૂણેખાંચરે પડ્યા હશે. અને તે ખાતર આ ઉજવણી ચાલુ રાખું છું.

"ગઈ કાલે પાકિસ્તાન સરકારના શ્રી. માંડલસાહેબે એવું નિવેદન કાઢ્યું છે કે, હરિજનોએ હવે પછી પોતે અસ્પૃશ્ય છે એવું ઓળખાવવા બિલ્લા પહેરવા. અને બિલ્લા પર ચાંદ તારાની નિશાનીઓ હશે.

"અને આ પહેરાવવાનો હેતુ બીજા હિંદુઓથી આ હરિજનોને દૂર કરવાનો છે. અને આથી પાકિસ્તાનમાં જે હરિજનો રહેશે તે બધા આખરે ઇસ્લામને અપનાવશે. આધ્યાત્મિક પ્રેરણાથી અને અંતરના અવાજથી પોતે પોતાનો ધર્મ બદલે તેની સામે તો મારે કંઈ જ કહેવાપણું ન હોય. પરંતુ હું પોતે હરિજન બન્યો હોવાથી મને હરિજનોના હૃદયનો ખ્યાલ છે. એઓને ઇસ્લામ શું છે તેની ગતાગમ નથી. તેમ પોતે હિંદુ શા માટે છે તે પણ પૂરું જાણતા નથી. અને વળી આજના આવા કૃત્રિમ વાતાવરણમાં કોઈ પોતાનો ધર્મ સ્વેચ્છાએ બદલે છે એ સહેજે માની નથી શકાતું. સાચી વાત તો એ છે કે, માણસને પોતાનો ધર્મ તો પ્રાણથીય પ્યારો છે.

"થોડા દિવસમાં દશેરા અને બકરી ઈદના તહેવારો આવે છે. તે દિવસોમાં કોઈનુંય મન ન દુભાય એ રીતે વર્તાવ થાય તેવી મારી પાસે માગણી આવી છે. એટલે મારી તમને સહુ હિંદુ-મુસલમાનભાઈઓને વિનંતી છે કે ખૂબ જાગ્રત રહેજો.

"આવતી કાલથી દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ શરૂ થનાર છે. બંને કોમના હિંદીઓ આમાં સામેલ થશે. મારી તેમને સલાહ છે કે, તમે બંને રાજ્યસંઘોની મદદ મેળવજો. અને બંને સરકારની પણ ફરજ છે કે, શક્ય તેટલી મદદ અને પ્રોત્સાહન આપે. જો તેઓનો હેતુ ન્યાયી હશે અને સાધન પૂરેપૂરાં અહિંસક હશે, તો દક્ષિણ આફ્રિકાના હિંદીઓને તેમની આ લડતમાં સફળતા મળ્યા વગર રહેશે જ નહિ."

પ્રાર્થના પછી બાપુજીએ ભાષણ લખ્યું. અને અમે બિરલા મંદિરમાં દર્શન કરવા ગયાં. ૯ વાગ્યે જવાહરલાલજી આવ્યા. એ તો એમના નિયમ મુજબ રોજ રાતે આવે છે અને બાપુજી પાસે સુખદુઃખની વાતો કરી નવી સલાહસૂચના લઈ તાજા થઈને જાય છે. ૯॥ પછી બાપુજીએ નિયમ મુજબ કસરત કરી અને સૂવાની તૈયારી. સૂતા પહેલાં મીરાબહેનને જોઈ ગયા.

૧૨-૧૦-'૪૭

**નવી દિલ્હી, બિરલા હાઉસ**

આજે રાતના લગભગ મીરાબહેન પાસે જાગવું પડ્યું હતું. પ્રાર્થના સમયે બિસેનભાઈ જગાડવા આવ્યા ત્યારે એમને સહેજ ઊંઘ આવી ગઈ હતી, પરંતુ બિસેનભાઈના અવાજથી તેઓ જાગી ગયાં. પ્રાર્થના પછીનો મારો સમય મીરાબહેનની સેવામાં ગયો. સવારના તેમને તાવ ન હતો. ૬॥ વાગ્યે બાપુજી સાથે ફરવા નીકળી. જરાક વાર શહીદસાહેબ આવી ગયા. એ લાહોર અને કરાંચી બાપુજીનો કાગળ લઈને ગયા છે. એ કશું કરી શકશે એવી કંઈ જ આશા નથી.

ફરીને હું મીરાબહેનને સ્પંજ આપવા અને તેમનું બીજું બધું કામ કરવા લાગી. કંઈક કામ પ્રસંગે બાપુજીના ઓરડામાં હું આવી અને જોઉં છું

તો બાપુજી કંઈક શોધી રહ્યા હતા. મેં પૂછ્યું, આપ શું શોધો છો?

બાપુજી કહે, કાલે શંકરરાવજીએ ધોતિયાં આપ્યાં હતાં (પોતાના હાથના સૂતરનાં) તે ક્યાં?

મેં કહ્યું: "એ તો ધોબીને ધોવા અપાયાં છે."

બાપુજી કહે, "ધોબીને ધોવા અપાય જ કેમ? ધોબીને આપવાથી એની આવરદા ઘટે છે. અને તું તો હમણાં મીરાંની સેવામાં રોકાયેલી છે તેથી તારો વાંક જોકે છે જ, પણ નથી કાઢતો. પણ એમાં આળસ ભર્યું છે. શું તે સફેદ બની જશે તો હું વધુ રૂપાળો લાગીશ? કોઈએ કંઈક વસ્તુ પ્રેમથી આપી હોય અને એના મનનું સમાધાન થાય એ રીતે એનો હું ઉપયોગ ન કરી શકું તે કેવું? પણ હું તો મારો જ વાંક કાઢું છું કે, મારે કહેવું જોઈતું હતું કે આ ધોતિયાંને કોઈ અડશો નહિ."

બાકી મુલાકાતીઓ તો આવ્યા જ કરે છે. ૩-૩૦ વાગ્યે ડૉ. હોમ્સ આવ્યા હતા. તેમની સાથે તેમના દીકરા પણ હતા. દિલ્હીની અશાંતિની તેમણે વાત કરી.

બાપુજીએ કહ્યું: "જો અંગ્રેજોએ ખરા દિલથી આઝાદી આપી હશે અને હિંદીઓએ પોતાનું ભાવી ઉજ્જ્વળ કરવું હોય તો શાંતિ થવી જ જોઈએ."

બાકી બાપુજીનું નિયમિત ચાલે છે. તબિયત હમણાં ઠીક છે. પ્રાર્થના નિયમ મુજબ થઈ. પ્રાર્થનામાં બાપુજીએ કહ્યું કે,

"આજે જે લોકોએ પોતાનાં ઘરબાર ખોયાં છે તે લોકો ખૂબ ગુસ્સામાં આવી ગયા છે. એમ ગુસ્સો કર્યે કંઈ જ વળવાનું નથી. જે લોકો ઈશ્વરનું શરણ શોધી શકે છે તેઓ પોતાના પર પડેલી વિપત્તિનો બહાદુરીપૂર્વક સામનો કરી શકે છે. જ્યાં સુધી માન મોભાસર અને સલામતીની ખાતરી ન મળે ત્યાં સુધી તેઓએ પોતપોતાની છાવણીમાં સુખે દુઃખે પણ સારો સદુપયોગ થાય તે રીતે વખત વ્યતીત કરવો જ રહ્યો. પાકિસ્તાનથી આવનારાના ૭૫% વેપારી વર્ગ છે.૦ અહીં તેઓ બધા જ પોતાનો વેપાર ચાલુ કરવાની આશા તો ન જ રાખી શકે. કારણ કે તેમ થતાં હિંદુસ્તાનની આખી અર્થવ્યવસ્થા તૂટી પડે. એટલે હાથપગ હલાવી મજૂરી કરી લેવાનું શાખી લીધા વિના છૂટકો જ નથી. હા, જેઓ ડૉક્ટરો, નર્સો, કે એવો બીજો ધંધો કરવાની કળા જાણે છે, તેઓ માટે બહુ મુશ્કેલી નથી. અને સાથે સાથે તેઓએ એ યાદ રાખવાનું છે કે, તમને ગમે તે પ્રાંતમાં જઈને વસવાનો પૂરો હક્ક છે, પરંતુ દૂધમાં જેમ સાકર ભળી જાય તેમ ગમે ત્યાં ભળી જવાનું છે. અને પોતાના વ્યવહારમાં પ્રામાણિક રહેવું જોઈએ. સાથે સાથે એ પણ યાદ રાખવું કે, આપણે હિંદની સેવા કરી તેનું ગૌરવ વધારવાનું છે. અંદરોઅંદર લડવામાં, કે દારૂ પીવામાં કે જુગાર રમવામાં કોઈ પોતાનો સમય બરબાદ ન કરે. એટલે દરેક પ્રાંતના લોકો પોતાને હોંશથી આવકાર આપે તેવું વર્તન કેળવશે, તો આ દુઃખી ગણાતા લોકો હિંદની એક અમૂલ્ય મૂડી રૂપ બની જશે."

આજનું પ્રવચન નિરાશ્રિતોને સંબોધીને હતું. પ્રાર્થના પછી તુરત જ પંડિતજી મળવા આવી ગયા હોવાથી બાપુજી પહેલાં ન ફર્યા. મૌન શરૂ થઈ ગયું.

**૧૩-૧૦-'૪૭**

**નવી દિલ્હી, બિરલા હાઉસ**

આજે તો સોમવાર છે, એટલે લગભગ રજા જેવું લાગે છે. ખાસ કંઈ ખબરો નથી. મીરાબહેનને અશક્તિ છે, પણ એકંદરે તબિયત ઠીક થતી આવે છે. એમને આજે બપોરના બાથ આપ્યો. આખો દિવસ લગભગ મીરાબહેન સાથે જ ગાળ્યો. એમની પાસેથી પણ ઘણું ઘણું શીખવાનું મળે છે. મીરાબહેનને છોડીને બાપુજીએ જ્યાં સુધી તેઓ રજા ન આપે ત્યાં સુધી બાપુજી પાસે જવાની ના કહી છે, એટલે બાપુજી પાસે કોણ શું વાતો કરી જાય છે તેની બહુ ખબર નથી રહેતી.

પ્રાર્થનામાં લેખિત પ્રવચનમાં બાપુજીએ લખ્યું હતું કે, "ગઈ કાલે મારા પ્રવચનમાં મેં નિર્વાસિતોની બે ચાર વાતો કહી હતી. જેને આપણે છાવણી કહી શકીએ એવી છાવણીમાં કઈ રીતે રહેવાય, તેનું જ્ઞાન આપણી પ્રજામાં બહુ ઓછું છે. આપણે ત્યાં સમૂહમાં રહીએ છીએ ત્યારે ખાસ સફાઈનું ધ્યાન રાખવું જોઈએ તે રાખવામાં નથી આવતું. જ્યાં ત્યાં લોકો પાયખાને બેસી જાય છે, પેશાબ કરવા બેસી જાય છે. અને ગમે ત્યાં થૂંકવું એ તો જાણે આપણો જન્મસિદ્ધ હક ન

હોય ! અને એવો જ અસહ્ય ઘોંઘાટ અને શોરબકોર છાવણીઓમાં હોય છે. આથી શારીરિક અને માનસિક કેટલું નુકસાન થાય છે, તે તો સહેજે સમજી શકાય તેવું છે. પદ્ધતિસરનો બંદોબસ્ત, યોજના અને લગભગ સફાઈને માટે લશ્કરી છાવણીનો અનુભવ કરવા જેવો હોય છે. જોકે સમાજજીવનમાં મેં કદીય લશ્કરની જરૂરિયાત સ્વીકારી નથી જ. પણ તેનો અર્થ એવો નથી કે, તેમાં કશુંય સારું હોતું નથી. લશ્કરી તાલીમમાં શિસ્ત, સમૂહજીવન, સુંદર સફાઈ, અને દરેક પ્રકારની જરૂરી તેમ જ ઉપયોગી પ્રવૃત્તિઓની જોગવાઈ સાથેનું ખાસ સમયપત્રક, આવી બધી બાબતોની સુંદર કેળવણી આપવામાં આવે છે. આવી કેળવાયેલી છાવણી-ઓમાં તો સોય પડે તોયે તેનો અવાજ સંભળાય એવી શાંતિ હોય છે. અને થોડા જ કલાકોમાં તંબુઓનું જાણે કે એક શહેર ઊભું કરી દેવામાં આવે છે. આપણી નિર્વાસિત છાવણીઓ આ આદર્શ નજરમાં રાખે ને ત્યાં સુધી પહોંચી જાય એમ ઇચ્છું છું.

"સાથે જ છાવણીઓનું ભંગીકામ, સફાઈકામ, ખોદવાનું કામ, ધોબીકામ, વગેરે જાત જાતનાં જરૂરી કામો નિર્વાસિતો જાતે જ ઉપાડી લે, તો તેમને માટે નામનો પણ ખરચ કરવાનો ન રહે. કોઈ કામને હલકું ન ગણે. જીવનની સાથે જોડાયેલા નાના કે મોટા દરેક કામનો મોભો સરખો જ છે. કેવળ નસીબ ઉપર આધાર રાખવાથી કશુંય નહિ વળે. પણ ડાહ્યા માણસોની, આગેવાનોની દેખરેખ અને તેમની દોરવણી નીચે કામમાં પડી જવાથી આપણું તેમ જ બીજાઓનું શ્રેય થવાનું છે."

રોજ પ્રમાણે પંડિતજી રાતે આવ્યા હતા. ૯-૧૫ પછી બાપુજી સૂતા.

[-ચાલુ

મનુબહેન ગાંધી

# હિંદીના વિકાસમાં ગૂજરાતીઓનો ફાળો

[ગયા અંકથી આગળનો હપતો ખંડ ૬થી શરૂ થાય છે.]

૬

એક આશ્ચર્યકારક ઘટના એ છે કે, જે પ્રમાણે હિંદી કવિતાના આદિકાળ સાથે એક ગુજરાતીનું નામ જોડાયું છે, ઉર્દૂના આરંભ સાથે પણ સંભવતઃ એક ગુજરાતીનું નામ જોડાયું છે, તે જ પ્રમાણે હિંદી ગદ્યના સાહિત્યના આદિ લેખક બનવાનો યશ પણ એક ગુજરાતીને ફાળે જાય છે. એ ગુજરાતીનું નામ છે. શ્રી લલ્લુલાલજી. શ્રી વ્રજરત્નદાસ પોતાના 'હિંદી સાહિત્યકા ઇતિહાસ'માં જણાવે છે તેમ, कुछ दिन पहले तक यह प्रायः निर्विवाद रूपमें मान लिया गया था कि हिन्दी गद्य साहित्य तथा ईसवी उन्नीसवीं शताब्दीका आरंभ साथ ही साथ हुआ था और लल्लुलालजी इसके जन्मदाता थे। એ ખરું છે કે, वास्तवमें लल्लुलालजीके शताब्दी पहिले की गद्य पुस्तकें वर्तमान हैं। उनके समकालीन तीन अन्य सज्जनोंने एक साथ खड़ी बोली हिन्दीमें गद्यरचना की थी! અને એ કારણે ઘણા વિદ્વાનોએ પોતાનો ઉપર દર્શાવેલો મત બદલ્યો છે. પરંતુ, ખરું જોતાં, આ રીતે મત બદલવાને પૂરતું કારણ નથી. એમ તો નર્મદના જમાના પહેલાંની ગુજરાતી ભાષામાં પણ ગદ્યમાં લખેલું ઘણું લખાણ મળે છે. નર્મદના વડીલ સમકાલીન દલપતરામે પણ ગદ્ય લખ્યું છે; પરંતુ, તે છતાં, સાહિત્યનિર્માણની દૃષ્ટિથી વિવિધતા અને લાક્ષણિકતા-ભર્યાં લખાણોને કારણે ગુજરાતીમાં ગદ્યસાહિત્યના પિતા તરીકે આપણે નર્મદને જ ગણીએ છીએ. તેમ તટસ્થ દૃષ્ટિએ જોતાં હિંદી ગદ્યસાહિત્યના જન્મદાતા હોવાનું માન શ્રી લલ્લુલાલને જ મળવું જોઈએ. કારણ, જે વાત સંવત ૧૮૬૦થી ૧૯૧૫ના ગાળા માટે શ્રી. રામચંદ્ર શુક્લ કહે છે તે જ વાત એની આગળના સમય માટે વધારે સાચી છે. એઓ કહે છે:

संवत् १८६०के लगभग हिन्दी गद्यका प्रवर्तन तो हुआ पर उसके साहित्यकी अखण्ड परंपरा उस समयसे नहीं चली। इधर उधर दो चार पुस्तकें ... लिखी गई हों तो लिखी गई हों।...

સાહિત્યનિર્માણની દૃષ્ટિથી સ્વચ્છ, સુવ્યવસ્થિત ભાષામાં લખેલાં પુસ્તકો જવલ્લે જ જડે છે. ઉપર જે ત્રણ સજ્જનોની વાત કરી છે, તેમાંથી મુન્શી

સદાસુખલાલે (નિયાજ) વિષ્ણુપુરાણમાંથી કેટલાક ઉપદેશાત્મક પ્રસંગ લઈને એક પુસ્તક હિંદીમાં લખ્યું હતું; પરંતુ તે પૂરું મળતું નથી તેમ જ તેનો રચનાકાળ નિશ્ચિત નથી. બીજા શ્રી સદલમિશ્રે તો લલ્લુલાલજીની સાથે સાથે જ પુસ્તકો તૈયાર કરવા માંડ્યાં હતાં. ત્રીજા ઈંશાઅલ્લાખાંએ 'उदयभान चरित या रानी केतकी की कहानी' संवत् १८५५ और १८६० के बीच लिखी होगी । એની ભાષા શુદ્ધ હિંદી રાખવાનો એમણે પ્રયત્ન કર્યો છે, છતાં 'ઉર્દૂ-વાક્ય-યોજના' તો અવશ્ય દેખાય છે.

આ શ્રી લલ્લુલાલજી આગ્રાના ગૂજરાતી બ્રાહ્મણ હતા. એમનો જન્મ સંવત ૧૮૨૦માં થયો અને મૃત્યુ ૧૮૮૨માં થયું. સંવત ૧૮૬૦માં કલકત્તાની ફોર્ટ વિલિયમ કૉલેજના અધ્યાપક જોન ગિલક્રાઈસ્ટના આદેશથી એમણે ખડી બોલીના ગદ્યમાં 'પ્રેમસાગર' નામનું પુસ્તક લખ્યું, જેમાં ભાગવતના દશમસ્કંધની કથાનું વર્ણન છે.

. . . लल्लुलालजीकी भाषा कृष्णोपासक व्यासोंकी-सी व्रजरंजित खड़ी बोली है। . . . लल्लुलालने उर्दू, खड़ी बोली हिन्दी और व्रजभाषा तीनोंमें गद्यकी पुस्तकें लिखीं। . . . माधवविलास और सभाविलास नामक व्रजभाषा पद्यके संग्रहग्रन्थ भी इन्होंने प्रकाशित किए थे! . . . इनकी लालचंद्रिका नामकी बिहारी सतसइकी टीका भी प्रसिद्ध है। इन्होंने अपना एक निजका प्रेस कलकत्तेमें खोला था — इनके प्रेसकी छपी पुस्तकोंकी लोग बहुत कदर करते थे।

લલ્લુલાલનો દાવો સ્વીકારવામાં આનાકાની કરવામાં આવે છે તેનું કારણ તો, એમનાં ઘણાં પુસ્તકોની ભાષાનો ઝુકાવ ઉર્દૂ તરફ વિશેષ છે, તે છે. એમના જમાનામાં તો એમના બીજા ત્રણ સમકાલીનો કરતાં એમની ભાષા જ અનુકરણીય ગણાઈ હતી. રાજા શિવપ્રસાદ, જેઓ પણ હિંદીના એક સરસ લેખક ગણાય છે અને જેઓ સંવત ૧૯૧૩ (વિ૦)માં શિક્ષા વિભાગમાં ઇન્સ્પેક્ટર તરીકે નિમાયા હતા, તેમણે પોતાના 'इतिहास तिमिर-नाशक' ભાગ રની અંગ્રેજીમાં લખેલી પ્રસ્તાવનામાં સાફ લખ્યું છે કે,

'I may be pardoned for saying a few words here to those who always urge the exclusion of Persian words, even those which have become our house-hold words from our Hindi books and use in their stead Sanskrit words quite out of place and fashion or those worse expressions which can be tolerated among a rustic population . . . I have adopted, to a certain extent, the language of Baital Padusi (of Lallulal).

લલ્લુલાલના મૃત્યુ પછી ૩૮ વર્ષે पैगंबरी एकेश्वरवादकी ओर नवशिक्षित लोगोंको खिंचते देख स्वामी दयानन्द सरस्वती वैदिक एकेश्वरवाद लेकर खड़े हुए और संवत् १९२० से उन्होंने अनेक नगरोंमें घूम घूम कर व्याख्यान देना आरंभ किया। . . . ये व्याख्यान देशमें बहुत दूर तक प्रचलित साधु हिन्दीभाषामें ही होते थे। स्वामीजीने अपना 'सत्यार्थप्रकाश' तो हिन्दी या आर्य्यभाषामें प्रकाशित ही किया, वेदोंके भाष्य भी संस्कृत और हिन्दी दोनोंमें किये। स्वामीजीके अनुयायी हिन्दीको 'आर्य्यभाषा' कहते थे। स्वामीजीने संवत् १९३२में आर्य्यसमाजकी स्थापना की और सब आर्य्यसमाजियोंके लिए हिन्दी या आर्य्यभाषाका पढ़ना आवश्यक ठहराया। શ્રી રામચંદ્ર ઉમેરે છે કે, યુક્ત પ્રાંતના પશ્ચિમી જિલ્લાઓ અને પંજાબમાં આર્યસમાજના પ્રભાવથી જ હિંદી ગદ્યનો પ્રચાર જોરશોરથી થયો. વળી પંજાબી ભાષામાં મૌલિક સાહિત્ય ન હોવાથી પંજાબીઓની લખવા વાંચવાની ભાષા ઉર્દૂ બનતી જતી હતી, તેમાંથી આજે જો પંજાબમાં હિંદીનો પ્રચાર છે તો તે એમને જ આભારી છે. ઉત્તરમાં છેક કાંગડી ગુરુકુળથી માંડી દક્ષિણમાં ગુજરાત સુધી જ્યાં જ્યાં આર્યસમાજ પ્રસર્યો ત્યાં સાથે હિંદીનો પ્રચાર પણ થયો. શ્રી ધીરેન્દ્ર વર્મા એમના हिंदी भाषा और लिपि નામક પુસ્તકમાં લખે છે,

"खड़ी बोली हिन्दीका गद्यसाहित्यमें प्रचार उन्नीसवीं सदीके उत्तरार्धमें हुआ और इसका श्रेय साहित्यके क्षेत्रमें भारतेंदु हरिश्चन्द्र तथा धर्मके क्षेत्रमें स्वामी दयानंद सरस्वती को है।"

અહીં આપણે વળી આધુનિક કાળમાં પ્રવેશ કરવાનો થાય છે; એને મુલતવી રાખી, હવે આપણે બીજા જૂથના લેખકો — જેમણે માતૃભાષા ગુજરાતીને મલાવતાં મલાવતાં સાથે હિંદીની પણ સેવા કરી છે, જેમણે સ્વભાષાને પોતાના હૃદયમાં પ્રથમ સ્થાન આપ્યા છતાં હિંદીને ચરણે અર્ઘ્યો અર્પ્યાં છે, અને જેમનો ઉલ્લેખ હિંદીભાષાના ઇતિહાસોમાં મળતો નથી, તેમની વાત ઉપર આવીએ.

૭

ઉપર કહ્યું છે તેમ વિક્રમની સોળમી સદીમાં હિંદી અને ગુજરાતી સંપૂર્ણપણે અલગ ભાષા બની; પરંતુ સોળમી સદીના ઉત્તરાર્ધથી માંડી પ્રેમાનંદના સમય સુધી એટલે કે અઢારમી સદીના પૂર્વાર્ધ સુધી અનેક ગુજરાતી કવિઓ અને ભક્તો 'ભાષા' અર્થાત્ જૂની હિંદીમાં જ કાવ્યો લખતા. એ બધા તો પહેલા જૂથમાં જ આવે. એ રીતે જોતાં બીજા જૂથનો પ્રથમ કવિ તે અખો છે (સંવત ૧૬૭૧ થી ૧૭૩૧). ગુજરાતી-ભાષાનો એ એક પ્રથમ પંક્તિનો કવિ ગણાય છે. એણે હિંદીમાં પણ દોઢસો જેટલાં ભજનો ઉપરાંત કેટલાંક પદો પણ લખ્યાં છે. એમાંનાં કેટલાંક ભજનો તથા પદોમાં તો એનાં ગુજરાતી કાવ્યો જેટલી જ તીખાશ ભરી છે. દોઢસો જેટલાં ભજનો અને કુટકળ પદો એ નાનીસૂની કાવ્યસંપત્તિ નથી. વળી, જે ઘરગથ્થુ દૃષ્ટાંતોએ અખાની ઉક્તિઓને ગુજરાતીઓ માટે હૃદયસ્પર્શી બનાવી છે, તેવાં જ દૃષ્ટાંતો એનાં હિંદી કાવ્યોમાં પણ છે. જેમ ગુજરાતીમાં એની શૈલી અજોડ છે, તેમ હિંદીમાં પણ એનો નમૂનો નથી. એટલું જ નહિ, વેવલી ભક્તિ પર એણે કરેલા પ્રહારોમાં રવાનુકારી શબ્દાલંકારના ઉપયોગની જોડ તો એનાં પોતાનાં ગુજરાતી કાવ્યોમાં પણ નથી.

એનાં નીચેનાં બે કાવ્યો જુઓ :

भल कलियुगमें भांड भवैया,
परमहंस बनी बैठत भैया
कुत्सित नरकूं कहत कनैया !
ब्रह्मविद्या वात न जानत,
झुम झननन ठुम ठननन बजैया।
तोते जीमि पठी कागकी त्याइ
कीवी कीवी कीवी कीवी कीवी की करैया।
दूना कंठी गलेमहूं डारिके
पामर नरके धन ही हरैया।
मृग जीमि राग रसिक जन आगे
नादर दानी तुम दरदानी तुम दरदर गवैया।
सच्चिदानंद ब्रह्मसें ऊलटीकें
थनगन थनगन नाच नचैया।

---

निपट निरंजन नाथ न जाने
मनकल्पित बहु घाट हीं ठाने;
सब मिलि मानत बहोत सयाने ! निपट०
लेत तान मिली तननननननन,
लोक रिझावत नचत दीवाने। निपट०
त्यागी बनके पखाज बजावत,
कीड्कीड् झां, कीड्कीड् झां में मस्ताने। निपट०
खान पान रस लोभें राते
धिक तान् धिक् तान् ते हि मृदंग बखाने। निपट०
आप बजावत आप न जानत,
जेहि सच्चिदानन्द ब्रह्म नेराने। निपट०

---

બંને કાવ્યોમાં, એ જમાનામાં વૈષ્ણવ મંદિરોમાં ગોસ્વામીઓ પોતાને કૃષ્ણનો અવતાર મનાવી જે પાખંડલીલા ચલાવતા તેની ઝાટકણી કાઢી છે. પહેલા કાવ્યમાં ૭મી લીટીમાં 'नादर दानी तुम' અને બીજામાં ૧૧મી લીટીમાં धिक तान्‌માં રવાનુકારી શબ્દાલંકાર ઉપરાંત શ્લેષ પણ છે. नादर दानी तुमનો અર્થ કે તું (ગોસ્વામી) બ્રહ્મસંબંધનું દાન આપવા નીકળ્યો છે, અને બેવડી કંઠી બાંધીને પામર જનોનું ધન હરે છે, પરંતુ બ્રહ્મજ્ઞાનની બાબતમાં તું જ નાદાર છે. धिक तान् એટલે તેઓને – જેઓ ખાન અને પાનના રસમાં જ તરબોળ રહે છે તેમને – ધિક્કાર છે

જ્ઞાનની મસ્તીનાં કેટલાંક પદોમાં પણ એનાં ગુજરાતી પદો જેવી જ તાજગી છે. દા. ત.

प्यारे हो जगपति भजनकी नंगी तलवार।
सद्‌गुरुसे लाही खूब चलावत, काटत पाप अपार।
प्यारे०

कामक्रोध छल चोर न ठेहरत, देखत उनकी धार।
प्यारे०
लालच लोभ ठगोर न आवत, पास डरत बेशुमार।
प्यारे०
ज्ञानरूप चमकारसे काटे, अज्ञताको अंधकार।
प्यारे०
सच्चिदानंद ब्रह्ममय होवत, उतरत है भवपार।
प्यारे०

અથવા

ज्ञान घटा चढ़ आई, अचानक ज्ञान घटा चढ़ आई।
अनुभव जल बरखा बडी बुंदन, कर्मकी कीच रेलाई।
दादूर मोर शबद संतनके, ताकी शून्य मीठाई।
चहुदिश चित्त चमकत आपन पों दामिनी-सी दमकाई।
घोर घोर घन गरजत घेहेरा, सत्‌गुरु सेन बताई।
उमगी उमगी आवत है निशिदिन पूरव दिशा जनाई।
गयो ग्रीष्म अंकुर उगी आये हरिहरकी हरि आई।
शुक सनकादिक शेष सहराये सोई अखापद पाई!

તુલસીદાસ અને સુરદાસની વિશુદ્ધ ભક્તિમાંથી નીચી પડેલી, અને શૃંગારના ભાર નીચે દબાઈ જતી પ્રેમલક્ષણા ભક્તિરસપૂરિત તે જમાનાની હિંદી કવિતા માટે તો અખાની આખાબોલી વાણી, જો એની કદર થઈ હોત તો સ્વાસ્થ્યપ્રદ નીવડત.

૮

આ પછી મુકુંદે (સં. ૧૭૩૧) પોતાના ગોરક્ષા-ચરિત્રમાં કડવા ૩ના છેડાનું કવિત કડવા ૪નો આરંભ અને કડવા ૭નો પહેલો ભાગ હિંદીમાં લખ્યો છે. એનું 'કબીરચરિત' કવિત પણ હિંદીમાં છે. શામળે (જન્મ સં. ૧૭૫૬ ?) પોતાનાં અંગદવિષ્ટિ વગેરે કાવ્યોમાં ગુજરાતીની સાથે સાથે હિંદીનો પ્રયોગ કર્યો.

ગુજરાતના કવિશ્રેષ્ઠ પ્રેમાનંદે પણ પોતાના કાવ્ય-જીવનની શરૂઆત હિંદી પદો લખવાથી કરી હતી. શ્રી. ક. મા. મુનશી એમના Gujarat and it's Literature માં એ વિષે લખે છે કે, વડોદરાના કૃષ્ણનો છોકરો પ્રેમાનંદ એ જમાનાનો શ્રેષ્ઠ સાહિત્યકાર હતો. બ્રાહ્મણ જ્ઞાતિમાં જન્મેલો એ છોકરો એના બાલ્યકાળમાં અનાથ બન્યો અને મૂર્ખ મનાયો. (પરંતુ ત્યાર પછી) રામચરણ નામના એક સંન્યાસીના સાથમાં એણે ઉત્તર હિંદુસ્તાનની મુસાફરી કરી અને સંસ્કૃત તેમ જ તે જમાનાની શિષ્ટોની ભાષા હિંદીનો અભ્યાસ કર્યો. પહેલાં પ્રેમાનંદે હિંદીમાં લખવાની શરૂઆત કરી. પરંતુ એના ગુરુએ એના પ્રયત્નને નાપસંદ કર્યો. (એણે કહ્યું) 'શા માટે ઘરઆંગણુને છોડીને દૂરના ડુંગરને શોધવા નીકળે છે ?' ગુરુની સલાહ માનીને એણે પોતાની સાહિત્યપ્રવૃત્તિ પોતાની માતૃભાષા પૂરતી જ મર્યાદિત કરી નાંખી, એટલું જ નહિ, ગુજરાતીની અભિવૃદ્ધિ માટે એણે પોતાનું એક શિષ્યમંડળ પણ ઊભું કર્યું. આમ પ્રેમાનંદ ગુજરાતની અસ્મિતા પ્રગટાવનાર પ્રથમ કવિ હતા તે પણ શરૂઆતમાં હિંદી પ્રત્યે આકર્ષાયા હતા, એ વાત ગુજરાતીઓની હિંદી પ્રત્યે કેટલી મમતા હતી તે બતાવે છે. કેટલાંક છોકરાંઓને મા કરતાં પણ માસી ઉપર વધારે હેત હોય છે તેવી આ સ્થિતિ હતી.

પ્રેમાનંદે ગુજરાતીઓમાં એક નવી ભાવના પ્રગટાવી :

સાંગોપાંગ સુરંગ વ્યંગ અતિશે ધારો ગિરા ગુર્જરી
પાદે પાદ રસાળ ભૂષણવતી, થાઓ સખી ઉપરી,
જે ગીર્વાણ ગિરા ગણાય ગણુતાં તે સ્થાન એ લ્યો વરી
થાયે શ્રેષ્ઠ સહુ સખીજન થકી એ આશ પૂરે હરિ.

ગુજરાતી માટે આટલી બધી મમતા ઉત્પન્ન થયા પછી પણ એમાં હિંદી પ્રત્યે દ્વેષ નહોતો એ તો એના પુત્ર વલ્લભને એણે હિંદી ભાષાનો અભ્યાસ કરી એની ખૂબીઓથી ગુજરાતીને શણગારવા આપેલી સલાહથી સ્પષ્ટ દેખાય છે. પ્રેમાનંદે પોતાની ભાવના માત્ર શિષ્યવૃંદમાં જ પ્રેરી એમ નહિ, ગાગરિયા ભટ તરીકે ગુજરાતીમાં હરિકથા શરૂ કરી એણે ગુજરાત-ભરમાં આ ભાવના રેલાવી. આથી થોડા સમય માટે હિંદી પ્રત્યેનો મોહ ઓછો થયો.

મોહ ઓછો જરૂર થયો, પણ તેણે હિંદીવિમુખતા ન પ્રેરી. ઊલટું, મોહનું સ્થાન સાચા સહોદરભાવે લીધું. ઓગણીસમી સદીની શરૂઆતથી ગુજરાતી કવિઓએ માતૃભાષા ગુજરાતીને ઉવેખ્યા વિના હિંદીને પ્રસંગોપાત્ત પોતાનાં કાવ્યોની ભેટ ધરવી ચાલુ રાખી. ૧૯મીના પૂર્વાર્ધના આવા કવિઓમાં ધીરો, બ્રહ્માનંદ વગેરે છે.

જનક દવે

–ચાલુ]

# મુંબઈ રાજ્યમાં કેળવણી

પહેલાં જેને ઇલાકો કે પ્રાંત કહેતા તે હવે નવા બંધારણમાં રાજ્ય તરીકે ઓળખાય છે. તેવા મુંબઈ રાજ્યના કેળવણી ખાતાનો ૧૯૪૯–૫૦ ની સાલનો રિપોર્ટ થોડા સમય પર બહાર પડ્યો છે. તેમાંથી જાણવા જેવા આંકડા અહીં ઉતાર્યા છે. તે ઉપરથી રાજ્યની કેળવણી-વિષયક પ્રવૃત્તિ કેવી ચાલે છે તેનો ખ્યાલ આવશે.

૧૯૪૯–૫૦ ના વરસમાં કોલ્હાપુર અને વડોદરાનાં બે મોટાં રાજ્યો મુંબઈ પ્રાંત સાથે જોડાઈ ગયાં, એટલે તે સાલના આંકડા આગલાં વરસો સાથે સીધા સરખાવી શકાય નહિ. પણ રિપોર્ટમાં ૧૯૪૮–૪૯ ના આંકડા એ વિલીન થયેલાં રાજ્યોના આંકડા સાથે આપેલા છે. એટલે ૧૯૪૮–૪૯ સાથે સરખામણી થઈ શકે એમ છે. નીચે બન્ને વરસના આંકડા ઉપરનાં બે રાજ્યો સાથે સરખા ધોરણે ગણીને આપેલા છે.

| સંસ્થાઓ | ૧૯૪૮–૪૯ | ૧૯૪૯–૫૦ |
|---|---|---|
| પ્રાથમિક શાળાઓ | ૨૮,૭૭૨ | ૨૮,૭૮૦ |
| માધ્યમિક શાળાઓ | ૧,૫૦૦ | ૧,૨૮૨ |
| ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ | ૮૪ | ૧૦૭ |
| ખાસ કેળવણીની સંસ્થાઓ | ૭,૯૯૩ | ૧૦,[illegible]૩૨ |
| સામાન્ય સંસ્થાઓ | ૧૮૩ | ૫૫૨ |
| કુલ | ૩૮,૫૩૨ | ૪૧,૩૫૩ |

| વિદ્યાર્થી | ૧૯૪૮–૪૯ | ૧૯૪૯–૫૦ |
|---|---|---|
| પ્રાથમિક શાળાઓ | ૩૦,૩૫,૯૮૫ | ૩૩,૧૧,૬૪૪ |
| માધ્યમિક શાળાઓ | ૩,૭૩,૯૨૨ | ૩,૯૦,૩૧૯ |
| ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ | ૪૪,૭૨૭ | ૪૯,૬૦૮ |
| ખાસ કેળવણીની સંસ્થાઓ | ૨,૫૧,૫૨૩ | ૨,૮૨,૭૮૪ |
| સામાન્ય સંસ્થાઓ | ૧૨,૮૯૬ | ૨૫,૮૪૦ |
| કુલ | ૩૭,૧૯,૦૫૩ | ૪૦,૬૦,૧૯૫ |
| કુલ ખર્ચ | રૂ. ૧૭૫૪ લાખ | ૨૧૬૪ |
| એકંદર વિદ્યાર્થી દીઠ ખર્ચ | ૪૭–૬–૬ | ૫૪–૧–૭ |
| પ્રાથમિક શાળામાં વિદ્યાર્થી દીઠ ખર્ચ | ૨૭–૯–૦ | ૨૯–૬–૦ |

આ રીતે કેળવણીની સંસ્થાઓમાં અને વિદ્યાર્થીઓમાં એક વરસમાં ૮ ટકા અને ખર્ચમાં ૨૩ ટકા વધારો થયો છે. ખર્ચની રકમમાં ફાળો નીચે મુજબ મળ્યો હતો :

| | (રૂ. હજારમાં) | કુલના ટકા |
|---|---|---|
| મધ્યસ્થ સરકાર | ૨૫૫૩ | ૧.૨ |
| પ્રાંતિક સરકાર | ૧૨,૩૮૭૩ | ૫૭.૨ |
| લોકલ બોર્ડ | ૨,૨૭૯૩ | ૧૦.૬ |
| ફી | ૪,૫૮૯૫ | ૨૧.૨ |
| બીજી મદદ | ૨,૧૨૭૧ | ૯.૮ |
| કુલ | ૨૧,૬૩૮૬ | ૧૦૦.૦ |

પ્રાથમિક શિક્ષણની બાબતમાં નોંધવા જેવું એ છે કે :

(૧) મુંબઈ પ્રાંતનાં ૩૬,૩૧૫ ગામડાં અને શહેરોમાંથી ૨૨,૭૩૮ માં શાળાની સગવડ થઈ છે. બાકીનાં ૧૩,૫૭૭ (એટલે ૩૭ ટકા) ગામડાં હજી શાળા વિનાનાં છે.

(૨) પહેલા ધોરણમાં દાખલ થનાર વિદ્યાર્થીઓમાંથી ૪૦ થી ૬૦ ટકા વિદ્યાર્થીઓ ચોથું ધોરણ પૂરું કરતા નથી, એટલે તે અંગે કરેલું અડધું ખર્ચ નકામું જાય છે.

(૩) સરકારે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરવાનું વિચાર્યું છે, પણ લગભગ ૫૫ ટકા શિક્ષકો હજી ટ્રેઇન્ડ થયેલા નથી. છતાં તેઓ શિક્ષક તરીકે કામ કરે છે.

(૩) લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટીની ૧૬,૯૨૩ શાળાઓમાંથી સંસ્થાની માલિકીનાં મકાનો ફક્ત ૫,૪૯૦ (૩૨ ટકા) હતાં. બાકી મકાનો ભાડાનાં અને મંદિર – મસ્જિદ – ધર્મશાળાનાં હતાં.

આવી સ્થિતિમાં પ્રાથમિક શિક્ષણ વધે તોપણ સારું પરિણામ ન આવે. મકાનો અને શિક્ષકોની સગવડ ન વધે તો પ્રાથમિક શિક્ષણ સફળતાપૂર્વક વધી શકે નહિ. આજે તે અંગેની સ્થિતિ સંતોષકારક નથી.

## જિલ્લાવાર કેળવણી

ગુજરાતના જુદા જુદા જિલ્લાઓમાં કેળવણીના પ્રમાણમાં ઘણી અસમાનતા છે એમ નીચેના આંકડા બતાવે છે :

| જિલ્લો | વસ્તીના કેટલા ટકા ભણે છે? | કેટલા ચો. માઈલે એક શાળા છે? |
|---|---|---|
| બનાસકાંઠા | ૨·૪ | ૪૬·૨ |
| સાબરકાંઠા | ૮·૫ | ૪·૩ |
| મહેસાણા | ૯·૩ | ૭·૭ |
| અમદાવાદ | ૧૪·૨ | ૭·૬ |
| ખેડા | ૧૫·૮ | ૩·૪ |
| અમરેલી | ૧૧·૭ | ૧૦·૧ |
| પંચમહાલ | ૮·૪ | ૭·૮ |
| વડોદરા | ૧૧·૪ | ૫·૩ |
| ભરૂચ | ૧૩·૮ | ૬·૦ |
| સુરત | ૧૫·૩ | ૫·૧ |
| ડાંગ | ૧૨·૦ | ૧·૭ |
| મુંબઈ રાજ્ય | ૧૩·૮ | ૫·૪ |

અહેવાલની બીજી નોંધવા જેવી હકીકત નીચે મુજબ છે :

(૧) જુદી જુદી ૧૫ મ્યુનિસિપાલિટીઓ અને ૧૯ જિલ્લાનાં સ્કૂલ બોર્ડોએ પોતપોતાના વિભાગમાં ૭ થી ૧૬ વરસનાં બાળકો માટે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરવાનું શરૂ કર્યું છે. તે ઘણુંખરું ૧૦૦૦ થી ઉપરની વસ્તીવાળાં ગામો માટે દાખલ કરવામાં આવ્યું છે. તેમાં ૮૮ ટકા બાળકો પત્રકો ઉપર નોંધાયાં છે. પણ મ્યુનિસિપાલિટીઓને રૂા. ૬૨,૭૦૩ અને લોકલ બોર્ડોને રૂા. ૬,૮૩૬ ની દંડની નોટિસો કાઢવી પડી હતી.

(૨) હાથઉદ્યોગની કેળવણી શાળાઓમાં દાખલ કરવામાં આવી છે. ૬૩ ખાસ શાળાઓ પાયાની કેળવણીનું કામ કરે છે અને તેમાં ૧૨,૫૦૦ બાળકો ભણે છે. આ ઉપરાંત ખેતીઉદ્યોગવાળી ૨૦૬ શાળાઓ છે, તેમાં ૧૬,૨૧૭ વિદ્યાર્થીઓ ભણે છે.

હાથઉદ્યોગમાંથી ઉદ્યોગનું ખર્ચ નીકળે છે ને ઉપરાંત થોડી આવક થાય છે. રોજ બે કલાક ઉદ્યોગને આપનાર એક સારી શાળામાં દસ માસમાં વિદ્યાર્થી દીઠ કમાણી નીચે મુજબ થઈ હતી :

| | |
|---|---|
| ધો. ૧ — ૦-૨-૯ | ધો. ૫ — ૨-૨-૬ |
| „ ૨ — ૧-૩-૯ | „ ૬ — ૨-૧૪-૦ |
| „ ૩ — ૧-૧૨-૬ | „ ૭ — ૨-૧૪-૦ |
| „ ૪ — ૨-૧-૩ | |

બધી શાળાઓમાં ઉપર મુજબ રોજના બે કલાક ઉદ્યોગને આપવામાં આવતા નથી.

(૩) પ્રૌઢોના સમાજશિક્ષણ માટે ૧૦,૩૪૧ વર્ગો ચલાવવામાં આવ્યા હતા અને તેનો ૨,૬૪,૭૩૧ પ્રૌઢો લાભ લેતા હતા. તે ખાતે રૂ. ૧૪,૩૦,૦૦૦ ખરચાયા હતા.

(૪) આદિવાસી અને પછાત વર્ગોમાંથી જુદી જુદી શાળા-મહાશાળામાં થઈને ૭,૩૭,૬૦૦ વિદ્યાર્થીઓ ભણતા હતા અને તેમને શિષ્યવૃત્તિઓ આપવા માટે રૂ. ૨,૭૦,૩૦૦ ખરચાયા હતા.

(૫) સ્વરાજ સરકારની સ્થાપના થઈ તે પહેલાં ૧૯૪૬-૪૭માં મુંબઈ પ્રાંતમાં સરકારી કુલ ખર્ચના ૧૧ ટકા કેળવણી ખાતે વપરાતા હતા તે વધીને ૧૯૪૯-૫૦માં ૧૮ ટકા થયા હતા.

**વિઠ્ઠલદાસ કોઠારી**

## સાભાર સ્વીકાર

**सस्तुं साहित्य वर्धक कार्यालय, अमदावाद તરફથી :**

**શ્રી વાલ્મીકિ રામાયણ ભાગ પહેલો-બીજો :** અનુ૦ કે૦ શાસ્ત્રી નરહરિ મગનલાલ શર્મા, કિં. રૂ. ૧૨-૦-૦; **ભક્ત સૂરદાસનાં પદો :** સં૦ પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી, કિં. રૂ. ૦-૫-૦; **ઇતિહાસને અજવાળે :** લે૦ ઇન્દ્ર વસાવડા, કિં. રૂ. ૦-૧૨-૦; **બાળક :** લે૦ પ્રિં૦ બંસીધર, અમરનાથ ગુપ્ત, અનુ૦ કુસુમબહેન ચિનુભાઈ શાહ, કિં. રૂ. ૧-૪-૦; **કહેવતો :** પ્રયોજક : શાંતિલાલ ઠાકર, કિં. રૂ. ૧-૪-૦; **બળવાન બનો :** અનુ૦ નાજુકલાલ નંદલાલ ચોકસી, કિં. રૂ. ૦-૧૨-૦; **આંખનું આરોગ્ય :** લે૦ ડૉ. આર. એસ. અગ્રવાલ, અનુ૦ કુન્દનિકા કાપડિયા, કિં. રૂ. ૧-૪-૦.

**भारती साहित्य संघ लि०, अमदावाद તરફથી :**

**પ્રતિબિંબ, મેઘબિંદુ :** લે૦ ધૂમકેતુ, કિં. દરેકના રૂ. ૩-૦-૦; **પારસમણિ :** લે૦ ઈશ્વર પેટલીકર, કિં. રૂ. ૩-૮-૦; **ગાંધીજી અને બાળકો :** લે૦ પુરાતન બૂચ, કિં. રૂ. ૦-૧૦-૦; **દીપમાળ ભાગ ૨ જો :** લે૦ શંકરભાઈ સો૦ પટેલ, કિં. રૂ ૧-૦-૦; **વાઘનો ઘા, ભોપારામ, ઠગરાજા, એક હતા શેઠ :** લે૦ જીવરામ જોષી, કિં. દરેકના રૂ. ૦-૬-૦.

# માસિક વિવેચન

**પાંચમી 'ઑગસ્ટની પંદરમી'**

સ્વતંત્રતાનું ચોથું વરસ હેમખેમ પૂરું કરીને પાંચમામાં પ્રવેશ કરીએ છીએ તેનાં સૌને અભિનંદન. આજથી બરોબર ચાર વરસ ઉપર હિંદનો છેલ્લો અંગ્રેજ વાઈસરૉય ને ગવર્નર-જનરલ આપણા પહેલા અને છેલ્લા હિંદી ગવર્નર-જનરલને દેશની રાજ્યધુરા સોંપીને સ્વદેશ વિદાય થયો. તે જ વખતે દિલ્હીથી ગાડી વાટે પાકિસ્તાનના ઘડવૈયાઓ નવું વતન કરવા કરાંચી ભણી જવા ઊપડ્યા હતા. એમ હિંદના ઇતિહાસનાં કેટલાંક સૈકાંનાં પાનાં પર નવો પડદો પડતો હતો અને આપણો દેશ નવું પાનિયું શરૂ કરતો હતો.

પણ એ પાનિયું કોરું નહોતું. જનારી બંને વસ્તુઓની અસર દેશ પર અંકિત થઈ ચૂકેલી છે. અંગ્રેજોએ પશ્ચિમનાં જ્ઞાનવિજ્ઞાન અને તેમાંથી જન્મેલી ગોરી સંસ્કૃતિનો વારસો મૂક્યો છે. પાકિસ્તાન ગયેલાઓ તેમનાં ઝનૂન અને દ્વેષના પ્રતિભાવરૂપે હિંદુઓ ઉપર એવા જ ભાવો ઊભા કરતા ગયા છે. આનાં માઠાં પરિણામમાંથી બચીને હવે આપણે ચાલવાનું થાય છે. આપણે માટે આ એક સાંસ્કૃતિક યાત્રા જ છે. એવી યાત્રા હિંદના ઇતિહાસમાં પહેલી વાર શરૂ થાય છે. એને માટે જોઈતું ભાથું આપણે જોગવી શકીએ એવા સમૃદ્ધ વારસાવાળી પ્રાચીન પ્રજા આપણે છીએ. પણ આપણા વારસાને અને આપણા સ્વત્વને બરોબર પારખવાં જોઈએ. સ્વતંત્રતાનાં ચાર વરસો આ દૃષ્ટિએ જોઈએ તો, આપણા રાષ્ટ્રના આત્માની — આપણા રાષ્ટ્રીય સ્વત્વની શોધમાં સારી રીતે વીત્યાં છે. એની સારી બાજુ ભરપૂર છે; એની નઠારી કે ભયંકર બાજુ પણ છે. પરંતુ સારા નઠારાના એ ગજગ્રાહમાં, સરવાળે સારી બાજુએ સામીને મચક નથી આપી.

**વચગાળાની સરકાર**

ચાર વરસ ઉપર અંગ્રેજો દેશનું નાવ કૉંગ્રેસની સરકારને સોંપીને ગયા. આ વચગાળાની સરકારે દેશની સલામતી સંભાળવાની હતી, એ પહેલી વાત. તેને સંગઠિત કરી એકતંત્ર બનાવવાનો હતો તે તેમાંથી જ ફૂટતી બીજી વાત. એમ સુસજ્જ બનતા દેશે રાષ્ટ્રોના દરબારમાં આદરમાન પામી સ્વત્વ દાખવવાનું હતું. અને સૈકાંથી કચડાતી રિબાતી દેશની પ્રજાને સુખ, સમૃદ્ધિ અને પ્રગતિના માર્ગે મૂકવાની હતી; જેને માટે તેનું બંધારણ પહેલું થવું જોઈએ.

આ વસ્તુઓ વચગાળાની સરકારે કરી છે. કાયદો અને વ્યવસ્થા જાળવી દેશને સુવ્યવસ્થિત એક-રાજ્ય બનાવ્યું છે. રાષ્ટ્રોના દરબારમાં તેણે માન મેળવ્યું છે. અને જગતના ઇતિહાસમાં અપૂર્વ ગણાય એવું કરી બતાવ્યું છે તે તો એ કે, ૩૫ કરોડના રાષ્ટ્રને માટે ત્રણ વરસની અંદર બંધારણ તૈયાર કરી તેનો અમલ કરવાની તત્પરતા સાધી છે. સ્વરાજની ખરી સરકાર આ બંધારણ અમલમાં આવશે ત્યારે થશે. તેને રચવા માટે વચગાળાની સરકાર ૧૯૪૭માં જન્મી. તેણે ચાર વરસમાં પોતાની જવાબદારી ઠીક રીતે અદા કરી છે અને હવે ભારતના સ્વતંત્ર બંધારણ મુજબ રચાયેલી સરકારને તે પોતાની અનામત થાપણ સોંપશે. સ્વતંત્રતાના પાંચમા વર્ષમાં પ્રવેશ કરતી વખતે આ આપણી સિદ્ધિ મુખ્ય નજર આગળ આવે છે, અને એને માટે 'જનગણમન-અધિનાયક' પ્રભુનો જય હો, એમ હૃદયમાં ભાવ જાગે છે.

૧૫–૮–'૫૧

**ચૂંટણીજંગ**

"વાગી સ્વયંવરમાં હાક, ઓ નળ આવ્યો રે" પેઠે જ 'વાગી સ્વયંવરમાં હાક, ચૂંટણીઓ આવી રે' વાળા ઘાટ થયા છે. પક્ષો, વ્યક્તિઓ અને લોકો આ મહાસ્વયંવર માટે ચોમેર તૈયારી કરે છે. ક્યાં મંડપો બાંધવા, ક્યાં વરમાળા પહેરાવનાર જાય, વગેરેની તડામાર તૈયારીઓ ચાલે છે. બંદીજનો તરફથી જાહેરનામાંની ઘોષણા ચાલુ થઈ ગઈ છે. લોકો આ બધો કોલાહલ મુગ્ધ ભાવે જ કદાચ સાંભળી રહ્યા હશે. તેઓ કાન બંધ રાખે તોય વાંધો નહિ, કેમ કે જાહેરનામાંમાં અર્થ કરતાં શબ્દ, અને શાંત વિચાર કરતાં બુલંદ ઘોષ સામાન્યપણે વધારે હોય છે. પરંતુ એ ઘોષની ગર્જના તળે જે ઘુસપુસ અને મનામણાં-પટામણાં તથા સળીસંચા ને સંતલસબાજી ચાલે છે, એની આગળ લોકો કદાચ લાચાર બની જાય. જ્યાં જુઓ ત્યાં સૌ એક વાત તો કરે છે કે, સારા માણસોને જ મત આપજો. પણ સારો કોણ તેનો કોઈ સીધો સખતો જવાબ આપી શકે? ગરમીમાપક પેઠે સારાઈ-માપક

હોત તો સહેલું થાત; વળી એકને સારો લાગે તે બીજાને નયે લાગે. મતલબ કે, સારા માણસને મત આપજો એમ કહ્યે પણ વાત પતતી નથી; જ્યાંની ત્યાં જ રહે છે.

પક્ષો તો એમ જ કહેશે કે, અમે જેમને ઊભા કરીએ તેમને મત આપજો, કેમ કે અમે જોઈ જોઈને તેમને અમારી ટિકિટ આપી છે.

હિતધારી વર્ગો કહેશે કે, જે આપણું હિત સમજે ને તે તરફ તાણે તેમને ચૂંટજો. જેમ કે, વેપારીઓનાં મંડળો અંકુશ-વિરોધી માણસોને જ મત આપજો, એમ કહે છે. ખેડૂત મંડળો માગે છે કે, ગણોત-ધારો કાઢે એવા માણસને મોકલો. અને તેઓ આ કાયદા સામે કોઈ પક્ષ મળે તો દીવો લઈને ખોળવા નીકળી પડ્યા છે.

આપણે લોકો નાતજાત-પરસ્ત બહુ છીએ. બંધારણમાં આવા ભેદોને કોઈ સ્થાન નથી; તે દૂર થવા જોઈએ એવો ધ્વનિ તેમાં છે. પ્રગતિશીલ લોકમત પણ એમ જ ચાહે છે. છતાં હજારો વરસોથી ચાલતી આવેલી રૂઢિનું જડબળ આપણને છોડતું નથી. પરિણામે નાતજાતની વાડાબંધી અઘટિત અસર કરી જાય છે.

અંગ્રેજી રાજ્યકાળમાં આ બધી ભાવનાઓથી પ્રેરાઈને પ્રતિનિધિઓ ચૂંટાતા હતા, તેમાં વાંધો નહિ આવતો, કેમ કે તેઓએ કાંઈ જવાબદાર રાજ્યતંત્ર ચલાવવાનું નહોતું : ત્યારે પરરાજ્ય હતું. હવે એ વાત ગઈ છે. સમગ્ર પ્રજા થઈને જેમને ચૂંટે તેઓ બધામાંથી રાજ્યધુરા સંભાળી શકે એવો સબળો સંગઠિત પક્ષ બનવો જોઈએ. તેમ ન બને તો રાજ્યધુરા કોણ સંભાળે? કોઈ ને કોઈ રાજ્યસત્તા હોવી જ જોઈએ. એટલે આપણામાંથી એ સત્તા ચૂંટણી દ્વારા પેદા થાય, એ જોવાનું કામ મુખ્ય છે. વ્યક્તિગત સારાપણું જરૂરનું છે; અલબત્ત, તે જોવાનું રહે છે; પરંતુ તે પૂરતું નથી — તે ઉપરાંત એ પણ જોવાની જરૂર રહે છે કે, ચૂંટાયેલા પ્રતિનિધિમંડળમાં કામને માટે જરૂર જેટલી એકવાક્યતા હશે, જેથી સબળ પ્રધાનમંડળ બની શકે. પ્રતિનિધિઓમાંથી બહુમતી તેને ટેકો આપવા તૈયાર હોય અને લઘુમતી પોતાનાં વિરોધબિંદુઓ સમભાવપૂર્વક અને જવાબદારીભેર ટીકારૂપે રજૂ કરે. સ્વરાજ ભોગવતી પ્રજા ચૂંટણીજંગ ખેલે છે તે, આખરે જોતાં, આ શક્તિ પોતામાંથી પેદા કરવા માટે. એ એક મોટો પ્રજાયજ્ઞ છે; તેમાં એવી આહુતિ આપવી જોઈએ કે જેથી ઉપરનું યજ્ઞફળ જન્મે.

૨૨-૮-'૫૧

## બે સુવાક્યો

ગાંધીજીના નિર્વાણ પછી થોડા સમયે સેવાગ્રામમાં ઈ. સ. ૧૯૪૮માં દેશના બધા રચનાકાર્યકર્તાઓની પરિષદ મળી ત્યારે ત્યાં ગયો હતો. ત્યાર પછી લગભગ ૩ા વરસે હમણાં સેવાગ્રામ જવાનું થયું. તે વખતે બાપુજીની એ જૂની કુટી અને એ આસન વગેરેનાં દર્શન કરવાનું મળ્યું. બાપુ ક્યાંક બહાર ગયા છે અને હમણાં આવશે, એવી તૈયાર રૂપમાં એમની કુટી અને આસન રાખવામાં આવ્યાં હતાં. પાસે પાવડી અને લાકડી પણ હતી.

કુટીની દીવાલ પર ટાંગેલાં બે સુવાક્યો જોવા મળ્યાં. તે કદાચ નવાં હતાં; ૧૯૪૮ પહેલાંનાં ત્યાં હોય તો જોયેલાં યાદ નથી. તે બાપુને પ્રિય હશે તે પરથી ત્યાં ટાંગ્યાં હશે માનું છું. વાક્યો બહુ મજાનાં અને હરઘડી યાદ રાખવા જેવાં છે. તે વાચકોને માટે ટપકાવી લાવ્યો છું તે અંગ્રેજી પરથી નીચે ઉતારું છું —

> "તમે ખરા હો ત્યારે તમારા મિજાજ પર કાબૂ રાખવાનું તમને પાલવી શકે; અને જો તમે ખોટા હો તો તમને મિજાજ ખોવાનું પાલવી ન શકે."
>
> **જી. સી. લેરીમર**

> "જૂઠનું રહસ્ય શબ્દોમાં નથી હોતું, પણ છેતરપિંડીમાં રહેલું છે; ચૂપકી રાખીને, વાતને ઢાંકવા સારુ દ્વિ-અર્થી શબ્દો વાપરીને, અમુક શબ્દ પર ખાસ ભાર મૂકીને બોલવા વડે, ચૂપકીમાં ખાસ અર્થ રહેલો છે એમ બતાવતા આંખના અણસારા વડે, — આમ અનેક રીતે જૂઠું બોલાય; અને જૂઠું બોલવાની આ બધી રીતો ચોખ્ખા શબ્દોમાં બોલાતાં જૂઠાણાં કરતાં ક્યાંય ચડે એટલી બધી ખરાબ અને હીન છે."
>
> **રસ્કિન**

૧૭-૮-'૫૧

## કૉંગ્રેસમાં વિખવાદ

છેલ્લા કેટલાક વખતથી કૉંગ્રેસ-તંત્રમાં કોઈ ને કોઈ મિષે ડખો ચાલ્યા કરે છે. એનાં કારણો જાત જાતનાં હશે. કોઈ અમુક કહેશે, કોઈ અમુક કહેશે. એમાં કોઈ એકવાક્યતા પર આવવાનો સવાલ વેગળો છે. એટલું ખરું કે, આ સ્થિતિને ઊંડે ઊતરીને સૌએ વિચારવી જોઈશે. કેમ કે દેશની જવાબદારી લઈ શકે એવું એકમાત્ર રાજકીય તંત્ર આજે તો કૉંગ્રેસ છે.

આ સમજથી અને એમાં રહેલી ગંભીર જવાબદારીથી કૉન્ગ્રેસના સંચાલકો આ ઝઘડામાં પણ વર્તે છે, એ ઉઘાડું છે. એનો અર્થ એ કે, આ વિખવાદનાં કારણો ઊંડાં પણ છે. આપણે યાદ રાખવું જોઈએ કે, હવે દેશને અમુક ધોરણ પર લઈ જવાનું કામ શરૂ થાય છે. તે ધોરણ મહાત્માજીએ અમુક ઢબે બતાવ્યું છે. પણ તેમણે તો તેની દિશા કે વલણ યા ઝોક દેખાડ્યો છે. ને તેમાં લોકને શ્રદ્ધા છે. પણ લોકશ્રદ્ધા એક વસ્તુ છે, વાસ્તવ લોકમત કે લોક-ભાવ બીજી વસ્તુ છે. ગાંધીજી વિષે લોકશ્રદ્ધા હોવાથી, અમુક તમુક લોકમતને ચલાવવા માગનાર તેમનું નામ લઈને વાત કરે છે. નામ ન લેવું જોઈએ એમ કહેનારા પણ એ રીતે નામ લઈ લે છે. કારણ કે ગાંધીજી આપણી શ્રદ્ધામૂર્તિ બન્યા છે. તેથી તો સંતતિનિયમનની વાત રજૂ થાય છે તે યોજનામાં પણ ગાંધીજીનું નામસ્મરણ તો શરૂમાં છે જ! અને મુસલમાનો પણ હવે ગાંધીજીની દૃષ્ટિનાં ગુણગાન કરે છે.

છતાં, બધું ગાંધીજીના સિદ્ધાંત મુજબ ચાલે છે એમ તો નથી જ. અરે, ગાંધીજીનો સિદ્ધાંત શો, એ જ શાસ્ત્રાર્થનો મુદ્દો બને છે. વાત એમ છે કે, બરોબર એક સૈકા ઉપર અંગ્રેજ રાજ્ય આ દેશમાં સ્થપાયું, ત્યારે પ્રશ્ન ઊઠેલો કે, આ દેશનો વિકાસ પશ્ચિમી ઢબે કરવો કે શું કરવું? ગોરા આપણા દેશમાં એમના સુધારાની ઢબ ઠોકવા માગે છે, એમ વહેમા-વામાંથી બળવો જાગ્યો. આજે પણ આ પ્રકારના સવાલ નવે રૂપે આવ્યો છે. આપણા દેશની હવે પછીની પ્રગતિમાં, આગળના વિકાસમાં કેવી રીતે આગળ વધવું? આ દેશ હિંદુઓનો છે કે કોનો? અહીં હિંદુ રાજ્ય હોય કે બિન-મજહબી લોકશાહી રાજ્ય હોય? અહીં યંત્રોદ્યોગ અને શહેરો ખીલે કે ગ્રામોદ્યોગ અને સુખી સમૃદ્ધ ગામડાં જામે? અહીં અંગ્રેજી કેળવણી અથવા તો તેમાં જે આમ તેમ થોડું પરિવર્તન કરવા જેવું લાગે તે કરી લેવું (જેમ કે અંગ્રેજીને બદલે હિંદી મૂકવું) અને છે તેમ ચલાવવું કે અહીં પાયાની કેળવણીની રચના કરી તેના ઉપર એક નવીન શિક્ષણની ઇમારત ચણવી?

આ સવાલોમાં આજે પં. જવાહરલાલજી અને ટંડનજી એક છે એમ કહેવાય? પંડિતજી વધારેપડતા પશ્ચિમના સુધારા તરફ છે એ ઉઘાડું છે; એમની આખી કેળવણી એ સુધારામાં થઈ છે. છતાં તેમણે હિંદના આત્માની 'ડિસકવરી' કરી છે — તેને પોતામાં ઊંડે ઊંડે જોયો છે, એ પણ ઉઘાડું છે. શ્રી. ટંડનજી આથી જુદી પ્રકૃતિના લાગે છે. તે જુદી ભાષા વાપરીને પોતાની વાત કરે છે. સંભવ છે કે, બંને એક વસ્તુ કદાચ જુદી જુદી ભાષા અને ભિન્ન ભિન્ન ભૂમિકાએથી કહેતા હોય. એમ ન પણ હોય. ઊંડે ઊંડે આ બાબતમાં પરસ્પર શંકાકુશંકા કે વહેમ હોય, અને તેથી પરસ્પર વિશ્વાસ ન પેદા થાય, એમેય બને. એ ગમે તે હશે, પરંતુ આજે દેશને કઈ ઢબે આગળ લેવો છે, એ મૂળ નીતિનો સવાલ સપાટી પર દેખાતા ખળભળાટ નીચે સંતાયેલો છે, એમ લાગ્યા વગર રહેતું નથી. આપણો દેશ પશ્ચિમ ઢબે જ ચાલે એ અશક્ય છે; આપણે કેવળ હિંદુ છીએ એ તો છે જ નહિ. ન ગોરી સંસ્કૃતિ, ન હિંદુ સંસ્કૃતિ આપણી છે. આપણી સંસ્કૃતિ હિંદી છે, અને તે તરફ વળવા માટે પ્રયત્ન કરવાનો છે. આ સંસ્કૃતિ સમન્વયની છે; તે ભૌતિક કે નાસ્તિક નથી, તેમ જ વર્ગીય કે વૈયક્તિક ઝનૂનવાળી નથી; તે આધ્યાત્મિક અને માનવતાનો ખ્યાલ કરીને ચાલનારી છે. આ આપણે માટે ને જગતને માટે નવો પ્રયોગ છે. દેશ સ્વતંત્ર થયો છે તો તે આ પ્રયોગને માટે છે. તેમાં ઉદારતા, નમ્રતા અને માનવતા રાખીને ચાલવું જોઈએ. ગાંધીજીએ આ માર્ગની તાલીમ આપણને આપી હતી અને એ માર્ગ દુનિયામાં નવો છે. કૉન્ગ્રેસ એને મૂર્તિમંત કરી શકે તો કરે, નહિ તો તેમ કરનારને તેણે માર્ગ આપવો પડશે.

૨૨-૮-'૫૧

## રેલવેની હડતાલ

રેલવેના કામદારો થોડે થોડે વખતે હડતાલની વાત લાવ્યા જ કરે છે. ચૂંટણી આવે ત્યારે આવું કાંઈક કરી શકાય તો તે તે કામદારોનાં મંડળો ચલાવતા રાજદ્વારી પક્ષોને સારો લાભ મળવા વકી હોય છે. તેથી કે શાથી, હમણાં પાછી હડતાલની વાત જોરશોરથી ઊપડી હતી. વડી સરકારે આ બાબતમાં પૂરી મક્કમતા બતાવી અને હડતાલ પડે તો તેને પહોંચી વળવા કાયદાકાનૂની વગેરે જરૂરી સામાન તૈયાર કરવા માંડ્યો. ચૂંટણીના પહેલાં આવો મક્કમ વિરોધ કરી રેલવે કામદારોનો રોષ વહોરવો, એ વસ્તુ

રાજ્યકર્તા પક્ષનાં પોતાની નીતિમાં શ્રદ્ધા અને પ્રજા ઉપર વિશ્વાસ બતાવે છે. અને એ સિદ્ધ થયું. પ્રજાના મોટા ભાગે હડતાલના પગલાને વખોડયું.

હડતાલ પર જવાને ઇચ્છતા કામદારોની આગેવાની સમાજવાદી પક્ષની ઘણું કરીને છે. તેના નેતા શ્રી. જયપ્રકાશબાબુએ, કાશ્મીરના પ્રશ્ન અંગેની કટોકટી જોઈને, હડતાલ મોકૂફ રાખી. તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. બહારથી ચડી આવતો ભય હોય તે સામે થવા અંદરના નાના પ્રશ્નો મોકૂફ રાખવાની ધીરજ આપણી પાસે હોય, એ સારી વાત છે.

એક પ્રશ્ન રહે છે: રેલવેવાળા જે માગણીઓ કરે છે તે પોતાના પૂરતી જ નજર રાખીને કરે છે? કે તેઓ સમગ્ર દેશની આર્થિક દશા જોઈને પછી કરે છે? આ સવાલ એટલા માટે પૂછવા જેવો છે કે, દેશના અનેક આર્થિક વર્ગોમાં મજૂર વર્ગ સુસંગઠિત છે; તેથી તેના તરફ સરકારનું ધ્યાન ગયું છે. યંત્રોદ્યોગો તરફ પણ સરકાર વધારેપડતું ધ્યાન આપે છે. એ સંજોગોમાં મજૂરસંગઠન કેવળ મજૂર-ઉદય તરફ ચડી જાય અને સર્વોદય ભૂલે, એમ બને. સમાજવાદી ફિલસૂફી તો વર્ગવિગ્રહમાં માને છે; તે કદાચ આ દલીલ ન સ્વીકારે. તો તેણે એક જવાબદાર પક્ષ તરીકે, કાંઈ નહિ તો એટલું વિચારવું જોઈએ કે, એ માગણીઓ રાષ્ટ્રને પોસાશે ખરી કે? સરકારનો વિરોધ જવાબદારીભેર કરવો હોય, તો વિરોધપક્ષે આ વિચારીને જ આગળ વધવું જોઈએ.

તા. ૨૨–૮–'૫૧

**એક વિનંતી**

હિંદીના અભ્યાસ અંગે ચરોતર પ્રદેશના આગેવાનોએ એક અપીલ બહાર પાડી છે. તે ગુજરાતમાં બધા રાષ્ટ્રભાષાપ્રેમીઓ પ્રત્યે પણ હોઈ શકે છે, તેથી તે નીચે ઉતારું છું.

"ગુજરાતમાં હિંદીપ્રચારનું કામ ગાંધીજીએ ઈ. સ. ૧૯૨૦માં ગૂજરાત વિદ્યાપીઠ સ્થાપી, ત્યારથી તે દ્વારા શરૂ કર્યું. અને ત્યારથી આજ સુધી તે સંસ્થાએ એમની દોરવણી અને દેખરેખ નીચે એ કામ ચલાવ્યું છે. દેશમાં સ્વરાજ સ્થપાયું, તેની સાથે આ કામનો એ તબક્કો એક રીતે જોતાં પૂરો થયો; અને તેની સાથે દેશની રાષ્ટ્રભાષા હિંદની સરકારે પોતાની રાજભાષા તરીકે સ્વીકારી, અને શાળા મહાશાળાઓમાં એનું શિક્ષણ શરૂ થાય તથા સરકારી નોકરો તથા પ્રજાના બધા લોકો એ ભાષા શીખે, એવાં પગલાં સરકારે લેવાનું શરૂ કર્યું.

"પરંતુ આજે જેને રાજભાષા તરીકે સ્વીકારી તે ભાષા એવી ખીલેલી તૈયાર નથી કે તે આજ ને આજ અંગ્રેજીની જગા લઈ શકે. તેથી આપણા રાજબંધારણમાં કહ્યું છે કે ૧૫ વરસમાં આ કામ કરી લેવું જોઈએ. અને તે ભાષાનો વિકાસ તથા ખિલવણી કઈ રીતે કરવાં, તેનો આદેશ પણ તે બંધારણની કલમ ૩૫૧માં આપ્યો છે.

"આ આદેશ પરથી ચોખ્ખું દેખાય છે કે, રાજ-ભાષા હિંદી અને યુ. પી. વગેરે પ્રદેશોમાં ચાલતી પ્રદેશભાષા હિંદી જુદી વસ્તુઓ છે. આ વિષે હમણાં થોડા દિવસ પર વિવેચન કરતાં વડાપ્રધાન **શ્રી. ખેર સાહેબે** (તેમના તા. ૧૨–૬–'૫૧ ના તુમકૂર–મૈસૂરના વ્યાખ્યાનમાં) કહ્યું કે,

"'સદ્ભાગ્યે આપણી રાષ્ટ્રભાષાના નામ તથા તેની લિપિ અંગેનો વાદવિવાદ હવે બંધ થયો છે. પણ બીજો એક ભય છે અને એની બાબતમાં આપણે સાવધ રહેવાનું છે.

"'આપણી રાષ્ટ્રભાષાનું નામ હિંદી છે તેને કારણે કેટલાક હિંદી ભાષા બોલનારા પ્રાંતો પોતાની વિશિષ્ટ પ્રકારની હિંદીને રાષ્ટ્રભાષા તરીકે આખા દેશ પર ઠોકી બેસાડવા માગે છે. પરંતુ કોઈ વસ્તુનો અમુક ભાગ તે આખી વસ્તુનું સ્થાન કદી ન લઈ શકે. અને આ મિત્રોએ સમજવું જોઈએ કે, બંધારણમાં જે હિંદી વિચારવામાં આવી છે તેનો ધીમે ધીમે વિકાસ થશે, અને તે ઉત્તર પ્રદેશ, બિહાર કે મધ્યપ્રદેશની હિંદી કદી ન હોઈ શકે. એ બધી ભાષાઓ રાષ્ટ્રભાષાના ઘડતરમાં કીમતી ફાળો આપશે, પણ એ ભાષાઓ 'રાષ્ટ્રભાષા' નથી. આ ભેદ સ્પષ્ટ કરવા માટે મહાત્મા ગાંધીએ રાષ્ટ્રભાષા માટે હિંદી-હિંદુસ્તાની અથવા હિંદુસ્તાની નામ સૂચવ્યું હતું. એ બંને નામોના જુદા અર્થો થતા હતા, એટલે હવે આપણે સર્વસામાન્ય હિંદી નામની બાબતમાં સંમત થયા છીએ એ મોટું સદ્ભાગ્ય છે.'

"આપણે હવે જે રાષ્ટ્રભાષા પ્રચારનું કામ કરવાનું છે તે આ નીતિને ધ્યાનમાં રાખીને અને શ્રી. ખેર સાહેબે જે ભય આપણને બતાવ્યો છે તે વિષે સંભાળીને કરવાનું છે.

"આ દૃષ્ટિએ ગુજરાતમાં હિંદી પ્રચાર અને શિક્ષણનું કામ કરનારી એકમાત્ર સંસ્થા ગૂજરાત વિદ્યાપીઠને અંતર્ગત તેની ગુજરાત હિંદી પ્રચાર સમિતિ છે. તે વરસમાં બે વાર પરીક્ષાઓ લે છે. નાગરી લિપિ

દ્વારા હિંદીનો અભ્યાસ કરી તેમાં બેસી શકાય છે. તે સંસ્થા ઉપયોગી એવાં હિંદી પુસ્તકોનું પ્રકાશનકામ પણ કરે છે, અને આપણે ત્યાં હિંદીના શિક્ષણને આગળ વધારવા સતત પ્રયત્ન કરે છે. આ વિષે જે વિશેષ જાણવા ઇચ્છે તે એમને લખે. અમે સૌ શિક્ષકો, વિદ્યાર્થીઓ તથા રાષ્ટ્રપ્રેમી ભાઈ-બહેનોને વિનંતી કરીએ છીએ કે, તે સૌ આ પરીક્ષાઓનો લાભ લઈ આપણા રાજબંધારણ મુજબ ચાલતા આ કામને ઉત્તેજન આપે."

૨૦-૮-૫૧

મ૦

# નવું વાચન

**કાવ્યસૌરભ:** સં૦ હિંમતલાલ ગણેશજી અંજારિયા; પ્ર૦ એમ. એન. ત્રિપાઠી લિ૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨; પૃ૦ ૩૨૨; કિં. ૩-૦-૦

શ્રી. હિંમતલાલ અંજારિયા સંપાદિત 'કાવ્યમાધુર્ય' પછી તેમનો આ સંગ્રહ પ્રસિદ્ધ થાય છે. એમાં ઈ. સ. ૧૯૧૦ થી ઈ. સ. ૧૯૪૯ સુધીમાંનાં કાવ્યોમાંથી પસંદ કરેલાં કાવ્યો લેવામાં આવ્યાં છે. 'કાવ્યમાધુર્ય' એ ૧૮૯૫ થી ૧૯૦૯ સુધીનાં કાવ્યોમાંનો સંગ્રહ છે. તેથી 'કાવ્યસૌરભ' તે પછીના કાળનાં કાવ્યો રજૂ કરી 'કાવ્યમાધુર્ય'ની પૂર્તિ કરે છે.

'કાવ્યસૌરભ' નાં કાવ્યોના સમય દરમિયાન આખું જગત પરિવર્તન પામ્યું છે. આપણા દેશમાં પણ ગાંધીજીના આગમન તેમ જ માર્ગદર્શનને લીધે સર્વાંગીણ ક્રાંતિ થઈ છે. સાહિત્યક્ષેત્ર એથી અલિપ્ત તો ન જ રહી શકે. ગાંધીજીથી આપણા સાહિત્યક્ષેત્રનો નવો જ યુગ શરૂ થયો અને આપણું સાહિત્ય દિવસે દિવસે સમૃદ્ધ થતું જાય છે. કાવ્યક્ષેત્ર પણ ખૂબ જ વિકાસ પામતું જાય છે. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનાં કાવ્યોના ઊંડા અભ્યાસથી આપણાં કાવ્યો પણ વધારે સમૃદ્ધ થતાં જાય છે. આમ આ યુગના બે મહાપુરુષો — ગાંધીજી અને ગુરુદેવની ઉજ્જ્વળ પ્રતિભાને લઈને આ યુગમાં સાહિત્યક્ષેત્રમાં પણ નવાં આંદોલનો જાગ્યાં અને તેના પરિપાકરૂપે આપણા કાવ્યક્ષેત્રને વધુ સમૃદ્ધ કરે એવા કવિઓએ પોતાની શક્તિ પ્રદર્શિત કરે એવાં કાવ્યો આપણને આપ્યાં છે.

આ યુગના કવિઓમાંથી ઉમાશંકર જોષી, સુન્દરમ્, સ્નેહરશ્મિ, સુંદરજી બેટાઈ, મનઃસુખલાલ ઝવેરી, પૂજાલાલ, પ્રહ્લાદ પારેખ, નિરંજન ભગત વગેરે કવિઓના કાવ્યસંગ્રહો બહાર પડી ચૂક્યા છે. અને આપણાં માસિકો — કુમાર, પ્રસ્થાન, સંસ્કૃતિ, વગેરેમાં નવા કવિઓનાં કાવ્યો આપણી કવિતાસમૃદ્ધિમાં વૃદ્ધિ કરતાં જાય છે. તેથી એ બધાં કાવ્યોને લક્ષમાં લઈ તેમાંથી પસંદગી કરી કાવ્યસંગ્રહ તૈયાર કરવો એ ખૂબ અભ્યાસ માગી લે છે. શ્રી. હિંમતલાલભાઈએ પોતાની ઉત્તરાવસ્થામાં પણ આટલો પરિશ્રમ ઉઠાવી એ યુગના કવિઓનું પ્રતિનિધિત્વ દર્શાવતો આ સંગ્રહ તૈયાર કરવા જે ઉત્સાહ બતાવ્યો છે તે સ્તુતિપાત્ર છે. પરંતુ આખો કાવ્યસંગ્રહ જોતાં મનમાં એવો વસવસો રહી જાય છે કે, આ સંગ્રહ હજી આ યુગને પૂરેપૂરો ન્યાય આપી શકે એવો તો નથી. ઘણા નવા ઊગતા કવિઓને એમાં સ્થાન મળ્યું નથી. કેટલાક કવિઓનાં ઉત્તમ કાવ્યોને બદલે વધુ પ્રચલિત એવાં કાવ્યો જ લેવામાં આવ્યાં છે. અને જેઓ બહાર પડતાં કાવ્યસંગ્રહો અને માસિકોના સંપર્કમાં રહે છે, તેઓને આ સંગ્રહ જોઈએ એટલો સંતોષ આપી શકે એમ નથી. તોયે કાવ્યોના અભ્યાસીને એ યુગના કવિઓનાં કાવ્યોનો પરિચય કરાવે એવો આ કાવ્યસંગ્રહ અવશ્ય છે.

સુ૦ કે૦

**આપણી પૃથ્વી**, ભાગ ૧, ૨, ૩; લેખકો કિશોરકાંત યાજ્ઞિક અને ડાહ્યાભાઈ જે. પટેલ; પ્ર૦ મેકમિલન અને કંપની લિમિટેડ, મુંબઈ; પૃ૦ ૧૫૦+૬, ૧૮૫+૬, અને ૨૪૧+૬; કિં૦ રૂ. ૦-૧૫-૦, રૂ. ૧-૪-૦, અને રૂ. ૧-૧૨-૦.

પ્રાથમિક શાળાના પાંચમા, છઠ્ઠા અને સાતમા ધોરણ માટેના ભૂગોળના નિયત થયેલા અભ્યાસક્રમ પ્રમાણે આ પુસ્તકો તૈયાર કરવામાં આવ્યાં છે. ભૂગોળ ભણનાર વિદ્યાર્થીઓને ભૂગોળ ભણતાં કયાં અને કઈ કઈ મુશ્કેલીઓ નડે છે, તેનો વિચાર કરીને, તેઓને નડતી ઘણી મુશ્કેલીઓ પૈકી બે ત્રણ દૂર કરવાનો પ્રયત્ન લેખકોએ આ પુસ્તકોમાં કરેલો છે. ભાષા અતિશય સહેલી, આડંબર વિનાની અને ટૂંકાં વાકયોવાળી છે. આથી વિદ્યાર્થી અપરિચિત શબ્દપ્રયોગોમાં અટવાતો બચે એમ બન્યું છે. આ પુસ્તકોમાં આપેલા નકશા અને ચિત્રો ખાસ તૈયાર કરાવેલાં છે, અને સારાં થયાં છે. ચિત્રોના બ્લોકનો ઉઠાવ પણ સારો છે. વિદ્યાર્થીની કલ્પના ચિત્રોના ઢગલામાં અટકી ન જાય એટલા માટે નકશા અને ચિત્રોની મર્યાદા સાચવી છે. ત્રણે પુસ્તકોમાં અનુક્રમે એકસો ચાર, એકસો ઓગણચાળીસ અને એકસો દશ ચિત્રો તથા નકશા આપેલા છે. દરેક

પાઠને અંતે અભ્યાસ અને પુનરાવર્તનના પ્રશ્નો આપેલા છે. પહેલા પુસ્તકનો રબર વિશેનો પાઠ અને 'જગત એક કુટુંબ' વિશેનો છેલ્લો પાઠ સારા લખાયા છે.

ઉપર જણાવી તે બાબતો સિવાય આ પુસ્તકો વિશે વિશેષ કહેવા જેવું નથી. એક પછી એક આવીને ગોઠવાતી જતી વિગતોના ઢગલા જેવા આ પુસ્તકોના પાઠો બની ગયા છે. ભૂગોળનાં આવાં પુસ્તકોમાં સંવાદના રૂપમાં, આત્મકથાના રૂપમાં, વાર્તાના રૂપમાં કે એવી બીજી વિવિધ શૈલીઓથી પાઠોની રચના કરવી જરૂરી ગણાય. આમ થાય તો વિષયની રસિકતા જળવાઈ રહે. આવો કોઈ પ્રયત્ન આ પુસ્તકો માટે કરવામાં આવ્યો નથી.

માનવ-માનવ વચ્ચે ભ્રાતૃભાવ થાય અને દુનિયાની બધી પ્રજાઓ સહકારથી રહે એ ભૂગોળશિક્ષણનો કલ્યાણકારી હેતુ લેખકોના ધ્યાનમાં હોત તો પાકિસ્તાન વિશેના પાઠમાં પઠાણોનું વર્ણન લેખકોએ જુદી જ રીતે કર્યું હોત. લૂંટફાટ કરનારા, પાકિસ્તાન સરકારને ખૂબ પજવનારા અને કાશ્મીર ઉપર ધાડ પાડનારા એમ કહીને [પૃ. ૨; પૃ. ૮૦] પઠાણોનો — ખુદાઈ ખિદમતગારોનો પરિચય આપવાને બદલે તેમના ખડતલપણાનું, તેમની બહાદુરીનું, તેમની વેપારી કુનેહનું વગેરેનું વર્ણન કરીને લેખકોએ સંતોષ માનવાની જરૂર હતી. વળી આખો દિવસ કંઈ ને કંઈ કામમાં મશગૂલ રહેનાર ખંતીલા અને મહેનતુ ચીના લોકો માટે 'ઢોરની માફક આખો દિવસ મજૂરી કરે' એમ કહી [પૃ. ૨; પૃ. ૧૧૫] વિદ્યાર્થીઓને ચીનાઓ વિશે જરા હલકો અભિપ્રાય વિના કારણે થઈ જાય, એવું લખવાની જરૂર ન હતી. રૂઢ થયેલા શબ્દો છોડીને તેની જગાએ નવા શબ્દો આ પુસ્તકોમાં યોજેલા જોવા મળે છે. સમશીતોષ્ણ કટિબંધને 'મધ્યકટિબંધ' કહ્યો છે; દીવાસળી જે લાકડાની બને છે તે પાઈન ઝાડનાં પાંદડાં સોયના જેવી અણીવાળાં હોય છે તેથી તે ઝાડના લાકડાને પાઈન નામે ઓળખાવવાને બદલે 'સોયપાન'ના નવા નામે ઓળખાવવાનો પ્રયત્ન કરેલો છે. આજે તો આવાં પુસ્તકોમાં સૌને માન્ય એવી એક જ પરિભાષા વપરાયેલી જોવા મળવી જોઈએ.

હમણાં હમણાં ભૂગોળ અંગેનાં જે પુસ્તકો બહાર પડે છે તે તેમાં મોટે ભાગે રાજકીય હદોની, પ્રાંતો, જિલ્લા, તાલુકા વગેરેની રચનાની, નદીઓ, પર્વતો, રેલવે, રસ્તાઓ વગેરેની, તીર્થધામો અને વિદ્યાધામોની વગેરેની માહિતી તદ્દન ટૂંકામાં પણ આપેલી જણાતી નથી. જે પ્રદેશનો વિદ્યાર્થીને પરિચય કરાવાતો હોય તેના ઉપર જણાવી તેવી વિગતો જાણવી જરૂરી ગણાવી જોઈએ.

ત્રણે પુસ્તકો બાબત આટલી સામાન્ય બાબતો કહ્યા પછી ત્રીજા ભાગ વિશે થોડું અલગ કહેવા જેવું ખરું. આ પુસ્તકોના પહેલા અને બીજા ભાગથી ત્રીજો ભાગ કેટલીક રીતે જુદો પડે છે.

દુનિયાના અનેકવિધ લોકોનો અને તેમની પ્રવૃત્તિઓનો, દુનિયાની સંપત્તિ અને વહેંચણીનો તથા દુનિયાના દેશો એકબીજા સાથે સંકળાયેલા અને એકબીજા ઉપર આધાર રાખનારા છે, વગેરે કેટલીક બાબતોનો વિદ્યાર્થીને ખ્યાલ આવે એવો વિચાર આ ત્રીજા પુસ્તકની રચના કરતી વખતે લેખકોના ધ્યાનમાં હોવાનું જણાઈ આવે છે. વળી કુટુંબમાં ઓછીવત્તી શક્તિવાળા સૌ કુટુંબીજનોએ જેમ સંપીને રહેવું જોઈએ તેમ દુનિયાની પછાત કે સુધરેલી, ગોરી કે કાળી સૌ પ્રજાઓ વચ્ચે સંપ હોવો જોઈએ અને એકબીજાને મદદરૂપ થવાની તત્પરતા હોવી જોઈએ, એ ભૂગોળશિક્ષણનો હેતુ પણ લેખકોના લક્ષ બહાર રહ્યો નથી એ દેખાઈ આવે છે. આવા સદ્‌વિચારોનાં બીજ વિદ્યાર્થીઓમાં નંખાય એવી શુભ ઇચ્છા રાખીને લેખકોએ આ ત્રીજા ભાગની રચના કરી છે, એ સારી વાત છે.

ઉપર કહી એવી રીતે આ ત્રીજો ભાગ તૈયાર થયેલો હોવા છતાં કેટલીક જગાએ સમજમાં ન આવે એવાં કેટલાંક વિધાનો જોવા મળે છે. 'શહેરોમાં ભણેલા ગામડાંના માણસો શહેરોમાં પાછા જતા નથી માટે અભણ રહી જાય છે'; ગામડાંના માણસોને શહેરોનું આકર્ષણ નાબૂદ કરવા ગામડામાં રેડિયો અને સિનેમા જવાં જોઈએ. ત્રીજા પુસ્તકના ૭૨મા પાને આવી મતલબનું લખાણ જોવા મળે છે. શહેરોમાં અપાતી આધુનિક કેળવણી અને શહેરોનાં આજનાં સિનેમા ગામડાંને સુધારવામાં શો ફાળો આપી શકશે? વળી 'લોકોનો વસવાટ' એ મથાળા નીચેનો દશમો પાઠ સારો લખાયો હોવા છતાં તેના પૃ. ૮૮ ઉપર આ પ્રમાણે કહેલું છે: 'અંગ્રેજોએ અંગ્રેજી ભાષા આપણા દેશમાં દાખલ કરી; એનાથી એક ફાયદો સારો થયો. આખા દેશની એક ભાષા થઈ અને આખા દેશમાં એકતા આવી.' આપણા દેશમાં કેટલા ટકા માણસો અંગ્રેજી ભાષા ભણ્યા કે તેથી તે ભાષા આખા દેશની એક ભાષા થઈ એમ કહી શકાય? અને વળી અંગ્રેજી ભાષાએ આપણા દેશમાં કેવી એકતા આણી? આવાં વિધાનોવાળા ફકરાઓ જુદી જ રીતે લખાવા જોઈતા હતા. વળી ફ્રાન્સ પાસે દારૂ છે એટલું કહેવાને બદલે ફ્રાન્સ પાસે મજેદાર દારૂ છે એમ કહેવાની [પુ. ૩; પૃ. ૧૨૭] શી જરૂર હતી?

આ પુસ્તકોની નવી આવૃત્તિઓ વિવિધ શૈલીઓથી તૈયાર થયેલી અને ન સમજાય એવાં વિધાનો અને બિનજરૂરી વિગતો વિનાની જોવા મળશે એવી આશા છે.

શાં૦ ગાં૦

ર. નં. બી૦ ૪૩૪૩

# શ્રી. રાજાજીની બે સલાહ

ખેડૂતો અને વણકરોનાં બાળકોને તેમનાં માતપિતાનાં જીવન અને કર્મથી વિખૂટાં પાડીને, આપણે જેમને શાળાઓ કહીએ છીએ ત્યાં બંદીવાસની સજા કરવાથી, તથા તેમનાં ઘરની સંસ્કૃતિથી તેમને છૂટાં પાડી દઈ, તેમનાં કુમળાં મન ઉપર પોતાનાં કુટુંબોની સાદી નિરક્ષર જિંદગી વિષે અજાણતાં લઘુતાની ગ્રંથિ ઊભી કરવાથી લાભ કશો થતો નથી, પણ હાનિ ઘણી થાય છે. તેઓ તેમનાં માતપિતા, તેમનાં ઢોર, અને તેમની સાળો સાથે સંકળાયેલાં ભલે રહે; આપણે એક ફરતા વાહનમાં અઠવાડિયાના બે દિવસ વાતો કહેનારા એકાદ ભલા શિક્ષક દ્વારા તેમને જે કાંઇ મૌખિક કેળવણી પહોંચાડી શકીએ તે પહોંચાડીએ. તે શિક્ષક પાસે જોઈતાં ચિત્રો અને બતાવવાની વસ્તુઓ વગેરે સામગ્રી પણ હોય.

* * *

આપણી પ્રજાના પછાત વર્ગોને તેમનામાં સ્વપ્રયત્નની તમન્ના વધે એવા માર્ગોએ મદદ કરવામાં આવે, તો જ તેમને સાચા અને કાયમી લાભો થાય. વધારેપડતી દયા બતાવવાથી તથા પછાત હોવાને કારણે તેમને છૂટછાટ તથા ખાસ હકો આપી દેવાથી કશું નહિ વળે. છૂટછાટોથી કેટલાક ફાયદા થાય છે તેમ જ ગેરફાયદા પણ થાય છે. જે ગેરફાયદા થાય છે તે દૂરગામી તથા ગંભીર હોય છે; ત્યારે જે લાભો થાય છે તે તાત્કાલિક હોય છે. પછાત વર્ગોને થોડાઘણા લાભો બક્ષીને આપણે થોડો વખત તેમને ખુશ કરી શકીએ તથા આપણી દયાની લાગણીઓને સંતોષી શકીએ; પરંતુ તે તો તેમની પછાત દશાને કાયમી બનાવવાનો માર્ગ છે.

( ૨–૭–'૫૧ના મદ્રાસના એક વ્યાખ્યાનમાંથી ) **શ્રી રાજગોપાલાચારી**

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये





વર્ષ ૧૦ — અંક ૮
ઑગસ્ટ — નવજીવન, અમદાવાદ — ૧૯૫૨

# શિક્ષણ અને સાહિત્ય

ઑગસ્ટ, ૧૯૫૧

વર્ષ ૧૦ અંક ૮

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ(૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકાશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક.
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય.**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

मा विद्या या विमुक्तये

વર્ષ ૧૦ - અંક ૮ ] અમદાવાદ [ ઑગસ્ટ, ૧૯૫૧


## ઉચ્ચ શિક્ષણનું માધ્યમ

ગુજરાત યુનિવર્સિટીની સેનેટે ઠરાવ કર્યો છે કે, તે પોતાનું બધું કામકાજ (હિસાબકિતાબ, સામાન્ય પત્રવ્યવહાર વગેરે સહિત) ગુજરાતી ભાષામાં કરશે. અને બીજે જ દિવસેથી તેના કાર્યાલયે એનો અમલ કરવાનું શરૂ કર્યું છે. આ માટે ગુજરાત એને ધન્યવાદ આપશે. આમ કરવાનું તે વહેલેથી પણ શરૂ કરી શકત. તેની પ્રથમ બેઠક મળી ત્યારે પ્રારંભિક વ્યાખ્યાન તેના કુલનાયકે ગુજરાતીમાં જ આપ્યું હતું. વળી તેના મકાનનો પાયો નંખાયો ત્યારે સરદારશ્રી વલ્લભભાઈએ યુનિવર્સિટીને સારુ નીચેની આશા વ્યક્ત કરી હતી —

'ગુજરાત યુનિવર્સિટીમાં શિક્ષણ આપણી માતૃભાષા દ્વારા આપી શકીએ તો પરદેશી ભાષાનો બોજો હઠાવી શકીએ. તે બચપણથી આપણને દબાવી નાંખે છે ને આપણો વિકાસ અટકાવે છે. જેમ શ્રી. મોરારજીભાઈએ* કહ્યું તેમ, જો માતૃભાષા દ્વારા શિક્ષણ આપવામાં આવે તો વધારે સારું જ્ઞાન મળે."

'હરિજનબંધુ', તા. ૧૮-૧૧-'૫૦

ગાંધીજીએ તો વરસોથી કહ્યું છે કે, શિક્ષણમાત્ર વિદ્યાર્થીની સ્વભાષા મારફત જ થવું જોઈએ; બીજું કાંઈ તેમાં હોઈ ન શકે. વિદ્યાપીઠ સ્થાપી તેના ધ્યેયમાં આ કલમ એમણે મૂકી છે.

એટલે ગુજરાતમાં ઘણા લોક આશા રાખતા આવ્યા છે કે, આપણી નવી યુનિવર્સિટી થોડા વખતમાં પોતાનું વહીવટી કામ તો ગુજરાતીમાં કરવા લાગશે. તેમ કરવામાં એણે કાંઈક વખત લીધો. છતાં હવે તે ઠરાવ કરીને યુનિવર્સિટીએ મુંબઈ રાજ્યની પ્રાદેશિક યુનિવર્સિટીઓમાં સારી ભાત પાડી છે, જેને માટે તેને મુબારકબાદી ઘટે છે.

એવો જ મહત્ત્વનો સવાલ રહે છે, યુનિવર્સિટીના શિક્ષણ તથા પરીક્ષણના માધ્યમનો. આ સવાલનો ઉકેલ પણ તેણે લાવવો જોઈએ, કેમ કે તે કામ પણ તેની આગળ રજૂ થયું છે. આશા રાખીએ કે, તેમાં પણ ગુજરાત યુનિવર્સિટી પહેલ કરશે અને ગાંધીજીના એક પેઢી જેટલા કામને અને બોધને શોભાવે એવો નિર્ણય લેશે.

કેટલાક એમ કહે છે કે, આ ઠરાવની ઉતાવળ છે? અત્યારે કાંઈક શરૂઆત કરીએ, પછી જોઈશું. આ વસ્તુ બરાબર નથી. એની પાછળ પોતાના કર્તવ્ય વિષે અનિશ્ચય અથવા ઓછી નિષ્ઠા રહેલી લાગે છે. ચાલે છે તેમ ભલે ચાલે, બીજે બધે થશે ત્યારે જોવાશે, એ જાતની પહેલ કરવા વિષે બીતિ કે શિથિલતા પણ હોય, તો એ વસ્તુ પ્રગતિને રોકનારી નીવડે. યુનિવર્સિટી જેવી સંસ્થા શિક્ષણની બધી કક્ષાઓને દોરનારી ગણાય. આવા મહત્ત્વના પ્રશ્ન વિષે તે જો હજી પણ દોરવણી ન આપે, તો પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણને

---

*શ્રી. મોરારજીભાઈએ તે પ્રસંગે અગાઉ બોલતાં આમ કહ્યું હતું — "આપણી નવી યુનિવર્સિટીમાં માતૃભાષા મારફત શિક્ષણ આપવું જોઈએ અને તે જેમ બને તેમ જલદી થાય તે જોવાની જરૂર છે. તે સાથે રાષ્ટ્રભાષાને પણ ઘટતું સ્થાન મળે તે પણ જરૂરી છે. માતૃભાષા તેમ જ રાષ્ટ્રભાષા એ બંને ભાષા ઉપર ધ્યાન આપવાની જરૂર છે, એ વસ્તુ ભૂલવી ન જોઈએ."

(હ૦ બં૦, ૧૮-૧૧-'૫૦)

વિકાસની સૂઝ ન પડે અને સામાન્ય લોકો પણ ગૂંચવાયા કરે. એટલે હજી પણ આ કામને અધ્ધર રાખીને ચાલવામાં પ્રગતિના વેગને રૂંધવાપણું રહેલું છે, એ યુનિ૦એ ખ્યાલમાં લેવું જોઈએ, અને માધ્યમ વિષે નીતિ સાફ કરી દઈ તે તરફ બનતી ત્વરાએ જવાનું પ્રયાણ તરત શરૂ થવું જોઈએ.

### હિંદી અને અથવા ગુજરાતી

ગુજરાત યુનિવર્સિટીના કાયદામાં શિક્ષણના માધ્યમ વિષે નીચે પ્રમાણે ખાસ નિર્દેશ કરવામાં આવ્યો છે:

> "શિક્ષણ તથા પરીક્ષણના માધ્યમ તરીકે ગુજરાતી કે હિંદી (દેવનાગરી લિપિમાં) અથવા બન્નેના ઉપયોગ સંબંધી જોગવાઈ કરવી." [કલમ ૧૮ (૧) xiv]

અને આ કામ સીધું સેનેટનું છે, એમ તેમાં ઠરાવ્યું છે. આનું કારણ છે. ગુ૦ યુનિ૦ સમિતિના રિપોર્ટમાં માધ્યમ વિષે ખૂબ ભાર મુકાયો છે. સમિતિ શરૂમાં તો એકમત જ હતી કે, માધ્યમ ગુજરાતી હોવું જોઈએ. તેની આગળ જે જુબાની પડી તેમાં પણ મુખ્ય અવાજ એ પ્રકારનો જ હતો. પરંતુ આણંદ, વલ્લભવિદ્યાનગરમાં કેટલાકે એવું રજૂ કર્યું કે, હિંદી માધ્યમમાં અમે માનીએ છીએ. તેઓ આ મિષે ગુ૦ યુનિ૦માંથી અલગ ન રહે તે સારુ, ઓચિંતું સમિતિમાં કેટલાકનું વલણ બદલાયું અને છેવટે તેમણે ઉપર પ્રમાણે સર્વગ્રાહી એવો સામાન્ય નિર્દેશ કર્યો. અને સરકારે પણ એનો તોડ લાવવાની જવાબદારી ન લેતાં, યુનિ૦ની સેનેટ પર એ વાત છોડી. સરકાર ઇચ્છત તો અમુક ધોરણ નક્કી કરી કાયદામાં જ તે મૂકી દેત. પણ તેણે તેમ ન કર્યું, અને ઉપર પ્રમાણેની સર્વગ્રાહી સૂચના મૂકી. હવે પોતે શું કરવું છે તેની સ્પષ્ટતા યુનિ૦ એ કરવાની રહે છે.

વલ્લભવિદ્યાનગર એક ગ્રામવિદ્યાપીઠ થવા માગે છે. તે પોતાના કામનું માધ્યમ ગુજરાતી ન રાખે અને હિંદી ચાહે, એ વિચિત્ર નથી? હિંદી આપણી રાષ્ટ્રભાષા છે. તેથી તે ઘણા જાણશે, એની ના નથી. છતાં તે બીજી ભાષા રહેશે; પહેલી અને સૌ કોઈ જાણે એ ભાષા તો ગુજરાતી જ રહેશે. ગ્રામવિદ્યાપીઠ આ મુખ્ય મુદ્દો ન ભૂલી શકે.

### ગુજરાતી માધ્યમ જ વહેવારુ છે

છતાં, માનો કે, કોઈ કારણે હિંદી માધ્યમ રાખવાનું ઠીક ગણાય. તોપણ એક વસ્તુ સાફ છે કે, આજે હિંદી મારફત કોઈ અહિંદી પ્રાંત કામ ન કરી શકે. આજે કોઈ દેશી ભાષા દ્વારા કામ શરૂ કરવું હોય તો તે સ્વભાષા જ સંભવે એમ છે. હિંદી ૧૫–૨૦ વરસ સુધી અ-હિંદી પ્રાંતોમાં કેવી રીતે સંભવશે? ૧૫–૨૦ વરસ તે પ્રાંતોમાં હિંદીનું વ્યાપક શિક્ષણ ચાલે, ત્યાર પછી જ આ બને તોય બની શકે. માનો કે, અધ્યાપકો તો યુ૦ પી૦ બિહાર વગેરે પ્રાંતોમાંથી મળે, પણ વિદ્યાર્થીઓને હિંદી ન આવડે તેનું શું? એટલે પ્રત્યક્ષ વ્યવહાર જોતાં પણ હિંદી માધ્યમની સૂચના વહેવારુ નથી. આ વસ્તુ રાધાકૃષ્ણન કમિશને પણ નોંધી છે. તે કહે છે કે,

> "બધા પ્રાંતોમાં અને શિક્ષણની બધી કક્ષાઓમાં તરતના ભવિષ્યમાં તો પ્રદેશભાષાઓ જ શિક્ષણનું મુખ્ય માધ્યમ બનશે." (પ્ર૦ ૯, પૅરા ૫૧)

એટલે હિંદીના આગ્રહીઓ માટે આજે તો એ શક્ય છે કે, તેઓ યુનિવર્સિટીમાં હિંદીનો અભ્યાસ તરત શરૂ થઈ જાય, એ સુધારા ઉપર ભાર મૂકે. માધ્યમ તરીકે આજે તો સ્વભાષા જ તરત કામ દે એમ છે, એ નિર્વિવાદ વસ્તુ છે.

બીજી એક દૃષ્ટિથી જોતાં પણ સ્વભાષાનું માધ્યમ જ વહેવારુ અને સાચું છે. રાધાકૃષ્ણન કમિશન રિપોર્ટમાંથી જ તે વસ્તુ ઉતારું —

> "દેશની બીજી ભાષાઓ કરતાં હિંદી એવી ચઢિયાતી નથી કે બીજા પ્રાંતના લોકો પોતાના જ પ્રદેશમાં અને પોતાની ભાષાને માટે તેનાથી ઊતરતું પદ સ્વીકારવા મન કરે. હિંદી દેશની બહુ મોટી છતાં એક લઘુમતીની ભાષા છે. તેના સાહિત્ય કે ઇતિહાસ તરફ જોતાં, બીજી દેશી ભાષાઓ કરતાં તે કોઈ વિશેષતા ધરાવતી નથી. રાષ્ટ્રની દૃષ્ટિએ હિંદી (હિંદુસ્તાની)ને રાષ્ટ્રભાષા તરીકે લેવી જોઈએ છે એ ખરું. પરંતુ અંગ્રેજી જે કામ કરે છે તે એને સોંપી શકાય એવી એ છે નહિ."

એ દૃષ્ટિએ જોતાં હિંદની બધી દેશી ભાષાઓ માધ્યમ તરીકે સરખી જ દશામાં છે; એટલે બીજી દેશી ભાષાઓ હિંદીથી ઊતરે એમ નથી. કેટલીક

તો તેનાથી વધારે સાહિત્યસંપન્ન અને ખેડાયેલી છે, એમ વિદ્વાનોનો મત છે. એટલે સ્વભાષા છોડી હિંદીને માધ્યમ લેવાથી, આ રીતે જોતાં પણ, કશો ફાયદો નથી.

અહીંયાં એક સવાલ હિંદી-માધ્યમ-વાદીઓને પૂછવા જેવો છે: 'હિંદી આજે તો તરત શરૂ ન કરી શકો, એ સ્પષ્ટ છે. તો પછી અંગ્રેજી માધ્યમ ફેરવવા શું કરશો? હિંદી શક્ય નથી, તો ત્યાં લગી અંગ્રેજી જ ચલાવશો? ગુજરાતીથી કામ થઈ શકે છે એ સ્પષ્ટ અનુભવ છે, છતાં તેમ નહીં કરો? જો ના, તો તેનું કારણ શું? અંગ્રેજી તો નથી જ રાખવું અને એને તરત બદલવા માંડવું છે એમ સ્વીકાર્યા પછી, ગુજરાતીથી પણ કામ ચલાવવા તૈયાર થવું જોઈએ ને? કે પછી હિંદી ન થાય ત્યાં સુધી અંગ્રેજી રાખવા ચાહો છો?' હિંદીનો જ આગ્રહ રાખનાર પણ આજે તો કેવળ આગ્રહ રાખી શકે. તે પ્રમાણે કામ કરવા માટે હિંદી ભાષાનું જ્ઞાન શિક્ષણમાં સારી રીતે જામે ત્યાર પછી જ બની શકે. અને એમ થતાં કેટલાંક વરસો તો લાગવાનાં જ. ત્યાં સુધી પણ ગુજરાતીથી કામ લેવા તેણે તૈયાર થવું જ જોઈએ.

### નોકરીઓ માટે હિંદી?

છતાં કેટલાક લોક શિક્ષણના માધ્યમ તરીકે હિંદીનો આગ્રહ શું કામ રાખે છે, તે સમજવું જોઈએ. તે એમ કહે છે કે, ભારતના ગણરાજ્યની — વડી સરકારની રાજભાષા હિંદી બનશે; ગુજરાતી તો પ્રાંત-સરકારની ભાષા બનવાની. તે જોતાં આપણા વિદ્યાર્થીઓને જો હિંદી બરોબર ન આવડે, તો વડી સરકારની નોકરીમાં તે પાછા પડે.

આ દલીલ ઉપરથી જોતાં કાંઈક વજૂદવાળી લાગે, પણ જરા તપાસતાં જણાશે કે તે બરોબર નથી. એમ કરવાથી ગુજરાતી ભાષાને તેનું હકનું સ્થાન છે તે ન મળે એ તો ઉઘાડું છે. સ્વરાજ આવ્યા છતાં જો ગુજરાતીને આવું અપમાન સહેવું પડે તો તે કેવું ગણાય? ગુજરાત કે કોઈ ભાષાવાર પ્રદેશ એ કેમ ચલાવી લે?

આ પ્રશ્નનો વિચાર રાધાકૃષ્ણન કમિશને પણ કર્યો છે. તે પોતાનો સ્પષ્ટ મત જણાવે છે કે, લોકશાહીની દૃષ્ટિએ જોતાં પ્રજાનું બધું શિક્ષણ તેની સ્વભાષામાં જ થવું જોઈએ; પરંતુ માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણમાં બીજી ભાષા તરીકે હિંદી હશે જ, એટલે અખિલ ભારતીય કામોમાં જવાને માટે તેમને કશી મુશ્કેલી નહિ નડે. બીજી ભાષા તરીકે ઉચ્ચ શિક્ષણના દરેક વિદ્યાર્થીએ રાષ્ટ્રભાષાનું જરૂરી જ્ઞાન મેળવ્યું જ હશે.

અને વડી સરકારની નોકરીઓ માટે ખાસ પરીક્ષાઓ હશે. તેમાં બેસવા માગનાર પોતાની તૈયારી કરીને બેસશે. એટલે તે પોતાનું સાધન કરી લેશે. વળી તેમની સંખ્યા પણ થોડી જ હોવાની. તે થોડાકને માટે આખી યુનિ૦નું બધું કામ હિંદીમાં કરી મૂકીને બધા માટે અસ્વાભાવિક અને મુશ્કેલ કરવું, એ તો જુલમ ગણાય.

### હિંદી માધ્યમનું સ્થાન

બીજો એક વિચાર એ રહે છે કે, કોઈ પ્રદેશમાં બહારથી અધ્યાપકો આવ્યા હોય તેઓ કદાચ પ્રદેશ-ભાષા સારી રીતે ન વાપરી શકે. અને આવા અધ્યાપકો તો હશે જ. અધ્યાપકોની આંતરપ્રાદેશિક અવરજવર બીજી રીતે પણ રહેવાની જ. તેમને માટે શું?

આ પ્રશ્ન વિચારવો જોઈએ. એને માટે એવી જોગવાઈ હોવી જોઈએ કે, તેઓ રાષ્ટ્રભાષા વાપરી શકે. આને લઈને એમ બને કે, કેટલાક વિષયો, કેટલીક કૉલેજોમાં જ્યાં આવા અધ્યાપકો હોય ત્યાં, હિંદીમાં ચાલે. વિદ્યાર્થીઓ હિંદી સમજતા હશે, એટલે તેમને મુશ્કેલી નહિ આવે. કોઈ કૉલેજ હિંદીમાં કામ કરવા માગે, તો તેના અધ્યાપકો ભેગા મળીને તેમ કરી શકે. આટલી જોગવાઈ રાખવામાં આવે તો ઉપરની મુશ્કેલી નહિ રહે, અને ગુજરાતી માધ્યમ સાથે હિંદી પણ આ તેની સહજ મર્યાદામાં રહી શકે. એટલે 'ગુજરાતી અથવા હિંદી' માધ્યમ ન ઘટે, પણ ગુજરાતી અને તેની સાથે ઉપરની મર્યાદામાં હિંદી રહે, એ યોગ્ય ગણાય.

### ભાષાજ્ઞાન માટે માધ્યમ?

પણ કેટલાક એમ કહે છે કે, વિદ્યાર્થીઓને સારી હિંદી આવડે તે સારુ તેને જ બધે માધ્યમ તરીકે રાખવી. આ વસ્તુમાં રહેલો વિચારદોષ આપણને

અંગ્રેજી કેળવણીએ વારસામાં આપ્યો છે. હવે તે દૂર થવો જોઈએ. માધ્યમ તો વિષયોનું જ્ઞાન પહોંચાડવાને માટેનું સાધન છે. જે ભાષાથી એ કામ ઉત્તમ રીતે થાય, તે જ માધ્યમ હોય. અને એ તો વિદ્યાર્થીની સ્વભાષા જ હોઈ શકે, એ નિર્વિવાદ સિદ્ધાંત છે. તેને બદલે જો કોઈ અમુક ભાષાજ્ઞાન આપવા માટે તે ભાષાને માધ્યમ તરીકે પસંદ કરવામાં આવે, તો વિષયોનું જ્ઞાન બાજુએ રહી જાય કે ગૌણ બની રહે, અને જે કાંઈ શીખવો તે બધું પેલી ભાષા શીખવવા ખાતે જ ખપી જાય. આ વસ્તુ તરફ શ્રી. રાજાજીએ આપણું ધ્યાન બે એક વરસથી ખેંચ્યું છે. તેમણે કહ્યું કે, અત્યાર સુધી અંગ્રેજી-કાળમાં આપણે વિષયો દ્વારા અંગ્રેજી ભાષા જ શીખતા હતા; હવે આપણી ગરજ વિષયોનું સંગીન જ્ઞાન મેળવવાની છે. એને માટે સ્વભાષા જ ઉપયુક્ત અને ઉત્તમ છે, એ સામે ભાગ્યે કોઈએ કહ્યું છે. એટલે હિંદીના જ્ઞાનને માટે તેને માધ્યમ ન બનાવવું ઘટે. તેને સારુ, જોઈએ તેટલા સમયો વધુ આપો, તેનું ધોરણ જોઈએ તેવું કરો. ભણતરના પાંચમા વરસથી હિંદી શીખવવાનું શરૂ થશે તે હાઈસ્કૂલનાં ૭ વરસ ઉપરાંત કૉલેજનાં વરસોમાં ચારેક વરસ ચાલે. ૧૧ વરસનો અભ્યાસ ધાર્યું ધોરણ લાવવામાં જરૂર કામિયાબ નીવડે. દુઃખ તો ઊલટું એ છે કે, હજી પણ આપણે હિંદીના અભ્યાસ તરફ ધ્યાન નથી આપતા.

૧૫–૭–'૫૧ **મગનભાઈ દેસાઈ**

# ભાષાવાર પ્રાંતરચના

ડાંગ પ્રદેશને, ચૂંટણી-વિભાગ તરીકે, સુરતને બદલે નાશિક જિલ્લા સાથે જોડવામાં આવે, એવો ઠરાવ પાર્લમેન્ટે છેવટે કર્યો છે. ડાંગના મતદારોની કુલ સંખ્યા એવડી મોટી નથી કે તેમનો એક અલગ ચૂંટણી-વિભાગ કરી શકાય. તેથી સવાલ ઊઠ્યો કે, પડોશના કયા ભાગ જોડે તેને તાત્પૂરતો જોડવો? આ સવાલનો તોડ ચૂંટણી-અધિકારીએ એ આપ્યો કે, તેને સુરત જિલ્લા જોડે ચાલુ રાખવો. આ ફેંસલાને પ્રધાન-મંડળે માન્ય રાખી રાષ્ટ્રપતિ આગળ મૂક્યો અને તે તેમણે સ્વીકારી એ પ્રમાણેની પોતાની આજ્ઞા પાર્લમેન્ટ સામે રજૂ કરી. બંધારણ પ્રમાણે પાર્લમેન્ટ આમાં ધારે તો ફેરફાર કરી શકે છે. તેની રૂએ, મહારાષ્ટ્રી ધારાસભ્યો અને પ્રધાનોએ પણ ઉપરની આજ્ઞાની સામે કારવાઈ ચલાવી અને શરૂમાં કહ્યું તે મુજબ નિર્ણય ફેરવાવ્યો.

આથી ગુજરાતમાં અનેક રીતે દુઃખ અને રોષની લાગણી જન્મી છે અને હતાશાનો ભારેલો અગ્નિ જોવા મળે છે. એમાંથી ગુજરાતના જાહેર જીવન પર આગળ શા પ્રત્યાઘાતો પડશે, એ તો ભવિષ્ય જે દેખાડે તે ખરા.

આ સવાલ ભાષાવાર પ્રાંતચનાનો છે એમ સમજીને મહારાષ્ટ્ર વર્ત્યું છે, એ ઉઘાડું છે. દક્ષિણના કેટલાક પ્રાંતોએ દેશમાં આ પ્રકારની પ્રાંતરચના કરવી, એને પોતાના પ્રાણપ્રશ્ન જેવો કરી મૂક્યો છે. એ પ્રશ્ન સૌથી પ્રથમ હોય એમ જ ત્યાંનું જાહેરજીવન ચાલતું લાગે છે. ત્યાંના લોકોની લાગણીઓ અને ભાવનાઓ આ ઢબે કેળવાતી અને ઉશ્કેરાતી હોય એમ જણાય છે. આથી પ્રાંત પ્રાંત વચ્ચે કડવાશ, વેરઝેર વગેરે ભાત ભાતના અનિષ્ટ ભાવો જન્મે છે. એમ કહેવાતું સાંભળ્યું કે, જો ડાંગ સુરતમાં જોડાયું હોત તો મહારાષ્ટ્રમાં વસતા ગુજરાતીઓને ત્યાં જીવતા રહેવું ભારે પડી જાત એવી બેફામ દશા ત્યાં થાત. અને આવું બેજવાબદાર અપસૂચન કરનારાઓમાં જવાબદાર અને નેતા ગણાતા કેટલાક પણ હતા. આ વસ્તુ સૂચક છે. તે પરથી એમ સવાલ થાય છે કે, ભાષાવાર પ્રાંતરચના ખરેખર એવડો મોટો પ્રાણપ્રશ્ન છે? તે દ્વારા જે સવડ મળવાની અપેક્ષા રખાય છે, તે અત્યારે પણ ઘટતી વહીવટી જોગવાઈઓ કરી લઈને ન થઈ શકે? જેમ કે, મુંબઈ રાજ્યનું કેળવણી ખાતું એક ડી. પી. આઈ. મારફતે પૂનાથી જ ચાલવું જોઈએ, એ આજે કાલગ્રસ્ત અને તદ્દન અગવડિયા નથી થઈ ગયું? ભાષાવાર ડી. પી. આઈ. ગોઠવી દઈને આખી માથાભારે ને નાહક કેન્દ્રજડ બનાવેલી આ યોજનાને બુદ્ધિપૂર્વક વિકેન્દ્ર ન કરવી જોઈએ? એક ખાતાની કાંઈક જાણ છે તેનો આ દાખલો મેં લખ્યો. એમ જ જરૂરી અને સવડભર્યાં બીજાં ખાતાંના ફેરફારો વિચારાય તો ઘણું થઈ શકે.

લોકોના મનમાં બીજો એક ભય હવે જાગ્યો છે કે, ડાંગ પછી આવું પ્રકરણ ચાલે, અને એમ સીમાડાના પ્રદેશો ગળાતા જાય તો? પ્રાંતરચનાની ધાલમેલથી લોભ આમ છંછેડાય તો ભય અને ક્રોધ જન્મે તેમાં શી નવાઈ? પ્રશ્ન એ છે કે, આમ ઉશ્કેરવાની જરૂર — દેશહિત દૃષ્ટિએ — છે ખરી? આ સવાલ દેશ સામે ઝપાટાબંધ આવે છે. અને આ સવાલને સરકાર છેડે છે, એ ઠીક છે? જયપુર મહાસભાની પટ્ટાભી–સરદાર–જવાહર સમિતિએ પોતાના ચુકાદામાં કહેલું કે, ભાષાવાર પ્રાંતરચનાની વાત ઠીક છે, પણ તે તાત્કાલિક સવાલ નથી, અને તે કરવા અગાઉ લાગતા-વળગતા પ્રાંતના લોકોએ અંદરોઅંદર સમજૂતી કરી લીધી હોવી જોઈએ. ડાંગનો સવાલ ઉપાડ્યો ત્યારે આ નીતિ તરફ દુર્લક્ષ થયું લાગે છે. ટેકચંદ સમિતિએ ફેંસલો આપ્યો કે, ડાંગ નાશિક જોડે જાય અને એને માટે કોઈ કારણ કહેવા ના પાડી. અને વિશેષમાં એક ચોખવટ કરી કે, આ ફેંસલાને ભાષાવાર પ્રાંતરચનાના કામ જોડે સંબંધ ન ગણવો; તે કામ આ ફેંસલાથી નિરપેક્ષ છે. આમ અ–કારણ કહેવાયેલો નિર્ણય અંતે તો ભાષાવિષયક પ્રાંતરચના પર જ અસર કરે, એ ઉઘાડું છે. કારણ ભલે ન અપાયું, છતાં કાંઈક કારણ તો હોય જ. એ ન કહેવાથી લોકમાનસ સાફ ન થયું, બલ્કે અનુમાન કરી ગૂંચવાતું બન્યું. આમ જ મુંબઈ સરકારે પણ પોતાના વહીવટ અંગે ડાંગની શાળાઓ બાબતમાં ફેંસલો આપેલો. એ ફેંસલો આપવામાં ટેકચંદ સમિતિ પેઠે તેણે ચુકાદાની સાથે ચોખવટ કરવી ઘટતી હતી કે, આ નિર્ણયને ભાષાવાર પ્રાંતરચનાના સવાલ જોડે લેવાદેવા નથી. આ ચોખવટ મુંબઈ સરકાર આજે પણ કરે; ન કરે તોય એ તો માની જ લેવી જોઈએ, કેમ કે મુંબઈ સરકારને ભાષાવાર પ્રાંતરચના અંગે કોઈ પ્રયત્ન કરવાનો કે ચુકાદો આપવાનું પ્રસ્તુત નથી; અધિકાર પણ તેને ન હોય.

ભાષાવાર પ્રાંતો રચવાની વાત કેટલાક પ્રદેશમાં એટલી હદે ચોળાઈ છે કે, ઉપર જોયું તેમ, ત્યાં તો એને જીવન-મરણનો પ્રશ્ન જાણે ગણાવ્યો છે! તે સંજોગમાં આ સવાલ પર પડદો નાંખવાનું પણ કઠણ બને. ભારે પ્રબળ શક્તિથી જ તેમ બની શકે. વડી સરકાર એને પ્રથમપહેલો પ્રશ્ન નથી ગણતી. તેણે કુનેહથી આ બાબતમાં કામ લેવું જોઈએ. ડાંગ બાબતમાં આવી કુનેહ બતાવી નથી લાગતી. નહિ તો આ પ્રશ્ન અંગે 'સ્ટેટસ કો' દૃષ્ટિનો નિર્ણય લેવાવો જોઈતો હતો. તેને બદલે ભાષાવાર પ્રાંતરચનાની દિશામાં ખેંચાવા જેવું થયું.

પ્રાંતરચના કેવળ ભાષાવાર જ થવી જોઈએ? — એમ પણ સવાલ ઊઠે છે. ભાષાપ્રાંતોના સીમાડાના ઝઘડા વહોરવાની જરૂર જ છે? કેવળ ભાષા જ જોઈને પ્રદેશ-હદ નક્કી કરવી યોગ્ય છે? આ અંગે સૂચવવામાં આવ્યું છે તે બરોબર છે કે, ભાષા ભલે એક મુદ્દો હોય, પણ તેને જ એક ને આખરી ન માની શકાય. ભૂગોળ, વેપારરોજગાર, રાજ્યવહીવટ ઇ૰ બધી દૃષ્ટિઓ જોવી જોઈએ, અને દેશનું સમગ્ર હિત જો કશાથી જોખમાય તો તે રીત છોડવી જોઈએ. ૧૯૪૭માં દેશના ભાગલા પાડવા વિષે નિર્ણય લેવાયો, તેથી બીજે નંબરે આવે એવા મોટા ને નાજુક નિર્ણયનું આ કામ છે. પ્રાંતવાદને નામે લોકમાનસના ભય, લોભ ઇ૰ કેટલાય અમંગળ ભાવો ઊછળી આવે છે. એને પછી દાબે એવી મંગળ શક્તિ આજે દેશમાં નજરે નથી આવતી. આજે તો એવી અનિષ્ટ ભાવનાઓનો ચારે કોર પ્રકોપ દેખાય છે. તેમાં ઉમેરો કરવાનાં પગલાં ન લેવાં, એ સ્પષ્ટ છે. તેને માટે યોગ્ય લોકશક્તિ દેશમાં જન્માવવી એ આજે દેશ સામે મોટામાં મોટું કામ છે. જો આ ભણી પ્રથમ ધ્યાન રાખી, સૌ પોતપોતાની વાતો ને મુદ્દા ઉપર કાબૂ રાખીને ચાલે, તો જ કદાચ આ મહાકામ શક્ય છે. દરેક પ્રાંતે આ વિશાળ દૃષ્ટિ ભૂલવી ન જોઈએ.

૧૩–૭–'૫૧ **મગનભાઈ દેસાઈ**

જાગ્રત ધર્મબુદ્ધિ સદ્ગુણોનો મુગુટમણિ છે. એના વગર અભિમાન રોગ જેવું અસહ્ય થઈ પડે છે.

*

**લોકહિતની ભાવનાથી યજ્ઞકર્મ કરનાર નાગરિકો વગરનો દુર્ભાગી સમાજ જડમૂળથી ઊખડી જાય છે.**

# 'ભંગી' શબ્દ

ભંગી શબ્દ ક્યાંથી પેદા થયો એ ચોક્કસ માલૂમ પડતું નથી. દક્ષિણ ભારતમાં ભંગી શબ્દ નથી; તેવા નામની કોઈ જાતિ પણ નથી. મહારાષ્ટ્રમાં તો ભંગી કામ કરનારો કોઈ મહારાષ્ટ્રી વર્ગ પણ નથી. ઉત્તર અને પશ્ચિમ હિંદમાંથી જ બધે સફાઈગરો ફેલાયેલા લાગે છે.

મહારાષ્ટ્રમાં 'માંગ' જાત છે. તે ચમારનું કામ કરે છે. અને ગુજરાતમાં જેને મોચી કહીએ છીએ તેને મહારાષ્ટ્રમાં ચમાર–ચાંભાર કહે છે. ગુજરાતમાં 'માંગણ' શબ્દ છે. એનો અર્થ માંગવાવાળો થાય. મરાઠીમાંયે માંગવા માટે 'માંગણે' શબ્દ છે, અને હિન્દીમાં 'મંગના' છે. મને લાગે છે કે म–भ ના સરખાપણાને લીધે કોઈક રીતે ઉત્તર પશ્ચિમમાં 'મંગને વાલા — મંગી'નું ભંગી થયું હોય.

म–भ નો આવો પ્રાન્તીય ફેર બીજા શબ્દોમાંયે જોવામાં આવે છે: જેમ કે, મહિષ–ભેંસ; મ્હણે–ભણે; મેળ–ભેળ, મિળવિણે — મેળવવું, ભેળવવું; સમ્હાલના–સંભાળવું સાંભાળણે.

અતિશય ગરીબાઈને લીધે જેઓને એઠું–જૂઠું ગમે તે માગી ખાવા અને ગમે ત્યાંથી પણ ખાવા જેવી ચીજ ઉપાડી લેવા સિવાય બીજો કોઈ જીવનનો આધાર જ ન હોય તે માંગણ. ચતુર ભીખ નાંખવાવાળા રોટલાની સાથે કાંઈક વાળવા–ઝાડવાનું કે બીજું હલકું કામ કરાવી લેતા થયા હોય. આગળ જતાં કોઈ માંગણની જોડે કરાર પણ કરી લે કે, રોજ વાડો વાળી જવો અને રોટલી-રોટલો લઈ જવો. મળસફાઈ અને મરેલાં ઢોરથી માંડી બધુ ગંદકી સફાઈનું કામ તેમની પાસે કરવી લેવામાં આવે. આમ માંગણોના ઘરાક બંધાયા હશે અને રીતસર બ્રાહ્મણના જેવી માંગણોની પણ યજમાનવૃત્તિ થઈ હોય. હજુયે ભંગી વર્ગ પોતાના કામમાં બીજાને આવવા દેવા નથી ઇચ્છતા, કેમ કે એમાં યજમાનવૃત્તિના હકની ભાવના છે. આવા માંગણ વર્ગ બધે છે. પણ દક્ષિણ વગેરેમાં તે ઢોર ખેંચવાનું જ કામ કરે છે. ઉત્તર-પશ્ચિમ ભારતના માંગણોની દશા વધારે દરિદ્રતાની હશે તેથી તેઓને મેલું ઉપાડવાની પણ ફરજ પડી હોય. સંભવ છે કે — મુસલમાન રાજ્યોમાં આ લોકો પાસે આ કામ વેઠરૂપે પણ કરાવવામાં આવ્યાં હોય, કારણ કે તેમની પડદાપદ્ધતિ માટે પાયખાનાં અનિવાર્ય હશે. પાયખાનાં–સંડાસ–જાજરૂ વગેરેના પર્યાયવાચી શબ્દો સંસ્કૃત–કુળની ભાષાઓમાં નથી, शौच-कूप શબ્દ જ સાંભળવામાં છે. તેનો અર્થ કૂવા-જાજરૂ જ થાય, તેવા સંડાસમાં ભંગીની જરૂર પડે નહીં. એટલે પાયખાના સફાઈનો ધંધો જ મુસલમાન કાળમાં ઉત્પન્ન થયેલો લાગે છે, અને મુસલમાનો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં પોતાની સાથે ભંગી કુટુંબો લેતા ગયા એમ જણાય છે. એને માટે ફારસી શબ્દ તો મહેતર છે.

લિપિમાં આવતા લગભગ સમાન આકૃતિના અક્ષરોને લીધે કેટલાયે શબ્દો લખાવટોમાં પ્રાંત પ્રાંતમાં ફરક પડી ગયેલા અને તેવા ફેર સાથે તે તે પ્રાંતોમાં પ્રચલિત થયેલા લાગે છે. આ વિષય સંશોધન કરવા જેવો છે. આંકડા અને અક્ષરોને કારણે પણ ગોટાળા ઉત્પન્ન થયા છે. શ્રી ૧૧, તથા ॰॰૭૪ાના આંકડા માંડવાની જે રીત છે, અને જેને માટે વિલક્ષણ દંતકથાઓ પણ રજૂ કરવામાં આવે છે, તેમાં મને ભાસે છે કે શ્રી ૧૧ નહીં પણ શ્રીશ (=શ્રીપતિ) છે, ૧ના જેવો શ હિન્દી મરોડમાં ઘણો સાધારણ છે. પણ શ ને '૧૧'ની કિંમત મળી એટલે તે પછી શ્રી ૫થી શ્રી ૧૦૦૮ સુધીના ખેતાબો થઈ ગયા હોય! ॰॰૭૪ા પણ વસ્તુતઃ ओम् અથવા ઉમાનું વિકૃત રૂપ હોવા સંભવ છે. છેલ્લો કાનો તે આકારવાચક નહીં, પણ પૂર્ણવિરામ વાચક હોય.

અલબત આ કલ્પનાઓ છે, પણ પ્રાચીન ગ્રંથોના શોધકો શબ્દોને આ દૃષ્ટિએ તપાસી ઘણા શબ્દો પર અજવાળું પાડી શકે.

વર્ધા, ૨૪-૬-'૫૧ કિ૦ ઘ૦ મ૦

# આપણી રાષ્ટ્રભાષા

[ "આપણે સૌએ જો એક સંયુક્ત રાષ્ટ્રના નાગરિકો તરીકે રહેવું અને કામ કરવું હોય તો પ્રથમ આપણે એકબીજાને સમજવા જોઈએ અને આ સમજ માટેના વિચારનું વાહન સહિયારી ભાષા છે." મુંબઈના વડાપ્રધાન શ્રી. બાળ ગંગાધર ખેરે તુમકુરની (મૈસૂર) હિંદુસ્તાની પ્રચાર સમિતિના પ્રમાણપત્ર આપવાના સમારંભના પ્રમુખપદેથી તા. ૧૨મી જૂને આ શબ્દો ઉચ્ચાર્યા હતા.

વડા પ્રધાને ઉમેર્યું કે, રાષ્ટ્રભાષા, તેની લિપિ અને તેના નામના સંબંધમાં સૌ સંમત થયા એ આપણું સદ્દભાગ્ય છે. એનું જ્ઞાન ઘેરેઘેર પહોંચાડવા પ્રચારસભાઓ જરૂરી છે અને એવી સત્તાવીસ સંસ્થાઓ એ કામ કરી રહી છે એ જાણી મને આનંદ થયો. તેમણે કહ્યું કે, સ્વરાજ મેળવ્યા પછી હિંદીના અભ્યાસનું મહત્ત્વ વધ્યું છે. શ્રી ખેરસાહેબે વધુમાં નીચે પ્રમાણે કહ્યું હતું: ]

હિંદીનો આપણા સમગ્ર દેશમાં ફેલાવો કરવાને આપણા રાષ્ટ્રપિતા અંતરથી ઝંખતા હતા અને હિંદીને રાષ્ટ્રભાષા બનાવવી એ તેમના રચનાત્મક કાર્યક્રમની એક બાબત હતી. તેઓ જાણતા હતા કે, ભારતનાં સઘળાં બાળકો પરસ્પર એક જ ભાષામાં વાતચીત કરી શકે તો તેઓ એકબીજાની વધુ નજીક આવે અને તેમની વચ્ચે ભારે એકતા પેદા થાય. દક્ષિણ હિંદમાં, પ્રાચીન દ્રવિડી ભાષાની આ ભૂમિમાં, છેક ૧૯૧૮ની સાલથી હિંદી પ્રચારનું કાર્ય તેમણે આરંભ્યું હતું. અને ત્યારથી માંડીને આજ સુધીના પ્રચારકોના પ્રયાસોને લીધે — જેમની સંખ્યા ઉત્તરોત્તર વધતી જ રહી છે — એ ચળવળ જોરથી ચાલી રહી છે. તમારું કેન્દ્ર આ તરફનાં હિંદી પ્રચાર માટેનાં સૌથી આગળપડતાં કેન્દ્રોમાંનું એક હોઈ ભારે મહત્ત્વની આ રાષ્ટ્રીય ચળવળમાં ભાગ લે છે તેથી મને આનંદ થાય છે.

આપણું રાજબંધારણ જણાવે છે કે, "હિંદી ભાષાના ફેલાવાને ઉત્તેજન આપવાની, હિંદની બહુવિધ સંસ્કૃતિનાં સઘળાં તત્ત્વોના વાહન તરીકે કામ આપે એ રીતે તેને ખીલવવાની, તથા તેની પ્રકૃતિમાં દખલ કર્યા વિના હિંદુસ્તાની તેમ જ ૮મી યાદીમાં જણાવવામાં આવેલી હિંદની બીજી ભાષાના પ્રયોગો તથા શૈલી અપનાવીને તથા જ્યાં જ્યાં જરૂરી અને ઇચ્છવા જોગ હોય ત્યાં તેના શબ્દભંડોળ માટે પ્રધાનપણે સંસ્કૃતમાંથી અને ગૌણપણે બીજી ભાષાઓમાંથી શબ્દો લઈને તેને સમૃદ્ધ કરવાની ભારતના રાજ્યસંઘની ફરજ રહેશે."

૮મી યાદીમાં નીચેની ભાષાઓ ગણાવવામાં આવી છે:

૧. આસામી; ૨. બંગાળી; ૩. ગુજરાતી; ૪. હિંદી; ૫. કન્નડ; ૬. કાશ્મીરી; ૭. મલયાલમ; ૮. મરાઠી; ૯. ઊડિયા; ૧૦. પંજાબી; ૧૧. સંસ્કૃત; ૧૨. તામિલ; ૧૩. તેલુગુ; અને ૧૪. ઉર્દૂ.

આપણા રાષ્ટ્રપતિના શબ્દોમાં કહું તો, અનેક નદીઓ એકઠી થઈને એકરૂપે સાથે વહે છે તે જ રીતે પ્રજાની સહિયારી ભાષા તરીકે હિંદી ઘડાવી જોઈએ અને હિંદભરમાં ફેલાવી જોઈએ. પ્રજાનો આપણને એમાં સાથ અને સહકાર મળે તો જ આપણે આપણું એ ધ્યેય પાર પાડી શકીશું. રાજબંધારણના આ મહત્ત્વના અને ખાસ આદેશનો જેમ બને તેમ જલદી આપણે અમલ કરવો જોઈએ અને હરેક સ્ત્રી, પુરુષ, બાળક રાષ્ટ્રભાષા સમજી શકે તથા તેમાં વાતચીત કરી શકે એમ કરવું જોઈએ.

રોજના વહેવારમાં સર્વસામાન્ય ભાષાનું મહત્ત્વ ઘણું જ છે. लेंग्वेजिज्ञ इन हिस्टरी एन्ड पोलिटिक्स (ઇતિહાસ અને રાજકારણમાં ભાષાઓ) નામના પોતાના સર્વોત્તમ ગ્રંથમાં એ. સી. વુલ્નર જણાવે છે:

"કેળવણી જ્યાં સુધી મૂઠીભર લોકોમાં જ મર્યાદિત રહે ત્યાં સુધી ભણેલાગણેલા લોકોની સાહિત્યિક ભાષા આમજનતાની ભાષાથી બિલકુલ ભિન્ન હોય એમ બને. ભણતરનું પ્રમાણ વધવા પામે અને જેમનું સમગ્ર જીવન વિદ્યાભ્યાસંગમાં રોકાયેલું ન હોય એવા લોકોનો ઉત્તરોત્તર વધારો થતો જાય ત્યારે મૃત ભાષા અથવા તો વિદેશી ભાષા વિચારોના વાહન તરીકે સંતોષકારક કામ આપતી નથી; જ્યારે સાહિત્ય

ધરાવનારી રાષ્ટ્રભાષા રોજિંદા જીવનની બોલી પર જબરદસ્ત અસર કરે છે."

મેં કહ્યું તેમ, બંધારણમાં એને વિષે જોગવાઈ કરવામાં આવી છે તેથી સદ્‌ભાગ્યે આપણી રાષ્ટ્રભાષાના નામ તથા તેની લિપિ અંગેનો વાદવિવાદ હવે બંધ થયો છે. પણ બીજો એક ભય છે અને એની બાબતમાં આપણે સાવધ રહેવાનું છે.

આપણી રાષ્ટ્રભાષાનું નામ હિંદી છે તેને કારણે કેટલાક હિંદી ભાષા બોલનારા પ્રાંતો પોતાની વિશિષ્ટ પ્રકારની હિંદીને રાષ્ટ્રભાષા તરીકે આખા દેશ પર ઠોકી બેસાડવા માગે છે. પરંતુ કોઈ વસ્તુનો અમુક ભાગ તે આખી વસ્તુનું સ્થાન કદી ન લઈ શકે અને આ મિત્રોએ સમજવું જોઈએ કે, બંધારણમાં જે હિંદી વિચારવામાં આવી છે તેનો ધીમે ધીમે વિકાસ થશે અને તે ઉત્તર પ્રદેશ, બિહાર કે મધ્ય પ્રદેશની હિંદી કદી ન હોઈ શકે. એ બધી ભાષાઓ રાષ્ટ્રભાષાના ઘડતરમાં કીમતી ફાળો આપશે, પણ એ ભાષાઓ 'રાષ્ટ્રભાષા' નથી. આ ભેદ સ્પષ્ટ કરવા માટે મહાત્મા ગાંધીએ રાષ્ટ્રભાષા માટે હિંદી-હિંદુસ્તાની અથવા હિંદુસ્તાની નામ સૂચવ્યું હતું. એ બંને નામોના જુદા અર્થો થતા હતા, એટલે હવે આપણે સર્વ-સામાન્ય હિંદી નામની બાબતમાં સંમત થયા છીએ એ મોટું સદ્‌ભાગ્ય છે.

૧૯૩૯ની સાલમાં દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભાના પદવીદાન સમારંભને પ્રસંગે મદ્રાસમાં મારે આ વિષય પર બોલવાનું થયું હતું. અને હિંદી-ઉર્દૂ નામના વાદવિવાદને અંગે મેં વાજપેઈનો નીચેનો ફકરો ટાંક્યો હતો (હું ફરીથી પણ એ ફકરો ટાંકું છું.):

"લાંબા વખત સુધી હિંદુઓ નાગરી લિપિમાં હિંદી લખતા હતા અને મુસલમાનો ફારસી લિપિમાં. પરંતુ ધીમે ધીમે મુસલમાની હિંદી હિંદુ હિંદીથી જુદી પડવા લાગી. અમીર ખુશરુ, ઈન્શા અથવા નાઝીર ફારસી લિપિમાંયે હિંદી લખતા હતા ત્યારે તેમની નજર હિંદુસ્તાન પર ચોંટેલી હતી અને તેથી તેમનાં લખાણો પરદેશી ખ્યાલોથી ભરેલાં નહોતાં. પરંતુ સેમિટિક વાતાવરણમાં ઊછરેલા મુસલમાન લેખકો અથવા જે પોતે સેમિટિક અસર નીચે આવેલા ઈરાનીઓ કે તુર્કોના વંશજો હતા, એવા લેખકો પોતાની કવિતાઓમાં સેમિટિક ખ્યાલો દાખલ કરે એ સ્વાભાવિક હતું અને આ રીતે હિંદુ હિંદી અને મુસલમાની હિંદી પેદા થઈ. મુસલમાની હિંદીનું બીજું નામ ઉર્દૂ છે."

આ મહત્ત્વની વસ્તુ છે. કાળે કરીને આપણી રાષ્ટ્રભાષા કઈ રીતે વિકસવા પામશે તે આ બતાવે છે. વાતચીત માટેની તેમ જ સાહિત્ય માટેની આપણી સહિયારી ભાષા ખીલવવામાં આપણે સૌએ ફાળો આપવો જોઈએ. અને એનો અર્થ એ કે, આપણી પોતપોતાની પ્રાદેશિક ભાષામાં આપણે પ્રવીણ થવું જોઈએ.

કેટલાક એવા લોકો પણ છે જેઓ કહે છે કે, આપણે આપણી પ્રાદેશિક ભાષાઓ છોડી દેવી જોઈએ. એ તો આપઘાત કરવા જેવું થાય. હિંદ અતિ મૂલ્યવાન અને સમૃદ્ધ સાહિત્યવાળી અનેક ભાષાઓ ધરાવનારો દેશ છે; અને આપણે આપણાથી બની શકે એટલી આપણા દેશની ભાષાઓ શીખવી જોઈએ, એની સંસ્કૃતિ સમજવી જોઈએ અને તે બધીના સાહિત્યના તથા તેમાં પડેલા જ્ઞાનના ભંડારની ચાવીઓ મેળવી લેવી જોઈએ. આપણી માતૃભાષા શીખવાની આપણામાંના દરેકની ફરજ છે અને તે આપણા આરંભના શિક્ષણની બોધભાષા હોવી જોઈએ. રાજ્યે એ શીખવા માટે પૂરતી સગવડ આપવી જોઈએ. પરંતુ આપણી પ્રાદેશિક ભાષાઓને ખીલવવાના આપણા ઉત્સાહમાં આપણે એ ન ભૂલવું જોઈએ કે, આપણા રાષ્ટ્ર પ્રત્યે પણ આપણી ફરજ રહેલી છે. આપણે ત્યાં કુદરતી વિભાગો, ધર્મો, આબોહવા, રીતરિવાજો, પહેરવેશ વગેરેની વિવિધતા છે. આ ઉપરાંત બીજી પણ વિવિધતાઓ છે. પરંતુ અહીં એવી એકતા પણ છે, જે આ બધી વિવિધતાઓને આવરીને રહેલી છે. એ એકતા જો જતી રહે તો વિવિધતાઓ આફતરૂપ બની જાય અને એ પરિસ્થિતિ આપણે ટાળવી જોઈએ. ભાષાઓને લાગેવળગે છે ત્યાં સુધી પ્રત્યેક પ્રાદેશિક ભાષા ફાલવીફૂલવી જોઈએ. પરંતુ સાથે સાથે આપણે એ પણ જોવું જોઈએ કે, આપણા મુલકની રાષ્ટ્રભાષા હિંદીને આપણા તરુણ અને વૃદ્ધ, ગરીબ અને તવંગર, અમલદાર અને વેપારી, મોટાં શહેરોમાં વસનારાઓ અને મજૂરી કરનારા ગ્રામવાસીઓ વચ્ચેની સમાન કડીને પણ આપણે મજબૂત બનાવવાની છે. બ્રિટિશ અમલના સમયમાં

આપણી સર્વસામાન્ય ભાષા અંગ્રેજી હતી. પરંતુ સાતથી અગિયાર વરસ જેટલા લાંબા સમય સુધી તે શીખવા છતાંયે કેટલા તે સમજી શકતા કે બોલી શકતા હતા? હિંદી તો આપણી પોતીકી ભાષા છે અને તે આપણી ઘણીખરી પ્રાદેશિક ભાષાઓ સાથે નિકટપણે સંકળાયેલી છે. વત્તેઓછે અંશે આપણને બધાંને તે આવડે છે. થોડા જ વખતમાં આપણે તેના પર કાબૂ મેળવી શકીએ તેમ છીએ. દેશપરદેશો સાથેના વહેવારની દૃષ્ટિએ અંગ્રેજીનું પણ મહત્ત્વ છે અને જેમને તેનું જરૂરી જ્ઞાન અનિવાર્ય હશે તેઓ તેનો અભ્યાસ ચાલુ રાખશે. પરંતુ તે આપણુ સૌની સર્વસાધારણ ભાષા ન થઈ શકે અને બધા તે શીખશે કે શીખી શકશે નહીં.

નૅશનલ જ્યોગ્રાફિક સોસાયટીના તાજેતરના એક અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે, દુનિયામાં સોળ કરોડથીયે વધુ લોકો હિંદી બોલે છે અને તે અંગ્રેજીથી બીજે નંબરે આવે છે. અંગ્રેજી બોલનારાઓની સંખ્યા છવ્વીસ કરોડની છે. આપણી રાષ્ટ્રભાષાનું સ્થાન દુનિયામાં બીજું છે એને માટે આપણે ગર્વ લઈ શકીએ, પણ એટલાથી આપણે સંતોષ ન માની શકીએ. આપણી રાષ્ટ્રભાષાને સમૃદ્ધ કરવાનું અને તેને એથીયે ઊંચે દરજ્જે લઈ જવાનું આપણું ધ્યેય હોવું જોઈએ. આપણા નેતાઓએ તથા આપણા બંધારણે એ વસ્તુ પર ભાર મૂક્યો છે. હિંદીના વિકાસ માટેના આપણા ઉત્સાહમાં આપણે એક વાત યાદ રાખવી જોઈએ. આપણી રાષ્ટ્રભાષા કેવળ પંડિતોને માટે જ નથી. સાચા અર્થમાં એટલે કે સૌ કોઈ બોલી અને સમજી શકે એવી જીવંત રાષ્ટ્રભાષા એ બને એટલા માટે જ્યાં ને ત્યાં ફારસી કે સંસ્કૃતના બિનજરૂરી શબ્દો ઘુસાડવાનું વલણ આપણે ટાળવું જોઈએ.

થોડીક સદીઓ અગાઉ ઇંગ્લંડમાં અંગ્રેજી ભાષામાં જ્યાં ને ત્યાં ગ્રીક અને લૅટિન ભાષાના શબ્દો દાખલ કરવાનું વલણ હતું. પણ લોકોએ જોયું કે, એ વલણ પોતાની ભાષાના વિકાસ માટે ઘાતક છે તેમ જ રાષ્ટ્રના હિતની વિરુદ્ધ છે. પુસ્તકોની ભાષા લોકોમાં બોલાતી ભાષાથી ભિન્ન ન હોય એમ તેમણે કર્યું અને આજે વધુ ને વધુ પ્રમાણમાં ઍંગ્લો-સૅક્સન મૂળના શબ્દો વાપરવાનું તથા પોતાની ભાષા ખીલવવાને માટે જરૂરી હોય ત્યારે ગ્રીક, લૅટિન, ફ્રેંચ તથા જર્મન અને હિંદીના પણ શબ્દો લેવાનું વલણ આપણે જોઈએ છીએ. આમાંથી આપણે પાઠ શીખવાનો છે. હિંદી સૌ કોઈ સમજી શકે એવી જીવંત ભાષા થવાની હોય તો તેણે સ્વાભાવિક રીતે એટલે કે જુદી જુદી પ્રાદેશિક ભાષાઓમાંથી શબ્દો લઈને એ બધીના દઢભાજકરૂપ બનીને પોતાનો વિકાસ સાધવો જોઈએ. પ્રત્યેક પ્રાદેશિક ભાષા પોતે પણ સારી પેઠે સમૃદ્ધ છે. આપણી રાષ્ટ્રભાષામાં બધા જ પ્રચલિત ઉર્દૂ શબ્દો હોવા જોઈએ અને જરૂર જણાય ત્યાં આપણે સંસ્કૃતમાંથી શબ્દો લઈશું. પરંતુ એ સાથે સાથે જ આપણી રાષ્ટ્રભાષાને સમૃદ્ધ બનાવવા માટે આપણે મરાઠી, ગુજરાતી, કન્નડ અને બીજી ભાષાઓ સામે એનાં દ્વાર બંધ કરવાં ન જોઈએ. દાખલા તરીકે, કેટલાક લોકોની ઇચ્છા પ્રમાણે तारीख़ને સ્થાને दिनांक અથવા दरवाजाને સ્થાને कवाड અથવા बजारને સ્થાને अपाण જેવા મરાઠી શબ્દો વાપરવાનો હું આગ્રહ ન કરું. મારી કલ્પના પ્રમાણે હિંદી टेबल, स्टेशन જેવા શબ્દો સહેલાઈથી વાપરી શકે. टिकेट અને लालटीन શબ્દો ભણેલા તેમ જ અભણ બંનેમાં સારી પેઠે પ્રચલિત છે.

હિંદ પરના મુસલમાની અમલ દરમ્યાન હિંદની ઘણીખરી પ્રાદેશિક ભાષાઓના શબ્દભંડોળ અને વાક્યરચના પર થયેલી અરબી અને ફારસી ભાષાની અસરનો ખ્યાલ ઘણા લોકોને ઓછો હશે. गुनो, मजा, अरज, होशियार, बाग કે बगीचो, सामान, मालिक खुरसी, सरदी, पडदो વગેરે શબ્દો હિંદી ભાષાના જ શબ્દો છે અને બિલકુલ રાષ્ટ્રીય બની ગયા છે; ગ્રહણ કરતી વખતે એમાં થોડોઘણો ફેરફાર થયો છે એટલું જ. એમને કાઢી નાખવાની વાત અર્થ વગરની છે. આપણી હિંદી વિવિધતામાં એકતાનું અપૂર્વ ઉદાહરણ બનવું જોઈએ. હિંદીને જો ભારોભાર સંસ્કૃતમય કે કેવળ ફારસીમય કરવાની હોય તો પછી ખુદ સંસ્કૃતને જ કેમ ન લઈ લેવી? સદીઓના ગાળા દરમ્યાન સંસ્કૃતનું સ્થાન પ્રાકૃત, મરાઠી, ગુજરાતી, કન્નડ અને બીજી પ્રાદેશિક ભાષાઓએ શાથી લીધું? આપણે પાછળ

જઈ શકીએ નહિ. ઇતિહાસ દર્શાવે છે કે, જીવંત, ઉપયોગી તથા સામર્થ્યવાન બનવા માટે ભાષાએ સંબંધ ધરાવતી બીજી બધી ભાષાઓની ખૂબીઓ તથા સંસ્કૃતિ સાથે પોતાનો મેળ સાધવો જોઈએ. રાજ્યબંધારણમાં ધારવામાં આવ્યું છે તેમ, હિંદીએ જો સમર્થ રાષ્ટ્રભાષા તરીકે ઉપયોગી થવું હોય તો તેણે લોકોની ભાષા બનવું જોઈએ. એટલે તેણે બધી પ્રાચીન ભાષાઓ તેમ જ હિંદની આજની બોલાતી ભાષાઓના શબ્દો છૂટથી ગ્રહણ કરવા પડશે અને જરૂર પડે તો ગણિત અને વિજ્ઞાન જેવા વિષયોમાં પરદેશની ભાષાઓના શબ્દો પણ ગ્રહણ કરવા જોઈશે. તેણે સ્વાભાવિક રીતે પોતાનો વિકાસ સાધવો જોઈશે અને પોતાનામાં આ બધી ભાષાઓની સમૃદ્ધિ તથા ઓજસ એકઠાં કરવાં જોઈએ.

સરળતા એ ભાષાને માટે એક અલંકાર છે. એ વસ્તુ ગૌરવ લેવા લાયક છે અને હરેક રીતે જોતાં ઉપકારક છે. મારે તો આપણી હિંદી લોકોની ભાષા બને એ જોઈએ છે. પણ એ એટલા માટે નહીં કે ભાષાને અઘરી કે ન સમજી શકાય એવી બનાવવા માટે આપણે અસમર્થ છીએ. આપણે એ કરી શકીએ એમ છીએ. પણ આપણે માટે એ વિનાશકારી થઈ પડે. એક સહિયારી ભાષાના બંધન દ્વારા સમગ્ર હિંદના નાગરિકોને હિંદી એકબીજાની નજીક લાવે એમ આપણે ઇચ્છતા હોઈએ, તો એ એવી ભાષા હોવી જોઈએ કે જે દરેક વ્યક્તિ ઓછામાં ઓછા સમયમાં સહેલાઈથી શીખી શકે અને જે સહેલાઈથી બોલી તથા સમજી શકાય.

આપણે આપણી કેળવણીની સંસ્થાઓમાં, આપણી શાળાઓમાં, કૉલેજોમાં તથા યુનિવર્સિટીઓમાં એ ભાષા શીખવવાનો પ્રબંધ કરવો જોઈએ. કેળવણીકારો કહે છે કે, દસ વરસની નીચેનાં બાળકો સહેલાઈથી ઘણી ભાષાઓ શીખી શકે છે. મારા મર્યાદિત અનુભવમાં મેં આ વસ્તુ નિહાળી છે. સ્વિટ્ઝર્લૅન્ડમાં ફ્રેંચ, જર્મન અને ઇટાલિયન આ ત્રણ ભાષા દરેકને શીખવાની હોય છે. અને જેમને જરૂર હોય તેઓ અંગ્રેજી પણ શીખે છે. આથી કોઈ પણ બાળક માટે — જેનું ભણતર તેની માતૃભાષામાં થતું હશે — હિંદી અને એક કે બે પ્રાદેશિક ભાષા શીખવાનું મુશ્કેલ ન હોવું જોઈએ. ઉપલાં ધોરણોમાં પ્રાચીન ભાષાઓ તથા અંગ્રેજી શીખી શકાય. આપણે પુખ્ત વયનાં સ્ત્રીપુરુષોને પણ હિંદી શીખવવું જોઈએ. એ દિશામાં ઠીક ઠીક કામ થયું છે, પણ એ ધ્યેય પાર પાડવા માટે વધુ વ્યવસ્થિત પ્રયાસો થવા જોઈએ. હિંદી આપણાં રાજવહીવટ, અદાલતો, ધારાસભાઓ તથા વેપારી પેઢીઓમાં અંગ્રેજીનું સ્થાન લેશે, ત્યારે વિચારો દર્શાવવાના એક સમર્થ વાહન તરીકે તેનો સ્વાભાવિક વિકાસ થશે. પણ આ આપોઆપ ન બની શકે. આ ધ્યેય જલદીમાં જલદી હાંસલ કરવા માટે વિચારપૂર્વક પ્રયાસો આદરવા જોઈએ. પોતાનો રાજવહીવટ રાષ્ટ્રભાષામાં ચલાવવા માટે પ્રજા દસ કે વીસ વરસ સુધી રાહ જોઈ ન શકે. આમ છતાં અંગ્રેજીને એટલો બધો વેગ મળેલો છે કે, ઘણા કેળવાયેલા લોકો અંગ્રેજી વિના ચલાવવું પડશે એ ખ્યાલમાત્રથી ભડકે છે. આપણે સૌ જો કમર કસીએ તો એ ધ્યેય પાર પાડવાનું અઘરું નથી. પોતાના જીવનના વહેવાર માટે જો પરદેશી ભાષા પર આધાર રાખવો પડતો હોય, તો એક સ્વતંત્ર પ્રજા સ્વતંત્ર રીતે જીવી કેવી રીતે શકે, સ્વતંત્ર રીતે વિચારી કેવી રીતે શકે, અને પોતાનો પૂરેપૂરો વિકાસ કેવી રીતે સાધી શકે ?

સર્વની સહિયારી રાષ્ટ્રભાષા ખીલવવી એ આપણા દેશની પુનર્રચનાની માત્ર એક બાબત છે. આપણા રાજબંધારણે સામાજિક ન્યાયને આપણા રાષ્ટ્રના વહીવટની પાયાની વસ્તુ ગણી છે. મહાત્મા ગાંધીએ આપણને એકતા અને સાચા સુખનો માર્ગ બતાવ્યો છે. એ રસ્તે જવાનું અતિ મુશ્કેલ છે. પરંતુ ઝઘડા, હરીફાઈ, લોભ અને જાતિનો ગર્વ વગેરે માનવતાને દૂષિત કરનારી વસ્તુઓ પર વિજય મેળવવો હોય, તો તેમના રચનાત્મક કાર્યક્રમનો સમગ્રપણે અમલ કરવો એ આપણા ઉદ્ધાર માટેનું એકમાત્ર સાધન છે; અને તમારામાંથી જેમણે પ્રમાણપત્રો મેળવ્યાં છે તે પ્રત્યેક જણે આ ઉમદા કાર્ય પાર પાડવા માટે પોતાની જાતને સમર્પિત કરવી જોઈએ.

(અંગ્રેજી પરથી) બા૦ ગં૦ ખેર

# હિંદીના વિકાસમાં ગૂજરાતીઓનો ફાળો

[ગયા અંકથી આગળનો હપતો. ગયા અંકમાં ૨૦૪મા પાના પર ૨૦મી લીટીમાં 'અર્થાત્ જેને' એ શબ્દો પછી 'જૂની' શબ્દ ઉમેરીને વાંચવું.]

૩

નરસિંહ મહેતા ગૂજરાતના આદિ કવિ ગણાય છે. વિદ્વાનોને મતે એમનો જીવનકાળ ઈ. સ. ૧૪૧૪થી ૧૪૮૦ છે. બીજો એક પક્ષ ઈ. સ. ૧૫૦૦થી ૧૫૮૦નો કાળ ગણાવે છે. લગભગ એમના સમયથી આપણે ગુજરાતી અને હિંદી ભાષાને એકબીજાથી તદ્દન સ્વતંત્ર થયેલી ગણી શકીએ. આ સમયથી બે બહેનોએ જાણે વહેવાર જુદો કીધો.

આ પ્રમાણે બે ભાષાઓ અલગ તો થઈ, પરંતુ એથી ગુજરાતીઓને મન હિંદી પારકી ભાષા ન બની. ગુજરાત અને ગુજરાતીઓએ હિંદીના વિકાસમાં પૂર્વવત જ સેવા આપવી ચાલુ રાખી. ફેર પડે છે તે એટલો જ કે, આ સેવા આપનારાઓનાં હવે બે જૂથ પડી જાય છે. કેટલાક ગુજરાતીઓ જેમને સંજોગવશાત્ ઉત્તર હિંદુસ્તાનમાં રહેવાનું થયું, તેમણે હિંદીને જ અપનાવી લીધી અને માતૃભાષાની મમતાથી તેની સેવા કરી. પરંતુ, જે ગુજરાતીઓ ગુજરાતમાં રહ્યા અને જેમની માતૃભાષા ગુજરાતી રહી તેમાંથી પણ ઘણાએ હિંદીને સ્વજન ગણી વખતોવખત બહુમૂલ્ય ભેટ ધરી છે. આ બંને જૂથોએ ભેગા મળીને હિંદીની સેવાની જ્યોતને સદાયે જલતી રાખી છે. એમાંના ઘણાએ તો હિંદી ભાષાના ઇતિહાસમાં પણ આદરભર્યું સ્થાન મેળવ્યું છે. પરંતુ, બીજા કેટલાક, જેમનાં નામ હિંદીના ઇતિહાસકારોએ નથી ગણાવ્યાં, તેમના ફાળાનો પણ જો અભ્યાસ કરવામાં આવે, તો એ ફાળો કેટલો કીમતી છે તેનું ભાન જાગે અને એથીયે આગળ, બધા યુગોમાં ગુજરાતીઓએ હિંદી માટે કેટલી આત્મીયતા સેવી છે તે બહાર આવે.

### ભક્તિયુગ

હિંદીના ઇતિહાસકારો સંવત ૧૩૭૫ થી ૧૭૦૦ના કાળને पूर्वमध्यकाल અથવા भक्तिकाल કહે છે. કાળગણનાની દૃષ્ટિએ તો શ્રીધર વ્યાસ અને અબ્દુર રહેમાન પણ આ યુગમાં આવે. પરંતુ, શૈલીની દૃષ્ટિએ એમનું સ્થાન આગલા યુગમાં અર્થાત્ देशभाषाकाल કે वीरगाथाकालમાં પડે છે. આ પછી નરસિંહ મહેતાનો સમય આવે છે. નરસિંહ મહેતાના જીવન-કાળ અંગેના ઉપર જણાવેલા બે મતોમાંથી બીજો જે વધારે સ્વીકાર્ય બન્યો છે તેને સાચો માનીએ, તો મહેતાના ઉત્તરકાળમાં જ ગુજરાતે હિંદીને ચરણે પોતાની પ્રથમ મૂલ્યવાન ભેટ ધરી. વિક્રમ સંવત ૧૬૦૧માં અમદાવાદ શહેરમાં મહાત્મા દાદુ દયાળનો જન્મ થયો. મોટપણમાં એમને જયપુરમાં રહેવાનું વધારે થયું અને વિ. સં. ૧૬૬૦માં જયપુર પાસે આવેલા નરાનાના પર્વતપ્રદેશમાં એમનો દેહાંત થયો. એમનો એક સ્વતંત્ર ભક્તિપંથ પણ ચાલ્યો હતો જે દાદુપંથને નામે મશહૂર છે. શ્રી. વ્રજરત્નદાસ પોતાના 'हिंदी साहित्यका इतिहास'માં એમની કવિતા વિષે લખે છે :

"इनकी कवितामें दोहे और पद हैं, जिसकी भाषा पश्चिमी हिंदी है, पर उसमें राजस्थानीका मेल अधिक है। गूजराती और पंजाबीमें भी कुछ पद कहा है। फारसी, अरबी शब्दोंकी भी कमी नहीं है और खडी बोलीका स्वभावतः काफी पुट है। . . . इनकी उक्तियोंमें चमत्कार कम है, पर सरसता और गाम्भीर्य है। यह अपनी बात कह देते थे। दूसरोंके कथनका खंडनमंडन करने नहीं बैठते थे।"

એ જ જમાનામાં જૈન કવિ કુશલલાભે (સં. ૧૬૧૮) મારુઢોલા ચોપાઈ લખી. ૧૮મા શતકના પૂર્વાર્ધમાં તો ગુજરાતી કવિઓને જાણે હિંદીનું ઘેલું લાગ્યું. ઘણા ગુજરાતી ભક્તોએ ગૂજરાતીને વિસારી હિંદીમાં ભજનો અને પદો લખ્યાં, તે એટલે સુધી કે માતૃભાષા ગુજરાતી તરફની ઉપેક્ષાવૃત્તિ માટે ફરિયાદ ઊભી થઈ. ઘણું કરી 'લક્ષ્મણસેન પદ્માવતી'ની કથાનો લેખક દામો કવિ (વિ. સં. ૧૫૧૬) તથા મારવાડી, અર્થાત્ રાજસ્થાની ભાષામાં ढोलामारुकी चौपदीનો લેખક જેસલમેરનો હરરાજ કવિ (વિ. સં. ૧૬૦૭) પણ ગુજરાતી ગણાય.

શુદ્ધ હિંદી કવિઓના જૂથમાં આ પછી કવિ ગંજનનું નામ આવે છે. "वे काशीके रहनेवाले गुजराती ब्राह्मण थे। इन्होंने संवत १७८६ में 'कमरुद्दीनखां हुलास' नामक श्रृंगाररसका एक ग्रंथ बनाया जिसमें

भावभेद, रसभेदके साथ षट्ऋतुका विस्तृत वर्णन किया है । इस ग्रंथमें इन्होंने अपना पूरा वंश-परिचय दिया है और अपने प्रपितामह मुकुटरायके कवित्वकी प्रशंसा की है ।" સંવત ૧૭૦૦થી ૧૯૦૦ના કાળને હિંદી-ભાષાના ઇતિહાસમાં उत्तरमध्यकाल અથવા रीतिकाल કહે છે, તે કાળના એ કવિ છે.

કવિ ગંજન પછી દલપતિરાય તથા બંસીધરની જોડી આવે છે. એમને વિષે શુક્લજી લખે છે:

"दलपतिराय महाजन और बंसीधर ब्राह्मण थे । दोनों अहमदाबाद गुजरातके रहनेवाले थे । इन लोगोंने संवत १७९२ में उदयपुरके महाराणा जगतसिंहके नाम पर 'अलंकार रत्नाकर' नामक ग्रंथ बनाया । . . . इस ग्रंथमें विशेषता यह है कि इसमें अलंकारोंका स्वरूप समझानेका प्रयत्न किया है । इस कार्यके लिये कभी गद्यका उपयोग कुछ ग्रंथकारोंकी सम्यक् निरूपणकी उत्कंठा सूचित करता है । इस उत्कंठाके साथ ही गद्यकी उन्नतिकी आकांक्षाका सूत्रपात समझना चाहिये, जो सैंकडो वर्ष बाद पूरी हुई ।

"'अलंकार रत्नाकर'में उदाहरणों पर अलंकार घटाकर बताये गये हैं और उदाहरण दूसरे अच्छे कवियोंके भी बहुतसे हैं । इससे यह अध्ययनके लिये बहुत उपयोगी है । दंडी आदि कई संस्कृत आचार्योंके उदाहरण भी लिये गये हैं । हिंदी कवियोंकी लम्बी नामावली ऐतिहासिक खोजमें बहुत उपयोगी है ।

"कवि भी ये लोग अच्छे थे । पद्यरचना-निपुणताके अतिरिक्त इनमें भावुकता और बुद्धिवैभव दोनों हैं । इनका एक कवित्त नीचे दिया जाता है ।

अरुन हरौंल नभमंडल मुलुक पर
चढयो अक्क चक्कवे कि तानिके फिरन कोर ।
आवत ही सोंवत न छत्र जोय धाय धाय,
घोर घमसान करि काम आए ठोर ठोर ॥
ससहर सेत भयो, सटक्यो सहमि ससी,
आमिल — उलूकजाय गिरे कंदरन ओर ।
दुंद देखि अरविंद बंदीखाने तें भगाने
पायक पुलिंद वे मलिंद मकरंद — चोर ॥

સંવત ૧૮૨૬માં 'નાથ' ઉપનામધારી હરિનાથે अलंकार–दर्पण નામનો એક નાનો ગ્રંથ રચ્યો. એઓ કાશીમાં રહેતા ગુજરાતી બ્રાહ્મણ હતા. આ ગ્રંથમાં "एकएक पदके भीतर कईकई उदाहरण हैं । इनका क्रम औरोंसे विलक्षण है । ये पहले अनेक दोहोंमें बहुतसे लक्षण कहते गये हैं फिर एक साथ सबके उदाहरण कवित आदिमें देते गये हैं । कविता साधारणतः अच्छी है ।"

## ४

સંવત ૧૯૦૦ની પૂર્વના સમય સુધી હિંદીભાષાનું સાહિત્ય પદ્યમય જ રહ્યું અને તેની ભાષા વ્રજભાષા જ રહી. ખડી બોલી તો બીજા પ્રાંતોની પેઠે એક ખૂણામાં જ પડી રહી હતી. પરંતુ, ૧૯મી સદીના પ્રારંભથી ગદ્ય-સાહિત્યનો ઉદય થયો અને તેની સાથે વ્રજભાષાનું મહત્ત્વ ઘટવા લાગ્યું અને ખડી બોલી આગળ આવવા લાગી. હિંદીનાં આ બીજાં અંગ ઉપાંગોની વાત પર આવતાં પહેલાં વિક્રમની વીસમી સદીના એક કવિની નોંધ લેવાની રહે છે. એ કવિ તે "गोविद गिल्लाभाई इनका 'जन्म संवत् १९०५ में भावनगर रियासतके अन्तर्गत सिहोर नामक स्थानमें हुआ था । इनके पास व्रजभाषाके काव्योंका बड़ा अच्छा संग्रह था । भूषणका एक बहुत शुद्ध संस्करण इन्होंने निकाला । व्रजभाषाकी कविता इनकी बहुत ही सुंदर और पुराने कवियोंके टक्करकी होती थी । इन्होंने बहुत-सी काव्यकी पुस्तकें लिखी हैं जिनमेंसे कुछके नाम ये हैं — नीति, विनोद, श्रृंगारसरोजिनी, षट्ऋतु, पावस-पयोनिधि, समस्यापूर्ति-प्रदीप, वक्रोक्ति-विनोद, श्लेष-चंद्रिका, प्रारब्ध-पचासा, प्रवीन-सागर ।" (हिंदी साहित्यका इतिहास प. ५८०) શ્રી. વ્રજરત્નદાસ પણ એમની કવિતાની આ પ્રકારે પ્રશંસા કરે છે: "व्रजभाषाकी इनकी कविता भी बहुत सुंदर तथा सरस होती थी ।" (हिं. सा. इ. प. ८९) સંવત ૧૯૯૪માં એમનું મૃત્યુ થયું.

નજીકના વર્તમાનની વાત જરાક બાજુએ રાખી આપણે પહેલાં હિંદીનાં બીજાં અંગોની વાત કરી લઈએ. ઉપર કહ્યું તેમ, બોલચાલની હિંદીનું સ્વીકૃત રૂપ જે ખડી બોલી તે ૧૯મી સદીના પ્રારંભ સુધી એક ખૂણામાં પડી રહી હતી. ખૂણામાં પડ્યાં પડ્યાં પણ એણે એક નાની સાહિત્યવાટિકા ઉગાડી હતી. એ સાહિત્યના ઇતિહાસનો હજી અભ્યાસ થઈ રહ્યો છે. જે થોડી

માહિતી વ્રજરત્નદાસના हिंदी साहित्यका इतिहासમાં આપી છે તે ઉપરથી એટલું તો માલૂમ પડે છે કે, એ નાની વાટિકામાં પણ ગુજરાતી પુષ્પોની સૌરભ છેક અજાણી નથી. ૧૯મી સદીના પૂર્વાર્ધમાં ગૂજરાતના પાલનપુરમાં દીનદરવેશ નામે કવિ થયા. તથા ઉત્તરાર્ધમાં કાશીમાં કવિ પ્રેમરંગજી થયા. શ્રી. પ્રેમરંગજીનું મૂળ નામ વત્સરાજ હતું અને એઓ કાશીના નાગર બ્રાહ્મણ હતા. "इनके शिष्य पंड्या सुरदेव तथा पुत्र मंशारामने प्रेमरंगजीके नाम पर कई पुस्तकें बनाई। वाल्मीकीय रामायणके आधार पर आभास रामायण, पदावली, श्लोकावली, गरबावली आदि लिखी गई। इनमें खड़ी बोलीकी रचनाएं हैं। इनका रचनाकाल सं. १८५८-८० वि० है।" (પા. ૧૦૩-૪).

૫

હિંદીનું ત્રીજું અંગ તે ઉર્દૂ. ઉર્દૂના પિતા વલી મનાય છે. એમને વિષે ગુજરાતી મુસ્લિમ ઇતિહાસકારો અને દક્ષિણના મુસ્લિમ ઇતિહાસકારોમાં મતભેદ છે. એની વાત પર આવતાં પહેલાં ઉર્દૂની ઉત્પત્તિ શી રીતે થઈ તે જોઈએ. કહેવાય છે કે, તૈમુરલંગની સવારી વખતે દિલ્હીથી નાસીને દક્ષિણમાં આવેલા મુસ્લિમોની બોલીમાંથી ઉર્દૂનું ઘડતર થયું. બીજો મત એને ફોજી પડાવની ભાષા ગણે છે. તે પણ એની ઉત્પત્તિ દક્ષિણના મુસલમાની રાજ્યોમાં થયેલી ગણાવે છે.

"उत्तरमें हिंदी वातावरणके बीच मुसलमानगण यदि हिंदीमें कविता करते थे तो ये इसीके अर्थात् संस्कृतके छंद-शास्त्रादि ही का आश्रय लेते थे, पर जब दक्षिणमें वे इस भाषामें कविता करने लगे, तब हिंदीके प्रभावसे दूर रहनेके कारण उन लोगोंने फ़ारसी छंद-शास्त्रादिका अनुसरण किया और हिंदीसे कुछ भिन्न एक नई साहित्यिक भाषाका प्रसार आरंभ हुआ। इस भाषाको वे रेख्ता (गिरीपडी, मिली-जुली) कहने लगे . . . इसका आरंभ सं. १६४० के लगभग हुआ था और इसके प्रायः डेढ़सौ वर्ष बाद इस रेख्तेकी भाषामें रचा हुआ दीवान लेकर वली उत्तर दिल्ली पहुंचे। इस 'शायरी' पर दिल्लीवाले ऐसे लट्टू हुए कि इस 'दकिनी' भाषामें कविता करना उनमें एक फेशन हो गया। . . . इस मिश्रित हिंदीका जन्म उर्दू अर्थात् फौजी पडावमें हुआ था, इस लिए यह उर्दू-हिंदी कहलाई पर बादको प्रायः एक शताब्दीसे उर्दू ही इसके लिए रुढ़ि हो गया है।"

ગુજરાતી લેખકોને હાથે ઉર્દૂની જે સેવા થઈ છે એ અંગેનો એક લેખ 'उर्दूकी तरक्कीमें गुजरातका हिस्सा' એ નામનો જનાબ મોહંમદ ઇબ્રાહીમ 'ડાર' સાહેબે, શ્રીયુત પ્રાણલાલ કિરપારામ દેસાઈ સન્માન અંકમાં લખ્યો હતો. એમાં 'વલી' વિષે લખતાં એઓ કહે છે:

"वलीने अपनी उम्रका एक बड़ा हिस्सा सेरो सियाहतमें गुजारा है और इसी सेरो सियाहतके दोरानमें वे बरसों औरंगाबादमें भी रहे। इसी बीना पर उनके मुतल्लिक झगडा शुरू हो गया। दकनी कहते हैं कि ये 'वली' दकनी हैं। इसके खिलाफ गुजरातियोंका दावा है कि वे बहुत हद तक इस बातमें कामयाब रहे हैं कि आप वलीकों शाहवजीहुद्दीनके खानदानका एक फर्द साबित कर दिखायें। 'वली' का इन्तीकाल स० ही० १११८ में अहमदाबादमें हुआ और इन्हींके खानदानी कब्रस्तानमें जो नीली गुंबदके नामसे मशहूर है दफन किये गये।"

'વલી'ના સમયથી માંડીને ગુજરાતના મુસલમાન કવિઓમાંથી અનેકે ઉર્દૂમાં કાવ્યરચના કરી છે. ઉપરના લેખમાં શ્રી. 'ડાર' સાહેબે નીચે પ્રમાણેના કેટલાક લેખકોનાં નામો આપ્યાં છે:

| | | | |
|---|---|---|---|
| શેખ બહાઉદ્દીન 'બાઝન,' | સ. હીજરી | ૯૧૨ | બરહાનપુર |
| કાઝી મહમૂદ દરિયાઈ | ,, | ,, ૯૪૧ | વીરપુર |
| શાહ અલીજી ગામધની | ,, | ,, ૯૭૩ | અમદાવાદ |
| ખૂબમોહંમદ ચિશ્તી | ,, | ,, ૧૦૨૩ | |
| મોહંમદ અમીન | ,, | ,, ૧૧૦૯ | |

આ ઉપરાંત વર્તમાન સમયના બે ત્રણ લેખકોનાં નામો પણ એમણે નોંધ્યાં છે: કાઝી નૂરૂદ્દીન, જેઓ ભરૂચના વતની છે, તેમ જ જનાબ ફૂજ સાહબ અને જનાબ ફરીદી સાહબ, જેમનું પ્રવૃત્તિક્ષેત્ર અમદાવાદ છે.

ઉર્દૂના ગુજરાતીઓને હાથે થયેલા વિકાસ અંગે બીજો એક વધારે અભ્યાસપૂર્ણ લેખ સુરતના વતની તથા અમદાવાદમાં ઉર્દૂના પ્રોફેસર તરીકે કામ કરતા જનાબ

મદની સાહેબે લખ્યો છે, એમ સાંભળ્યું છે. મુંબઈ વિદ્યાપીઠની ડૉક્ટરની ઉપાધિ માટે મહાનિબંધ રૂપે એમણે એ લખ્યો છે અને એનું નામ છે 'ગુજરાત કે ઉર્દૂ ખાદિમ' એમ પણ સાંભળ્યું છે.

ઈસુની ૧૯મી સદીમાં કેટલાક પારસી ગૃહસ્થોએ ઉર્દૂ નાટકો ભજવવા માટે નાટક મંડળીઓ કાઢી. હિંદમાં રામલીલાથી જુદી ધાટીનાં નાટકો ભજવનારી આ પહેલી કંપનીઓ હતી. એમાં મુખ્ય ઓરિજિનલ થિયેટ્રિકલ કંપની, બાલીવાલાની કંપની તથા આલ્ફ્રેડ થિયેટ્રિકલ કંપનીઓ હતી. એ બધામાં પેસ્તનજી કંપનીએ વધારે નામના મેળવી હતી. આ કંપનીઓનાં નાટકો તથા ગાયનો લખનારા લેખકોમાં કેટલાક પારસીઓ હતા. નાટકોનાં ગાયનોના બે સંગ્રહો મેં જોયા છે. એક 'જહાંગીર કરાણીના ગાયનનાં પુસ્તકો' અને બીજું, 'નરીમાન સંગીત સંગ્રહ'. પારસી ઢબની કવિતાની બધી ખૂબીઓ તેમ જ ખામીઓ આ ગાયનોમાં છે. હમણાં હમણાં કેટલાંક વર્ષોથી હિંદુ લેખકોમાંથી પણ કેટલાક ઉર્દૂમાં કવિતા કરે છે. શ્રી. વલ્લભભાઈના મૃત્યુ પ્રસંગે ભરૂચના શ્રી. પતિલે લખેલું કાવ્ય એનું દૃષ્ટાંત છે.

—ચાલુ

જનક દવે

# શબ્દોના વંશ

## ૧

[ શ્રી. વાલજીભાઈ દેસાઈએ કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ વિષે સૂચનો મોકલ્યાં છે. જોડણી-કોશમાં 'અ'થી જોતા જઈ, કરવા જેવાં સૂચનો તે વિચારશે એમ લાગે છે. અભ્યાસીઓ માટે આ આનંદની વાત છે, કેમ કે એનાથી શ્રી. વાલજીભાઈની વિદ્વત્તા અને અભ્યાસનો સૌને લાભ મળશે. એમ જ બીજા ભાષાવિદો મદદ કરે એવી વિનંતી છે. આટલી પ્રસ્તાવના સાથે એમનાં સૂચનો નીચે આપું છું: મ૦

**अकारुं** પાલિમાં अकार શબ્દ જ છે. (=નકામો; જુઓ કથાકુસુમાંજલિ'નું પહેલું ફૂલ.) નકામો જણુ અપ્રિય જ થઈ જાય.

**अगड** (જો૦ કો૦ માં [अ. अक्द ?] (કા.)=સોગન એમ આપ્યું છે) અરબીમાંથી આવ્યો હોય તે અશક્યવત્ છે. હિંદી-ઉર્દૂમાં પણ અકદ વિરલ છે તે ગુજરાતીમાં ક્યાંથી ?

**अगमबुद्धि** સૌરાષ્ટ્રમાં આગમબુદ્ધિ બોલાય છે, અને અગમ-આગમ અગ્રિમમાંથી થયા છે; આગળ જોડે એને કાંઈ સંબંધ નથી.

**अगासुं** — ચૂલા ઉપર તપેલી કે કાંઈ ન હોય તો તે અગાસો બળે છે એમ કહેવાય છે.

**अछोछी** — અસુસ્થ (અછુચ્છ) ઉપરથી છે.

**अटवावुं** — 'આંટી' ઉપરથી છે, अट् ઉપરથી નહિ.

**अठवाडियुं** हट्ट (-હાટું) वार ઉપરથી હશે, अष्ट ઉપરથી નહિ. અષ્ટવાર ક્યાં દીઠું ?

**अडफेट** — 'આડા ફાંટવું' ઉપરથી છે.

**अडबो** — વાણિયાનો વેશ. આ ખોટું લાગે છે. વાણિયાનો વેશ નોખો હોય છે.

**अणकी** (**-ची**) સૌરાષ્ટ્રમાં 'અણુછી' બોલાય છે તેનો વિકલ્પ લેવો જોઈએ. अनच्छ ઉપરથી છે.

**अणू(-णो) जो** अनध्याय ઉપરથી છે. अनुद्योग શબ્દ જ નથી.

## ૨

### સરઘસ

એક ભાઈ લખે છે કે 'અખંડાનંદ'માં 'સરઘસ'ની વ્યુ૦ सब (રાત) गश्त પરથી દર્શાવી છે; તો તે વિષે શું છે ?

એક ભાષાવિદને મેં આ પૂછ્યું. તે જણાવે છે કે, 'આ શબ્દ ગુજરાતમાં જ મુખ્યત્વે વ્યાપક છે; હિંદી-ઉર્દૂમાં જાણવામાં નથી. અને સૂચવે છે કે 'सर-गश्त' એ ફારસી શબ્દ પરથી જણાય છે; ગશ્ત=ઘૂમવું; 'સર' આગમ માત્ર છે.

જોડણીકોશે આ પ્રમાણે કલ્પના રજૂ કરી છે: ફા. शहगस्त અને તુલનામાં મ. सरगश्तની નોંધ છે. આજે મરાઠીમાં આ શબ્દ કાલગ્રસ્ત થયો લાગે છે, જોકે ગુજરાતીમાંથી 'સરઘસ' રૂપે મરાઠી છાપાંમાં દાખલ થયેલો જોવા મળે છે.

૧૩-૭-'૫૧

મ૦

# સ્વાધ્યાય

## [ઋતંભરા પ્રજ્ઞા-૨]

ઋતંભરા પ્રજ્ઞા એટલે શું, તે વિચાર આગળ આપણે અટક્યા હતા. સમાધિ દ્વારા નિર્વિચાર સમાપત્તિ સુધી અભ્યાસ પહોંચે, ત્યારે તે ચિત્ત દૃશ્ય પદાર્થોના ગ્રહણમાં એવી કોટિએ પહોંચે છે, કે જ્યાં રાગદ્વેષ ૪૦ વચ્ચે આવતાં નથી, પણ ચિત્ત સીધું જે પદાર્થ જેવો હોય તેવો તેને જોઈ શકે એવી તટસ્થતા આવે છે. આ જ વસ્તુને ગીતાકારે બીજી પરિભાષામાં સમજાવી છે, તે જોવાથી આ બીના વધારે સ્પષ્ટ થશે.

અ૦ ૩ માં (શ્લો. ૩૬-૪૩) અર્જુન શ્રીકૃષ્ણને પૂછે છે, "અવશ થઈને, અનિચ્છા છતાં, માણસને પાપમાં કોણ નાખે છે?" શ્રીકૃષ્ણ જવાબ આપે છે, "રજોગુણમાંથી પેદા થતો કામ-ક્રોધ એ છે. તેનાથી માણસની જ્ઞાનશક્તિ ઢંકાય છે. તે એનો શત્રુ છે અને ઇંદ્રિયો, મન અને બુદ્ધિને પોતાનું સ્થાનક બનાવીને તેનો કબજો મેળવે છે." તો પછી આનો ઉપાય શો? — એ સહેજે સવાલ થાય છે. શ્રીકૃષ્ણ એનો ક્રિયાયોગ કહે છે તેમાં શરૂમાં કહે છે કે, "શરીરમાં ઇંદ્રિયો મોટી વસ્તુ છે; ઇંદ્રિયોથી મોટું મન છે, મનથી મોટી વાત બુદ્ધિ છે. એ બુદ્ધિથી પણ ઉપર અને મોટું એવું આત્મતત્ત્વ છે. એ તત્ત્વને જાણો તો આ કામ-ક્રોધ-રૂપી મહાશત્રુ હણાશે." યોગ-સૂત્રકાર આ જ વસ્તુને પોતાની જુદી પરિભાષા મારફત કહે છે. તે કહે છે કે, ઇંદ્રિય, મન, બુદ્ધિને સમાપત્તિ કે સમાધિ દ્વારા શુદ્ધ કરો; તેમ કરતાં અંતે 'અધ્યાત્મ-પ્રસાદ' મળશે — એટલે કે બુદ્ધિથી પર એવું જે આત્મતત્ત્વ તેની પ્રતીતિ થવાથી બુદ્ધિમાં જે સ્થિરતા અને નિર્મળતા આવે છે તે મળશે. આને જ ગીતા-કાર 'स्थिता प्रज्ञा' કહે છે, યોગસૂત્રકાર 'ऋतंभरा प्रज्ञा' કહે છે. આ પ્રકારની પ્રજ્ઞા મનુષ્યચિત્તનો ઉત્તમોત્તમ આવિષ્કાર છે, તેના નિર્મળ અને ઉદાત્ત વિકાસની ઉત્તમોત્તમ સીમા છે. (ગીતાકાર આ દશાને 'શમ' 'નૈષ્કર્મ્ય' ૪૦ પણ કહે છે.) પછીથી તેના આગળના આધ્યાત્મિક વિકાસનું સાધન તે પ્રજ્ઞા બને છે. (જુઓ ગીતા, અ૦ ૬-૩)

આ પ્રજ્ઞાનું સ્વરૂપ વધારે સ્પષ્ટ કરવા માટે સૂ. ૪૯ કહે છે —

श्रुत-अनुमानप्रज्ञाभ्याम् अन्यविषया
विशेषार्थत्वात् ॥ ४९ ॥

આ (ઋતંભરા પ્રજ્ઞા) શ્રુત તથા અનુમાન દ્વારા કામ કરતી એ પ્રકારની પ્રજ્ઞાઓ કરતાં જુદા વિષયવાળી છે, કેમ કે તેનો જે અર્થ છે તે ખાસ વિશેષ પદાર્થ હોય છે.

શ્રુત એટલે શાસ્ત્ર, આગમ. તેના અભ્યાસ વડે અમુક પ્રજ્ઞા ખીલે છે. તેનો પાયો શબ્દજ્ઞાન છે. શબ્દ દ્વારા વિવરણ અને વિવેચન કરીને તે પોતાનું કામ કરે છે. ત્રણ પ્રમાણો — પ્રત્યક્ષ, અનુમાન, આગમ (જુઓ સૂત્ર ૭)-માંના આગમ પ્રમાણથી જે સામાન્ય જ્ઞાન મળી શકે તે એ વડે પ્રાપ્ત કરી શકાય. આ પ્રજ્ઞા વડે સામાન્ય જ્ઞાનના બધા વિષયો જાણી શકાય. શાળાનું શિક્ષણ આપણી આ પ્રજ્ઞા દ્વારા કામ લે છે.

બીજું સાધન આપણા ચિત્તની તર્કશક્તિ છે, જે મુખ્યત્વે અનુમાન-પ્રમાણથી કામ લે છે. એ કોઈ નવું જ્ઞાન નથી આપતી, પણ જે જ્ઞાન હોય તેમના પરથી વધુ કલ્પીને આગળ ચાલે છે. આ પ્રજ્ઞા પણ સામાન્ય વિષયોને જ લઈને ચાલે છે.

સમાધિ દ્વારા ચિત્ત જે પ્રજ્ઞા પ્રગટ કરે છે તે આ બે કરતાં જુદી છે, કેમ કે તે પ્રજ્ઞા શબ્દ કે અનુમાન વડે કામ લેતી નથી. જે કોઈ દૃશ્ય પરથી સમાપત્તિ જન્મે, તેને સવિતર્ક, નિર્વિતર્ક, સવિચાર અને નિર્વિચાર એ ચાર ક્રમે શુદ્ધ કરીને, જે વિશેષ અર્થ તે સમાપત્તિનું કારણ બન્યો હોય, તે વિશેષ અર્થને આ પ્રજ્ઞા પ્રત્યક્ષ કરવા મથે છે. વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન કરવા માટેની એ ખાસ પ્રજ્ઞા છે. તે દ્વારા પ્રગટતું જ્ઞાન, શ્રુત કે અનુમાન વડે જેમ સૌને થાય, તેવા પ્રકારનું નથી; તે કેવળ તે પ્રજ્ઞાવાળાને થતું વિશેષ અર્થ-વાળું જ્ઞાન છે. ઋતંભરા પ્રજ્ઞા આ રીતે ખાસ પ્રજ્ઞા છે. શ્રુત અને અનુમાનથી બુદ્ધિમાં જે પરાવલંબીપણું અને પ્રત્યક્ષ અનુભવનો અભાવ હોય છે, તે આ

ઋતંભરા પ્રજ્ઞામાં નથી હોતાં. શ્રીકૃષ્ણે અર્જુનને આ જ વસ્તુ અ૦ ૨–૫૩માં કહી છે. તે કહે છે કે, 'શ્રુતિ એટલે કે શાસ્ત્રોમાંથી મળેલી વાતો સાંભળીને તારી બુદ્ધિ તૈયાર થયેલી છે; તે જ્યારે સમાધિથી નિશ્ચળ થશે ત્યારે તને યોગ મળશે' એટલે કે અર્જુન જે દલીલો કરે છે, વિચાર કરે છે, તેમાં શ્રુતપ્રજ્ઞા અને અનુમાનપ્રજ્ઞા રહેલી છે. તે એને સંશય કે શંકાથી મુક્ત નથી કરી શકતી. તે પ્રજ્ઞા જ્યારે સમાધિ વડે સ્થિત થાય, — શંકા, મોહ ઇત્યાદિથી ડહોળાયા કરે છે તે ઠરે, ત્યારે સાચી શુદ્ધ પ્રજ્ઞા લાધે. આ પ્રજ્ઞા યોગનું સાધન છે; આ પ્રજ્ઞા સૂક્ષ્મ છે, ગમે તે વસ્તુને પ્રત્યક્ષ કરી શકે છે. એ પ્રજ્ઞાને ઉદ્દેશીને ઉપનિષદે પેલો મંત્ર કહ્યો છે કે,

एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते ।
दृश्यते त्वग्र्यया बुद्धया सूक्ष्मया सर्वदर्शिभिः ॥
(कठोप० १. ३. १२)

(સર્વ ભૂતોમાં ગૂઢ રહેલો આ આત્મા દેખાતો નથી; પરંતુ સૂક્ષ્મદર્શી પુરુષો પોતાની એકાગ્ર અને સૂક્ષ્મ બુદ્ધિ વડે તેને જોઈ શકે છે.)

આ પ્રકારની પ્રજ્ઞાથી કેવી રીતે સાધના આગળ વધે છે તે યોગસૂત્રના પહેલા પાદનાં છેલ્લાં બે સૂત્રો (૫૦–૫૧)માં કહ્યું છે. તે આવતે વખતે.

૧૦–૭–'૫૧ **મગનભાઈ દેસાઈ**

# નવા માધ્યમિક શિક્ષણ બોર્ડને

સરકારે થોડા સમય પૂર્વે નવા માધ્યમિક શિક્ષણ બોર્ડની રચના કરી છે. તેના બધા સભ્યો હાલના માધ્યમિક શિક્ષણના પ્રશ્નો પરત્વે સજાગ છે અને તેમાં ઊંડો રસ લેનારા છે. નીચે આપેલા મુદ્દાઓ તેમના લક્ષની બહાર તો ન જ હોય. છતાં તેમનું લક્ષ કેન્દ્રિત કરવાના હેતુથી અને હાલ પ્રવર્તી રહેલી કેટલીક વિષમતાઓ પ્રત્યે તેમનું ધ્યાન ખેંચવાના ઇરાદાથી નીચે એ મુદ્દાઓની રૂપરેખા રજૂ કરી છે — તેમની ચર્ચા કરવાની જરૂર જોઈ નથી.

માધ્યમ : માધ્યમિક શિક્ષણનું માધ્યમ માતૃભાષા કે પ્રાદેશિક ભાષા રહેવું જોઈએ એ હવે નિર્વિવાદ ગણાવું જોઈએ. હમણાં જ પ્રસિદ્ધ થયેલો 'ઑલ ઇન્ડિયા એજ્યુકેશનલ કૉન્ફરન્સ'ની 'પ્લાનિંગ કમિટી'-નો રિપોર્ટ અનુસ્નાતક સુધીના સર્વ તબક્કાએ પ્રાદેશિક ભાષાની માધ્યમ તરીકે ભલામણ કરે છે (માત્ર અનુસ્નાતક તબક્કાએ રાષ્ટ્રભાષાનો વિકલ્પ રાખ્યો છે). આ પ્રશ્ન સંબંધે સુભાગ્યે દરેક કેળવણીકાર એકમત છે. તો તે સંબંધે નીચેની કેટલીક વિષમતાઓ બોર્ડના ધ્યાન પર આવવી ઘટે છે:

(૧) સરકારે માધ્યમિક શિક્ષણનું માધ્યમ પ્રાદેશિક ભાષા કે માતૃભાષા હોવું જોઈએ એ સિદ્ધાન્તનો સ્વીકાર કર્યો છે. છતાં મુંબઈ શહેરની કેટલીય શાળાઓ હજુ પણ આઠમા ધોરણમાં અંગ્રેજી માધ્યમ રાખી રહી છે. શા માટે? અંગ્રેજી માધ્યમને વળગી રહેવાનાં સચોટ કારણો સરકાર આવી શાળાઓ પાસે શા માટે ન માગે?

(૨) 'ઇંગ્લિશ ટીચિંગ' શાળાઓ સંબંધે તો ખૂબ જ અવ્યવસ્થા — અંધેર પ્રવર્તે છે. મૂળ ગોઠવણ તો એવી હતી કે, તેમણે કાં તો સામાન્ય માધ્યમિક શાળાઓના રાહ પર આવી જવું, અથવા તેમણે પોતાની શાળામાં જેમની માતૃભાષા અંગ્રેજી હોય એવાં બાળકોને જ દાખલ કરવાં. એ સિદ્ધાંતનો છડેચોક ભંગ થઈ રહ્યો છે. જેમની માતૃભાષા ગુજરાતી, મરાઠી ઇત્યાદિ હોય, એવાં સેંકડો બાળકોને આ શાળાઓ દાખલ કરી રહી છે. માબાપો લખી આપે કે, મારું બાળક ઘેર અંગ્રેજી બોલે છે, એટલે બસ. આ અનિષ્ટની સરકારને જાણ હોવા છતાં સરકાર આંખ આડા કાન કરી રહી છે. આનો ઉપાય એ થઈ શકે કે, જે માબાપો આવી રજૂઆત કરે તે જો બિનખ્રિસ્તી હોય તો તેમણે એવી રજૂઆત પર મૅજિસ્ટ્રેટ કે કોઈ ઉચ્ચ સરકારી અમલદારનો શેરો મેળવવો. આવું થતાં આ અનિષ્ટ ઘણું ઓછું થશે

કારણ કે મૅજિસ્ટ્રેટો એવી રજૂઆત પર ખોટો શેરો કરી આપતાં અચકાશે.[૧]

अंग्रेजी : અંગ્રેજીનું શિક્ષણ આઠમા ધોરણથી — કે વિકલ્પે સાતમા ધોરણથી શરૂ થવું જોઈએ, તે પૂર્વે નહિ, એવો સરકારનો સ્પષ્ટ આદેશ છે. એ આદેશનો ઠેર ઠેર ભંગ થતો જોવામાં આવે છે. ઉપર જણાવ્યું તેમ, 'ઇંગ્લિશ ટીચિંગ' શાળાઓમાં બિન-અંગ્રેજી-ભાષી સેંકડો વિદ્યાર્થીઓ ધરમૂળથી અંગ્રેજી શીખે છે (જે માબાપો પ્રમાણિક રહે તેનાં બાળકો અંગ્રેજી ન શીખે, અને જે માબાપો ખોટી રજૂઆત કરે તેનાં બાળકો અંગ્રેજી શીખે, એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે; બીજી રીતે, કેટલાંક બાળકો અંગ્રેજી ધરમૂળથી શીખે છે ને કેટલાંક સાતમા આઠમાથી શરૂ કરે છે–આવી અન્યાયી પરિસ્થિતિ પ્રવર્તે છે). આ ઉપરાંત મુંબઈની બીજી કેટલીક માધ્યમિક શાળાઓ ઉઘાડી રીતે કે ગુપ્ત રીતે (સમયપત્રકમાં 'સામાન્ય જ્ઞાન' કે એવો વિષય લખી) અંગ્રેજી શીખવે છે, અને સરકારી ઇન્સ્પેક્ટરો તે જાણે છે. છતાં કોઈ અગમ્ય (?) કારણથી તેઓ પગલાં લેતા નથી.[૨] આ ઉપરાંત નજીવાં કારણસર ધરમૂળથી અંગ્રેજી શીખવવા અને અંગ્રેજી માધ્યમ રાખવા સરકારે પરવાનગી આપી હોવાનું પણ જણાયું છે.[૨] બોર્ડ આ બાબતમાં સરકારનું ધ્યાન ખેંચે — ખેંચવાની હિંમત કરે, એ ઘણું અગત્યનું છે.

हिन्दी :— રાષ્ટ્રભાષાનું શિક્ષણ હજુ નિષ્પ્રાણ છે. તેનામાં વેગ આવે તેવા ઉપાયો બોર્ડે સરકારને સૂચવવા જ ઘટે.

हाथउद्योग (Craft):— મુંબઈની ઘણીખરી શાળાઓમાં આ એક નછૂટકે શિખવાડાતો વિષય છે. તે પ્રાણવાન બને અને શહેરોની શાળાઓમાં એના શિક્ષણને અંગે જે કેટલીક વાસ્તવિક મુશ્કેલીઓ છે તેનો તોડ કાઢવાના માર્ગ બોર્ડે સરકારને સૂચવવા ઘટે છે.

शाळानो अभ्यासक्रम :— શિક્ષણનો બોજો ખૂબ વધી ગયો છે, એ ફરિયાદમાં ઘણું જ તથ્ય છે. યુનિવર્સિટીઓ સાથે વાટાઘાટ કરી, અમુક વિષયસમૂહો જો તેમના પ્રવેશ માટે સ્વીકારે, તો શાળાઓ કેટલેક અંશે વિષયોનું વિકેન્દ્રીકરણ કરી શકે. અન્ય રીતે પણ શિક્ષણનો બોજો ઘટાડી શકાય. આ દિશામાં પણ માર્ગસૂચન થવાની ઘણી જરૂર છે.

शाळान्त प्रश्नपत्रो પ્રાદેશિક ભાષામાં છપાવવાનો સમય ક્યારનો પાકી ગયો છે. પ્રાદેશિક ભાષા દ્વારા શીખનાર વિદ્યાર્થીઓને જે ભારે અન્યાય થઈ રહ્યો છે, તે ગમે તેવી અડચણોનો સામનો કરીને દૂર કરવો જ જોઈએ.

प्रादेशिक भाषा :— દરેક વિદ્યાર્થીએ પ્રાદેશિક ભાષા તો શીખવી જ જોઈએ, એવો સરકારનો સિદ્ધાંત છે. તેમ હોવા છતાં માધ્યમિક શાળાન્ત પરીક્ષામાં વિશેષ અંગ્રેજી (Additional English)નો વિકલ્પ પ્રાદેશિક ભાષા સાથે એસ. એસ. સી. બોર્ડે જોડ્યો છે. પરિણામે વિદ્યાર્થીઓ આઠમી શ્રેણી — કે દશમી શ્રેણીથી — વિશેષ અંગ્રેજી લઈ પ્રાદેશિક ભાષા છોડી દઈ શકે છે. એવો વિકલ્પ શા માટે? કોને સંતોષવા માટે? અંગ્રેજી ફરજિયાત (હિન્દીના વિકલ્પ સિવાય) તો રહ્યું જ છે, ને વિદ્યાપીઠમાં જનારને તો તે આત્યન્તિકપણે ફરજિયાત છે, તો પ્રાદેશિક ભાષાને ધક્કો આપી અંગ્રેજીને આડકતરી રીતે વેગ આપવાનો શો અર્થ છે? એ વિકલ્પ જવો જોઈએ અને દરેક વિદ્યાર્થી માટે પ્રાદેશિક ભાષામાં ઉત્તીર્ણ થવાનું ફરજિયાત બનાવવું જ જોઈએ. પ્રાદેશિક ભાષાને ભોગે અંગ્રેજીને વેગ ન આપી શકાય, એ સિદ્ધાન્ત ચુસ્તપણે પળાવવો જોઈએ. આ બાબત પર પણ બોર્ડે સરકારનું ધ્યાન ખેંચવું અત્યન્ત આવશ્યક છે.

આ પ્રશ્નો પર બોર્ડ ધ્યાન આપશે તો સાચી દિશામાં તેમણે શિક્ષણની સેવા કરેલી ગણાશે.

**અરવિન્દલાલ લ૦ મજમુદાર**

---

૧. આવી મતલબનો, તથા બીજી કેટલીક બાબતો ચર્ચતો એક પત્ર મેં 'સેક્રેટરી ઑફ એજ્યુકેશન, બોમ્બે સ્ટેટ'ને ચારેક માસ પૂર્વે લખ્યો હતો — તેની પહોંચનો સ્વીકાર પણ હજુ આવ્યો નથી.

૨. સરકારી અધિકારીઓ આ હકીકતનો ઇન્કાર કરી શકે તેમ નથી, તેની આ લેખકને ખાતરી છે.

# શાહજાદા દારા શિકોહની સાંસ્કૃતિક ભેટ

દારા શિકોહ શાહજહાંના પુત્રોમાં સૌથી મોટો પુત્ર હતો. ઘણા વખત સુધી શાહજહાંને ત્યાં પુત્રીઓ જ જન્મી. પુત્રજન્મની ઇચ્છાથી શાહજહાં પ્રસિદ્ધ સંત ખ્વાજા મુઇનુદ્દીન અજમેરીની દરગા પર ગયો ને માનતા માની. ત્યાર પછી થોડા વખતે એટલે કે હિજરી સન ૧૦૨૪ના સફર માસની ૨૯મી તારીખે (ઈ. સ. ૧૬૧૫ના માર્ચની ૨૦ મી) અજમેરમાં દારા શિકોહનો જન્મ થયો.

દારા શિકોહ જન્મથી જ અશક્ત અને બીમાર રહેતો હતો. તે ૧૯ વરસનો થયો ત્યારે તેની તંદુરસ્તી માટે પ્રાર્થના કરાવવા શાહજહાં તેને લઈને પ્રસિદ્ધ સંત મિયાં મીર લાહોરીની સેવામાં હાજર થયો. થોડા દિવસ પછી શાહજાદો સારો થયો. આમાં તેને મિયાં મીરનો ચમત્કાર લાગ્યો. એક વરસ પછી ફરીથી શાહજહાં દારાને લઈને મિયાં મીર પાસે ગયો. અત્યાર સુધીમાં મિયાં મીર પર દારાની શ્રદ્ધા એટલી બેસી ગઈ હતી કે, તે મકાનના બીજા ખંડમાં, જ્યાં મિયાં મીર રહેતા હતા, તેમાં ઉઘાડે પગે દાખલ થયો અને ત્યાં બેઠો ત્યાં સુધી તેણે મિયાં મીરે ચાવીને ફેંકેલાં લવિંગ ખાધા કર્યાં. શાહજહાંના ગયા પછી તે એકલો ફરીથી એમની પાસે ગયો અને તેમના ચરણમાં મસ્તક મૂક્યું. મિયાં મીરે ઘણી વાર સુધી તેના માથા પર હાથ ફેરવ્યો અને એને માટે પ્રભુની પ્રાર્થના કરી.

આ મુલાકાત પછી મિયાં મીર એક વરસ જ જીવ્યા. ઈ. સ. ૧૬૩૫–૩૬માં તેમનો દેહાન્ત થયો અને દારા શિકોહ તેમની પાસે દીક્ષા ન લઈ શક્યો. આથી તેણે મિયાં મીરના શિષ્ય મુલ્લાંશાહ કાદિરી પાસે દીક્ષા લઈ તેમને પોતાના ગુરુ કર્યા.

સંત મિયાં મીરની જેમ મુલ્લાંશાહ કાદિરી પણ બહુ ઊંચી કોટીના સંત હતા. તેમના પર ઇસ્લામી તસવ્વુફ*ની સાથે સાથે હિન્દુ વેદાન્તનો પણ ઘણો પ્રભાવ હતો; એથી જિજ્ઞાસુ શાહજાદો તેમના તરફ આકર્ષાયો. અને પછી આ આકર્ષણે દારાના જીવનને એક એવી દિશામાં વાળ્યું કે જેથી તેનું જીવન ઘણી દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ બની ગયું.

દારા શિકોહના સ્વભાવમાં પરમ તત્ત્વ વિશેની જિજ્ઞાસાની લગની હતી એમાં શંકા નથી. જોકે ૧૯–૨૦ વરસની ઉંમરમાં શાહજહાં સાથે તથા એકલો મિયાં મીરને દર્શને ગયો તે વખતના તેના વિચારો અને સંત મહાત્મા પ્રત્યેની તેની ભક્તિ વિશે કોઈ ઐતિહાસિક પ્રમાણ મળતું નથી; છતાં તેના સ્વભાવમાં શરૂઆતથી જ એવી લગની જણાય છે જેણે એને આટલો જલદી અને આટલો બધો શ્રદ્ધાળુ બનાવ્યો અને એના જીવનને ભક્તિ તથા યોગ પ્રત્યે વાળ્યું; અને તે પણ એટલે લગી કે તેણે પોતાના જીવનનો મોટો ભાગ 'સમુદ્ર સંગમ'ની રચનામાં આપ્યો, જે સંગમ ઇસ્લામી તસવ્વુફ અને હિંદુ વેદાન્તના મૌલિક રૂપમાં સ્વાભાવિક રીતે જ થયેલો હતો.

જિજ્ઞાસા અને સંતસમાગમ તેને એક તરફ જેમ સંત મિયાં મીર, સંત મુલ્લાંશાહ કાદિરી, સરમદ શહીદ પાસે લઈ ગયાં, તેમ બીજી તરફ તે બાબા લાલ જેવા સંત પાસે જતાં પણ ન અચકાયો. વખત જતાં એનું પરિણામ એ આવ્યું કે, તેના સ્વભાવમાં એક જાતની ધાર્મિક ઉદારતા આવી ગઈ. અને પછી સ્વાભાવિક રીતે જ એનામાં એવી આકાંક્ષા પેદા થઈ જેથી પ્રેરાઈને તે પોતાના આ અમૂલ્ય વિચારોને સાહિત્યિક રચનાનું રૂપ આપવા લાગ્યો. આમ ઇસ્લામી તસવ્વુફ અને હિંદુ વેદાન્ત સંબંધી તેણે એટલા ગ્રંથો લખ્યા અને બીજાઓ પાસે લખાવ્યા, જેનો બીજો કોઈ દાખલો નથી.

દારા શિકોહે પોતાનો સૌથી પહેલો ગ્રંથ 'सफीनतुल औलिया' પચીસ વરસની ઉંમરે પૂરો કર્યો. આ પુસ્તકમાં ૪૧૧ મુસ્લિમ સંતોનાં સંક્ષિપ્ત જીવનચરિત્ર છે. ત્રણ વરસ પછી તેનું બીજું પુસ્તક 'सफीनतुल औलिया' પૂરું થયું. એ પુસ્તકમાં તેણે સંત મિયાં મિર, મુલ્લાંશાહ કાદિરી તથા મિયાં મીરના બીજા શિષ્યોનાં જીવનચરિત્ર આલેખ્યાં છે. એ જ અરસામાં તેણે કાવ્ય લખવાનું પણ શરૂ કર્યું હતું. કાવ્યમાં

* સૂફીઓનો દાર્શનિક સિદ્ધાંત—સર્વ પ્રકારની કામનાઓથી રહિત થવું અને દરેક વસ્તુમાં ઈશ્વરનું અસ્તિત્વ માનવું.

તેણે પોતાનું ઉપનામ 'કાદિરી' રાખ્યું હતું અને તેના કાવ્યગ્રંથોનું નામ 'रिसालए हकनुमा' તથા 'अकसीरे आजम' છે.

પણ જે ગ્રંથોને લીધે દારા શિકોહના વ્યક્તિત્વને વિશેષતા પ્રાપ્ત થઈ તે નીચે મુજબ છે: (૧) 'मजमउल बहरैन', (૨) 'सिर्रे अकबर', (૩) 'भगवद्गीता फारसी', (૪) 'मकालमये दारा शिकोह और बाबा लाल' અને (૫) 'जुग बशिस्त'.

દારાએ રચેલા મૌલિક ગ્રંથોમાં તથા તેણે કરેલા અનુવાદોમાં 'मजमउल बहरैन' અનેક દૃષ્ટિએ તેની વિશિષ્ટ કૃતિ છે. દારાએ એ પુસ્તક પોતાની પ્રૌઢ વયે એટલે કે ૪૨ વરસની ઉંમરે લખ્યું અને એમાં બહુ વિદ્વત્તાપૂર્વક સિદ્ધ કર્યું કે, હિન્દુ ધર્મ અને ઇસ્લામ બંને એક જ સમુદ્રને મળનારા બે પ્રવાહો છે તથા મૌલિક દૃષ્ટિએ બંનેમાં કશો ભેદ નથી.

આ પુસ્તક લખ્યા પછી દારાના વ્યક્તિત્વમાં એક પ્રકારની વિશિષ્ટતા આવી તથા અત્યાર સુધી તેના વિચારોમાં જે અનિશ્ચિતતા હતી તે દૂર થઈ અને વિચારોએ એક નિશ્ચિત રૂપ ધારણ કર્યું. પરિણામે કેટલાક સ્વતંત્ર વિચારના સૂફીઓ — જેઓમાં મુખ્યત્વે સરમદ શહીદ તથા મુલ્લાં શાહના શિષ્યો જ હતા, તેમને બાદ કરતાં બાકીનો મુસ્લિમ સમાજ અને દારા એકબીજાથી અળગા થઈ ગયા. અને પછી તે હિન્દુ વિચારધારાથી એટલો પ્રભાવિત થયો કે 'सिर्रे अकबर' (મહાન રહસ્ય) જે ઉપનિષદનો ફારસી અનુવાદ છે, તેની ભૂમિકામાં તો તેણે એટલે સુધી લખી નાખ્યું કે, અસલ કુરાન આ જ છે. તે ઉપરાંત હિન્દુ ધર્મના આ ગ્રંથો વિશે તથા તેમના ફારસી અનુવાદનો ઉલ્લેખ કરતાં તેણે લખ્યું છે કે, મેં આ અનુવાદ કાશીના પંડિતો તથા ઉપનિષદના જાણકાર સંન્યાસીઓની મદદથી કર્યો છે.

એ જ પ્રમાણે ઉપનિષદો વિશે તે લખે છે: આ નિઃસંદેહ પહેલા ઈશ્વરી ગ્રંથો છે તથા બ્રહ્મવાદનો સ્રોત છે, આર્યાન છે તથા કુરાનની આયાત બલકે ભાષ્ય છે.

દારા શિકોહની આ કૃતિ 'सिर्रे अकबर'નો યુરોપની અનેક ભાષાઓમાં અનુવાદ થયો છે. જર્મન વિદ્વાનોને પણ ઉપનિષદનું રહસ્ય સમજવામાં દારા શિકોહનો આ ઉપનિષદનો અનુવાદ — 'सिर्रे अकबर' બહુ મદદરૂપ થયો છે.

ઉપનિષદ ઉપરાંત શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો ફારસી અનુવાદ પણ દારાશિકોહના પરિશ્રમથી થયો, પણ આ બાબતમાં ખાતરીપૂર્વક વિશેષ કહી શકાય એમ નથી.

'मकालमये दारा शिकोह और बाबा लाल' —એ પુસ્તક દારા શિકોહના લેખક ચંદ્રભાણુ બ્રહ્મનની લખેલું છે. આ ચંદ્રભાણુ દારાનો વિશ્વાસપાત્ર અને ફારસીનો કવિ હતો તથા દારાના આ પ્રકારના વિચારોનો અનુયાયી હતો. આ પુસ્તકમાં બાબાલાલ બૈરાગી નામના એક સંત અને દારા વચ્ચે બ્રહ્મવિદ્યા વિશે સંવાદ છે. આ વાર્તાલાપ દારા ૧૦૬૨ હિજરીમાં કંદહારથી પાછો આવ્યો ત્યારે લાહોરમાં થયો હતો અને સાત બેઠકોમાં પૂરો થયેલો. વાર્તાલાપમાં હરેક પ્રકારે એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે, પરમતત્ત્વનું જ્ઞાન કોઈ જાતિ કે સંપ્રદાયનો ઇજારો નથી; પ્રબળ અને શુદ્ધ જિજ્ઞાસાવાળા કોઈ પણ માણસને એનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે.

'जुग बशिस्त' 'યોગવાસિષ્ઠ'નો ફારસી અનુવાદ છે, જે દારાના આદેશથી એના કોઈ વિદ્વાન દરબારીએ કર્યો હતો.

આ ઉપરાંત દારાએ બીજાં પણ કેટલાંક પુસ્તકો લખ્યાં છે, જેમાં તેણે ઇસ્લામી તસવ્વુફ અને હિન્દુ વેદાન્તની મૌલિક એકતાનું વર્ણન કર્યું છે, તથા માણસમાત્રને પરમતત્ત્વના જ્ઞાનનો અધિકારી માન્યો છે.

ગદ્ય ઉપરાંત તેણે પદ્ય પણ લખ્યું છે. એના કાવ્યસંગ્રહમાં 'अकसिरे आजम' કાવ્યની દૃષ્ટિએ મૂલ્યવાન રચના મનાય છે.

એની નાની મોટી અનેક રચનાઓમાં, જેમની સંખ્યાનો હજી સુધી અંતિમ નિર્ણય નથી થયો, એનું મહત્ત્વ સૌથી વધારે છે. એક 'मजमउल बहरैन' અને બીજી 'सिर्रे अकबर'.

'मजमउल बहरैन'માં તેણે ઇસ્લામી તસવ્વુફ અને હિન્દુ વેદાન્તમાં આધ્યાત્મિક સમન્વય બતાવવાનો પ્રયત્ન કર્યો છે અને બધી સમાન પરિભાષા એકઠી કરી છે. આ એવી ગંભીર અને મૌલિક કૃતિ છે કે એનું મહત્ત્વ આજ સુધી કાયમ રહ્યું છે.

અને 'सिर्रे अकबर' જોકે મૌલિક રચના નથી, અનુવાદ છે; છતાં ઉપનિષદના આ ફારસી અનુવાદ દ્વારા હિન્દુઓના ગંભીર અધ્યાત્મનો પરિચય કરવામાં દુનિયાને ઘણી મદદ મળી અને બ્રાહ્મણોની ગુપ્ત રાખવાની વૃત્તિ જે કૃપણતાની હદ સુધી પહોંચી હતી, તે છતી થઈ.

કહેવાની જરૂર નથી કે, દારાના આ પ્રકારના પ્રયત્નોનું પરિણામ દારા પોતે કે તેના વિચારના બીજા વિદ્વાનો ઇચ્છતા હતા તેવું ન આવ્યું. તે દેશની હિન્દુ મુસ્લિમ જનતામાં પોતાની રાજનૈતિક આકાંક્ષા પૂરી કરી શકે એવું સ્થાન ન મેળવી શક્યો એટલું જ નહિ, તેને પોતાના પ્રાણ પણ ગુમાવવા પડ્યા. અને એના પ્રતિસ્પર્ધી ઔરંગઝેબે એની અધાર્મિકતાની દાંડી પીટીને તે સમયના મુસ્લિમ સમાજમાં પોતાનું સ્થાન મેળવ્યું અને રાજકીય સત્તા હાથ કરી લીધી.

છતાં દેશના થોડાક લોકો — જેમનું વ્યક્તિત્વ હિન્દુ અને મુસ્લિમ જીવનના બે પ્રવાહોનો સંગમ બની ગયું છે — તેઓમાં દારા શિકોહનું નામ હંમેશાં આદર પૂર્વક લેવાશે અને ગાંધીજીનો ભાવિ ભારત એની આ સાંસ્કૃતિક ભેટની કિંમત અધિક સમજે એવો સંભવ છે.

('મંગળ પ્રભાત'ના જૂન ૧૯૫૧ના અંકમાંથી) **રસૂલ અહમદ 'અબોધ'**

# ચોર કોટવાળને દંડે!

"આજે દુનિયામાં લગભગ બધાં મળી અઢી અબજ માણસો છે. અર્થાત્ ગઈ કાલ કરતાં ૬૮,૦૦૦ વધારે! તેમાંથી ૪/૫ ભાગ તો ભૂખમરાની હદ ઉપર જ જીવે છે. પૂરતું ખાવાનું છે નહીં તથા ખેતી માટે વિશેષ જમીન નથી કે જ્યાં વધુ અનાજ ઉગાડી શકાય. બાળ-મરણનું મોટું પ્રમાણ, યુદ્ધ, રોગચાળો અને દુકાળ — એ બધાં ચીનના કરોડો માનવીઓની વૃદ્ધિ ઉપર નિયંત્રણ મૂકે છે. પરંતુ જે વિભાગોમાં "મૃત્યુ ઉપર અંકુશ," સફાઈ, આરોગ્ય, જાહેર સુખાકારી, આધુનિક ઉપચારો અને દવાઓ પોતાનું માનવતાભર્યું કાર્ય બજાવી રહ્યાં છે, તે વિભાગોમાં દુઃખ વધતું જાય છે. વધારે સંખ્યામાં લોકો જીવતા રહે છે, અને વધારે સંખ્યામાં માણસો ભૂખ્યા, કંગાળ અને નિર્માલ્ય બનતા જાય છે.

"પોર્ટોરીકો ટાપુનો દાખલો લો. ત્યાં અમેરિકાએ પોતાની 'પ્રગતિ'ની યોજનાઓ દાખલ કરી. પરિણામે ત્યાંની વસ્તી દશ લાખથી વધીને ૨૨ લાખ થઈ ગઈ. ત્યાંના લોકોનો ભૂખમરો વધતો ચાલ્યો, અને અમેરિકન કર ભરનારાઓ ઉપર એ ટાપુના લોકોને માંડ માંડ જીવતા રાખવા માટેનો બોજો નાખવામાં આવ્યો. જાપાનમાં પણ અમેરિકાના કબજાથી એ જ પરિણામ આવી રહ્યું છે. ખરી રીતે જાપાનની વસ્તી વધવાને કારણે જ છેલ્લું પાસિફિક યુદ્ધ ઊભું થયું હતું. અમેરિકાના કબજા હેઠળ જે આરોગ્ય-યોજનાઓ જાપાનમાં અમલમાં મુકાઈ છે, તેને પરિણામે ત્યાંની વસ્તી યુદ્ધોત્તર પાંચ વર્ષોમાં સાત કરોડથી વધીને આઠ કરોડ ૩૦ લાખની થઈ ગઈ છે! આજે જાપાનની વસ્તી અમેરિકાની વસ્તી કરતાં ૧૨ ગણી વધુ ગીચ છે. જાપાનીઓને પેટ પૂરતું ખાવા નથી મળતું; પરંતુ જે કાંઈ ખાવાનું મળે છે તેનો મોટો ભાગ અમેરિકાનાં વહાણોમાં અમેરિકાના કરવેરા ભરનારાઓને હિસાબે ને જોખમે તેમને પહોંચાડવામાં આવે છે."

આ પ્રમાણે હકીકત આપીને "मानव फळद्रुपता: आजनो कूट प्रश्न" એ ચોપડીના* અમેરિકન લેખક મિ. કૂક કે જે પ્રજનન-વિજ્ઞાનના નિષ્ણાત છે, જ્યોર્જ વૉશિંગ્ટન યુનિવર્સિટીના લેક્ચરર છે, અને જર્નલ ઑફ હેરિડીટીના મેનેજિંગ એડિટર છે, તે જણાવે છે કે,

"એવી કોઈ ટીકડી શોધી કાઢવી જોઈએ કે જેથી થોડા વખત માટે માનવ વંધ્યત્વ ઊભું કરી શકાય."

પરંતુ મિ. કૂકને ચિંતા બીજી બાબતની છે. વસ્તી વધી જાય તો કંગાલિયત ઊભી થાય; પરંતુ ફાવે તેવા લોકોની વસ્તી વધે, તો ચારિત્ર્ય, બુદ્ધિ, અને નીતિમત્તાનો

*'ન્યૂયૉર્ક ટાઇમ્સ' એપ્રિલ ૧૭, ૧૯૫૧.

હ્રાસ થાય. મિ. કૂક કહે છે કે, બુદ્ધિનો વિકાસ કરવાની અને ચારિત્ર્ય ઘડવાની બાહ્ય પરિસ્થિતિમાં રહેલી તાકાત બહુ મર્યાદિત છે. . . . સામાન્યપણે બુદ્ધિશાળી માબાપોનાં બાળકો બુદ્ધિશાળી હોવાનું વલણ હોય છે; અને જડ માબાપોનાં છોકરાં જડ હોવાનું વલણ હોય છે. આટલું કહીને પછી મિ. કૂક બળાપો કરે છે કે, અમેરિકામાં જે ઉત્તમ બુદ્ધિ, શક્તિ અને સિદ્ધિવાળા લોકો છે, તેઓને પોતાની સંખ્યા બીજી પેઢીએ ભરપાઈ થઈ રહે તેટલાં બાળકો પણ હોતાં નથી.

તેથી ઊલટું, મિ. કૂક કહે છે કે, "અમેરિકાનાં ગામડાંનાં ધોલકાંમાં દેશની વસ્તીનો ડરાવી મૂકે તેટલો મોટો હિસ્સો પેદા થાય છે. ઔદ્યોગિક સમાજમાં આર્થિક અને કેળવણી-વિષયક સફળતા પ્રજનન–ક્ષેત્રમાં ઊંધો ચમત્કાર દાખવે છે. સફળતાની કિંમત સંતતિના ધીમા પણ નિશ્ચિત અને કઠોર લોપમાં ચૂકવવી પડે છે. સિદ્ધિની સીડીએ ઉપરનાં પગથિયાંએ પહોંચનારા લોકો જે પ્રમાણમાં સફળતા મેળવે છે, તે પ્રમાણમાં તેઓ વંધ્યત્વ પ્રાપ્ત કરતા જાય છે. . . . આજે અમેરિકામાં બુદ્ધિશાળી લોકો ડિગ્રીઓ મેળવતા જાય છે, અને ઉદ્યમી તથા શક્તિશાળી લોકો ઘર, બેંકમાં મોટાં ખાતાં તથા પેટનાં ચાંદાં મેળવતા જાય છે. પરંતુ પ્રજોત્પત્તિ તો કંગાળ અને કેળવણી વિનાના ગમારો જ કરે છે. આવતી કાલની પેઢી પેદા કરવાનું કામ તો ધોવાઈ ગયેલી જમીનો ઉપરનાં કંગાળ કુટુંબોને જાણે સોંપવામાં આવ્યું છે."

મિ. કૂકની દલીલો ખરેખર જેમને તે ગમાર અને કંગાળ કહે છે તેવા લોકોને પણ શરમાવે તેવી છે! બુદ્ધિશાળી અને સફળ લોકો વંધ્ય બનતા જાય છે તેનું કારણ મિ. કૂક કહે છે તેવી સંતતિનિયમનની ગોળીઓ ન હોય એવું શી રીતે જાણ્યું? અને એ લોકોની 'બુદ્ધિ'ને પણ ધન્ય છે કે, જેઓ આવતી કાલની પેઢી પેદા કરવાનું કામ ગમારો અને કંગાળોને સોંપે છે, અને આજની પેઢીના ભોગવિલાસ કરી લેવાનું કામ પોતાની પાસે રાખે છે! ઉપરાંત પ્રજોત્પત્તિ જો ગમારો જ મોટે ભાગે કરતા હોય, તો આજના વિજ્ઞાનને વિકસાવનારા મિ. કૂક જેવા બુદ્ધિશાળીઓ પણ એ ગમારોની જ સંતતિ હોવા જોઈએ, અને મૃત્યુ ઉપર અંકુશ લાવનારી આરોગ્ય અને ઉપચારની શોધો પણ એ ગમારોના સપૂતોએ જ કરી હોવી જોઈએ. તો તો પોતાની જાતને અને પોતાની પેઢીને કાયમ કરવાની આવી પેરવી કરનારા એ લોકો 'ગમાર' કહેવાય, કે પોતાની પેઢી પછી જ પોતાની જાતનો વિલોપ કરવાનું પગલું ભરનારા 'પેલા બુદ્ધિશાળી લોકો' જ ખરા ગમાર છે? એક બાજુ પોતાની અલ્પ સાધનસામગ્રીમાં ભાગ પડાવવા આવનારાં પોતાનાં સંતાનોને 'વૈજ્ઞાનિક' રીતે જન્મતા પહેલાં મારી ન નાખનારાં માબાપો, અને બીજી બાજુ પોતાની વિપુલ સાધનસંપત્તિમાં ભાગ પડાવવા આવતાં પોતાનાં બાળકોને જન્મતા પહેલાં લુપ્ત કરનારાં સ્ત્રી–પુરુષો, એ બેમાં કયાં માબાપોને વિશેષ બુદ્ધિશાળી ગણવાં એ પણ એક સવાલ છે. ઉપરાંત પોતાને હસ્તક જગતની મોટા ભાગની ધનસંપત્તિ કેન્દ્રિત કરવા યંત્રો અને વિજ્ઞાનને ઉપયોગમાં લઈને, બાકીના મોટા માનવસમુદાયને સર્જક કામકાજ વિનાના કરી મૂકીને તેમને કંગાલિયત તેમ જ અજ્ઞાનમાં સબડતા કરનારા મૂઠીભર લોકો જ પાછા આવી ગાળ દેવા નીકળે, ત્યારે તો ભારે થઈ કહેવાય. અનુભવ તો એવો છે કે, જે લોકો જમીન ઉપર અને કુશળ કામકાજ વડે કુદરતી જીવન ગાળે છે, તે લોકોને પછી સ્થૂલ ઇંદ્રિયસુખની કે નશાબાજી વડે ચેતનાને શિથિલ કરી નાખવાની જરૂર નથી રહેતી. અને તેમને સંતાનો પણ વધી જતાં નથી. પરંતુ શહેરોમાં અને ત્યાંનાં કારખાનાંમાં અકુદરતી જીવન ગાળનારાં સ્ત્રી પુરુષો જ સ્થૂલ ઇંદ્રિયસુખો અને નશાબાજીનાં શિકાર બને છે. પરંતુ માનવસમુદાયના મોટા ભાગને કુદરતી જીવન જીવતા અને કુશળ કામકાજ કરતા રહેવા દેવામાં આવે, તો પેલા મુઠીભર 'બુદ્ધિશાળી'ઓની સફળતાની 'સિદ્ધિઓ'નું શું થાય?

જે કાંઈ અકુદરતીપણું માનવ સમાજમાં ઊભું થયું છે, તેનું કારણ પેલા બુદ્ધિશાળીઓની વિવિધ કારવાઈઓ જ છે. ખરી રીતે તેમની તે કારવાઈઓનો અંત આવવો જોઈએ, તેને બદલે તેઓ પોતાનો શિકાર બનેલી બાકીની આખી માનવજાતને ગાળ દેવા નીકળ્યા છે!

ગો૦

# દિલ્હીમાં ગાંધીજી

[ શ્રી. મનુબહેન ગાંધીની ડાયરીનો આગળનો હપ્તો ]

**તા. ૧૦-૧૦-'૪૭**

**નવી દિલ્હી**

હું રાતે મીરાંબહેન પાસે સૂતેલી. પ્રાર્થના સમયે ઊઠી. પ્રાર્થના પછી પાછી મીરાંબહેન પાસે ગઈ. તેમનો તાવ નોંધી ચાર્ટ રાખવાની અને બીજી બધી સારવાર, સ્વચ્છતા વગેરે રાખવાની સૂચના બાપુજીએ કરી. એમને 'ટાઇફૉઇડ' થવાનો ભય છે. સુશીલાબહેન તો મલેરિયા હોય એમ કહે છે. બાપુજીને દર કલાકે મીરાંબહેનની સ્થિતિથી માહિતગાર કરવાનું પણ બાપુજીએ કહ્યું.

પા વાગ્યે મીરાંબહેન ઊઠ્યાં, એટલે એમને દાતણ-પાણી કરાવ્યું. પથારી સાફ કરી આપી. અને સ્પંજ કરી તુલસીની ચા પાઈ. જેમ હોસ્પિટલમાં નર્સો દર્દીને તૈયાર કરી દે તે રીતે બધું કામકાજ કરવાનું હતું. બાપુજી ૬-૩૦ વાગ્યે મીરાંબહેનને જોવા આવ્યા ત્યારે બધું જ તૈયાર થઈ ગયું હતું. બાપુજી મને કહે, "બાની સેવા કરી સુશીલાએ તને જે તાલીમ આપી છે તે ભૂલી ગઈ છો કે તાજી છે, તેની પરીક્ષા થશે હો! એટલે તારી અને સુશીલાની બંનેની."

મેં કહ્યું, પણ નર્સિંગની તાલીમ તો આપેય મને આપી છે. એટલે સાથે આપનીય ખરીને?

બાપુજી હસતા હસતા કહે, "અરે હા, છેવટે તો મારી જ છેના? પણ 'સમરથ કો નહીં દોસ ગુસાઈં.'"

બાપુજી મોટે ભાગે આજે 'હરિજન'નાં લખાણ અંગેના કામમાં પડ્યા હતા. સાંજે સરદારદાદા તથા મણિબહેન આવ્યાં હતાં.

મારો સમય તો મીરાંબહેનની સેવામાં જ અને તેમના ખોરાકથી, ઊંઘથી, અને તાવથી બાપુજીને માહિતગાર રાખવામાં અને બાપુજી જે નવાં નવાં સૂચનો આપે તેનો અમલ કરવામાં જ વ્યતીત થયો. બાપુજી પણ ઠીક ડિગ્રી વગરના ડૉક્ટર છે, મેં હસતાં હસતાં મીરાંબહેનને કહ્યું. પણ મીરાંબહેનની બાપુજી પર ભલભલા ડૉક્ટરો પર નથી તેવી શ્રદ્ધા છે. અને કોઈ ડૉક્ટર તેમને તપાસીને કંઈ દવા કે ખોરાક અંગેની સૂચના કરે તોય જો બાપુજીની હા હોય તો જ લે છે.

સાંજની પ્રાર્થના સમયે મીરાંબહેને હું પ્રવચન લખું છું તે ન પડે એટલે મને આગ્રહપૂર્વક પ્રાર્થનાસભામાં મોકલી. મીરાંબહેન પાસે હોરેસ ઍલેકઝાંડર અને બીજા ભાઈઓ આવ્યા હતા.

પ્રાર્થનામાં રોજ પ્રમાણે બાપુજીએ કામળાની જાહેરાત કરી. વડોદરાથી ૮૦૦ કામળા આવે તેમ છે. બાપુજીની અપીલનો પ્રજાએ સારો આવકાર આપ્યો છે, એટલે બાપુજીને ખૂબ જ સંતોષ થયો છે. આજે અનાજ ઉપર બાપુજી બોલ્યા — "અન્નવસ્ત્રની તંગી તો ગુલામી કરતાં આઝાદીમાં વધી ગઈ છે. આપણી આઝાદીની કદર ચોતરફ થઈ રહી છે. પણ હું આને સાચી આઝાદી નથી માનતો. મને લાગે છે કે, ભાવોના નિયમનની અને માપબંધીની પદ્ધતિ ઠીક નથી. આપણે ત્યાં તો ફળદ્રુપ જમીન છે. પાણીની પણ ખોટ નથી. અને નથી કામ કરનારાઓની ખોટ. વસ્તી એટલી વધી છે. પોણો ભાગ બેકારીમાં આળસમાં ગાળે છે. કંઈ કામધંધો નથી. આવા અનુકૂળ સંજોગો છતાંય અનાજની તંગી? પણ હવે આપણે સ્વાશ્રયી કેળવણી પ્રજાને આપવી પડશે. સહુએ સહુના પગ પર જ કૂદવાનું છે, એ સમજાવવું જ પડશે. તો જ આપણે સુખી થઈ શકીશું.

"કપડાની તંગી પડવાનું તો કંઈ જ કારણ મારી સમજમાં નથી આવતું. આપણે ત્યાં કેટલો બધો કપાસનો પાક થાય છે? એ કપાસમાંથી પ્રત્યેક માણસ પોતે નિયમિત અર્ધો કલાક કાંતી, પોતાનું કાપડ વણી, સીવી અને પહેરે એટલી સુગમતા છે. એટલે કાપડની તંગીને તો હું સમજી જ નથી શકતો.

"લોકો સંગ્રહ પણ જોઈએ તે કરતાં વધુ કરે છે. આથી પણ ભાવો ઊંચા જાય છે. હું તો કહું છું કે, ફક્ત છ મહિના કપડું ન લેવાનો જો આજથી દરેક દરેક નાનો મોટો માણસ સંકલ્પ કરે, તો ભાવ એની મેળે નીચે આવી જશે. અને જો અન્નવસ્ત્ર આપણે જાતે પેદા કરતાં થઈ જઈશું, તો આપણને આર્થિક સ્વતંત્રતા આપોઆપ મળી જ જશે. અને તેથી લોકોને અંદરો અંદર લડવાનો પણ વખત નહિ મળે. ઉપરાંત આવાં

કાર્યોમાં ગૂંથાવાથી જુગાર, દારૂ વગેરે બદીઓ પણ આપોઆપ નીકળી જશે."

પ્રાર્થના પછી બાપુજી કહે, "ચાલ હવે તારા દર્દીને જોઈ આવું." એમ કહી મીરાંબહેન પાસે અમે આવ્યાં. પછી ફર્યાં. ફરતાં મિ. હોરેસ ઍલેક્ઝાંડર સાથે વાતો કરી. આજે ફરતાં અમારા ત્રણેયના પગ એકસાથે લશ્કરી માણસોની કવાયતમાં પડે છે તેમ પાડવા બાપુજીએ 'એક દો એક દો' કરી ખૂબ જોરથી ચલાવ્યાં.

આજ બપોરે અન્નસમિતિની બેઠક થઈ હતી. પણ હું મીરાંબહેન પાસે હતી એટલે મેં તેની વાતો સાંભળી નહિ.

બાપુજીએ પ્રવચન જોયું. 'હરિજન' અંગેનું લખાણ જોયું. અને ૯-૩૦ પછી સૂવાની તૈયારી કરી.

**મનુબહેન ગાંધી**

## સાભાર સ્વીકાર

सस्तुं साहित्यवर्धक कार्यालय, अमदावाद તરફથી:

**સાંઈબાબા, શ્રીમત્ શંકરાચાર્ય**: લે૦ વામનરાવ પ્રા૦ પટેલ, કિં. રૂ. અનુ૦ ૩-૦-૦, ૦-૧૦-૦; **વનવગડામાં વસનારાં**: લે૦ પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ, કિં. રૂ. ૦-૧૨-૦; **શાકભાજી અને બીજાં તુલો**: લે૦ માર્તંડ શિવભદ્ર પંડ્યા, કિં. રૂ. ૦-૧૨-૦; **રમ્ય સાંજની વાતો**: સંપા૦ જયવતી અશોક કાજી, કિં. રૂ. ૦-૬-૦; **બાળકોની રીત-ભાત**: લે૦ સોમાભાઈ ભાવસાર, કિં. રૂ. ૦-૩-૦; **બાળક**: અનુ૦ કુસુમબહેન ચી૦ શાહ, કિં. રૂ. ૧-૪-૦; **કહેવતો**: પ્રયો૦ શાંતિલાલ ઠાકર, કિં. રૂ. ૧-૪-૦; **જ્ઞાન-લહરી, સ્વપ્નાં, વિચાર સૂર્યોદય**: લે૦ સ્વામી માધવતીર્થ, કિં. રૂ. ૦-૮-૦, ૦-૮-૦, ૦-૪-૦; **ભક્ત સૂરદાસનાં પદો**: સંપા૦ મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી, કિં. રૂ. ૦-૫-૦; **બે ડોસાની જાત્રા**: લે૦ ટૉલ્સ્ટૉય, કિં. રૂ. ૦-૪-૦; **ખોરાકમાં ઝેર**: અનુ૦ અ૦ ગુણવંતરાય મ૦ જોષી, કિં. રૂ. ૦-૪-૦.

भारती साहित्य संघ लिमिटेड, अमदावाद તરફથી:

**ગજરા ભાઉ, માટલી ભટ લાડુ ચટ, રંગીલા રાજા, રાજ કરે તે રાણી**: લે૦ જીવરામ જોષી, કિં. રૂ. ૧-૦-૦, ૦-૧૨-૦, ૧-૦-૦, ૧-૦-૦; **આકાશપોથી, સોના પદમણી, દોલતપરી, ચૌબોલા રાણી**: લે૦ નિરંજન વર્મા, જયમલ્લ પરમાર, કિં. રૂ. ૨-૦-૦, ૧-૦-૦, ૧-૦-૦, ૧-૦-૦; **ચારિત્રકથાઓ, જ્ઞાનગોષ્ઠિ**: લે૦ ધૂમકેતુ, કિં. રૂ. ૧-૦-૦, ૧-૦-૦; **દીપમાળ, આપણી કહેવતો**: લે૦ સંપા૦ શંકરભાઈ સો૦ પટેલ, કિં. રૂ. ૦-૧૨-૦, ૦-૬-૦; **મહાન મુસાફરો**: લે૦ મૂળશંકર ભટ્ટ, કિં. રૂ. ૩-૦-૦.

गुर्जर ग्रंथरत्न कार्यालय, अमदावाद, તરફથી:

**જય સોમનાથ, લોપામુદ્રા ખંડ-૧**: લે૦ કનૈયાલાલ મુનશી, કિં. રૂ. ૫-૦-૦, ૨-૦-૦; **કર્ણાવતી, તુષાર બિંદુ**: લે૦ ધૂમકેતુ, કિં. રૂ. ૪-૮-૦, ૩-૦-૦; **દેવદૂષ્ય**: લે૦ જયભિખ્ખુ, કિં. રૂ. ૨-૮-૦.

आर. आर. शेठनी कंपनी, मुंबई, તરફથી:

**સૌંદર્યની જ્યોત, તપ અને રૂપ**: લે૦ રમણલાલ વ૦ દેસાઈ, કિં. રૂ. ૫-૮-૦, ૩-૦-૦; **હણાતાં હીર**: લે૦ શંકરભાઈ પ્રભુદાસ પટેલ, કિં. રૂ. ૬-૧૨-૦.

हंस प्रकाशन, राजकोट, તરફથી:

**મારા ભાઈબંધો, શિરીષના પત્રો, આપણું વહાલું વતન**: લે૦ પોપટલાલ અંબાણી કિં. રૂ. ૦-૬-૦, ૦-૭-૦ ૦-૧૨-૦.

अन्य प्रकाशको તરફથી:

**અલક મલકની વાતો**: લે૦ રતિલાલ સાં. નાયક, પ્રકા૦ નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ; કિં. રૂ. ૧-૮-૦; **મયખાનું યાને રુબાયતે ઉમર ખય્યામ**: અનુ૦ અને પ્ર૦ હીરાલાલ ક૦ ઝવેરી, મુંબઈ-૪, કિં. રૂ. ૩-૮-૦; **સ્થૂલિભદ્ર નવરસ**: સંપા૦ અ૦ જશભાઈ કા૦ પટેલ, ચારુતર પ્રકાશન, વલ્લભ વિદ્યાનગર, કિં. રૂ. ૦-૬-૦; **ભાવિ તરફ**: લે૦ માતાજી, પ્ર૦ શ્રી. મૂળજીભાઈ તલાટી, આણંદ, કિં. રૂ. ૧-૦-૦; **અતિ મનસની સાધના**: લે૦ શ્રી. અરવિંદ, પ્ર૦ ઉપર પ્રમાણે કિં. રૂ. ૧-૦-૦; **કનક નદીનો રાજા અથવા ગોઝારા ભાઈ**: વેશાન્તરકાર: ચંદ્રશંકર શુક્લ, પ્ર૦ વોરા ઍન્ડ કં. મુંબઈ-૨, કિં. રૂ. ૦-૧૨-૦; **बालकोंका आनन्द**: અનુ૦, પ્ર૦ काशिनाथ त्रिवेदी, २७, वियाबानी, इन्दौर, की. रु ०-८-०; **अणु व्रती संघ और अणु व्रत**: संस्थापक: आचार्य श्री. तुलसी, प्रका० आदर्श साहित्य संघ; કિં. લખી નથી; **Studies in Gujarati Literature**: લે૦ જે. ઇ. સંજાણા, પ્ર૦ મુંબઈ યુનિવર્સિટી કિં. રૂ. ૫-૮-૦; **રજનું ગજ**: લે૦ જે. બી. પ્રિસ્ટલી; રૂપાન્તર: ભ૦ હી૦ ભૂખણવાળા; એન. એન. ત્રિપાઠીની કં. મુંબઈ ૨; કિં. રૂ. ૧-૮-૦.

# રોગ અને સુધારો

એડવર્ડ કાર્પેન્ટર નામના અંગ્રેજ વિચારકે એક પુસ્તક લખ્યું છે. તેનું નામ તેણે આપ્યું છે: 'સુધારો, તેનું નિદાન અને ચિકિત્સા'. અર્થાત્ તેણે આધુનિક સુધારાને રોગ ગણ્યો છે, અને એ રોગનો ઉપાય વિચારવાનો પ્રયત્ન કર્યો છે. તેણે સામાજિક અને નૈતિક દૃષ્ટિએ મુખ્યત્વે વિચારણા કરી છે. પરંતુ ખરેખર શારીરિક રોગની દૃષ્ટિએ વિચાર કરીએ તોપણ આજે એમ કહેવું પડે ખરું કે, જ્યાં જ્યાં આજનો કહેવાતો સુધારો ફેલાય છે, ત્યાં મનુષ્યજીવનને મારી નાખનારા કેટલાક રોગો વધતા જાય છે; એટલે કે, આજના સુધારાને જીવનઘાતક રોગો સાથે કશોક સીધી લેવાદેવા છે ખરી.

આધુનિક વિજ્ઞાન પોતાની નિરીક્ષણ-શીશીઓ, સૂક્ષ્મદર્શકો, પૃથક્કરણો અને જુદાં જુદાં પ્રાણીઓ ઉપરના પ્રયોગો વડે એક બાજુ રોગોનાં મૂળ શોધવાની બાબતમાં તથા તેમના ઉપાયો યોજવાની બાબતમાં કૂદકે ને ભૂસકે આગળ વધતું જાય છે, તેમ તેમ બીજી બાજુ એ સાધનસામગ્રી અને જ્ઞાનસામગ્રી મોજૂદ હોવા છતાં સુધરેલા માણસનું જીવન વિવિધ રોગો અને વ્યસનનો અચૂક શિકાર બનતું જાય છે. અમેરિકા જેવો દેશ શિક્ષણનું મોટું પ્રમાણ, અદ્યતન સાધનો અને સવડોથી સુસજ્જ ઘરો, વિટામિનોની અને પોષક તત્ત્વોની ખેવનાવાળો તથા સ્વચ્છતાપૂર્વક રંધાયેલો ખોરાક, અને વૈજ્ઞાનિક સંશોધન પાછળ કરોડોના ખર્ચ છતાં મનુષ્યજીવનના ઘાતક રોગોનો શિકાર બનતો જ જાય છે. 'રીડર્સ ડાઇજેસ્ટ' નામના ત્યાંના બહોળા પ્રચારવાળા એક માસિક પત્રમાંથી જુદા જુદા રોગોના વ્યાપ અંગે અવારનવાર અપાયેલી નીચેની માહિતી એક ઉત્સાહી વાચકે એકઠી કરી મોકલી છે, તે એ દૃષ્ટિએ જોવા જેવી છે.

૧. મધુપ્રમેહ, મીઠી પેશાબ: દશ લાખ માણસો એ રોગના પંજામાં સપડાયેલા છે, અને બીજા દશેક લાખને તે રોગ અચૂક છે, છતાં તેઓના લક્ષમાં તે નથી. (મે, ૧૯૪૯)

૨. ચાંદી, – કેન્સર દર ત્રણ મિનિટે એક અમેરિકન આ રોગથી મરે છે. દર આઠ મરણમાંથી ૧ મરણ આ રોગને કારણે થાય છે. ૪૫ થી ૫૫ વર્ષની સ્ત્રીઓમાં દર ૪ મરણમાંથી ૧ મરણ આ રોગથી થાય છે. અત્યારે અમેરિકામાં જે સ્ત્રીપુરુષો મોજૂદ છે, તેમાંથી ૧ કરોડ અને ૭૦ લાખ આ રોગથી મરવાનાં એવી ગણતરી છે. (ઑક્ટો૦, ૧૯૪૬)

૩. ક્ષય: દર વર્ષે ૫૦,૦૦૦ માણસો આ રોગથી અમેરિકામાં મરે છે. અને દર વર્ષે ૧ લાખ નવા દરદીઓ આ રોગના શિકાર બનતા જાય છે.

૪. સંધિવા: ૭૦ લાખ માણસો આજે આ રોગથી અમેરિકામાં પીડાય છે.

૫. નાકમાં પરુ: દર વર્ષે ત્રણ કરોડ અમેરિકનો આ રોગથી પીડાય છે. (માર્ચ, ૧૯૪૫)

૬. શરદી: દર વર્ષે ૨૮ કરોડ કેસ નોંધાય છે. અમેરિકાના લોકો દર વર્ષે ૪૦ કરોડ ડૉલર એટલે કે લગભગ ૨ અબજ રૂપિયા જાત જાતની ગોળીઓ, નાકમાં મૂકવાનાં ટીપાં, નાકના હાડકામાં કાણું પડાવવું વગેરે ઉપચારો પાછળ ખર્ચે છે. (એપ્રિલ, ૧૯૪૮)

૭. શરદી સાથેનો તાવ: દર વર્ષે ૫૦ લાખ માણસોને આવે છે. (ઑગસ્ટ, ૧૯૪૫)

૮. દાંતનો સડો: દાંતમાં પડેલાં ૫૦ કરોડ કાણાં ચાંદી વગેરેથી પૂરવા માટે નોંધાયાં છે. તે માટે ૮૪૦૦૦ દંત-વૈદ્યો જોઈએ. અમેરિકામાં ખાંડનો વપરાશ ખૂબ વધતો જાય છે. ૧૮૨૪માં માણસ દીઠ દર વર્ષે ૯ રતલ ખાંડ વપરાતી. તે વધીને ૧૯૪૮માં માણસ દીઠ ૯૬ રતલ થઈ છે. (જુલાઈ, ૧૯૫૦). પછી દાંતમાં આટલાં બધાં કાણાં પડે એમાં નવાઈ છે ખરી!

૯. ઉટાંટિયું: દર વર્ષે ૫૦૦૦ બાળકોનાં મરણ આ રોગથી થાય છે. તેમાંથી ૮૫ ટકા બાળકોને ૫ વર્ષની ઉંમર પહેલાં, અને ૫૦ ટકા બાળકોને ૫ વર્ષની ઉંમર પહેલાં તે થાય છે. (જૂન, ૧૯૪૫)

અમેરિકામાં દારૂના વ્યસનમાં સાડાસાત લાખ માણસો તો વિકૃત કહી શકાય એ હદે સપડાયેલાં છે.

ત્રીસ લાખ માણસો 'ભારે પીનારા' કહી શકાય એટલી હદે એ વ્યસનમાં છે.

અને પાંચ કરોડ, બ્યાસી લાખ, પચાસ હજાર માણસો 'મધ્યમસર પીનારા' છે. (ઑકટો૦, ૧૯૪૭)

૭ કરોડ અમેરિકનોએ ૧૯૪૯ના વર્ષમાં ૪૦ અબજ સિગરેટ પીધી છે. દર વર્ષે આઠ લાખ નવાં માણસો એ વ્યસનમાં જોડાય છે. દર ત્રણ પુરુષે ૨ પુરુષો સિગરેટ પીએ છે; દર ૫ સ્ત્રીએ ૧ સ્ત્રી સિગરેટ પીએ છે, અને દર ૭ કિશોર (૧૭ વર્ષની નીચેના) માંથી ૧ કિશોર સિગરેટ પીએ છે.

હસવું આવે એવો એક આંકડો જુલાબની દવાઓનો છે. અમેરિકાના લોકોએ ૧૯૪૮માં લગભગ ૫૦ કરોડ રૂપિયા જુલાબની દવાઓ પાછળ ખર્ચ્યાં હતા.

છેવટે, સંતતિનિયમનનાં સાધનો, ગર્ભપાત એ બધા પાછળ જે રકમ ખર્ચાય છે તે આંકડા મળે, ત્યારે શરૂઆતમાં જણાવેલા રોગોનાં મુખ્ય કારણો સમજવા તરફ કાંઈ આગળ વધાય.

જે સુધારો દારૂ, વ્યભિચાર અને અમર્યાદ વિષય-ભોગ ઉપર કશું નિયંત્રણ મૂકતો કે મૂકી શકતો નથી,—ઊલટું એ બધું જેને પરિણામે વધુ શક્ય બને છે, તે સુધારો સૂક્ષ્મદર્શક અને ચીરફાડ વડે ગમે તેટલી શોધો કરી આપે, તોપણ માનવજીવનના અધઃપાત અને વિલયને નજીક આવતો લાંબા વખત સુધી રોકી ન શકે. એ સુધારાએ પોતાનાં વિવિધ યંત્રોને ગમે તેટલાં કાર્યક્ષમ બનાવ્યાં હોય, પણ તે યંત્રોનો નિયામક પોતે મરતો જવાનો છે. એક બાજુ જીવનનાશક સાધનો (ઉપભોગ તેમ જ યુદ્ધનાં) વધારતા જવું અને બીજી બાજુ જીવનનો નાશ કરનાર રોગો સામે ઉપચારો શોધતા જવું, એ બે વચ્ચેની હરીફાઈનું પરિણામ, સુપ્રસિદ્ધ નવલકથા 'જેકિલ અને હાઈડ'માં જણાવ્યા મુજબ જ આવે: જીવનનાશક બળ સરવાળે જીતે, અને ડૉ. હાઈડ તેની અદ્‌ભુત શોધ છતાં મોતને હવાલે જ થાય.

ગો૦

# નવું વાચન

**કિશોર ગણિત, ભાગ ૧–૨ :** રચનાર૦ છોટુભાઈ સુથાર અને સોમાભાઈ પટેલ; પ્ર૦ બાલગોવિંદ કુબેરદાસની કું., ફરનાન્ડિઝ પુલ, ગાંધી રસ્તો, અમદાવાદ; પૃ૦ અનુક્રમે ૧૭૯+૧૨ અને ૨૦૭+૮; કિં. અનુક્રમે રૂ. ૧–૨–૦ અને રૂ. ૧–૪–૦.

ગણિતનાં પાઠ્યપુસ્તકોમાં કેટલીક ખામીઓ સામાન્ય રીતે જોવા મળે છે. જેમ કે, જે ઉંમરનાં બાળકો માટે પાઠ્યપુસ્તક તૈયાર કરવામાં આવ્યું હોય; તે બાળકોની ઉંમર લેખકોએ ખ્યાલમાં રાખેલી ન હોય અથવા તો જીવન અને વ્યવહાર સાથે સંકળાયેલા એવા શિક્ષણનો ખ્યાલ રાખી તેને સુસંગત એવા દાખલાઓ આવાં પુસ્તકોમાં વિદ્યાર્થીઓ સમક્ષ મૂકવામાં આવ્યા ન હોય, વગેરે. આવી ખામીઓવાળાં પુસ્તકો વિદ્યાર્થીઓની નવું જાણવાની જિજ્ઞાસાને અને તેઓની સંશોધનવૃત્તિને અનુકૂળ આવતાં નથી એટલુંજ નહિ, પણ વિદ્યાર્થીઓ ગણિતના વિષય તરફ અભિમુખ પણ થઈ શકતા નથી. આનું પરિણામ એ આવે છે કે, ગણિત જેવો રસિક વિષય વિદ્યાર્થીઓને અરુચિકર અને અરસિક બની જાય છે. ઉપર બતાવી તેવી અને બીજી સામાન્ય ખામીઓ દૂર કરવાનો પ્રયત્ન આ પુસ્તકોની રચના કરનારાઓએ કર્યો હોય, એમ જણાઈ આવે છે.

મુંબઈ સરકારે પાયાની કેળવણીનો અમલ કરવાનું નિરધાર્યું છે. ઈ. સ. ૧૯૪૯માં મુંબઈ સરકારે ગણિતનો જે નવો અભ્યાસક્રમ નક્કી કરી આપ્યો છે, તે મુજબ આ પુસ્તકો તૈયાર કરવામાં આવ્યાં છે. બન્ને પુસ્તકોમાં જે તે ધોરણનો અભ્યાસક્રમ છાપવામાં આવેલો છે. પહેલું પુસ્તક પ્રાથમિક શાળાના પાંચમા ધોરણ માટેનું અને બીજું પુસ્તક પ્રાથમિક શાળાના છઠ્ઠા ધોરણ માટેનું છે. પહેલા ભાગમાં કુલ ૫૦૪ દાખલા છે, જે પૈકી મોઢે ગણવાના એવા ૭૦, ઉદાહરણોના ૧૫૦, અને કસોટીના પ્રશ્નોના ૧૨૮ જેટલા છે. જ્યારે બીજા ભાગમાં ઉદાહરણોના ૧૩૨ અને મોઢે ગણવાના ૧૧૯ ઉપરાંત બીજા ૫૦૫ દાખલા આપેલા છે. આમ આ બન્ને પુસ્તકોમાં જે તે ધોરણ માટે પૂરતી ગણાય એટલી સંખ્યામાં દાખલા આપેલા છે.

આ બન્ને પુસ્તકોની અંદર આપવામાં આવેલા દાખલાઓ વિશે પણ ઠીક ઠીક કહેવા જેવું છે. લાંબા અને ગૂંચવણ-ભર્યા દાખલાઓ આપવાનું પુસ્તકોની રચના કરનારાઓએ પસંદ કર્યું નથી. આથી વિદ્યાર્થીઓ અર્થ વગરનો વ્યાયામ કરવામાંથી બચી જઈ શકશે. આમ છતાં ગુણાકાર, ભાગાકારની ક્લિષ્ટતા વિનાના છતાં બુદ્ધિને કસરત મળે એવા દાખલા ક્યાંક ક્યાંક જોવા મળે છે ખરા. વળી

વિદ્યાર્થીઓને પોતાની શક્તિ અજમાવવાની તક મળે, એ હેતુથી કેટલાક અઘરા દાખલા પણ કોઈ કોઈ જગ્યાએ મૂકેલા જણાય છે. વિદ્યાર્થીઓને કેટલું આવડયું તેનું માપ કાઢવા, આવડતની પારાશીશી જેવા કસોટીના પ્રશ્નો બન્ને પુસ્તકોના અંતે જોવા મળે છે. આ કસોટીના પ્રશ્નોના દાખલા સામાન્ય શક્તિવાળા વિદ્યાર્થીને ધ્યાનમાં રાખીને યોજેલા છે. પહેલા ભાગના બાવીસમા પ્રકરણના ઊંચી કોટીના દાખલા પુનરાવર્તનની ગરજ સારે એવા છે.

આ બન્ને પુસ્તકોમાં ઉદાહરણોના દાખલા સારી સંખ્યામાં આપેલા જોવા મળે છે. બીજાં ગણિતોમાં શિક્ષકોને જરૂરી એવો સમજૂતી વિભાગ વધારે વિસ્તારથી આપવામાં આવેલો હોય છે, તે અહીં ઓછો છે. વિદ્યાર્થી જાતે જ નવી રીત શીખી લે એ આશા અને ઇચ્છા આ પુસ્તકોની રચના કરનારાઓએ રાખેલાં હોઈ આમ કરેલું છે. આમ કરવામાં એમ પણ માનેલું છે કે, વિદ્યાર્થી જ્યાં અટકી પડે ત્યાં જ શિક્ષકે તેને આગળ ચાલવામાં મદદરૂપ થવાનું હોય છે. આથી આ પુસ્તકોમાં ઉદાહરણના દાખલાઓની સંખ્યા કુલ દાખલાઓના ચોથા ભાગ જેટલી રાખવામાં આવી છે. વળી ઉદાહરણના દાખલાઓની સમજૂતી પણ એકબે પગલાં વધુ લઈને આપવામાં આવી છે. આ બન્ને પુસ્તકોનું આ ખાસ લક્ષણ ગણી શકાય. ઉદાહરણના દાખલાઓ ઉપરાંત મનોયત્નના દાખલાઓની સાથે સાથે મોઢે ગણવાના દાખલા જુદા તારવીને આપવામાં આવેલા છે. આ દાખલા લેખાંની ગરજ સારે એવા છે.

આ પુસ્તકોની કેટલીક વિશિષ્ટતાઓની પણ અત્રે નોંધ લેવી ઘટે છે. ગણિતમાં અપૂર્ણાંક જ પાયાનું કામ કરે છે અને એની કચાશથી જ વિદ્યાર્થી આગળ ઉપર ગણિત તરફ દુર્લક્ષવાળો અને અરુચિ કેળવતો બની જાય છે. આ વસ્તુ ધ્યાનમાં રાખી આ પુસ્તકોની રચના કરનારાઓએ પહેલા પુસ્તકમાં સમઅપૂર્ણાંકને અને બીજા પુસ્તકમાં દશાંશ અપૂર્ણાંકને વિશેષ મહત્ત્વ આપેલું છે. બન્ને પુસ્તકોનો ભૂમિતિ-વિભાગ સારો, સરળ અને વિદ્યાર્થીઓ હોંશથી શીખવાનું મન કરે એવો છે. પહેલા પુસ્તકમાં 'નામું', 'આશરો કાઢવો', તથા બીજા પુસ્તકમાં 'પોસ્ટલ સેવિંગ્ઝ બંક ખાતું', 'નેશનલ સેવિંગ્ઝ સર્ટિફિકેટની સમજ' વગેરે માટે સ્વતંત્ર પ્રકરણો યોજેલાં છે. જરૂરી અને તે પણ યોગ્ય જગ્યાએ કોષ્ટકો આપવામાં આવ્યાં છે. દાખલાઓમાં ચીજ-વસ્તુઓના સાચા ભાવ આપેલા છે. ભૂમિતિ વિભાગમાં બ્લૉકનો ઉપયોગ ઠીક ઠીક કરકસરથી કરેલો છે.

આ પુસ્તકો વિષે કેટલીક સૂચનાઓ પણ કરવા જેવી લાગે છે. જીવનવ્યવહારની મુખ્ય જરૂરિયાતોની — ખોરાક, કપડાં અને રહેઠાણની પરિસ્થિતિની આજુબાજુ વણાયેલા એવા દાખલાઓની સંખ્યા આવાં પુસ્તકોમાં ઘણી મોટી હોવી જોઈએ. ખાદી, ખેતી, ગ્રામોદ્યોગ કે એવા પાયાના ઉદ્યોગો સાથે સંબંધ ધરાવતા ઘણા ઓછા દાખલા મનોયત્નના દાખલાઓમાં જોવા મળે છે. ઉદાહરણોના અને મોઢે ગણવાના દાખલાઓમાં પણ આવા એકાદ બે દાખલા દરેક જગ્યાએ હોવા જરૂરી ગણાય. જોકે વ્યવહારુ થવા માટે બીજા દાખલાઓ પણ હોવા તો જોઈએ, પણ પ્રમાણમાં ઓછા. બીજું, આજે હવે સૌ લેખકોએ પોતપોતાના વિષયમાં સૌને માન્ય એવી એકસરખી પરિભાષા વાપરતા થઈ જવું જોઈએ. ગણિતની પરિભાષા ઘણાં વર્ષ પહેલાં તૈયાર કરીને ગુજરાત વિદ્યાપીઠે આ બાબતમાં માર્ગદર્શન કરેલું છે. તેનો આધાર લઈને ગણિતની સૌને માન્ય એવી એકસરખી પરિભાષા ગુજરાતીમાં આવાં બધાં પુસ્તકોમાં વપરાતી હવે થઈ જવી જોઈએ અને મનસ્વી અને જુદી જુદી પરિભાષા યોજી ગોટાળો કરવાની રીત હવે જવી જોઈએ. ત્રીજું, ગણિતનાં પુસ્તકોમાં છાપકામની કે એવી બીજી ભૂલો ન થવા પામે તેની ખાસ ચીવટ રાખવી જોઈએ. આવાં પુસ્તકોમાં ભૂલો, શુદ્ધિપત્રક આપવાપણું રહે જ નહિ તે રીતે તેનું પ્રૂફવાચન થવું જોઈએ. ચોથું, દાખલાઓ સાચી પરિસ્થિતિ બતાવતા લેવામાં આવે તો વિદ્યાર્થીઓના ભૌગોલિક જ્ઞાનમાં પણ સારો ઉમેરો થઈ શકે. જેમ કે બાજરી કે ગોળ મંગાવ્યાના દાખલાઓમાં સારી બાજરી કે સારો ગોળ જ્યાં મળતાં હોય તેવાં સ્થળોએથી એટલે અનુક્રમે કાનપુર કે કોલ્હાપુરથી મંગાવ્યાનું દાખલાઓની રકમમાં જણાવવું જોઈએ. પાંચમું, જવાબોની ભૂલો આવાં પુસ્તકોમાં અક્ષમ્ય ગણવી જોઈએ. છઠ્ઠું, બીજા પુસ્તકના ૧૭૧મા પાન ઉપર આપેલા નકશામાં ક, ખ, ન વગેરે સ્થાનો બતાવવાં રહી ગયાં લાગે છે, તેમ ન બનવું જોઈએ. અને સાતમું, 'સાંકડખૂણ', 'પહોળખૂણ', 'દુભાજક' વગેરે શબ્દપ્રયોગો અર્થની દૃષ્ટિએ સાચા હોવા છતાં સાંભળવા અને બોલવા ન ગમે એવા લાગે છે. તેને બદલે બીજા સારા યોજી શકાય એમ હોય તો તેમ કરવું જોઈએ.

આજ સુધીનાં ગણિતનાં પાઠ્યપુસ્તકોમાં આ પુસ્તકો નવી ભાત પાડશે એમ એકંદરે જોતાં લાગે છે.

શાં૦ ગાં૦

**રામસાગર** (ભજનસંગ્રહ): લે૦ દામોદર 'સુધાંશુ'; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, ગાંધીરોડ, અમદાવાદ ૧; કિં૦ રૂ. ૪-૦-૦; પૃ૦ ૬૨ + ૨૪૦.

પ્રાચીન કાળથી માનવીના અંતરને ભક્તિરસથી ... કરી અલખ અને અહાલેકનો આનંદ આપનારાં ભજનો ... લોકજીવનનો મોભી તાર છે. અગમ-નિગમની

ફિલસૂફીના મહાકાંતારમાં અથડાવાને બદલે ભક્તહૃદયનાં ભાવભીનાં સંવેદનોમાંથી સ્પંદતાં સરળ ભજનો જ આપણને પરમાત્મા સાથે એકરૂપ કરી મૂકે છે. ગામડે ગામડે ભજન જ ગ્રામજનોને આધારસમ બની રહે છે. રામસાગર—તંબૂરો—લઈને ચોરા પર મંડળી બેઠી હોય, મંજીરા ધીમે ધીમે વાગતા હોય અને રામસાગરના તારના મધુર રણકાર સાથે ભજન ગવાતું હોય; એ આનંદ જીવનનો અનેરો લહાવો જ છે.

અર્વાચીન કાળમાં ભજનો વધારે લખાતાં નથી. જૂની મૂડી ઉપર જ આજે તો વેપાર ચાલી રહ્યો છે. એવે સમયે ભાઈશ્રી દામોદર ભટ્ટે—'સુધાંશુ'એ એકસો ને તેર ભજનોનો આ 'રામસાગર' ગુજરાતને આંગણે ધર્યો છે એ આવકાર્ય છે. સુધાંશુએ જૂના ભજનઢાળ સ્વીકારી નૂતન યુગનાં નવાં ભજન આપ્યાં છે. ભજનની ભાષા તળપદી છે. સુધાંશુ માત્ર ભજનકાર નથી, પરંતુ કવિ પણ છે. તેથી એમનાં ભજનોમાં એ બેનો સુમેળ જોવા મળે છે. પરંતુ આ ભજનોનો આસ્વાદ ચાખનારે પ્રા. અનંતરાયભાઈ કહે છે એમ, 'ઈશ્વરોપાસના અને આત્મવિદ્યામાં શંકાશીલને આવાં કાવ્યો તરફ અભિમુખતા કેળવવી પડશે; અને તળપદી પદાવલિની મુશ્કેલીઓ પણ વટાવવી પડશે.' 'અંતરની તડ સાંધો રે!', 'માનવી માનવતાનો હંસ', 'સાગરનારી', 'માટી–મનખો મળજો રે', 'આ તો એવો આરો રે', 'શબ્દનો સોદાગર સોણે આવ્યો રે' વગેરે ભજનો ભાવપૂર્ણ છે.

પ્રારંભમાં શ્રી દેશળજી પરમારે પ્રસ્તાવના લખી છે તે આ ભજનોના ભાવ સમજવાને સહાયરૂપ થાય એમ છે. વળી તેમણે 'ટિપ્પણ' પણ પુસ્તકને અંતે લખ્યું છે, તેથી ભજનોના અર્થ સ્પષ્ટ સમજી શકાય છે.

અર્વાચીન ભજનસાહિત્યને સમૃદ્ધ કરતો આ સંગ્રહ આવકારપાત્ર છે.

**ભોજ અને કાલિદાસ :** સં૦ લક્ષ્મીનારાયણ મોજીલાલ પંડ્યા; પ્ર૦ એન. એમ. ત્રિપાઠી લિ૦, મુંબઈ – ૨; કિં૦ રૂ. ૪–૦–૦; પૃ૦ ૪૦૦.

સ્વ. સાક્ષરશ્રી અંબાલાલ બુલાખીરામ જાનીએ પ્રથમ સંકલિત કરેલી ભોજ અને કાલિદાસની ચાતુર્ય અને ચમત્કૃતિની વાર્તાઓનું શ્રી. લક્ષ્મીનારાયણ પંડ્યાએ સાદ્યંત નવીન સંસ્કરણ કર્યું છે. આ પુસ્તકમાં ૧૦૪ વાર્તાઓનો સમાવેશ થાય છે. આ રીતે, જૂના વાર્તાધનને નવા બીબામાં ઢાળીને, એ વીસરાતા જતા વારસાને નવીનતા અર્પી નવી પેઢી આગળ મૂકવામાં આવે છે. પરંતુ નવલિકા અને નવલકથાથી આકર્ષાયેલી નવી પેઢીને સંસ્કૃત સમસ્યા, પ્રહેલિકા, અંતર્લાપિકા, બહિર્લાપિકા, પ્રશ્નોત્તરી તેમ જ લોકોનો આસ્વાદ મેળવવા માટે પ્રયત્ન કરવો રહ્યો. તેથી જેને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નથી તેને આ વાર્તાને સરળ રીતે વાંચવામાં તેમ જ તેનો રસાસ્વાદ પ્રાપ્ત કરવામાં મુશ્કેલી પડે એમ છે. શ્લોકોમાં જે શ્લેષ રહેલો છે તે તો એના ગુજરાતી અનુવાદમાં આવી શકે એમ નથી. તેથી સંસ્કૃતને બદલે શ્લોકોના ગુજરાતી અનુવાદની મદદથી વાર્તા વાંચનારને પૂરેપૂરો રસ ચાખવા ન જ મળે.

ભોજ અને કાલિદાસને નામે આ વાર્તાઓ પ્રચલિત છે. પરંતુ અકબર અને બિરબલની ચાતુરીની વાર્તાઓ એમને નામે ઠોકી બેસાડવામાં આવી છે, એવું જ ભોજ અને કાલિદાસ વિષે પણ બન્યું છે. તેથી આ વાર્તાઓનો નાયક ભોજ તે ૬ઠ્ઠા કે ૭ મા સૈકામાં થયેલો ભોજ, તેમ જ ઉપનાયક કવિ કાલિદાસ તે શાકુન્તલાદિનો કર્તા કાલિદાસ કે કોઈ બીજો એ શંકા રહે જ છે. ખરી રીતે ભોજ અને કાલિદાસને નામે જ આ વાર્તાઓ પ્રચાર પામી છે. તેથી એમાં અત્યુક્તિ કરવામાં વાર્તાકારોએ જરાયે કચાશ દાખવી નથી. કાલિદાસને 'સર્વશાસ્ત્રવિશારદ, વ્યવહારદક્ષ, નીતિનિપુણ, બુદ્ધિમંતોનો સર્વાગ્રણી, ટૂંકમાં કહીએ તો સર્વમનોજ્ઞ' ઠરાવવામાં તેઓએ પાછી પાની કરી નથી. આ વાતનો સ્પષ્ટ ખ્યાલ રાખી જો આ વાર્તા વાંચીએ તો ભુલાવામાં પડવાનો સંભવ ન રહે.

એકંદરે, બુદ્ધિચાતુરીની વાર્તાઓના રસિયા વાચકોને આ વાર્તાઓ અવશ્ય ગમી જાય એવી છે. એમાં વચ્ચે વચ્ચે બોધપ્રદ શ્લોકો પણ આવી જાય છે, તે ઘણી વાર ઉપયોગી થઈ પડે એવા છે.

સુ૦ જો૦

જેઓ જાતે ધરતી ખેડે છે અને મોલ પકવે છે, તેઓ જ સાચા અર્થમાં જીવે છે, બીજા બધા તો પરોપજીવી અને ખુશામતખોરો છે.

*

ખેડૂતો જો ખેડતા અટકી જાય તો સંન્યાસીઓની પરમ શાંતિ, ધ્યાનધારણા અને સમાધિ પણ ઊડી જાય.

# માસિક વિવેચન

## પ્રાથમિક શાળાઓ માટે મકાનો

ખેડા જિલ્લાના વહેરા ગામે શ્રી. મોતીભાઈ દાજીભાઈ પટેલે પોતે બક્ષિસ આપેલી જમીન ઉપર જ લગભગ ૧ા લાખને ખર્ચે વિદ્યામંદિરનું મકાન બંધાવી આપ્યું. તેનું ૨૮મી જૂન ૧૯૫૧ને દિવસે ઉદ્‌ઘાટન કરતી વખતે આપણા પંત પ્રધાન શ્રી. બાળાસાહેબ ખેરે કેટલીક માહિતી આપતાં જણાવ્યું કે, મુંબઈ રાજ્યમાં (અત્યારે, વિલીનીકરણ બાદ) કુલ ૩૬,૬૧૫ ગામડાં છે. ૧૯૫૦ના આંકડાઓ પ્રમાણે તે ગામડાંઓમાં કુલ ૨૮,૭૮૦ શાળાઓ છે. તેમાંથી ૧૯,૦૦૦ શાળાઓ લોકલ બોર્ડો અથવા સરકાર હસ્તક છે. માત્ર ૫૩,૦૦ શાળાઓને જ પોતાનાં મકાનો છે. બાકીની શાળાઓ કાં તો ભાડાનાં મકાનોમાં બેસે છે અથવા તો મંદિરો કે મસ્જિદો જેવી જાહેર જગાઓએ બેસે છે.

શાળાઓ માટે મકાનોનો અભાવ હવે કેળવણીની સુધારણા અને વિસ્તારમાં એક મોટા અંતરાયરૂપ બનતો જાય છે. આજના તંગી અને મોંઘવારીના વખતમાં મકાન એ એવી મુશ્કેલ અને મોંઘી વસ્તુ બનતી જાય છે કે, લોકોના સહકાર અને મદદ વિના એકલી સરકાર તે બાબતનો કશો નિકાલ લાવી શકે તેમ નથી.

લોકો પાસેથી વધુ પ્રમાણમાં મદદ મળે તે અર્થે સરકારે લોકોનો ફાળો ½થી ઘટાડીને ¼ જેટલો કરી નાખ્યો છે; અર્થાત્ લોકો જો ચોથા ભાગ જેટલી રકમ ઉઘરાવે, તો સરકાર ૭૫ ટકા જેટલી રકમ પોતા થકી ઉમેરે. ૧૯૪૬થી માંડીને બેથી ત્રણ વર્ષ સુધી સરકારે દરેક જિલ્લા દીઠ ૧ લાખ રૂપિયા આ માટે જુદા કાઢ્યા હતા. એની કુલ રકમ ૬૦ લાખ રૂપિયા જેટલી થવા જાય છે. સરકારે એ કામમાં જિલ્લાઓને સલાહ અને દોરવણી માટે એક અલગ ઇજનેરની પણ જગા થોડો વખત ઊભી કરી હતી. એ પ્રમાણે છેલ્લાં ત્રણ વર્ષમાં ૪૦૦ નવાં મકાનો બંધાયાં છે અને બીજાં કેટલાંક બંધાય છે.

એ રીતે અને એ ઝડપે આ પ્રશ્નનું નિરાકરણ મોટા પ્રમાણમાં આવે એ અશક્ય છે. તેથી કેટલાંક ગામો અને કાર્યકર્તાઓએ પાકાં મકાનોને બદલે કાચાં મકાનોની માગણી કરી હતી. સરકારે એવાં મકાન દીઠ ૫૦૦) રૂપિયા મદદ આપવાનું ઠરાવ્યું છે. શોલાપુર જિલ્લામાં એકલામાં એ રીતે ગ્રામવાસીઓ અને કલેક્ટરના ઉત્સાહને પરિણામે ૨૦૦ જેટલાં મકાનો બંધાઈ ચૂક્યાં છે.

બાળકો તથા પ્રૌઢોમાં સારી કેળવણીના ફેલાવા વિના, આધુનિક જીવનના રાજકીય તેમ જ સામાજિક કૂટ પ્રશ્નો હલ થવા અશક્ય છે. એટલે સમાજમાંથી લોકો કેળવણીના પ્રચાર માટે આવી ઉદાર સખાવતો સાથે મોટા પ્રમાણમાં નીકળી ન પડે, તો આપણને મળેલા સ્વરાજ્યને સુરાજ્યમાં પલટવાની પ્રક્રિયા કદાચ અતિશય લંબાય અને દરમ્યાન જોખમમાં પણ આવી જાય, તો નવાઈ નહીં. શ્રી. બાળાસાહેબે સાચું જ કહ્યું છે કે, "લોકોના સખત પરિશ્રમ અને સામાજિક જવાબદારીના તીવ્ર ભાન વડે જ લોકહિતકર રાજ્યની સ્થાપના થઈ શકે."

## પુસ્તકાલયો અને દવાખાનાં

પંડ્યા ફૂલાભાઈ પુરુષોત્તમદાસ સાર્વજનિક લાયબ્રેરીનું ખેડા જિલ્લાના ડભાણ ગામે તા. ૨૮ જૂન ૧૯૫૧ને રોજ ઉદ્‌ઘાટન કરતાં વડા પ્રધાન શ્રી બાળાસાહેબ ખેરે લોકશાહીના સંચાલન માટે લોકોને કેળવણી આપવામાં પુસ્તકાલયોનો કેટલો ફાળો હોય છે તે જણાવ્યું હતું. ગ્રામવિસ્તારોમાં પણ આવેલી જાગૃતિ અને પુસ્તકાલયોના વધતા જતા ઉપયોગનો ઉલ્લેખ કરીને તેમણે સરકાર પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ શું ખર્ચ કરે છે તેના કેટલાક આંકડા આપ્યા હતા. સરકાર દર વર્ષે ૩ા લાખ રૂપિયા પુસ્તકાલયોને મદદ આપવા પાછળ ખર્ચે છે. ૨૦૦ જેટલાં પુસ્તકાલયો સરકાર પાસેથી સારી સરખી ગ્રાંટ મેળવે છે, અને બીજાં ૩૫૦૦ પુસ્તકાલયો સમાજશિક્ષણ યોજના હેઠળ છે. ઉપરાંત વિલીનીકરણ બાદ વડોદરા રાજ્યનાં ૧૬૦૦ પુસ્તકાલયો પણ મુંબઈ રાજ્યની યોજનામાં સમાવી લેવામાં આવ્યાં છે. કહેવામાં આવે છે તેમ તેમના તરફ દુર્લક્ષ રાખવાને બદલે તેમને પહેલાં કરતાં વધુ ગ્રાંટ હવે મળે છે.

તેવી જ રીતે તે જ સ્થળે તે જ દિવસે શ્રી. ફૂલાભાઈ પંડ્યા ડિસ્પેન્સરીનું ઉદ્ઘાટન કરતાં વડા પ્રધાને જણાવ્યું : પુસ્તકાલય જેમ મનના વિકાસમાં મદદ કરે છે, તેમ દવાખાનું શરીરના વિકાસમાં મદદ કરે છે. છેલ્લાં બાર વર્ષમાં આરોગ્યખાતા પાછળના સરકારના ખર્ચની રકમ પાંચ ગણી થઈ ગઈ છે. ૧૯૩૯માં ૪૫ લાખ, ૩૩ હજાર રૂપિયા ખર્ચવામાં આવ્યા હતા; હવે ૧૯૫૦-૫૧માં ૨ કરોડ, ૪૦ લાખ, ૧૩ હજાર રૂપિયા ખર્ચવામાં આવે છે. સરકાર ૩૪૭ હૉસ્પિતાલો તથા દવાખાનાં ચલાવે છે. તે ઉપરાંત ૫૦૦ તબીબી કેન્દ્રો, ૩૫૦ ગ્રામ રાહત કેન્દ્રો, અને ૧૭૦ પેટા દવાખાનાં ચલાવવામાં આવે છે. એ બધા પાછળ સરકારને વાર્ષિક ૧૮ લાખ રૂપિયા ખર્ચ થાય છે. લોકલ બોર્ડો, મ્યુનિસિપાલિટીઓ અને અન્ય જાહેર સંસ્થાઓ તરફથી ૩૩૧ મફત દવાખાનાં ચલાવવામાં આવે છે, જેમને સરકાર ૩ લાખ ૬૦ હજાર રૂપિયા મદદ આપે છે.

શ્રી. બાળાસાહેબે જણાવ્યું કે, પ્રજાકીય આરોગ્યના પાયા ઉપર જ કોઈ પણ પુનર્રચનાની યોજનાની ઇમારત ખડી કરી શકાય. અર્વાચીન વિજ્ઞાનની શોધોથી આપણું રોજિંદું જીવન ભલે વધુ સગવડભર્યું થયું હોય તથા શારીરિક કષ્ટ અને વેદના ઓછાં કરવાના ઉપાયો જડ્યા હોય, તોપણ દિવસે દિવસે દુઃખ સહન કરવાની આપણી તાકાત ઘટતી જાય છે. આપણી શારીરિક કેળવણી એવી રીતે યોજાવી જોઈએ કે જેથી આપણને કઠણ અને બહાદુર થવાની તાલીમ મળે. તેમ છતાં વૈદકીય ઉપચારની જરૂર તો હંમેશ રહેવાની જ; અને રોગનો ઉપચાર કરવાને બદલે રોગને થતો અટકાવવો એ જ વધુ સારું કહેવાય, તેમ છતાં માનવપ્રાણીઓ કદી બધા રોગોથી મુક્ત થઈ શકવાનાં જ નહિ. એટલે આપણને દવાખાનાંની જરૂર રહેવાની અને આપણે એ જાતની સગવડો વધારતા જ રહેવું પડશે.

તેમ છતાં, સરકારથી એકલે હાથે એ બધી સગવડો પૂરતા પ્રમાણમાં પૂરી પાડવાનું કદી શક્ય બનવાનું નથી. એટલે ગુજરાતના દાનવીર લોકોને ઉદાર હાથે દવાખાનાં અને પુસ્તકાલયો માટે મદદ કરવા નીકળી પડવાની હાકલ શ્રી. બાળાસાહેબે કરી. લોકોમાં આ જાતની માનવહિતને લગતી પ્રવૃત્તિઓ મદદ આપતા થવાની વૃત્તિ વધવી જોઈએ, અને સરકાર મદદ આપે ત્યારે જ એવી પ્રવૃત્તિ શરૂ થાય એવું ન રહેવું જોઈએ. ગામડાના કે શહેરના દરેક સમાજમાં એવા પૈસાદાર લોકો હોય જ છે કે જેઓ ધારે તો સહેજે આવી મદદ કરી શકે, અને પોતાની આસપાસનું અજ્ઞાન તેમ જ રોગનું કષ્ટ નિવારી જ્ઞાન તથા આરોગ્યનો ખુશનુમા પ્રકાશ ઊભો કરી શકે. સાચી લોકશાહીનું એ જ લક્ષણ કહેવાય.

ગો૦

**ઈરાનની 'આબાદાની'**

અંગ્રેજોની મુત્સદ્દીગીરી, યુક્તિપ્રયુક્તિ, લાગવગ, અને દમદાટી વગેરે સામે ઈરાનનું પ્રધાનમંડળ જે મક્કમતા બતાવી રહ્યું છે તેને માટે એને સારું માન ઊપજે છે. એક છાપામાંથી ('હિંદુ', મદ્રાસ, તા. ૩૦-૬-'૫૧) જાણવા મળ્યું કે, ઈરાનની ૯૦ ટકા નિકાસ તેલની છે. એટલે તેની મોટી આવકનું સાધન એ છે. આના ઉપર અંગ્રેજ કંપનીએ કાબૂ જમાવ્યો છે. તે જ છાપામાં કહ્યું છે કે, અંગ્રેજ કંપનીએ તેની રોકાયેલી મૂડી જેટલાં નાણાં તો નફામાંથી ક્યારનાં કાઢી લીધાં છે; અને એટલો નફો કરે છે કે તેના ઉપર બ્રિટિશ સરકારને વેરા તરીકે દર વરસે એક કરોડ એંશી લાખ પાઉન્ડ તે કંપની ભરે છે. હજારો અંગ્રેજોને કંપની નોકરીમાં રાખે છે; તે ઉપરાંત તેની મૂડી પર વ્યાજ આપતી હશે. આમ વિલાયતને આ કંપની મોટી આવકનું સાધન છે. તે જતું કેમ કરાય? પણ જમાનાની બલિહારી એ કે, તે શસ્ત્ર ઉપાડી શકતું નથી. ૧૮-૧૯મું સામ્રાજ્યવાદી સૈકું હોત તો ક્યારનું એ થઈ જાત. અરે, કદાચ ઈરાનમાં પણ હિંદ પેઠે, રાજ્ય જ ન કરતું હોત? સાચે જ, બીજા વિશ્વયુદ્ધે સામ્રાજ્યવાદને તો મરણતોલ કરી જ નાખ્યો. તેની પાછળની માનવ મહાકાંક્ષા અને સત્તાની વાસના બીજી કોઈ રીતે ફૂટે એ જુદી વાત.

ઈરાન ઇંગ્લન્ડના ઝઘડામાં અમેરિકા વચ્ચે પડી રસ્તો કાઢવા મથે છે. શાંતિથી રસ્તો નીકળે એ સારું

જ છે. પણ તેમાં ઈરાનનું હિત સચવાવું જોઈએ. ઇંગ્લન્ડે ઘણું ખાધું, હવે જરા પેટને આરામ આપે. ઇતિહાસના રથચક્રમાં રાષ્ટ્રોના આરા ઊંચાનીચા થયા જ કરે છે; તેની વારી એક પછી એક બધાની જ આવે ને?

૧૩–૭–'૫૧

**કોરિયામાં તહકૂબી વિચારાય છે**

કોરિયામાં વરસ દહાડાથી જે આંતરરાષ્ટ્રીય મારામારી ચાલે છે તે બંધ કરવા માટે વિચાર ચાલે છે, તે ખૂબ જ આવકારપાત્ર બીના છે. જે કોઈ આ પગલાને માટે જવાબદાર હોય, તેમને માનવ જગતના ધન્યવાદ. યુનો-સંસ્થાએ અથવા અમેરિકાએ અમુક પોતે માનેલા ન્યાય કે યોગ્યતાને માટે કેટલો ભોગ લીધો? ૩૮° અક્ષાંશને હુતુતુતુનો જાણે વચલો પાટો બનાવીને બે પક્ષો એક પછી એક ખેલવા લાગ્યા! એ આખા પ્રદેશમાં વસતાં સ્ત્રીપુરુષ બાળકોનો ખ્યાલ પણ કર્યો? કમનસીબ કોરિયાએ ઇતિહાસમાં કેટકેટલી કતલો જોઈ છે? આ છેવટની કતલનું તે નાહક ભોગ બન્યું. પં૦ જવાહરલાલજીએ, ૩૮°ના વચલા પાટાને 'રામ-રેખા' ગણી કોઈ પક્ષે ન ઓળંગવી, એમ વેળાસર સૂચવ્યું હતું. ત્યારે મદોન્મત્ત સેનાઓએ ન માન્યું. છેવટે વાર્યો ન માને તે હાર્યો માને, એ પણ સારું જ છે. આશા રાખીએ કે, કોરિયામાં શાંતિ થશે ને તેમાંથી એક સ્વતંત્ર કોરિયાનો જન્મ થશે.

૧૫–૭–'૫૧

**જાહેરનામાં ને યોજનાઓ**

આર્થિક યોજનાઓ, રાજદ્વારી પક્ષોનાં જાહેરનામાં એ કેવળ સ્વૈરવિહાર તો નહિ, પણ કલ્પનાવિહાર હોય એ સ્વાભાવિક છે. રાજકારણી લોકો આ વસ્તુઓની પરસ્પર સારી પેઠે ઠેકડી કરે છે, છતાં જૂજ હોવા છતાં તેમાં કાંઈક એવું તથ્ય રહેલું છે કે તે કલ્પના-વિહાર ચાલે છે અને ચાલવાનો. એમાં પ્રયત્ન એ હોય છે કે, તે દ્વારા સામાન્ય પ્રજાને નજીકના ભવિષ્યની કાંઈક ઝાંખી કરાવવા પ્રયત્ન કરવો. અને ભવિષ્ય રૂડું જ રચવું જોઈએ; અને તેવું જ બતાવવું જોઈએ. પછી તેમાં પુરાય એટલા રંગ પૂરવામાં બાકી શું કામ રાખવું? — આવી વૃત્તિ પણ થઈ જાય છે.

હિંદને માટે ભવિષ્યનાં કામોની યોજનાની ખરેખર ઊણપ છે? તેવી યોજના તેની પાસે રાષ્ટ્રપિતાએ આપી નથી? એમણે સૂચવેલાં રચનાકામો આપણે પૂરાં કરીને ઊંચાં મૂકી દીધાં છે? એ કામોને બંધારણમાં સ્થાન આપ્યું એટલે પત્યું? એ કામો તરતમાં હવે પછી કઈ રીતે કરીશું, એ વિષે જાહેરનામું કાંઈ કહે છે? એ કામો કેમ આગળ નથી વધતાં, એનો ક્યાસ કોઈએ આપણને આપ્યો? એ સારુ યોજના કમિશન બેઠું? મહાસભાના જાહેરનામા પ્રત્યે દોષબુદ્ધિથી નહિ, પણ તે પરથી દુઃખની સાથે ઊઠતી મૂંઝવણમાંથી આવા પ્રશ્નો જાગે છે. ગાંધીજીનાં દરિદ્રનારાયણની સેવાનાં કામોમાં ખાદી, અસ્પૃશ્યતાનિવારણ, ગ્રામઉદ્યોગવિકાસ, દારૂબંધી, રાષ્ટ્રભાષા અને પ્રાંતભાષાઓનો ઉત્કર્ષ, ગ્રામજીવનનો ઉદ્ધાર — એ હતાં. એ કોઈ પણ જાતના વિકાસના પાયામાં રહેલાં કામો છે. તે કેવળ આર્થિક નહિ, પણ માનવતાનાં અને સામાજિક છે. તે વાટે ભારતના સમાજમાં માનસ-પલટો પણ સધાય. અને એ થયા વગર કઈ યોજના સફળ થવાની હતી? આ દૃષ્ટિ આજે, કેવળ નહિ તોય વધારેપડતી આર્થિક દૃષ્ટિની આગળ ગૌણ બનતી જતી લાગે છે. નહિ તો સરકારી યોજના કમિશન દારૂની આવક અને મીઠા-વેરાની આવક પર એકી નજર હોય એવા ભાવથી એમ ન કહેત કે, આ બે દ્વારા અનુક્રમે ૩૫+૮ કરોડ રૂપિયા કરરૂપે પાંચ વરસ સુધી આવતા જાય, તેમાંથી એક કોસી જેવી નદીનો બાંધ થઈ જાય! નદીના બાંધથી ખેતીને પાણી મળે તો અનાજનો પ્રશ્ન ઊકલવા લાગે. પણ મોટી મોટી નદીઓમાં જ બાંધ થવો જોઈએ, એવું શું કામ? અને એ કામોમાં નોકરશાહીના ગોટાળાના ફજેતા થાય છે તેનું શું? નાની નદીઓ બાંધવા માંડીએ તો શું બગડે? પરંતુ પશ્ચિમના યંત્રો-દ્યોગવાદની ભભક અને જથાબંધ જંગી લાભની મોહિની આ પાછળ કામ કરતી તો ન હોય? દેશનું ગજું જોઈને તેનાં કામોની યોજના કરવામાં ડહાપણ અને કાર્ય-દક્ષતા પણ રહેલી છે. ગાંધીજીની યોજના-પદ્ધતિ અને હવે પછી આવતી યોજના-પદ્ધતિ વચ્ચે આ એક મોટો ફરક દેખાય છે, તે વિચારવા જેવો છે.

૨૧–૭–'૫૧

## પ્રાથમિક પાઠ્યપુસ્તકો વિષે સરકારી નીતિ

ગુજરાતનાં સ્કૂલ બોર્ડોના ચેરમેનોની સભાએ થોડા માસ ઉપર સરકારનું ધ્યાન, પ્રાથમિક શાળાનાં પાઠ્યપુસ્તકો નિયત કરવાની તેની દોષિત નીતિ તરફ, ખેંચ્યું હતું. અને તેમાં સુધારો કરવા માટે કેટલીક વહેવારુ સૂચનાઓ તથા ભલામણો કરી હતી. હવે આ કામ આગળ ચાલવું જોઈએ, કેમ કે ડિસેંબર સુધીમાં પાઠ્યપુસ્તકો નિયત કરીને જાહેર કરવાનું કામ થઈ જવું જોઈએ. તો જ પાઠ્યપુસ્તકો છપાઈને માર્ચમાં તૈયાર મળી શકે. પરંતુ ઉપરની ભલામણો અંગે સરકારે શો વિચાર કર્યો ને આવતે વરસે કઈ નીતિ તે અખત્યાર કરશે, એ હજી જાણવા મળતું નથી. આ વિષે સરકારે લોકોને પણ વિશ્વાસમાં લેવાની જરૂર છે.

સરકારે લેવા ધારેલી નીતિ સામે બેત્રણ મોટી ફરિયાદો છે. અમુક ચોપડી ઉત્તમ છે એમ પોતે નક્કી કરે તે જ ચોપડી બધે ચાલવી જોઈએ, એ એની નીતિનો સાર છે. સવાલ એ છે કે — એમ એકમાત્ર ઉત્તમ ચોપડી નક્કી કરશે કોણ? એમ કરવા જરૂર છે? એ રીત લોકશાહી ઢબને છાજે? સરકારી તંત્ર જ આ ચોપડીએ તો નક્કી કરશે; તો એ તંત્ર પોતાની નિર્મળતા અને તટસ્થતા માટે ખાસ કાંઈ વિશેષ લાયક છે કે? અને આવડો મોટો અધિકાર એમ તેને અપાય કે? વળી, સરકારો આવી પલટનશાહી રીત શિક્ષણમાં શું કામ દાખલ કરે? એટલે, લોકોની માગણી એ છે કે, સરકારે ત્રણ ચાર ચોપડીઓ સારી જોઈને મંજૂર કરવી ઘટે. પછી તેમાંથી કોઈ એક જિલ્લાની શાળાઓમાં ચાલે.

પણ સરકારે ગયે વરસે એવું કર્યું કે, જેટલી મંજૂર થયેલી ચોપડીઓ હતી, તે બધીની વચ્ચે જિલ્લાઓ વહેંચી આપ્યા! અને તેમાં એવો નિયમ ચલાવ્યો કે, સારી હોય તેને વધારે પ્રદેશ આપવો, ઊતરતી હોય તેને તે પ્રમાણમાં ઓછો પ્રદેશ આપવો! આ વખતે પણ આ નિયમ રહેવાનો છે? જો રહે, તો તે સામે શિક્ષણદૃષ્ટિએ સખત વિરોધ હોઈ શકે છે. પહેલું તો એ કે, પ્રકાશકોને આ પ્રકારે જિલ્લાઓનું રૅશનિંગ કરી આપવામાં શિક્ષણદૃષ્ટિ નથી રહેલી. અને બીજું તો એ કે, ઊતરતી ચોપડી માની, પછી તે કયા જિલ્લાને આપવી? એને સારુ કયો જિલ્લો સજાને પાત્ર કે અળખામણો ગણવામાં આવશે? આ સવાલ સરકારના શિક્ષણ-અમલદારોને નથી ઊઠચો? જો ન ઊઠે તો નવાઈ ન કહેવાય? આમાંથી એક જ રીતે ઉકેલ છે. જો સરકાર એકથી વધુ ચોપડીઓ મંજૂર રાખે — અને તેમ કરવું જ જોઈએ, — તો પછી તેમાં સારાનરસાનો ક્રમ જોવા બતાવવાની જરૂર નથી. તેણે દરેક સ્કૂલ બોર્ડને એ યાદી આપીને તેની મરજી પૂછી લેવી કે, તે યાદીમાં પોતે કઈ ચોપડી પોતાની શાળાઓ માટે યોગ્ય માને છે. અને એ જાણી લઈ, તે પ્રમાણે તેણે પોતાની કાયદાની મહોર મારી પાઠ્યપુસ્તક નિયત કરવું. આમાં તેની કાનૂની સત્તાને આંચ નથી આવતી; આમ ન કરી શકાય એવો કાનૂન પણ નથી.

સરકાર વેળાસર આ મુખ્ય પ્રશ્નનો તોડ લાવી દે તો વાતાવરણ ઘણું સાફ થઈ જાય. જોકે, એક સવાલ રહે છે અને તે સરકારે પાઠ્યપુસ્તકો મંજૂર કરવા માટે જે તંત્ર રચ્યું છે તે વિષે. આ તંત્ર માટે પણ ધરમૂળથી વિચાર કરવાની જરૂર છે. પણ એ સવાલ અહીં છોડીએ.

૨૧-૭-'૫૧

## લોકશિક્ષણનું એક પ્રબળ સાધન

હરિજનઆશ્રમ, સાબરમતી,ની શાળાના આચાર્ય તેમની શાળામાં મહાભારતની કથા ત્રણ માસ કહેવામાં આવી, તેનું વર્ણન લખી મોકલે છે. કથા સંગીતમાં હતી, તેથી વધુ આકર્ષક અને રસમય બની. અને કથામાં બાળકોને આનંદ આવે એમાં તો પૂછવું જ શું? જૂના વખતમાં માણભટ્ટ રામાયણની અને મહાભારતની કથાઓ કરતા, તે લોકશિક્ષણનો માર્ગ આજે લોપાયો છે. બાકી, એ ભારે શક્તિભરેલું તેનું સાધન છે. શ્રી. નાનાભાઈ ભટ્ટ ભાગવતની કથા કરે છે અને એમાં રસ જમાવે છે એ આપણે જાણીએ છીએ. એ સાધન પાછું સાબૂત કરવા જેવું નહિ? બીજું કાંઈ નહિ તો આપણાં બધાં બાળકોને આપણા બે મહાગ્રંથોની વાર્તા તો પહોંચાડવી

જ જોઈએ. એ આપણી લોકસંસ્કારની મહામૂડી જતી કરવા જેવી નથી.

૧૧-૭-૫૧

**નોંધ-પાત્ર કામ**

થાણા જિલ્લા સમાજ-શિક્ષણ સમિતિએ ગાંધીજીના ગયા નિર્વાણદિનને પ્રસંગે રૂા. ૭૬૦૦ ઉઘરાવ્યા, એ ખબર સમાજ-શિક્ષણનું કામ કરનારાઓએ જાણવા જેવી ગણાય. ઉઘરાણાના કામ માટે અગાઉથી યોજના વિચારી લેવામાં આવી હતી. તેમાં મુખ્ય ભાગ જિલ્લાની પ્રાથમિક શાળાઓએ ભજવ્યો. શાળાનાં બાળકો ગામે-ગામ પેટીઓ તથા એક આનાની ટિકિટો લઈ તે દિવસે ફર્યાં. આટલી નાની રકમ તો ગરીબ લોક પણ આપે. અને આ કામ સૌને ગમે એવું છે એ તો ઉઘાડું છે. માત્ર આને સારુ જરૂરી તૈયારી અને સંગઠન બરોબર થવું જોઈએ. તો થાણા જિલ્લા પેઠે જ બધા જિલ્લામાં થઈ શકે.

૧૧-૭-૫૧ મ૦

**આણંદ હિંદી પ્રચારક વર્ગ**

પહેલાંના વર્ગોની માફક આ વર્ષે પણ, શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ,ના આશ્રયે, હિંદી પ્રચારકોનો હિંદીનો અભ્યાસ વધે, એ માટે એક તાલીમ વર્ગ ઉનાળાની રજાઓમાં તા. ૧૨-૫-૫૧થી ૩૧-૫-૫૧ સુધી, શ્રી અંબાલાલ બાલગૃહશાળામાં ચલાવવામાં આવ્યો હતો.

આખા ગુજરાત માટે આ એક જ વર્ગ હતો. એટલે ગુજરાત-સૌરાષ્ટ્રના બધા વિભાગોમાંથી, સૌરાષ્ટ્ર, અમદાવાદથી માંડી ભરૂચ સુધીનાં કેન્દ્રોમાંથી ૧૮ પ્રચારક ભાઈબહેનો અભ્યાસાર્થે આવ્યાં હતાં. આમાં બી.એ; બી.ટી. થી માંડી હાઈસ્કૂલની નવમી શ્રેણીમાં ભણનારા પણ હતા. પ્રાથમિક શાળાઓના હેડમાસ્તરો પણ આવ્યા હતા.

• આ વખતે પ્રચારક વર્ગ કોઈ ખાસ પરીક્ષા માટે નહોતો ચલાવવામાં આવ્યો. પ્રચારકો સારી પેઠે હિંદી લખતાં વાંચતાં અને બોલતાં શીખે એ જ મુખ્ય ઉદ્દેશ હતો.

તાલીમ આપવાનું કાર્ય નીચેના શિક્ષકોએ કર્યું હતું: ૧. શ્રી છોટુભાઈ સુથાર (આણંદ), ૨. શ્રી નારાયણભાઈ પટેલ (નડિયાદ) ૩. શ્રી નાનુભાઈ બારોટ, અને ૪. શ્રી ગિરિરાજ કિશોર (ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ).

દરેક વર્ગમાં થતું તેમ, હિંદીના અભ્યાસ ઉપરાંત રોજ ૪૦ મિનિટ કાંતણ રાખવામાં આવ્યું હતું. પહેલો અને છેલ્લો દિવસ બાદ કરતાં કુલ ૧૮ દિવસોમાં ૮૦,૨૮૫ તાર કંતાયા હતા. કેટલાંક ભાઈબહેનોને કાંતતાં નહોતું આવડતું, તેમને તે શીખવવામાં આવ્યું હતું.

વર્ગનું માંગલિક પ્રવચન ખેડા જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી ત્રિભુવનદાસ કિશીભાઈ પટેલે કર્યું હતું; અને પૂર્ણાહુતિને દિવસે ચરોતર એજ્યુકેશન સોસાયટીના પ્રમુખ શ્રી ભાઈલાલભાઈ પટેલે પોતાના પ્રવચનમાં હિંદી ભાષા બનતી ત્વરાએ શીખી લેવાનો જનતાને અનુરોધ કર્યો હતો.

૨૦ દિવસના વર્ગને અંતે પ્રચારક ભાઈબહેનોએ પોતાનાં કામ અંગે નવાં ઉત્સાહ અને શ્રદ્ધા પ્રાપ્ત કર્યાં હતાં.

ગિરિરાજ કિશોર

**બાળવાર્તા માટે પારિતોષિક**

નીચેની ખબર જાહેર કરવાને માટે મળી છે:—

કોઈ પણ વિષયની લાંબી કે ટૂંકી, ઉત્તમ બાળવાર્તા માટે રૂા. સોનું એક પારિતોષિક આપવાનો નિર્ણય થયો છે. ઑગસ્ટની પંદરમી પહેલાં વાર્તા નીચેને સરનામે મોકલી આપવી:

ભારતી સાહિત્ય સંઘ લિ.
ફરનાન્ડીઝ પુલ, ગાંધી માર્ગ,
અમદાવાદ

# અમારાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| અચલાયતન | ૧-૦-૦ |
| અપંગની પ્રતિભા | ૧-૮-૦ |
| અમારાં બા | ૧-૮-૦ |
| અર્થશાસ્ત્રની પરિભાષા | ૦-૧૪-૦ |
| આત્મકથા | ૨-૦-૦ |
| સંક્ષિપ્ત આત્મકથા | ૧-૦-૦ |
| આત્મરચના અથવા આશ્રમી કેળવણી | ૪-૮-૦ |
| આરોગ્યની ચાવી | ૦-૧૦-૦ |
| આહાર અને પોષણ-૧ | ૦-૧૦-૦ |
| આહાર અને પોષણ-૨ | ૦-૧૨-૦ |
| આંધળાનું ગાડું | ૦-૪-૦ |
| ઈદુને પત્રો | ૧-૦-૦ |
| ઉર્દૂ લિપિ શિક્ષિકા | ૦-૧૦-૦ |
| ઊધઈનું જીવન | ૧-૦-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૧૨-૦ |
| કન્યાને પત્રો | ૧-૦-૦ |
| કરંડિયો | ૧-૪-૦ |
| કાવ્યપરિચય – ભા. ૧ | ૧-૮-૦ |
| કાવ્યપરિચય – ભા. ૨ | ૧-૮-૦ |
| કાંતણવિદ્યા | ૦-૭-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૧-૦-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧-૪-૦ |
| ખિસાકોશ | ૧-૦-૦ |
| ખેડૂતનો શિકારી | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૧૦-૦ |
| ગાંધીજીની સાધના | ૨-૪-૦ |
| ગ્રામસેવાના દસ કાર્યક્રમો | ૧-૦-૦ |
| ઘરમાખી | ૦-૭-૦ |
| જમનાલાલજી | ૦-૬-૦ |
| જીવતા તહેવારો | ૨-૦-૦ |
| જીવન દ્વારા શિક્ષણ | ૧-૮-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ |
| જોડણીકોશ | ૧૨-૦-૦ |
| ટાઇફૉઈડ | ૦-૯-૦ |
| ત્રણ વાર્તાઓ | ૧-૪-૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૩-૦-૦ |
| પૂર્વ આફ્રિકામાં | ૩-૦-૦ |
| પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો | ૦-૧૦-૦ |
| પ્રાકૃતિક ભૂગોળ | ૦-૧૨-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૧-૦-૦ |
| પ્રેમપન્થ – ૧, ૨, ૪ દરેકની | ૦-૪-૦ |
| બહેનોને | ૦-૬-૦ |
| બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| બાપુ — મારી મા | ૦-૮-૦ |
| બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| બે ખુદાઈ ખિદમતગાર | ૦-૧૨-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૧૦-૦ |
| ભાઈ અને વેરી | ૦-૮-૦ |
| મધપૂડો | ૧-૪-૦ |
| મલેરિયા | ૦-૭-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૧ | ૪-૮-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૨ | ૫-૮-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૩ | ૫-૦-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૪ | ૩-૦-૦ |
| માનવી ખંડિયેરો | ૨-૮-૦ |
| મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૬-૦-૦ |
| મારી જીવનકથા — રાજેન્દ્રપ્રસાદ | ૮-૦-૦ |
| મારું ગામડું | ૧-૪-૦ |
| યંત્રની મર્યાદા | ૧-૦-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — કેટલીક સૂચનાઓ | ૦-૩-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦-૫-૦ |
| રાષ્ટ્રભાષાનો સવાલ | ૦-૭-૦ |
| રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ | ૦-૬-૦ |
| વિદાય વેળાએ | ૧-૦-૦ |
| વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ | ૦-૬-૦ |
| વિરાજવહુ | ૧-૪-૦ |
| વિશ્વશાંતિ | ૦-૪-૦ |
| वैज्ञानिक शब्दसंग्रह | ૬-૦-૦ |
| શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| શ્રાદ્ધના તેર દિવસ | ૦-૭-૦ |
| શ્રી નેત્રમણિભાઈને | ૦-૧૪-૦ |
| संकलित भगवद्गीता | ૧-૪-૦ |
| સંક્ષિપ્ત કરણઘેલો | ૧-૦-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૬-૦ |
| સુદામાચરિત | ૦-૧૪-૦ |
| સીતાહરણ | ૧-૦-૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧-૮-૦ |
| સ્મરણયાત્રા | ૨-૦-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૮-૦ |
| હિંદની અંગ્રેજ વેપારશાહી | ૪-૦-૦ |
| હિંદુસ્તાની-ગુજરાતી કોશ | ૪-૦-૦ |

**નવજીવન કાર્યાલય, પો. બૉ. ૧૦૫, અમદાવાદ**

# રાષ્ટ્રભાષા અને પ્રદેશભાષાઓ

હિંદની રાજભાષા હિંદી નક્કી કરવાથી ઉચ્ચ શિક્ષણના સવાલનો ઉકેલ નથી મળતો. હિંદી નક્કી થવાની સાથે વળી, નવા સવાલો ઊભા થાય છે. જેમ કે, જેમની સ્વભાષા હિંદી નથી એવા લોકો વડી સરકારનાં કામોમાં ભાગ લે છે; આથી તેના પર શી અસર થશે? વડી ધારાસભા, વડી અદાલત, વડી સરકારનાં ખાતાં — એમાં કામ કરનારા પર શી અસર થશે? હિંદી-સ્વભાષાવાળા લોકો એમાં અઘટિત લાભ ખાટી જશે? પ્રાદેશિક કે ભાષાકીય બંધનો વગર આજે હિંદનો બુદ્ધિશાળી વર્ગ વડી સરકારને પોતાની કીમતી સેવા આપી શકે છે, તેની ઉપર શી અસર થશે?

બીજી પ્રશ્નમાળા જે ઊઠે છે તે રાષ્ટ્રભાષા અને પ્રદેશભાષાઓ સાથેના સંબંધ વિષે. પ્રદેશની સરકાર, તેની અદાલત, તથા પ્રદેશો અને કેન્દ્ર જોડેનો વ્યવહાર — આ બધાની ભાષા કઈ હશે? પ્રદેશોમાં ઉચ્ચ શિક્ષણ કઈ ભાષામાં અપાશે? અને પ્રાદેશિક તથા કેન્દ્રીય નોકરીઓ માટેની પરીક્ષાઓ કઈ ભાષામાં લેવાશે?...

આખા દેશની એકતાની સાથે દેશની પ્રાદેશિક વિવિધતા — આ બંને જરૂરોને સામે રાખીને આપણે ઉપરના સવાલનો ઉકેલ કાઢવાનો છે. એક રાષ્ટ્રભાષા દ્વારા હિંદની અખંડતા આપણે સાધવાની છે ને મજબૂત કરવાની છે; પણ તે એ શરતે કે, શિક્ષણની બધી કક્ષાઓએ શિક્ષણના માધ્યમ તરીકે માતૃભાષાનો ઉપયોગ કરવાથી જે શિક્ષણીય અને સાંસ્કૃતિક લાભો મળે છે તે ખોયા વિના.

આ દૃષ્ટિએ વિચારતાં, હિંદભરમાં ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે અંગ્રેજીની જગાએ હિંદી મૂકવાની વાત રદ કરવી જોઈએ. હિંદી દેશની બીજી ભાષાઓ કરતાં એવી ચડિયાતી નથી કે બીજા પ્રાંતના લોકો પોતાના જ પ્રદેશમાં ને પોતાની ભાષા માટે તેનાથી ઊતરતું પદ સ્વીકારવા મન કરે. હિંદી દેશની બહુ મોટી છતાં એક લઘુમતીની ભાષા છે. બીજી દેશી ભાષાઓ કરતાં સાહિત્યિક કે ઐતિહાસિક રીતે જોતાં તે વિશેષ હક કે ફાયદો ધરાવતી નથી.

કેન્દ્રીય નોકરીઓ તથા રાજકારણમાં દેશના કેટલાક નવજુવાન જાય, તેમને માટે ઉચ્ચ શિક્ષણ તેનું પ્રવેશદ્વાર છે. પરંતુ ઘણા મોટા ભાગના બધા તો પ્રાંતોમાં જ રહેવાના. શિક્ષણની દૃષ્ટિએ તથા લોકશાહી સમાજના સામાન્ય કલ્યાણની દૃષ્ટિએ, તેઓનો અભ્યાસ તેમની પ્રદેશભાષા દ્વારા થવો જોઈએ. સ્વભાષા દ્વારા સ્વાભાવિક રીતે તે ભણશે, એટલે જ્ઞાન અને વિચારની ઉચ્ચ કક્ષા તેમને મળવાની, અને તેથી જ્ઞાનવૃદ્ધિ તથા સંશોધનને તેઓ જબરો વેગ આપી શકશે. તેમને રાષ્ટ્રભાષાનું પણ જરૂરી જ્ઞાન આપવામાં આવ્યું જ હશે. એટલે અખિલ ભારતીય સંસ્થાઓમાં જવા માટે પણ તેમને મુશ્કેલી નહિ રહે, અને તેઓ તેમાં શિક્ષણનું પણ કામ કરી શકશે.

(રાધાકૃષ્ણન કમિશન રિપોર્ટ પ્ર૦ ૯માંથી સંકલિત)

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ—૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ

ગોપાલદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)

ઠાકોરભાઈ દેસાઈ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૧૦ — અંક ૭

જુલાઈ — નવજીવન, અમદાવાદ — ૧૯૫૧

# શિક્ષણ અને સાહિત્ય

જુલાઈ, ૧૯૫૧

વર્ષ ૧૦ અંક ૭

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ(૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકાશે.

**લવાજમના દર**

દેશમાં રૂા. ૪); પરદેશમાં રૂા. ૬) અથવા શિ. દસ, છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૦ – અંક ૭] અમદાવાદ [જુલાઇ, ૧૯૫૨


## રચનાત્મક કાર્યકર્તા અને સંસ્થાઓ પર આક્ષેપ

[એક ભાવનાશીલ તરુણે સમભાવપૂર્વક રચનાત્મક કાર્યકર્તા અને સંસ્થાઓને માટે પોતાનો અસંતોષ પ્રગટ કરતો એક પત્ર લખ્યો છે. પત્ર પૂરો છાપતાં આ લેખ બહુ લાંબો થઈ જાય એમ છે. તેથી જવાબ એ રીતે આપ્યો છે કે જેમાં લેખકની શંકાઓ અને અસંતોષના સ્વરૂપની સમજ પડી શકે એમ છે. આથી ફક્ત જવાબ આપ્યા છે.
— કિ૦ ઘ૦ મ૦]

૧. રચનાત્મક કાર્યકર્તા ગાંધીજીના સમયમાં જે હતા તે જ આજે છે, અને જે પ્રકારનું જેવી રીતે કામ કરતા હતા તેવું જ અને તે રીતે આજે પણ કામ કરે છે. એટલે કે, પ્રાર્થના, મૌન, ઉપવાસ, કાંતણ, સ્વાવલંબન વગેરેનો કાર્યક્રમ તેમના મૃત્યુ પછી તેમણે બનાવ્યો અથવા વધાર્યો છે એવું કંઈ નથી. તે વખતે પણ એ લોકો આશ્રમ વગેરેનું એવું જ એક અલગ પ્રકારનું જીવન જીવતા હતા, જેવું આજે જીવે છે. સામાન્ય પ્રજા પણ રાજકીય આંદોલનનો જુવાળ આવે તેટલો વખત છોડી દઈએ તો જેટલી ઉદાસીનતા ગાંધીજીનાં રચનાત્મક કામોમાં તે વખતે બતાવતી હતી તેટલી જ આજે પણ બતાવે છે. વચ્ચે વચ્ચે જ્યારે રાજકીય પ્રશ્નમાં ગરમી આવતી ત્યારે લોકો આ કામને કંઈક અપનાવતા અને ખાસ કરીને તેની મર્યાદા શહેરોમાં વિદ્યાર્થી, મજૂર વર્ગ અને સ્ત્રીઓ સુધી સીમિત રહેતી. જ્યારે તે ગરમી બેસી જતી ત્યારે એટલી તીવ્ર ઉદાસીનતા જણાઈ આવતી કે, ઘણી વખત અંગ્રેજ સરકાર અને ગાંધીજીનો વિરોધી પક્ષ પ્રચાર કરતા કે હવે રાજકીય દૃષ્ટિએ ગાંધીજી ખલાસ થઈ ગયા છે. એવા સમયમાં જ્યારે ગાંધીજી વર્ધાની શેરીઓમાંથી પસાર થતા ત્યારે ૨-૪ બાળકોને છોડીને કોઈ ને તેમની તરફ ધ્યાન આપવાની પણ ફુરસદ નહોતી. આથી પ્રજા તેમાં કેટલો રસ લે છે કે કેવી ઉદાસ છે તે પરથી આંક બાંધવો યોગ્ય નથી. કાર્યકર્તાઓનું કામ, કાર્યક્રમ તેના ગુણદોષ પરથી જ તેની યોગ્યતા ઠરાવવી જોઈએ.

૨. આ વિષયમાં તમારો અભિપ્રાય કેટલીક રીતે ઠીક છે કે, તેમની અસામાન્ય રીત અને જીવન સામાન્ય પ્રજાજનને અનુસરવા જેવાં નથી લાગતાં. તે તેમને સમજાતાં નથી કે આકર્ષી શકતાં નથી. આ નવી વસ્તુ નથી. શહેરની મધ્યમ વર્ગની પ્રજાથી આશ્રમજીવનવાળા કાર્યકર્તાઓનું જીવનધોરણ કેટલીક રીતે સાદું છે, અને વધારે સંયમ, ત્યાગ, શ્રમ, નિયમિતતા વગેરેની અપેક્ષા રાખે છે. આ બન્ને કારણને લઈ શહેરી લોકોને તે ફીકું લાગે છે. અને ગામડાની પ્રજાને તે પોતાના કરતાં વધારે ઊંચું અને ખર્ચાળ લાગે છે. આથી ગામડાંની પ્રજા તેઓને પોતાના માપે ભદ્ર (સંસ્કૃત) વર્ગમાં ગણે છે અને તેથી જુદા રહે છે. જો ગામડાની પ્રજાની સ્થિતિ સુધરે છે તો તેમની સામે શહેરી મધ્યમ વર્ગ સરખું જીવનધોરણ બનાવવાનું આકર્ષણ હોય છે, અને ગરીબ હોય છે તો તેઓ કાર્યકર્તા વર્ગને પોતાનાથી જુદા અને ઊંચા સમાજના ગણે છે. આ મુશ્કેલી છે જરૂર. પણ તેનો ઉપાય ધીરે ધીરે થઈ રહ્યો છે. આનો બરાબર વિચાર કરતાં સમજાશે કે, જે જીવનધોરણ આશ્રમનું છે તે ગામડાના જીવનને ઊંચે ઉઠાવનારું છે, અને મધ્યમ વર્ગની વગર કારણે બનેલી ખર્ચાળ રહેણીકરણીને ઓછી કરી ઓછા ખર્ચમાં વધારે નીરોગી અને તંદુરસ્ત જીવન આપનાર છે; તેમને સારા નાગરિક બનવાની તાલીમ આપનાર છે. આ રીતે તે સામાજિક જીવનનો એક નવો નમૂનો પ્રજા સામે ધરે છે. શહેરોનું આજના મધ્યમ વર્ગના

લોકોનું જીવન તેમને એક ઊંડી ખાઈમાં ધકેલી રહ્યું છે. તેને તેઓ લાંબા સમય સુધી ટકાવી નહિ શકે. આથી સમજુ તરુણવર્ગને આશ્રમના કાર્યકર્તાઓનું જીવન જ સુખ અને સંતોષ આપનારું લાગશે. અવિચારી વર્ગ સ્વચ્છંદ અને ચોર-ડાકુઓને રસ્તે જઈ પટકાશે.

૩. "રાજસત્તાની મદદ નહોતી છતાં બાપુના બહિષ્કારના આંદોલને લૅંકેશાયરની મિલો બંધ કરી દીધી." આ વાત બરાબર નથી. સ્વદેશીનું આંદોલન ૧૯૦૫માં જોરથી શરૂ થઈ ગયું હતું, અને તે વખતે ખાદીનું નામ સાંભળવામાં નહોતું આવ્યું. અને બહિષ્કારના આંદોલન પાછળ અંગ્રેજો ઉપર ક્રોધ હતો. મિલો પણ દિવસે દિવસે વધી રહી હતી. તે માલ પેદા કરીને અથવા જકાતથી પણ કાપડની તંગી પૂરી કરવાની શક્તિ મેળવી રહી હતી. ઉપરાંત જાપાનનું કાપડ આવવા લાગ્યું હતું. બહિષ્કાર કરવાવાળા લોકોને જાપાની કાપડનો ઉપયોગ કરવામાં કંઈ દોષ લાગતો નહોતો. આ બધાં કારણોને લઈ લૅંકેશાયરનાં મિલ-ઉદ્યોગને નુકસાન પહોંચ્યું. બાપુએ જાતે બહિષ્કાર આંદોલનને પસંદ નહોતું કર્યું. જાપાની કાપડ મારફતે તેમ કરવું તેમને કબૂલ પણ નહોતું. અને કાપડને માટે તો સ્વદેશી મિલનો ઉદ્યોગ પણ તેમને કબૂલ નહોતો. તેઓ તો ખાદી દ્વારા જ કાપડ તૈયાર કરવા ઇચ્છતા હતા. જો ખાદીને લઈને લૅંકેશાયર અને સાથે હિન્દુસ્તાનનો મિલઉદ્યોગ બંધ પડી જાત તો કહી શકાત કે, બાપુના આંદોલનને લઈને લૅંકેશાયરની મિલો બંધ પડી. આ ઉદાહરણ વનસ્પતિને લાગુ નથી પડતું. વનસ્પતિ અને ઘાણીનો સંબંધ લૅંકેશાયર અને સ્વદેશી મિલોના જેવો નથી, પણ સ્વદેશી મિલ અને ખાદીના જેવો છે. આ સંઘર્ષ દેશના જ બે હરીફ ઉદ્યોગોનો છે, અને આ સંઘર્ષમાં રાજ્યસત્તા ખાદી કે ઘાણીને આજ સુધી અનુકૂળ નથી, પરંતુ પ્રતિકૂળ જ છે. ઘાણી-ઉદ્યોગ અને ખાદીના માર્ગમાં બહુ જબરજસ્ત મુશ્કેલીઓ પડી છે. તે બધી પૂંજીપતિઓ મારફતે જ નાખેલી નથી, તેમાં મધ્યમ વર્ગના લોકોનો પણ ઘણો મોટો હાથ છે. અને આજ સુધીનું આપણું રાજકારણ પૂંજીપતિની સહાયતા તેમ જ મધ્યમ વર્ગની બુદ્ધિ, પ્રયત્ન, સંગઠન અને પ્રચારકાર્ય મારફતે જ ચાલી રહ્યું છે. પછી ભલે કોંગ્રેસ હોય, સમાજવાદી પક્ષ હોય, મજૂર સંગઠન હોય, બધાંનું સંચાલન મધ્યમ-વર્ગના લોકો મારફતે જ થઈ રહ્યું છે. અને પૂંજીપતિઓના હાથપગ પણ મધ્યમ વર્ગ જ છે.

૪. ગાંધીઘાટ, ગાંધીસ્મારક વગેરે માટેના મારા વિચારો તમે 'સોમનાથ' પર લખેલા મારા લેખમાં જોઈ શકશો. તે લેખ 'સર્વોદય' 'શિક્ષણ અને સાહિત્ય'માં પ્રગટ થશે. (તે હવે પ્રગટ થઈ ગયો છે.)

૫. "ગ્રામોદ્યોગ સંઘને અવ્યવહાર્ય કલ્પનાઓનું ગાંડપણ લાગ્યું છે. તેમણે પોતાનો સમય જાજરૂસફાઈ, કાંતણ, હાથે રસોઈ બનાવવી, ખાદી વગેરે કામોમાં ન બગાડવો જોઈએ, પણ જુદા જુદા નાના પ્રકારના ઉદ્યોગો શોધવા તથા શિખવાડવામાં લગાવવો જોઈએ."— આ વિચાર પાછળ તમારા મનમાં ફક્ત શહેરના ભદ્રવર્ગના લોકોની જરૂરિયાતનો ખ્યાલ છે. તમે એવો ઉદ્યોગ ઇચ્છો છો કે જેમાં કપડાં સાફ રહે, શરીરશ્રમ ઓછામાં ઓછો કરવો પડે, 'સાધારણ' જડ પરિશ્રમ કરવા માટે સામાન્ય મજૂર અથવા તો સારા યંત્રની મદદ લઈ શકાય, અને તેથી કમાઈ એટલી થઈ શકે કે આપણે રાજા મહારાજાઓની માફક સુખ-સગવડભર્યું જીવન ભોગવી શકીએ, આપણાં બાળકોને પચીસ વર્ષ સુધી કૉલેજ વગેરેમાં ભણાવી શકીએ, બને તો વિદેશની યાત્રા પણ કરાવી શકીએ, અપ-ટુ-ડેટ મકાન, ફર્નિચર, રેડિયો, સિનેમા વગેરે સાધન વસાવી શકીએ, એક બે નોકર રસોઈ-સફાઈ વગેરે માટે રાખી શકીએ. આટલું ન બની શકે તોપણ આજના ભાવોને હિસાબે જો મહિનાના ત્રણસો રૂપિયા કમાઈ શકાય તોપણ તમે સંતોષ માની લેશો.

એ વાત સાચી છે કે, ગ્રામોદ્યોગ સંઘ આ કલ્પનાઓ તથા લક્ષ્યને નથી માનતો. એમાં તે સમાજનું અને તેમાં ખાસ કરીને ગામડાની તેમ જ પરિશ્રમ કરનારી પ્રજાનું હિત નથી જોતો. ગામડાના જીવનને સમૃદ્ધ અને સુખી કરવા માટે તેમના ઘરગથ્થુ રોજના જીવનનું કામ અને ઉદ્યોગોનું સંશોધન કરવાની જરૂર છે, જે તમને અવ્યવહાર્ય ગાંડપણ લાગે છે. ગ્રામોદ્યોગ સંઘનું દુર્દૈવ એ નથી કે તે આ કામ પાછળ પાગલ

છે, પણ એ હોઈ શકે છે કે તેનું મુખ્ય કાર્યાલય એક શહેરમાં છે.

૬. ખાદી અને ખેતીમાં વિરોધ નથી. આ વિષયમાં મે માસના ‘સર્વોદય’ના અંકમાં વિનોબાજીનો ‘ખાદી-મેં તીન ખતરે’ નામનું ભાષણ છપાયું છે તે જોશો. તેમણે આ પ્રશ્નની એમાં ચર્ચા કરી છે. યાંત્રિક ખેતીની જ્યાં જરૂર હશે તે ખરી. પણ તેમાં જોખમ બહુ છે. કારખાનાં અને મિલોએ અન્ય ઉદ્યોગોને મારી જે બેકારી પેદા કરી છે તેમાં યાંત્રિક ખેતી વધારો જ કરશે. બળદ અને ગાયનો તો નાશ જ થઈ જશે. ભેંસ પણ કદાચ બહુ થોડી રહે. અને છતાં આ ૨–૫ વર્ષમાં બનનારી વસ્તુ નથી. તેની પૂર્વતૈયારી માટે નાનાં ખેતરો અને ખેડૂતોને તોડવા પડશે. ૨૦–૨૫ વર્ષનો આ કાર્યક્રમ છે. તેથી કેટલો અસંતોષ વધશે તેની કલ્પના કરી શકો છો. તે સિવાય દીર્ઘ-દૃષ્ટિ રાખી વિચારવાની એ વસ્તુ છે કે, યાંત્રિક ખેતીથી જમીન તેમ જ પ્રજાના આરોગ્ય પર શી અસર થશે? મહેલોમાં વસવું છે માટે પહેલાં ઝૂંપડીઓ તોડી નાખો તો પછી મહેલ બને ત્યાં સુધી વૃક્ષની નીચે પડ્યા રહેવું પડશે, અને ત્યાર પછી મહેલ બનાવવા માટે પૈસા કે સાધન ન મેળવી શક્યા તો ‘ધોબીનો કૂતરો ન ઘરનો કે ઘાટનો’ જેવી દશા થશે. એથી ઉત્તમ એ જ છે કે, આપણે આપણી ઝૂંપડીને સંભાળી તેને જ સુધારતાં સુધારતાં ધીરે ધીરે મોટા મકાનમાં ફેરવી નાખીએ. આપણા દેશને માટે આ દૃષ્ટિ જ યોગ્ય છે.

૭. બૌદ્ધોની માફક ગાંધીવાદીઓ પણ ભવિષ્યમાં જડ, અપ્રગતિશીલ, પતિત, ફક્ત એક નિર્જીવ ખોખાની પૂજા કરવાવાળાઓનો પંથ બની જાય એમ તમને ડર છે. ભવિષ્ય વિષે કોણ શું કહી શકે તેમ છે? માનવની બધી સંસ્થાઓનો કાળાન્તરે હ્રાસ થાય છે, એવું ગાંધીવાદનું નહીં થાય એવી કોઈ ખાતરી આપી શકે તેમ નથી. નિત્યવિવેક, જાગૃતિ, સંશોધન, માર્જન મારફતે જ જીવન અને સંસ્થાઓ પ્રગતિશીલ અને નીરોગી રહે છે. તે ક્રિયા બંધ પડે તો સડવું અનિવાર્ય છે. બૌદ્ધોનું પતન થયું તો શંકરાચાર્ય આવ્યા, સ્માર્તોનું પતન થયું તો વૈષ્ણવો પેદા થયા, વૈષ્ણવો જડ બન્યા તો સાધુ સંત અને નાનક, કબીર વગેરે થયા, તે જડ બન્યા ત્યારે બીજા સુધારકો પેદા થયા. આ રીતે માનવજીવન વધતું જ જાય છે. ગાંધીવાદી-ઓ અપ્રગતિશીલ, નકામા, જડ અથવા ભ્રષ્ટ બની જશે તો બીજા નવા પેદા થવાના જ. સંસ્થાઓ, પંથ વગેરે તૂટી જાય તો ભલે; તે મહત્ત્વની વસ્તુ નથી. માનવજીવનનું ઊર્ધ્વગમન મહત્ત્વની વસ્તુ છે. એ ઉદ્દેશની પૂર્તિ કરનાર માર્ગદર્શક તેમ જ સંસ્થાઓ હંમેશાં નિર્માણ થતી જાય, ત્યાં સુધી બધું સલામત છે.

तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥

વર્ધા, ૨૭-૫-’૫૧ **કિશોરલાલ મશરૂવાળા**

(હિંદી પરથી)

# ગાંધી કાર્યકર્તાઓની મર્યાદા

“શિ૦ સા૦” ના મે માસના અંકની એક નોંધમાં “રાઇફલની રમત” એ નોંધમાં (જુઓ પા૦ ૧૫૭) રાઇફલ અને અહિંસા વિષે ચર્ચા કરી હતી, અને એમ લખેલું કે, ગાંધી સ્મારક નિધિના પ્રમુખ રાઇફલ મંડળના કામને પોતાની પ્રતિષ્ઠા આપે એ સંગત લાગતું નથી.

આ સવાલની ચર્ચા અંગે એક સંભાવિત વ્યક્તિએ એ વિષે મારી જોડે પત્રથી ચર્ચા કરી. તે ચર્ચાને માટે વ્યક્તિનું નામ આપવાની જરૂર નથી; તેમના કહેવાની વસ્તુ જોઈએ. તે જણાવું તે પહેલાં આ વિષયની ચર્ચા અંગે, શ્રી કાકાસાહેબે તેમના હિંદી માસિકપત્ર ‘મંગળ પ્રભાત’માં, સ્વતંત્ર રૂપે લખ્યું છે, તેનો અનુવાદ આ જ અંકમાં અલગ આપ્યો છે, તે જોવા વિનંતી છે. હવે મારી જોડે પત્રથી થયેલી ચર્ચા જોઈએ. પત્રલેખકે મને લખ્યું કે,

“તમારો મુખ્ય મુદ્દો એ છે કે, ગાંધી સ્મારક નિધિના પ્રમુખ રાઇફલ અંગેના મેળાવડાને પ્રતિષ્ઠા આપે એ સંગત કહેવાય કે કેમ?

“તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં પણ મને એમાં અસંગતિ લાગતી નથી. જ્યાં સુધી ગાંધીજીના વિચારો હું સમજી શક્યો છું ત્યાં સુધી હું માનું છું કે, અહિંસા (કાયા, વાચા અને મનથી) એ શ્રેષ્ઠતમ છે. પણ અહિંસા કેવળ શારીરિક સમજી, ભય અને કાયરતાથી

હુમલો કરનારથી દૂર નાસી જવું અગર તો તેને વશ થવું, અને પછી પોતાના કૃત્યના સમર્થનમાં અહિંસા આગળ ધરવી, એ અહિંસા ન કહી શકાય. એ કારણથી કાયરતા સ્વીકારવી, તે કરતાં હિંસાથી પણ જુલમગારનો સામનો કરવો આવશ્યક છે, અને આદર્શ અહિંસા તરફ લઈ જનારી કેળવણીનું કદાચ એક ડગલું પણ માની શકાય. ન્યાયને ટકાવવા, અન્યાયનો સામનો કરવા ત્યાગની અને મરવાની તૈયારી હોય તે જ સાચી અહિંસાનું પાલન કરી શકે. અને તેથી એ ગુણો કેળવવાની જરૂર છે. પરંતુ આ તાત્ત્વિક વિચારમાં પડવાનું મારું ક્ષેત્ર નથી. હું એની સૂક્ષ્મતાનો તત્ત્વજ્ઞાની નથી, અને તેથી એ વિશે કાંઈ પણ કહેવાની લાયકાત હું ધરાવું છું એમ મારો દાવો નથી. એક સામાન્ય નાગરિક તરીકે જે હું સમજ્યો છું તે જ લખું છું. ટૂંકમાં મારા સમજવાનું તાત્પર્ય એ છે કે, જેમ ભાઈ હેગિષ્ટે તથા રજબઅલીએ સ્વાત્માર્પણ કર્યું તેમ કરવું એ શ્રેષ્ઠ માર્ગ. પણ તે ન થઈ શકતું હોય તો નાસી જવું એ અધમ માર્ગ. એટલે આક્રમક હિંસા તો કોઈ પણ હિસાબે ન જ કરી શકાય. પણ પોતાની જાતનું, પોતાનાં સગાંવહાલાંનું અને દેશનાં ભાઈબહેનોનું તથા મિલકતનું રક્ષણ કરવા માટે સામનો કરવા હિંસાનો આશ્રય લેવો એ, ગૌણ છતાં, નાસી જવા કરતાં હજાર દરજ્જે બહેતર છે.

"હવે વ્યવહારુ વિચાર લઈએ. ગાંધીજીના આદર્શને પહોંચવાની અને પ્રત્યક્ષ આચરણમાં ઉતારવાની ગમે તેટલી ઇચ્છા હોવા છતાં, દરેકને પોતાની વ્યક્તિગત મર્યાદા હોય છે; તેને ઓળંગવાનો અને આદર્શ તરફ જવાનો માર્ગ ચીંધવો રહ્યો. સરકાર સાથેના અસહકારના યુગમાં પણ આપણે તાર, ટપાલ, રેલગાડી વગેરેનો ઉપયોગ નહોતા કરતા? અહિંસામાં, અહિંસાની આવશ્યકતામાં માનીને, અહિંસક સમાજનું સર્જન કરવું એ આપણો ઉદ્દેશ છે. એમ કહેતાં કહેતાં પણ, દેશના સરકારી તંત્રનો સ્વીકાર કરીને આપણે લશ્કર અને પોલીસ નથી રાખતા? કોમી હુલ્લડો અગર બીજા પ્રકારના અશાંતિના પ્રસંગોએ, કોંગ્રેસનું ધ્યેય સત્ય અને અહિંસા હોવા છતાં, આપણી કોંગ્રેસ સરકારોએ બંદૂકની ગોળીઓનો ઉપયોગ નથી કર્યો? કાશ્મીરમાં આપણે લશ્કર નથી મોકલ્યું? હૈદરાબાદનો પ્રશ્ન આપણે કેવી રીતે હલ કર્યો? આ બધું કહેવામાં, જે જે કર્યું તે ખોટું હતું, એમ કહેવાનો મારો આશય નથી, પણ તમારો 'અસંગતિ'નો મુદ્દો મારી દૃષ્ટિએ કેમ મને ગળે નથી ઊતરતો, તે બતાવવા માટે જ આ બધાંનો ઉલ્લેખ કરું છું. અને ગાંધીજી પ્રત્યેની ભક્તિ, પ્રેમ અને કૃતજ્ઞતાના કારણે જે બધાએ સ્મારક નિધિ ઊભો કર્યો તે નિધિના મૂળ સર્જક ગાંધીજીના ચુસ્ત અનુયાયીઓ જ હતા; અને છતાં ગાંધીજીની દૃષ્ટિએ ગણાતા હિંસાના પાયા ઉપર રચાયેલી સરકારોના તેઓ આજે મોવડીઓ છે. આ ઉપરથી હું માનું છું, કે તાત્ત્વિક દૃષ્ટિએ ભલે મતભેદો થતા હોય તોપણ, વ્યવહારુ માર્ગે જવું જોઈએ. ફક્ત આપણા લક્ષબિંદુમાંથી આપણે ચળવું ન જોઈએ. અને એ દૃષ્ટિએ રાઇફલ એસોસિયેશનની પ્રવૃત્તિમાં હાથ, પગ, આંખ વગેરે ઇન્દ્રિયોની કેળવણી તેમ જ નિર્ભયતા, શિસ્ત, સેવાભાવ વગેરે સદ્ગુણોની કેળવણી ઉપર ખાસ ભાર મુકાય છે. આપણું મોટું લશ્કર બનાવી તેના જોરે બીજા દેશો ઉપર આક્રમણ કરવું એ હિંદુસ્તાનમાં રાઇફલ એસોસિયેશનનો તો શું પણ કોઈનો પણ હેતુ હોઈ શકે નહિ. આખીયે દુનિયામાં શાંતિ ઇચ્છતું ભારત કોઈ પણ બાબતમાં આક્રમણની ઇચ્છા રાખી જ કેમ શકે?"

પત્રમાં ચર્ચેલા મુદ્દાનું બીજી બાજુનું નિરૂપણ શ્રી કાકાસાહેબે તેમના ઉપર જણાવેલા લેખમાં કર્યું છે તે પણ વાચક જુએ. પણ જે દૃષ્ટિએ મેં મારી ગઈ નોંધમાં સવાલ ઉઠાવ્યો હતો, તે આથી જુદી હતી. અને તે મેં ઉપરના પત્રના જવાબ રૂપે લખી તેમાંથી જ પ્રસ્તુત ભાગ ઉતારવો ઠીક પડશે:

"તમારા પત્રમાં તમે જે ચર્ચા કરી તે એક દૃષ્ટિએ બરોબર ગણાય. મેં લખ્યું ત્યારે તે પ્રકારની દલીલ મારા ખ્યાલમાં હતી જ. પણ મારે કહેવાનું જુદું છે. ગાંધી સ્મારક નિધિના પ્રમુખની અમુક મર્યાદા કે સંયમભરી જવાબદારી મારા લક્ષમાં રાખીને મેં કહેલું કે, તેમણે પોતાની પ્રતિષ્ઠા આવાં કામ માટે આપવાની હોય નહિ. જેમ કે કાપડની મિલની જરૂર અમુક હદે માનતાં છતાં, તે પોતાની પ્રતિષ્ઠા ખાદીને આપે અને મિલને નહિ; સનાતનીઓનું દૃષ્ટિબિંદુ પ્રામાણિક હોઈ

શકે એમ સ્વીકારતાં છતાં, તે પોતાની પ્રતિષ્ઠા તેમની અસ્પૃશ્યતાને ન આપી શકે; તેમ જ અહિંસા દૃષ્ટિએ તે રાઇફલ મંડળોના ઉત્કર્ષમાં પોતાની પ્રતિષ્ઠા ન આપે, કાંતણમંડળને આપે.

"બીજી રીતે જોતાં પણ આ જ નિર્ણય ઉપર અવાય. તેમાં સમય તથા શક્તિનો સદુપયોગ અને વિવેકનો મુદ્દો પણ રહેલો છે. રાઇફલકામ, મિલકામ, ૪૦ ની જેવી કે જેટલી જરૂર છે, તે મુજબ તેમનો ઉત્કર્ષ ચાહનારની તથા તેનું કામ કરનારની ખોટ નથી. તેમને સાધન સામગ્રીનીય ખોટ નથી. પછી તેમાં શું કામ ખેંચાવું ? અને તેમાં પણ ગાંધી-આદર્શને આગળ કરવાના ઉદ્દેશવાળા તેમાં ન જાય; પણ જે કાંઈ થોડી પોતાની શક્તિ હોય, તે પોતાના ખાસ ધ્યાનને પાત્ર કામમાં કેમ ન આપે ? ગાંધીજીનું કામ ઊભાં ચડાણનું છે, નવું છે. તેને ખાતર લાગેલા તે જો ન કરે, તેને માટે ચીવટભેર આગ્રહવાળો પ્રયત્ન ન દાખવે, તો એ કામ તો તેને જ વાંકે મરી જાય. દા. ત. ગાંધી સ્મારક નિધિ રાઇફલકામને મદદ કરે ? નહિ જ. જોકે તમે લખો છો એ દૃષ્ટિએ તે રાષ્ટ્ર માટે જરૂરનું હોઈ શકે. પણ નિધિને પોતાની મર્યાદા છે. તેમ જ તે ખાતે પડેલા માણસોને પોતાની પ્રતિષ્ઠા, શક્તિ, તથા સમય શામાં અર્પવાં એની મર્યાદા રહે જ. એ જો ન હોય તો ગાંધીજીનું કરવા ધારેલું કામ રવડી જાય.

"દલીલ વધુ ન લંબાવું. કયા દૃષ્ટિબિંદુથી મેં સવાલ વિચાર્યો તે જણાવવા પૂરતું આ લખ્યું છે."

અહીંયાં કોઈ એવી દલીલ કરી શકે કે, શું ગાંધીજીના ગયા પછી તેમનાં કામો તથા વિચારોમાં ઉચિત ફેરફાર ન થઈ શકે ? ન કરવો જોઈએ ? આ સવાલ પ્રસ્તુત છે. ગાંધીજીએ જ શીખવ્યું છે કે, "આપના કૂવામાં તરવું, તેમાં ડૂબી ન મરવું." પણ આ વસ્તુ તેમના મૌલિક સિદ્ધાંતો તથા કાર્યપદ્ધતિના મર્યાદાધર્મને લાગુ ન પડી શકે. અને રાઇફલના ઉત્કર્ષમાં પોતે થઈને પડવામાં એમણે પોતાના કાર્યકર્તાઓને શીખવેલી મર્યાદા નથી રહેતી એમ મને લાગે છે. રાઇફલનું કામ સરકાર, શાળા મહાશાળા, હોમગાર્ડ ૪૦ અનેક તરફથી ચાલે છે. ધીમે ધીમે એ 'ચલતા પુરજા' જેવું તો નહિ થાય, એમેય લાગે છે. તેમાં પછી ગાંધીસેવકો પોતાનો સમય, પ્રતિષ્ઠા શું કામ આપે ? તેમાંય જે મોટા કે શિષ્ટજન છે, તેમની તો વધુ જવાબદારી હોય.

૧૧-૯-'૫૧ **મગનભાઈ દેસાઈ**

# દિલ્હીમાં ગાંધીજી

[ શ્રી. મનુબહેન ગાંધીની ડાયરીનો આગળનો હપતો ]

**તા. ૮-૧૦-'૪૭ બુધવાર**
**નવી દિલ્હી**

૩ા વાગ્યે નિયમ મુજબ પ્રાર્થના સારુ ઊઠ્યા. બાપુજી પાસે રાતે જાગવું પડ્યું હતું. દાતણપાણી કરી પ્રાર્થના. પ્રાર્થના પછી ગરમ પાણી પીને એક બે પત્રો જોતાં જોતાં બાપુજી ઊંઘી ગયા. ૪ા થી ૬ા સુધી સૂતા. ૬-૩૦ ફળનો રસ લીધો. બનફશા પણ લીધું. તડકે ફર્યા. બાપુજીનું માલિશ પણ તડકે જ થયું. માલિશ સમયે ઉધરસ બહુ આવતી હતી. એનિમા પણ લીધી.

બાથ લેતાં છાપાં સાંભળ્યાં. બાથ સમયે બહુ ઉધરસ નહોતી આવી. છાપામાં હતું કે, લિયાકતઅલીએ કહ્યું કે, "પૂર્વ પંજાબમાં જેટલા નિરાશ્રિતો છે તેને પાછા લેવા અમે તૈયાર છીએ, હિંદુસ્તાનમાં બીજે સ્થળે ગયા છે તેને ન લઈએ."

બાપુજી કહે, 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ' તે આનું નામ. એટલું કહી મૌન રહ્યા. અને આ ઊંડા દુઃખની વ્યથા, ચહેરા ઉપરની ગંભીરતા બતાવતી હતી. ૮-૩૦ નાહીને પરવાર્યા. બિરલાજી આવ્યા. તેમની સાથે તો તબિયત અંગે જ વાતો થઈ આરામ લીધો. લાહોરના મુકુંદલાલજી આવ્યા. ૧૦ વાગ્યાથી દૂધ શરૂ થયું. ૭ ઔંસથી શરૂઆત કરી. ૧૧ા વાગ્યે ગરમ માટી, ગળે અને છાતીએ લીધી. પેડુ પર ઠંડી માટી. ૧૨ વાગ્યે માટી કઢાવતાં અને લૂછતાં કપડાં પર સહેજ ડાઘો માટીનો લાગ્યો. બાપુજી કહે, "જરા માટી કપડા પર શાની લાગે ? નર્સની જરીક ભૂલ ક્યાંય ચાલે ? ખબર છે કે દર્દીની જવાબદારી ડૉક્ટરો કરતાં નર્સો પર અનેક ગણી હોય છે ? નર્સની જરાક ભૂલ કેમ સહન થાય ?

કાલે તો ભૂલમાં દૂધમાં જરાક સોમલ પડી જશે, અને હું પી જાઉં પછી કહીશ કે જરાક જ હતું તો ?"

બેદરકારીથી કપડું માટી વડે ખરડાયું. પાણી અને સાબુ આ બેદરકારીને લીધે બગાડવાં, એ બાપુજીને મન આટલી મોટી વાત છે.

મીરાંબહેનને પણ તાવ આવ્યો. બપોરના હું તેમની સારવારમાં રોકાઈ.

બપોર સુધીમાં આવનારાઓમાં સરદારદાદા, સર પુરુષોત્તમદાસજી, રાજકુમારીબહેન હતાં. બીજું ખાસ કોઈ નહોતું આવ્યું.

આખા દહાડામાં ૨૪ ઔંસ દૂધ લીધું. સાંજે શાક, સૂપ, દૂધ અને ફળમાં સંતરાં લીધાં.

પછી પ્રાર્થનાસભામાં નિયમ મુજબ ગયા. એક ભાઈએ રસ્તામાં બાપુજીને ૫૦૦ રૂ. કામળા ખરીદવા આપ્યા.

બાપુજીએ પ્રાર્થનાસભામાં કહ્યું : "આજે પણ કેટલાક ધાબળા તો આવ્યા જ છે. અને પૈસા પણ આવે છે. પણ પૈસા કરતાં ધાબળા જ મોકલો તો મને પણ સુગમતા રહેશે.

"આજે મારી પાસે એક ગૃહસ્થે વાત કરી કે, તેઓ દહેરાદૂનથી આગગાડીમાં આવતા હતા ત્યારે પોતાનો ડબ્બો હિંદુ શીખોથી ભરપૂર હતો. પણ તેવામાં એક નવો માણસ આવ્યો. અને આમાં મુસાફરી કરનારાઓમાંથી કેટલાકને શંકા પડતાં પૂછપરછ કરી. પેલા ભાઈએ કહ્યું: 'ચમાર છું.' પણ તે ભાઈના હાથ પરના ત્રોફાવેલા તાજવાના (છૂંદણાના) નિશાન પરથી ખબર પડી કે તે મુસલમાન છે. અને તુરત જ તેના પર હુમલો કરી તેને જમનામાં ફેંકી દેવામાં આવ્યો.

"આ વર્ણન એક ગૃહસ્થે મારી પાસે રજૂ કર્યું. અને એમ પણ કબૂલ્યું કે, આવો ભયંકર દેખાવ મારાથી જોયો નહોતો જતો, પણ હું એકલો શું કરું ?

"મેં કહ્યું — તમારે વચ્ચે પડી સમજાવવા જોઈતા હતા કે એક બિનગુનેગારને શા સારુ મારો છો ? તમારા જાનનું જોખમ વહોરીને પણ તમે આ ભાઈને બચાવી શકત. હું એ માની નથી શકતો કે, ડબ્બામાં જેટલાં મુસાફરો હતાં તે બધાં જ આ બિનગુનેગાર આદમીને મારી નાખવાની તરફેણમાં હશે. પણ જો તમે તેને બચાવવાની જરાક હિંમત કરી હોત તો અવશ્ય તમને મદદ મળી જ જાત. ન મળત તોપણ શું ? ઈશ્વરી મદદ આવાં કાર્યોમાં મળે જ છે. છેવટ મૃત્યુ તો આપણો સાચો મિત્ર છે. તે મિત્રને ભેટવાનું સૌભાગ્ય સાંપડત ને ? ૫૦–૬૦ માણસોની વચ્ચે એક આવા આદમીને મારવો તેમાં કઈ બહાદુરી છે ? પણ હવે મારે કબૂલવું જોઈએ કે, આપણી બ્રિટિશો સાથેની લડાઈ, બહાદુરીની અહિંસાના પાયા પર નહોતી રચાઈ. તેનું પરિણામ આજે આપણે ભોગવી રહ્યા છીએ. પણ હવે જો પ્રભુ કરવા દેશે તો મારી પાછલી જિંદગીમાં લોકોને બહાદુરીથી અહિંસક મોતને ભેટવાનું રહસ્ય સમજાવવું છે, અને તેનો પ્રચાર કરવો છે. હું કબૂલ કરું છું કે, પાકિસ્તાનમાં જે બની રહ્યું છે તે સારું નથી. પરંતુ અહીં પણ જે બને છે તે એટલું જ ખરાબ અને શરમજનક છે. કોનો વાંક છે કે કોનો અન્યાય છે, એની શોધખોળ કરવાનો આ અવસર નથી. જો બંનેએ મિત્ર બનવું હોય તો ભૂતકાળને ભૂલ્યા વિના છૂટકો જ નથી.

"છાપાંવાળાઓ પણ પોતાની ફરજ ચૂકે છે. મોટા મોટા ટાઈપમાં ઉશ્કેરાટવાળી ભાષા વાપરી સમાજની મોટી કુસેવા બજાવવાનું પાપ કરે છે. તંત્રીઓની ફરજ છે કે, ખોટા હેવાલો ઉપર પૂરતું ધ્યાન આપવું જોઈએ. આજે જ એક છાપામાં મેં વાંચ્યું કે, મેયો લોકોએ રેવારીમાં હિંદુઓ ઉપર હુમલો કર્યો. આ સમાચારથી મને ખૂબ દુઃખ થયું. પણ બીજા છાપામાં આ હકીકત ખોટી છે તેમ વાંચ્યું.

"અખબારના માલિકે સાચા બની લોકોની સેવા કરવાની છે. એટલે આઝાદ દેશમાં, અખબારી દુનિયાએ દેશના ઘડતરમાં પોતે એક સામર્થ્યશાળી શક્તિ છે એ ભૂલવું ન જોઈએ.

"તેવી જ રીતે લશ્કર અને પોલીસને આ કાયદો લાગુ પડે છે. એણે પોતાની ફરજ વખતે કોણ કઈ જાતનું છે તે જોવા ન બેસવું જોઈએ. જોકે મારી ઇચ્છા તો એ રહી કે, દેશમાં પોલીસ કે મિલિટરીની જરૂર જ ન હોવી જોઈએ. પણ તે તો હવાઈ વાતો છે.

"પોલીસ અને લશ્કરનાં માણસોએ સંપૂર્ણપણે અણીશુદ્ધ પ્રામાણિકતા અને ચારિત્ર કેળવવું જોઈએ.

"હું તો લોહીના એક પણ ટીપા વગર આપણે આઝાદી મેળવી શક્યાં છીએ, તેની જગત ઉપર જે છાપ પડી છે, તે પર બટ્ટો ન લાગે તે માટેનો યોગ્ય રસ્તો બતાવી રહ્યો છું. મારી વાત જો કાને નહિ ધરો તો હું કહું છું કે, તમે રડશો, પસ્તાશો. હું તો બૂમો પાડતો પાડતો ચાલ્યો જઈશ. પણ સીધે રસ્તે નહિ જાઓ તો હિંદુસ્તાનનું શ્રેય નથી, નથી પાકિસ્તાનનું."

પ્રાર્થના પછી બાપુજી અંદર ફર્યા. ડૉ. જીવરાજભાઈ આવ્યા. ખબર મળ્યા કે ગુજરાનવાલામાં પાંચ હજાર માણસો ઘાયલ થયાં. કદાચ દિલ્હી ન ભડકી ઊઠે? રાતે શહીદ સુહરાવર્દી સાહેબ આવ્યા. આ સંબંધી વાતો થઈ. બાપુજીએ તેમને સ્પષ્ટ કહ્યું કે, "જો તમે કહો છો કે તમારે યુનિયનની સેવા કરવી છે, તો આજે જે ગુજરાનવાલામાં પાંચ હજાર માણસો ઘાયલ થયાંની હમણાં વાત આવી અને પાકિસ્તાનમાં જે અઘટિત બનાવો બની રહ્યા છે, તે સંબંધે તમારે નિવેદન કાઢવું જોઈએ. અને સાચી હકીકત સમજાવી ત્યાં બેસીને તમારા ભાઈઓને અને સરકારને આવાં અણછાજતાં કાર્યો ન થાય તેની સાવધાની રાખવાનું અને ગુંડાતત્ત્વને જડમૂળથી ઉખેડી નાખવાનું કહેવું જોઈએ. જો એટલું તમે કરી બતાવશો તો હું કે જગત તો શું પણ ખુદા તમારા પર અમીપુષ્પ વરસાવશે, એમાં મને જરાયે શંકા નથી."

એમની સાથેની વાતોનો આ સાર હતો. પછી બાપુજી મીરાંબહેનને જોવા ગયા. પાછા આવી પગ ધોયા. કસરત કરી સૂવાની તૈયારી ૯-૩૦ પછી.

**તા. ૯-૧૦-'૪૭ ગુરુવાર**
**નવી દિલ્હી**

આજે રાતે બે વાગ્યે બાપુજીને ખૂબ ઉધરસ આવી. અર્ધા કલાકમાં શાંતિ વળતાં ફરી સૂતા. ૩ા વાગ્યે નિયમ મુજબ પ્રાર્થના. પ્રાર્થના પછી ટપાલ સાંભળતાં સૂઈ ગયા. ૫-૨૦ જાગ્યા અને ફરી સૂતા.

૬-૪૫ ફરવા ઊઠ્યા. ફરીને પગ ધોઈને માલિશ માટે ગયા. માલિશમાં ઉધરસ કાલ માફક જ આવતી હતી.

ડૉક્ટર સાહેબને બાપુજીએ પૂછ્યું, "દૂધની માત્રા બરાબર છે કે વધારવી છે?"

ડૉક્ટર સાહેબે કહ્યું, "આજે આઠ ઔંસ સુધી લઈ જાઓ તો સારું જ છે."

બાપુજી કહે, "મારો અનુભવ છે કે દૂધથી મને વધારે લાગે છે."

ડૉક્ટર સાહેબ કહે, "મારો એવો અનુભવ છે કે દૂધથી શરીર બંધાય છે. પણ માફક આવતાં વાર લાગે છે ખરી."

આમ દર્દી અને ડૉક્ટરનો સંવાદ જુદી જુદી દિશાએ ઘણી મિનિટ સુધી ચાલ્યા પછી એમ નક્કી થયું કે, અર્ધું પાણી અને અર્ધું દૂધ—એટલે ૭ ઔંસ પાણી અને ૭ ઔંસ દૂધ.

એનિમા લેતાં બાપુજી સારી પેઠે હેરાન થયા, પણ કચરો ખૂબ નીકળ્યો. બાથમાં હજામત કરી.

સ્નાન બાદ શહીદ સાહેબ આવ્યા. આજે કંઈક જુદી જ વાતો સંભળાવતા શરૂઆતમાં બાપુજીને કહે, "મારે તમને કડવાં વેણો સંભળાવવાં પડશે."

બાપુજી હસતાં હસતાં કહે, "જરૂર જરૂર, એ તો મને ગમે જ છે."

સુહરાવર્દી સાહેબ—. . . આપે જે લખી આપ્યું છે તેનો મિ. ઝીણા જુદો અર્થ કરે છે અને તેઓ માને છે કે તમે મને છેતરો છો.

બાપુજી—હું કોઈને છેતરું છું એમ લાગે તો હું માનું છું કે આનાથી વધારે કાંઈ ગાળ મારા માટે નથી. પણ તેની હરકત નથી. જો મારામાં તમને જરા પણ વિશ્વાસ હોય કે હું તમારી સેવા કરવાના ઇરાદાથી જ જીવું છું, તો કહું છું કે, મારા મનમાં કોઈને છેતરવાનો કે કોઈનું ભૂંડું કરવાનો ભાવ સરખો પણ શા માટે હોય? પણ આપણી કમનસીબી છે કે આપણે આઝાદી પછી પતનને પંથે જઈ રહ્યા છીએ.

શહીદ સાહેબ—ઝીણાસાહેબ જવાહરલાલજીનાં બહુ વખાણ કરે છે.

બાપુજી—પણ જાહેરમાં ક્યારે કર્યાં? અને જવાહરને કે સરદારને શી પડી છે કે કોઈ તેનાં વખાણ કરે કે વખોડે? જેણે આટઆટલો ત્યાગ કર્યો અને પોતાનું સર્વસ્વ દેશને ખોળે મૂક્યું તે અત્યારે દેશસેવા,

દેશની આબાદી સિવાય બીજા શા વિચાર પણ કરી શકે? એટલું તો તમે સમજો. આજે જ શાંતિ થાય, આજથી જ આપણે સુખી થઈએ, જો ઝીણાસાહેબ ત્યાં જરાક સીધું કરે તો.

સુહરાવર્દી સાહેબ — ઝીણાસાહેબ હિંદુઓને જવાનું કહેતા જ નથી.

બાપુજી — તમારી આ વાત સાંભળીને હું આશ્ચર્ય પામું છું. સિંધની સ્થિતિ કેવી કરી મૂકી છે? અને પછી કહો છો કે, ઝીણાસાહેબ હિંદુઓને સિંધ છોડવાનું કહેતા નથી, તે કેવી બાલિશ વાત કરો છો?

કેમ ગુજરાનવાલામાં ૫૦૦૦ માણસોને ઘાયલ કર્યાં છે તે વિષે ઝીણાસાહેબ કે વડાપ્રધાન (લિયાકતઅલી) કશું જ નથી બોલતા?

તમે જો 'પીસમિશન'માં કામ કરો છો તો તમારી ફરજ થઈ જાય છે કે તટસ્થ બની તમારે કામ કરવું જોઈએ.

શહીદ સાહેબ — પણ તમને ખબર નહિ હોય કે ત્યાં પણ લોકો સુખી નથી. સરકાર કેટલી બદનામ થઈ ગઈ છે? મુસલમાનો ઝીણાસાહેબને અને લિયાકત-અલીને ગાળો દે છે!

બાપુજી — આ સાંભળીને કંઈ હું સંતોષ પામું; તેમ આશ્વાસન લઉં તેમ પણ નથી. કોઈ બદનામ થાય એમ તો હું ઇચ્છતો જ નથી. નથી ત્યાંનું રાજ્ય-તંત્ર કેવું ચાલે છે તે જાણવાની ઇચ્છા. માત્ર જે કરારથી ભાગલા પડાયા છે કે, પ્રજાને જરા પણ સોસવું નહિ પડે, પાકિસ્તાનમાં જે પ્રજા રહે છે, તે રહેતી હતી તેમ જ રહે તો રક્ષણ મળશે, હિંદુસ્તાનમાં જે પ્રજા રહેતી હતી તે પણ તેવી જ રીતે શાંતિથી રહી શકશે, એ કરારને પાળો. એ જ બંને પક્ષે જોવા ઇચ્છું છું. બિચારી નિર્દોષ પ્રજા આજે કેવી હેરાન થઈ રહી છે? એ જ દુઃખદ વાત છે. અને તે કરાર, બોલાયા પ્રમાણે, પ્રતિજ્ઞા લીધા પ્રમાણે નથી પળાતા તે હકીકત છે. એટલે કયાં કોણ ઝીણાસાહેબને, કે જવાહરને ગાળો દે છે તેની શોધખોળ માટે તમે કામ નથી કરતા કે તેનો રિપોર્ટ લેવા પણ મેં કરાંચી નથી મોકલ્યા. એટલે તમે ઝીણાસાહેબને કાગળ લખો અને તેમાં હવે શું કરવા ઇચ્છે છે તે સત્ય હકીકત સમજો, સમજાવો. . . .

આમ એક કલાક ચર્ચા ચાલી. અંતે સુશીલાબહેને બાપુજીને થાક લાગતો હોવાથી વાતો બંધ કરવાની સૂચના કરી એટલે વાતો બંધ થઈ. બાપુજી ખૂબ થાકયા પણ છે. ૧૦ થયા છે.

આરામ કરવા બાપુજી સૂતા. ૧૧ વાગ્યે ઊઠ્યા. ઊઠીને શહીદસાહેબે લખેલો કાગળ જોયો અને તેમાં કેટલાક સુધારા કરાવ્યા.

૧ વાગ્યે ગરમ માટી છાતી તથા ગળા ઉપર લીધી. પેડુ પર ઠંડી માટી લીધી. ૨ વાગ્યે માટી કાઢી. બે વાગ્યે વૈદ્ય શિવશર્માજી આવ્યા. (જેઓ પૂ. કસ્તૂરબા માટે આગાખાન મહેલમાં આવ્યા હતા તે.)

એ લાહોરમાં આખર સુધી રહ્યા હતા અને ત્યાંની સ્થિતિ બતાવતા હતા. તેમણે બહેનો પર અત્યાચાર થાય તો અત્યાચારનો ભોગ ન થતાં ઝેરની પુડીઓ તૈયાર કરી બહેનોને બહેનોની માગણીથી આપી હતી. કેટલાક બલૂચીઓએ હિંદુઓને બચાવ્યા હતા. એ કહેતા હતા કે, "બલૂચીઓ એવા હોય છે કે જો તેમને પૈસા આપો અને કહો કે તારા બાપને માર, તો તેઓ બાપ પર પણ ગોળી ચલાવવા તૈયાર થઈ જાય છે. એટલે અમે બલૂચીઓને પૈસા આપી હિંદુઓને બચાવતા હતા."

૨॥ વાગ્યે પંડિતજી આવ્યા. ૩ વાગ્યે ગયા તે પછી અહીંના ડૉ. જોષી જેઓ પર હૉસ્પિટલમાં ગોળી છોડાઈ હતી, તેમનાં દીકરી આવ્યાં. બાપુજીએ તેમને આશ્વાસન આપ્યું અને કહ્યું, "તારા પિતાના મૃત્યુની તો મને ઈર્ષા થાય છે, કે જેણે હિંદુ મુસલમાન અનેક ગરીબ દર્દીઓની સેવા કરી. અને કામ કરતાં કરતાં જ એક મુસલમાનના હાથે જ ગોળી છૂટે અને પ્રાણ જાય, તેના કરતાં બીજું કયું ઉત્તમ મૃત્યુ હોય?"

તેમની સાથે કાંતતાં કાંતતાં વાતો કરી. આજે તો અર્ધું દૂધ – ૬ ઔંસ, અને અર્ધું પાણી, પાણી બળી જાય તેટલું તે દૂધને ઉકાળીને અંદર જરાક પીપરીમૂળ નાખીને તે લીધું. પાંચ વાગ્યે સૂપ, શાક અને ફળ લીધાં.

સાંજે પાંચ વાગ્યે ખાતા હતા ત્યારે કચરૂ સાહેબ આવ્યા. કાશ્મીરની હાલત બતાવી. "શેખસાહેબ છૂટ્યા પછી એમણે તો પ્રજા સમક્ષ ત્રણ વાતો મૂકી છે, ૧. કાશ્મીર સાવ સ્વતંત્ર રહે. ૨. પાકિસ્તાનમાં જોડાય. ૩. હિંદુસ્તાનમાં જોડાય.

"સ્વતંત્ર રહેવું મુશ્કેલ છે. પાકિસ્તાનની પૉલિસી ખૂબ ખરાબ છે, એટલે ત્યાં તો ન જ જોડાઈ શકે. ત્યારે હિંદુસ્તાનમાં જ જોડાઈ શકે. મહારાજાસાહેબે પણ શેખસાહેબને બધું સોંપવાનું નક્કી કર્યું છે.

"આવા પ્રચારથી લીગવાળાએ પોતાને રસ્તેથી આવતું પેટ્રોલ અને ખાવાપીવાનો સામાન આવતો બંધ કર્યો છે. આથી કાશ્મીરમાં ખાવાપીવાની અને પેટ્રોલની તંગી થઈ પડી હતી. પણ ગઈ કાલે અને પરમ દહાડે કાશ્મીર માટે હિંદુસ્તાને ઍરોપ્લેનથી પેટ્રોલ પહોંચાડયું. બીજી તરફ મહારાજાને લિયાકતઅલીએ એક ચેતવણી-રૂપે કાગળ લખ્યો છે કે, 'કૉંગ્રેસ તો તમારી વિરુદ્ધ છે. તમે ત્યાં જશો તો મરી રહેશો. હમણાં તમે પાકિસ્તાનમાં પણ ન જોડાઓ, હિંદુસ્તાનમાં પણ ન જોડાઓ. સ્વતંત્ર છીએ એમ કહી દો. અમે તમને મદદ કરીશું.' આવી જાતના કાગળો લખે છે. આવી હાલત કાશ્મીરની છે."

કચરૂજી ગયા પછી અન્નદાબાબુ આવ્યા. એમણે બંગાળની સ્થિતિ બતાવતાં કહ્યું કે, પૂર્વ બંગાળથી બધા ભાગી ભાગીને આવે છે, છતાં ત્યાંની સરકાર કંઈ કરતી નથી.

આજે સાંજ સુધીમાં લગભગ આવી જ દુઃખ-ભરેલી કહાણીઓ આવી. પ્રાર્થના સમય સુધીમાં આજે ૩૦ કામળા આવ્યા.

પ્રાર્થના પછીના ભાષણમાં બાપુજીએ કહ્યું, "જેઓને હવે કામળા મોકલવા હોય તેઓ જલદી મોકલે તો સારું. દાન જો સમયસર દેવામાં આવે તો જ ખરું દાન છે. પછી તો કંઈ ઉપયોગનું નથી. હવે દિવસે દિવસે શિયાળાની ઠંડી વધતી જશે.

"તમે બધાં અહીં આવી તમારા આટલા દુઃખમાં પણ મને ધીરજથી સાંભળો છો તે માટે તમારો આભારી છું. પણ સાંભળીને જો અમલ કરવા જેવું લાગે તો અમલ કરો તો મને સંતોષ થાય.

"પાકિસ્તાનમાં હિંદુ શીખના હાલ કેટલા કપરા છે અને બંગાળમાં પણ એટલી જ હાલાકી છે, તેની વાતો દિવસ દરમિયાન ખૂબ ખૂબ આવી. અહીં નિરાશ્રિતોની છાવણીમાં પણ આવી જ અસહ્ય હાલાકી ભોગવવી પડે છે, તેનો મને ખ્યાલ છે. પોતાના વતનમાં જ્યારે કારમું દુઃખ આવી પડ્યું ત્યારે પ્રજાને લાગ્યું કે, કદાચ જ્યાં આપણી વધુમતી છે ત્યાં જઈશું તો સુખી થઈશું. પરંતુ આ ખ્યાલ ખોટો છે. ગમે તેટલી સારી સરકાર હોય અને ઇચ્છે કે સહુને સુખી રાખીએ, પણ જ્યાં આટલી મોટી સંખ્યાના નિરાશ્રિતોની વ્યવસ્થા કરવાનું ઓચિંતું આવી પડે ત્યાં શું કરી શકાય? હું તો આથી લોકોને એક જ વાત કહું છું કે, તમારા વતનમાં અને તમારા મકાનમાં પડ્યા રહો અને દયા એક ઈશ્વરની જ માગો. એના સિવાય કોઈ બચાવી શકે તેમ નથી. અને તેમ છતાં મરવાનું આવે તો પોતાના ભાઈઓના હાથે હિંમતથી મરો. આ રીતે રિબાઈને જીવવા કરતાં તો મરવું સારું જ છે.

"બંને સરકારે હવે ચેતવું પડશે. અને સહકારથી યોગ્ય કરારો કરી તેનો અમલ નહીં થાય તો યુદ્ધ સિવાય ત્રીજો કોઈ રસ્તો નથી. હું તો લડાઈની વિરુદ્ધ જ છું. પણ સાથે સાથે એ પણ જાણું છું કે, મિલિટરી, અને હથિયારોથી સજ્જ સૈન્ય રાખનારી સરકાર બીજી કોઈ રીતે ચાલી નહિ શકે. અને એ પણ એટલું જ સાચું છે કે એ રસ્તે આખરે તો વિનાશ જ છે. વસ્તીની ફેરબદલીથી એકેય પક્ષને લાભ તો નથી જ, પણ તેને ફરી વસાવવાના કેટલા મોટા મોટા સવાલો ઊભા થશે તેનો વિચાર કરે તો સારું."

પ્રાર્થના પછી બાપુજી ફર્યા. હું મીરાંબહેનની સેવામાં રોકાઈ. મીરાંબહેન માટે એક બહારની નર્સ આવી હતી. પણ બહારની નર્સ રાખવાનું ખર્ચ બિરલાજી પર ન પડે, એટલે બાપુજીએ એ સાજાં થાય ત્યાં સુધી મને ત્યાં રહેવાનું કહ્યું.

૭-૩૦ વાગ્યે પંડિતજી આવ્યા. પંડિતજી અત્યારની હાલતથી બહુ બેચેન બન્યા હોય તેમ તેમનો ચહેરો ચિંતાતુર લાગતો હતો. પ્રવચન જોઈ ૯ વાગ્યા પછી મીરાંબહેનને જોવા બાપુજી ગયા. પછી પગ ધોઈ કસરત કરી સૂવાની તૈયારી.

**મનુબહેન ગાંધી**

# હિંદીના વિકાસમાં ગૂજરાતીઓનો ફાળો

૧૯૩૪માં કોંગ્રેસે હિંદીનો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર કરી તેના પ્રચારને પોતાના કાર્યક્રમમાં સ્થાન દીધું, ત્યારથી ગૂજરાતમાં હિંદીનો વ્યાપક સ્વરૂપે અભ્યાસ શરૂ થયો છે. આ પહેલાં શ્રી. સયાજીરાવ ગાયકવાડે પોતાના રાજ્યમાં હિંદીના અભ્યાસને અમુક ચોક્કસ સ્થાન આપ્યું હતું, પરંતુ એ વડોદરા રાજ્યની પ્રજાને જ લાગુ પડતું અને ત્યાં પણ લોકોને એની અગત્ય સમજાઈ ન હોવાથી એ અભ્યાસ નામનો જ રહેલો. આજે પણ હજી આપણો રસ મુખ્યત્વે પરીક્ષા આપી પ્રમાણપત્રો મેળવવાની હદથી બહુ આગળ નથી વધ્યો. અલબત્ત, ૧૯૪૫ પછી, કોઈ કોઈ વાર મુશાયરાઓમાં ઉર્દૂ શૈલીનાં કાવ્યો સાંભળવાનાં મળે છે અને ૧૯૪૯માં આપણી બંધારણસભાએ હિંદીને રાષ્ટ્રભાષાની મહોર મારી આપી ત્યારથી કેટલાક લેખકોએ પણ હિંદીમાં લેખો તથા કાવ્યો લખવા માંડ્યાં છે.

પરંતુ, હિંદી ભાષાના ઇતિહાસમાં આપણે માટે જે એક રસપ્રદ બિના છુપાઈ છે તેના તરફ હજી આપણું ધ્યાન ગયું નથી. એ બિના તે હિન્દીના વિકાસમાં ગુજરાતીઓએ આપેલા ફાળાની છે. આ લેખ દ્વારા એના તરફ અંગુલિનિર્દેશ કરવા માગું છું. મને પ્રાપ્ત થયેલાં મર્યાદિત સાધનોમાંથી જે માહિતી મેળવી શક્યો છું, તે અહીં આપી છે. આ વિષયના વધારે ઊંડા અભ્યાસમાં રસ પેદા કરશે તો આ લેખ સાર્થક છે.

## ૧

ગુજરાતીઓને હાથે હિંદી ભાષાની થયેલી સેવા મૂગી છતાં સંગીન છે. એમાં સૂર્યતેજની પ્રખરતા કે આંખને આંજી નાખે એવા વીજળીના ચમકારા નથી, પરંતુ હાયફાનસની ઉપયોગિતા છે. દાનેશ્વરીનો દમામ કે રસેશ્વરીના જાદુ નથી, પણ મોટી બહેનની નાની પરંતુ વધુ ભાગ્યશાળી બહેન તરફની મમતા છે. એ મમતાભરી સેવા હિંદીના વિકાસમાં એટલી ઉપયોગી નીવડી છે કે, બિન હિંદીભાષાભાષી લોકોએ હિંદીની જે કંઈપણ સેવા કરી છે એમાં ગુજરાતીઓનો નંબર કદાચ સૌથી પહેલો આવે.

### અપભ્રંશ-કાળ

એક રીતે એમાં આશ્ચર્ય જેવું કશું નથી. કારણ બંને ભાષાની જનની એક જ છે, અને બંને વચ્ચે એટલું બધું સામ્ય છે કે આપણા પ્રમાણભૂત વ્યાકરણકાર શ્રી. કમળાશંકર ત્રિવેદી તો ગુજરાતીને હિંદીનું જૂનું પ્રાંતિક સ્વરૂપ કહે છે. એઓ કહે છે:

> "સ્વરૂપમાં હિંદી કરતાં ગુજરાતી જૂની છે અને તે ભાષાનું જૂનું પ્રાંતિક સ્વરૂપ છે. ચાલુક્ય રજપૂતો એને કાઠિયાવાડના દ્વીપકલ્પમાં લઈ ગયા અને ત્યાં બીજી હિંદી બોલીઓથી છૂટી પડવાથી એ ધીમે ધીમે સ્વતન્ત્ર ભાષા બની. આ રીતે હિંદીમાંથી જે રૂપો જૂનાં થઈ જતાં રહ્યાં છે, તે એમાં કાયમ રહ્યાં છે." (ગુ. ભા. નું બૃહદ્ વ્યાકરણ—ત્રિવેદી પા. ૨૧.)

અહીં જે રજપૂતોને કાઠિયાવાડમાં જતા વર્ણવ્યા છે, તેમણે ત્યાં વલ્લભીપુરની સ્થાપના કરી હતી. 'ગુજરાતી ધીમે ધીમે સ્વતંત્ર ભાષા' બની તે પહેલાં એ ભાષા 'અપભ્રંશ'ને નામે ઓળખાતી. કેટલાક હિંદી સાહિત્યના ઇતિહાસકારો એ ભાષાને પુરાની હિન્દી પણ કહે છે. જે પ્રદેશમાં એ ભાષા બોલાતી તે પ્રદેશમાં જ તે કાળે આજના મોટા ભાગના ગૂજરાતીઓના પૂર્વજો પણ વસતા. એ અપભ્રંશના આધારભૂત રીતે ગણાવી શકાય એવા પ્રથમ કવિ તે વલ્લભીના રાજા ગુહસેન (ઈ.સ. ૫૫૯થી ૫૬૯) હતા. એક શિલાલેખ પ્રમાણે એ રાજાએ સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશમાં કાવ્યો લખ્યાં છે. (Gujarat and its Literature, P. 21)

હિંદી ભાષાના ઇતિહાસકારો અપભ્રંશકાળથી હિંદી ભાષાના ઇતિહાસનો પ્રારંભ ગણે છે, અને રાજા ગુહસેનને જ આ ભાષાના પહેલા આધારભૂત કવિ ગણે છે. શ્રી. રામચન્દ્ર શુક્લ પોતાના हिन्दी साहित्यका इतिहासमां લખે છે:

> "'अपभ्रंश' नाम पहलेपहल वल्लभीके राजा धारसेन द्वितीयके शिलालेखमें मिलता है जिसमें उसने अपने पिता गुहसेन (वि. सं. ६५०के पहले) को संस्कृत, प्राकृत और अपभ्रंश तीनोंका कवि कहा है!" (प्र. र. पन्ना ६)।

આ અપભ્રંશકાળના ઉપલબ્ધ સાહિત્યમાં તો નિઃશંક રીતે ગુજરાતી કવિઓનો ફાળો સૌથી મોટો છે. ઉપર જોયું તેમ, એના પ્રથમ કવિ થવાનું માન વલ્લભીના ગુહસેનને ફાળે જાય છે. એનું પહેલું વ્યાકરણ તથા સૌથી જૂના નમૂના આપનાર પણ ગુજરાતના સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહ (સં. ૧૧૫૦-૯૯) અને એના ભત્રીજા કુમારપાલના દરબારના પ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રી. હેમચંદ્રસૂરી. તે પણ ગુજરાતી હતા. ધંધૂકાના એક મોઢ વાણિયાને ત્યાં વિક્રમ સંવત ૧૧૪૫માં એમનો જન્મ થયો હતો. હિંદી ભાષાના ઇતિહાસમાં પણ એમનું નામ માન સાથે લેવામાં આવે છે. શ્રી. રામચંદ્ર શુક્લ પોતાના ઉપર જણાવેલા પુસ્તકમાં લખે છે :

"हेमचन्द्र — (११५० से १२३० दरम्यान) इन्होंने एक बड़ा भारी व्याकरणग्रंथ 'सिद्धहैमचन्द्र शब्दानुशासन' सिद्धराजके समयमें बनाया, जिसमें संस्कृत, प्राकृत और अपभ्रंश तीनोंका समावेश किया। अपभ्रंशके उदाहरणोंमें इन्होंने पूरे दोहे या पद्य उद्धृत किए हैं, जिनमेंसे अधिकांश इनके समयसे पहलेके हैं।"

શ્રી. વ્રજરત્નદાસ પોતાના हिन्दी साहित्यका इतिहासમાં નોંધે છે :

'हेमचन्द्रने कुमारपाल-चरित नामक एक प्राकृत काव्य लिखा है, जिसमें अपभ्रंशके भी पद्य दिए गए हैं। इसी प्रकारका एक ग्रंथ 'कुमारपाल-प्रतिबोध' है, जिसे सोमप्रभसूरीने सं. १२४१ वि. में लिखा था। इसमें भी कुछ प्राचीन अपभ्रंशके दोहे संगृहीत हैं।'

રાજા ગુહસેન અને હેમચંદ્ર વચ્ચે પાંચ સદીનો ગાળો પડે છે. એ સમય દરમ્યાન થઈ ગયેલા અપભ્રંશ ભાષાના કવિઓનો ઇતિહાસ શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ "આપણા કવિઓ — ખંડ ૧"માં આપ્યો છે. એમાં એમણે અનેક કવિઓ તથા તેમની કૃતિઓનો ઉલ્લેખ કર્યો છે. એમાંથી મુખ્ય નીચે પ્રમાણે છે :

"અપભ્રંશના ક્ષેત્રમાં નિરપવાદ મહત્ત્વનું સ્થાન ભોગવતા ઉદ્યોતનસૂરીએ ભિન્નમાળમાં રહી વિ. સં. ૮૩૫માં કુવલયમાલા નામનો આર્ષમિશ્રિત પ્રાકૃત-ભાષામાં ગ્રંથ રચ્યો છે. આ ગ્રંથમાં અનેક સ્થળે અપભ્રંશ ભાષામાં પદ્યો મુકાયેલાં છે. ઝાલોરમાં વીરભદ્રે બંધાવેલા જિનમંદિરમાં રહી શાકે ૭૦૦ના ચૈત્ર કૃષ્ણ ૧૪ના દિને તેણે કુવલયમાલા કથાની રચના કરી." (પા. ૩૦-૩૧)

આ પછી જોઇન્દુ, પુષ્પદંત, ધનપાલ, વગેરે કવિઓનો ઉલ્લેખ આવે છે. ધનપાલ વિષે શાસ્ત્રીજી લખે છે :

"ધક્કડ નામના વણિક કુટુંબમાં પિતા માહેશ્વર અને માતા ધનશ્રીથી જન્મ્યો હતો. આ ધક્કડ કુળનો ઉલ્લેખ દેલવાડાના ઈ. સ. ૧૨૩૦ના (તેજપાળના) શિલાલેખમાં આવતો હોવાથી એ કુળ ગુજરાતમાં આવી વસ્યું જણાય છે.

"ધનપાલ પછી એ જ સમયનો ધવલ ગામનો કવિ જાણવામાં આવ્યો છે. તેણે ૧૮૦૦૦ કડીનું હરિવંશ પુરાણ રચ્યું છે.

"ઘણું કરી મૂળરાજ ૧લાના સમય (વિ. સં. ૯૯૮-૧૦૪૩)માં શ્રી. ચંદ્રમુનિ નામનો એક જૈન કવિ થઈ ગયો છે, જેનું એક કથાકોશ નામનું કાવ્ય મળે છે. . . .તેણે મૂલરાજ રાજાના ગોષ્ઠિક અને અણહિલપુરના વતની પ્રાગ્વાટ સજ્જનના પુત્ર કૃષ્ણના કુટુંબ માટે ઉક્ત ગ્રંથની રચના કરી હતી. આ કવિએ ૫૩ સંધિમાં એ કાવ્ય રચ્યું છે." (પા. ૪૩)

"આચાર્ય હેમચંદ્રના જીવનના છેલ્લા ભાગમાં ઊગતો આવતો એક સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશ ભાષાનો સારો કવિ પોતાના અર્ધ ઐતિહાસિક ગદ્યપદ્યાત્મક પ્રાકૃતકાવ્ય કુમારપાલ-પ્રતિબોધથી પ્રસિદ્ધિમાં આવે છે. મૂળે પોરવાડ વણિક, પિતાનું નામ સર્વદેવ અને દાદાનું નામ જિનદેવ. આ કવિએ આ ઉપરાંત 'સુમતિનાથ ચરિત', 'સૂક્તિ મુક્તાવલી' અને 'સિંદૂરપ્રકર' કે 'સોમશતક' એ ત્રણ કાવ્યગ્રંથો પણ રચ્યા છે. 'કુમારપાલ-પ્રતિબોધ'ની રચના એણે ગુર્જ્જરપુર અણહિલવાડમાં કરી છે. આ કવિ તે હેમચંદ્રાચાર્યની સાથે ગણાવેલો સોમપ્રભસૂરી.

"આ પછી જિનપ્રભસૂરી કરીને એક કવિ આવે છે, એણે ૧૮ કૃતિઓ લખી છે અને બીજી નવ એની હોવાનો સંભવ છે. એના એક શિષ્યે 'નર્મદાસુંદરી કથા' નામક ૭૧ કડીનું કાવ્ય સં. ૧૩૨૮માં રચ્યું છે. બીજું કાવ્ય 'ગૌતમસ્વામી ચરિત્ર' સં. ૧૩૫૮માં રચ્યું છે. પોતાના ગુરુની માફક એ પણ સાહિત્યકીય ગૌર્જર અપભ્રંશમાં કાવ્ય રચે છે." (પા. ૧૦૯)

"મેરુતુંગે એના પ્રબંધગ્રંથની રચના સં. ૧૩૬૧-માં વઢવાણમા કરી છે. એ કવિ બહુશ્રુત અને અનુભવી છે. એણે ચૂંટી આપેલા દુહા પણ એની પસંદગાની આંકણી કરે એવા છે."

આ ઉપરાંત સિદ્ધરાજ જયસિંહના દરબારમાં ખાતિબઅલીએ ('ગુજરાતનો નાથ'નો ખતિબ) છંદોબદ્ધ પ્રાર્થનાપત્ર આપેલું તેની ભાષા પણ બોલચાલની અપભ્રંશ છે.

આમાંના મોટા ભાગના સાહિત્ય ઉપર હિંદી તેમ જ ગુજરાતી બંનેનો સહિયારો દાવો છે, અને હિંદી સાહિત્યના ઇતિહાસકારો પણ હેમચંદ્ર, સોમપ્રભસૂરી, મેરુતુંગ અને ખાતિબઅલીની રચનાઓનો ઉલ્લેખ કરે છે. એનું કારણ પણ છે. શ્રી. કમળાશંકર ત્રિવેદી એમના બૃહદ વ્યાકરણમાં ડૉ. ટેસિટોરીનો મત ટાંકે છે તે પ્રમાણે,

"અર્વાચીન ગુજરાતી ભાષા જ્યાં બોલાય છે, તે બધા પ્રદેશમા અને અર્વાચીન મારવાડી જ્યાં બોલાય છે તેના ઘણાખરા ભાગમાં, કંઈ નહિ તો પંદરમા સૈકા સુધી તો એક જ ભાષા બોલાતી હતી અને તે ભાષા 'મુગ્ધાવબોધમ ઔક્તિકમ્'ની ભાષા હતી, અર્થાત્ જેને ગુજરાતી ભાષા કહીએ છીએ તે હતી. આ પ્રમાણે તે સમયે મારવાડી ગુજરાતીથી જુદી ન હતી અને મારવાડી તેમ જ ગુજરાતી બંનેનું પ્રાચીન સ્વરૂપ એક હોવાથી ડૉ. ટેસિટોરીએ એ જૂની ભાષાને 'પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની' એવું નામ આપ્યું છે" (પા. ૨૨).

ઘણું કરીને આ જ ભાષાને હિંદી સાહિત્યના ઇતિહાસકારો દેશભાષા કહે છે, એમ એમણે એ ભાષામાં લખાયેલા ગ્રંથોની જે યાદી આપી છે તે વાંચતાં લાગે છે.

અપભ્રંશકાળમાં શ્રી. રામચંદ્ર શુક્લે પાંચ કવિ નોંધ્યા છે એમાંથી ત્રણ ગૂજરાતી છે. આ પછી ઉપર કહી તે દેશભાષાનો કાળ આવે છે.

## ૨

## રાસાયુગ

શ્રી. કેશવરામ શાસ્ત્રી એને રાસ (હિંદી રાસો) યુગ કહે છે. શ્રી. શુક્લજી એ યુગનાં આઠ કાવ્યપુસ્તકો ગણાવે છે. બીજા દશ મિશ્રબંધુઓએ ગણાવ્યા છે, પરંતુ શુક્લજીને મતે એ દશમાંથી બે જ સાહિત્યિક પુસ્તકો છે. આમ એ દશે પુસ્તકોમાંથી વિસલદેવ રાસો અજમેરના રાવ વિગ્રહસેન ચતુર્થ ઉપનામ વિસલદેવને અને રેવંતગિરિરાસુ—ગિરનાર પર્વતને અનુલક્ષીને લખાયલાં કાવ્યો છે. પહેલાનો કવિ નરપતિનાલ્હ રજપૂતાનાનો એક ભાટ હતો. શ્રી. કેશવરામ શાસ્ત્રીએ એ સમયના બીજા અનેક ગ્રંથોની યાદી આપી છે, જેમાં એક પેથડ-રાસનું કાવ્ય મુખ્ય છે. પાટણ નજીક સંડેરના પ્રાગ્વાટ પેથડશાહના સંઘનું એમાં વર્ણન છે. આ જ યુગનું બીજું એક મહત્ત્વનું કાવ્ય તે કવિ શ્રીધર વ્યાસ રચિત 'રણમલ્લછંદ' છે. શાસ્ત્રીજી એને વિષે લખે છે કે,

"....શ્રીધર સૌથી પહેલો એવો કવિ છે કે જાતે જૈનેતર અને સાથોસાથ છંદ—વૃત્તબદ્ધ કવિતા ગૂજરાતીમાં રચી આપે છે, અને તે પણ ડિંગલના પૂર્ણ સ્વરૂપને મૂર્ત કરતી જૂની નવ્ય ગૂજરાતી ભાષાનાં લક્ષણો સાથે....તે રાવ રણમલ્લનો ઈડરમાં જઈ આશ્રયી થઈ રહેલો કોઈ બ્રાહ્મણ છે."

'રણમલ્લછંદ'ના કાવ્ય વિષે એઓ કહે છે કે,

'આ કાવ્યની સૌથી વિશેષ મહત્તા તો તેમાં ભારોભાર પ્રયોજાયલા અરબી ફારસી શબ્દોથી છે.'

આ શ્રીધરને હિંદી સાહિત્યકારો પણ પોતાનો કવિ ગણે છે. શ્રી. શાસ્ત્રીજી ૧૫મા શતકના એક કવિ અબ્દુર રહેમાનનો ઉલ્લેખ પણ કરે છે:

"પશ્ચિમના દેશમાં જન્મી પ્રાકૃત કાવ્યોમાં નિપુણ થયો. તેણે સંદેશક-રાસની રચના કરી. શ્રીધર વ્યાસે 'રણમલ્લછંદ'માં એક મીર રહેમાનને મોડાસાનો થાણદાર કહ્યો છે, તથા એ કવિએ ખંભાત નગરીનું જે વર્ણન કર્યું છે તે ઉપરથી કદાચ એ ખંભાતમાં આવી રહ્યા હોય."

આ ઉપરાંત બંને ભાષાના ઇતિહાસકારો વિનયચંદ્ર વિજયસેન વગેરે કવિઓની કૃતિઓની નોંધ લે છે. આ કાળ જેને હિંદીના ઇતિહાસકારો વીરગાથા કહે છે અને શ્રી. ક. મા. મુનશી 'હિરોઈક પોયેટ્રી' કહે છે, તેનો છે.

જનક દવે

# ગ્રામ-વિદ્યાપીઠ

ભારત સરકારે દેશની આજની યુનિવર્સિટીઓ અંગે તપાસ કરી અહેવાલ તૈયાર કરવા શ્રી. રાધાકૃષ્ણનના પ્રમુખપદ હેઠળ એક કમિશન નીમ્યું હતું. અમેરિકાની જાણીતી ટેનેસી વેલી ઑથોરિટીવાળા ડૉ. મૉર્ગનને તેમાં સભ્ય તરીકે લેવામાં આવ્યા હતા. તેમણે તે અંગે હિંદની સાચી યુનિવર્સિટી હવે કેવી બનવી જોઈએ એનો એક ક્રાંતિદર્શી ચિતાર આપતી નોંધ તૈયાર કરી આપી છે. ગ્રામ-વિદ્યાપીઠો અંગેના પ્રકરણમાં યુનિવર્સિટી કમિશને એ નોંધને આધારે જ નિર્ણયો લીધા છે. હિંદુસ્તાની તાલીમી સંઘે ડૉ. મૉર્ગનની આખી નોંધ પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરી છે. તેનો અનુવાદ 'ગ્રામ-વિદ્યાપીઠ' એ નામથી ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. એનો અનુવાદ પ્રસિદ્ધ કરવાની કલ્પના શ્રી નાનાભાઈ ભટ્ટને આવી હતી. તથા તેમણે જ તેની પ્રસ્તાવના પણ લખી આપી છે. પુસ્તકની શરૂઆતમાં પ્રકાશકે કરેલા નિવેદનનો તથા શ્રી નાનાભાઈ ભટ્ટની પ્રસ્તાવનાનો ભાગ અહીં ઉતાર્યો છે. ગુજરાતી વાચકવર્ગ સમક્ષ એ પુસ્તકની રજૂઆત કરવામાં તે ઉપયોગી થશે.

૧

આ ચોપડીમાં ચર્ચેલા વિષયો બાબત મારે લખવાનું હોય નહિ. સવાલ એ છે કે, હિંદની યુનિવર્સિટીઓને સાચા અર્થમાં રાષ્ટ્રીય બનાવવા માટે આપણે શું કરવું? સાચું હિંદુસ્તાન ગામડાંમાં વસે છે, એનો મર્મ હવે યુનિવર્સિટીએ શો સમજીને ચાલવું જોઈએ? કે પછી એને માટે એ કોઈ વસ્તુ જ નથી, એમ માનવું? આજે તો જાણે કે એમ જ મનાય છે; પણ એ બરોબર છે? છાતી પર હાથ મૂકી, એ બરોબર છે, એમ કહેનાર ભાગ્યે કોઈ મળે. તો પછી આપણે કરવું શું?

આજ સુધી આપણી કેળવણી મોટે ભાગે વિલાયતની પ્રથાને અનુસરતી રહી છે. મૌલિક એવો કોઈ વિચાર એણે ઓછો કર્યો છે; એ કરવાનું તેને ભાગે આવ્યું નથી. આથી કરીને એમ જ વર્તવું એ લગભગ તેનો સ્વભાવ થઈ ગયો છે. પરદેશી રાજ્ય હતું ત્યાં સુધી એ નભ્યું. હવે તે નભી ન શકે. હિંદે પોતાની કેળવણીનું મૌલિક નવસર્જન કરવું જોઈએ. આની દિશા કઈ? એનું પહેલું પગલું કયું? તે ક્યાંથી માંડવું? એનું આછું છતાં કલ્પી શકાય એટલું સમગ્ર ચિત્ર કેવું હોય? આ વિચાર કરવામાં આ ચોપડી ખૂબ મદદરૂપ થશે, એમ માનું છું. ગાંધીજીએ સ્વતંત્ર હિંદને માટે ૧૯૩૭માં રાષ્ટ્રીય શિક્ષણનો જે નવો મંત્ર આપ્યો, તેમાં શું શું ભરેલું હતું, તે પણ આમાંથી કલ્પી શકાય છે. એવી કલ્પના કરનાર એક અમેરિકન છે, તેથી તેની સંસ્કૃતિની કેટલીક છાપ નછૂટકે એમાં ઊતરી છે ખરી. જેમ કે, યંત્રો ઉપર અમર્યાદ શ્રદ્ધા; જથાબંધ માલ ઉત્પન્ન કરવા પર આંધળો ઝોક. વળી, કેળવણીની જે ચર્ચા તે કરે છે, તેમાં જગતની શાંતિ, યુદ્ધનિષેધ, વર્ગવિગ્રહ ઇત્યાદિ સવાલો ઓછા આવે છે. યંત્રવાદ અને યંત્રોદ્યોગ-સંસ્કૃતિમાંથી નીપજતો કરપીણ વેપાર-વાદ અને પરરાષ્ટ્રના વેપારના કબજાને માટેની પડાપડી વગેરે અર્વાચીન પશ્ચિમ જગતનાં અનેક દૂષણો આ પુસ્તકમાં ચર્ચાયાં નથી. અંગ્રેજ ઇતિહાસકાર ટૉઇન્બી કહે છે તેમ, આજે માનવ જગતે યુદ્ધ અને વર્ગાવર્ગીની ઊંચનીચતા નાબૂદ કરવી જોઈએ, નહિ તો તે બે થઈને માનવતા અને સંસ્કૃતિને આખી જ ખાઈ જશે. ગાંધીજીની શિક્ષણ-દૃષ્ટિમાં આ માનવ આપત્તિનો ખ્યાલ મૂળ રૂપે રહેલો છે. તે આપત્તિ ટાળવા માટે આર્થિક ને સામાજિક ક્રાંતિ સાધવી જોઈએ; અને તે કામ કેળવણીનું છે. ડૉ. મૉર્ગને પોતાની સૂચનાની ભૂમિકા આ દૃષ્ટિએ નથી માંડી, અને કેવળ આર્થિક સંપન્નતા જ મુખ્ય નજરમાં લીધી છે. તેમ જ, આપણી કેળવણી ગામડાં અને આમલોકથી વિખૂટી પડીને એક સંકુચિત વર્ગીય પ્રવૃત્તિ બની ગઈ, તેમાં પરભાષાના માધ્યમનું જે મોટું કારણ બન્યું, તે વસ્તુ પણ આ ચોપડીમાં ચર્ચાઈ નથી. તથા શરીરશ્રમ એક મોટી મૂડી છે, જેના ઉપર જ હિંદમાં તો આપણે મદાર બાંધવી જોઈએ, નહિ તો ગામડાંની પ્રજા માટે આરો નથી, એ એક વાસ્તવિક સમાજ-સ્થિતિ પણ જોઈએ તેટલી આગળ નથી આવી. આ બધું એક પરદેશી નિરીક્ષકને કદાચ તરત ખ્યાલમાં ન આવે. છતાં ડૉ. મૉર્ગન એનો સાર તો પામી ગયા છે, તે એમણે કરેલી ચર્ચામાંથી જણાઈ આવે છે. જેમ કે, પા. ૧૧૪ પર તે કઠોર પરિશ્રમ અને કરકસરની

કિંમત આંકે છે તે જુઓ. આ બે વસ્તુઓ આપણી યુનિવર્સિટીની કેળવણીમાં છે કે? મોટાં મકાનો ને ભપકા પાછળના ખોટા ખર્ચની તે ટીકા કરે છે. એને કોઈ ગંભીરપણે વિચારે પણ નહિ, એવી લાગશે. પરીક્ષાની બલા અને પદવી જોડે સરકારી નોકરીની સગાઈ — આ બે વસ્તુએ આપણા શિક્ષણતંત્રના કેવા હાલ કર્યા છે તેની નોંધ પણ મૉર્ગન લે છે. અને ગ્રામ-વિદ્યાપીઠના કામને આગળ લેવું હોય તો સરકારે અને વિદ્યાપીઠોએ કઈ ઢબે ચાલવું જોઈએ તેની સૂચના પણ (પા. ૧૦૪–૫) તે કરે છે. તે કહે છે કે, ગ્રામવિદ્યાપીઠની તાલીમ પામેલાને કોઈ પણ જગા મળવામાં બાધ આવવો ન જોઈએ; તથા ગ્રામ-વિદ્યાપીઠોએ પોતાના કાર્યને સ્વતંત્રપણે કરવા દેવા માટે આગ્રહ રાખવો જોઈએ.

આવી વિદ્યાપીઠ કેવી રીતે સ્થાપવી, એ સવાલ પણ મૉર્ગને ચર્ચ્યો છે. પરંતુ એનો વહેવારુ રસ્તો તો આપણે જાતે પ્રયોગથી ખોળવાનો રહે છે. અને એ સવાલ આજે સ્વરાજ-સરકાર વિચારતી નથી એ ખરેખર અફસોસની વાત છે; અને જે વિચારે છે તેમાં જૂના ચકરાવામાં જ ફરવાનું ને ગૂંચાઈ મરવાનું થઈ રહે છે. તોપણ આગળ તો વધવું જ જોઈએ. તેનો રસ્તો શો? ગ્રામ-વિદ્યાપીઠ એટલે ગામડામાં કાઢેલી પણ જૂની ઢબની યુનિવર્સિટી, એવો અર્થ હરગિજ નથી. ગ્રામ-વિદ્યાપીઠ એ કેવળ ભૌગોલિક વિસ્તાર પર અવલંબતો ખ્યાલ નથી. એ એક સાંસ્કૃતિક ધ્યેયનિષ્ઠ વસ્તુ છે. લોકજીવનમાં તેનો પાયો હોય; તેની વિદ્યાપૂત જીવનદૃષ્ટિથી લોકજીવન ઉદાત્ત અને સંસ્કારી જ નહિ સમૃદ્ધ અને સર્વોદયકારી બને. એમ વિદ્યા દ્વારા સાચા હિંદની સેવા કરવાને વરેલી સંસ્થા એ હશે.

ચાલુ યુનિવર્સિટીઓ એવી ન બને? શું ગ્રામ-વિદ્યાપીઠ નવી જ કાઢવી જોઈએ? નવી કાઢવી અશક્ય નહિ તોય અવ્યવહારુ તો લાગે છે. તે નવી કાઢીએ તોપણ ચાલુ યુનિવર્સિટીએ ફરવું જોઈએ, એ તો દીવા જેવું છે. તેની દિશા ડૉ. મૉર્ગન બતાવે છે તે છે. આજે યુનિવર્સિટી કેવળ શહેરોના અમુક વર્ગની ધંધાદારી જરૂર જ પૂરી પાડે છે; તેની પાછળ કોઈ રાષ્ટ્રીય કે સાંસ્કૃતિક આદર્શ છે નહિ. એમાં સુધારો કરવો જોઈએ. બાકી સાચું કામ તો પાયાથી કરતા કરતા આગળ જવાનું છે. તે સિવાય રસ્તો દેખાતો નથી. આ બાબતમાં વાચકને ગાંધીજીએ પાયાની કેળવણી અને નવી વિદ્યાપીઠો વિષે દર્શાવેલો વિચાર યાદ કરાવવા જેવો છે.* ડૉ. મૉર્ગનની કલ્પનાને તે રસ્તે જ આગળ લઈ શકાય એમ લાગે છે. દેશે ને સરકારોએ પાયાની કેળવણીને સૌથી પ્રથમ ગણી તેને આગળ કરી તેની પાછળ ખંત- અને ચીવટ- ભેર લાગવું જોઈએ. આના વિના આગળનાં પગલાં ભાગ્યે જ સૂઝી શકે, અને સૂઝે તોપણ તે ભરી ન શકાય એવાં અવહેવારુ લાગશે. ગાંધીજીએ ગ્રામ-વિદ્યાપીઠ વિષે લખ્યું છે, "હું માનું છું કે ગામડાંની નવી વિદ્યાપીઠો કાઢવાને બદલે શહેરોની વિદ્યાપીઠોને પલટાવી શકાય." ('પાયાની કેળવણી', પા. ૧૩૫.) તે પલટવી હોય તો પાયાથી કામ શરૂ કરવું જોઈએ. અને તેમણે આ કામના પાયા નીચે પ્રમાણે ગણાવ્યા છે —

"(૧) બધી કેળવણી સ્વાશ્રયી હોવી જોઈએ, એટલે કે સરવાળે મૂડી બાદ કરતાં બધું ખર્ચ પોતે ઉપાડે.

"(૨) એ કેળવણીમાં છેવટ લગી હાથનો પૂરો ઉપયોગ થતો હોય, એટલે કે હાથ વડે કંઈક ઉદ્યમ છેવટ લગી થતો હોય.

"(૩) કેળવણીમાત્ર પોતાના પ્રાંતની ભાષામાં અપાવી જોઈએ.

"(૪) આમાં સાંપ્રદાયિક ધર્મને સ્થાન નથી, સાર્વજનિક નીતિને પૂરું સ્થાન હોય.

"(૫) આ કેળવણી એવી છે કે જેને બાળક કે બીજા શીખે એટલે તે વિદ્યાર્થીના ઘરમાં ને ગામમાં પ્રવેશ કરે.

"(૬) વળી, આ કેળવણી લેતા કરોડો વિદ્યાર્થીઓ પોતાને હિંદુસ્તાનનું અવિભાજ્ય અંગ ગણશે, તેથી બધા પ્રાંતના વિદ્યાર્થી સમજી શકે એવી એક ભાષા હોવી જોઈએ. આ ભાષા બંને લિપિ — નાગરી અને ઉર્દૂમાં લખાતી હિંદુસ્તાની જ હોઈ શકે.

"આ પાયાનો વિચાર કર્યા વિના કે તેની અવગણના કરીને નવી વિદ્યાપીઠો થાય એ દેશને લાભ પહોંચાડે એમ હું માનતો નથી, નુકસાન જ કરે.

---

* જુઓ 'પાયાની કેળવણી' (– ગાંધીજી) પ્રકરણ ૩૭, ગ્રામવિદ્યાપીઠ; પ્ર૦ ૩૮, નવી વિદ્યાપીઠો પા. ૧૩૪થી આગળ.

તેથી બધું વિચારતાં સહુને લાગવું જોઈએ કે, નવી વિદ્યાપીઠ કાઢતાં અચકાવું ઘટે છે.”

('નવી વિદ્યાપીઠો' તા. ૨૬-૧૦-'૪૭)

આજે પણ આ વાસ્તવિક સ્થિતિ લાગે છે. સ્વરાજ સરકારો ચાલુ ચકરાવામાંથી નીકળી નથી શકતી, એ આ પ્રગતિમાં મોટું વિઘ્ન છે. છતાં સુધારકોએ પોતાની વસ્તુ પ્રયોગ દ્વારા તેમની આગળ રાખ્યા જ કરવી જોઈએ. તેને માટે વિચારની સ્પષ્ટતા જોઈએ. તેમાં આ પુસ્તક મદદરૂપ થશે; એ આશાએ પ્રસિદ્ધ કર્યું છે. આ અંગે વધુ રસ લેનારાઓને રાધાકૃષ્ણન રિપોર્ટનું ગ્રામ-વિદ્યાપીઠો પરનું પ્રકરણ પણ જોવા વિનંતી છે.

**મગનભાઈ દેસાઈ**

## ૨

ડૉ. મૉર્ગનનું આ નાનકડું પુસ્તક એક રીતે આપણી આંખ ઉઘાડે એવું છે. લોકવિદ્યાપીઠનો વિચાર તો ગૂજરાત વિદ્યાપીઠ જેટલો જૂનો છે. મહાત્મા ગાંધીજીએ આપણી કેળવણીને તદ્દન નવો ઘાટ આપવા માટે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી, ત્યારે ગૂજરાત વિદ્યાપીઠના હાડમાં આ વસ્તુ પડી હતી. પરંતુ તે દિવસે એ વિચારે આકાર ન લીધો; એ આકાર લે એવી હવા તે દિવસે ન હતી. ત્યાર પછી તો વર્ષો વહ્યાં. દેશ આખાયને અગ્નિપરીક્ષાઓમાંથી પસાર થવું પડ્યું અને પરિણામે મહાત્મા ગાંધીજીએ દેશની કેળવણીના પોતાના વિચારોને વધારે સ્પષ્ટ આકાર આપતાં 'નયી તાલીમ'ને દેશ પાસે ધરી. ડૉ. મૉર્ગનની લોકવિદ્યાપીઠ એ નયી તાલીમને માથે કળશ છે એમ આપણે કહી શકીએ.

“પણ આપણી કેળવણીને નવો ઘાટ આપનાર ગાંધી કોણ? એ ક્ષેત્રમાં માથું મારવાનો એનો શો અધિકાર? એ તો પંડિતોનું ક્ષેત્ર, એ તો વિદ્વાનોનું ક્ષેત્ર, એ તો શિક્ષણશાસ્ત્રીઓનું ક્ષેત્ર, એ તો યુનિવર્સિટીના પદવીધરોનું ક્ષેત્ર.” પંડિતોનો આ વિરોધ સમન્વય તેવો છે; ગાંધી-છાપની 'નયી તાલીમ' પંડિતોનાં શાસ્ત્રોમાં શોધી ન જડે, એટલે આ ભાઈઓએ વિરોધ કરવો જ રહ્યો; એ લોકો વિરોધ ન કરે તો એમની શાસ્ત્રનિષ્ઠા લાજે.

પણ આ શાસ્ત્રીઓના ખ્યાલમાંથી એક વાત સરી ગઈ. આજે દુનિયા આખી ધીમે પગલે પણ મક્કમ પગલે પોતાનું પાસું બદલી રહી છે. અને જ્યાં સુધી જગતનાં જીવનમૂલ્યોમાં ધરમૂળનો ફેરફાર ન થાય ત્યાં સુધી દુનિયા જંપવાની નથી એ વાત આ શાસ્ત્રીઓ સમજી ન શક્યા. આજે જ્યારે ખુદ આપણી આંખ આગળ દુનિયા કાયાપલટ માટે તલસી રહી છે ત્યારે પણ આપણે આપણાં જૂનાં શાસ્ત્રોને જ કેવી ચીવટથી વળગી રહ્યા છીએ અને વળગી રહેવા માગીએ છીએ, એ જોવું હોય તો આજકાલ નવી સ્થપાતી યુનિવર્સિટી-ઓને જોઈ લો.

લોકવિદ્યાપીઠની કલ્પના અત્યંત સાદી છે, માટે જ અત્યંત ભવ્ય છે, માટે જ ક્રાન્તિકારક છે અને તેથી જ આપણી કલ્પનાને જલદી સ્પર્શતી નથી. જેમ મોટા મોટા વરઘોડા, મોટાં મોટાં મિષ્ટાન્ન જમણો, મોટી મોટી જાનો, હસ્તમેળાપના મોટા મોટા વિધિઓ વગેરેથી ટેવાયેલા લોકોને શુદ્ધ પ્રેમભાવે પણ સાદાઈથી અને સાદા વિધિથી કરેલું લગ્ન આકર્ષી શકતું નથી, તે જ પ્રમાણે યુરોપ અમેરિકાની આલેશાન ઇમારતોવાળી, જંગી ફર્નિચરવાળી યુનિવર્સિટીઓની ઢબે ઊભી થયેલી આપણી યુનિવર્સિટી-થી ટેવાયેલા આપણને જ્ઞાનની ઉપાસનામાં તલભાર ઊતરતી નહિ પણ બાહ્ય ઠઠારામાં આપણા દેશની ગરીબી અને આપણા સાદાઈના આદર્શને અનુરૂપ એવી લોકવિદ્યાપીઠ આકર્ષી ન શકે, એ સમજી શકાય તેવું છે. અને છતાં આપણને ગમે યા ન ગમે, આપણને આકર્ષે કે ન આકર્ષે, પણ જગત આખું કાયાપલટ માટે પોકારી રહ્યું છે અને કાયાપલટ થયા પછી જ જંપવાનું છે, એ પણ ચોક્કસ છે. આપણા દેશ માટેની આવી કાયાપલટવાળી વિદ્યાપીઠ એ આપણી લોકવિદ્યાપીઠ.

ડૉ. મૉર્ગને આપણા દેશ માટેની આવી લોક-વિદ્યાપીઠના વિચારને ઠીક ઠીક છણ્યો છે. આપણી આજની વિદ્યાપીઠો હવે એક રીતે જૂની થઈ ગઈ છે; દેશના અને જગતના પલટાયેલા સંયોગોને અનુકૂળ જો તેઓ થઈ નહિ શકે, તો તેઓ જૂનાં મંદિરોની માફક પ્રાણહીન થઈ જશે અને હજારો દર્શનાર્થીઓ ત્યાં આવતાં હશે તોપણ દેવ તો ત્યાંથી વિદાય લીધા વિના નહિ જ રહે.

આ ઉપરથી આપણે એમ સમજી લેવાનું નથી કે, ડૉ. મૉર્ગન જણાવે છે તે રીતે આપણે એક વિદ્યાપીઠ રાતોરાત ઊભી કરી દઈએ એટલે બસ છે. ડૉ. મૉર્ગને તો આવી લોકવિદ્યાપીઠની પોતાની કલ્પના આપી છે. પણ આપણે આપણી ઢબે લોકવિદ્યાપીઠને ઊભી કરવી જોઈએ. આવી લોકવિદ્યાપીઠ આપણી ધરતીમાંથી ઊગવી જોઈએ, એટલે તેનાં બી વાવવાં જોઈએ અને એક કુશળ માળીની કુશળતાથી ને ચીવટથી તેને જતન કરીને ઉગાડવી જોઈએ.

આપણા માટે આ લોકવિદ્યાપીઠનું કલેવર કેવું હશે, તેનો આકાર કેવો હશે, તેનાં અંગઉપાંગો કેવાં હશે, એ આજે નક્કી ન થઈ શકે. કલેવર, બાહ્ય આકાર, અંગઉપાંગો તો અંદરથી કેવાં આવે છે તે આપણે જોવું રહ્યું. આપણે એનો પ્રાણ જગાડવો. એટલે આ પ્રાણ જ પોતાને અનુકૂળ આકાર વગેરે શોધી લેશે.

આપણા દેશના જે વિદ્વાનો અને પંડિતો, પદવીધરો ને શાસ્ત્રીઓ વિશ્વની આ કાયાપલટ જોઈ શકતા હોય અને એનો વેગ રોકવાને બદલે એમાં પોતાનો યત્કિંચિત્ પણ ફાળો આપવા માગતા હોય, તેમણે આ દિશામાં પગલાં ભરવાં જોઈએ.

આજે આપણે આપણી યુનિવર્સિટીઓમાં ફેરફારો કરવા માગીએ છીએ, પણ આ ફેરફારો એક રીતે માત્ર થીંગડાં જેવા છે. આવતી કાલ આવાં થીંગડાંને ચલાવી લે તેમ નથી. એટલે આપણે આ દિશામાં પગલાં ભરવાં જ જોઈએ, નહિતર સંભવ છે કે, જગતનો પ્રવાહ આપણને કાંઠા પર કાઢીને ફેંકી દેશે.

દેશમાં આજે 'લોકવિદ્યાપીઠ' વિષે વિચારો વહેતા થયા છે; મધ્યસ્થ સરકારે હજી હમણાં જ કવિવર ટાગોરના શાંતિનિકેતન ઉપર લોકવિદ્યાપીઠની છાપ મારી છે. હિંદુસ્તાની તાલીમી સંઘે હજી હમણાં જ આ દિશામાં વેગ પકડયો છે; ગુજરાત સૌરાષ્ટ્રમાં પણ લોકવિદ્યાપીઠ માટે વિચારણા ચાલી રહી છે અને એ વિચારને કેળવીને મૂર્ત રૂપ આપવું તે માટે થોડીએક ઉત્કટતા આવી છે.

સામાન્ય રીતે વિદ્યાપીઠની સાથે ઉચ્ચ શિક્ષણને જ સંબંધ છે અને જ્યાં સુધી આપણી યુનિવર્સિટીઓના ઉચ્ચ કક્ષાના પંડિતો આ દિશાઓ ન વિચારે ત્યાં સુધી આ ક્ષેત્રમાં બીજાઓ શી રીતે પગ માંડી શકે? આ દૃષ્ટિ અમુક રીતે યથાર્થ છે, પણ આપણી ઇમારત આપણે ઉપરથી ચણવાના તો નથી જ. આપણે ચણતર તો પાયાથી કરવાના છીએ. એટલે આપણા જેવા જે નાના માણસો પાયામાં કામ કરનારા છીએ તેઓ આવી પાયાની કેળવણીને બરાબર મૂર્ત રૂપ આપે, તો ઉપરની ઇમારત માટે યોગ્ય વખતે યોગ્ય ભાઈઓ નીકળી આવવાના જ છે એમાં શંકા નથી.

અને જગતમાં એવું ઘણી વાર બને છે કે, જ્યાં મોટા મોટા ધુરંધરો નથી મળતા ત્યાં નાના નાના વાંદરો ભારત અને લંકા વચ્ચે સેતુ બાંધે છે અને રામચંદ્રનો વિજય થાય છે.

આપણાં ગામડાંઓનું, એમની સ્થિતિનું, ત્યાંનાં અજ્ઞાન, દરિદ્રતા, અનારોગ્ય વગેરેનું, શહેરવાસીઓની બેદરકારીનું, આજના કેળવાયેલા ભાઈઓ અને ગામડાંઓ વચ્ચેની અભેદ્ય ભીંતનું વગેરેનું વર્ણન ડૉ. મૉર્ગને આબેહૂબ આપ્યું છે. એટલે એના પર સુધારો કરવાપણું રહ્યું નથી. માત્ર એટલું દુઃખ તો થાય જ કે, ડૉ. મૉર્ગને યુનિવર્સિટી કમિશન પાસે પોતાનું અલગ નિવેદન રજૂ કર્યું તેવું અથવા તો તે દિશામાં આપણા પોતાના જ દેશના બીજા કોઈ ભાઈએ નિવેદન કર્યું નથી! આપણો આજ સુધીનો અનુભવ એવો છે કે, આપણી પોતાની જ સારી વાત આપણને પરદેશીને મોઢેથી સાંભળવા મળે ત્યારે જ તે આપણને પણ સારી લાગે છે. દુનિયાભરમાં ગુલામોનું માનસ આવું જ હશે!

**નાનાભાઈ ભટ્ટ**

જે સમાજને સુધારવાનો સંકલ્પ કરે છે, તેણે તે કામમાં અમિશ્ર દુઃખો વેઠવાની અને પોતાનું આખું જીવન ખર્ચી નાખવાની તૈયારી રાખવી જોઈએ. પોતાનું શરીર તો બીજાને ખાતર દુઃખો અને કષ્ટો ઝીલવાનું પાત્ર છે, એમ તેણે માનવું.

# સેવાદળનું ધ્યેય

[વડોદરા જિલ્લામાં ભાદરવા ગામે કેન્દ્રનાયક તાલીમવર્ગ યોજાયેલો, તેનો હેવાલ તે જિલ્લાના નાયક શ્રી નવીનભાઈ શાહ તરફથી મળ્યો છે, તેમાંથી નીચેનું તારવ્યું છે. ગુજરાત સેવાદળની પ્રવૃત્તિ વિષે એમાંથી વાચકને સારો ચિતાર મળશે.]

કૉંગ્રેસ સેવાદળ ઉનાળાની અને બીજી સામાન્ય રજાઓમાં અનેક તાલીમ-શિબિરો જુદા જુદા જિલ્લાઓમાં કરે છે. અત્યાર સુધી ૧૮ વરસ અથવા ઉપરનાં સેવકસેવિકાઓને જ શિબિરોમાં તાલીમ આપવામાં આવતી. ઉપરાંત નાનાં કુમારકુમારિકાને જો શિબિરોમાં તાલીમ આપવામાં આવે તો ખૂબ જ લાભદાયક છે. એટલે પંચોતેર જેટલાં સેવક-સેવિકાઓ ઉપરાંત ૭૫ જેટલાં કુમારકુમારિકાઓ માટે કેન્દ્રનાયક તાલીમ શિબિર ખોલવાનું નક્કી કર્યું. તા. ૫મી મેથી ૨૦મી મે સુધી આ શિબિર ચલાવવાનું નિશ્ચિત થયું. ભરતીની શરૂઆત થઈ ગઈ. શિબિર-ભરતી પાછળ ખૂબ મહેનત લેવામાં આવી. તા. ૨૫મી એપ્રિલ એ ભરતીની છેલ્લી તારીખ હતી. નિશ્ચિત તારીખે ભરતીની સંખ્યા ૧૭૫ થઈ. સંખ્યા વ્યવસ્થા અને તાલીમની દૃષ્ટિએ વિશેષ ન લેવી જોઈએ એટલે ભરતીને થંભાવી દીધી અને ૧૦૦ જેટલાં અરજીપત્રોનો અસ્વીકાર કરવામાં આવ્યો. આવો શિબિર ચલાવવાની વ્યવસ્થા કરવાની જવાબદારી ભાદરવા ગામે ઉપાડી લીધી.

દરેક શિબિર પ્રમાણે આ શિબિરમાં પણ કવાયત, વ્યાયામ, રમતો, ગીતો, બૌદ્ધિક અને વ્યાવહારિક વિષયો વગેરેની તાલીમ તો હતી જ. પણ તાલીમ સાથે સેવા અને શ્રમ-કાર્યની પ્રત્યક્ષ તાલીમ આપવી જોઈએ; જેથી પોતાને ગામ જતાં સ્વયંસેવક-સેવિકાઓ પ્રત્યક્ષ અનુભવેલો ખ્યાલ લઈને જઈ શકે, અને તેમને કામ કરવામાં ઘણી સુગમતા પડે. આથી શિબિર-તાલીમ ઉપરાંત રોજ બે કલાક વ્યવસ્થિત સેવા અને શ્રમ-કાર્ય રાખવાનું નિશ્ચિત કર્યું હતું. સેવા અને શ્રમ-કાર્યની તાલીમ આ શિબિરની વિશેષતા અને નવા પાઠ તરીકે ગણી શકાય.

કુલ સંખ્યાબળ ૧૮૦નું હતું. જે ગામમાં શિબિર કરવો તે ગામમાં સેવાનું એવું શું કામ કરી શકાય કે જેથી આખા ગામને લાભ થાય અને નવાં કામ હાથ લેવાની ઉમેદ જાગે? અમે ગામનો રસ્તો તોડતું એક મોટું કોતર શોધ્યું, જે કોતર પૂરવામાં ન આવે તો રસ્તો આ જ વરસે તૂટી જાય અને મોટર વ્યવહાર આખોય ખોરવાઈ જાય. અમે કામ અને સંખ્યાના ત્રણ ભાગો પાડેલા હતા. ૧૮ વરસ અને તેથી ઉપરનાં ૯૦ જેટલાં સેવક-સેવિકાઓ આ કોતર પૂરવામાં બરાબર કમર કસે; કુમાર-કુમારિકાઓમાંથી ૪૦ જણ ગ્રામસફાઈ અને આરોગ્યને દૃષ્ટિમાં લઈ રોજ ગામમાં આ કાર્ય માટે ૨ કલાક જાય; અને બાકીનાં ૪૦ કુમારકુમારિકા શિબિરની અંદરની સફાઈ, શિબિરની સુઘડતા, શણગાર, રસોડામાં મદદ વગેરે કરે.

આ બધાં કામ કરવા લોકલ બોર્ડ તરફથી સાધનો પૂરતાં મળ્યાં હતાં. એટલે મુસીબત આવે તેમ ન હતું.

સેવાદળ શિબિરમાં રોજ સવારે સ્વયંસેવક-સેવિકાઓ બે કલાક શ્રમ કરતાં હતાં. તે પ્રમાણે ૧૬ દિવસની આખરે કુલ ૧૪૦ બરાસ કામ થયું હતું અને તે શ્રમની કિંમત ૬૭૫ રૂપિયા મૂકી શકાય.

આ શિબિરમાં જે સ્વયંસેવક-સેવિકાઓ આવ્યાં હતાં એ એક રીતે શરીરે ખડતલ અને મનથી મજબૂત હતાં. તેમની પાસે આખો દિવસ સતત કામ લેવામાં આવતું. ૧૬ દિવસ દરમ્યાન કોઈ માંદું ન પડ્યું કે કોઈએ કામ ન અટકાવ્યું. ઊલટું જેમ દિવસો પૂરા થવાનો સમય આવતો ગયો, તેમ તેમ કામ કરવાનો ઉત્સાહ વધતો ગયો. તા. ૨૦મીએ પૂર્ણાહુતિ શ્રી. મોરારજીભાઈ દેસાઈને શુભ હસ્તે થઈ. તે પ્રસંગે તેમણે કહ્યું—

"પંદર દિવસની શિબિર તમે અહીંયાં ચલાવી તેમાં તમે સહુએ તાલીમ લીધી તે જાણીને મને આનંદ થાય છે. તાલીમની સાથે લોકસેવાનું કાર્ય કર્યું તેથી વિશેષ આનંદ થાય છે. તમારી તાલીમનું પરિણામ ટૂંક મુદતના પ્રમાણમાં સારું છે. સારું છે એમ કહું

છું તેથી તમારે સંતોષ નહિ માનવો જોઈએ. આપણે જે મેળવવાનું છે, આપણું જે ધ્યેય છે, તેના પ્રમાણમાં તો તમે મેળવ્યું છે તે ઘણું અધૂરું છે. તેને માટે પંદર દિવસ ખૂબ ઓછા છે. તે ધ્યેય પૂરું કરવા માટે ઘણા દિવસો સુધી તાલીમ લેવાની જરૂર છે.

"સેવાદળ સાથેનો મારો સંબંધ ૧૯૩૧થી બંધાયેલો છે. ગુજરાતમાં સેવાદળના શિબિરો મેં જ ચલાવ્યા હતા; એમના વર્ગો, એમની કવાયત વગેરે પણ મેં જ લીધાં હતાં. આ કાર્ય કેટલું અઘરું છે તે હું જાણું છું. સેવાદળની જરૂરિયાત વિષે મારા મનમાં કોઈ અસ્પષ્ટતા નથી. સેવાદળ શું છે, તેની જરૂરિયાત શી છે, તેનું શું કાર્ય છે, તેને વિષે જેટલી સ્પષ્ટતા જોઈએ તે ઘણા કાર્યકરોના મનમાં અને લોકોના મનમાં નથી.

"ઘણાના મનમાં પ્રશ્ન થાય છે કે, સ્વરાજ્ય આવ્યા પછી સેવાદળની શી જરૂર? હવે તો આપણી પાસે લશ્કર છે, પોલીસ છે, હોમગાર્ડ્ઝ છે, ગ્રામરક્ષક દળો છે; એમ અનેક લશ્કરી અને અર્ધલશ્કરી સંગઠનો છે. તેમાં સેવાદળનું સ્થાન ક્યાં? આ વસ્તુ અજ્ઞાનતા કેટલી છે તેનું ભાન કરાવે છે, એમ જ મારે કહેવું જોઈએ.

"સેવાદળનો જન્મ જ્યારે આપણે પરદેશી સલ્તનત સામે લડતા હતા ત્યારે તેની સામે યુદ્ધ પોકારનાર સૈનિકો પેદા કરવા થયો હતો. છતાં પણ યુદ્ધ પોકારનાર સૈનિકો જ પેદા કરવામાં તેનું ધ્યેય પૂરું નહોતું થતું. સેવાદળમાંથી સાચા તાલીમબદ્ધ લોકસેવકો પેદા થાય એ આપણો ખ્યાલ હતો અને છે. તાલીમ લીધા વગર સેવા થઈ શકતી નથી.

"બધા સાથે મળીને સમૂહમાં સુંદર રીતે કામ કરી શકે તે માટે તેમને કવાયત વગેરે શીખવવામાં આવે છે. માત્ર દેખાડવા કે આનંદ આપવા માટે તે તાલીમ નથી હોતી. સેવા કરવા માટે જરૂરી શક્તિ મળે, સૌ સાથે મળીને કામ કરતાં શીખે, તેને માટે કવાયત, કસરત, વગેરેની તાલીમ આપવામાં આવે છે.

"લશ્કર, પોલીસ, હોમગાર્ડ્ઝ કે ગ્રામરક્ષક દળોનો પાયો લગભગ સરખો જ હોય છે. સેવાદળ અને તેમનામાં મૂળમાં ફરક છે. લશ્કર, પોલીસ, હોમગાર્ડ્ઝ કે ગ્રામરક્ષક દળોનો મુખ્ય આધાર કાયદો હોય છે. તેમને શિસ્ત પાળવાની હોય છે. પાળવી જ પડે છે. બીજું તેમને કંઈક ને કંઈક વેતન પણ મળે છે, અને એ રીતે રાજ્યે ઊભાં કરેલાં સંગઠનો પાસે કામ લેવાની પદ્ધતિ ભારે ખર્ચાળ થાય છે.

"સેવાદળનાં સ્વયંસેવક–સેવિકા વગર વેતને લોકસેવાની ભાવનાથી પ્રેરાઈને પોતાના સમયમાંથી ફાજલ સમય આપીને કામ કરે છે. તેમને સમિતિ તરફથી મદદ કરવામાં આવે છે. એટલે કે લોકો તરફથી મદદ આપવામાં આવે છે. તેમનો આધાર કાયદો નહિ, પરંતુ પ્રેમ અને સમજાવટનો હોય છે, હૃદયપરિવર્તન હોય છે. શિસ્ત ઠોકી બેસાડવામાં નથી આવતી, ઉપરથી લાદવામાં નથી આવતી, પરંતુ પોતાની ભાવનાથી તેઓ તે પાળે છે અને નિયમો પ્રમાણે વર્તે છે. જ્યારે તેમને ન ફાવે ત્યારે તેમને જવાની પણ છૂટ હોય છે.

"સ્વયંસેવક–સેવિકાઓએ લીધેલી તાલીમનો ફાયદો બીજા લોકોને વગર લોભે કે લાલચે આપવામાં આવે છે. જ્યારે આપણે સ્વરાજ્ય માટે લડતા હતા ત્યારે પણ રચનાત્મક કાર્ય તરફ વધારેમાં વધારે લોકોને દોરવાનું આપણને બાપુએ શીખવ્યું હતું.

"રચનાત્મક કાર્યક્રમનાં અનેક અંગો છે. માણસને માણસ બનાવવો એ પણ તેનો એક હેતુ છે. માણસનું કર્તવ્ય પોતાનું પેટ ભરવા પૂરતું નથી. પોતાનાં બૈરીછોકરાંનું લાલનપાલન પૂરતું જ નથી. પરંતુ સમાજ પ્રત્યે પણ છે. સૌના સુખ માટે મારે કામ કરવું તેને માણસાઈ કહેવાય. સદીઓના અંધકારને લઈને ગુલામીને લીધે આપણામાં પ્રવેશેલા કુસંસ્કારોને કારણે આપણને આપણી કિંમત નથી સમજાઈ. હજુ પણ આપણે બુદ્ધિ અને શક્તિને જાગ્રત નથી કરી શક્યા. તેને સતેજ બનાવવાની આપણી ફરજ છે.

"સ્વરાજ્ય આવ્યું તેને પચાવી જે સુંદર સમાજ રચવો છે, દુઃખ, ગરીબાઈ અને અજ્ઞાનતામાં સબડતા સમાજને સુખી, સમૃદ્ધ અને તેજસ્વી બનાવવો છે, તેની હવે શરૂઆત થાય છે. તેને માટે કેટલો સમય જોઈશે, કેટલા ભોગ આપવા પડશે, તે આપણે નથી જાણતા. પરંતુ આપણા સમાજની કાયાપલટ કરવી છે તે તો નિશ્ચિત છે.

"લોકશાહીનો સૌથી વિશેષ આધાર સરકાર પર નહિ પરંતુ લોકો પર, લોકસેવકો પર હોય છે. જે દેશમાં લોકસેવકો વધારે તે દેશનું ભાવી ઊજળું છે. લોકસેવકો સંન્યસ્ત વૃત્તિવાળા હોવા જોઈએ. સંન્યાસી થવા માટે ભગવાંની જરૂર નથી. સમાજથી દૂર હિમાલય પર જઈને બેસવાથી સંન્યાસી નથી બનાતું. પરંતુ સમાજમાં રહીને નિર્લેપ વૃત્તિથી જીવવું અને લોકોની સેવા કરવી તેનું નામ સંન્યસ્તવૃત્તિ. સંન્યસ્ત-વૃત્તિનો સંસ્કાર આપણામાં પડવો જોઈએ અને જો તે આપણામાં આવશે તો જ બીજાની પાસે અપેક્ષા રાખી શકીશું. સંન્યાસી બીજાને ખુશી કરવા માટે કામ નથી કરતો, તેમ કોઈ દુઃખી થાય તોપણ પોતાના સારા કામને છોડતો નથી.

"સેવાદળની આજે સવિશેષ જરૂર છે. લોકસેવાના સાચા સંસ્કારો રેડવાનું કાર્ય સેવાદળ કરે છે અને તેથી તેનું જેટલું પોષણ કરી શકાય તેટલું કરવું જોઈએ.

"કૉંગ્રેસના સૌ કાર્યકર્તાઓ સેવાદળની તાલીમ લે એવી મારી ઇચ્છા ખરી. તે તાલીમ લેવાથી આપણે સેવાદળને સાચી રીતે સમજી શકીશું. પરંતુ હું આ વાત મારા સહકાર્યકરોને નથી સમજાવી શક્યો, એ મારે માટે દુઃખની વાત છે.

"સેવાદળ એટલે સભા-સરઘસોમાં બંદોબસ્ત રાખનાર સ્વયંસેવકોની સંસ્થા છે એ કહેવામાં તેને જેટલો અન્યાય કરીએ છીએ તેટલો અન્યાય બીજો એકે નથી. એટલા માટે જ કૉંગ્રેસ કાર્યકરોને મારી વિનંતી છે કે, તેઓ સેવાદળની તાલીમ લે અને તેને સમજે. આપણે જેટલું તેને વધારે સમજીશું તેટલું તેના તરફનું આપણું વર્તન ન્યાયી બનશે. હું કૉંગ્રેસ કાર્યકરોને અપીલ કરું છું કે, તમે તાલીમ ન લઈ શકો તોપણ તેમાં રસ લો અને તેમાં કામ કરનાર કાર્યકરોને ઉત્તેજન આપો. અહીંના કૉંગ્રેસ કાર્યકરોએ સેવાદળમાં રસ લીધો છે તે જાણીને આનંદ થાય છે.

"સેવાદળ લોકસેવકો તૈયાર કરનારી સંસ્થા છે. લોકસેવકો અને તેમના ઘડતર તરફ જેટલું ધ્યાન આપીશું તેટલું ઓછું છે. તેઓ કોઈ પણ જાતના ઝઘડામાં પડતા નથી. શારીરિક અને બૌદ્ધિક સેવા આપતા રહે એ જ તેમની તાલીમ છે. લોકોપયોગી કામમાં કોતર દુરસ્ત કરવાનું કામ તમે કર્યું તેથી આનંદ થયો. ફક્ત શ્રમનું કામ એકાદ જગ્યાએ કર્યાથી આપણું દળદળ ફીટવાનું નથી. આવું કામ દરેક જગ્યાએ કરવાની જરૂર છે. અને તેની સાથે લોકોમાં તેના તરફ આકર્ષણ થાય છે તે જોવાનું પણ આપણું કામ છે. લોકોનો પ્રેમ આપણે જીતી શકીએ, આપણી આજુબાજુ રહેતાં ભાઈઓ અને બહેનોના દિલમાં થાય કે સેવાદળની આપણને જરૂર છે અને આપણે તેની તાલીમ લેવી જોઈએ, એ હું ઇચ્છું છું. તમે બધા હંમેશાં કામ કરતા રહો એમ આશા રાખું છું

"તમને બધાને મળીને સંતોષ થયો છે. તમારું કામ જોઈને મને આનંદ થાય છે. તમે સૌ ખૂબ ભાવપૂર્વક તાલીમ સાથે લઈને જજો, અને તેને રોજ ને રોજ મજબૂત કરતા રહેજો. સેવાદળનો કેન્દ્ર-નાયક થોડા કુમાર અને કુમારિકાની બાલક અને બાલિકાની તાલીમ આપતો રહે અને તે તાલીમ મારફતે આપણે આ દેશમાં બાપુજીએ બતાવેલા જે સર્વોદય સમાજની સ્થાપના કરવી છે તેને અનુકૂળ હવા તૈયાર કરવાનું કામ કરે. મને શ્રદ્ધા છે કે તમે તે હવા પેદા કરી શકશો.

"લોભ, લાલચ, લાંચ વગેરે બદીઓમાંથી લોકોને બચાવવા તે પાયાનું કામ છે. જો તમારો એક એક સૈનિક શુદ્ધ જીવન ગુજારતો હશે તો જ તમે બીજાને કહી શકશો, બીજા પાસે અપેક્ષા રાખી શકશો.

"તાપના દિવસોમાં તમે શિબિરમાં હાજરી ભરી છે તે સારી વાત છે. તાપથી કંટાળીને તમે તમારું કામ બંધ ન કર્યું એ યોગ્ય છે. તાપથી કંટાળીને તાપથી બચી નથી શકાતું. ઠંડીથી કંટાળીને ઠંડીથી નથી બચાતું. તાપ, વરસાદ અને ઠંડી એ ત્રણેય ઋતુમાં સેવાનું કામ તો હોય છે. લોકોને કંઈક ને કંઈક મદદની જરૂર પણ હોય છે. જો આપણે મુશ્કેલીઓથી ડરીને હાથપગ જોડી દઈશું તો સેવા કરવાને બદલે આપણે સેવા લેતા થઈ જઈશું.

"ખડતલ બનવું એનો અર્થ એ નથી કે આપણે

ખરબચડા બનવું. શાંતિથી અને આનંદથી કંટાળ્યા વગર ગમે તે ઋતુમાં કે ગમે તે સંજોગોમાં મદદ કરવાનો પ્રસંગ આવે ત્યારે મદદ કરવી એ તાલીમનો હેતુ છે. વિનય અને વિવેક છોડવો નહીં. હમેશાં કામ કરજો એ મારી તમને સૌને વિનંતી છે.

"સેવાનાં કામ માટે બુદ્ધિ, અક્કલ, અને જાડા શરીરની જરૂર છે એવું નથી. તેને માટે નીરોગી મન, અને નીરોગી શરીરની જરૂર છે. કામ કરતાં લાલચ, ઈર્ષા કે લોભમાં ન ફસાઈએ. સેવાદળના સૈનિકો માટે સૌ સરખા છે. તેને રાગ કે પ્રેમ ન હોય, તે જનતાની સેવા કરે, સૌ કોઈની સેવા કરે. સમાજવાદી હોય કે સામ્યવાદી હોય, વિરોધીઓની પણ સેવા કરે, એ સેવાદળ-તાલીમની ભાવના છે. એ શુદ્ધ ભાવનાને તમારા દિલમાં ઉતારો અને કૉંગ્રેસના નામને ઉજ્જવળ કરો એ આશા હું તમારી પાસે રાખું છું. તમારી સેવાની ભાવના વિસ્તૃત બનો અને તેને માટે જરૂરી બુદ્ધિ અને શક્તિ તમને આપો એ મારી પરમ કૃપાળુ ઈશ્વરને પ્રાર્થના છે."

# રાઈફલ ઍસોસિયેશન

અમદાવાદના નાગરિકોએ નિશાનબાજીને પ્રોત્સાહન આપવા એક રાઈફલ મંડળ કાઢ્યું છે. એ મંડળ વિશે હું કંઈ જાણતો નહોતો. ગયે મહિને એ મંડળને અખિલ ભારતીય સ્વરૂપ આપવાની દૃષ્ટિથી દિલ્હીમાં એક સભા થઈ હતી. રાયફલ મંડળ વિષે 'મંગળ પ્રભાત'ના ગયા અંકમાં જ કંઈક લખવાનો હતો; કેમ કે એ પ્રવૃત્તિના સંચાલક શ્રી પ્રભુને હું મળ્યો હતો. પણ સમય ન મળ્યો, એટલે ગયા અંકમાં કંઈ ન લખી શક્યો.

રાઈફલ એ હિંસાનું હથિયાર છે. બંદૂક કરતાં પણ રાઈફલ વધારે હિંસક હથિયાર છે. સામાન્ય બંદૂકની ગોળી સીધી જાય છે. રાઈફલની ગોળી તકલીની જેમ ગોળ ગોળ ફરતી આગળ જાય છે અને ભયાનક પરિણામ લાવે છે.

એમ કહેવાય છે કે, "રાઈફલ ચલાવવાની કળા શીખવાથી દૃષ્ટિ તેજ થાય છે, હાથ મજબૂત થાય છે, રાયફલ મંડળમાં દાખલ થવાથી બધી ઇન્દ્રિયોનો વિકાસ થાય છે તથા નિર્ભયતા, શિસ્ત, સેવાભાવ આદિ સદ્‌ગુણોનો વિકાસ થાય છે; રાઈફલની નિશાનબાજી એ શિક્ષણનું એક સારું સાધન છે."

માની લઈએ કે રાઈફલની નિશાનબાજીમાં આ બધા ગુણો છે. ભલી કે બૂરી દરેક પ્રવૃત્તિમાં અનેક ગુણો હોય જ છે. પણ અહિંસાપ્રધાન શિક્ષણ-પદ્ધતિમાં આવાં સાધનો સર્વથા ત્યાજ્ય છે. દરેક વસ્તુનું પોતાનું વાતાવરણ હોય છે. હાથમાં બંદૂક લેતાંની સાથે તે કોઈ પર ચલાવવાની, કોઈનું ખૂન કરવાની ઇચ્છા થાય જ છે. લશ્કરી ગણવેશ પહેરવાથી આજ્ઞાપાલનનો ગુણ વિકસે છે ખરો; પણ આજ્ઞા યોગ્ય છે કે નહિ, એનો વિચાર કરવાની વૃત્તિ મરી ન જાય તોયે મંદ તો પડે જ છે. એથી ઊલટું સ્વયંસેવકોનો ગણવેશ તેમનામાં સેવાભાવ જગાડે છે, બલિદાનની દીક્ષા આપે છે. આ ભેદ બતાવવાને માટે મેં ૨૦–૨૫ વરસ પહેલાં 'ખાખી અને ખાદી' વાળો લેખ લખ્યો હતો. ખાખીની પ્રેરણા જુદી હોય છે ને ખાદીની જુદી. આમ તો બંને નિર્જીવ વસ્તુઓ છે, તે કંઈ બોલતી નથી. પણ બંનેની સાથે તેમના પોતપોતાના ભાવ જડાયેલા હોય છે.

પુરાણોમાં ધેનવાસ્ય ઋષિની કથા છે. બિચારા ઋષિ કંદમૂળ ને ફળફળાદિ ખાઈને ઈશ્વરના ચિંતનમાં મગ્ન રહેતા હતા. કોઈએ એમને સારા માણસ માનીને પોતાની કુહાડી સાચવવા આપી. ઋષિએ એ પોતાની પાસે રાખી. પછી તેને કુતૂહલપૂર્વક જોવા લાગ્યા. થોડા દિવસ પછી તેમણે તે હાથમાં લીધી. (વાર્તા આગળ કહેવાની જરૂર નથી.) કુહાડી સાથે ઋષિનો પરિચય દિવસે દિવસે વધતો ગયો અને અંતે તે ઋષિ ન રહેતાં એક નામાંકિત શિકારી બની ગયા. આ કથા જેવા રૂપક મારફત આપણે મનુષ્યનો મનોવ્યાપાર સમજી શકીએ છીએ. આ કથા એ કંઈ સચોટ દલીલ નથી. લાકડાં કાપીને ઝૂંપડી બનાવનાર અથવા જંગલમાંથી લાકડાં કાપીને શહેરમાં વેચી પોતાનું ગુજરાન ચલાવનાર બધા જ પશુ કે મનુષ્યની હિંસા કરવા પ્રેરાય જ છે, એવી દલીલ ન કરી શકાય.

પણ એટલું ખરું કે, રાઇફલનો ઉદ્દેશ અને તેનો વહેવાર હિંસાને અર્થે જ છે. તેથી અહિંસક શિક્ષણ પદ્ધતિમાં, માત્ર હિંસાના ઉદ્દેશથી બનેલી વસ્તુનો ઉપયોગ સર્વથા ત્યાજ્ય હોવો જોઈએ. દૃષ્ટિ તેજ કરવા માટે, હાથ મજબૂત કરવા માટે અને નિયમપાલન વગેરે સદ્‌ગુણોના અનુશીલનને માટે બીજા અનેક અસરકારક અને નિર્દોષ ઉપાયો છે.

પરંતુ રાઇફલ મંડળના તમામ સભાસદો અહિંસાના અનન્ય ઉપાસક નથી. તેઓ હિંસાપરાયણ છે, એમ પણ નથી. રાઇફલ ચલાવવાની વિદ્યા શીખનાર માણસ અન્યાયી સામ્રાજ્યવાદી પણ હોઈ શકે, અને કેવળ આત્મરક્ષા માટે અથવા પીડિતનું રક્ષણ કરવા પૂરતી અપરિહાર્ય ને ઓછામાં ઓછી હિંસામાં માનનાર અહિંસાપ્રેમી પણ હોઈ શકે.

હવે આ સવાલને આપણે બીજી બાજુથી તપાસીએ. ૧૯૧૮માં અહિંસક ગાંધીજીએ જ્યારે સૈન્યભરતીનું કામ હાથમાં લીધું ત્યારે અમે તેમને પૂછ્યું કે, "આપની આ પ્રવૃત્તિ અહિંસાના સિદ્ધાંત સાથે અસંગત નથી ?" તેમણે કહ્યું, "એ તો મારી ખૂબી છે. હું વહેવારુ ધ્યેયવાદી (practical idealist) છું. કૉંગ્રેસની સ્થાપના થઈ ત્યારથી તેણે હથિયારબંધીનો કાયદો રદ કરવાની માગણી વારંવાર કરી છે. જે રાષ્ટ્ર આત્મરક્ષા ન કરી શકે તે કદી સ્વતંત્ર ન રહી શકે. લોકો મારી અહિંસક પ્રતિકારની, સત્યાગ્રહની વિદ્યા નથી શીખ્યા. જો તેઓ અહિંસક રીતે આત્મરક્ષા ન કરી શકતા હોય, તો તેમને હિંસક રીતે પણ આત્મરક્ષા કરવા શક્તિમાન કરવા એ મારું કર્તવ્ય છે. જેઓ આત્મરક્ષા કરવા શક્તિમાન નથી તેઓ કદી અહિંસક ન બની શકે. ભયભીત માણસ જેવું હિંસક પ્રાણી બીજું નથી. નિર્વીર્ય હોવાથી, નિઃસહાય હોવાથી તે હિંસા નથી કરી શકતો. અને એ જ કારણે તેનું મન હિંસા તરફ જોરથી દોડે છે. એવા માણસને હું બહાદુરીની હિંસા-અહિંસા કેવી રીતે શીખવી શકું ? આજે તક મળી છે, તો આપણા લોકોને શસ્ત્ર ચલાવવાની કળા શીખવું. ઇંગ્લંડના સંકટકાળમાં એને મદદ કરું. એથી અંગ્રેજોના મનમાં આપણા પ્રત્યે જે અવિશ્વાસ છે તે દૂર થશે. પછી આપણને સામ્રાજ્યમાં સમાનતાનું સ્થાન મળવાનું શક્ય બનશે.

"યુદ્ધમાં જો આપણી મદદથી વિજય મળ્યો તો પરાજિત શત્રુઓ પ્રત્યે ઉદારતા દાખવીને દુશ્મનાવટનો જ નાશ કરવાનો આગ્રહ આપણે શાંતિપરિષદ વખતે રાખી શકીશું. આમ લોકોમાં પહેલાં અન્યાય સામે પ્રતિકાર -વૃત્તિ અને -શક્તિ જાગ્રત કરીને પછી હું તેમને અહિંસાની દિશામાં વાળી શકીશ. પ્રતિકાર-શક્તિની તેજસ્વિતાનું તેજ જ્યારે અહિંસાની સેવામાં યોજીશું ત્યારે જ સત્યાગ્રહનો અવતાર થશે."

અમે એમને પૂછ્યું કે, "શું ત્યારે આપ પણ લશ્કરમાં ભરતી થઈને ગોળી ચલાવશો ?" તેમણે કહ્યું, "દેશને હું ફોજમાં ભરતી થવાની પ્રેરણા આપું છું એટલે એની બધી જવાબદારી મારા ઉપર આવે જ છે. પણ વ્યક્તિશઃ હું એવો અહિંસારૂપ બની ગયો છું કે મારે હાથે શસ્ત્ર ચાલે જ નહિ. વાઇસરૉયને મેં જે પત્ર લખ્યો છે એમાં સ્પષ્ટ કહ્યું છે કે શત્રુમિત્ર કોઈને પણ મારવાનું મારે માટે વ્યક્તિશઃ અશક્ય છે. પણ બીજી બધી રીતે હું તમને મદદ કરવા તૈયાર છું."

ત્યાર પછી ગાંધીજીએ પોતાની એ ભૂમિકા છોડી દીધી. સામ્રાજ્યને હિંસા દ્વારા મદદ કરવી એ આપણું કર્તવ્ય નથી, એ એમની અંતિમ ભૂમિકા હતી.

પણ આપણું રાષ્ટ્ર અહિંસાપ્રિય હોવા છતાં હજી અહિંસાપરાયણ નથી થયું. અહિંસાને લઈને આપણે આઝાદી મેળવી, પણ આપણે દિલોજાનથી અહિંસાની દીક્ષા નથી લીધી. આખી દુનિયા સમજી ગઈ છે તેમ આપણે પણ સમજી ગયા છીએ કે, હિંસા મારફતે આપણે આત્મહત્યા અને સર્વનાશની દિશામાં જ જઈશું. પણ એટલાથી આપણામાં અહિંસક પ્રતિકારની શક્તિ પ્રગટ થવાની નથી.

રાઇફલ ઍસોસિયેશન મારફતે આપણી પ્રતિકાર-શક્તિ વધશે. સૈનિકને લાયક સદ્‌ગુણોનું અનુશીલન પણ વધશે. જનતામાં આત્મરક્ષા વિશે આત્મવિશ્વાસ પેદા થશે. એટલી હદ સુધી લોકોની કાયરતા પણ દૂર થશે. પણ આપણે અહિંસાથી દૂર થઈશું. 'હિંસાનું સાધન હાથમાં છે ત્યાં સુધી શૂર અને એ સાધન ખોતાંની સાથે કાયર' એવી આપણી દશા

થઈ જશે. સંતોષ એટલો જ રહેશે કે, નરી કાયરતા કરતાં હિંસક પ્રતિકારવૃત્તિ ક્યાંય સારી છે એટલું જ નહિ, એ અહિંસાની વધારે નજીક પણ છે.

એટલે રાઇફલ એસોસિયેશનનો વિરોધ તેઓ જ કરી શકે જેમણે અહિંસક પ્રતિકારનો એટલે કે શાંતિસેનાનો કાર્યક્રમ હાથમાં લીધો હોય.

ગાંધીજીએ પોતે ડેલાંગમાં, માલિકાંદામાં અને ફરી એક બે વાર શાંતિસેના સ્થાપવાનો પ્રયત્ન કરી જોયો. પણ સમય અનુકૂળ નહોતો એટલે એમને પોતાની એ વાત છોડી દેવી પડી.

આપણે સત્યાગ્રહી દળ કે શાંતિસેનાઓ કાઢીને તેમનું સંગઠન નહિ કરીએ અથવા 'રચનાત્મક કાર્યક્રમ' જ શાંતિસેના માટે પૂરતી તૈયારી છે, એમ કહીને બેસી જઈશું, તો રાઇફલ એસોસિયેશનની પ્રવૃત્તિ બંધ થવાની નથી—બંધ થવી પણ ન જોઈએ.

દુનિયાભરની જનતા સૌથી પહેલાં આત્મરક્ષા ને સહીસલામતી માગે છે. એને માટે તે કોઈ પણ કિંમત ચૂકવવા તૈયાર હોય છે. જે લોકોને અહિંસાથી અન્યાયનો પ્રતિકાર કરવાની શક્તિ પર વિશ્વાસ છે, તેમનું મુખ્ય કર્તવ્ય હવે અહિંસાને જીવંત અને સક્રિય શક્તિરૂપે પ્રગટ કરવાનું અને પોતાના કાર્ય અને સંગઠન દ્વારા જનતામાં એવો વિશ્વાસ પેદા કરવાનું છે કે, આત્મરક્ષા કે સહીસલામતીને માટે અહિંસા જ સાચું અને અમોઘ બળ છે.

શ્રી. વિનોબાજીએ આ કાર્ય તેલંગણમાં શરૂ કર્યું છે. એમાં એક નવા યુગના પ્રારંભનાં ચિહ્નો નજરે પડે છે. આવું શાંતિસેનાનું કાર્ય જ રાઇફલ પ્રવૃત્તિને મિટાવી શકશે.

(મંગળ પ્રભાત, જૂન, '૫૧ માંથી) **કાકા કાલેલકર**

# વનસ્પતિશાસ્ત્રની પરિભાષા

[જૂન ૧૯૫૧ના અંકથી ચાલુ]

Spontaneous movement स्वैरविहार, स्वैरविहारी चाल

Sporangiophore स्पोराशय दण्ड

Sporangium स्पोराशय; (Sorus स्पोराशयवास)

Spore स्पोर

Sporogonium स्पोरवास

Sporophore स्पोरदण्ड

Sporophyll स्पोरपत्र

Sporophyte स्पोरज वनस्पति

Stamen पुंकेसर

Staminode वन्ध्य केसर, परागहीन केसर

Staminody केसरकरणी

Staminate flower नरपुष्प

Staminal Columm (syn. Androphore)

Staminal leaves पुंकेसरपत्र, परागपत्र

Staminiferous पुंकेसरधारी, परागधारी

Stele रसनाळ

Stem कांड

Stigma कमल

Stimulus उत्तेजना

Stipule दींटपत्र

Stomata पर्णरंध्र

Stomata, water जलरंध्र

Stomatic cell रंध्रकोष

Style कमलकेसर, कमलनाळ

Sub- उप, गौण, लघु

Superior ऊर्ध्वस्थ

Sweculent रसाळ, रसदार

Syconus शंकुफल

Symbiont सहचर, सहजीवी जीव

Symbiosis सहजीवन

Syncarpous युक्तकेसरी

Syngenesious साखपरागी; परागधर એકબીજાને ચોંટેલા હોય પણ કેસર અલગ હોય તેવાં પુંકેસર અગર ફૂલ.

Tassel चोटली

Tegman दक्षिणपत्र; बीजपत्रनी અંદર बीजने વળગેલું સફેદ પત્ર.

Testa बीजचर्म

Thalamus फूलनी बेसणी

Thallophyta सूत्रकाय वनस्पति

Thallus सूत्रकाय; જે વનસ્પતિનાં અંગો થડ, મૂળ, પાન ઇ. જુદાં હોય નહિ તેવી વનસ્પતિ Thallophyta કહેવાય. જે વનસ્પતિની કાયા (body) Thallus હોય તે સૂત્રકાય કહેવાય.

Tissue कोषमंडल

—epidermal चर्ममंडल

—ground भूमिमंडल

—fundamental मूलमंडल

—Vascular रसमंडल

Tracheae काष्ठकोष

Tracheide काष्ठनाळ
Transpiration जलवमन
Transpiration current वमनप्रवाह
Trichotomous त्रिगुणो वि० (शाखा पद्धति)
Trifoliate त्रिपत्री
Trimorphy त्रिरुपता
Tripinnate त्रिपांखियुं
Tropism रागवृत्ति
Trunk थड
Tuberous सरल-कंदी
Tubular नलिकाकार
Turger तान
Turgescence / Turgidity } तानमयता

Twiner वळवेल; વેલા બે પ્રકારના ગણાય છે. કેટલાક વેલાનાં થડ બીજા ઝાડના થડને અગર ટેકાને વીંટળાઈને ઉપર ચઢે છે. એવા વેલાને વળવેલ (twiner) કહેવામાં આવે છે. બીજા પ્રકારના વેલા તેની ડાંખળી કે પાનમાંથી તાંતણા કાઢી આધારને વળગાને ચડે છે. તેવા વેલાને ચડવેલ (climber) કહેવામાં આવે છે.

Umbel छत्र; કેટલીક વનસ્પતિનાં ફૂલો છત્રીના આકારે બેઠેલાં હોય છે. આવા પ્રકારની મહોરવણને छत्र (umbell કહેવામાં આવે છે. (દા. ત. વરિયાળી)

Underground भूमिगत
Unicellular एककोषी
Unicostate एकदंडी
Urceolate घटाकारी

Vegitative reproduction कायकलमो नवसर्जन (Ref:- gamet)

Vivipary फलांकुरत्व; સામાન્ય રીતે બીજ વાવ્યા બાદ તેમાંથી અંકુર ફૂટે છે. પરંતુ કેટલાંક વૃક્ષમાં ફળની અંદર રહેલા બીજને ફળની અંદર જ અંકુર ફૂટી બીજ ઊગવાની ક્રિયા થાય છે. આ ક્રિયાને फलांकुरत्व (vivipary) કહેવામાં આવે છે.

Whorl पत्रमेखला
Wood काष्ठ, लाकडुं
Xylem काष्ठवाहिनी, ऊर्ध्ववाहिनी

Zygospore गर्भस्पोर; બે સમાન लिङ्गकोष (gamet)-ના મિલનથી થયેલો નવસર્જનની શક્તિવાળો કોષ તે गर्भस्पोर કહેવાય. रजकोष અને शुक्रकोष એમ નર અને નારી लिङ्गकोषના મિલનથી થયેલો નવસર્જનની શક્તિવાળો કોષ તે अण्डस्पोर (oogonium) કહેવાય છે. zygospore અને oogonium એ બંનેને zygot (गर्भकोष) કહેવામાં આવે છે.

બંસીલાલ ગાંધી

# પાઠ્યપુસ્તકો અને સરકાર

[અમદાવાદના પાઠ્યપુસ્તક પ્રકાશન મંડળે આ મથાળે બહાર પાડેલી પત્રિકામાંથી નીચેનું ઉતાર્યું છે. **મં૦**]

મુંબઈ સરકારના જી. આર. નં. ૧૦૫૦ તા. ૩૦-૧૨-'૫૦થી જણાય છે, કે સરકાર આખા પ્રાંતને માટે દરેક ધોરણનું, દરેક વિષયનું એકેક પુસ્તક ઠરાવવાનો ઇરાદો રાખે છે. આથી હવે ૧૯૫૨-૫૩ના વર્ષ માટે સરકાર પોતાના ઇરાદા પ્રમાણે આખા પ્રાંતને માટે દરેક ધોરણનું, દરેક વિષયનું ફક્ત એક જ પુસ્તક પસંદ કરશે.

દુનિયાના કોઈ પણ આગળ વધેલા દેશમાં આવી રીતે એક જ વિષયનું એક જ પાઠ્યપુસ્તક હોય, એવું જાણ્યામાં નથી, અને એવું વિઘાતક પગલું ભરવા ભાગ્યે જ કોઈ દેશ તૈયાર હશે!

હાલ દરેક ધોરણનાં, દરેક વિષયનાં જુદી જુદી દૃષ્ટિથી લખાયેલાં ડઝનબંધ પાઠ્યપુસ્તકો છે અને તેમાં રોજ ને રોજ ઉમેરો થયાં કરે છે. સરકારે નીમેલી પાઠ્યપુસ્તક સમિતિએ તેમને પાઠ્યપુસ્તકો તરીકે મંજૂર પણ કરેલાં છે.

આમાંથી કોઈ એક પુસ્તકને શ્રેષ્ઠ પુસ્તક તરીકે પસંદ કરી લેવાનો સરકારનો ઇરાદો હોય, તો તેમાં શ્રેષ્ઠ કોને કહેવું, એ ભારે વિવાદાત્મક બાબત છે. એ બધાં પુસ્તકો સરકારે નિયત કરેલા અભ્યાસક્રમના મુદ્દાઓ પ્રમાણે યોજાયાં હોય છે. પણ અભ્યાસક્રમના મુદ્દાઓ તો ફક્ત ૧ પૃષ્ઠ જેટલી જ જગ્યા રોકતા હોય છે. તે દરેક મુદ્દાને કેવી રીતે રજૂ કરવો, કેટલી હદમાં રજૂ કરવો, કયાં ઉપસ્કરોથી રજૂ કરવો, એ બાબતો લેખક પર અવલંબે છે. મતલબ કે, બધાં પુસ્તકોમાં અભ્યાસક્રમના મુદ્દાની એકતા સિવાય ભાગ્યે જ મળતાપણું હોય છે. દરેકમાં કંઈ કંઈ વિશેષતા હોય છે. દરેકની વિશેષતા સર્વગ્રાહી કે સર્વમાન્ય ભાગ્યે જ હોય છે.

આમ હોવાથી કોઈ એક પુસ્તકને સર્વમાન્ય કહેવું કે બનાવવું, એ તદ્દન ખોટું છે ને બિલકુલ નાપસંદ કરવા જેવું છે. સર્વશ્રેષ્ઠની પસંદગી ભાગ્યે જ એકમતે

થઈ શકે. વળી આજે જેને સર્વશ્રેષ્ઠ ઠરાવવામાં આવે, તે સદા સર્વશ્રેષ્ઠ ન હોય કે ન રહી શકે, તે પણ સર્વ કોઈ સમજી શકે તેવી વાત છે.

વળી તેમ થવામાં લાગવગ ને ખટપટ થવાનો પૂરેપૂરો સંભવ છે. પોતાનું પુસ્તક આખા પ્રાંતમાં ચલાવવાને માટે, લેખકોના ને પ્રકાશકોના યોગ્ય કે અયોગ્ય પ્રયત્નો થાય, તે બહુ સ્વાભાવિક છે અને તેથી સરકાર ગુણની દૃષ્ટિએ કોઈ પણ પુસ્તકને સર્વશ્રેષ્ઠ તરીકે ભાગ્યે જ પસંદ કરી શકશે અને એવી પસંદગી કરાવવામાં લાગવગ ને ખટપટનું જોર જામશે.

આ ઉપરાંત અત્યારે સેંકડો વિદ્વાનો અને કેળવણીકારોએ તેમ જ પ્રકાશકોએ શિક્ષણના કાર્ય માટે સારાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે અને રોજ રોજ નવાં નવાં સારાં પ્રકાશનો તૈયાર કરવા મંડી પડ્યા છે. તે બધાના પ્રયત્નો ભાંગી પડશે. જે એક પુસ્તક પસંદ થશે, તેના લેખકપ્રકાશકને સારો લાભ થશે, પણ બાકીના બધાની મહેનત પર પાણી ફરી વળશે! તેમની મહેનત ને નાણાં બરબાદ થઈ જશે! અને તે આખો ઉપયોગી વર્ગ નાશ પામશે!

આનું પરિણામ એ આવશે કે, પાઠ્યપુસ્તકોની રચના સંબંધે અત્યારે સરકારને કંઈ ખર્ચ કરવો પડતો નથી ને સેંકડો લેખકો ને પ્રકાશકોનો વિનામૂલ્યે સરકારને લાભ મળે છે, તે લાભ બંધ થઈ જશે અને એવો વખત આવશે કે સરકારને પોતાને આ કાર્ય કરવું પડશે, ત્યારે સરકાર પર કેટલો ભારે બોજો આવી પડશે, તે કલ્પવું મુશ્કેલ થઈ પડે છે!

સરકારે એક વાચનમાળા જ તૈયાર કરવાનું કામ હાથ પર લીધું છે. તેનાં ચાર પુસ્તકો બહાર પડતાં ચાર વર્ષ જેટલો લાંબો સમય ગયો છે! સમયસર મળતાં નથી! તેમ જ તેના ગુણદોષ સંબંધે ભારે જુદા જુદા અભિપ્રાયો પ્રવર્તે છે ને સરકારની ભારે ટીકા થાય છે!

હવે જો સરકારને બધાં જ ધોરણનાં, બધા જ વિષયોનાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનું થાય, તો સરકાર પર કેટલી ભારે જવાબદારી આવી પડે! કેટલી બધી કામગીરી વધી જાય! છતાં ટીકાઓનો તો પાર જ રહે નહિ ને કેળવણીની પ્રગતિનું રુંધન થઈ જાય!

સને ૧૮૬૦માં આપણા પ્રાંતમાં કેળવણીની શરૂઆત થઈ, ત્યારે પાઠ્યપુસ્તકો તૈયાર કરનારો વર્ગ ન હતો. એટલે તે વખતની સરકારે એક કમિટી નીમી જુદા જુદા વિષયોનાં પાઠ્યપુસ્તકો તૈયાર કરાવ્યાં હતાં ને સરકારે છપાવ્યાં હતાં. પરંતુ તેને છપાવવાં, વેચવાં, વગેરેમાં સરકારને ખૂબ તકલીફ પડવા લાગી, એટલે તે પુસ્તકોનું પ્રકાશન જુદા જુદા પ્રકાશકોને સોંપી દીધું ને સરકાર તે કાર્યમાંથી મુક્ત થઈ.

વખત જતાં માલૂમ પડ્યું કે, બીજા દેશોનાં પાઠ્યપુસ્તકોમાં જે સુધારાવધારા થઈ રહ્યા છે તેને મુકાબલે આપણાં પુસ્તકો ક્ષુલ્લક છે ને તે ભારે સુધારા માગે છે, એટલે સરકારે ૧૯૨૫થી ખાનગી સાહસે તૈયાર કરાયેલાં પુસ્તકોને પાઠ્યપુસ્તકો તરીકે મંજૂર કરવાની અને તેને શાળાઓમાં ચલાવવા દેવાની રજા આપવા માંડી.

આમ પ્રકાશનોને ઉત્તેજન મળવાનું શરૂ થતાં જુદા જુદા લેખકોએ જુદા જુદા વિષયોનાં પુસ્તકો તૈયાર કરવાના પ્રયત્નો કરવા માંડ્યા. જેને પરિણામે ઉત્તરોત્તર સારાં ને સારાં પુસ્તકો પ્રગટ થવા માંડ્યાં! અને જેમ જેમ પુસ્તકોનો વપરાશ વધવા લાગ્યો, તેમ તેમ સારા લેખકો આગળ આવતા ગયા ને સારાં પ્રકાશનો થવા માંડ્યાં. સરકારે ફક્ત "પાઠ્યપુસ્તક સમિતિ મંજૂર કરે તે પુસ્તકો ચલાવવાં" એટલી જ સત્તા પોતાને હસ્તક રાખી. અને તે કમિટી પણ જુદી જુદી શૈલીમાં દખલગીરી નહિ કરતાં ફક્ત કોઈ મહાન દોષયુક્ત પુસ્તક ન હોય, એટલી જ ખાસ નજર રાખતી.

આવી ઉદાર દૃષ્ટિ સરકારે રાખી એથી જુદા જુદા લેખકોનાં પુસ્તકોનો તુલનાત્મક અભ્યાસ થવા લાગ્યો, પરિણામે સારાં પુસ્તકો આદર પામ્યાં. હવે આખા પ્રાંતમાં એક ધોરણમાં એક વિષયનું એક જ પુસ્તક ઠરાવવું એ કોઈ પણ રીતે વાજબી નથી. કેળવણીની પ્રગતિના હિતમાં નથી. બલ્કે કેળવણીની પ્રગતિનું રોધક છે. જે લેખક અને પ્રકાશક વર્ગ પરોક્ષ રીતે સરકારને કેળવણીના ઉત્કર્ષમાં મદદ કરી રહ્યો છે, તેનો નાશ કરનારું છે. તેથી સરકાર આવું પગલું ન ભરે તે માટે સર્વ કોઈએ સરકારને જણાવવાની જરૂર છે.

# આર્બર-દિન

અમેરિકાના લોકો દર વર્ષે આર્બર-દિન પાળીને રાષ્ટ્રમાં જંગલોના વિકાસ માટેના કાર્યક્રમને મદદ કરે છે. એ દિવસ વૃક્ષારોપણ માટે નિયત કરવામાં આવ્યો છે.

અમેરિકાની ઘણી શાળાઓ તે દિવસે વિશિષ્ટ ઉજવણીઓ ગોઠવે છે. સ્થાનિક નાગરિક મંડળો અને કૃષિ-મંડળો પણ તેમાં ભાગ લે છે. બળી ગયેલા પ્રદેશોમાં કે ધોરી રાજમાર્ગો ઉપર વૃક્ષો રોપીને બાળકો જંગલનું મહત્ત્વ તથા અમેરિકાના વનપ્રદેશોના સૌંદર્યની કિંમત આંકતાં શીખે છે.

દેશના જુદા જુદા ભાગોમાં રસવાળા નાગરિકોએ ૪૫ લાખ એકર જમીનમાં ૨૦૦૦ સામુદાયિક જંગલો ઉછેર્યાં છે. કોલોરાડો રાજ્યમાં સ્ત્રી-મંડળોના ફેડરેશને છેલ્લાં ૧૨ વર્ષમાં થઈને સવાએ લાખ વૃક્ષો ઉછેર્યાં છે.

વૃક્ષો રોપવા માટે વર્ષમાં એક દિવસ અનામત રાખનાર બીજા દેશોનાં નામ આ પ્રમાણે છે: હિંદ, ફ્રાન્સ, નૉર્વે, દક્ષિણ આફ્રિકા, કૅનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યૂ ઝીલેંડ, અને જાપાન.

અમેરિકામાં આર્બર-દિનની કલ્પના ૭૯ વર્ષ અગાઉ અમેરિકાના ખેતીખાતાના મંત્રી મિ. મૉર્ટને કરી હતી. તે વખતે મિ. મૉર્ટન નેબ્રાસ્કામાં રહેતા હતા. નેબ્રાસ્કા તે વખતે મિસિસીપી નદીની પશ્ચિમે આવેલા સપાટ વેરાન પ્રદેશોમાં આવેલું લગભગ વૃક્ષરહિત રાજ્ય હતું. મિ. મૉર્ટને જોયું કે, પવન રોકવા માટે, બળતણ માટે, ઈંધણ પૂરું પાડવા માટે, વાડો કરવા માટે અને ખેતરો સમારવા માટે ઉપયોગી એવાં વૃક્ષો વિના એ રાજ્યનો ખેતીવાડીની દૃષ્ટિએ કદી વિકાસ થવો શકય નથી.

મિ. મૉર્ટનના પ્રયત્નથી એ રાજ્યની ધારાસભાએ એપ્રિલ માસનો એક દિવસ 'આર્બર-દિન' તરીકે નિયત કર્યો અને ૨૦ વર્ષમાં તો નેબ્રાસ્કાની એક લાખ એકર જેટલી વેરાન જમીન ઉપયોગી વનપ્રદેશમાં પલટાઈ ગઈ છે.

સમગ્ર અમેરિકામાં આર્બર-દિન એ કંઈ રાષ્ટ્રીય તહેવારનો દિવસ નથી; પરંતુ અમેરિકાના લગભગ દરેક રાજ્યે વૃક્ષો રોપવા માટે વર્ષમાં એક દિવસ અનામત રાખ્યો હોય છે. દક્ષિણમાં એ દિવસ વર્ષની શરૂઆતમાં રાખવામાં આવે છે. ઉત્તરમાં ઉનાળાની શરૂઆતમાં રાખે છે, અને થોડાંક રાજ્યો તેને હેમંત ઋતુમાં રાખે છે.

ગો૦

('અમેરિકન એગ્રીકલ્ચર'–એપ્રિલ ૨૫, ૧૯૫૧માંથી.)

# નવું વાચન

**મયખાનું યાને રૂબાયતે ઉમર ખય્યામ :** પદ્યાનુવાદક : શ્રી. હીરાચંદ ક. ઝવેરી; પ્રે૦ હીરાચંદ ઝવેરી, ૧૮૨, પાંજરાપોળના દરવાજા પાસે, મુંબઈ ૪; કિં૦ રૂા. સાડા ત્રણ; પૃ૦ ૨૨+૮૮.

પ્રતિભાસંપન્ન ઉમર ખય્યામની રુબાઇયાતોનો અંગ્રેજી અનુવાદ કવિ ફિટ્‌ઝિરાલ્ડે પ્રથમ કર્યો હતો અને એ અંગ્રેજી અનુવાદને કારણે ઉમર ખય્યામ વિશ્વવિખ્યાત જ નહિ પણ સાહિત્ય જગતમાં અમર બની ગયો. જગતની ઘણીખરી ભાષાઓમાં એના અનુવાદો થયા. આપણા દેશની જુદી જુદી ભાષાઓમાં પણ એના અનુવાદો થયા છે અને આ પ્રસ્તુત અનુવાદ ગુજરાતીમાં ઉમર ખય્યામની રુબાઇયાતોના અનુવાદમાં વધારો કરે છે.

કૉલેજના અભ્યાસકાળ દરમિયાન ઉમર ખય્યામની રુબાઇયાતોની સચિત્ર અંગ્રેજી કૃતિઓ આંખે ચડતી. એનાં ચિત્રો જોઈ એમાં શરાબ, સાકી, યૌવનનો ઉલ્લાસ એવું જ બધું હશે એમ લાગતું, એટલે તે વાંચવાનું મન થાય નહિ. બીજી તરફથી કોઈ કહે કે, ઉમર ખય્યામમાં શરાબ અને સાકીની વાત આવે છે, પણ એ રૂપકો દ્વારા તે આધ્યાત્મિકતા જ વ્યક્ત કરવા માગે છે. શરાબને વાચ્યાર્થમાં લેવો ન જોઈએ. આપણી વૈષ્ણવ સંપ્રદાયની કવિતા જુઓને! એમાં માનુષી ભાવો પાછળ આધ્યાત્મિક ભાવો જ વણેલા છે, એમાં જે ભાવોદ્રેકતાની અનુભૂતિ થાય છે તે લોકોત્તર જ છે.

ત્યાં તો રુબાઇયાતોનો અંગ્રેજી અનુવાદક ફિટ્‌ઝિરાલ્ડ બીજી જ વાત કહે છે. તેણે પ્રો. કૉવેલને લખ્યું હતું: "આ ફારસી કવિઓ સાથે મન ફાવે તેમ છૂટ લેવાની ભારે રમૂજ પડે છે. મને તો લાગે છે કે આવી સફરો આડે ભય ઉપજાવે એવડા બધા એ લોકો કવિઓ છે જ નહિ અને તેમને ઘાટઘૂટ આપવા માટે થોડીક કળાની જરૂર છે . . . હું ધારું છું કે અનુવાદમાં મેં લીધી છે એટલી તકલીફ બહુ

ઓછા લોકોએ લીધી હશે. જોકે બેશક મારો અનુવાદ શબ્દશઃ નથી. કૃતિ જીવંત બને તે માટે મારો પ્રયત્ન છે. મૂળમાંનો ઉત્કૃષ્ટ પ્રાણ અનુવાદમાં ઊતરવો અશક્ય હોય તો આપણે નિકૃષ્ટ પ્રાણ તેમાં દાખલ કરીએ તો ચાલે એવો મારો અભિપ્રાય છે." વળી તે પોતાની પ્રથમ આવૃત્તિમાં લખે છે: ". . . . . જેમની ઇચ્છા હોય તે ભલે શરાબ અને સાકીને રૂપકો તરીકે સમજે. બાકી, અન્ય વાચકો તો મારી જેમ એમ માનવામાં સંતોષ લેશે કે, ઉમર જેનું અભિનંદન કરે છે તે શરાબ તે અંગૂરનો તો છે જ. . . ."

આમ જોતાં ઉમર ખય્યામ કરતાં ફિટ્ઝિરાલ્ડનું વલણ જુદું જ છે અને એ ઉપરથી એક પ્રશ્ન મનમાં એ પણ ઊઠે છે કે, રુબાઇયાતની જે ખ્યાતિ યુરોપમાં તેમ જ બીજે સ્થળે થઈ તે કોને આભારી છે—ઉમર ખય્યામને કે ફિટ્ઝિરાલ્ડને? વળી એક રીતે જોઈએ તો ઉમર ખય્યામ આધ્યાત્મિકતા તરફ ઢળે છે, જ્યારે ફિટ્ઝિરાલ્ડ ઘણું કરીને ચાર્વાક કે એપિક્યૂરસના મતને અનુસરતો હોય એમ જણાય છે. તે તો કહે છે:

'Ah, make the most of
what we yet may spend,
Before we too into the Dust Descend.
Dust into Dust, and under Dust, to lie,
Sans wine, sans Song,
sans Singer and–sans End !' (23)

(પૂર્ણ લઈ લો લાભ, વાપરી જે કૈં હોય રહ્યું બાકી
થાય આપણી માટી ભૂમાં તે પહેલાં સમજી સાકી!
ધૂળ ધૂળમાં મળી જશે ને ધૂળ મહીં સૂવું અંતે
વિના સુરા ને ગીત, ગાયકો, વિના અંતની એ ચાકી!)

આટલી સ્પષ્ટતા ધ્યાનમાં રાખી હવે આપણે અનુવાદ-કૃતિનો વિચાર કરીએ. એક વાત તો સાચી છે કે અનુવાદકને 'જીવનની પ્રથમ પચ્ચીસીમાં' જ 'મંત્રમુગ્ધ' કરનાર કૃતિ તે ફિટ્ઝિરાલ્ડની જ રુબાઇયાત. તેથી શું એમનો ઝોક શરાબે તહૂર – આધ્યાત્મિક શરાબ – તરફ ગણવો કે અંગૂરના જ શરાબ તરફ? વળી અનુવાદકે પ્રસ્તાવનામાં પણ તે શા કારણે અનુવાદ કરવા પ્રેરાયા તેનો ઉલ્લેખ કર્યો નથી. વધુમાં, તેમણે પશ્ચિમી ઢબનાં સાત ચિત્રો આપીને પણ રુબાઇયાતોની વસ્તુનો ભાવ પ્રદર્શિત કરવા પ્રયત્ન કર્યો છે. પહેલી રુબાઇયાતની સામેનું ચિત્ર નિર્લજ્જતા દર્શાવે છે. ૧૧ મી તેમ જ ૨૩ મી રુબાઇયાત સામેનાં ચિત્રો પણ ઉચ્ચ ભાવવાળાં ન ગણાય. કોઈને આમાં ચોખલિયા નીતિની ગંધ આવશે. પણ જો એ ચિત્રોમાંથી કોઈને આધ્યાત્મિકતાની કે ઉચ્ચ સ્થિતિની અનુભૂતિ થતી હોય તો તેણે પોતાના અંતરાત્માને જ એ વિષે પૂછી જોવું.

બાઉલ કવિઓ ગાય છે: 'મનેર મધ્યે મનેર માનુષ করো અન્વેષણ' એ જ માપ સાચું છે. એ રીતે જોતાં આ ચિત્રો સ્થૂળ ભાવથી ઊંચે જઈ શકતાં હશે કે કેમ, એ સુજ્ઞ વાચક વિચારે. તો પછી પ્રશ્ન થાય છે કે, શું અનુવાદક શરાબ અને સાકીની રસિકતાથી જ આકર્ષાયા હશે? પોતે જે વસ્તુને જીવનમાં વર્જ્ય ગણતો હોય તેમાં માનવી રસ લેતો થાય એ કયા પ્રકારની વૃત્તિ કહેવાય? અનુવાદક તો ઉમર ખય્યામનો જાણે બચાવ કરતા હોય એમ નોંધે છે કે, ". . . . . . એનો અર્થ એ નથી કે તે શરાબી અને ચારિત્ર્યહીન હતા. એવા પણ કવિઓ થઈ ગયા છે કે જેમણે સુરાની પ્રશંસાનાં ગીત ગાયાં, છતાં પોતે શરાબી નહોતા." આમ કહીને અનુવાદક પોતાનો પણ બચાવ તો નથી કરતા ને? જીવન અને કવન એ બેને ભિન્ન કરીને દ્વિધા જીવન ગાળનાર સર્જક સાચો કલાકાર કહેવાય કે કેમ એ વિચારવું રહ્યું. સુરા અને સુંદરી, પ્રેમ અને સૌન્દર્ય, વસંત અને ઉદ્યાન એનાથી આકર્ષાઈ જવું અને પછી એના બચાવ ખાતર આધ્યાત્મિકતાનો આશરો લેવો, એ તો આધ્યાત્મિક દરિદ્રતા જ દર્શાવે છે. ગીતગોવિંદ જેવાં આપણાં કેટલાંય કાવ્યો, કેટલાંક સૂફી કાવ્યો જો ખરેખર આધ્યાત્મિકતાનું જ દર્શન કરાવનારાં હોય તો પછી આપણાં માબહેન બધાં બેઠાં હોય ત્યારે એનું કવન કરવાની કોઈની હિમ્મત ચાલે છે ખરી? પછી આવી આળપંપાળ કરીને ખોટી વસ્તુને ક્યાં સુધી ઉત્તેજન આપ્યા કરવું?

ઉમર ખય્યામની લોકપ્રિયતાનું કારણ જણાવતાં અનુવાદક કહે છે, "ઉમર ખય્યામના અંગ્રેજી ભાષાંતરે ઇંગ્લંડના યુવાન વર્ગમાં જૂના રીતરિવાજો સામે બળવો જગાડવાની પ્રેરણા રેડી. તેઓને લાગવા માંડ્યું કે જૂની પ્રથાઓ નરી ધૂર્તતા છે. દુનિયાનો આનંદ એ સ્વર્ગના આનંદની આશાએ જતો કરવો એ નરી મૂર્ખતા છે; કુદરતે આપેલું ભોગવી લેવું એમાં જ ડહાપણ છે. માનવ માત્ર વિધિનું રમકડું છે અને આકાંક્ષાઓ મૃગજળ સમાન છે. જ્યાં જીવનની નિશ્ચલતા નથી ત્યાં ખરો મિત્ર કેવલ સુરા છે. એ જ પાપના પશ્ચાત્તાપો કે ભાવિ ભયના ભણકારાથી ઉગારી લે છે. તત્ત્વજ્ઞાનની ચર્ચા કરતાંયે જે સાન્ત્વન નથી મળતું તે સુરા આપે છે. આ ગર્ભિત સૂચનથી રુબાઇયાતોએ જગતના નિરંતર વ્યથાથી પીડિત વર્ગને નવું દર્શન અને જોમ આપ્યાં." તો શું અનુવાદક પણ આ રુબાઇયાતો દ્વારા આપણા એવા વર્ગને નવું દર્શન અને જોમ આપવા ઇચ્છે છે? શું આવું દર્શન ખરેખર જીવનને ઊર્ધ્વગામી કરે એવું છે ખરું? જીવનને નિષ્ક્રિય કરી મૂકે, પાંગળું કરી મૂકે, વિલાસી બનાવી દે, એ શું ઉચ્ચ દર્શન કહી શકાય? એક તરફથી જીવનને સંયત, ચારિત્ર્યશીલ અને

વિશુદ્ધ કરવાના પ્રયત્નો થાય છે, કચડાયેલા વર્ગને શરાબની બૂરી બદીમાંથી રોકવા માટે પગલાં લેવાય છે; ત્યારે બીજી બાજુ એથી વિરુદ્ધ દિશા દર્શાવતી અને યુરોપમાં આજે સાવ ભુલાઈ જવાતી ફિટ્ઝિરાલ્ડની ઉમર ખય્યામી ફિલસૂફીને પાછી સચેત કરવામાં આવે એ જોઈને 'मतिः मुह्यति मम' જેવું થાય છે. વળી, અનુવાદક આ પુસ્તકને 'મયખાનું' એવું નામ આપે છે. મયખાનું એટલે શરાબખાનું. આ નામ પણ ઉમર ખય્યામની મૂળ ઉચ્ચ ફિલસૂફીને મર્યાદિત જ કરે છે.

ખરી વાત તો એ છે કે, અનુવાદક સમીપ ઉમર ખય્યામની અંગ્રેજી કૃતિ જ છે. જેણે ઉમર ખય્યામને બરાબર સમજવો જ હોય તેણે એની મૂળ કૃતિનું અધ્યયન કરવું જોઈએ. મૂળ કૃતિમાં સર્જકનો ઉત્કૃષ્ટ પ્રાણ ધબકતો હોય છે. સર્જન એ ખૂબ નાજુક અને સૂક્ષ્મ તત્ત્વ છે. એને એના માધ્યમમાંથી અન્ય માધ્યમમાં ઉતારવા મથતાં એના ઉત્કૃષ્ટ પ્રાણનું પૂરેપૂરું દર્શન થતું નથી. તે કંઈક નિકૃષ્ટ બને જ છે. ફિટ્ઝિરાલ્ડ પણ રુબાઇયાતની બાબતમાં એ કબૂલે છે. તે તો વળી એટલે સુધી કહે છે: "મસાલો ભરેલા મૃત ગરુડ કરતાં સજીવ સમળી સારી." એ ઉપરથી એમ કહી શકાય કે, અંગ્રેજી રુબાઇયાતો ગરુડ નથી, મૃત ગરુડનો મસાલો ભરેલો મૃતદેહ પણ નથી, પરંતુ સજીવ સમળી જેવી કોઈ ત્રીજી જ વસ્તુ છે. અને એ ત્રીજી વસ્તુને બીજી ભાષામાં વ્યક્ત કરવા જઈએ તો એમાંનું શું બાકી રહે એ વિચારવું રહ્યું.

તેથી જો ઉમર ખય્યામની ઉચ્ચ ફિલસૂફીને સમજવી હોય, ફિટ્ઝિરાલ્ડે તેના પર આરોપેલી નાસ્તિકતાના તેમ જ પ્રભુદ્રોહ અને સુખવાદના ભ્રમમાંથી બચવું હોય, તો આપણા અનુવાદકોએ ઉમર ખય્યામની મૂળ રુબાઇયાતોને જ સમજવા પ્રયત્ન કરવો જોઈએ. કારણ કે યુરોપમાં અંગ્રેજી અનુવાદને લીધે ઉમર ખય્યામ ભલે વિખ્યાત થયો, પરંતુ એ તો પેલી 'સજીવ સમળી'થી જ આકર્ષાઈને. તેઓ ભૂલમાં એમ જ માનતા થયા કે, ઉમર ખય્યામને મન 'જિંદગીમાં મોજ કરી તે ખરી, આ જિંદગી પછી કાંઈ નથી, કોઈ પૂછનાર નથી.' એટલે બસ મોજમજામાં અને શરાબ, સાકીમાં જ જીવનનો ખરો આનંદ છે. પરંતુ મૌલવી અબ્દુલ ગફર નદવી સાહેબે ઉમર ખય્યામની ફિલસૂફી સમજાવતાં યોગ્ય કહ્યું છે કે, "ખય્યામ જે ટોચ પર ઊભો રહી આ ફાની દુનિયા તરફ જોઈ રહ્યો છે એ સ્થિતિએ પહોંચતાં હજી તેમને (યુરોપના લોકોને) વાર છે." માટે આપણે પણ ઉમર ખય્યામની અંગ્રેજી રુબાઇયાતોની ભૂલભરેલી ફિલસૂફીમાંથી બચવું હોય તો તેની મૂળ કૃતિને જ જોવી રહી.

આમ તો ઉમર ખય્યામની મૂળ રુબાઇયાતોમાં સુરા અને સાકીને લગતી રુબાઇયાતો છે ખરી. પરંતુ તેણે બીજા ઉચ્ચ વિષયોને લગતી રુબાઇયાતો પણ લખી છે જે ખરેખર મનનીય છે. મૌલવી નદવી સાહેબે એવાં કેટલાંક ઉદાહરણો આપ્યાં છે. (જુઓ આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા ગ્રંથાંક ૩) તેમાંથી બે એક લઈએ :

'કત્રાહ્ બિગરીસ્ત કે અઝ બહર જુદાઈમ હમાં,
બહર બર કતરાહ બખન્દીદ કિ માઈમ હમાં;
દર હકીકત દીગરે નેસ્ત ખુદાઇમ હમાં,
લેક અઝ અર્દિશે યક નુકતા જુદાઈમ હમાં.'

(પાણીનું ટીપું રોઈ પડ્યું કે, 'હું સમુદ્રથી જુદું પડી ગયું!' સમુદ્ર ટીપા પર હસે છે કે—'આપણે બધાં એક જ છીએ, જુદાં નથી; આપણે બધાં ખુદા છીએ. પણ ચક્રમાં ફરતા બિન્દુની જેમ આપણે જુદાં પડી ગયાં છીએ.')

'બુકશાઈ દરમ કે દર કુશાયન્દા તુઈ,
બેનુમાઈ રેહમ કે રેહ નામાયન્દા તુઈ;
મન દસ્ત બહેચ દસ્તગીરે ન દેહમ,
કે ઈશાં હમે ફાની અંદ વ પાયંદા તુઈ.'

(મારાં દ્વાર ખોલ, કારણ કે તું જ દ્વાર ખોલનાર છે. મને રસ્તો બતાવ, કારણ કે તું જ રસ્તો બતાવનાર છે. હું બીજા કોઈના હાથમાં મારો હાથ નહિ મૂકું, કારણ કે આ બધું ફાની છે અને હમેશાં રહેનાર તો ફક્ત તું જ છે.)

અંગ્રેજી રુબાઇયાતોમાં પણ કેટલીક સારા ભાવ દર્શાવનારી મળી આ[illegible] છે. જેમ કે,

"The worldy Hope men set their Hearts upon
Turns Ashes–or it prospers: and anon,
Like snow upon the Desert's dusty Face
Lighting a little Hour or two–is gone" (14)

(સાંસારિક આશાઓ ઉપર તરફડતાં માનવહૈયાં
રાખ થાય કે ફળે તોય એ ક્ષણજીવી બંને લૈયા;
ધૂળાડિયા મુખડા પર રણના સૂક્ષ્મ હિમાચ્છાદન જેવી
ઘડીકભર ચમકીને પામે લય એની આભા કૈયાં.)

પરંતુ સુરા અને સાકીના વાતાવરણથી આવરિત અને સ્થૂળ ભાવો દર્શાવતાં ચિત્રોથી આબદ્ધ રુબાઇયાતો વચ્ચે છૂટીછવાઈ કોઈ કોઈ સારી રુબાઇયાતો હોય તેમને ચૂંટી કાઢીને તેમનો આસ્વાદ લેવો એ બધા વાચકો માટે શક્ય નથી. આવી રુબાઇયાતો તો ગુલાબ જેવી છે, પરંતુ એ ગુલાબની આસપાસ કાંટા પણ છે, એ વીસરવું ન જોઈએ. વળી આપણે પ્રજાજીવનને વીર્યવાન અને તેજસ્વી બનાવવું હોય, આજકાલ એમાં દાખલ થઈ ગયેલી નીતિ-શિથિલતાને દૂર કરવી હોય, તો આવી કૃતિના સર્જન પાછળ ન પડવું જોઈએ. કારણ કે, અતિસંયમ અથવા બળાત્કારે લાદેલો સંયમ જીવનનો જેટલો હ્રાસ કરે છે એના કરતાં કેટલાય

વધુ પ્રમાણમાં અતિષ્ટિ કે સ્વચ્છંદ વિહાર જીવનને અધોગતિએ ઘસડી જાય છે. પરંતુ જે લોકોને એ બાબતની કંઈ પડી નથી તેમ જ જેમને આવી કૃતિમાંથી આનંદ મળતો હોય, તેઓ આ વસ્તુનો વિચાર ન કરે તો ચાલે.

એકંદરે, અનુવાદકે પ્રવાહમાં વહી જતા છંદમાં અંગ્રેજી પરથી અનુવાદ સારો કર્યો છે. મૂળ રુબાઇયાતો અને ફિટ્ઝિરાલ્ડની પેઠે અનુવાદકે પણ પહેલી, બીજી અને ચોથી પંક્તિના પ્રાસ રાખ્યા છે અને ત્રીજી પંક્તિને એમ જ વહેવા દીધી છે, તેથી એમાં એક પ્રકારનું લયમાધુર્ય અને પદલાલિત્ય સારાં જળવાયેલાં છે. ફિટ્ઝિરાલ્ડની માફક અનુવાદકે કેટલીક વાર મુક્ત અનુવાદ પણ કર્યો છે. પરંતુ કેટલીક વાર તે વધુપડતી છૂટ લે છે. જેમ કે ૧૨મી રુબાઇયાતની છેલ્લી લીટી જુઓ:

'Oh, the brave music of a distant Drum!'
(ડુંગર દૂર થકી બહુ લાગે રઢિયાળા, એ સત્ય પ્રતીત!)

આ પુસ્તક પરથી અનુવાદકની પદ્યાનુવાદ કરવાની શક્તિનો સારો પરિચય મળે છે. ભવિષ્યમાં શ્રી. હીરાચંદભાઈ મૂળ અંગ્રેજીમાં જ લખાયેલાં તેમ જ માનવજીવનને ઊર્ધ્વગામી અને ઉદાત્ત કરે એવાં ઉત્તમ કાવ્યોના અનુવાદ ગુજરાતને ધરશે, તો અવશ્ય એમની એ શક્તિ આશીર્વાદરૂપ થઈ પડશે.

સુ૦ કૃ૦

# માસિક વિવેચન

## રાજબંધારણની હિંદી

આ મથાળાથી 'હરિજનબંધુ' તા. ૨૯-૬-'૫૧ માં પ્રસિદ્ધ થતા લેખ તરફ વાચકનું ધ્યાન દોરવા જેવું છે. અત્યાર સુધી હિંદી પ્રચારનું કામ ચાલતું હતું તેને હિંદના રાજબંધારણે હવે પોતા તરફની ભૂમિકા આપી છે. એ ભૂમિકા કઈ છે, એ પેલા લેખમાં ચર્ચવામાં આવ્યું છે. હવે પછી સરકારે હિંદી અંગે આ ભૂમિકા સ્વીકારી ચાલવું જોઈશે; અને એ ભૂમિકા લઈને ચાલતા કામને જ તે પોતાની માન્યતા આપી શકે.

આ ભૂમિકાના મુખ્ય મુદ્દા આટલા છે —

૧. દેશની રાજભાષાનું નામ હિંદી રહેશે.

૨. તે ભાષાની લિપિ નાગરી રહેશે. અને તેના અંક હિંદના અંકોના "આંતરરાષ્ટ્રીય સ્વરૂપના"— એટલે કે અંગ્રેજી — રહેશે.

૩. આ હિંદી ભાષાનો વિકાસ કરવાનો છે. તેનો નિયમ કલમ ૩૫૧માં કહ્યો છે તે છે.

૪. બીજી એક 'હિંદી' ભાષા છે, જે ઉત્તર પ્રદેશની એક પ્રદેશભાષા છે. તે ભાષા રાજભાષા હિંદી નથી.

આ ઉપરાંત નાના મોટા બીજા મુદ્દા છે તે વાચક સદરહુ લેખમાંથી વ્યવસ્થિત રીતે જોઈ શકશે.

૧૮-૬-'૫૧

## હિંદી સાહિત્ય સંમેલનની હિંદી

કેટલાક લોકો પૂછે છે કે, હિંદી સાહિત્ય સંમેલન, પ્રયાગ,ની વર્ધા સમિતિ બંધારણ-નિયુક્ત રાજભાષા હિંદીની ભૂમિકા સ્વીકારે છે? આ સમિતિ તરફથી ચાલતા કામ વિષે આ પ્રશ્ન પ્રસ્તુત છે.

હિંદી સા૦ સંમેલન ઉત્તર પ્રદેશની હિંદી ભાષાના સાહિત્યના ઉત્કર્ષ અર્થેનું સંમેલન છે. જેમ ગુજરાતી, મરાઠી, બંગાળી ઇ૦ સાહિત્ય સંમેલનો કે પરિષદો હોય છે, તેમ આ ઉત્તર પ્રદેશની ભાષાનું સંમેલન છે. આ હિંદીને રાષ્ટ્રભાષા તરીકે ચલાવવા માટે તેણે પોતાને હસ્તક સમિતિ નીમી છે, જેને 'વર્ધા સમિતિ' ટૂંકમાં કહેવાય છે, કારણ કે તેની કચેરી વર્ધામાં છે. આ સમિતિ જુદા જુદા પ્રાંતોમાં કામ કરવા પોતાની પ્રાંત-શાખાઓ નીમે છે. પરીક્ષાતંત્ર, તેનું નિયમન, નિયમાવલી, પાઠ્યક્રમ ઇ૦ હિં૦ સા૦ સંમેલનની નીતિમાં રહીને વર્ધા સમિતિ તરફથી થાય છે. એટલે આ સમિતિ રાજભાષા વિષે શું માને છે તે જાણવા માટે હિં૦ સા૦ સંમેલન તે વિષે શું માને છે, તે જોવું જોઈએ. એ જોતાં સાફ જણાય છે કે, સપ્ટેમ્બર, ૧૯૪૯માં મળેલી તેની સ્થાયી સમિતિએ ઠરાવ દ્વારા પોતાનો અસંતોષ જાહેર કર્યો છે અને અંગ્રેજી આંકડા અમે નથી સ્વીકારતા, એમ જણાવ્યું છે. તે સંસ્થા એમ જ માનીને ચાલે છે કે, ઉત્તર પ્રદેશની જે પ્રદેશભાષા હિંદી છે, કે જેનો ઉલ્લેખ બંધારણની ૮મી યાદીના પરિશિષ્ટમાં કર્યો છે, તે જ આખા હિંદની રાજભાષા બને છે અને બનાવવી જોઈએ; અને તેને બધા પ્રાંતોમાં ફેલાવવા માટે વર્ધા સમિતિનો તે ઉપયોગ કરે છે. આ સ્થિતિને કેટલાક

તે પ્રાંતનો હિંદી-સામ્રાજ્યવાદ કહે છે, તેથી નવાઈ નથી લાગતી.

૧૮-૬-'૫૧

## આંતરરાષ્ટ્રીય અંકો

હિંદના બંધારણે રાજભાષા માટે અંગ્રેજી અંકો નક્કી કર્યા છે, એ સમજવાની જરૂર છે. તેની ૩૫૧મી કલમમાં તમે માનો છો કે નહિ, તેની એ એક કસોટી છે. રાજભાષા આખા હિંદના બધા લોકોની પ્રદેશ-ભાષાઓના ભેગા પ્રયત્નથી બને અને તેમાં જરૂર પ્રમાણે ગમે ત્યાંથી શબ્દો વગેરે લઈ શકાય, એવી ઉદાર નીતિ રાખવામાં આવી છે.

ઘણાને એક ખબર કહેવા જેવી છે કે, દક્ષિણની કેટલીક પ્રદેશભાષાઓમાં અંગ્રેજી અંકો જ ચાલે છે. ઉત્તરમાં કેટલાય ભાગોમાં પણ એ અંકો વપરાય છે. એ અંકો અંગ્રેજીના છે. પણ આ અંક મૂળે હિંદના હતા ને તે પરથી જ તેમનું અંગ્રેજી રૂપ બન્યું છે. એટલે કે, તે મૂળ આ દેશની જ વસ્તુ છે, અને તેનું ગુજરાતી, નાગરી ઇ૦ રૂપ ન લેતાં વધુ વ્યાપક એવું અંગ્રેજી રૂપ લેવામાં આવ્યું છે. તેથી બંધારણમાં તેનું વર્ણન આંતરરાષ્ટ્રીય સ્વરૂપ તરીકે કર્યું છે.

આ અંકો લેવા વિષે બંધારણસભામાં ભારે ઝઘડો થયો હતો. છેવટે લગભગ એવું થયું કે, હિંદીના વિકાસની જે ઉદાર નીતિ છે તે સ્વીકારો છો કે કેમ, એની કસોટી આ અંકો સ્વીકારો છો કે નથી સ્વીકારતા, એ બન્યું. હિંદી સા૦ સંમેલને બંધારણ-માન્ય રાજભાષાના સ્વરૂપ વિષેના નિર્ણય પ્રત્યે અસંતોષ તો બતાવ્યો જ છે અને અંકો સ્વીકારવાની કસોટીમાં તેણે સાફ કહ્યું છે કે, તે અમને માન્ય નથી.

આ ઉપરથી હિં૦ સા૦ સંમેલન અને વર્ધા સમિતિની "રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ"ઓ બંધારણની હિંદીની ભૂમિકા પ્રત્યે શું વલણ રાખે છે તે સાફ થાય છે.

૧૮-૬-'૫૧

## આઈ. એ. એસ. અને હિંદી

હિં૦ સા૦ સંમેલન તરફથી વડી સરકારને એક સૂચના કરવામાં આવી કે, આઈ. એ. એસ. (એટલે કે હિંદની સૌથી વડા દરજ્જાની નોકરી) માટેની પરીક્ષામાં હિંદીને એક વિષય તરીકે સ્થાન મળવું જોઈએ. પાર્લમેન્ટમાં આની ચર્ચા જાગી. ગૃહ-પ્રધાન શ્રી. રાજાજીએ સરકાર તરફથી જણાવ્યું કે, અત્યારે તે કરી શકાય નહિ, કેમ કે તેથી અ-હિંદી પ્રાંતોના ઉમેદવારોને હરીફાઈમાં અન્યાય થાય. હિંદી શિક્ષણ દેશમાં સામાન્ય રૂપે બધે ચાલુ થઈ જાય ત્યારે પછી જ આવું પગલું વિચારી શકાય.

આ પ્રકારનો અન્યાય ન થાય તે માટે જ બંધારણમાં પણ હિંદી રાજભાષા દાખલ કરવા અંગે ૧૫ વરસની મહેતલ મૂકવી પડી છે. શ્રી. રાજાજીએ આપેલો જવાબ બંધારણની આ નીતિ મુજબ છે.

આ પ્રકારની સૂચના હિં૦ સા૦ સંમેલન કરે, એ ઠીક નથી. તેથી તો તેના સામ્રાજ્યવાદ વિષે શંકા વધારે જોરદાર બને. એણે આ શંકાથી બચવું હોય તો તે પોતાના પ્રાંતની અંદર હિંદીને પ્રદેશ-સરકારની ભાષા તરીકે ખીલવવા મથે. એ દ્વારા જ એ હિંદની અને હિંદીની સેવા કરે. હિંદી-પ્રચારનું અને હિંદી શિક્ષણનું કામ દરેક પ્રદેશ-સરકારનું અને તે તે પ્રદેશની પ્રજાનું બને છે. તે પોતાની રીતે કરે એમાં હિં૦ સા૦ સંમેલન તેની વર્ધા સમિતિ મારફત સ્પર્ધા કરે કે દખલ કરે, એ હવે મટવું જોઈએ.

૧૮-૬-'૫૧

## મુંબઈમાં માછલીઘરની સ્થાપના

મુંબઈમાં સરકાર તરફથી એક માછલી-ઘર ઉઘાડવામાં આવ્યું છે. તેમાં જાત જાતની માછલીઓના નમૂના રાખવામાં આવશે અને તેમના જીવનનો અભ્યાસ થશે. એની પાછળ ઇરાદો એ કલ્પાયો છે કે, એ જ્ઞાન દ્વારા માછી-ઉદ્યોગને મદદ કરી શકાશે. ખોરાકમાં માછલી એક મોટી વસ્તુ છે. આહારશાસ્ત્રીઓ તેના ગુણો બતાવે છે. માંસાહારી અનેક લોકો આપણા દેશમાં માછલી ખાય છે. હજારો માઈલ લાંબા આપણા દરિયાકાંઠાથી ઢગબંધ માછલી મળી શકે છે. જંગલ, ખેતી, ઢોરઉછેર, પેઠે માછલીઉછેરનું વિજ્ઞાન પણ આપણે ત્યાં ખીલવું જોઈએ. મોટા શહેરમાં હોવા છતાં મુંબઈનું માછલીઘર એવું લોકોપયોગી કેન્દ્ર બને અને મુંબઈના લોકોનું કેવળ કુતૂહલઘર જ ન રહે, એવી આશા રાખીએ.

૧૯-૬-'૫૧

## શિક્ષણમાં માછલીકામ

ખોરાકમાં માછલીને ઉત્તેજન અપાય તે અંગે નિરામિષાહાર-વાદી લોકોને કાંઈક અણગમો થાય છે. સરકાર આવું ઉત્તેજન આપે, એ તેમને અરુચિકર લાગે છે.

બીજી બાજુથી, પાયાની કેળવણીએ હાથઉદ્યોગને શિક્ષણમાં આણ્યો તેથી કાંઠાનાં ગામોની નિશાળોમાં મૂળ-ઉદ્યોગ તરીકે માછીકામ કેમ ન રખાય, એવો એક પ્રશ્ન જાગ્યો છે.

આનો વિચાર અમુક તમુક મર્યાદિત ધર્મ કે કાર્યને ખ્યાલમાં ન રાખતાં, વ્યાપક રાષ્ટ્રહિતદૃષ્ટિથી કરવો જોઈએ. દુનિયામાં માંસાહાર સારી પેઠે થાય છે. વૈયક્તિક કે ધાર્મિક કારણે જે કોઈ તે છોડવા ઇચ્છે તે છોડી શકે. પરંતુ તેની સામાજિક બંધી ન હોય. બલ્કે ઉપર એક નોંધમાં કહ્યું એમ, સાર્વજનિક આરોગ્ય તથા ઉત્પન્ન ઇ૦ દૃષ્ટિએ તેના વિજ્ઞાનનો અભ્યાસ થવો જોઈએ.

પાયાની કેળવણીમાં માછીકામને લેવા બાબતમાં બે વસ્તુ અડચણરૂપ છે. એક તો એ કે, મૂળઉદ્યોગ તરીકે માછીકામ એવું નથી કે જેની બધી પ્રક્રિયાઓ બાળકો કરી શકે. બલ્કે, મોટા છોકરા જ તે કરી શકે. આ એક પાયાની મુશ્કેલી છે. બીજું એ કે, સરકારી શાળા સાર્વવર્ણિક શાળા છે. જે લોકો માછલી ન ખાતા હોય તેમનાં બાળકો માછીકામ કરે, એમ તેઓ ન ઇચ્છે. એટલે સાર્વવર્ણિક શાળામાં એવા ખાસ-વર્ણી ધંધા હોય તો બીજા વર્ણનાં બાળકો માટે બીજો ઉદ્યોગ રાખવો જોઈએ. આ વહેવારુ મુશ્કેલી પણ ઊભી થાય છે. કાંતણ વણાટ અને ખેતી સાર્વ-વર્ણિક ધંધા થાય એવા છે અને બાળકો તેની બધી પ્રક્રિયાઓ પોતે કરી શકે એવા હોઈને તેમની શિક્ષણ-શક્તિ ભારે છે. આ ગુણ માછીકામમાં નથી. છતાં દરિયાકાંઠાની શાળાઓમાં જ્યાં માછીકામ ત્યાંની વસ્તીનો ધંધો હોય, ત્યાં એ કામનું સામાન્ય વિજ્ઞાન સૌને જાણવા મળે, એ સારું અને શકય છે. અને માંસા-હારને નિમિત્તે ખોટો ઊંચનીચભાવ ન કેળવાય, એ પણ નીતિશિક્ષણની વસ્તુ ગણાય. જાત જાતની ઉદ્યોગ-શાળાઓ હોય છે તેમ માછીકામની ઉદ્યોગશાળા પણ હોય, જેમાં ઇચ્છે તે છોકરા જઇ શકે.

૧૯–૬–'૫૧

## શિક્ષા અને શિક્ષણ

ઉત્તર પ્રદેશના શિક્ષણ ખાતાના નોકર મંડળે એવી ભલામણ કરી છે કે, પ્રાંતમાં છોકરાઓમાં જે અશિસ્ત વધી રહી છે તેને કાબૂમાં લેવા માટે શારીરિક શિક્ષાનો પણ ઉપયોગ કરવામાં આવે. એ પ્રાંતમાં કેવું વાતા-વરણ છે એ તો અલીગઢના પ્રિન્સિપાલ ગર્ગને કેટલાક વિદ્યાર્થીઓએ રસ્તા પર ઠોકી પાડયા તે પરથી સમજાય છે. પણ એનો આ ઉપાય સફળ થશે? અને એ ઉપાયથી શિક્ષણની શી દશા થશે? અશિસ્તનો ઉપાય શિક્ષણ, વધારે સારું શિક્ષણ, વધારે સાચું શિક્ષણ હોય; એ જો ન હોય તો શિક્ષણનું પ્રયોજન શું? વિદ્યાર્થીઓમાં અશિસ્તનું એટલે કે અ-શિક્ષણનું કારણ ઊંડું છે અને તે આજના શિક્ષણની શિક્ષણ તરીકે વિફળતા અને ખાસ કરીને તો ચારિત્ર્યના ઘડતર તરફ તેનું દુર્લક્ષ છે, તે છે. જ્યાં ત્યાં જેમ તેમ કરીને નોકરીધંધામાં ઘૂસવાનું સાધન આ કહેવાતું શિક્ષણ બન્યું છે. એ એક ધંધો થઈ ગયો છે અને તેમાં પણ લાંચ, લાગવગ, પક્ષાપક્ષી ઇ૦ બધાં વેપારઉદ્યોગની દુનિયાનાં દૂષણો આવ્યાં છે. વિદ્યાર્થી પણ વિદ્યાને બદલે જેમ તેમ કરીને પરીક્ષામાં પાસ થઈ જવાનો સોદો કરી ખાનારો સોદાર્થી બનતો ગયો છે. શિક્ષણની દુનિયાનું આ વાતાવરણ દુરસ્ત ન થાય ત્યાં સુધી વિદ્યાની શિસ્તની આશા રાખવી વ્યર્થ છે. આવી આદર્શ દશા સ્થાપતાં વખત જાય તે દરમિયાન બધું સાવ કથળીને ગબડી ન પડે તે માટેના ટેકા-ટેભા વિચારવા જોઈએ તો ભલે વિચારાય. પણ મૂળ કારણને માટે પણ પ્રયત્ન થવો જોઈએ. આ પ્રયત્ન વિષે અશ્રદ્ધા કે અશક્તિ જો હોય તો એ ભયંકર ગણાય. તો પછી શાળાએ પોલીસ-પદ્ધતિ પર જવું પડે. ન કરે નારાયણ અને એ બને તો એના કરતાં તે બંધ થાય તો વધારે સારું.

૧૯–૬–'૫૧

## રચનાકાર્ય અને રાજસત્તા

ઈ. સ. ૧૯૩૪–૩૫ માં ગાંધીજીએ ગ્રામોદ્યોગ સંઘ સ્થાપ્યો, તે અરસામાં એમણે કહેલું કે, આ કામ લોકકલ્યાણનું છે; એમાં રાજકારણ નથી; તેથી જો સરકાર એમાં સાથ દે તો હું ચમત્કાર કરી બતાવું.

આ તેમણે જે કહેલું તે યાદદાસ્ત ઉપરથી મારા શબ્દોમાં કહું છું. આજે આ યાદ આવે છે તે એ કારણે કે, આજે હવે સરકારો આપણી છે. રાજકારણની વહેમીલી પરદેશી સરકાર રહી નથી; તો પછી ગાંધીજીએ કલ્પેલા પેલા ચમત્કારનું શું? તે કેમ કોઈ કરતું નથી? તે વિષે કેમ કોઈ કાંઈ વિચારતું નથી?

આનું ટૂંકમાં કારણ એ છે કે, એમાં શ્રદ્ધા ઓછી છે; અથવા છે તો એ એવી પ્રબળ નથી કે કાર્યમાં ઉતારવાની શક્તિ તેમાંથી જન્મે; અને જે જાત જાતની આવડતોવાળા લોકો આપણી પાસે છે તેઓ જૂની યંત્રોદ્યોગી નીતિની વાતો જાણે છે; તેમને ગ્રામોદ્યોગ-અને-સ્વદેશીપરાયણ અર્થનીતિનો માર્ગ સૂઝતો નથી. આથી કરીને આપણી રાજસત્તા રચના-કાર્યોમાં ઝાઝું કરી શકતી નથી. તેથી ગાંધીજીએ કલ્પેલો ચમત્કાર કેવી રીતે દેખાય?

રચનાકાર્યને સફળ કરવા રાજસત્તા તેમાં સાથે થવી જોઈએ. જેમ કે, દારૂબંધીના કાયદાનો દાખલો લો. રાજસત્તા વગર એ રચનાકામ ન થઈ શકે. આથી કરીને જ્યાં જ્યાં રચનાકાર્યો, રાજસત્તાના સાથને અભાવે, આગળ નથી જતાં, ત્યાં રચનાકાર્યકર્તાઓ સરકાર પર અને કોંગ્રેસ પર ચિડાય છે, તેને વિષે નિરાશ થાય છે, હવે શું કરવું એની ચિંતામાં પડે છે. કોંગ્રેસમાં જો કોઈ સમજી શકાય એવો વિરોધ જાગે તો તે આથી સંભવે છે. એવા લોકો પછી એમ વિચારે છે કે, આપણે રાજસત્તા લેવી જોઈએ. તો ધાર્યા સુધારાનું કામ થાય. આ ભાવનામાંય કશું અજુગતું નથી. ગાંધીજી રાજકારણમાં આવા જ કારણે પડેલા ને? જ્યારે તેમણે અનુભવે જોયું કે, સુધારાનું કામ કરવા જતાં જ્યાં ત્યાં છેવટે સરકારી સત્તા આડે આવે છે ત્યારે તેમણે તેને સુધારવા-મટાડવાનું કામ લીધું હતું. એમ જ રચનાકાર્યકર્તાઓનો અનુભવ હોઈ શકે છે. શ્રી કૃપાલાનીજી જે નવો પક્ષ રચવા બહાર પડ્યા છે, તેની પાછળ આ છે કે કેમ, તે કહેવું મુશ્કેલ છે. એવું કાંઈક મુગ્ધ કારણ હોય તોય, જેમ જેમ તેમનું મંડળ આગળ જાય છે, તેમ તેમ તે ઝઘડાળુ રાજસત્તા-પક્ષ જેવું જ બનશે કે શું, એવી બીતિ લાગે છે. એમ જો બને તો રચનાકાર્યની દશા ઝાઝી સુધરે ખરી? નવા પક્ષો પાડનારા લોકો, ઝઘડાની ગરમીમાં, આ મૂળ કારણ કેટલું સધશે એ મુખ્ય બાબત જોવાની ભૂલી ન જાય તો સારું.

૧૨-૯-'૫૧

## ભાષા અને ધર્મ

'ભાષા અને ધર્મ' મથાળું જરા અજુગતું લાગવા સંભવ છે. પણ તે બે વસ્તુઓનો ભેગો વિચાર કરવાની આજે બહુ જરૂર છે. બંને વસ્તુઓ સંસ્કૃતિમાં મુખ્ય છે, પણ તે પોતપોતાની રીતે. ભાષા માનવ ભાવોને વ્યક્ત કરવાનું સાધન છે તે મારફતે સારી માઠી બધી વાતો વ્યક્ત થાય છે. સાહિત્ય, કળા, ધર્મ ઇ૦ બધાને તેનો આશરો લેવો પડે છે. એટલે કે, ભાષા માનવ સંસ્કૃતિનું એક પ્રબળ સાધન છે. તેના ગુણ એક ઓજાર તરીકેના છે. છતાં, સંસ્કૃતને લોકો હિંદુ ધર્મની ભાષા, અરબીને ઇસ્લામની, હિબ્રૂને યહૂદી ધર્મની, એમ માને છે. એમાં સાદું કારણ એટલું જ છે કે, તે ધર્મના ગ્રંથો મૂળ તે ભાષામાં લખાયા. કાંઈ તે ભાષામાં એટલું જ લખાયું ને બીજા વિષયો પર લખાયું નથી, એવું નથી. પરંતુ લોકમાનસમાં આવા ખ્યાલ કોઈ ને કોઈ રીતે જામી જાય છે. જેમ કે, કેટલાંક વરસથી આપણા દેશમાં એવો ભ્રમ કેટલાક લોક ફેલાવવા લાગ્યા છે કે, હિંદી હિંદુઓની ભાષા અને ઉર્દૂ મુસલમાનોની. આ છૂપો વહેમ મગજમાં રાખીને કેટલાક લોકો કામ પણ કર્યા કરે છે ને દેશમાં નાહક પીડાઓ ઊભી કરે છે. હમણાં પૂર્વ પંજાબમાં આવી એક પીડા જાગી છે. તે પ્રાંતમાં અકાલી અને આર્યસમાજીઓ બે પ્રમુખ પંથીઓ છે. મુખ્ય નામથી કહીએ તો હિંદુઓ અને શીખો તે કહેવાય. આ બંને પંથીઓ એક જ પ્રાંતમાં એક જ ભાષા બોલતા લખતા આવ્યા છે. બોલે પંજાબી અને લખે વાંચે ઉર્દૂ. સ્વતંત્રતા આવતાં આ વસ્તુમાં ગરબડ જાગી. હિંદી રાજભાષા થઈ. આર્યસમાજીઓ હિંદી ભણે છે. કહો કે તે એમની ધર્મભાષા હતી, કેમ કે સ્વામી દયાનંદે એ ભાષાથી કામ કર્યું. અકાલીઓ અથવા શીખોની ધર્મ-લિપિ ગુરુમુખી છે. તેઓ હવે પોતાની પ્રાંતભાષા પંજાબીને એ લિપિમાં ઉતારવા લાગ્યા છે. તેનો કોશ વ્યાકરણ ઇ૦ થયાં છે. તેનું સાહિત્ય છે. આ બે પક્ષો હવે પ્રાંતની ભાષા

પંજાબી રહે કે હિંદી, એ વિષે ઝઘડે છે. આ તો બાહ્ય બહાનું ગણાય. ઊંડું કારણ તો બે વચ્ચે અલગ કોમભાવ જાગ્યો તે છે. પણ તે હોળીનું નાળિયેર ભાષા બની છે. પ્રાંતની ભાષા જો પંજાબી હોય, તો રાષ્ટ્રભાષા હિંદીને તેની સામે મૂકવામાં રાષ્ટ્રભાષાનું હિત જોખમાય છે, એ સમજવું જોઈએ. પંજાબે બંને શીખવાની જરૂર છે. હિંદી બીજી ભાષા રહે, પંજાબી પ્રથમ ભાષા રહે. અને પંજાબીને નાગરી લિપિમાં જ લખવામાં ફાયદો છે, એ દીર્ઘદૃષ્ટિ રાખવી સારી છે; ત્યાં ગુરુમુખી આણવાની જરૂર નથી. ગ્રંથસાહેબ વાંચવા કે લખવા માટે એ ચાલતી હોય, તો તે માટે ભલે શીખો એને રાખે.

ભાષા અને લિપિને ધર્મ સાથે સંડોવવાથી બાવાનાં બંને બગડે છે, એ અત્યારે ખૂબ યાદ રાખવાની જરૂર છે.

૧૩–૬–’૫૧

## પ્રાથમિક પાઠ્યપુસ્તક નીતિ

મહારાષ્ટ્રના તથા અમદાવાદના પ્રકાશકો તરફથી, પ્રાથમિક પાઠ્યપુસ્તકો નક્કી કરવા વિષેની સરકારી નીતિ સામે વિરોધ જાહેર થયો છે. સરકાર એક જ પુસ્તક પસંદ કરે અને તે પુસ્તક પોતે જ રચે-રચાવે ને છાપે-છપાવે, એવી નીતિ તે લેવા માગે છે, એમ સંભળાય છે. આ સામે આ પત્રમાં અનેક વાર ચર્ચા થઈ છે. થોડા વખત પર ગુજરાતનાં સ્કૂલ બોર્ડોના ચેરમેનોએ પણ આની સામે પોતાનો સખત વાંધો જાહેર કર્યો હતો. સરકારે આ બધું ધ્યાનમાં લઈને, વેળાસર સુધારો કરવો જોઈએ. દર વરસે છેવટે દોડાદોડ થાય છે, તેથી શિક્ષણકામમાં ખલેલ પહોંચે છે અને માબાપો ચિડાય છે. ચોપડીઓ છાપીને પહોંચાડવામાં પણ મુશ્કેલી પડે છે. આથી સરકારે ઝટ પોતાની નીતિ વિષે વિચાર કરી લેવો જોઈએ. આને માટે જોઈએ તો, કાયદામાં પણ ઘટતો સુધારો કરવો પડે તો કરવો જોઈએ. તેની પાઠ્યપુસ્તક સમિતિઓ વિષે પણ વિચાર કરવાની જરૂર છે.

૧૯–૬–’૫૧

## શ્રી શિવાનંદજીની શહીદી

સૌરાષ્ટ્રના અમર સેવક શ્રી શિવાનંદજીના દેહાન્ત વિષે તે જ વખતે હાજર એવા તેમના સાથી કાર્યકર્તા શ્રી બાબુભાઈનો પત્ર મને મળ્યો છે. તેમાં આપેલું વર્ણન સૌને પહોંચાડવા જેવું છે. એથી શ્રી. શિવાનંદજી કેવા મહાપુરુષ હતા તે પણ જણાય છે.

“વૈશાખ સુદ ૭ને શુક્રવારે રાત્રે અમે અગિયાર વાગ્યા સુધી ‘શ્રમયજ્ઞ’ અહીં તા. ૧૫મીથી ૨૫મી સુધી ચલાવવાનો હતો, તે વિષે વાતચીત કરીને સૂઈ ગયા. રાત્રે દોઢ વાગ્યે બંદૂકનો અવાજ થયો એટલે હું જાગી ગયો. પણ મને એમ શંકા રહી કે, રોન ફરનાર માણસે બંદૂકનો અવાજ કર્યો હશે. પણ ચીસ સંભળાઈ એટલે દોડતો તેમની પાસે ગયો. સ્વામીજી દરરોજ ફળિયામાં એક ઓટલા ઉપર સૂતા હતા. પાસે એક બહેન ફાનસ લઈ પૂછતાં હતાં, ત્યાં તુરત જ હું પહોંચ્યો, ‘સ્વામીજી શું થયું?’ એટલે તેમણે કહ્યું કે “જીવડું કરડ્યું છે.” એટલે હું આસપાસ શરીરે જોવા લાગ્યો, તો પેટ ઉપર લોહી નીકળતું હતું. ત્યાં બીજી તરફ લોહી વહેતું હતું. તેથી કમુબહેને કહ્યું કે “અહીં પણ લોહી વહે છે.” એટલે મેં કહ્યું કે “આ તો ગોળી વાગેલી છે.” એટલે સ્વામી શિવાનંદજીએ કહ્યું કે, “વાહ, સરસ મૃત્યુ!” અને ત્યાર પછી ઈશ્વર-ભજન કરવા તથા ગીતા વાંચવાનું કહ્યું. તેઓ વેદના હસતેમુખે સહન કરતા હતા. આ ગામડામાં બિલકુલ સગવડ નહિ એટલે ગામલોકોને બોલાવ્યાં. ગામલોકો પાસે સાયલા દોડ્યા. ત્યાંથી ચાર વાગ્યે ડૉક્ટર તથા ફોજદાર આવ્યા. દાક્તરે પ્રાથમિક સારવાર કરી. ગામના લોકો આવા કૃત્યથી ઉશ્કેરાઈ ગયા હતા અને પાછળ પડવાનું કહ્યું, ત્યારે સ્વામીજીએ કહ્યું, “એ એનું કામ કરી ગયો, આપણે આપણું કામ કરીએ.” જ્યારથી ગોળી વાગી ત્યારથી સચ્ચિદાનંદનો જપ. ૐ સિવાય મોહ, માયા, મમતા, તજી દીધી હતી. ગોળી મારનાર માણસ તરફ એક પણ હિચકારો શબ્દ બોલ્યા નથી. હું જ્યારથી ગોળી વાગી કે જ્યારે દેહ છોડ્યો ત્યાં સુધી તેમની સાથે જ હતો.”

આવાં ખૂનો આપણા દેશમાં થાય, એ ચિંતાની વસ્તુ છે. ક્રોધ, વેર, ઇ૦ થી ખૂનના ગુના થાય, એ એક વાત; પણ શિવાનંદજી જેવાનું ખૂન એવું નથી. આ આઝાદીને પ્રારંભે રાષ્ટ્રપિતાના ખૂનની જાતનું ખૂન ગણાય. એ તો તદ્દન હિચકારું ગણાવું જોઈએ. શિષ્ટ સમાજમાં આ તો બનવું જ ન જોઈએ.

મ૦

૧૮–૬–’૫૧

# અમારાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| અચલાયતન | ૧-૦-૦ |
| અપંગની પ્રતિભા | ૧-૮-૦ |
| અર્થશાસ્ત્રની પરિભાષા | ૦-૧૪-૦ |
| આત્મકથા | ૨-૦-૦ |
| સંક્ષિપ્ત આત્મકથા | ૧-૦-૦ |
| આત્મરચના અથવા આશ્રમી કેળવણી | ૪-૮-૦ |
| આરોગ્યની ચાવી | ૦-૧૦-૦ |
| આહાર અને પોષણ-૧ | ૦-૧૦-૦ |
| આહાર અને પોષણ-૨ | ૦-૧૨-૦ |
| આંધળાનું ગાડું | ૦-૪-૦ |
| ઇંદુને પત્રો | ૧-૦-૦ |
| ઉર્દૂ લિપિ શિક્ષિકા | ૦-૧૦-૦ |
| ઊધઈનું જીવન | ૧-૦-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૧૨-૦ |
| કન્યાને પત્રો | ૧-૦-૦ |
| કરંડિયો | ૧-૪-૦ |
| કાવ્યપરિચય – ભા. ૧ | ૧-૮-૦ |
| કાવ્યપરિચય – ભા. ૨ | ૧-૮-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૧-૦-૦ |
| કેળવણીવિકાસ | ૧-૪-૦ |
| કેળવણીવિવેક | ૧-૪-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧-૪-૦ |
| ખિસ્સાકોશ | ૧-૦-૦ |
| ખેડૂતનો શિકારી | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૭-૦ |
| ગાંધીજીની સાધના | ૨-૪-૦ |
| ગીતાધ્વનિ | ૦-૬-૦ |
| ગ્રામસેવાના દસ કાર્યક્રમો | ૧-૦-૦ |
| જમનાલાલજી | ૦-૬-૦ |
| જીવતા તહેવારો | ૨-૦-૦ |
| જીવન દ્વારા શિક્ષણ | ૧-૮-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ |
| જોડણીકોશ | ૧૨-૦-૦ |
| ત્રણ વાર્તાઓ | ૧-૪-૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૩-૦-૦ |
| પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો | ૦-૧૦-૦ |
| પ્રાકૃતિક ભૂગોળ | ૦-૧૨-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૧-૦-૦ |
| પ્રેમપંથ – ૧, ૨, ૪ દરેકની | ૦-૪-૦ |
| બહેનોને | ૦-૬-૦ |

| | |
|---|---|
| બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| બાપુ — મારી મા | ૦-૮-૦ |
| બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| બે ખુદાઈ ખિદમતગાર | ૦-૧૨-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૧૦-૦ |
| ભાઈ અને વેરી | ૦-૮-૦ |
| મધપૂડો | ૧-૪-૦ |
| મલેરિયા | ૦-૭-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૧ | ૪-૮-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૨ | ૫-૮-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૩ | ૫-૦-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૪ | ૩-૦-૦ |
| માનવી ખંડિયેરો | ૨-૮-૦ |
| મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૬-૦-૦ |
| મારી જીવનકથા — રાજેન્દ્રપ્રસાદ | ૮-૦-૦ |
| મારું ગામડું | ૧-૪-૦ |
| યંત્રની મર્યાદા | ૧-૦-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — કેટલીક સૂચનાઓ | ૦-૩-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦-૫-૦ |
| રાષ્ટ્રભાષાનો સવાલ | ૦-૭-૦ |
| રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ | ૦-૬-૦ |
| વિદાય વેળાએ | ૧-૦-૦ |
| વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ | ૦-૬-૦ |
| વિરાજવહુ | ૧-૪-૦ |
| વિશ્વશાંતિ | ૦-૪-૦ |
| વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ | ૬-૦-૦ |
| શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| શ્રાદ્ધના તેર દિવસ | ૦-૭-૦ |
| શ્રી નેત્રમણિભાઈને | ૦-૧૪-૦ |
| સંકલિતા ભગવદ્‌ગીતા | ૧-૪-૦ |
| સંક્ષિપ્ત કરણઘેલો | ૧-૦-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૬-૦ |
| સુદામાચરિત | ૦-૧૪-૦ |
| સીતાહરણ | ૧-૦-૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧-૮-૦ |
| સ્મરણયાત્રા | ૨-૦-૦ |
| હજરત મહમદ અને ઇસ્લામ | ૧-૦-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૮-૦ |
| હિંદની અંગ્રેજ વેપારશાહી | ૪-૦-૦ |
| હિંદુસ્તાની-ગુજરાતી કોશ | ૪-૦-૦ |

નવજીવન કાર્યાલય, પો. બૉ. ૧૦૫, અમદાવાદ

ર. નં. બી૦ ૪૩૪૩

# ગ્રામજીવન અને લાંચરુશવતની હરામખોરી

હિંદના ગ્રામજીવનના પુનરુદ્ધારના માર્ગમાં (એક) મુશ્કેલી એ છે કે, જે જે લોકો સાથે ગ્રામવાસીઓને પ્રસંગ પાડવો પડે છે, તેઓમાં સામાન્ય રીતે પ્રામાણિકતાનો અભાવ હોય છે. જ્યાં નજર કરો, ત્યાં પૈસા દબાવવા, ઉચાપત કરવું, ખોટું દબાણ કરવું, અને લાંચરુશવત લેવી વગેરેની પ્રવૃત્તિ ધમધોકાર ચાલી રહી છે. આ શબ્દો આકરા છે, પરંતુ પ્રિય લાગે તેટલું જ કહેવાથી કે આ અતિ અગત્યની બાબત ઉપર માન રાખવાથી કશો લાભ થાય તેમ નથી. હિંદુસ્તાનના પુનરુદ્ધારના કાર્યમાં આડે આવતી મુશ્કેલીઓમાં આ મુશ્કેલી સૌથી મોટી છે. સરકારી તંત્ર અને વહીવટમાં કાયદાકાનૂનોની જે મોટી જાળ ફેલાવવામાં આવી છે, તે સરકારી તંત્ર અને વહીવટને જ બોજારૂપ થઈ પડે છે તથા તેને ખર્ચાળ, ઉડાઉ અને બિનકાર્યક્ષમ કરી મૂકે છે; એટલું જ નહિ, પણ જે અપ્રામાણિકતાને દબાવવા માટે તેને ઊભી કરવામાં આવી હોય છે, તે અપ્રામાણિકતાનું જ તે હથિયાર બની રહે છે. દરેક કાયદો અને નિયમ લાંચ માગવા માટેની એક વધારાની તક બની રહે છે; પછી તે લાંચને ગમે તે નામ આપો.

આ જાતની વ્યાપક અપ્રામાણિકતા કંઈ હિંદીઓની સ્વાભાવિક ખાસિયત છે એમ નથી. સાતમા સૈકામાં હિંદના લોકો વિષે લખતાં ચીની મુસાફર હ્યુએનત્સાંગ જણાવે છે કે: "સામાન્ય જનતા જોકે સ્વાભાવિક રીતે સરળ પ્રકૃતિની છે, છતાં તે પ્રામાણિક અને ટેકવાળી છે. પૈસાની બાબતમાં તેઓમાં લુચ્ચાઈ નથી અને ન્યાયની બાબતમાં તેઓ સમજુ છે." ચૌદમા સૈકામાં ગુજરાતના વેપારીઓ વિષે લખતાં માર્કો પોલો જણાવે છે : "આ લોકો બીજે ક્યાંય શોધ્યા ન જડે તેવા આબરૂદાર વેપારીઓ છે. જૂઠું બોલવાથી તેમની જિંદગી બચી જતી હોય તોય, કોઈ પણ કારણે, તેઓ જૂઠું બોલવા તૈયાર થાય તેમ નથી." માર્કો પોલોનો ઉતારો આપનાર શ્રી. આળતેકર જણાવે છે કે, ગ્રીક એલચી મેગેસ્થિનીસે પણ આવો જ અભિપ્રાય વ્યક્ત કર્યો છે.

ભારતના દરેક વર્ગનાં સ્ત્રીપુરુષોમાં પ્રામાણિકતા અને આબરૂનું જે ઊંચું અને વિવેકી ધોરણ વારંવાર જોવા મળે છે, તે દર્શાવે છે કે, ઇજ્જતઆબરૂનું ઊંચું ધોરણ હિંદમાં સ્વાભાવિક હતું અને હજુ પણ ફરીથી એ તેવું થઈ શકે. . . . .

ભારતના જીવન પરનું આ સૌથી મોટું કલંક મહામુશ્કેલીએ જ દૂર કરી શકાશે. સમાજના શોષકો જે રીતે પોતે જીવતા આવ્યા છે તે રીત ચાલુ રાખવા પ્રયત્ન કરવાના જ; અને જે લોકો લાંબા સમયથી શોષાતા આવ્યા છે તે લોકોમાં પણ સામાવાળાઓની પ્રામાણિકતા અને સદ્‌ભાવમાં વિશ્વાસ ઊભો થતાં વાર થવાની. ભારતની વસ્તીના ૮૫ ટકા જેટલા ગ્રામવાસીઓનું શોષણ અટકાવવાથી જ આ અપ્રામાણિકતા તરફનું વલણ દૂર કરી શકાશે. ગામડાંઓમાં ઉદ્યોગધંધાનો વિસ્તાર કરવામાં આવે, તો શોષણ ઉપર જીવતા આવેલા લોકોને પણ પોતાના પ્રયત્નો માટે કમાણીના અન્ય માર્ગો ખુલ્લા થાય, અને એ રીતે નૈતિક ભાવનાને પણ પૂર્તિ મળે. સાથોસાથ ઉદ્યોગ, સમાજસેવા, અને સામાન્યપણે માનવસંબંધોને લગતાં આધુનિક જીવનને અનુરૂપ એવાં વ્યાવહારિક નૈતિક ધોરણોનું સ્પષ્ટ અને વિવેકી નિરૂપણ પણ આ પ્રક્રિયામાં મદદરૂપ થઈ પડે.

('ગ્રામવિદ્યાપીઠ' પા. ૯) ઈ. મૉર્ગન

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ—૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये





વર્ષ ૧૦ | અંક ૬

જૂન | નવજીવન, અમદાવાદ | ૧૯૫૧

# શિક્ષણ અને સાહિત્ય

જૂન, ૧૯૫૧

વર્ષ ૧૦ અંક ૬


## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ(૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકાશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
**પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૦ - અંક ૬ ]     અમદાવાદ     [ જૂન, ૧૯૫૧


## સોમનાથ

સોમનાથ વિષે મારા સાચા વિચારો મેં છૂટથી રજૂ કર્યા નથી એમ કેટલાકને લાગ્યું છે, એમ મારા પર થયેલી ટીકાઓ પરથી જણાય છે. તેઓ મારી પાસેથી વધારે સ્પષ્ટ ભાષામાં અભિપ્રાયની અપેક્ષા રાખતા હોઈ કાંઈક અસંતુષ્ટ થયા છે.

અંગત રીતે સોમનાથના જીર્ણોદ્ધારમાં મને કોઈ રીતે રસ લાગ્યો નથી. મારા વિચારો મુજબ ઈશ્વર, ધર્મ કે સંસ્કૃતિનો આવાં ભવ્ય ચણતરો સાથે ઝાઝો સંબંધ નથી. જેમ તાજમહેલ, દેલવાડાનાં મંદિર, દિલ્હીની જુમા મસ્જિદ વગેરે ભવ્ય ઇમારતો અને કળાનાં સ્થાનો છે, તેમ કદાચ સોમનાથનું મંદિર પણ મહાન કળાનો નમૂનો થયું હશે કે થશે. પણ તેનો ઈશ્વરોપાસના, ધાર્મિક જીવન કે સંસ્કૃતિના વિકાસ સાથે ઓછો સંબંધ છે. એ બધામાં રહેલી આકર્ષક કળા ભદ્ર સંસ્કૃતિની સૂચક છે, સંત સંસ્કૃતિની સૂચક નથી. અને મારા વિચારો મુજબ, મનુષ્યમાં રહેલી માણસાઈના વિકાસ માટે અને જીવનની ઉન્નતિ અને સુખ માટે ભદ્ર સંસ્કૃતિ યોગ્ય સાધન નથી, બલકે વિઘ્નરૂપ છે. માનવજીવનના ઉત્કર્ષ માટે મારી શ્રદ્ધા સંત સંસ્કૃતિમાં છે, ભદ્ર સંસ્કૃતિમાં નથી.

ભદ્ર સંસ્કૃતિ દુનિયાના સર્વે દેશોમાં સદાયે માનવ માનવમાં વિષમતા, ભેદભાવો અને સંકુચિત અભિમાનો તથા મોટાઈના ખ્યાલો નિર્માણ કરી તથા નિભાવીને જ વધી છે. એની આગળ સામાન્ય પ્રજાની ગણતરી નથી; તેથી ગરીબને ખાવાનું કે પહેરવાનું મળતું નથી, ત્યારે આવી ઇમારતો કેમ બંધાય, આવા જલસાઓ કેમ થાય, વગેરે પ્રશ્નો એને મૂંઝવી શકતા નથી. એવા પ્રશ્નો એની આગળ રજૂ કરવામાં તેમ કરનારનું ભોળપણ કે બાઘાઈ લાગે છે. પણ ભદ્ર સંસ્કૃતિ સદૈવ ભવ્ય અને આકર્ષક રહેલી છે. એટલે મનુષ્યોનાં ચિત્ત હરી લેવામાં એ સદા ફાવતી આવેલી છે. જેમની મહેનત-મજૂરી પર તે ખીલે છે, તેમને પણ તે શિકારીની વાંસળી હરણને કરે છે તેમ મુગ્ધ કરે છે. લોકો શ્રદ્ધાથી તેનાં પૂજન, વંદન, યાત્રા વગેરે કરે છે, તેને પોતાના કલ્યાણનું સાધન માને છે. ભદ્ર સંસ્કૃતિના કુશળ ઘડવૈયાઓએ તેને આમ રજૂ કરવાની કળા સિદ્ધ કરેલી છે અને કેટલાકને તે સ્વાભાવિક બની ગઈ છે, અને તેમને પોતાની પ્રામાણિક શ્રદ્ધાની વસ્તુ પણ બની ગઈ છે. છતા [illegible] માનવસમાજનું ખરું હિત સાધનાર ધર્મ કે શ્રદ્ધા નથી. માનવધર્મનું લક્ષણ તો મેં 'સમૂળી ક્રાન્તિ'માં કહ્યું છે તેમ:

માનો પરમાત્મા એક કેવળ,<br>
ન માનો દેવ, દેવતા, પ્રતિમા સકલ.<br>
માનો જ્ઞાની વિવેકદર્શી કેવળ,<br>
સર્વે સદ્‌ગુરુ, બુદ્ધ, તીર્થંકર.<br>
ન માનો કોઈ અવતાર, ગુરુ, પેગમ્બર,<br>
ન કો સર્વજ્ઞ અસ્ખલનશીલ, ભલે ઊંચા રહબર.

પણ મારી એ અંગત માન્યતા કેટલું કરી શકે? મારા જેવા વિચારના કેટલાકને જ તે માન્ય થાય, અને તેટલા જ તેને આચરવાનો કોઈ માર્ગ બનાવે તો તે પણ અનેક પંથો જેવો એક પંથ જ થઈ જાય. એ પણ આગળ જતાં ભદ્ર સંસ્કૃતિમાં ભળી જાય એમ બને. ઘણાખરા સંત-સ્થાપિત ધર્મોનું એમ જ બન્યું છે.

બુદ્ધ, મહાવીર, ઈશુ, સર્વે સંતો જ હતા. પણ ભદ્ર સંસ્કૃતિના પૂજકોએ એમના ધર્મોને પોતાનાં હથિયાર બનાવી દીધાં. એમ જ નાનકનું થયું અને ગાંધીજીનું થઈ રહ્યું છે અને થશે.

સહજાનંદ સ્વામીએ એક વચનામૃતમાં બે સમાજોનાં વર્ણન કર્યાં છે: "એકમાં સુંદર સાત માળની હવેલી હોય, તે હવેલીને વિષે કાચના સુંદર તકતા જડચા હોય, અને સુંદર બિછાનાં કર્યાં હોય, તેમાં નાના પ્રકારનાં આભૂષણ અને વસ્ત્રને પહેરીને વિષયી જન બેઠા હોય અને દારૂના શીશા ભરેલા પડચા હોય, અને વેશ્યાઓ થેઈ થેઈકાર કરી રહી હોય, અને નાના પ્રકારનાં વાજિંત્ર વાગતાં હોય," અને બીજીમાં "તૃણની ઝૂંપડી હોય ને તેમાં ફાટેલી ગોદડીવાળા પરમહંસની સભા બેઠી હોય અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ સહ વર્તમાન ભગવદ્વાર્તા થતી હોય". પહેલીને એમણે કુસંગની સભા કહી છે, બીજીને સત્સંગની કહી છે. હું વધારે વિનયથી પહેલીને ભદ્ર-સભા કહું છું, અને બીજીને સંત-સભા કહું છું.

પણ સહજાનંદ સ્વામી શું કે બુદ્ધ, મહાવીર, ઈશુ, નાનક, ગાંધી વગેરે સંતો શું, તેઓ પોતે કાં તો ભદ્ર (બુર્ઝ્વા) વર્ગના જ હતા, અથવા તેમણે ભદ્ર અને સંત બંને પ્રકારના અનુયાયીઓ કર્યા હતા. સંત ઈશુ ક્રોસ પર લટકચા અને સંત ગાંધી ગોળીથી વીંધાયા; એવું જ કેટલાક એમના સંત અનુયાયીઓનું થયું, અથવા તેટલા ફાટેલી ગોદડીવાળા થયા. પણ ભદ્ર શિષ્યોએ ગુરુના નામને વૈભવનાં પ્રદર્શન અને પ્રાપ્તિનું સાધન બનાવ્યું. ઈશુની ભદ્ર સંસ્કૃતિનું પોપનગર (વેટિકન) થયું. બુદ્ધ, નાનકની સંસ્કૃતિનાં સુવર્ણમંદિરો થયાં. મહાવીરની સંસ્કૃતિનાં શત્રુંજય, દેલવાડા વગેરે થયાં. મહમ્મદની સંસ્કૃતિનાં મોતી અને જુમા મસ્જિદો અને તાજમહેલ થયાં. ગાંધીનું કાંઈ એવું જ થવા માંડયું છે, અને શું થશે અને શું નહિ થાય તે ભવિષ્ય જ કહી શકે.

સોમનાથનું પણ એવું જ ગણો. જે દેવની એમાં પ્રતિષ્ઠા છે તેની પાછળ જો કોઈ ઐતિહાસિક વ્યક્તિ હોય તો તે દીન, દરિદ્રી, દુઃખી, રોગી, મરવા પડેલા જંગલવાસીઓની પ્રતિનિધિ હશે. તે દિગંબર રહેતો કે હાથીનું ચામડું ઓઢતો, જંગલમાં પોઠિયા પર બેસી ફરતો અને સાપ, સિંહ સાથે રમતો. આમ ભદ્ર કવિઓએ જ તેની કથા કહી રાખી છે. એનું પ્રિય ગગનચુંબી શિખર તો ૩૦ હજાર ફૂટ ઊંચા હિમાલયના બરફમાં. એને આવા, પ્રમાણમાં વેંત જેટલી ઊંચી મંદિરની ઇમારતમાં શો રસ આવે? મંદિરના શિખરને ગગનચુંબી કહેનાર કવિ પર એ હસ્યા વિના રહે નહિ. જેમ ગાંધીને બિરલા હાઉસ કરતાં ભંગી કૉલોનીમાં જ વધારે સુહાણુ લાગતું, છતાં શ્રદ્ધાળુ ગાંધીભક્તો તો બિરલા હાઉસને જ ગાંધી-મંદિર કરવા ચાહે છે, તેમ ધનવાન શિવભક્તો સોમનાથને ઊભું કરે તેમાં નવાઈ નથી. આપણે વૈભવના પૂજક, આપણે કાવ્યમાં શિવના અભદ્ર શરીરની કદર કરી શકીએ. પ્રત્યક્ષમાં તો સોના, ચાંદી અને હીરા વિભૂષિત શિવની જ આરાધના કરી શકીએ.

બીજો સવાલ એની પાછળ થયેલા પુષ્કળ ખર્ચનો. લોકોની ગરીબાઈ અને હાડમારીઓ છતાં આ સર્વ અટકાવવાનો માર્ગ હજુ મળ્યો નથી, અને જેઓ આવી ફરિયાદો કરે છે તેઓએ પણ લીધો નથી. ૧૫મી ઑગસ્ટ, ૧૯૪૭થી માંડીને આજ સુધીમાં આવા અનેક ખર્ચાળ જલસાઓ થયા જ કર્યા છે. બબડનારાઓએ બબડાટ કર્યો છે, સત્તાધારીઓએ તે સાંભળીને કાન પરથી કાઢી નાખ્યો છે, અને પોતાને જેમ ઠીક લાગ્યું તેમ કર્યું છે. કારણ કે બબડનારાઓએ કોઈએ ત્યાં તમાશો જોવા જતા લોકોને ન જવા સમજાવવા, આવા જલસાઓનો બહિષ્કાર કરવા, કે સાચી ધર્મભાવના આપવા પ્રયત્ન કર્યો નથી. આવા ઉડાઉ ખર્ચો થઈ શકે છે કારણ કે આપણે — ગરીબ તવંગર બધા — ભદ્ર સંસ્કૃતિના જ ઉપાસક છીએ. ભવ્ય દેખાવોની પાછળ ગાંડા થઈને ભેગા થઈએ છીએ અને પોતાને ત્યાં એવા પ્રસંગો આવે ત્યારે એવું જ કરીએ છીએ. ફુલણજી થવું આપણને ગમે છે, અને કરજ કરીને પ્રસંગ પાર પાડવામાં માનીએ છીએ. જો કોંગ્રેસ પોતાનાં અધિવેશનોને પ્રસંગે ૫૦ બળદ કે ૫૧ હાથી કે ૬૦ ઊંટનો રથ કાઢે અને તેને લોકો હોંશથી વધાવે,

તો કૉંગ્રેસરાજ પણ તેવી જ રીતે બીજા સાર્વજનિક પ્રસંગો ઊજવે તેમાં આશ્ચર્ય કે આઘાત શું કામ લાગવા જોઈએ? આપણે સમજવું જોઈએ કે, જેને પણ રાજ્ય કરવાની અભિલાષા હોય છે તે આપણને જલસાઓ ગોઠવીને જ આંજી દઈ શકે છે અને આપણો આદર મેળવી શકે છે. કારણ કે એ આપણી — ભદ્ર સંસ્કૃતિના ઉપાસકોની — સરકાર છે.

સાધુઓ વાત કરે છે કે, એક બાવા હતા, તે જમીનમાં પુરાઈ જઈને વર્ષની સમાધિ લે. લોકોને પોતાની બહાર નીકળવાની મિતિ કહી રાખે, તે દિવસે તેના શિષ્ય તેનું ભોંયરું ઉઘાડે. તે દિવસે ત્યાં મોટી યાત્રા ભરાય. લોકોને દર્શન આપી પાછા ભોંયરામાં ઊતરી પડે. કંઈ ખાવા પીધા વિના શી રીતે જીવતા હશે તેનું લોકોને આશ્ચર્ય થાય. એક બીજા મહાત્માને આ ચમત્કાર સમજાવવા કહ્યું. તેમણે સલાહ આપી કે, હવે પછી જે દિવસે નીકળવાના હોય તે દિવસે ત્યાં કોઈ યાત્રાળુએ પહોંચવું નહીં, બીજે દિવસે પહોંચવું. લોકોને ખબર પાડી કે, યાત્રાનો દિવસ બદલાયો છે. ઠરેલે દિવસે કોઈએ જવાનું નથી, બીજે દિવસે જવાનું છે. સમાધિનિષ્ઠ બાવાજીને આની ખબર નહીં. એના શિષ્યે તો સૂચના મુજબ ભોંયરું ઉઘાડ્યું. મહારાજે આંખો ઉઘાડીને જોયું તો કોઈ દર્શનાર્થી ન મળે! આનો બાવાજીને જે આઘાત લાગ્યો તેથી એમનું હૃદય બંધ પડી ગયું!

'કનક તજિ, કામિની તજિ, તજિ ધાતુનકો સંગ,
તુલસી લઘુ ભોજન કરી, જીવન માનકે અંગ'—

તે આનું નામ. જો ખર્ચાળ જલસાઓમાં કોઈ જાય નહીં, તો કોઈ ભગવાનને માટેયે જલસા ગોઠવે નહીં. જો રાજાની સવારી જોવા કોઈ માણસ રસ્તા પર કે ઝરૂખામાં દેખાય જ નહીં, તો ઠાઠમાઠથી સવારી કાઢવામાં એને કશો રસ રહે નહીં.

છેલ્લો સવાલ સોમનાથના કે એવા કોઈ કાર્યક્રમમાં રાજ્યાધિકારીઓ અને રાજ્યતંત્ર તરફથી ભાગ લેવાય કે નહીં. એ બાબતમાં શ્રી. રાજેન્દ્રબાબુ, શ્રી. કનૈયાલાલ મુનશી તથા શ્રી. ઢેબરભાઈએ જે જે મંતવ્યો રજૂ કર્યાં છે તે સિવાય બીજો કોઈ વહેવારુ માર્ગ નથી. તેઓ પણ પ્રજાનો જ એક ભાગ છે. ઘણા લોકોના જે ધાર્મિક વિચારો છે તે તેમનાયે છે. ધર્મની બાબતમાં કોંગ્રેસે સામાન્ય લોકોના ધર્મો કરતાં જુદા ધર્મ-સિદ્ધાંતો રજૂ કરવાનો ઉદ્દેશ રાખ્યો નથી, પ્રયત્ન પણ કર્યો નથી.

કાયદાથી રાજ્ય જે ખર્ચ ન કરી શકે તેટલી મર્યાદામાં તેમણે રાજ્ય પર તેનો ભાર નથી નાખ્યો. જે કરતાં કાયદો અટકાવી શકતો નથી, તેવા ખર્ચ માટે તેમની પોતાની આ કામમાં શ્રદ્ધા હોવાથી રાજ્યની મદદ લીધી છે, એટલે કે ખર્ચ કર્યો છે.

જે રીતે આપણા દેશમાં રાજ્યતંત્ર ગોઠવાયું છે તેમાં રાજાની જેમ, રાષ્ટ્રપતિ ખાનગી કામ માટે જાય કે રાષ્ટ્રના કામ માટે જાય, એમની સર્વે વ્યવસ્થા રાજ્ય દ્વારા જ થાય છે. જે ખર્ચ એમને પોતાના પગારમાંથી કરવું પડતું હોય તે એમની પાસેથી મજરે લેવામાં આવે, તોયે એમના નિવાસ, ઉતારા, રક્ષણનો અને [illegible]વાહરવાનો પ્રબંધ રાજ્ય તરફથી જ થાય છે. રાજના [illegible] માટે હોય ત્યારે કોડિયામાં રાજ્યનું દિવેલ બળે અને ખાનગી કામ માટે દીવો જોઈએ ત્યારે બીજું ઘરનું દિવેલ ભરેલું કોડિયું સળગાવવામાં આવે, એવો સૂક્ષ્મ વિવેક ઉમર ખલીફ કરતા એમ કહેવાય છે. તે એમ કરતા હશે કારણ કે સંત સંસ્કૃતિના ઉપાસક હતા. પણ ત્યાર પછીના ખલીફો ભદ્ર સંસ્કૃતિના ઉપાસક થયા. તેમણે એવો નિયમ રાખ્યો કે, જેટલું ખર્ચ રાજ્ય પાસેથી ન જ લેવાય, તેટલું જ જાતે કરવું. જે રાષ્ટ્રપતિ વિષે, તે જ મંત્રીઓ વગેરેનું ઘટતી મર્યાદામાં. ઉપર કહ્યું તેમ, આપણું રાજ્ય હાલ ભદ્ર સંસ્કૃતિનું છે. તેથી તેમાં ઉમર ખલીફના વિવેકની આશા ન રખાય.

વર્ધા, ૧૯-૫-'૫૧ **કિશોરલાલ ઘ૦ મશરૂવાળા**

જેણે સમાજની સેવા કરવાનો સંકલ્પ કર્યો છે તે ઊંઘ કે આરામ જોતો નથી. મોભાનો અને સગવડનો વિચાર કરવામાં વખત બગાડતો નથી.

# ખાદીશિક્ષણના કેટલાક અનુભવો

હાલમાં શાળાઓમાં શિક્ષણની દૃષ્ટિએ હાથઉદ્યોગ દાખલ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. તેમાં સ્વાભાવિક રીતે પ્રથમ સ્થાન ખાદીઉદ્યોગને મળે છે. તેમાં બાળકો પાસે કેવી રીતે કામ કરાવવું, જેથી તે દ્વારા તેમનું શિક્ષણ થાય અને ઉપયોગી કામ થાય, એ અનુભવથી નક્કી કરવું જોઈએ. ગૂજરાત વિદ્યાપીઠ તરફથી ગૂજરાત કુમાર મંદિરમાં અને બોચાસણના વલ્લભ વિદ્યાલયમાં એ પ્રયોગ ચાલે છે. અમદાવાદમાં ૧ થી ૭ ધોરણના વર્ગો છે ત્યારે બોચાસણમાં ૫ થી ૭ ધોરણના વર્ગો છે. તે ઉપરાંત બન્ને ઠેકાણે પ્રાથમિક શાળાના ટ્રેઇન્ડ શિક્ષકોને તે ઉદ્યોગ શીખવવા માટે તાલીમ વર્ગો ચાલે છે. એટલે તે વર્ગોના અનુભવ ઉપરથી જુદી જુદી ઉંમરનાં બાળકો અને મોટાઓ કેટલું કામ કરી શકે છે તેનો ખ્યાલ આવી શકે છે. અહીં તે અનુભવનું તારણ તેના વાર્ષિક અહેવાલોમાંથી આપ્યું છે.

નીચેના કોઠામાં ધોરણવાર કામની ગણતરી કરી છે, જેથી જુદી જુદી ઉંમરનાં બાળકો કેટલું કામ કરી શકે છે તેનો ખ્યાલ આવે.

કામની ગણતરી ફક્ત કાંતણની નથી [illegible]સંયુક્ત કાંતણની છે. એટલે કે, કપાસ લઈને [illegible] લોઢીને, પીંજીને, પૂણી બનાવીને કાંતવા સુધીની ક્રિયા કરતાં કેટલું કામ થાય તેની છે. તે રીતે હિસાબ કરતાં, આખા વરસમાં થયેલા કલાકોના કામ ઉપરથી વિદ્યાર્થી દીઠ એક કલાકમાં સરાસરી સંયુક્ત કાંતણ કેટલું થયું તે નીચેના કોઠાના ખાના નં. ૨માં નોંધેલું છે.

ત્રીજા ખાનામાં સારામાં સારા વિદ્યાર્થીની પરીક્ષામાં ઉત્તમ ઝડપ કેટલી આવી તે નોંધેલું છે.

ચોથા ખાનામાં કપાસમાંથી કાંતવા સુધીની ક્રિયા કરવા સુધીમાં કેટલો બગાડ થયો કે કીટી, કસ્તર, ચૂથા વગેરે કેટલું પડ્યું અને કપાસના વજનમાંથી કપાસિયા બાદ કરતાં સૂતરનું વજન કેટલા ટકા ઓછું ઊતર્યું તે નોંધેલું છે.

પાંચમા ખાનામાં આખા વરસના કામને હિસાબે વિદ્યાર્થી દીઠ એક કલાકની સરાસરી ચોખ્ખી કમાણી કેટલી થઈ તે નોંધેલું છે. પેદા થયેલા સૂતરમાંથી કપાસનું ખર્ચ બાદ કરવામાં આવ્યું છે. તે ઉપરાંત સાધન-ઘસારો અને તેલ, માળ ઇત્યાદિના ખર્ચના ૨૮ ટકા કાપવામાં આવ્યા છે. તે જતાં જે ચોખ્ખી આવક રહી તે નોંધવામાં આવી છે.

પ્રાથમિક શિક્ષક ઉદ્યોગ તાલીમ વર્ગોનો અભ્યાસક્રમ સાડા ત્રણ માસનો હોય છે. તે વર્ગો એક પછી એક ચલાવવામાં આવે છે. તેમાં તકલી અને રેંટિયો બન્ને શીખવવામાં આવે છે. તે બન્ને પર, જુદા જુદા વખતે ચાલેલા વર્ગોમાં, કેટલી ગતિ આવી તે નોંધેલું છે.

રોજનો ઉદ્યોગનો સમય નીચે પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| ગુજરાત કુમાર મંદિર ધો. ૧ થી ૪ | ૨ | કલાક |
| ,, ,, ,, ધો. ૫ થી ૭ | ૨॥ | ,, |
| બોચાસણ ,, ,, | ૨॥ | ,, |
| અમદાવાદ તાલીમ વર્ગ | ૪ | ,, |
| બોચાસણ કુમાર શાળા | ૫ | ,, |

**સંયુક્ત કાંતણ** (કપાસ લઈને કાંતવા સુધી)

(૧)

ગૂ. કુમાર મંદિર, અમદાવાદ :

| (૧૯૫૦–૫૧) રેંટિયા પર | વર્ષના હિસાબે કલાકની કલાકના સરાસરી તાર | કપાસમાંથી ઉત્તમ ઝડપ (તાર) | સૂતર બગાડ (ટકા) | વિદ્યાર્થી દીઠ કલાકની કમાણી (૨૮ ટકા ઘસારો, ખર્ચ કાપતાં) |
|---|---|---|---|---|
| ધોરણ ૧ | ૫.૧ | — | ૫૪ | |
| ,, ૨ | ૧૧.૩ | ૧૩૦ | ૪૦ | |
| ,, ૩ | ૨૭.૩ | ૨૨૦ | ૩૭.૫ | |
| ,, ૪ | ૩૫.૩ | ૨૪૦ | ૩૧ | |
| ,, ૫ | ૪૨.૪ | ૨૪૦ | ૨૭ | |
| ,, ૬ | ૬૨.૦ | ૨૪૦ | ૨૨ | |
| ,, ૭ | ૬૨.૭ | ૨૩૦ | ૨૩.૭ | |

(૨)

સાલવાર :

| | | | | પાઈ |
|---|---|---|---|---|
| ૧૯૪૮–૪૯ (ધો–૧થી ૫) | ૮.૨ | — | ૩૦.૬ | ૧/૪ (તકલી) |
| ૧૯૪૯–૫૦ (ધો–૧થી ૬) | ૩૧ | — | — | ૧ (રેંટિયો) |
| ૧૯૫૦–૫૧ (ધો–૧થી ૭) | ૩૪ | — | — | ૧ ,, |

(૩)

बोचासण विद्यालय :

| (ધો-૫થી ૭) | (રેંટિયો) | | | |
|---|---|---|---|---|
| ૧૯૪૮-૪૯ | ૫૧ | ૧૩૧ | ૩૮ | ૧ |
| ૧૯૪૯-૫૦ | ૬૩ | ૧૪૪ | ૩૧ | ૧ા |
| ૧૯૫૦-૫૧ | ૭૯ | ૧૭૩ | ૨૬ા | ૧ાા |

(૪)

अमदावाद तालीम वर्ग :

| | તકલી | રેંટિયો | તકલી | રેંટિયો | (ઘસારો ૧૫ ટકા બાદ) | |
|---|---|---|---|---|---|---|
| ૧લી ટુકડી | ૮૪ | ૧૭૦ | ૧૪૭ | ૨૬૪ | ૧૯ા | ૨ |
| ૨જી ટુકડી | ૬૯ | ૧૩૫ | ૧૨૬ | ૨૭૮ | ૧૭ા | ૧ |
| ૩જી ,, | ૭૫ | ૧૬૫ | ૧૧૭ | ૨૦૬ | ૧૮ | ૧ા |
| ૪થી ,, | ૭૩ | ૧૪૮ | ૯૯ | ૨૦૫ | ૧૮ાા | ૨ા |
| ૫મી ,, | ૬૪ | ૧૫૭ | ૯૫ | ૨૩૪ | ૧૮ | ૨ |
| ૬ઠ્ઠી ,, | ૭૦ | ૧૫૦ | ૯૫ | ૧૮૯ | ૨૧ાા | ૧ાા |
| ૭મી ,, | ૬૭ | ૧૬૩ | ૧૧૦ | ૨૬૦ | ૧૮ા | ૨ા |

(૫)

बोचासण तालीम वर्ग :

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧લી ટુકડી | ૮૪ | ૧૬૨ | ૧૧૮ | ૨૫૬ | ૧૪ | ૧ાા |
| ૨જી ,, | ૮૧ | ૧૭૩ | ૧૨૦ | ૨૪૫ | ૧૪ા | ૨ |
| ૩જી ,, | ૯૬ | ૧૮૩ | ૧૩૯ | ૨૮૨ | ૧૦ | ૨ |
| ૪થી ,, | ૯૦ | ૧૭૯ | ૧૧૪ | ૨૫૧ | ૨૦ | ૨ |
| ૫મી ,, | ૯૦ | ૧૯૮ | ૧૨૪ | ૨૮૧ | ૨૦ | ૨ા |
| ૬ઠ્ઠી ,, | ૯૫ | ૧૮૨ | ૧૨૮ | ૨૪૫ | ૧૮ | ૨ા |
| ૭મી ,, | ૮૮ | ૧૬૫ | ૧૧૮ | ૨૦૭ | ૧૨ા | ૨ા |
| ૮મી ,, | ૯૪ | ૧૮૭ | ૧૨૯ | ૨૮૪ | ૧૧ | ૨ા |

ઉપરના આંકડા બતાવે છે કે, શરૂઆતનાં ધોરણો કરતાં ઉપલાં ધોરણોની કામની ઝડપ વધારે આવે છે; બગાડ પણ ઓછો થાય છે. તે કરતાં મોટી ઉંમરના શિક્ષકોનું સરેરાશ કામ વધારે ઊતરે છે અને કમાણી વધારે કરી શકે છે. અમદાવાદ અને બોચાસણના સ્થળની અસર પણ તેમાં જણાય છે. તે બધું જોતાં કાંતનાર દીઠ કલાકની સરેરાશ મજૂરી ઘસારો વગેરે કાપતાં ૧ પાઈથી ૨ પાઈની આસપાસ આવે છે. એટલી ચોખ્ખી કમાણી દરેક શાળામાં થાય અને સાથે શિક્ષણ મળે તો તે નાનોસૂનો લાભ નથી.

આ જાતના આંકડા પરસ્પર સરખાવી શકાય તે માટે નીચેની કેટલીક બાબતો ધ્યાનમાં લેવા જેવી છેઃ

**સરખામણી કરવા ધ્યાનમાં રાખવાની બાબતો**

૧. રૂ કે સૂતરની ઘટ એકસરખી કાપવી જોઈએ. કોઈ કપાસમાંથી સૂતરની ઘટ ગણે છે, તો કોઈ રૂમાંથી સૂતરની ગણે છે, તો કોઈ પૂણીમાંથી સૂતરની ગણે છે. ખરી રીતે સંયુક્ત કાંતણમાં કપાસમાંથી સૂતર થતાં સુધીની ઘટ ગણવી જોઈએ.

૨. રેંટિયા વગેરે સાધનોનો ઘસારો કાપીને સૂતરની મજૂરી બધા આંકતા નથી. તે સાધનો વિદ્યાર્થીઓ પોતાનાં વાપરતા હોય તોપણ સાધનઘસારો ગણવો જોઈએ. (૨૦ ટકા)

૩. કાંતવા માટે જરૂરી ઝીણી, જાડી માળ અને તેલ વગેરેનું ખર્ચ પણ ગણવું જોઈએ. (૮ ટકા)

૪. સૂતરના તાર લખ્યા પ્રમાણે આંટીમાં છે કે નહીં તેની વખતોવખત ખાતરી કરવી જોઈએ.

૫. સૂતરનો ભાવ ચરખા સંઘના ભાવ પ્રમાણે બેઠો નહીં ગણવો જોઈએ; પણ ઉપર પ્રમાણે ખર્ચ, ઘસારો વગેરે કાપીને મજૂરી આંકવી જોઈએ. અને તેમાં પણ સૂતર કેવું છે તેનો ખ્યાલ કરીને સૂતરનો ભાવ મૂકવો જોઈએ. સૂતર વેચવું હોય તો જેટલો ભાવ ઊપજે તે આધારે જ આ આંકણી કરવી જોઈએ. (આંટીના [illegible])

આ રીતે એકસરખું ગણતરીનું ધોરણ બધે ચાલે તો એકબીજાના કામની સરખામણી થઈ શકે. બાકી અધૂરા આંકડાથી સાચો ખ્યાલ આવતો નથી.

**ઉદ્યોગ શિક્ષણ અંગે ધ્યાનમાં રાખવા જેવું**

ઉદ્યોગ સારી રીતે શીખવવા માટે અનુભવે નીચેની સૂચનાઓ ધ્યાનમાં રાખવા જેવી લાગી છેઃ

૧. એકીસાથે આખા વર્ગમાં રેંટિયો કે તકલી શીખવવાનું ન રાખવું; પણ શક્તિ મુજબ હોશિયાર બેચાર વિદ્યાર્થીઓથી શરૂઆત કરવી. તેમનો હાથ બેસે ત્યાર પછી તેમની મદદથી બીજા વિદ્યાર્થીઓને શીખવવું. એમ ધીમે ધીમે બધાને શીખવતાં વખત જશે; પણ બધા પદ્ધતિસર શીખી શકશે અને પછી આખા વર્ગ પર ધ્યાન રાખવાનું સરળ બનશે.

૨. જે વખતે થોડા વિદ્યાર્થીઓને શીખવવાનું ચાલતું હોય ત્યારે બાકીનાઓને લેખન, વાચનનું અને વર્ગનું બીજું કામ સોંપવું.

૩. કામનો જથ્થો વધે એ તરફ બધું જોર ન આપવું; પણ કામ સારું થાય, પદ્ધતિસર થાય એ તરફ વિશેષ લક્ષ આપવું. કામ પદ્ધતિસર ગોઠવાયા પછી જ તેનો જથ્થો વધે એ જોવું જોઈએ.

૪. સૂતર મજબૂત, એકધારું થતાં સુધી શરૂઆતમાં બધું સૂતર દુબટાવવું જોઈએ.

૫. વિદ્યાર્થીઓ ભૂલો કરે તો તેમને દંડવા નહીં; પણ ભૂલ સુધારવાનો રસ્તો ધીરજપૂર્વક બતાવવો અને તે બધી ક્રિયા સમજપૂર્વક કરે એવો પ્રયત્ન કરવો.

વિ૰

# ‘જગ જો બાપુ’

## (વિશ્વના બાપુ)

[સિંધી ભાષાના મશહૂર લોકકવિ શ્રી ‘દુખાયલ’નું આ એક ગીત છે. અસહકારની લડત વખતે ગામેગામ ફરીને પોતાનાં દેશગીતો ગાઈને તેમણે પ્રજામાં સિંધમાં ભારે જાગૃતિ આણી હતી. આપણી ‘વાનરસેના’ના જેવી ‘હનુમાન સેના’ તેમણે સ્થાપી હતી અને તે દ્વારા સ્વદેશી અને બહિષ્કારની ચળવળ ચલાવી હતી. નવ વાર તેઓ જેલમાં ગયા હતા. તેમનાં ગીતો સાંભળવા હજારો લોક એકઠા થતા. ‘મરંદાસી મગર મુલ્કખે આઝાદ કંદાસી’—(પોતાના પ્રાણ અર્પીને માતૃભૂમિને અમે સ્વતંત્ર કરીશું) આવાં ગીતો બાળકોની જીભ પર રમવા લાગ્યાં. અને ‘ગાંધી ખિદમત ઘર’ સ્થાપીને તેઓ સેવાકાર્ય કરવા લાગ્યા. પણ પાકિસ્તાન થયા પછી એક ખોટો આરોપ મૂકીને તેમને જેલમાં મૂકવામાં આવ્યા અને ૫૦૦ રૂપિયાનો જામીન માગ્યો. પણ તેમના એક અજ્ઞાત મિત્રે એ દંડ ભરી દીધો. આખરે પાકિસ્તાને તેમને હદપાર કર્યા. ભારતમાં આવ્યા પછી તેઓ કચ્છમાંના કાંડલા બંદરનો વિકાસ કરીને ત્યાં નિર્વાસિતોની પુનર્વસાહતનો પ્રયત્ન કરી રહ્યા છે. શ્રી દુખાયલના અ[illegible]તસંગ્રહો પ્રગટ થયા છે. હાલમાં જ પ્રગટ થયેલ ‘પરલાઓ’ (દૂરથી આવનારો અવાજ) નામક સંગ્રહમાંથી એક સુંદર કવિતા તેના અનુવાદ સાથે અહીં આપવામાં આવી છે.]

દીન દુનિયા લાય વિકણણ ખાઁ કયો ઇન્કાર તો.
પહિંજે હક મહબૂબ સાઁ પાડયો ઇકરાર તો. ૧
બાદશાહીય ખાઁ મથે તોખે ફકીરી થે વણી
જો ગરીબન ખે ડિઠો બેહાલ એં બેજાર તો. ૨
જુલ્મજોરી, છલછદર સંસારમેં વધં દો ડિસી,
અહિંસા એં સત્ય જો ધારણ કયો અવતાર તો. ૩
કર્મ જે માર્ગ તે હલન્દે ભી અકર્મી થી રહેં,
પહિંજે જીવનમેં સલ્યો ગીતા જો સારો સાર તો. ૪
કહીં બની ઇન્સાન જે લય કિંય દુઈ દિલમેં રખેં ?
થે ડિઠો હર જાતમેં પાહંજો જડહિં હિકુ યાર તો. ૫
મુખ્તલિફ કુરકન જા પોએ ફૂલ હિક ઈ તારમેં,
ભેટ માતા ખે ડિયણ ચાહ્યો થે સુન્દર હાર તો. ૬

બે ગુન્હાહિય ખાઁ રહી પીરીયમેં વિષ મૈંસૂમ થી,
છો ત સાખી થી સદા સચ જે કયો ઈજહાર તો. ૭
દર્દુ બે દિલમેં સાઁઢણ આહે છા એડો ગુનાહ ?
જો સઠો હમદર્દ સીને તે કજા જો વાર તો. ૮
તો ખે વહિંજાચું અસીં ધા તુહિંજે ઈ રત્તુમે મગર,
પહિંજે ગોડન મેં થે વહેંજારણ ધુર્યો સંસાર તો. ૯
જો મિલ્યો ઈસાખે દુનિય ખાઁ, મિલ્યો તોખે બિ સો,
છો ત ડેખાર્યો દુખાયલ સભ સાઁ સાગ્યો પાર તો. ૧૦

૧. હે વિશ્વતાત, તેં ભૌતિક વસ્તુઓને માટે પોતાનું તત્ત્વજ્ઞાન વેચવાનું નકાર્યું અને આખરની ઘડી સુધી તું પોતાના ઈશ્વર સાથે ઈમાનદાર રહ્યો.

૨. બાદશાહી કરતાં તને ફકીરી જ વધારે પસંદ પડી, કારણ દેશમાંની ગરીબ જનતા અત્યંત દીનહીન અને બેજાર હોવાનું તારી નજરમાં આવ્યું.

૩. જગતમાં સર્વત્ર કપટ, જુલ્મ, જબરદસ્તી વધતી જોઈને તેં સત્યનો અને અહિંસાનો અવતાર ધારણ કર્યો.

૪. તું કર્મને માર્ગે જઈને પણ અકર્મી રહ્યો. પોતાના જીવનમાં તેં ગીતાનું બધું તાત્પર્ય ઉતાર્યું.

૫. કોઈ પણ માણસ માટે ભિન્નભાવ તું કેમ જ રાખે ? સર્વ જાતિજમાતોમાં તારા મિત્રો છે. તે મિત્રોના રૂપે સર્વત્ર હોનાર ઈશ્વરનું જાણે તને દર્શન થયું હતું.

૬. અનેક પ્રકારનાં ફૂલો એક જ દોરામાં પરોવીને માતૃભૂમિને ચરણે મંગલ હાર અર્પણ કરવા માટે તું તડપતો હતો.

૭. તેં પાપ કર્યું નહોતું. તેથી વૃદ્ધાવસ્થામાં પણ તું બાળકોની જેમ નિષ્પાપ રહ્યો. તું આજીવન સત્યને સાક્ષી રાખીને પ્રત્યેક વાત કરતો હતો.

૮. બીજાનું દુઃખ પોતાના અંતઃકરણમાં પ્રતીત કરી લેવું એ શું ગુનો છે ? એવા ગુના માટે જ તેં નસીબનો કઠોર ઘા હૃદય પર ઝીલ્યો.

૯. અમે નિર્લજ્જપણે તારા જ લોહીથી તને સ્નાન કરાવ્યું. પણ તું તો પોતાના પ્રેમસ્નેહના અશ્રુથી જગતને નવાડવાની ઇચ્છા કરતો હતો.

૧૦. ઈશુને જે બક્ષિસથી જગતે નવાજ્યો તે જ તને પણ આપ્યું; કારણ ઈશુની જેમ સર્વ ભૂતોમાં ભગવન્તનું દર્શન [illegible]ાનો, બધાં પર પ્રેમ કરવાનો તું પ્રયત્ન કરતો હત[illegible]

ઉંડાચ, જનાર્દન પ્રભાસ્કર
વાયા બિલિમોરા

# શાંતિ અને નિઃશસ્ત્રતા

જાપાનને ફરીથી સશસ્ત્ર કરવું, જેથી કરીને સામ્યવાદીઓના આક્રમણ સામે તે કામ દઈ શકે, એવું પશ્ચિમની પ્રજાઓ હવે માનતી થઈ ગઈ છે. જાપાનમાં પોતામાં એ અંગે જુદાં જુદાં વલણ પ્રવર્તે છે. પરંતુ ખરો મુદ્દો તો જાપાનનો ખબરપત્રી 'મનસ'ના ૧૪મી ફેબ્રુઆરી ૧૯૫૧ના અંકમાં જે જણાવે છે તે છે કે, "માણસો અને પ્રજાઓનાં કૃત્યો કોઈ સિદ્ધાંતો કે આદર્શોથી નથી દોરાતાં, પણ વ્યાવહારિક આવશ્યકતાથી જ દોરાય છે, એ વાતને જગતની આજની પ્રજાઓ કેટલે બધે અંશે પુરવાર કરી આપે છે! જાપાન તેમ જ જર્મનીના સદંતર નિઃશસ્ત્રીકરણને વિશ્વવ્યાપી નિઃશસ્ત્રીકરણની હિલચાલ માટેનું પ્રારંભબિંદુ બનાવી શકાત. તેને બદલે જાપાની અને જર્મન સામ્રાજ્યોના પતનથી ઊભી થયેલી ખાલી જગાને ભરી કાઢવા માટે પ્રબળ પ્રયત્નો ચાલી રહ્યા છે. આ બે પ્રજાઓને હવે ફરી સશસ્ત્ર થવાનો કશો ઉમળકો નથી રહ્યો, છતાં ફરી હથિયાર ઉપાડવા માટે તેઓના ઉપર દબાણ લાવવામાં આવે છે. અને તે સાથે જો પૂરતી લાલચ જોડવામાં આવશે, તો એ પ્રજાઓ કદાચ ફરી હથિયાર ઉપાડવા તત્પર થશે પણ ખરી.

"સમયની શી બલિહારી છે? થોડા જ દિવસ અગાઉ તો યુદ્ધત્યાગની કલમવાળા જાપાનના બંધારણને

જગતના સૌથી વધુ પ્રગતિમાન બંધારણ તરીકે વધાવવામાં આવ્યું હતું. હવે જે પ્રજાઓએ એ કલમ પ્રેરી હતી, તેઓ જ 'આત્મસંરક્ષણ'ને નામે તે કલમને ફગાવી દેવા હાકલ કરી રહી છે! પોતાને શામાંથી બચવાનું છે એ તો હજુ જાપાનીઓ દેખી શકતા નથી; પરંતુ કોને માટે એ કરવાનું છે તે તો તેઓ સમજે છે.

"સ્વતંત્ર જીવનમાં જાપાનીઓને પૂરો હિસ્સો ન મળે, ત્યાં સુધી તેમને જે જન્મભૂમિ હજુ પોતાની નથી તેના રક્ષણ માટે શો ઉમળકો આવી શકે? લોકોને સ્વતંત્રતા આપતા પહેલાં, તેમને સ્વતંત્રતાના રક્ષણ માટે લડવાનું શી રીતે રહી શકાય?

"ગમે તેમ તોપણ જાપાનનું ફરી સશસ્ત્ર થવું વિશ્વ-શાંતિના ધ્યેય માટે એક ગંભીર પીછેહઠ રૂપ નીવડશે. કારણ કે શાંતિના સર્વોચ્ચ સિદ્ધાંતને બંધારણથી વરેલા આઠ કરોડ માનવીઓને નીચેની ભૂમિકાએ ઉતારવાની ફરજ પાડવા જેવું એ થશે. આખી પરિસ્થિતિ જેટલી કરુણ છે તેટલી જ કડવી પણ છે. જે ઠંડું યુદ્ધ અત્યારે ચાલી રહ્યું છે તેના બીજા બલિદાન રૂપે જાપાનના યુદ્ધત્યાગને વધેરવામાં આવશે એવું દેખાય છે. કારણ કે હવે રોજબરોજ સ્પષ્ટ થતું જાય છે કે, જાપાન તેમ જ જર્મનીને સામ્યવાદના ધસતા જતા જુવાળ[illegible] પોતાનાં માણસોનો ભોગ આપવાની 'તક' આપવામાં આવશે."

આ પત્ર પર અગ્રલેખ લખતાં 'મનસ' જણાવે છે કે, "બીજી લડાઈ આવે ત્યારે જાપાન પાસે સમૂળગાં શસ્ત્ર ન હોય એમાં જ જાપાનનું કદાચ ભલું હોય. અલબત્ત, કેટલાક વિશિષ્ટ સંજોગો એવા છે જ. જાપાની-ઓને જો સામ્યવાદી સત્તાઓના આક્રમણનો ભોગ બનવા દેવામાં આવે, તો થોડાં શસ્ત્રો હોવાં એ તો સમૂળગાં ન હોવાં તેના કરતાં વધારે ભૂંડું થાય. જગતભરમાં કેટલીય નાની પ્રજાઓ એ જ સ્થિતિમાં છે. સશસ્ત્ર રહેવું એ તેમને માટે અર્થ વગરની જ વાત છે, સિવાય કે તેઓ કોઈ વધુ મોટી સત્તાના ભેરુઓ બની રહે. એ પ્રજાઓ માટે રાષ્ટ્રીય સ્વતંત્રતા એ ભૂતકાળની વાત બની ગઈ છે.

"પરંતુ તેઓ લશ્કરી દૃષ્ટિએ પોતાની પરાધીનતા જોઈને, લશ્કરી તૈયારીના ખ્યાલનો જ સદંતર ત્યાગ કરે તો કેમ? આવું પગલું ભરવા માટે એક વિશિષ્ટ પ્રકારની નૈતિક હિંમત જોઈએ, એ તો નક્કી વાત છે. પરંતુ તેનું પરિણામ શું આવે? સૌથી પ્રથમ તે લશ્કરી સરંજામનો સદંતર ત્યાગ કરનાર દેશ વસ્તુતાએ પોતાની સંપત્તિને એકે તડાકે બમણી કરી મૂકશે. હથિયારો અને લશ્કરી તાલીમ પાછળ ખર્ચના પૈસા બીજા હેતુઓ માટે પ્રાપ્ય બનશે. એ જ પ્રમાણે માણસોનું પણ બનશે. કરવેરા તરત જ ઓછા થશે અને વેપાર તથા ઉદ્યોગને પ્રબળ ઉત્તેજન મળશે. એ દેશની આંતરિક સ્થિતિ જગતભરની દૃષ્ટિને પાત્ર બનશે.

"અને આક્રમણનો ભય — તેનું શું? ઠીક; તેનું શું? શસ્ત્રો હોવાથી આક્રમણનો ભય ખરેખર ઓછો થાય છે? બરાબર શસ્ત્રસજ્જ પ્રજાઓ હંમેશ એમ કહે છે; પરંતુ તેમના ઉપર આક્રમણ તો થાય જ છે; અથવા તો તેઓ પોતે જ આક્રમણ કરવા નીકળી પડે છે. નિઃશસ્ત્ર પ્રજા ઉપર સશસ્ત્ર પ્રજા કરતાં વહેલું આક્રમણ ન થાય એવો સંભવ પણ હોઈ શકે. ઉપરાંત જાણીબૂજીને નિઃશસ્ત્ર બનનારી પ્રજા આક્રમણખોર સામે સત્યાગ્રહ દ્વારા સામનો કરવા વધુ શક્તિમાન થઈ શકે. જે પ્રજાના જુવાનોની યુદ્ધમાં તત્કાળ કતલ થઈ ગઈ હોય, તેવી પ્રજા સત્યાગ્રહ માટે એટલી બધી લાયક ન રહે. આક્રમણકાર પોતે જીતેલી પ્રજા ઉપર હંમેશાં ભય દ્વારા આધિપત્ય ભોગવે છે; પણ નિઃશસ્ત્ર બનેલી પ્રજાએ તો ભયને પહેલેથી જ ખંખેરી નાખ્યો હોય છે.

"આવો પ્રયોગ અપેક્ષાએ નિષ્ફળ નીવડે તોપણ તેનાં પરિણામો લશ્કરી નિષ્ફળતા કરતાં વધુ સારાં હોઈ શકે; અરે, લશ્કરી વિજય કરતાં પણ તેનાં પરિણામો વધુ સારાં હોઈ શકે. અને એમ કહેવું કે આવો પ્રયોગ ખસૂસ નિષ્ફળ જ નીવડશે, એ તો જગતભરમાં અસંખ્ય લોકોના મનમાં રહેલી શસ્ત્રો વિનાની શાંતિ માટેની ભૂખને અવગણવા જેવું છે. અને શસ્ત્રો વિનાની શાંતિ જ ખરેખર પરવા કરવા જેવી વસ્તુ છે. તે લોકો ખરેખર શાંતિ સ્થાપી શકે; અને યુદ્ધ માટેના હડકવાવાળી અત્યારની દુનિયામાં પણ જો તેઓને જાણીબૂજીને અખત્યાર કરેલી શાંતિનાં સુપરિણામો જોવા મળે, તો તેઓ જરૂર શાંતિ સ્થાપે પણ."

ગોપાલદાસ પટેલ

# વનસ્પતિશાસ્ત્રની પરિભાષા

[ મે, ૧૯૫૧ના અંકથી આગળ ચાલુ ]

Pinnetifid અલ્પખંડિત પાંખિયું પાન; (પાનનાં વર્ણનાત્મક શબ્દોને છેડે fid, sect અને partite શબ્દો આવે છે તે એમ સૂચવે છે કે તે પાન સળંગ નથી તેમ જ તે પૂરેપૂરું કપાયેલું કે વિભક્ત નથી. તેના કાપા કેટલા ઊંડે ઊતરેલા છે તે સૂચવવા માટે fid, sect અને partite શબ્દો વાપરવામાં આવે છે. સહેજ સાજ કપાયેલું હોય તો fid લાગે છે. તેને આપણે અલ્પખંડિત કહીએ. જો લગભગ અડધા જેટલા ઊંડા કાપા હોય તો તેને partite લગાડવામાં આવે છે. તેને આપણે અર્ધખંડિત કહીએ. જો પાન અડધા કરતાં પણ વધારે કપાયું હોય છતાં સંયુક્ત થવા જોગું કપાયેલું ન હોય તો તેને દીર્ઘખંડિત કહેવાય. તેને માટે અંગ્રેજીમાં sect શબ્દ લગાડવામાં આવે છે.

Prothallus સ્પોરછોડ

Protonema प्रांकुर

Protophyta आदि वनस्पति

Pulvinus } गादी
Pulvinule }

Polyembryony बहुगर्भत्व, (embryo बीजगर्भ)

Rachis पत्राक्ष; પાનની ધરી; પાનની દાંડી ઉપરની મધ્યરેષાને પણ Rachis કહેવામાં આવે છે. Rachis અને Petiole દાંડો મળીને મધ્યરેષા (Phyllopodium) થાય છે.

Radical आदि–मूळ

Ramal शाखानुं, शाखाने लगतुं

Raphides सूचिपाशा

Racemose मर्यादित (Ref:– branching)

Receptacle फूलनी बेसणी

Recessive निष्प्रभावी

Reduction Division अर्धीकरण (Syn: meiosis)

Reniform पंखाकारी; ગોળ પંખાના ઘાટનું. (અંગ્રેજીમાં આ શબ્દનો અર્થ Kidney-shaped થાય છે.)

Rhizoid केशमूल

Rhizome समतली कंद

Resin ducts राळवाहिनी

Response प्रतिक्रिया, उत्तर, असर

Reticular જાળીદાર; પાનની રેષાઓની ગોઠવણીના અનેક પ્રકાર હોય છે. કેટલાંક પાનમાં રેષાઓ સમાંતર હોય છે. એવી રેષાઓ સમાંતર (Parallel) ગણાય જો તેમાં એક જ મોટી રેષા હોય તો તે પાન એકદંડી (unicostate) કહેવાય. જો મોટી રેષાઓ અનેક હોય તો તે પાન રેષાઓ પરત્વે બહુદંડી mu ticostate) કહેવાય. રેષાઓની ગૂંથણી જાળી જેવી હોય તો તે રેષાઓ જાળીદાર Reticulate અગર netted) કહેવાય.

Retuse બૂચું; જે પાનની ટોચ અણીવાળી નહિ હોતાં અંદર બેસી જઈ ત્યાં ૯૦ અંશથી મોટો ખૂણો બનાવતી હોય તેવું પાન બૂચું (Retuse) કહેવાય.

Root मूळ

Root, Adventitious नकली मूळ

Root, Aerial हवामूळ

Root Cap मूळटोप

Root, Fibrous तंतुमूळ

Root, Lateral पार्श्ववर्ती

Root, Secondary गौण

Root, Tuberous कंदमूळ

Rostellum कमलग्रंथी

Sagittate शराकार

Samara पक्षधारी

Sap रस

[illegible]ophytic शबजीवी (Ref:– Autotrophic)

Sc[illegible]iform पगथीदार

Scape पुष्पाक्ष

Schizogenous कोशजन्य

Sclerenchyma वज्रमंडल (Ref:-Collerchyma)

Scorpioid कुटिल

Scutellum बीजपत्र; એક દળ વનસ્પતિના બીજપત્રને Scutellum કહેવામાં આવે છે જ્યારે દ્વિદળ વનસ્પતિના બી પત્રને cotyledon કહેવામાં આવે છે. (તે બંને બીજપત્ર છે એટલે ગુજરાતીમાં જુદા શબ્દો યોજ્યા નથી.)

Secretion स्राव (ef:- Exudation)

Seed बीज

Seed Coat बीजचर्म

Seedling रोप, रोपो

Seedless नबीजां

Seed plant बीजाळो छोड

Semi-amplexicaul अर्धवृत्त पत्र

Seminary वनस्पतिगृह

Sensitive संवेदनशील

Sepals वज्रनी पांदडी

Sexual લિઙ્ગી
Sexual Reproduction લૈઙ્ગી નવસર્જન
Somatic દૈહિક
Shoot ફણગો
Spadix માવાદાર માંજર
Spathe માવાદાર પુષ્પપત્ર

બંસીલાલ ગાંધી

# આપણી વસ્તી અને જમીન

દુનિયાના ઘણા દેશોમાં દર દસ વરસે વસ્તીની ગણુતરી કરવામાં આવે છે તે મુજબ, હિંદમાં દસવાર્ષિક વસ્તીગણુતરીની મુદ્દત ૧૯૫૧માં પૂરી થઈ, એટલે ૧૯૫૧ની ૧લી માર્ચે આખા દેશમાં એકી સાથે વસ્તીગણુતરી કરવામાં આવી. વસ્તીગણુતરીની સાથે પ્રજાજીવનને ઉપયોગી ઘણી અગત્યની હકીકત ભેગી કરવામાં આવે છે. તે બધી તૈયાર થઈને બહાર પડતાં એકાદ વરસ નીકળી જશે. પણ દરમિયાન તેની કાચી ગણુતરી બહાર પાડવામાં આવી છે; તેમાં સાધારણ ફેર પડવા સંભવ છે, પણ એકંદરે તેમાં એક ટકા જેટલો પણ ફેર રહેતો નથી. એટલે તે આંકડા લગભગ ખરા માની શકાય. તેમાંથી કેટલાક ઉપયોગી આંકડા અહીં આપ્યા છે.

### હિંદની વસ્તી

(સરખામણી માટે સરખો વિસ્તાર લેવામાં આવ્યો છે.)

| સને | વસ્તી (લાખ) | વધઘટના ટકા |
|---|---|---|
| ૧૯૦૧ | ૨૩૫૫ | — |
| ૧૯૧૧ | ૨૪૯૦ | + ૫.૮ |
| ૧૯૨૧ | ૨૪૮૨ | – ૦.૩ |
| ૧૯૩૧ | ૨૭૫૫ | +૧૧.૦ |
| ૧૯૪૧ | ૩૧૪૮ | +૧૪.૩ |
| ૧૯૫૧ | ૩૫૬૯ | +૧૩.૪ |
| ૧૯૫૧ (કાશ્મીર અને આસામના આદિવાસી વિભાગ સાથે) | ૩૬૧૮ | — |

હવે ૧૯૫૧ની ગણુતરીમાં દેશનાં પ્રાંત કે રાજ્યવાર વસ્તી કેટલી થઈ તે જોઈએ.

### પ્રાન્ત (રાજ્ય) વાર વસ્તી

| પ્રાન્ત | | આગલા દસકા કરતાં વધારે ટકામાં |
|---|---|---|
| ૧. આસામ | ૯૧,૨૯,૪૪૨ | ૨૦.૨ |
| ૨. બિહાર | ૪,૦૨,૧૮,૯૧૬ | ૧૦.૧ |
| ૩. મુંબઈ | ૩,૫૯,૪૩,૫૫૯ | ૨૧.૮ |
| ૪. મધ્ય પ્રદેશ | ૨,૧૩,૨૭,૮૯૮ | ૮.૬ |
| ૫. મદ્રાસ | ૫,૬૯,૫૨,૩૩૨ | ૧૪.૩ |
| ૬. ઓરિસા | ૧,૪૬,૪૪,૨૯૩ | ૬.૪ |
| ૭. પૂર્વ પંજાબ | ૧,૨૬,૩૮,૬૧૧ | ૦.૪ |
| ૮. ઉત્તર પ્રદેશ | ૬,૨૨,૫૪,૧૧૮ | ૧૧.૯ |
| ૯. પશ્ચિમ બંગાળ | ૨,૪૭,૮૬,૬૮૩ | ૧૩.૫ |
| **બીજાં રાજ્યો** | | |
| ૧. હૈદરાબાદ | ૧,૮૬,૫૨,૯૬૪ | ૧૪.૨ |
| ૨. મધ્ય ભારત | ૭૯,૪૧,૬૪૨ | ૧૧.૧ |
| ૩. મૈસૂર | ૯૦,૭૧,૬૭૮ | ૨૩.૮ |
| ૪. પેપ્સુ | ૩૪,૬૮,૬૩૧ | ૧.૩ |
| ૫. રાજસ્થાન | ૧,૫૨,૯૭,૯૭૯ | ૧૫.૨ |
| ૬. સૌરાષ્ટ્ર | ૪૧,૩૬,૦૦૫ | ૨૦.૫ |
| ૭. ત્રાવણુકોર-કોચીન | ૯૨,૬૫,૧૫૭ | ૨૩.૬ |
| ૮. અજમેર | ૬,૯૨,૫૦૬ | ૧૭.૫ |
| ૯. ભોપાળ | ૮,૩૮,૧૦૭ | ૬.૮ |
| ૧૦. વિલાસપુર | ૧,૨૭,૫૬૬ | ૧૬.૪ |
| ૧૧. કુર્ગ | ૨,૨૯,૨૫૫ | ૩૫.૫ |
| ૧૨. દિલ્હી | ૧૭,૪૩,૯૯૨ | ૯૦.૦ |
| ૧૩. હિમાચલ પ્રદેશ | ૯,૮૯,૪૩૭ | ૮.૮ |
| ૧૪. કચ્છ | ૫,૬૭,૮૨૫ | ૧૩.૪ |
| ૧૫. મણિપુર | ૫,૭૯,૦૫૮ | –૧૩.૧ (ઘટાડો) |
| ૧૬. ત્રિપુરા | ૬,૪૯,૯૩૦ | ૨૬.૭ |

| | | |
|---|---|---|
| ૧૭. વિંધ્ય પ્રદેશ | ૩૫,૭૭,૪૩૧ | ૬.૭ |
| ૧૮. આંદામાન | ૩૦,૯૬૩ | –૮.૩ (ઘટાડો) |
| ૧૯. નિકોબાર | ૧,૩૫,૬૪૬ | ૧૧.૫ |

રાજ્યવાર જોયા પછી આપણા પ્રદેશની જિલ્લાવાર વસ્તી જોઈએ —

**ગુજરાતની જિલ્લાવાર વસ્તી**

૧. અમદાવાદ ૧૬,૮૫,૭૨૫
(તેમાં અમદાવાદ શહેર ૭,૮૮,૩૧૦)
૨. ખેડા ૧૬,૦૪,૪૫૩
૩. ભરૂચ ૭,૦૫,૮૯૩
૪. પંચમહાલ ૧૧,૪૭,૧૮૭
૫. સુરત ૧૮,૨૮,૨૧૩
(સુરત શહેર ૨,૨૨,૮૮૪)
૬. સાબરકાંઠા ૬,૮૩,૮૪૭
૭. બનાસકાંઠા ૭,૪૮,૨૯૬
૮. અમરેલી ૩,૧૭,૧૯૮
૯. વડોદરા ૧૧,૯૫,૬૫૧
(વડોદરા શહેર ૨,૧૧,૪૧૩)
૧૦. મહેસાણા ૧૪,૭૧,૬૧૭

ગુજરાત કુલ ૧,૧૩,૮૮,૦૮૦

ભાષાવાર ગુજરાતીનો પ્રદેશ જોવો હોય તો તેમાં સૌરાષ્ટ્ર તથા કચ્છનો આંકડો ઉમેરતાં આટલો થાય — ૧,૬૦,૯૧,૬૧૦

કાશ્મીરની વસ્તીગણતરી હમણાં થઈ નથી. તા. ૧–૩–'૫૦ના અરસામાં કરેલા અંદાજ મુજબ તેની વસ્તી ૪૩,૭૦,૦૦૦ની ગણાય. તે ઉપરાંત આસામના કેટલાક આદિવાસી વિભાગોની વસ્તીગણતરી જુદી થયેલી છે. તે વિભાગો સાથે અને તે સિવાય ભારતની વસ્તી અને વિસ્તાર નીચે મુજબ છે :

| | **ઉપરના બે વિભાગો સિવાય** | **ઉપરના બે વિભાગો સાથે** |
|---|---|---|
| વિસ્તાર (ચો. મા.) | ૧૧,૩૮,૮૧૪ | ૧૨,૨૧,૦૦૦ |
| વસ્તી (લાખ) | ૩,૫૬૯ | ૩,૬૧૮ |

ઉપરના આંકડામાં ૭૪,૨૯,૨૭૮ નિર્વાસિતોનો સમાવેશ થાય છે, તે ગણતાં ૧૯૪૧ કરતાં દસ વરસના ગાળામાં ૪૨૦ લાખ (એટલે ૧૩.૪ ટકા) વસ્તી વધી છે.

વસ્તીના વધારા અંગે પૂર્વ પંજાબ અને પશ્ચિમ બંગાળની વસ્તીના આંકડા ધ્યાન ખેંચે એવા છે.

**વસ્તી વધી**

| | ૧૯૩૧–૪૧ | ૧૯૪૧–૫૧ |
|---|---|---|
| પૂર્વ પંજાબ | ૧૭.૯ ટકા | ૦.૪ |
| પશ્ચિમ બંગાળ | ૨૩.૭ ,, | ૧૩.૫ |

આ ફેરફારનું કારણ શોધવા જેવું છે. '૪૧ની વસ્તી ગણતરી વખતે પાકિસ્તાની ચળવળને લીધે વસ્તીનો વધારો બતાવવાની ખેંચાખેંચ ચાલતી હતી તે કારણ છે ?

આ પ્રમાણે દર દસકાના આંકડા વસ્તીનો વધારો બતાવે છે. પણ જમીનનું પ્રમાણ તે રીતે વધતું નથી. બીજા દેશોની સરખામણીમાં આપણા દેશમાં જમીન અને વસ્તીનું પ્રમાણ કેટલું છે તેનો નીચેના કોઠા ઉપરથી ખ્યાલ આવશે :

| | દુનિયાના ક્ષેત્રફળના ટકા | દુનિયાની વસ્તી (૨૩૮,૬૮ લાખ)ના ટકા | ચો.માઈલ દીઠ વસ્તી | માથા દીઠ ખેતીની જમીન એકર | માથા દીઠ જંગલ એકર |
|---|---|---|---|---|---|
| ભારત | [illegible].૪ | ૧૫ | ૨૯૬ | ૦.૭ | ૦.૨૪ |
| પાકિસ્તાન | ૦.૭ | ૩.૨ | ૨૧૦ | ૦.૬૮ | ૦.૧૦ |
| ચીન | ૭.૩ | ૧૯.૪ | ૧૨૩ | ૧.૫૩ | ૦.૪૫ |
| જપાન | ૦.૩ | ૩.૫ | ૫૭૯ | ૦.૨૧ | ૦.૭૪ |
| બીજા એશિયન દેશો | ૮.૦ | ૮.૯ | ૫૧ | ૧.૮૫ | ૨.૨૯ |
| બ્રાઝીલ | ૬.૩ | ૨.૧ | ૧૫ | ૭.૫૯ | ૧૯.૮૩ |
| ઇન્ડોનેશિયા | ૧.૪ | ૩.૩ | ૧૦૮ | ૦.૩૪ | ૩.૭૭ |
| અમેરિકા | ૫.૮ | ૬.૩ | ૫૦ | ૭.૪૩ | ૪૦.૮ |
| રશિયા | ૧૬.૬ | ૮.૩ | ૨૩ | ૪.૩૮ | ૭.૮૮ |

ઉપરના આંકડા બતાવે છે કે, આપણા દેશમાં દુનિયાના બીજા ઘણાખરા દેશોની સરખામણીમાં વસ્તીનું પ્રમાણ વધારે છે અને ખેતીની જમીન અને જંગલોનું પ્રમાણ ઘણું ઓછું છે. તે બાબત સરકારે અને પ્રજાએ ગંભીરપણે વિચાર કરીને પુરુષાર્થ કરવાની જરૂર છે.

**વિઠ્ઠલદાસ કોઠારી**

# દાદુ દયાળ

ગુજરાતમાં અનેક સંતસંપ્રદાયો ચાલે છે તેમાં એક દાદુપંથ છે. એ પંથના મૂળપુરુષ ભક્ત શ્રી દાદુ દયાળનો જન્મ અમદાવાદમાં ઈ. સ. ૧૫૪૪માં થયો હતો. જાતે તે પીંજારા હતા. પરંતુ પરમાત્માની ભક્તિમાં તેમનું મન લાગ્યા પછી, સૌ કોઈ તેમની નાતજાત ભૂલી ગયું, અને હિંદુ તેમ જ મુસલમાન સૌ લોકો તેમના શિષ્ય બન્યા. દાદુ કહેતા કે, 'મેં બધે શોધ કરીને જોયું, તો પરમાત્મા સિવાય બીજું કશું છે જ નહિ. હિંદુ હોય કે મુસલમાન હોય, બધાનાં શરીરમાં તે એક જ આત્મા વ્યાપી રહેલો છે.'

જુદા જુદા ધર્મના લોકો પરમાત્માનાં નામ જુદાં જુદાં રાખે છે, અને પોતે માનેલું નામ-સાચું છે એવો આગ્રહ રાખે છે. પણ દાદુ કહેતા કે, 'આ દુનિયા બનાવનાર પરમાત્માનાં અનંત નામો છે. પોતાને જે નામ ગમે તે લેવું. સંત-સાધુની એ જ રીત છે.'

નાતજાતના ખ્યાલોની પેઠે તે જમાનામાં લોકોનો એવો ખ્યાલ પણ હતો કે, સાચો ભક્ત તો સંન્યાસી જ હોય. પરંતુ નાનક, કબીર, દાદુ વગેરે સંતો ગૃહસ્થ હતા, અને પોતપોતાનો ધંધો કરીને જાતમહેનતથી ગુજરાન ચલાવતા. એ સંતોનાં નિર્મળ સાદાં અને મહેનતુ જીવનની લોકો ઉપર ઊંડી છાપ પડી હતી અને તેમના પ્રત્યે લોકોનો આદર વધતો જ જતો હતો. ધર્મ કે શાસ્ત્રની ચીલેચલુ પ્રતિષ્ઠા પર જીવી ખાનાર પંડિતો અને મૌલવીઓને આ કેમ રુચે? તેથી તેમના જમાનાના પંડિતો અને મૌલવીઓએ આ સંતોનો તિરસ્કાર કરવામાં અને રંજાડ કરવામાં મણા રાખી ન હતી.

દાદુ ભક્તિને માર્ગે કેવી રીતે વળ્યા તેની એક રસિક વાત છે. એક દિવસ પાછલે પહોરે વરસાદ પડતો હતો. દાદુ માથું નીચું કરી કોસનું ચામડું સીવતા હતા. એ સમયે એક સાધુપુરુષ વરસાદમાંથી બચવા દાદુની ઝૂંપડી બહાર છાપરી નીચે આવીને ઊભા રહ્યા. દાદુને લાગ્યું કે, કોઈ માણસ બહાર છાપરા નીચે ઊભું છે. તે તરત ઊઠ્યા અને બહાર આવીને બોલ્યા, "બહાર ઊભા રહીને કેમ ભીંજાઓ છો? અંદર આવો ને! મારા જેવા મોચીના ઘરમાં આવવાનો વાંધો તો નથી ને?"

સાધુપુરુષ બોલ્યા, "અમે તો હરિ ભગવાનના દાસ છીએ. અમારે મન બધાં માણસો સરખાં છે; એક ઊંચું અને બીજું નીચું એવું અમે માનતા નથી."

દાદુ — તો અંદર ઓસરીમાં પધારો.

સાધુપુરુષ અંદર આવીને બેઠા, પણ થોડી વાર પછી દાદુએ તેમના તરફ જોયું, તો તેમની આંખમાં આંસુ હતાં. દાદુએ માન્યું કે, મેં તેમને બેસવા ચામડું પાથરી આપ્યું છે, તેથી તેમને દુઃખ થયું હશે. એટલે તે ક્ષમા માગતા બોલ્યા, "બાબા, મેં જાણીજોઈને તમને અભડાવવા ખાતર આ ચામડું આપ્યું નથી. પરંતુ હું ગરીબ મોચી છું; એટલે મારા ઘરમાં બેસવા માટે આપવાનું આનાથી સારું બીજું શું હોય?"

સાધુપુરુષ બોલ્યા: "ભાઈ, તેં ચામડું આપ્યું તેથી મને દુઃખ થયું નથી. તેં તો તારી પાસે જે સારામાં સારી ચીજ હતી, તે મને બેસવા આપી છે. પણ આજની આ વાત જોઈને મને બીજી વાત યાદ આવી અને તેથી મારી આંખમાં આંસુ આવ્યાં છે. ભાઈ, તેં તો મને બહાર ઊભેલો જોયો કે તરત અંદર બોલાવ્યો, અને મને બેસવા આસન આપ્યું. પરંતુ મારો પ્રભુ કેટલાય જન્મોથી મારા હૃદયને બારણે આવીને ઊભો છે; પણ હું તેને અંદર બોલાવતો નથી તથા તેને બેસવા માટે મારા હૃદયનું સિંહાસન ખાલી કરી આપતો નથી. તે વાત યાદ આવવાથી મને આંસુ આવ્યાં છે."

દાદુએ પૂછ્યું, "તમારા પ્રભુ કોણ છે?"

સાધુપુરુષે જવાબ આપ્યો, "બધાના જે પ્રભુ છે, તે જ મારા પણ પ્રભુ છે."

દાદુ — શું તે મારા પણ પ્રભુ છે? વાટ જોઈને તે પ્રભુ મારા હૃદયની બહાર પણ ઊભા છે?

સાધુપુરુષ — હા ભાઈ, તે બધાના પ્રભુ છે; આપણા જીવનમાં આપણે બીજી બાબતોને વળગી રહીએ છીએ, અને આપણા પ્રભુ બહાર ઊભા હોય છે તેમની સામું પણ જોતા નથી. તેમને આપણા હૃદયમાં પ્રેમથી બોલાવીને પધરાવવા જોઈએ.

વરસાદ થોભી ગયો અને સાંજ પડી. સાધુપુરુષ તો પોતાને રસ્તે ચાલતા થયા; પણ દાદુના હૃદયમાં ખળભળાટ મચી ગયો. તેમને હવે એક જ ચિંતા વળગી કે, કેમ કરીને મારા પ્રભુને અંદર બોલાવું અને પધરાવું. એ સિવાય બીજી કોઈ બાબતમાં તેમનું ચિત્ત જ લાગે નહિ. અને ખરેખર, જ્યારે તે પ્રિય પ્રભુને પોતાના હૃદયમાં પામ્યા ત્યારે જ શાંત થયા.

તે કાશી, બિહાર, બંગાળ વગેરે જુદાં જુદાં સ્થળોએ ફરી વળ્યા અને અનેક સાધુસંતોને મળ્યા. તે દરમ્યાન તે સમજ્યા કે, જુદા જુદા પંથ અને ધર્મ એક જ પરમાત્માને મેળવવા માટે છે, પરંતુ એ પંથો જુદાં જુદાં નામના વાડા કરીને ખોટી હૂંસાતુંસી કરે છે.

આમ જુદે જુદે સ્થળે ફર્યા બાદ, ૩૦ વર્ષની ઉંમરે જયપુર પાસેના સાંભર ગામમાં તે આવ્યા અને ત્યાં સ્થિર થઈને રહ્યા. દિવસે તે પોતાનો ધંધો રોજગાર કરતા અને ગુજરાન ચલાવતા. રોજ સાંજે કામકાજ પૂરું થાય ત્યારે ઘણા લોકો તેમની પાસે આવતા અને તેમનો સત્સંગ કરતા. તે વખતે અકબર બાદશાહ દિલ્હીમાં રાજ્ય કરતા હતા. તે પણ દાદુનો ઉપદેશ સાંભળવા આવ્યા હતા.

આમ આશરે ૬૦ વર્ષનું જીવન ગાળી ઈ. સ. ૧૬૦૩માં રજપૂતાનાના નરાણા ગામમાં તેમણે દેહત્યાગ કર્યો.

વાનગીરૂપે એમની વાણીમાંથી થોડાક દુહા નીચે આપ્યા છે :—

अपनी अपनी जातिसौं सब को बैसैं पांति ।
दादू सेवक रामका ताकैं नहीं भरांति ॥ १ ॥
सब देख्या हम सोधि करि दूजा नाहि आन ।
सब घट एकै आतमा क्या हिंदु-मुसलमान ॥ २ ॥
काहे कौं दुःख दीजिये साँई है सब मांहिं ।
दादू एकै आतमा दूजा कोई नाहिं ॥ ३ ॥
कंकर पत्थर सेविया अपना मूल गंवाई ।
अलख देख अंतरि बसै क्या दूजी जगह जाई ॥ ४ ॥
कोई दौडे द्वारिका, कोई कासी जांहि ।
कोई मथुराको चलै, साहिब घट ही मांहिं ॥ ५ ॥
दादू सबहीं व्याधिकी औषधि एक विचार ।
समझेतै सुख पाइये कोई कुछ कहे गवार ॥ ६ ॥
दादू सिरजनहारके केते नाम अनंत ।
चित आवै सो लीजिये, यौं साधु सुमिरै संत ॥ ७ ॥

# અંકુશો અને નીતિ

ચાલુ અંકુશોની વિરુદ્ધ સર્વત્ર પુષ્કળ ચર્ચા તથા લોકોના દિલના બળાપા છેલ્લાં ૭ વરસથી સાંભળીએ છીએ. શી રીતે અંકુશોના જડબામાંથી આપણે છૂટીએ, એના વિચારમાં મારી કેટલીક રાત્રિઓ વિના ઊંઘે વીતી ગઈ છે. અને જે જે સલાહસૂચનાઓ બુદ્ધિશાળી ભાઈબહેનો તરફથી મળી, તેના અમલમાં કેટલાક અખતરા થાય એવો પ્રયત્ન પણ કર્યો છે. સત્ય હકીકત તો એ છે કે, કોઈ પણ પ્રજાને કોઈ પણ પ્રકારનો અંકુશ ગમતો નથી; છતાં સમાજના કલ્યાણ ખાતર અંકુશ અનિવાર્ય થઈ પડે છે. ધર્મપ્રવર્તકોએ પણ પોતાના અનુયાયીઓના સાંસારિક અને આધ્યાત્મિક કલ્યાણ ખાતર વર્તનના નિયમો નક્કી કર્યા છે. માનવજીવનના પ્રચંડ પ્રવાહને બે કિનારાઓની મર્યાદામાં મૂકવામાં ન આવે તો તે પ્રચંડ પ્રવાહ નિરંકુશ બની સંસારમાં ઉત્પાત મચાવી મૂકે. જ્યારે કોઈ પણ જાતનું નિયમન બીજાના તરફથી આપણા ઉપર લાદવામાં આવે છે, ત્યારે તેને આપણે અંકુશ કહીએ છીએ. બીજા તરફથી લાદવામાં આવ્યો છે તેથી જ તે અંકુશ આપણને અકારો લાગે છે. પણ તે જ નિયમન આપણે સમજપૂર્વક, ફરજ સમજીને સ્વેચ્છાથી સ્વીકારીએ, ત્યારે આપણે તેને સંયમ કહીએ છીએ. બાહ્ય અંકુશ, દાબ, નિયંત્રણ આપણને દુઃખ ઉપજાવે છે; આપણું નૈતિક પતન સંભવે છે. સંયમ, યમ, નિયમ, શીલ એ આપણું ચારિત્ર ઘડે છે; આપણને આત્મસંતોષ આપે છે; આપણું આત્મબળ વધારી, આપણને ઉચ્ચ ભૂમિકામાં લાવી મૂકે છે. આમ એકનું એક સાધન આપણી પોતાની સારીમૂરી સમજશક્તિને અનુસરીને સારાંનરસાં પરિણામો નિપજાવે છે.

આ અંકુશ કે સંયમ જીવનની સંપૂર્ણતા ખાતર અથવા અપૂર્ણતા ટાળવા આપણે પાળવા પડે છે. પ્રજા

સર્વ પ્રકારે સંપૂર્ણ હોય તો રાજકર્તાઓને અંકુશ મૂકવાની જરૂર પડે નહિ, કે ધર્મપ્રવર્તકોને વર્તનના નિયમો ઘડવાની જરૂર પડે નહિ. ધારો કે એક કુટુંબમાં પચીસ માણસો છે; તેમના જીવનનિર્વાહ માટે વરસ દીઠ ૬૦૦ મણ અનાજ જોઈએ. જ્યાં સુધી તેટલું અનાજ કોઈ પણ રીતે તેઓ પેદા કરી શકે છે, ત્યાં સુધી સરળતાથી ચાલે છે; પણ કોઈ પણ કારણે ૬૦૦ મણને બદલે ૪૦૦ મણ અનાજ પેદા થયું, તો સંયમની જરૂર પેદા થશે. જો તે કુટુંબમાં યોગ્ય પ્રકારની કૌટુંબિક ભાવના હશે, તો કુટુંબનો વડીલ તે ૪૦૦ મણ અનાજની જે વેતરણ કરશે તે મુશ્કેલી વેઠીને પણ સ્વેચ્છાથી સૌ સ્વીકારી લઈને પડેલી ખાધને પહોંચી વળશે. પણ જો તે કુટુંબમાં કૌટુંબિક ભાવના નહિ હોય, તો જે વધારે ઉસ્તાદ અને સ્વાર્થી હશે તે બીજાની જરૂરિયાતની પરવા ન કરતાં પોતાના વાજબી હિસ્સાથી વધારે ખેંચશે કે ખેંચવા પ્રયત્ન કરશે. પરિણામે તે પચીસ માણસના કુટુંબમાંથી કેટલાકને ભૂખે મરવાનો કે વધારે તંગી ભોગવવાનો પ્રસંગ આવશે. એક કુટુંબને વિષે અને તે જ એવાં લાખો કે કરોડો કુટુંબથી બનેલા એક દેશને વિષે પણ બને. દેશની પ્રજામાં રાષ્ટ્રભાવના ન હો[illegible] તંગીને સમયે બધાએ થોડું થોડું વેઠીને વહેંચ[illegible]વા જેટલું ચારિત્રબળ ન હોય, સ્વાર્થ અને લોભવૃત્તિનું પ્રાધાન્ય હોય, ત્યાં ભારે મુશ્કેલી ઊભી થાય છે. અને જેમ જેમ સમય જાય છે તેમ તેમ તંગી વધતી જાય છે. પરિણામે કૌટુંબિક ભાવનાવાળા કુટુંબમાં વડીલના એક શબ્દથી જે કામ થવું જોઈએ તે થઈ શકતું નથી. અને પછી સખત ઉપાયો લઈ નિયમન કરવું પડે છે. આમ જ દેશમાં જ્યારે સખતાઈ લાવવી પડે ત્યારે તે અંકુશ થઈ જાય. આમ છતાં જેના સ્વાર્થને કારણે આમ કરવું પડ્યું તે સમજે નહિ તો તંગી વધે. તંગી વધે પણ સમજુ સ્વાર્થી વધારે ખંધાઈ કરે. તેથી વળી અંકુશ વધે; અંકુશ વધે તેમ પાછી સ્વાર્થવૃત્તિ વધે, અનીતિ વધે, અને પ્રજાનું અધઃપતન થાય.

આપણા દેશમાં અનાજ આપણી કુલ વસ્તીના નિર્વાહ પૂરતું પાકે છે એવું જે માનતા હોય, તેમની સાથે મારે કાંઈ દલીલ કરવાની હોય નહિ. પણ કોઈ એવું કહે કે, દશ ટકાની ખામીને પહોંચી વળવાને અંકુશ મૂકતાં પંદર ટકા સંઘરાખોરીમાં જતા રહેવાથી પચીસ ટકાની ખોટ એકંદરે લાગે છે, તો તે કહેવું હું વાજબી ગણીશ. પણ એ દશ ટકાની તંગી સરકાર વહેંચી આપે તેમાં આપણો નિર્વાહ ચલાવવા પૂરતું ચારિત્ર આપણામાં નથી, તેથી જ પંદર ટકાની સંઘરાખોરી થઈ ને? એટલે "અંકુશથી પ્રજાની અનીતિ વધી છે" એ સૂત્રને હું એ રીતે મૂકું કે, "પ્રજાની અનીતિને લીધે અંકુશ વધ્યા છે." ચારિત્ર ઘટે ત્યાં જ અંકુશ ઘર કરીને રહે છે. અને જેમ જેમ અંકુશ વધતા જાય છે તેમ તેમ પ્રજા વધારે ને વધારે ચારિત્રહીન બનતી જાય છે. ઘરમાં ગંદકી થાય તો જીવજંતુ વધે; તો કરોળિયા, ઢેડગરોળી વધે; તેને લીધે પાછો કચરો વધે; એટલે પાછી ગંદકી વધે — તેના જેવી આ વાત છે.

ત્યારે આ કોયડાનો ઉકેલ શી રીતે કરવો? આ વિષચક્રને ક્યાંથી તોડવું? જવાબ સીધો છે. જ્યાં સુધી તંગી છે અને સાથે સાથે આપણામાં ચારિત્રહીનતા છે, ત્યાં સુધી આ વિષચક્ર તૂટવાનું નથી, પણ તે વધારે કારમું બનવાનું છે. પ્રજાનો નાશ કરનારું વિષચક્ર એક ઠેકાણેથી તોડવાથી પતવાનું પણ નથી. તેને બળવાન અને બધી કોરના પ્રયત્નથી ઓગાળી દેવું પડશે. તંગી જેટલી પેદાશ વધારવી પડશે, અને તે સાથે આપણી ચારિત્રની ખામી પૂરવી પડશે. તો જ આપણે ભૌતિક અને આત્મિક વિનાશમાંથી બચી શકીશું. જેમ ઘરનું દૃષ્ટાંત લઈએ તો એકાદ દિવસ બધું સાફ કરવાથી ન વળે, રોજ એકાદ ખૂણો જ સાફ કરવાથીયે ન વળે. શરૂઆતમાં બળવાન પ્રયત્નથી બધું ઝાડીઝૂડી, ધૂપ, ધુમાડો, જંતુનાશક દવા વગેરેથી સાફ કરી, પછી રોજ રોજ બરાબર સાફ કરવું જોઈએ, તેવી આ વાત છે. કોઈ એમ કહે છે કે, આ તો હું પ્રજા ઉપર દોષારોપણ કરું છું. હા, સાચી વાત છે. હું પણ તે પૈકીનો છું. વેપારી, ખેડૂત, કારીગર, મજૂર, ઉદ્યોગપતિઓ કે ધનપતિઓ, સરકારી નાનામોટા અમલદારો અને પ્રધાનો એ બધાય પ્રજા પૈકીના છે; એક માળાના મણકા છે; એક સાંકળની કડીઓ છે. આમાં કોઈ આમ કહેશે કે અમારા સિવાય બાકીના બધા દોષિત છે તો તે સત્ય વાત નથી કહેતા.

આપણા સમાજમાં નીતિ અને સત્યનું વર્ચસ્વ નથી. નાનામોટા વેપારી, જમીનદારો કે ખેડૂતો, ઉદ્યોગપતિઓ, કારીગરો અને સરકારી નાનામોટા અમલદારો એ બધાયે આપણા સમાજનાં અંગ છે; તે બધા એકબીજા ઉપર દોષારોપણ કરે છે કે, પોતાના સિવાય બીજા બધાયે લોભી છે, અપ્રમાણિક છે, દગાખોર છે, સમાજદ્રોહી છે અને દેશદ્રોહી છે. ખરી રીતે તે દોષારોપ પાછો વળીને પોતાને જ માથે આવે છે.

આપણા દેશમાં ખેતી લાયક જમીન તો પૂરતી છે, તો પછી અનાજની તંગી શાને હોય? જવાબમાં એમ કહી શકાય કે, જમીનની ગુંજાશ પ્રમાણે આપણા ખેડૂતો તેમાંથી પૂરતો પાક મેળવી શકે તેવા કુશળ નથી; તેટલા સાવચેત, સમયસૂચકતાવાળા અને ખેતી માટે જે જે જ્ઞાન જોઈએ તેમાં નિપુણ નથી. એ કારણે ફળદ્રુપ જમીન અને કુદરતી અનુકૂળતાનો પૂરો લાભ લઈને તેઓ જમીન જેટલી પેદાશ આપી શકે તેટલી પેદાશ લઈ શકતા નથી. બીજી બાજુ જે ખેડૂતો કુશળ અને બુદ્ધિશાળી છે, તેઓને પૈસાનો લોભ લાગ્યો છે. પૈસાને લોભે અન્ન સિવાયના બીજા પાકો વધારે પકવે છે. તેમને અનાજ પકવવું પાલવતું નથી. કારણ કે ખેતી અંગેનાં સાધનો તેમને વેપારીઓ પાસેથી વાજબી ભાવે મળતાં નથી. તેથી કાળાં બજારનો ભાવ આપીને વેચાતાં લાવવાં પડે છે. તેથી ખેડૂતો વધુ પૈસા ઊપજે એવા પાક પકવે છે. અથવા અનાજ પકવે છે તો કાળાં બજારમાં વેચે છે. ખેતીના મજૂરો ઓછું કામ કરીને વધુ મજૂરી માગે છે, તેમાં પણ ચોરવૃત્તિ છે. આપણો દેશ ખેતીપ્રધાન ગણાય છે. પણ ખેડૂતને પોતાની ખેતી પ્રત્યે એકનિષ્ઠા અને વફાદારી નથી. જમીનમાલિકોને પરસેવો પાડવામાં નાનમ લાગે છે અને ખેડૂતોના પરસેવાનું ખાવું છે. ખેડૂતોને પરસેવો પાડવામાં રસ નથી. નછૂટકે જ તેઓ પરસેવો પાડે છે. ખેડૂતની આવી બેવફાઈભરી વૃત્તિથી અન્નની પેદાશ પર તેની બહુ બૂરી અસર થાય છે. ખેતીમાં શારીરિક શક્તિ, બુદ્ધિશક્તિ, સમયસૂચકતા, ચપળતા, તેમ જ ખેતી અંગેની સર્વ વિદ્યાનું શાસ્ત્રીય જ્ઞાન જોઈએ. પણ દેશની જનતાના માનસમાં સામાન્ય ઝેર એવું વ્યાપી ગયું છે કે ખેતીનો ધંધો બુદ્ધિહીન માણસનો છે. એ માન્યતાથી કલ્પવૃક્ષ જેવી પૃથ્વી જડતાના હાથમાં પડી છે અને બુદ્ધિ શહેરો તરફ ઘસડાય છે. આપણી પેદાશની ખામીનું એ એક સબળ કારણ છે.

વળી અનાજની આવી તંગીમાં આપણા પ્રધાનો પાસે વહીવટી તંત્રનાં જે સાધનો છે તેનો જ ઉપયોગ તેમણે કરવો રહ્યો. એક બાજુ લોભી અને સ્વાર્થવૃત્તિથી પેદા થયેલી આપણી અધીરાઈ, બીજી બાજુ આપણી તે વૃત્તિનો લાભ ઉઠાવવા તૈયાર થતા વહીવટી તંત્રના અમલદારો, ત્રીજી બાજુ ગમે તે ભોગે પોતાનો મનમાનતો નફો મેળવવા તલપી રહેલા વેપારીઓ, અને ચોથી બાજુ અંકુશની અનિયંત્રિતતાથી સમાજમાં પેદા થયેલી અસ્થિરતા; આમ આપણી હાલની દશા માટે આપણે બધા જ કારણભૂત છીએ.

ઘણા ભાઈઓ વાસ્તવવાદી હોવાનો દાવો કરીને કહે છે કે: "પ્રજાયે શું કરે? સરકાર અવનવા કાયદા કરી એવી પરિસ્થિતિ ઊભી કરે છે કે નીતિ કે પ્રમાણિકતા સાચવવા જતાં ઘરનું ગોપીચંદન ગુમાવવું પડે." આવી મનોદશા બહુ દુઃખદ છે. કાંઈ ગુમાવવા સિવાય નીતિ કે પ્રમાણિકતા સચવાતાં હોય તેની કિંમત શી? સ[illegible]માણસો પણ આવી દલીલ કરે છે ત્યારે દુઃખ થાય [illegible]નીતિ, પ્રામાણિકતા અને ચારિત્ર પોતાની કિંમત આપણી પાસે માગી જ લે છે. ઘણા ભાઈઓને આ વાત મનુષ્યસ્વભાવથી વિરુદ્ધ લાગે છે. તેઓ એમ કહે છે કે: "ભૂખી કૂતરી પોતાનાં ભટોળિયાંને ખાય, એ કુદરતી નિયમ છે. જનતા પાસે નીતિ અને પ્રમાણિકતાને નામે વધારેપડતી આશા રાખવી તે વ્યર્થ છે."

તો શું મનુષ્યસ્વભાવ માનવતાનો દ્રોહ કરે એવો છે? માનવી માનવતાનો દ્રોહ કરે તો તે પશુ કહેવાય. માનવીમાં પાશવતા ન હોય. "ભૂખી કૂતરી પોતાનાં ભટોળિયાંને પણ ખાય" એ કહેવત તો ભૂખની નાગચૂડ કેવી કારમી છે તેનો ચિતાર આપવા પૂરતી છે. છતાં કોઈ કુત્તાશાસ્ત્રી કૂતરાંઓ માટે તે કહેવત સાચી સાબિત કરે તો તે કૂતરાં જેવા જાનવર માટે ભલે સાચી હોય. મનુષ્ય કૂતરાની કોટીનું જાનવર નથી. મનુષ્ય એ મનુષ્ય છે અને તેણે માનવતામાં રહેવું રહ્યું. સિંહ ભૂખે મરે

પણ તૃણ નહીં ખાય, તેમ માનવી ભૂખે મરે પણ માનવતા મૂકી પાપ નહીં જમે. સમાજના હિતેચ્છુઓએ તો એવી ભાવના જનતા સમક્ષ મૂકવી જોઈએ. સમાજની નબળાઈઓની દયા ખાનાર સમાજસેવક સમાજને પ્રગતિને પંથે નહિ દોરી શકે. તેણે તો સમાજની ઉચ્ચતમ ભાવનાના જાગતા ચોકીદાર રહેવું પડશે. ખોટી ટીકાઓ અને આળપંપાળથી આપણી મુશ્કેલીઓ ટળવાની નથી. એને ટાળવાનો એક જ રામબાણ ઉપાય છે. અનાજ અને જીવનને નિભાવવા માટે જરૂરી ચીજોની પેદાશ વધારવી તેમ જ જીવન નિભાવવાને બિનજરૂરી ચીજોની વપરાશ ઘટાડવી. આમ કરીને જ્યાં સુધીમાં આપણાં પલ્લાં સરખાં થઈ રહે ત્યાં સુધી જે મુશ્કેલીઓ હોય તેને જીવનમાં વણી લેવી.

રાવજીભાઈ મ૦ પટેલ

# શિક્ષિત કોણ?

કેળવણીના કોઈ પણ કાર્યક્રમની કે કેળવણીની કોઈ પણ સંસ્થાની સફળતાનું માપ તે જે કાંઈ સર્જન કરે છે તેના ઉપરથી નીકળી શકે. તે જ પ્રમાણે કોઈ શિક્ષકની સફળતાનું માપ પણ નીકળી શકે. આપણે 'શિક્ષિત માણસો' સર્જવા છે. અને તે પણ ગુણ તેમ જ સંખ્યા બંનેનો ખ્યાલ રાખીને. સમાજને તેના કાચા માલમાંથી જેટલા વધુ શિક્ષિત માણસો તૈયાર કરી શકાય તેટલાની જરૂર છે, તેમ જ તે માણસોમાંનો દરેક જણ જેટલો બને તેટલો સાચો અને પૂરેપૂરો શિક્ષિત બને એ પણ જરૂરનું છે.

પરંતુ શિક્ષિત માણસ કોને કહે[illegible] વધારેપડતી સરળતાનું જોખમ વહોરીને પણ અમે [illegible]મ કહેવાની ધૃષ્ટતા કરીએ છીએ કે, જે માણસ નાની બાબતોને મોટી બાબતોના સંબંધમાં જોવાનું શીખ્યો હોય, તે શિક્ષિત કહેવાય.

જગતમાં – અર્થાત્ માનવ જગતમાં – નાનામાં નાની વસ્તુ તે પોતાની જાત છે. તેથી આગળ પોતાનું કુટુંબ આવે, પછી પોતાનું જૂથ આવે, પછી જે લોકોને પોતે જાણતો હોય અને જેમને વિષે પોતે વાત કરતો હોય તે આવે. શિક્ષિત માણસ એ બધા લોકો પ્રત્યે દુર્લક્ષ નથી કરતો અથવા તેમાંના કોઈ પ્રત્યેનો પોતાનો ધર્મ નથી ચૂકતો. પરંતુ તે એક પછી એક બીજાં મોટાં મોટાં વર્તુળોનું અસ્તિત્વ પણ સ્વીકારતો જાય છે: જેમ કે, ગામ કે શહેર, રાજ્ય, રાષ્ટ્ર, અને જગત. વળી તે જાણે છે કે, સૌની પાછળ એક લાંબો ભૂતકાળ પણ છે; તે ભૂતકાળમાં માણસોએ પોતાની સ્થિતિ સુધારવાના પ્રયત્નો કર્યા છે, નેતાગીરી વિકસાવી છે, ડહાપણ પ્રાપ્ત કર્યું છે, સત્યના અંશો શોધ્યા છે તથા તેમને સંકલિત કરવા પ્રયત્ન કર્યો છે, ભૂલો પણ કરી છે, અને તે બધામાંથી લાભ ઉઠાવવા પ્રયત્ન કર્યો છે.

શિક્ષિત માણસ આ બધા વિષે કાંઈક જાણે છે એટલું જ નહીં, પણ તે ઉપર પૂરતો વિચાર કરે છે, કે જેથી તે પોતાની જાતને પોતાના સંકુચિત જગતનું ભારે મહત્ત્વનું કેન્દ્ર માની ન બેસે.

ઈશુની દશ આજ્ઞાઓ પાછળ પણ એ વિચાર જ રહેલો છે કે, માણસો પોતાની જાતની બહાર વિચાર કરે અને એ રીતે સુશિક્ષિત બને. ઈશુએ પછીના ભાગમાં તે બધાનો સંક્ષેપ કરીને કહ્યું છે કે "ઈશ્વરને અને તમારા પડોશીઓને ચાહો." તેમાંથી પણ એ જ સૂચિત થાય છે કે, આપણે આપણા પડોશીઓ કોણ છે તે શોધી કાઢવું જોઈએ અને તેમને ઓળખવા જોઈએ; નહિ તો તેમને આપણે ચાહી શી રીતે શકીએ?

શિક્ષિત માણસે દૃષ્ટિકોણનો ખ્યાલ મેળવવાની સાથે વિશાળ દૃષ્ટિ પણ મેળવી હોય. તેની પાસે જો કાંઈ ધંધાદારી કે વૈજ્ઞાનિક તાલીમ હોય તેને તે એક ઉપયોગી સાધન જ માને. સમાજે જેટલે અંશે તેને આ સાધન આપ્યું હોય, તેટલે અંશે તે પણ સેવાઓ દ્વારા સમાજનું એ ઋણ ભરપાઈ કરવા બંધાયેલો છે. જો તે આ ઋણ સમજી ન શકે અને પોતાનાં કાર્યોને તે અનુસાર ન દોરે, તો તે શિક્ષિત માણસ નથી.

'એજ્યુકેશન જર્નલ'
ઑક્ટો. ૧૯૫૦ પરથી

ગોપાલદાસ પટેલ

# આયન અને ગિલેટ

પાણીમાં કેટલાક ક્ષાર, તેજાબ, ઇ૦ ઓગળે છે. પાણીમાં આ ગળેલા ક્ષારો, તેજાબો કેટલાક વિશિષ્ટ ગુણ ધરાવે છે. ચોખ્ખા પાણીમાંથી વીજળી પસાર કરીએ તો પસાર નહીં થાય. મીઠાના ગાંગડામાંથી પણ વીજળી પસાર નહીં થાય. પરંતુ પાણીમાં એ મીઠાનો ગાંગડો ઓગાળી દ્રાવણ બનાવીએ તો વીજળી તેમાંથી પસાર થશે. આવા દ્રાવણને વીજ-દ્રાવણ (electrolye) કહેવામાં આવે છે. વીજ-દ્રાવણમાંથી વીજળી કેમ પસાર થાય છે તેનો વિચાર કરવો રહ્યો. પાણીમાં આપણે મીઠાનો ગાંગડો ઓગાળ્યો. મીઠું એ સોડિયમ નામની ધાતુ અને ક્લોરીન નામનો વાયુ એ બેના સંયોજનથી બનેલો પદાર્થ છે. સંયોજન બનતાં પહેલાં સોડિયમ એક પું-વિજકારો અને ક્લોરીન એક સ્ત્રીવિજકારો પ્રાપ્ત કરે છે, અને તે બંને સંયોજાતાં તે બંને વિજકારા એકબીજામાં સમાઈ જાય છે અને વિદ્યુતધર્મ બતાવતા નથી. તેથી જ મીઠાના ગાંગડામાંથી વીજળી પસાર થતી નથી. એ મીઠાના ગાંગડાને પાણીમાં ઓગાળીએ ત્યારે એકબીજામાં સમાઈ ગયેલા વિજકારા પાણીની અસર તીચે છૂટા પડે છે. એટલે દ્રાવણમાં પું-વિજકારાવાળું સોડિયમ અને સ્ત્રી-વિજકારાવાળું ક્લોરીન અલગ રહે છે. આવું વિજકારાવાળું સોડિયમ તે સોડિયમ ધાતુ નથી. વિજકારો જતો રહે તો જ એ ધાતુ બને. વળી વિજકારાવાળો ક્લોરીન એ વાયુ નથી. વિજકારો જતો રહે ત્યારે જ એ વાયુસ્વરૂપને પામે. દ્રાવણમાં રહેલા આવાં વિજકારાવાળા સ્વરૂપને આયન કહેવામાં આવે છે. પાણીના દ્રાવણમાં કે વીજ-દ્રાવણમાં સોડિયમ અને ક્લોરીનનાં છૂટાં આયન છે એમ કહી શકાય.

સોડિયમનાં આયન પું-વિજકારાવાળાં હોઈને તેને પુમાયન કહી શકાય. ક્લોરીનનાં આયન સ્ત્રી-વિજકારા-વાળાં હોઈને તેને સ્ત્રી-આયન કહી શકાય.

વીજદ્રાવણ વીજળી કેમ પસાર કરે છે તે સમજવું હવે સહેલું થઈ પડશે.

વીજળીની બેટરીના બે છેડા વીજ-દ્રાવણમાં મૂકતાં બેટરીના પુમકારા વાળા છેડે દ્રાવણનાં સ્ત્રીઆયનો ખેંચાઈ




આવવાનાં અને સ્ત્રીકારાવાળા છેડે બધાં પુમાયનો ખેંચાઈ જવાનાં. દ્રાવણમાં આયનના આવા પ્રકારના શરૂ થયેલા પ્રવાહ કે ગતિને અંગે જ એ દ્રાવણ વીજળી પસાર કરી શકે છે. બેટરીના દ્રાવણમાં બોળેલા પું.કારાવાળા છેડાને પું-ધ્રુવ અને સ્ત્રીકારાવાળા છેડાને સ્ત્રી-ધ્રુવ કહે છે. બેટરીના છેડા દ્રાવણમાં સીધેસીધા બોળવા ન ફાવે તેથી ધાતુની પટ્ટી દ્રાવણમાં મૂકીને તે સાથે બેટરીના છેડા [illegible]માં આવે છે. આવી ધાતુની પટ્ટી પણ પું-ધ્રુવ [illegible]સ્ત્રી-ધ્રુવ કહી શકાય.

પાણીમાં રહેલાં આયન છૂટા પાડવાના કે આયન-વાના ગુણનો ઉપયોગ ઉદ્યોગોમાં બહોળા પ્રમાણમાં થાય છે.

ધારો કે મારે પિત્તળની ચીજને સોનાનો ગિલેટ ચડાવવો છે. મારે શું કરવું ?



મારે એક વાસણમાં પાણી લઈ તેમાં ઓગળી શકે તેવો કોઈ સોનાનો ક્ષાર ઓગાળવો. એટલે સોનાના ક્ષાર વાળું વીજ-દ્રાવણ તૈયાર થયું. તે દ્રાવણવાળા વાસણને એક છેડે સોનાની લગડી ને બીજે છેડે ગિલેટ કરવાની ચીજ મૂકવી. હવે દ્રાવણમાંથી સોનાનું આયન પુમાયન હોઈને તે બેટરીના સ્ત્રીકારાવાળા છેડા તરફ જવાનું. માટે ગિલેટ ચઢાવવાનો હોય એવી ચીજને બેટરીના સ્ત્રીકારા-વાળા છેડે (સ્ત્રીધ્રુવ) જોડી દેવી અને સોનાની લગડીને પુંધ્રુવ જોડે જોડી દેવી. વીજળી પસાર થશે તેમ તેમ સોનું આયન સ્વરૂપે ગિલેટ કરવાની ચીજ ઉપર આવવાનું અને ત્યાં આવતાં તેનો વિજકારો સ્ત્રી વિજકારામાં મળી જઈ લોપ થઈ જવાનો. એટલે આયનનું સ્વરૂપ જતું રહી તે સોનાવાળું આયન સોનું ધાતુ જ બની જઈ ગિલેટ કરવાની વસ્તુ ઉપર ચોંટી જવાનું. એમ થતાં ક્રમે ક્રમે આખી ચીજ ઉપર સોનાનાં રજકણો ચોંટી જઈ ગિલેટ ચઢી જશે. વિશેષમાં વીજ-દ્રાવણ પોતે ગુમાવેલા સોનાને સોનાની લાકડી કે લગડી-માંથી મેળવી લેશે. ગિલેટ થયા પહેલાં લાકડીનું વજન કર્યું હોય અને ગિલેટ ચઢાવ્યા પછી કરીએ તો તે બે વજનમાં ફેર પડવાનો. એ ફેર જેટલું જ સોનું ગિલેટવાની ચીજ ઉપર જામી ગયેલું. ગિલેટવાળી ચીજનું પણ પહેલાં અને પછી વજન કરીએ તો તેનું વજન તેટલું જ વધવાનું. ગિલેટ ચડાવવાનું કામ અત્યારે વીજળીથી કરવામાં આવે છે અને એનો આખો ઉદ્યોગ પાણીના આયનવાના (આયન બનાવવાના) ગુણને જ આભારી છે એમ કહીએ તો ચાલે.

**બંસીલાલ ગાંધી**

# અખિલ ભારતીય ગ્રંથાલય પરિષદ

આ પરિષદનું નવમું અધિવેશન તા. [illegible]મી મેથી ૧૬મી મે સુધીના દિવસોમાં ઇંદોરમાં મ[illegible] આશ્રમમાં ભરાઈ ચૂક્યું. એણે કુલ ચૌદ ઠરાવો કર્યા. એમને ત્રણ ભાગમાં વહેંચી શકાય: (૧) આપણી વડી સરકારને અને યુનેસ્કોને ભલામણો (૨) પ્રાંત પ્રાંતની સરકારો, સ્થાનિક સંસ્થાઓ અને કેળવણીની સંસ્થાઓને ભલામણો (૩) ભારતમાંનાં ગ્રંથાલય મંડળોને ભલામણો.

ત્રીજી વાત પહેલી લઈએ તો ગ્રંથાલય મંડળોને દર વર્ષે ગ્રંથાલય સપ્તાહો ઊજવવાની ભલામણ ઠરાવ નં. ૧૪ થી કરવામાં આવી છે. ને ઠરાવ નં. ૧૧થી ગ્રંથાલયોના સેવકોને ગ્રંથાલયશાસ્ત્રની કેળવણી આપવા લેવા માટે જરૂરી સગવડો આપવાની તથા વ્યવસ્થા કરવાની લાગતાવળગતાઓને ભલામણ કરવામાં આવી છે. જ્યારે ૧૩મા ઠરાવમાં કેળવણીની સંસ્થાઓને પોતાના કાર્યક્રમોમાં ગ્રંથાલયના સમયની યોજના કરી વિદ્યાર્થીઓને ગ્રંથાલયોનો ઉપયોગ કરવાની તાલીમ પણ આપવાનો અનુરોધ કરવામાં આવ્યો છે.

બાકીના બધા ઠરાવો ભારતીય સરકારને, યુનેસ્કોને અગર તો એ બંનેને ગ્રંથાલયશાસ્ત્રને અંગેનાં સંશોધનોને મદદરૂપ થવા માટે વા ભારતમાં, એશિયામાં અને જગતમાં કરાતાં પ્રકાશનોમાત્રની શાસ્ત્રીય યાદીઓ તૈયાર કરવામાં, અને એને અંગેના સારસૂચનોરૂપ સંગ્રહો તૈયાર કરવામાં મદદરૂપ થવા માટેની ભલામણો છે.

પરિષદ અર્થે ભારતના જુદા જુદા પ્રદેશોમાંથી આશરે અઢીસો જેટલા પ્રતિનિધિઓ અને સભ્યો એકત્ર થયા હતા. એ ગ્રંથાલયીઓ અને ગ્રંથપાલો માટે તેમ જ ભારતની ગ્રંથાલયપ્રવૃત્તિના ઉજ્જ્વળ ભાવિ માટે નોંધનીય છે. ડૉ. રંગનાથન જેવા ગ્રંથાલયશાસ્ત્રના નિષ્ણાતની નેતાગીરી નીચે જે ઝીણવટથી, દીર્ઘદૃષ્ટિ અને વ્યાપક દૃષ્ટિથી તથા ઝડપથી કામકાજ આટોપાયું એ એકંદરે અભિનંદનીય હતું. પણ ડૉ. રંગનાથને અંતે અખિલ ભારતીય ગ્રંથાલય મંડળના કામકાજને અંગે ભારતના ધારાસભ્યોને ઉદ્દેશીને જે એમ કહ્યું કે, અને એકત્ર થયેલા ગ્રંથાલયીઓ અને ગ્રંથપાલો પાસેથી એમણે

પાઠ લેવા જેવું છે, એ હાસ્યાસ્પદ હતું. અને શિષ્યમંડળ સિવાયના બધાને એ હાસ્યાસ્પદ જ લાગેલું.

પરિષદનું ઉદ્ઘાટન કરવા ભારત સરકારના પ્રધાન શ્રી. શ્રીપ્રકાશજી આવવાના હતા. પણ તે મોડા પડ્યા. તે ઉદ્ઘાટનના નામે ઉદ્ઘાટન નહિ પણ સમારોપણ કરવાના સમયે જ આવ્યા! છતાં ઉદ્ઘાટન શબ્દનો ન તો ત્યાગ કરાયો કે ન તો પ્રધાન સાહેબને બદલે અન્ય કોઈ મહાજન દ્વારા આ વિધિ પતવાઈ લેવાયો! તા. ૧૧મીએ સાંજે પોલો ગ્રાઉન્ડ પરના ઔદ્યોગિક અને ખેતીવાડીના પ્રદર્શનમાંના રંગમંડપ (થિયેટર)માં ભાષણ આપીને મધ્ય ભારતના વડા પ્રધાન શ્રી. તખ્તમલ જૈને મલ્હાર આશ્રમમાં ગોઠવાયેલા અર્થાત્ માઈલેકના અંતરે ગોઠવાયેલા ગ્રંથાલય પ્રદર્શનનું ઉદ્ઘાટન કર્યું! અને છતાં સાથે સાથે એમ કહેવાયું કે, શ્રીપ્રકાશજી નથી આવ્યા એટલે પરિષદનું પણ એક રીતે આ ઉદ્ઘાટન કરાયું છે એમ માની લેવું. આ પરિસ્થિતિમાં અધિવેશનના પ્રમુખશ્રી વાકનિસ સાહેબને પ્રારંભમાં બંધારણીય મુશ્કેલી જણાતાં એમણે એક એવો નુસખો રજૂ કર્યો કે, પરિષદનું વિધિસરનું ઉદ્ઘાટન ન થાય ત્યાં સુધી આપણા નિર્ણયોને વા ઠરાવોને આપણે ઉદ્ઘાટન થયા બાદ વિધિસર પસાર કરાવીશું.

પરિષદ વસ્તુતઃ અખિલ ભારતીય ગ્રંથાલય મંડળે ઉપજાવેલું પોતાના કાર્ય માટેનું એક અંગ છે. આપણા દેશમાં સામાન્ય રીતે અનેક વિષયોમાં બને છે એમ આ ગ્રંથાલય પ્રચાર પ્રવૃત્તિ પણ વ્યક્તિમાં — ડૉ. રંગનાથનમાં કેન્દ્રિત થયેલી છે. અને મંડળ દ્વારા પરિષદનો પણ કબજો ડૉ. રંગનાથનનો છે. પ્રવૃત્તિ નિષ્ણાતના હાથમાં છે, અને સલામત જ નહિ વર્ધમાન છે એમાં શંકા નથી; પણ ગ્રંથાલયશાસ્ત્રનું જ્ઞાન અને ગ્રંથાલય પ્રવૃત્તિનો ઉત્સાહ બંને આપણે ત્યાં એટલાં પ્રાથમિક દશામાં છે કે આ બધું જે લોકશાસનપદ્ધતિ દ્વારા કરાતું દેખાડાય છે તે લગભગ હાસ્યાસ્પદ લાગે છે.

નિબંધવાચન એ ગ્રંથાલયશાસ્ત્રની દૃષ્ટિએ સૌથી મહત્ત્વનો અને ગંભીર કાર્યક્રમ હતો. પણ એ શરૂ થયો ત્યારે એ નિબંધોનો છાપેલો સંગ્રહ પાર્સલ મોડું પડવાને કારણે સુપ્રાપ્ય નહોતો. એટલે ચર્ચાનો મોટો ભાગ નિબંધકાર મોઢે રજૂ કરે તે મુદ્દા પર જ કેન્દ્રિત કરવો પડેલો હતો. કોઈ પણ નિબંધ વિષે કોઈ સ્વતંત્ર અભ્યાસ કરીને વા પહેલેથી સ્વતંત્ર વિચારણા કરીને કાંઈ પણ બોલે એમ બન્યું નહોતું.

મધ્ય ભારતના વડા પ્રધાન તખ્તમલ જૈને પરિષદને ઈંદોરમાં 'પાર્ટી' આપી હતી. અને ધાર તથા મંડુના પ્રવાસમાં પણ સત્તાવાળાઓએ સૌનું સારું સ્વાગત કર્યું હતું.

એક વિશેષ જાણવા જેવી વાત એ છેલ્લે દિવસે ભરાયેલી એશિયાઈ પ્રતિનિધિઓની સભા હતી. એમાં સિલોન, જાપાન, ઇન્ડોનેશિયાના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. અલબત્ત ડૉ. રંગનાથન વગેરે ભારતના પ્રતિનિધિઓ તો એમાં હતા જ. યુનેસ્કો તરફથી મિ. સિડનીએ અમેરિકાની ગ્રંથાલયપ્રવૃત્તિ વગેરેનો મૅજિક લૅન્ટર્નની પ્લેટોથી ખ્યાલ આપ્યો હતો અને જાપાનના પ્રતિનિધિએ સિનેમાની ફિલ્મ દ્વારા જાપાનની પુસ્તકાલયપ્રવૃત્તિનો ખ્યાલ આપ્યો હતો. ફિલ્મની પ્રેક્ષકોના મન પર સૌથી વધારે અસર થઈ હતી.

અખિલ ભારતીય પરિષદોમાં હિંદી-હિંદુસ્તાનીનું સ્થાન હજી કેટલું અલ્પ છે, એ પરિષદનું આખું કામ અંગ્રેજીમાં ચાલ્યું હતું તેના પરથી સ્પષ્ટ હતું. બધા સમજે એવી એક ભાષા ફક્ત અંગ્રેજી જ હતી; જ્યારે હિંદી ને મરાઠી બંને સમજનારાની સંખ્યા ઠીક ઠીક હતી. મંડુના પ્રવાસ વખતે ત્યાંના પુરાતત્ત્વવિદે ત્યાંના ઇમારતી અવશેષો અને ઇતિહાસ વગેરેની સમજૂતી આપતાં, હું કઈ ભાષામાં બોલું, એવો પ્રશ્ન પૂછ્યો હતો. ત્યારે હિંદીમાં બોલો એવું કહેનાર સભ્યોની સંખ્યા સૌથી વધારે હતી. અંગ્રેજીમાં બોલો એવું કહેનારની સંખ્યા બીજે નંબરે હતી. જ્યારે મરાઠીમાં બોલો એવું કહેનાર પણ કેટલાક હતા. છેવટે એ ભાઈ હિંદીમાં જ બોલ્યા હતા, જોકે વચ્ચે અંગ્રેજીમાં બોલી એમણે હિંદી નહિ જાણનારની સગવડ પણ સાચવી હતી.

**ચૂનીલાલ પુરુષોત્તમદાસ બારોટ**

# સંત રૈદાસ

[ સાપ્તાહિક हिन्दुस्तानના ૨૨-૪-'૫૧ના અંકમાં આવેલા શ્રી. અખિલ વિનયના सन्तोंमें श्रेष्ठ रविदास નામના લેખનો સારાનુવાદ. ]

સવર્ણો અંત્યજો સાથે નિર્દય રીતે વર્ત્યા. માણસે માણસના જન્મસિદ્ધ અધિકારો ઝૂંટવી લીધા. ધર્મને નામે તેમને સતાવવામાં આવ્યા; એમને દેવદર્શનથી પણ વંચિત કરવામાં આવ્યા. પણ પ્રભુની ભક્તિમાં નાતજાત બાધક નથી; ઈશ્વરના દરબારમાં જાતિભેદ કે વર્ગદ્વેષ નથી. નીચ કહેવાતી જાતિઓમાં પણ અનેક સંતો થઈ ગયા છે. એમણે અધ્યાત્મની એવી અજોડ સંપત પ્રાપ્ત કરી કે બ્રાહ્મણશ્રેષ્ઠ સ્વામી રામાનંદે અંત્યજોને દીક્ષા આપવા માંડી.

આવા એક સંત ચમાર જાતિમાં થઈ ગયા. એમનું નામ રૈદાસ. એમણે પોતે કહ્યું છે:

जाति भी ओछी, करम भी ओछा,
ओछा किसब हमारा ।
नीचेसे प्रभु ऊंच कियो है,
कह रैदास चमारा ।।

એમનો જન્મ કાશીમાં થયો હતો. અનેક સંતોની જેમ એમની ચોક્કસ જન્મતિથિ મળતી નથી. પણ તેઓ કબીરના સમકાલીન હતા, એ પ[illegible] એમનો જીવનકાળ ઈસવી સનની પંદરમી સદીનો પાછળનો ભાગ અને સોળમી સદીની શરૂઆતનો કહી શકાય. તેઓ અનેક વાર કબીરના સંસર્ગમાં પણ આવેલા. ભક્તો જ્યારે કબીર પાસે આવીને અગમ પંથની વાત પૂછતા, ત્યારે કબીર તેમને રૈદાસ પાસે મોકલી દેતા:

संतनमें रविदास संत है,
पन्थ खबर सो ही जाने ।

પ્રેમરસભીનાં મીરાં સંત રૈદાસને પોતાના ગુરુ માનતાં હતાં એમ કહેવાય છે. એ વિષે ઐતિહાસિક પ્રમાણ મળતું નથી, પણ લોકકથા અનુસાર મીરાં છેવટે એમની શિષ્યા થયાં હતાં. કદાચ આ અંત્યજ સંત સાથેના સંપર્કને કારણે જ રૂઢિચુસ્ત લોકો ગુસ્સે થયા હશે અને મીરાંને પોતાના પિયર તથા સસરાના રાજકુળનો ત્યાગ કરવો પડ્યો હશે.

બીજી એક લોકકથા એવી છે કે, મીરાંની જેમ ચિતોડની રાણી ઝાલી પણ રૈદાસની શિષ્યા થઈ ગઈ હતી. બ્રાહ્મણોએ રાણા આગળ આ બાબતની ફરિયાદ કરી, એટલે રૈદાસને દરબારમાં બોલાવવામાં આવ્યા. ભક્તની લાજ રાખવા પ્રભુની પ્રાર્થના કરતા રૈદાસ રાણાના દરબારમાં હાજર થયા. એમ કહેવાય છે કે, એમના દર્શનમાત્રથી જ રાણો એમને વશ થઈ ગયો. એક વાર રાણીએ બ્રાહ્મણોને બ્રહ્મભોજનનું નિમંત્રણ આપ્યું, ત્યારે તેમણે અંત્યજની શિષ્યાનું ભોજન લેવા ના પાડી. પણ પછી તેઓ પોતાને ઘેર જમવા બેઠા ત્યારે તેમણે પોતાની આજુબાજુ અનેક રૈદાસ બેઠેલા જોયા. આ જોઈને બ્રાહ્મણોનો ગર્વ ગળી ગયો અને તેઓ કહેવા લાગ્યા કે, રૈદાસે પોતાના હાડચામના દેહ નીચે આધ્યાત્મિક જનોઈ પહેરેલી છે.

સંત રૈદાસ મસ્ત જીવ હતા. લોકો નિન્દાસ્તુતિ કરે તે તરફ તેઓ ધ્યાન ન આપતા. પોતે જોડા સીવીને ગુજરાન ચલાવતા. ઘરમાં સતીસાધ્વી સ્ત્રી હતી. તે ઘરમાં જે કંઈ હોય તે પતિની સેવામાં હાજર કરતી. પતિપત્ની એક નાનકડા ઝૂંપડામાં રહેતાં. તેમાં એક તરફ ઠાકોરજીની છબી ટાંગી રાખી હતી. રૈદાસ જોડા સીવતા જાય અને હરિ તરફ જોઈ પ્રેમવિહ્વળ વાણીમાં ગાતા જાય:

प्रभुजी तुम चंदन हम पानी
जाकी अंग अंग बास समानी ।

રૈદાસ વિષે 'ભક્તમાળ'માં અનેક ગાથાઓ છે. કહે છે કે, એમની દરિદ્રતા ફેડવા પ્રભુએ સાધુરૂપે આવી તેમને પારસમણિ આપ્યો અને એના સ્પર્શથી જોડા સીવવાના એક સોયાને સોનાનો કરી દેખાડ્યો. રૈદાસે મણિ લેવા ના પાડી. પણ સાધુએ હઠ પકડી ત્યારે કહ્યું કે, નથી માનતા તો ખોસી દો આ છાપરામાં. તેર મહિના પછી સાધુ પાછો આવ્યો. તેણે પારસમણિ વિષે પૂછ્યું ત્યારે રૈદાસે કહ્યું કે જ્યાં મૂક્યો હોય ત્યાંથી લઈ લો; મેં તો એનો સ્પર્શ પણ નથી કર્યો. આ પરથી એમની સંતોષવૃત્તિ અને સાદા જીવન પર અચ્છો પ્રકાશ પડે છે.

રૈદાસ નિર્ગુણરૂપ ઈશ્વરની ઉપાસના કરતા; જોકે એમણે પોતાના પ્રભુને 'માધવ' નામે સંબોધ્યો છે.

પ્રેમ અને વૈરાગ તો તેમનામાં ઠાંસી ઠાંસીને ભર્યાં હતા. શ્રીહરિચરણ તેમનો અનન્ય આધાર હતો :

जो तुम तोरो राम मैं नहीं तोरुं ।
तुमसों तोरि कवनसों जोरुं ॥

રૈદાસે કોઈ પંથ નથી સ્થાપ્યો. પણ એમના ભક્તો અને મિત્રો અસંખ્ય હતા. કારણ તેઓ મેળાઓમાં અને અધ્યાત્મ મંડળોમાં વૃદ્ધ, અપંગ અને સ્ત્રીઓ તથા બાળકોની હમેશાં સેવા કરતા. આજે પણ ગુજરાતમાં તથા બિહારમાં લાખો માણસો પોતાને રૈદાસપંથી કહેવડાવે છે.

રૈદાસના એક મુખ્ય ભક્ત ઉદ્ધવદાસના એક શિષ્ય વીરભાણે ઉત્તરપૂર્વ રજપૂતાનામાં વિજેશ્વર નામના સ્થાનમાં 'સાધસંપ્રદાય' સ્થાપ્યો હતો. એ પંથના અનુયાયી ઈશ્વરને સત્‌નામ કહેતા, તેથી તેઓ સત્‌નામી કહેવાયા. અલ્હાબાદ, મિરજાપુર આદિ ઉત્તર પ્રદેશનાં નગરોમાં આજે પણ એ પંથના અનુયાયીઓ છે.

૧૨૦ વર્ષની ઉંમરે રૈદાસ બ્રહ્મપદ પામ્યા એમ કહેવાય છે. એમના અનુયાયીઓ માને છે કે, તેઓ સદેહે અંતર્ધાન થઈ ગયેલા. ગમે તેમ હોય, રૈદાસે નીચ ગણાતી જાતિઓને ઉન્નતિને રસ્તે વાળવા ઘણો પ્રયત્ન કર્યો.

ગઈ ૧૦મી એપ્રિલે 'રૈદાસ જયંતી' ઉજવવામાં આવી હતી. એમની વાણી આપણને સદા પ્રેરણા આપતી રહેશે.

जा देखे घिन ऊपजै, नरककुंडमें वास ।
प्रेमभक्तिसे ऊधरे, प्रगटत जन रैदास ॥१॥
हरिसा हीरा छांडीके, करे आनकी आस ।
ते नर यमपुर जाहिंगे, सत भाषै रैदास ॥२॥
रैदास राति न सोइये, दिवस न करिये स्वाद ।
अहि-निसि हरिजी सुमरिये, छाड़ि सकल प्रतिवाद ॥३॥

કરીમભાઈ વોરા

# શહેરની શાળાઓમાં ગ્રામ-કેળવણી

શહેરમાં આવેલી એક માધ્યમિક શાળાનો જ્યારે હું મુખ્ય શિક્ષક હતો, ત્યારે બીજા વર્ષના અભ્યાસક્રમમાં ખેતી, બાગાયત અને પશુપાલન એ વિષયો ઐચ્છિક અભ્યાસ તરીકે દાખલ કરવામાં આવ્યા. એ શાળા બૃહદ લંડનની હદમાં આવેલી હોવાથી આવા વિષયો પ્રાદેશિક અભ્યાસ કે તે પ્રદેશને જરૂરી એવા કામધંધાને અનુલક્ષીને દાખલ કરવામાં આવ્યા ન હતા. એ પાછળનું દૃષ્ટિબિંદુ જુદું જ હતું.

મને એવું લાગતું હતું કે, શહેરની આધુનિક શાળામાં વિદ્યાર્થીઓ માટે ઉદ્યોગ તરીકે હમેશાં સુથારી અને ધાતુકામને જ પહેલી પસંદગી આપવામાં આવે. આવી માન્યતા રાજ્યવ્યવસ્થાપકોને અવશ્ય સુગમ થઈ પડે ખરી અને કદાચ શિક્ષકોને તકલીફમાંથી બચાવનારી પણ બને. હું માનું છું કે, આવી માન્યતા મોટી શાળામાં શક્ય એવી રસવૃત્તિઓ અને હિતસંબંધો તરફ દુર્લક્ષ કરે છે અને ઘણી વાર એવો ભ્રમ પેદા કરે છે કે, સુથારી અને ધાતુકામ ચાલુ અભ્યાસક્રમમાં દાખલ કરવાથી ઉદ્યોગની ગરજ સરે છે. અમે ત્રણ ઐચ્છિક વિષયોને વિદ્યાર્થીઓ આગળ ધર્યા અને અમને એવો અનુભવ થયો કે, ચાલીસ ટકા જેટલા વિદ્યાર્થીઓએ ખેતીવિષયક ઉદ્યોગ પસંદ કર્યો અને સુથારી, ધાતુકામ, ટેકનિક[illegible]ગ જેવા વિષયોને આવરી લે તેવા બાકીના બે વિષયોને છોડી દીધા.

આ અભ્યાસ દાખલ કરવા પાછળ ધંધાદારી એવો કોઈ હેતુ ન હતો. પરંતુ કામકાજ કરતાં કરતાં કોઈ વિદ્યાર્થી ખેતી તરફનું વલણ દર્શાવે તો એમને વધુ અભ્યાસ માટે ખેતીવિષયક શાળામાં જોડાઈને આગળ વધે એવું પ્રોત્સાહન આપવામાં આવતું. કેટલાક વિદ્યાર્થીઓ તો જે ખેડૂતોનાં ખેતરોને અમે ઉપયોગમાં લેતા હતા તેમની સાથે કામે જોડાઈ ગયા. પરંતુ મોટી સંખ્યાના વિદ્યાર્થીઓએ ધંધા વિષેનો નિશ્ચિત ખ્યાલ રાખ્યા વિના જ એ અભ્યાસક્રમ સ્વીકાર્યો હતો, અને શાળા અને રહેઠાણના પરિચિત વાતાવરણમાંથી બહાર નીકળી શકાય એવો રસિક કાર્યક્રમ માનીને જ એ તરફ વળ્યા હતા.

આ અભ્યાસક્રમનો મુખ્ય હેતુ એ હતો કે, જે વિદ્યાર્થીઓને પુસ્તકિયા તેમ જ એકાકુ શિક્ષણમાં રસ પડતો ન હોય, તેમને કેળવણી આપવાનું વાહન પૂરું

પાડવું. આ અભ્યાસક્રમ, સુથારી કે ધાતુકામની પેઠે, સંકુચિત તથા ધંધા પૂરતો મર્યાદિત ન બની જાય તેનું ખાસ લક્ષ રાખવામાં આવ્યું હતું. પરંતુ એ આખો અભ્યાસક્રમ સંકલિત, જીવંત અને સહેતુક બને એવી પદ્ધતિ અપનાવવામાં આવી હતી.

જો આ પ્રમાણે એની યોજના કરવામાં આવે તો ભાષા, ગણિત, વિજ્ઞાન, ઇતિહાસ અને ભૂગોળ જેવા વિષયોને પણ એની સાથે જોડી દેવામાં ખેતીવિષયક અભ્યાસ અવશ્ય સહાયરૂપ થાય. વિદ્યાર્થીઓને તેના વર્ગ અને નિશાળના વાતાવરણમાંથી અવારનવાર તેમ જ લાંબા વખત માટે બહાર કાઢીને કંઈ કામ કરવાની આ અભ્યાસક્રમ દ્વારા તક આપવી જોઈએ, એ મુદ્દા પર હું ખાસ ભાર મૂકું છું. આટલો સમય ખુલ્લી જગામાં પસાર કરતા હોવાથી વિદ્યાર્થીઓ શાળાના સંપર્કથી દૂર રહેતા હતા, તેથી તેઓ એવો અનુભવ કરતા હતા કે, તેઓ 'નિશાળે' નથી આવતા પરંતુ કંઈક ઉપયોગી, જરૂરી કામ કરી રહ્યા છે. બહારની દુનિયા સાથે આવા નિયમિત અને દીર્ઘકાલીન સહવાસને લીધે તેઓ પરિપક્વતા અને આત્મવિશ્વાસની લાગણી અનુભવતા થયા હતા.

અવશ્ય કેટલીક વખત — ખાસ કરી[illegible]ામાન સારું ન હોય ત્યારે — બધો સમય શાળામાં ગાળવો પડતો. એ કારણે આ અભ્યાસક્રમને લક્ષમાં રાખીને એક ખાસ ઓરડો રાખવામાં આવ્યો હતો. એ ઓરડામાં ઉદાહરણરૂપ નકશાઓ, ચિત્રો, ફિલ્મો, ખેતીવિષયક સામયિકો અને એ વિષયને લગતાં ઉપયોગી સાધનોને ગોઠવવામાં આવ્યાં હતાં. ભીંતો ઉપર નકશાઓ, ઢોરોની જુદી જુદી જાતો સૂચવતાં ચિત્રો, ટ્રૅક્ટર અને ખેતીનાં બીજાં સાધનોનાં ચિત્રો ટાંગવામાં આવ્યાં હતાં, જેથી આખો ઓરડો જાણે વર્ગ જેવો જ બની જતો અને તેનો ઉપયોગ અમે અમારી જરૂરિયાત પ્રમાણે કરતા. પરંતુ અમારો ઘણોખરો વખત શાળાની બહાર જ જતો.

શહેરની બહાર અમે ત્રણ ખેતરોને અમારા અભ્યાસ માટે રોક્યાં હતાં. ત્યાં અમે નિયમિત જતા. ખેતીના રોજબરોજના તેમ જ ઋતુ પ્રમાણે થતા કામકાજનું વિદ્યાર્થીઓ નિરીક્ષણ કરતા અને એમાં ભાગ પણ લેતા. વળી દૂરને સ્થળે બતાવવામાં આવતી ખેતીવિષયક ફિલ્મો જોવા પણ તેઓને લઈ જવામાં આવતા. અને સદ્‌ભાગ્યે તે વખતે ખેડૂતો માટે એક ખાસ પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું, તેથી વિદ્યાર્થીઓને એનો પણ લાભ મળ્યો હતો. વળી અમે એક 'યુવાન ખેડૂત મંડળ' સ્થાપ્યું હતું અને એ રીતે વિદ્યાર્થીઓ લોકો સાથે તેમ જ શાળા બહારના બનાવો સાથે સંપર્ક સાધી શક્યા. એમાં સૌથી કીમતી લાભ એ થયો કે, જેઓ ધંધાદારી શિક્ષકો નથી એવાં સ્ત્રીપુરુષો પાસેથી વિદ્યાર્થીઓને ઘણું જાણવાનું મળ્યું.

શાળાની નજીક જ અમારો પોતાનો બાગ હતો. વળી જે ઢોરોને અમે રાખી શકીએ એમ હતા, તેમને પણ શાળાના મકાનમાં રાખ્યાં હતાં. પરંતુ એ પ્રદેશના રાજકારભારીઓ બાગની અને ઢોરોની વ્યવસ્થા થાય એવી તજવીજ કરતા હતા. બાગની બાબતમાં અમને સદ્‌ભાગ્યે શાળાથી થોડે દૂર આવેલી ફૂલછોડવિષયક સંસ્થા તરફથી વ્યવસ્થા કરી આપવામાં આવી અને એની નજીકમાં આવેલા બાગોમાં જવાની પણ સુગમતા થઈ.

આ અભ્યાસક્રમની અસર વિદ્યાર્થીઓ ઉપર કોઈ કોઈ વાર ઝડપી અને ધ્યાન ખેંચે એવી થઈ હતી. મને એક વિદ્યાર્થી બરોબર યાદ છે. તે અવારનવાર ગેરહાજર રહેતો હતો, અભ્યાસમાં પણ બેદરકાર હતો, ગંદો રહેતો અને ગમે તેમ કપડાં પહેરતો હતો. પરંતુ આ અભ્યાસક્રમ દાખલ થતાં એના વર્તનમાં ખૂબ જ ફેરફાર થઈ ગયો. તે મરઘાંઓની સંભાળ લેતાં શીખ્યો કે, જો પશુઓ તરફ બેદરકાર રહીએ તો તે મરી જાય છે. તેની હાજરી નિયમિત થવા લાગી. નકામા જ્ઞાનની પાછળ નકામી માથાફોડ કરવામાંથી છૂટવાને લીધે એને જે આનંદ થયો હતો તે એના કામ ઉપરથી જણાઈ આવતો હતો, કારણ કે હવે તે વધારે કામ કરવામાં અને જવાબદારી લેવામાં ખૂબ ઉત્સાહ દાખવતો. તે રવિવારે તેમ જ રજાના દિવસોએ પણ મરઘાંની સંભાળ લેતો. અને નવાઈની વાત તો એ હતી કે, હવે તે બરાબર પોશાક પહેરીને નિશાળે આવવા લાગ્યો. જે વિદ્યાર્થીઓના ઘરની સ્થિતિ સારી ન હતી તેઓને આ અભ્યાસક્રમમાં વધારે રસ પડવા લાગ્યો. શું તેઓને પોતાની સ્થિતિમાંથી બહાર નીકળવાનું એમાંથી પ્રોત્સાહન મળતું હતું ?

આવો અભ્યાસક્રમ યંત્રોદ્યોગોથી ધબકતા શહેરમાં દાખલ કર્યો એ બાબત લોકો નવાઈ પામતા હતા; પણ જ્યારે વિદ્યાર્થીઓમાં અને વાલીઓમાં આ અભ્યાસક્રમે ઉત્સાહ પ્રેર્યો ત્યારે એ જોઈને તેઓ વધારે નવાઈ પામતા હતા. પરંતુ શહેરના વિદ્યાર્થીઓ આવી રીતે ખેતીવિષયક અભ્યાસ દ્વારા શિક્ષણ પામે એનાથી વધારે સ્વાભાવિક માર્ગ બીજો એકેય દેખાતો નથી. તેથી હું એવું સૂચન કરું છું કે, આવું કાર્ય ઉપાડી લેવા શહેરની જે આધુનિક શાળાઓ તૈયાર હોય તો એ કામ શરૂ થઈ જવું જોઈએ. *

અનુ૦ મુ૦ ૬૦

* 'જર્નલ ઑફ એજ્યુકેશન'ના માર્ચ, ૧૯૫૧,ના અંકમાંથી એલ. એફ. નીલ, લીડ્ઝ યુનિવર્સિટીમાં શિક્ષણશાસ્ત્રના અધ્યાપકના લેખનો અનુવાદ.

# નવું વાચન

**મધલાળ :** લે૦ ઈશ્વર પેટલીકર. પ્ર૦ એન. એમ. ત્રિપાઠી, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨, કિં. ૩-૦-૦, પા. ૨૬૦

૧

શ્રી . . . ભાઈ, ૨૦-૪-'૫૧

"મધલાળ" વાંચી. તેના પૂઠાની અંદર વાળેલી બાજુ પર તેનો પરિચય આપ્યો છે તેમાં છેડે આ ચોપડી વિષે નીચે મુજબનો દાવો કરવામાં આવ્યો છે —

"ગુજરાતી નવલકથા સાહિત્ય અંગે ચર્ચા નીકળતાં એવો સૂર નીકળે છે કે, બીજા વિશ્વયુદ્ધે પ્રજાના માનસમાં જે ગજબનાક પલટો આણ્યો, તે વાતાવરણ આજના લેખકોએ વાર્તામાં કેમ ઝીલી લીધું નહિ? તેનો આ નવલકથા કેટલેક અંશે જવાબ આપે છે. આજના છેલ્લા માનસના પ્રવાહો વાર્તામાં સુભગ ઝિલાયા છે."

આથી મારી ઉત્કંઠા જાગી કે, ચાલો, "આજના છેલ્લા માનસના પ્રવાહો" શા છે એ જાણવાનું મળશે. વાર્તાનો સમય ગયા દસકાનો લીધો, તેથી તે સમયની બીનાઓ એમાં આવે છે. ક્યાંક લાગ ખાય તો મૂકવા ખાતર મૂક્યું હોય તેવું પણ કેટલુંક લાગે છે. પણ 'છેલ્લા માનસના પ્રવાહો' કોને કહ્યા છે, તે જોવાનું રહે છે. કેમ કે વાતનો કિસ્સો જે છે તે તો તમારી પાટીદારોની નાતમાં કાંઈ નવો નથી. તમારી નાત વિષે તમે મને કહેતા આવ્યા છો તે પરથી હું આ કહું છું. પરઠણ કે વાંકડો લેવો, માલદાર અને વગવસીલાવાળાને ત્યાં ગોઠવાવું, વિલાયત જઈ આવેલાએ ભાવ ખાવા, ઇ૦ નવો માનસપલટો કહેવાય? અને આપણે ત્યાંથી વિલાયત જનારા લોકો ત્યાં પરણવામાં ફસાય છે ઇ૦ વસ્તુઓ પણ ગાંધીજીની આત્મકથામાં પણ નથી? મતલબ કે, એ પ્રવાહો પણ જૂનેથી ચાલુ છે. નવું એ લાગ્યું કે, આ ચોપડી તમારી નાતનાં શહેરમાં ગોઠવાયેલાં સુખી કુટુંબોના વાતાવરણને વાત રૂપે ઉતારે છે. તમારી નાતને હિસાબે આ લોકો કેટલા હશે? આ લોકમાં યુદ્ધે નવું શું આણ્યું? લોભ અને સ્વાર્થ તો સરખાં જ વ્યાપ્યાં છે. પણ આ વાર્તા આખરે તો તેના રચનારના માનસનો ચિતાર પણ ગણાય ને? છેવટે તો તેને સૂઝ્યું તે ચીતર્યું. તે દૃષ્ટિએ લેખકમાં જે 'સિનિસિઝ્મ' લાગ્યું તે ભયંકર છે. આપણા દેશમાં બધા વર્ગો ભ્રષ્ટ થયા અને વિલાયતમાં લ્યૂસીઓ પાકવા માંડી! આ વાર્તા ભાગ્યે જ ચિરંતન કથા બની શકે. એનું નામ પણ મને તો સમર્થક ન લાગ્યું. વાર્તા કેવી રીતે વણાઈ છે, એ તો તેની કળાનો કોઈ કસબી જાણે. વાણાતાણા અને સાંધ બરોબર થઈ છે? આ લાંબી લઘુકથા જ નહિ? મેં તો આ લેખકનું સાહિત્ય ખાસ વાંચ્યું નથી. શરૂમાં તે કેવા હતા ને હવેના યુગે તેમને કેવા પલટી નાંખ્યા છે, તે તમે સાહિત્ય-પ્રેમી વધારે જાણો. 'ગુજરાતી નવલકથા સાહિત્ય'નો અભ્યાસી તો નથી, પણ છૂટક છૂટક જે જોવા સાંભળવામાં આવે છે, તે ઉપરથી એક બીજો સૂર કાઢું? આપણા વાર્તા-[illegible] એમ જ માને છે કે, ગુજરાત શહેરોમાં જ વસે છે [illegible] યુવાન યુવતીઓ — કૉલેજોમાં ને હૉસ્ટેલોમાં જ હોય છે? કોઈ કોઈ લેખકો શરૂ શરૂમાં પોતાના ગામડાની ધરતીની વસ્તુ આલેખે છે; પણ નવી દુનિયા તેમનેય શહેરોમાં જ આણી મૂકે છે. અને ચોપડીઓ વેચાવાની વંચાવાની શહેર અને કૉલેજની વસ્તીમાં; એટલે લેખકોનો માનસપલટો તો જરૂર થઈ રહે છે. એક અભ્યાસીએ કહ્યું છે તે યાદ આવે છે:

"આખી દુનિયા ઉપરથી મળતા પુરાવાઓ મુખ્યત્વે એમ જ સૂચવે છે કે, ગામડાંઓ વસ્તીનું જન્મસ્થાન છે ત્યારે શહેરો તો ત્યાં આવતાં કુટુંબોનું કબ્રસ્તાન છે. . . .

"કોઈ પણ શહેરની વસ્તી તપાસીશું તો તરત જ જણાશે કે, તેમાંનો મોટો ભાગ મૂળે પાસેનાં ગામડાંમાં રહેનાર હતો. તેઓ જેમ જેમ સમૃદ્ધ બનતા ગયા તથા આરામપ્રિય થઈ મોજશોખ ઇચ્છતા થયા, તેમ તેમ તેઓ શહેરમાં આવતા ગયા, કારણ કે આરામ અને મોજશોખ શહેરોમાં જ મળે છે."

તમે કહ્યું તે પરથી ચોપડી વાંચી ને તે વિષે લખવા જણાવ્યું, તેથી આ લખું છું. તમને સાહિત્યવાળાને કેવું લાગે છે તે તમે જાણો.

૨

શ્રી. . . . લાલ, ૨૬–૪–'૫૧

તમારો ૨૦–૪–'૫૧ નો પત્ર મળ્યો. તમે ઠીક વાંચી નાંખી. ખાસ તો તમે જે લખ્યું તેને માટે આભાર માનવો જોઈએ. તમારી વાત સાચી છે. અમારી નાતમાં મુકુંદો માટેની પડાપડી નવો પ્રવાહ ન ગણાય: મને લાગે છે કે આપણી ઊંચી ગણાતી બધી નાતોમાં એમ જ હશે. અંગ્રેજી ભણતર અને અંગ્રેજી રાજ્યે જે શહેરી કે 'નાગર' વર્ગ ઊભો કર્યો છે, તેનું માનસ પણ લડાઈથી ધરમૂળથી પલટાયું નથી, એ તમે સાચું કહો છો. પણ લેખક ખાદીવાળા કે રાષ્ટ્રીય લોકો વિષે જે પલટો ચીતરે છે, એ ? જોકે તમે એમ કહી શકો ખરા કે, એનો ચિતાર આપવાનું કામ આ ચોપડીનું મુખ્ય વસ્તુ નથી; એક મુખ્ય કામ પણ તે નથી. કેમ કે છૂટક બે ત્રણ પાત્રો જ આવાં છે. આ પાત્રો વિષે તથા એમના જેવાના આખા વર્ગ વિષે લેખક જે ભાવ ચીતરે છે, તેને તમે તેનું "સિનિસિઝમ" કહ્યું ? આ તમે ભારે શોધ કરી. આખી ચોપડીમાં એ વસ્તુ એક સ્થાયી ભાવ જેવી બની ગઈ છે. બિચારા મણિભાઈ અને કુંવરજીકાકાની કદર કોણ કરે છે ? દુનિયામાં તો દિનુકાકા અને કમળાબા જેવાં ફાવે અને લ્યૂસી, તિલોત્તમા ઇ૦ જેવાં રવડે, એ પાત્રાલેખનની પાછળ એક ગજબ નાસ્તિકતા રહેલી છે અને તે ગર્વભેર આખી વાતમાં હસે [illegible] ફાવે છે, એવો તેનો સાર જરૂર કાઢવો પડે. પણ લે[illegible] આ વાર્તા તે કહેવા લખી હશે ? મને લાગે છે કે, આ તો એમાં સ્વાભાવિક આવી ગયું. વાર્તાકાર તો 'પૈસો વિ૦ પ્રેમ'નો મુદ્દો લઈને, છેલ્લા દસકાના વાતાવરણમાં તે મુદ્દાના રંગ કેવા ખીલ્યા છે, એ બતાવવા વાત ગૂંથે છે. વાતની ગૂંથણી વિષે તમે ટકોર કરી છે, તેમાં વજૂદ છે. પેટલીકર ખાસ કરીને લઘુકથાકાર છે. લઘુકથાની કળામાં ને દીર્ઘકથાની કળામાં ફેર છે, એ આ વાત પરથી પણ જોઈ શકાય છે. લ્યૂસી તથા તિલોત્તમા જોડે જૂઠ ખેલવાનું જે આલેખન છે, તે ખરેખર નબળું છે. તેનું વણાટ પાંખું અને પોચી સાંધવાળું છે. લઘુકથામાં ઇસારાથી ચાલે; દીર્ઘકથામાં તેમ કરવાથી રસક્ષતિ થાય.

કથાનાં પાત્રોમાંથી કોઈ વિષે તો તમે લખ્યું જ નહિ ! યુવકયુવતીઓ તો એ જ બહુ જુએ છે. તમે ઊભા કર્યા છે તેવા મુદ્દા તો એમને (અને કેટલાક લેખકોનેય) સૂઝતા જ નથી. એ લોકોને શું લાગે છે તેના નમૂના જોવા છે ? તેમના નમૂનેદાર બે પત્રો સાથે બીડું છું. એક યુવકનો છે, બીજો યુવતીનો છે. પત્રનો જવાબ આપશો તો વધુ ચર્ચાનો આનંદ મળશે

૩

પ્રિય દિનુ, ૧૫–૪–'૫૧

શું ચાલે છે ? તેં તો પછી પત્ર લખ્યો જ નથી ! કાંઈક મોટી પંચાતમાં પડ્યો કે શું ? ઉનાળો આવ્યો ને જાણે આ લગ્ન-પંચાતની મોસમ જ ઊઘડી ! આ પંચાતની પણ વિદ્યા કૉલેજોમાં શીખવવી જોઈએ. આ ગ્રીષ્મવર્ગો કાઢતા 'દેશભક્તો' જરા આનો વિચાર કરે તો કેવું ? તેઓને તો શ્રમ-સમાહો સૂઝે છે. માંડ માંડ આખા વરસનો શ્રમ પૂરો કરી આરામનો હક મળ્યો, તેય તેમને નથી ભોગવવા દેવો ! આ પ્રેમની પંચાતની વિદ્યા વિષે જાણવા માટે મને તો નવલકથાઓ જબરું સાધન લાગે છે. પેટલીકરની 'મધલાળ' વાત વાંચી. તેમાં કેટલી બધી છોકરીઓ આવે છે ? એ વાંચતાં મને તો આપણા વર્ગની કેટલીક છોકરીઓ યાદ આવે છે. તું જોજે. મને તો આ છોકરીઓનો 'પ્રેમ પ્રેમ' પોમલાવેડા ને વેવલાપણુ જ લાગે છે. અર્વાચીન માનસશાસ્ત્રવાળો તું છે. એમાં કાંઈ આ વિષે આવે છે કે ? હું તો એ કહું કે, આરામથી લહેર કરવાની કોને નથી ગમતી ? પછી નકામી બીજી લમણાફોડ શી ? બધું 'ડિમાન્ડ અને સપ્લાય'ની જ વાત છે. પણ તું કહે કે, મુકુંદની જગ્યાએ તું હોય તો શું કરે ? પેલી લ્યૂસી પછી વિલાયતથી આશ્રમમાં આવી ને તેણે શું કર્યું, એ તો લેખક ખાઈ જ ગયો. કદાચ ગાંધીજીના આશ્રમનાં પેલાં મીરાંબહેન જેવું કાંઈક ચીતરત. અરે, પેલી તિલોત્તમા પછી મુકુંદની જોડે રહી ને રાગે પડી કે શું થયું, તેય કથાવાળો લખતો નથી. પેલો વકીલ નારણભાઈ પણ આબાદ માણસ છે. એનો દોસ્ત દિનુકાકોય કમાલ છે. આમ આપણા મોટેરાઓ રમાડી જતા હશે ? ચાલ હવે, જવાબ લખજે કે શું ચાલે છે.

૪

પ્રિય રસિકા, ૨૭–૩–'૫૧

'મધલાળ' વાંચી આપણે છૂટાં પડ્યાં. મને એનો વિચાર અવારનવાર આવ્યા કરે છે. એક વાત તને કેવી લાગી ? એક છોકરી કેડે અનેક નવરાને ભમતા એમાં નથી ચીતર્યા તે કેવું લાગે છે ? આપણે છોકરીઓ જાણે મધલાળ હોઈએ તેની ઉપર ભમરા જામે, એમાં આપણા સ્વતંત્ર વ્યક્તિત્વની હાંસી નહિ ? પણ પેલી આપણી કૉલેજની . . . ને તો એમાં માન લાગે છે. સંસ્કૃત કવિઓએ એવા નમૂના જોઈને જ સ્ત્રીને 'માનિની' કહી હશે ?

પણ આ વાતમાં એક છોકરા પાછળ અનેક કુંવારી ભમે, એ પણ વિચિત્ર જ ને ? એ તો સારું છે કે છોકરીઓ પોતે એની કેડે પડતી નથી. નહીં તો કેવી મજા આવે ?

પેલી લ્યૂસી જેવું તને ગમે? ધાર કે તું . . . ને પરણવા માગે છે, અને તે ન બન્યું તો તું શું કરે? બીજો સારો મળે તેને ન જ પરણે? તો કરે શું? આપણે આર્થિક સ્વતંત્રતાની વાતો કરીએ છીએ. પણ આપણી ભૂખ રોટલો ખાવાની જ છે? મારું ધારેલું ન થાય તો હું તો લ્યૂસી જેવી ઘેલછા ન પસંદ કરું. આ પેટલીકર લખનાર છે, તેણે શું ધાર્યું હશે? કેટલીક વાર મને તો આ લેખકો પર ગુસ્સો આવે છે. મરજીમા આવે તેમ છોકરાછોકરીઓના ચિતરામણ લખા પાડે છે, અને આપણે વાંચનારાં મૂર્ખાં કે તેમના પરથી વિચારવમળે ચડીએ છીએ. હવે આ ગાંધીજી જ જો. કસ્તૂરબા અભણ હતાં. છતાં તેમનો બેનો કેવો પ્રેમ હતો? આપણે તો સાવ રૂપરંગ અને ચટકાના મોહમાં વાત કરીએ છીએ અને બોલ્યા કરીએ છીએ પ્રેમ–પ્રેમ. પછી મા-બાપ બીચારાં શું કરે?

આ મુકુંદ જરા મૂરખો નહિ? લ્યૂસીને સીધી વાત લખતાં એને શું થતું હતું? એ એવો જૂઠો લાગતો નથી; છતાં અહીં આવું જૂઠું કરતો ચીતરવામાં પેટલીકરે ભૂલ કરી છે. પણ એ ભૂલ ન કરે, તો તેની વાતનો છેવટનો ચટકો ક્યાં રહે? મને તો એ વાત જેમ જેમ વિચારું છું તેમ તેમ કશું નક્કર હાથમાં નથી આવતું. તને કાંઈ હાથ આવે તો લખજે. જોકે હવે તો આપણે આપણો નક્કર 'મુકુંદ' જ હાથ કરવાનો છે; તેનું કેટલે આવ્યું? મારે માટે મારા મોટાભાઈ વિચાર કરે છે તે તું જાણે છે.

૫

શ્રી . . . ભાઈ, ૩૦–૪–'૫૧

તમારો ૨૯–૪–'૫૧નો પત્ર ને સાથે બીડેલા બે પત્રોની નકલ મળ્યાં. તે વાંચતાં મજા આવી. યુવક યુવતીના પત્રો ખાસ કરીને.

તમે 'પૈસા વિ૦ પ્રેમ'નો મુદ્દો ઉઠાવ્યો. પણ એ બે વચ્ચે વિરોધ છે ખરો? "પૈસા અને પ્રેમ" સાચું ન ગણાય? 'મધલાળ'ની વાત લો. મુકુંદ વિલાયતમાં લ્યૂસીના પ્રેમમાં પડ્યો. એટલે કે તેને પરણી ઘર માંડે, ધંધો કરે, ધન કમાય. એ બે મળેલા જીવ તે ધન વડે મોજ કરે. પણ વિલાયતથી ઘેર આવતાં તે લ્યૂસીને પરણવામાં સામાજિક ને કૌટુંબિક મુશ્કેલી જુએ છે. એમ પણ લાગે છે કે, આંતરધર્મીય અને આંતરદેશીય લગ્ન કોણ જાણે કેવું નીવડે! આથી કરીને, જેને પ્રેમ પ્રેમ કરીને સમાયં છે તે વાત રહેતી નથી અને મુકુંદ તિલોત્તમાને પરણે છે.

આ તિલોત્તમા પણ એવી જ કથાવાળી છે. તે લક્ષ્મણ નામના એક મરાઠી યુવાનને પરણવા ચાહે છે. પણ તેને વિષે વધુ જાણવાનું મળતાં તેનું મન ભાગી જાય છે. અને ત્યાં જ મુકુંદ જોડે ઘાટ ખાય છે અને બંનેને તેમના વડીલો પરણાવે છે.

આ બંને કિસ્સા જોડે એક દુઃખદ કથાનક વળગેલું છે: મુકુંદ હિંદમાં રહ્યો રહ્યો વિલાયતમાં વાટ જોઈને બેઠેલી લ્યૂસીને અંધારામાં રાખે છે અને છેતરે છે. તિલોત્તમા પણ આવા જ પ્રપંચની ભોગ બની છે. બંને સ્ત્રીઓ લગ્નપ્રપંચની ભોગ બને છે. વાર્તાના પુરુષો એ બે સ્ત્રીઓને છેતરે છે, એ કેવું નિર્દય છે! બે સ્ત્રી પ્રેમમાં પાછી પડે છે; પણ મુકુંદ કાંઈ એવો પ્રેમ જ નથી બતાવતો. ખરું જોતાં, 'પ્રેમ અને પૈસો' શબ્દ તમે વાપરો છો તેને બદલે શ્રી રામકૃષ્ણ પરમહંસના 'કામિની અને કાંચન' શબ્દ વધારે સમર્પક છે. છેવટે તો કામ અને કાંચનથી મળતા સુખના ખ્યાલને જ પ્રેમ પ્રેમ કૂટી મારીને આ કથાકારો તેમની કથાઓના કાચા વાચકોને નથી મૂંઝવતા? અસ્તુ. આવી આવી ચર્ચા પોતેયે "મધલાળ" જ છે. તેને પણ મર્યાદા રાખવી સારી.

**પ્રત્યૂષ :** લે૦ જશભાઈ કા. પટેલ; પ્ર૦ ચારુતર પ્રકાશન, વલ્લભ વિદ્યાનગર, આણંદ થઈને; કિં૦ અઢી રૂપિયા; પૃ૦ ૧૦૨+૧૪

પ્રણયની સાથે ભળી જતી અંતર્ગૂઢ કરુણની છાયાની ઊં[illegible] રેખાઓથી અંકિત કવિહૃદય 'પ્રત્યૂષ'માં સ્પંદતું દૃષ્ટિ[illegible] છે. સંગ્રહનાં ઘણાંખરાં કાવ્યો જોતાં એવી પ્રતીતિ થાય છે કે, કવિના જીવનમાં પ્રણયની ઉષા પ્રગટે છે અને એના રંગબેરંગી આહ્લાદક ભાવોને કવિહૃદયમાં જગવી અલોપ થઈ જાય છે. અને એ પ્રણય તેને

'ગાતો કરી ક્યાંય ગયો અને હવે
આરાધવો માત્ર ગીતે રહ્યો કદી!'

પછી તો કવિ એ ગત પ્રણયને પોતાનાં કાવ્યોમાં મૂર્ત કરવા મથે છે. આ સંગ્રહનું ધ્યાન ખેંચે એવું લક્ષણ આવાં કાવ્યો જ છે.

ઘણું કરીને પ્રકૃતિનું નિરીક્ષણ કરતાં આપણને એવી અનુભૂતિ થાય છે કે, ઉષાના દર્શને મન પ્રફુલ્લિત બને છે ખરું, પણ પછી દિવસની ધમાલ શરૂ થઈ જાય છે. પરંતુ સંધ્યાનું દર્શન અન્તરમાં ગાંભીર્ય આરોપતું જાય છે. આવું જ કંઈક પ્રણય વિષે કહી શકાય. પ્રણયની ઉષા વિલીન થતાં અંતરમાં ઉધમાત (Tumult) જાગે છે પરંતુ પ્રણયની તડકી-છાંયડીમાંથી પસાર થયા પછી સંધ્યા આવતાં તે અંતરના ભાવોમાં ગાંભીર્ય (Depth) અર્પતી જાય છે. 'પ્રત્યૂષ'ના કવિહૃદયમાં પણ પ્રણયના પ્રત્યૂષ પછી આવતી મનોવેદના નજરે પડે છે. તેથી એવાં

કાવ્યોમાં કારુણ્ય, મૌગ્ધ્ય, ભાવોદ્રેકતા એ બધું હોવા છતાં, પ્રણયમાંથી ઉદ્‌ભવતાં ગાંભીર્ય, માંગલ્ય અને અદ્વૈતનો એમાં અભાવ નજરે પડે છે. તેથી કવિ જીવનને વિસંવાદી કરી મૂકે એવી વ્યથાને જ કાવ્યોમાં વ્યક્ત કરે છે અને ઊર્ધ્વગામી સ્થિતિએ આવતા જ નથી. કવિ તો કહે છે:

'સખિ! તું
જતાં, આજે મારું હૃદય શતધા ખંડિત બને.'

× × ×

'ને વળી નરી
ગુલાબી ઉષાની નિતનવીન તારા મુખ પરે
હતી ચૂમી તેવી કદીય ચૂમવાની નહિ ફરે!'

શું વિરહ આખરે સ્થૂળ ભાવોથી ઊંચે ન જ આવી શકે? ખરી રીતે વિરહ મનુષ્યના હૃદયને સંમાર્જિત કરી શકતો હોય, એના જીવનને વધુ ગાંભીર્યપૂર્ણ કરતો હોય, એમાં જ પ્રણયની ફળશ્રુતિ રહેલી છે. પરંતુ વિરહથી વ્યથિત થયેલા 'પ્રત્યૂષ'ના કવિ તો કવે છે:

'વ્યથા સૌને કેવી રીતથી સમજાવું ઉર તણી?
તને ઢૂંઢું, મારે અવર મુખની ના કંઈ પડી!'

એટલે તેમને બીજો માર્ગ ન જડતાં—

'રહ્યો ઢૂંઢી તારું મુખ અજબ આકર્ષણભર
નદી, નાળાં, કૂવા, સરવરતટે સુંદરીગણ
મળે જ્યાં ભેળો તે સ્થળ સહુયે ઘૂમ્યો નિશદિને
ટકાવી મારો આ જીવ મિલનની એક ચકો[illegible]'

પછી કવિને પ્રભુમાં પણ કૃપણતા કે ક[illegible]વું કંઈક ભાસે છે અને તે પ્રભુને સંબોધી કહે છે:

'આપીને છીનવી લેવું એનાથી આપવું નહીં!'

અને નાશવંત સૃષ્ટિનું વર્ણન કરતાં નિર્વેદ કે વૈરાગ્ય અનુભવતા કવિ સ્થૂળ ભાવથી ઊંચે આવી જ શકતા નથી! સૃષ્ટિની ક્ષણભંગુરતાને વર્ણવતાં કવિ લખે છે:

'ઊડે પીન પયોધરે મકરકેતુ કેરી ધજા
છતાંય દિન કેટલા સ્તન તણી ટકે તુંગતા?
દીસે સ્થિર અહીં કશુંય નવ, સત્ત્વ સૌ સૃષ્ટિનાં
પળેપળ જહીં ઘસે મુખ મહીં મહાકાળનાં.'

આવી રીતે કવિ ઉચ્ચ ભૂમિકાએ આવતા જ નથી. મનને નિર્બળ કરે, નિષ્ક્રિય કરે, જીવનને ઉધમાતભર્યું અને અકળાવનારું કરી મૂકે, એવી વ્યથાના વેષ્ટનમાં જ 'સુખમિષ્ટબિન્દુ' શોધવા મથે છે! અને કવિના નસીબમાં એ જ રહ્યું છે કે,

"સદાનું સિઝાવું સભર જગના નંદનવને!'

ખરેખર, આજના યુવાન કવિઓ આવી જ ભાવનાઓને પંપાળ્યા કરે તો એમને પ્રણયનું જે મૂળભૂત તત્ત્વ છે એનું દર્શન ક્યાંથી થાય? કારણ કે, એવા તત્ત્વને સારુ તો શ્રી. રાધાકૃષ્ણન્ 'Moral Values in Literature' નામક પુસ્તકમાં લખે છે એવી ભૂમિકાની જરૂર છે. તેઓ કહે છે: "To grasp the essential reality of objects, absolute concentration, purity of vision is essential. Distraction must cease. The ardours of the mind and the passions of the heart must be uplifted in simplicity and we must be made one with the object."

આ સંગ્રહમાં 'મંગલચતુષ્ટય', 'આજે જ્યારે', 'બાવીસમી શરદે' જેવાં કાવ્યો એક યા બીજી દૃષ્ટિએ ધ્યાન ખેંચે એવાં છે. 'ખલાસ થૈ ગયો હતો!' એ કાવ્યમાં કવિ જીવનની એક બાજુનું સુંદર રીતે આલેખન કરે છે. એ કાવ્યમાં નાયકની મૃત પ્રિયતમા આવીને તેને કહે છે:

"દીધી છ પ્રભુએ છૂટી ખુશ થઈ કલાકેકની,
યથેચ્છ તમ સાથમાં ધરતીને પટે ગાળવા.
કહો પ્રિય! કઈ રીતે સુભગ કાળ વિતાવશું?"

એટલે નાયક કહે:

"અરે, વીતવતાં હતાં સમય જેમ પહેલાં તણો!"

અને પછી તો—

'ઝઘડવું કર્યું શરૂ કરેલ પહેલાં ત્યમ,
પરંતુ કરવા સુલેહ સખી સાથ, હું જ્યાં ફર્યો
દીધેલ પ્રભુએ કલાક જ ખલાસ થૈ ગયો હતો!'

વળી આ સંગ્રહમાં થોડાં મૌક્તિકો છે, થોડાં ભજનો છે, બેચાર પ્રકૃતિકાવ્યો છે, તેમ જ 'સ્વ૦ બાપુને', 'મુક્તિને વધામણે', 'જાનેવારીની ત્રીસમી' જેવાં પ્રસંગકાવ્યો છે, અને એક કાવ્ય કથાકાવ્યનો એક ભાગ પણ છે.

'સ્વ. બાપુને' એ કાવ્યમાં ગાંધીજી વિષે બધે એકવચન વાપર્યું છે એ અયોગ્ય લાગે છે. બાપુ આગળ આપણે એમનાં બાળકો જેવાં છીએ અને સામાન્ય રીતે વડીલ જન માટે માનાર્થે સંબોધન ઉચિત લાગે. એનો ખ્યાલ આવે એ સારુ બેએક કવિનાં કાવ્યો સાથે શ્રી. જશભાઈના કાવ્યને મૂકીએ:

'અમે ન રડીએ પિતા! મરણ આપનું પાવન.'
(શ્રી. ઉમાશંકર જોષી)

'સત્યનું કાવ્ય છો બાપુ, કાવ્યનું સત્ય છો તમે.'
(શ્રી. કરસનદાસ માણેક)

'હતો કલાકાર, કવીન્દ્રયે હતો;
ધર્માત્મ ને તું મરજીવિયો હતો.
(શ્રી જશભાઈ પટેલ)

'જાનેવારીની ત્રીસમી' એ કાવ્યમાં બાપુનું અવસાન એ દિવસે થયું એ તારીખ કવિને ગોઝારી લાગે છે. કવિ કહે છે :

"રે! રે! પરંતુ, ત્રીસમી!

તુજ નામ લાગી કાલિમા ઇતિહાસપાને કાયમી!

બાપુસ્મરણના થાળમાં લોઢા તણી તું મેખશી!

'રે! ધિક તને,' તેથી કહું, જાનેવરીની ત્રીસમી!"

આમ કવિના મુખમાંથી ફિટકાર નીકળી પડે છે. આ બધું કૃત્રિમ લાગે છે. કોઈનું સ્વજન અવસાન પામે ત્યારે નિકટનાં સ્વજન કરતાં બહારનો સ્ત્રીવર્ગ ખૂબ શોરબકોર કરી, જાણે એનું જ બધું લૂંટાઈ ગયું હોય એમ રોકકળ મચાવે છે અને એ જેટલું વિચિત્ર લાગે છે એવું જ અહીં પણ ભાસે છે. જાનેવારીની ત્રીસમીને આપણે પુણ્યતિથિ માનીએ છીએ. તે દિવસ આપણે પ્રાયશ્ચિત્તનો માનીએ છીએ અને તે દિને જીવનમાં નૂતન પ્રેરણા પામવા મથીએ છીએ. તે તારીખ આપણને 'બાપુસ્મરણના થાળમાં લોઢા તણી મેખ' જેવી કે ધિક્કારને પાત્ર નથી લાગતી. બાપુના અવસાન પછી આવાં કેટલાંયે કાવ્યો રચાયાં છે અને એ સૌની આવી જ સ્થિતિ છે.

આ સંગ્રહનાં કાવ્યો જોતાં છંદો પર કવિનું સારું પ્રભુત્વ છે. પણ કોઈ કોઈ વાર શબ્દોની રચનામાં કચાશ જણાય છે. જેમ કે,

'અણજાણ ને ગભરુ શાં પર વર્ષ ચાર

જ્યારે મળ્યાં પ્રથમ . . .'

આ પંક્તિમાં 'પર વર્ષ ચાર' એ જરા ખૂંચે છે. કવિને 'ચાર વર્ષ પર' એમ કહેવું છે, પણ શબ્દોને છંદ મુજબ ગોઠવતાં રચના કચાશવાળી થઈ જાય છે. વળી 'અંતર લે ઉદ્ધારી' એ સુંદર ગેયતાપૂર્ણ ભજનમાં નીચેની લીટી ખૂંચે છે :

'સત્ત્વહીણો હું સાવ જ બનતાં'

ભજનને ગાતી વખતે 'સાવ જ' એ છૂટું ન બોલાતાં 'સાવજ' એમ ભેગું બોલવું પડે છે, તેથી જુદો જ અર્થ નીકળવાનો સંભવ રહે છે.

એકંદરે શ્રી. જશભાઈની આ પ્રથમ કૃતિ જોતાં એમની કાવ્યશક્તિને વિકસવાનો પૂરેપૂરો અવકાશ જણાઈ આવે છે અને ભવિષ્યમાં આપણને તે આથી સુંદરતર કૃતિનો આસ્વાદ કરાવશે એવી આશા વ્યક્ત કરીએ છીએ.

સુ૦ કં૦

**ભગવતી બેસન્ટ સ્મારક અંક** : સંપા૦ શ્રી. પ્રભાકર મહેતા. પૃ. ૨૬૪. કિંમત રૂા. ૭-૦-૦

ડૉ. એની બેસન્ટની જન્મશતાબ્દી (૧લી ઑક્ટોબર, ૧૯૪૭)ને નિમિત્તે પ્રગટ થયેલા આ ગ્રંથ પાછળ સંપાદકે તથા એમના સહાયક મંડળે જે જહેમત ઉઠાવી છે તે ગ્રંથ જોતાં ભલી ગણાય એવી છે. ગ્રંથ મુખ્યત્વે પાંચ ખંડમાં વહેંચાયેલો છે. (૧) પ્રાસ્તાવિક (૨) ડૉ. બેસન્ટના લેખો (૩) ડૉ. બેસન્ટ વિષેનાં કાવ્યો, હરિકથા (૪) ડૉ. બેસન્ટ વિષે જાહેર જનસેવકો, લેખકો વગેરેના લેખો (૫) ડૉ. બેસન્ટનું જીવન—થિયૉસૉફીની દૃષ્ટિએ.

છઠ્ઠો ખંડ 'સ્મારક પરિશિષ્ટ' શીર્ષક છે, પણ તે પાછળથી સૂઝેલો લાગે છે. બાકી અંજલિ અર્પતા આવા લેખો ચોથા ખંડમાં પણ છે જ.

ડૉ. બેસંટની રાજકીય, સામાજિક, ધાર્મિક, અને આધ્યાત્મિક એવી અનેકવિધ પ્રવૃત્તિઓ વિષે અને જીવનચર્યા વિષે માહિતી, ચર્ચા, અને ઊંડાઈ ત્રણે દૃષ્ટિએ ઘણી સારી સામગ્રી પીરસાઈ છે. ડૉ. બેસંટની જુદી જુદી અવસ્થાના તથા પ્રવૃત્તિરથતાના ફોટા પણ સંઘર્યા છે તે રસિક અને કાયમી ઉપયોગિતાના છે. લેખોમાં જ્યાં જરૂર જણાય ત્યાં ફૂટનો[illegible]માં સંપાદક હકીકતમાં સુધારો વધારો કરી શકે છે અ[illegible]ી માહિતી આપી શકે છે; પણ એક બે સ્થળે જ્યાં એમણે આવું કરવાનો પ્રયત્ન કર્યો છે ત્યાં તે ન કર્યો હોત તો જ વધારે સારું, એવું લાગ્યા વિના રહેતું નથી.

ગ્રંથ સર્વ ગ્રંથાલયોએ તેમ જ રસ ધરાવતી વ્યક્તિઓએ સંઘરવા જેવો છે. આપણા દેશના ઇતિહાસમાં આ ભગવતી બાઈએ જે ફાળો આપ્યો છે એ અવિસ્મરણીય છે. અમે સંપાદકને એમના સાહસ માટે અભિનંદન આપીએ છીએ.

ચૂ૦

**ગુર્જરેશ્વર [કુમારપાલ]** (?) લે૦ ધૂમકેતુ; પૃ. ૩૯૨; મૂલ્ય રૂા. સાડાચાર.

ચૌલુક્ય નવલકથાવલિનો શ્રી. ધૂમકેતુનો આ દસમો મણકો છે. અને આ ગુર્જરેશ્વર કુમારપાલના રાજ્યારોહણ સમયની એક ઐતિહાસિક નવલકથા છે. બીજા ભાગોની જેમ આ ભાગ સ્વતંત્ર રીતે પણ રસપૂર્વક વંચાય એવો છે. અને શૈલી ધૂમાની નવલકથાઓમાં આવે છે એવી ત્વરિતગતિ અને ધડાકિયા છે. વાક્યો

શ્રી. કનૈયાલાલ મુનશીની જેમ ટૂંકાં ટૂંકાં છે, પાત્રો પોતીકા પ્રતાપથી વાચકને આંજી નાખે એવાં છે અને ગૂંથણી કલ્પિત ખટપટ, કુટીલતા, ચાલાકી ઇત્યાદિથી ભરેલા પ્રસંગો દ્વારા જૂના પરાક્રમપૂર્ણ જમાનાનું વાચકને ગમે એવું સચોટ ચિત્ર ખડું કરનારી છે. મુનશીજી પછી ગુજરાતની ગૌરવકથા સજીવન કરનાર ડ્રમા-શૈલીના આ સફળ લેખક છે. ટૂંકી વાર્તાના લેખક તરીકે ચમકનાર શ્રી. ધૂમકેતુએ નવલકથાકાર તરીકે પણ હવે પોતાનું સ્થાન નક્કી કરી લીધું છે અને એ ન વીસરાય એવું છે. જોકે મુનશીજી રસ, તેજ તેમ જ ચાતુર્ય બધી દૃષ્ટિએ હજીયે એમની આગળ જ છે એમ અમને લાગે છે.

ચૂ૰

**ઉપનિષદ્-કથાઓ:** લે૰ ધૂમકેતુ; પ્રકા૰ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; ઈ. સ. ૧૯૫૦; પૃ. ૧૬૦, કિં૰ ૨-૦-૦

ઉપનિષદ ગ્રંથોની અત્યંત સરળ, પ્રાસાદિક અને સચોટ ભાષા, તથા તેઓમાં પ્રસંગવશાત્ આવતાં જુદાં જુદાં પાત્રોનાં નિર્મળ ચારિત્ર, અખૂટ શ્રદ્ધા અને અલૌકિક વિચારસામર્થ્ય, તેમની ઉપદેશ આપવાની સાદી અને અસરકારક પદ્ધતિ, તથા 'ગોળીબાર કરતાં પણ વધારે સચોટ' અસર કરી શકે એવી સુંદર કથા, આખ્યાયિકા કે રૂપકોનો ઉપયોગ, તથા ઠેર ઠેર મળી આવતાં [illegible] કરવા જેવાં સુભાષિતો, વગેરેથી આકર્ષાઈને તેમાંના [illegible]ભાગને કે સુભાષિતભાગને જુદો તારવી વિદ્યાર્થીઓ કે સામાન્ય વાચકવર્ગ માટે સંગ્રહરૂપે બહાર પાડવાનું સહેજે સૂઝે તેવું છે. શ્રી. કાકાકાસાહેબે સં. ૧૯૭૮માં 'ઉપનિષત્-પાઠાવલી' નામે એવો મૂળની ભાષામાં જ એ સંગ્રહ બહાર પાડ્યો હતો. શ્રી. દિવાકરે ઉપનિષદની વાર્તાઓ એ નામે અંગ્રેજીમાં એક સંગ્રહ તાજેતરમાં બહાર પાડ્યો છે.

શ્રી. ધૂમકેતુએ ઉપનિષદોની કેટલીક કથાઓને આ પુસ્તકમાં ગુજરાતીમાં ઉતારી છે, તથા લોકભોગ્ય થાય એ હેતુથી અઢારપૉઈન્ટ મોટા ટાઈપમાં છપાવી છે. પણ શ્રી. ધૂમકેતુ માત્ર એટલું જ કરીને નથી અટક્યા. તે તો મૂળ નામો, પ્રસંગો વગેરેને પોતાની ભાષામાં વણી લઈને, પોતાની રીતે નવસર્જન કરવા ગયા છે. કેટલાંક પાત્રોની કથાઓ ઉપનિષદમાંથી નહીં પણ પુરાણ, દંતકથા વગેરેમાંથી લઈને મૂકી છે. જોકે, એ જાતનો ઉલ્લેખ તેમણે કર્યો નથી. એટલે વાચકને કદાચ ભ્રમ થાય કે, આ બધી કથાઓ મૂળ ઉપનિષદમાં જ છે.

ઉપનિષદો પોતે પુરાણોની માફક દૃષ્ટાંતો કે ઉદાહરણો રૂપે કથાઓ ટાંકતાં નથી. એ તો અમુક વિચારો, વિવાદો કે વિદ્યાઓ સંઘરવા માગે છે; અને સાથે સાથે જે જે પાત્રો કે પ્રસંગો તેમની સાથે અનુસ્યૂત છે, તેમની પણ નોંધ રાખતાં જાય છે. એ પાત્રો કે પ્રસંગોવાળો ભાગ પોતાની રીતે રસિક હોય છે, પણ તેમની સાથેનો વિદ્યા કે વિચારનો ભાગ બધા દાખલામાં સમજી કે સમજાવી શકાય તેવો હોતો નથી. શ્રી. કાકાસાહેબે તેમની પાઠાવલીમાં મોટે ભાગે એ બધો ભાગ ડહાપણપૂર્વક જતો કરીને જ સંતોષ માન્યો છે. પરંતુ શ્રી. ધૂમકેતુ તો સમજાવી શકાય તેવો પોતે માનેલો ભાગ વિસ્તારથી આપવા ક્યાંક ક્યાંક પ્રયત્ન કરે છે અને કેટલીક વાર તો ભળતા વિચારો સમજાય કે ન સમજાય તે રીતે મૂળની જગાએ પણ ગોઠવી દે છે. આ બધાથી પણ વાચકના મનમાં ભ્રમ થવા સંભવ છે કે, એ જ્ઞાનવિચાર મૂળ ઉપનિષદોનાં જ હશે. પણ વસ્તુતાએ એમ હોતું નથી.

હવે આ બધું ગુજરાતીમાં રજૂ કરવાની તેમની શૈલી ઉપર આવીએ. શ્રી. ધૂમકેતુને વચ્ચે વચ્ચે પોતાને ભારે અર્થવાળાં લાગતાં નિરર્થક સુવાક્યો વેરતા જવાની વિચિત્ર ટેવ છે. ઘણી જગાએ એ કેવળ વાગાડંબર રૂપ બની રહે છે, અને સરવાળે પુસ્તક કઢંગું દેખાય છે. ઘણી વાર તો સંવાદમાં જ જુદાં જુદાં પાત્રોને મોંએ સુવાક્યો તે બોલાવવા જાય છે. દાખલા તરીકે, જુઓ નચિકેતાની વાતમાં નચિકેતા અને યમના મોંમાં મૂકેલાં વાક્યો. આ બધું બીજું ગમે તે કાંઈ હોય, પણ ઉપનિષદ નથી.

ગાર્ગીવાળી કથામાં યાજ્ઞવલ્ક્યના ઇતિહાસમાં ખામુખા તે ઊતરવા જાય છે. અને તેમનો સમકાલીન વૈશંપાયન તે જનમેજયરાયનો સમકાલીન વૈશંપાયન નહીં એવું વિગતે વિધાન કરવા જાય છે. પણ એ કથાવાળા બૃહદારણ્યક ઉપનિષદને છેડે આપેલા વંશ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે, વંશપરંપરામાં યાજ્ઞવલ્ક્ય ઉદ્દાલકની પછી આવે છે. અને મહાભારત-આદિપર્વમાં જણાવ્યું છે તે પ્રમાણે એ ઉદ્દાલકના ગુરુભાઈએ જ જનમેજય રાજાને પોતાના પિતા પરિક્ષિતના વધનું વેર નાગો ઉપર લેવા ઉશ્કેર્યો હતો.

ગુજરાતી ભાષાનું કઢંગાપણું શ્રી. ધૂમકેતુની કલમમાં આટલા મોટા પ્રમાણમાં હશે તે તો આ ચોપડી ઉપરથી જ જાણ્યું. જુઓ કેટલાક દાખલાઓ :—

(પાન ૬) "આ જબાલાનો પુત્ર ગુરુને ઘેર જવા માટે તૈયાર તો થયો, પણ એ વખતે એક વાતની બહુ

તપાસ રાખે. ગુરુ જેને વિદ્યા આપે, એની જાત જોઈ ને વિદ્યા આપે. (પહેલા વાક્યમાં તપાસ રાખનાર કોને ગણવો?)

(પાન ૧૭) "મારું બળ તો એવું કે, ગમે તે હોય નહિ, હું એને ઉડાડી મૂકું. (ગમે તે હોય ને?)

(પા ૧૮) "એ તો અભિમાનમાં ને અભિમાનમાં ફાંફો મારતા એ તરફ જવા ઊપડયા." (ફાંફો રાખતા?)

(પા. ૬૭) અજાણ્યા દેશમાં જેમ પૂછતાં પંડિત થઈને માર્ગ મળે છે, તેમ આનો રસ્તો પણ એ જ રીતે મળે છે."

(પા. ૬૯) "મન ગંગા હોય તો ધર્મ, નહિ તો અધર્મ." (મન ચંગા તો કથરોટમાં ગંગા—એનો આ ઉપયોગ જુઓ.)

પણ ભૂલનો પણ કાંઈક તાગ હોવો જોઈએ. "ધૌમ્ય" નામની કથા ખરી રીતે ઉદ્દાલકની છે. ધૌમ્યને ત્યાં ઉદ્દાલક વિદ્યા શીખવા જાય છે એમ પહેલી લીટીમાં શ્રી. ધૂમકેતુએ પોતે લખ્યું છે. પણ પછી બીજા ફકરાથી જ તે ધૌમ્યને જ શિષ્ય માનીને ચાલે છે. બંધની આડે પણ ધૌમ્ય સૂઈ જાય છે! અને પછી તો ધૌમ્યનું નામ ઉદ્દાલક પડયું એમ તે પોતે જ પા. ૫૫, લી. ૧૯માં કહી બેસે છે! ઉદ્દાલક શબ્દનો અર્થ પણ તે આડંબરપૂર્વક જણાવે છે કે, "ઉદ્દાલક એટલે પાણીનો બંધ." ખરી રીતે ઉદ્દાલક એટલે ફાડી નાખનાર. પાણીના બંધને તોડીને તે ગુરુના બોલાવ્યાથી ઊભો થયો માટે તેનું નામ ગુરુએ ઉદ્દાલક પાડયું એવું મહાભારત, આદિપર્વ અ. ૩માં આવે છે. બે પાનની જ કથામાં લેખક શરૂઆતમાં જેને ગુરુ તરીકે રજૂ કરે છે, તેને જ આખી વાતમાં શિષ્ય તરીકે રજૂ કરે છે, અને આખી કથાનું નામ પણ શિષ્ય માનેલા ગુરુના જ નામ ઉપરથી આપે છે, એ તો બહુ મોટી ભૂલ કહેવાય.

ભાષાની જોડણી પણ (કેટલાક સંસ્કૃત શબ્દોની પણ) શુદ્ધ રખાઈ નથી. (ઉંધા, સુકું, છુટે, ભુસ્તરશાસ્ત્ર, સૃષ્ઠિ)

આમ, ગુજરાતી ભાષાના એક જાણીતા લેખક પાસેથી ઉપનિષદોની સુંદર વાતો સુવાચ્ય રૂપે મળશે એવી જે આશા સહેજે રાખી શકાય, તે સફળ નીવડતી નથી.

**"અભ્યાસી"**

## સાભાર સ્વીકાર

भारती साहित्य संघ, अमदावाद તરફથી :—

**આસ્તિક** : લે૦ સાને ગુરુજી, અનુ૦ જયંત પરમાર, કિં. રૂ. ૩-૦-૦; **મનુબાપા** : લે૦ સાને ગુરુજી, અનુ૦ સુશીલાબહેન દેશપાંડે, કિં. રૂ. ૧-૮-૦; **દૃષ્ટાંત કથાઓ** : લે૦ નાનાભાઈ ભટ્ટ, કિં. રૂ. ૧-૪-૦, **મિયાં ફુસકી — મુનિ બન્યા, મિયાં ફુસકી અને જમદૂત, રાતની ધાડમાં, મિયાં ફુસકી અને ચોરના વલે, મિયાં ફુસકી અને ખુદાની પોટલી** : લે૦ જીવરામ જોષી, કિં. રૂ. (દરેકના) ૦-૧૨-૦.

सस्तुं साहित्य वर्धक कार्यालय, अमदावाद તરફથી:—

**શ્રી ચંડીપાઠ** : અનુ૦ શંકરદત્ત પાર્વતીશંકર શાસ્ત્રી કિં. રૂ. ૧-૪-૦; **અમારા માધવકાકા** : લે૦ છોટુભાઈ જોઈતારામ ભટ્ટ, કિં. રૂ. ૦-૬-૦; **કોઈને કહેશો નહિ** : લે૦ રંભાબહેન ગાંધી, કિં. રૂ. ૧-૪-૦. **આરોગ્યની બારમાસી** : લે૦ વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ, કિં. રૂ. ૧-૮-૦; **સત્સંગમાળા** : લે૦ સ્વ૦ મગનલાલ હરિભાઈ વ્યાસ, કિં. રૂ. ૦-૬-૦; **જગન્નાથપુરી અને ઓરિસા** : લે૦ ડૉ૦ ભોગીલાલ સાંડેસરા, કિં. રૂ ૦-૧૦-૦; **ગુજરાતની રંગભૂમિ** : લે૦ દી. બ. પ્રો. હીરાલાલ લલ્લુભાઈ કાજી, કિં. રૂ. ૦-૬-૦.

अन्य प्रकाशको તરફથી :—

**સાત લીલા નાટકો** : પ્રણે૦ જ. ભ. દુરકાળ, પ્રકા૦ આસ્તિક સાહિત્ય કાર્યાલય, અમદાવાદ, કિં. રૂ. ૩-૦-૦; **જય યૌધેય** : લે૦ રાહુલ સાંકૃત્યાયન, અનુ૦ ત્ર્યંબક, પ્રકા૦ આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ, કિં. રૂ. ૫-૮-૦; **પ્રવાસ દર્શન** : લે૦ તારાચંદ પોપટલાલ અડાલજા, સંપા૦ શ્રી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, વડોદરા, કિં. રૂ. ૨-૪-૦; **The Problem of French India** : લે૦ Dr. N. V. Rajkumar, પ્રકા૦ All-India Congress Committee, New Delhi, કિં. રૂ. ૧-૪-૦. **કણિકા** : લે૦ જયેન્દ્રરાય ભ૦ દુરકાળ, પ્રકા૦ શ્રી દુરકાળજી હીરકોત્સવ સમિતિ, અમદાવાદ; **આંખ સાચવવાની કળા** : લે૦ ડૉ૦ ગોવિંદભાઈ પટેલ, પ્રકા૦ ડૉ૦ ગોવિંદભાઈ પટેલ, અમદાવાદ.

# માસિક વિવેચન

## ઈરાનનું પેટ્રોલ

કાળો સમુદ્ર અને ઈરાનના અખાતથી જાપાની સમુદ્ર સુધીની લાંબી રેખા ઉપર રશિયાનો ભાર એવો વધ્યો છે કે તે રેખાની પાળ ક્યારે અને ક્યાં તૂટશે અને સામ્યવાદનાં પૂર નીચે રેલાશે, એની ભીતિ હવે વધી છે. રશિયા તરફના આવા ભયની શંકા નવી નથી; ઝારના જમાનાની ચાલુ છે, જેમાં સામ્યવાદ મૌલિક ફેરફાર નથી કરી શક્યો. છેક પૂર્વ છેડે આ પાળ કોરિયામાં તૂટાતૂટ થાય છે, તેને સાંધવામાં 'યૂનો' અને અમેરિકા ગૂંથાયાં છે, ત્યાં તો પશ્ચિમ-છેડે ઈરાનમાં કટોકટી જાગી છે. અહીંયાં વધુ ભયંકર એ છે કે, આ પ્રદેશમાં ભડકો થવાની બીતિ વળી વધારે છે, કેમ કે ત્યાં પૃથ્વીના પેટાળમાં-થી પ્રવાહી આગ ઉપર આવે છે. પહેલા વિશ્વયુદ્ધ વખતે પેટ્રોલના આ પ્રદેશમાં અંગ્રેજોએ પોતાનો પડાવ નાખ્યો. મુલકનો રાજકીય કબજો લેવાને બદલે વેપારી કંપની કાઢી તેના મુદ્દા-માલ પેટ્રોલનો કબજો લીધો અને તે માટે લાંબો પટો કરાવી લીધો. બીજા વિશ્વયુદ્ધથી આ નિરાંતની ટાઢક ટકી નથી, કેમ કે ઉત્તરમાંથી રશિયાના દબાણથી ગરમી વધી છે. એની અસર ઈરાનમાં એ થઈ કે, તે રાષ્ટ્રે પેટ્રોલને રાષ્ટ્રમાલકીની ચીજ ઠરાવી અને અંગ્રેજ કંપની પાસે એ માલનો હ[illegible] માગ્યો છે. પેટ્રોલ કબજામાં ન હોય તો આજે યુદ્ધ લડવાનું ન ફાવે. આથી અમેરિકાના ટેકાથી અંગ્રેજ સરકાર ઈરાન પર દબાણ લાવે છે કે, તમારે જોઈએ તેટલાં નાણાં કંપની પાસે માગો, પણ તેની જોડે જે પવિત્ર કરાર કર્યો છે તે ના તોડો, નહીં તો અમારે 'યૂનો'ની આંતરરાષ્ટ્રીય અદાલતમાં કેસ લઈ જવો પડશે. ઈરાન આ વાતને ગાંઠતું નથી. અંગ્રેજોને હાથમાં આવેલું તેલ ખોવું પરવડે નહિ. તો કરવું શું?— આ કોયડો અત્યારે ઊભો થયો છે. ઈરાનની તેલની ટાંકીઓ ત્રીજા વિશ્વયુદ્ધનો પલીતો તો નહીં બને ને? ઈરાનનો રાષ્ટ્રીય માલકીહક અને અંગ્રેજોનો વેપારહક — બંને શાંતિથી જો જોગવી શકાય, તો આ સળગણો સવાલ નવા યુદ્ધનો પલીતો નહીં બને.

## પેટ્રોલ-સંસ્કૃતિ

ઈરાનમાં પેટ્રોલ કંપની જોડે ઝઘડો પડ્યો, તેથી હિંદમાં પેટ્રોલ બાબત ખેંચાખેંચી જાગી. પેટ્રોલ ૯૦ની તંગી દેખાઈ. તે ખરી કે ખોટી છે એ કહેવું અઘરું છે. પણ પેટ્રોલ વગર માલની લારીઓ, ટ્રૅ[illegible] વગર ખેતીના પંપો ખોટકાઈ જાય તો શું થાય, એની કલ્પના કરવા જેવી છે. યંત્રયુગનો સાચો અર્થ પેટ્રોલ અને ક્રૂડ ૯૦નું પરાવલંબન પણ થાય, એ હિંદ જેવા દેશે સમજીને ચાલવું જોઈએ. વિજ્ઞાનશાસ્ત્રીઓ આ ચીજોના અવેજ શોધી આપવાની મથલાળ આપે છે. પણ તેથી શું? દેશની બળદ-શક્તિની સાથે વણીને ચાલવું જોઈએ કે પેટ્રોલ પર જ આખા ને આખા જઈ પડવું, એ સવાલ ઊઠે છે.

૧૮–૫–'૫૧

## બંધારણમાં ફેરફાર

હિંદના બંધારણનાં બે પ્રકરણો તેનો આત્મા ગણાય – ૧. નાગરિક મૂળહક, ૨. સરકારને આપેલા રાજનીતિના આદેશો. આ વિષે અનુભવે જે ખોડખાંપણ લાગી તે સુધારવા પાર્લમેન્ટમાં બિલ રજૂ થયું છે. તેના ઉપર વકીલમંડળો કાંઈ ખાસ વિરોધ કરતાં લાગે છે. આ લોકોને વિશેષ કેમ લાગતું હશે? આ બંધારણને 'વકીલોનું સ્વર્ગ' કેટલાક કહે છે, કારણ કે એમાં એવો મસાલો છે કે તે વડે વકીલો ઠીક ઠીક અદાલતબાજી ચલાવી શકે. સુધારા આ બારી સીડે છે કે શું? દેશમાં કેટલાક ન્યાયાધીશોને ભાષણ કરવાનું થાય છે, ત્યારે તેઓ એક વાત ખાસ કહે છે કે, પ્રજાની સ્વતંત્રતાની રક્ષા કાયદાથી વકીલોએ કરવી જોઈએ. અદાલતો આવો દાવો તો કરે જ છે. સાચી વાત તો પ્રજાએ જ પોતાની સ્વતંત્રતા સતત જાગૃતિ દ્વારા સાચવવાની છે. એનો ઇજારો અદાલતને કે વકીલને આપવાથી અદાલતશાહી આવે; પણ આપણે તો જોઈએ લોકશાહી. અને તે તો પ્રજાએ પ્રગતિને વફાદાર રહીને ચાલવાથી બની શકે. કાયદો શબ્દબદ્ધ થતાં સ્થિતિબદ્ધ બને છે, એ વસ્તુ વકીલો ને જજો ભલે ન માને, પણ એવું બને છે, એ લોક-અનુભવ છે. અને બંધારણના પવિત્ર નામને પ્રગતિ રૂંધવા તે ન જ વાપરી શકાય.

૧૮–૫–'૫૧

## લગનગાળો અને જમણ પર અંકુશ

અત્યારે લગનગાળો ચાલે છે. ગામેગામ લોકો તે ઊજવે છે. તે અંગે જમણો પણ થાય છે. જન્મ અને

લગ્ન પ્રસંગે ઉત્સવ કરવો એ લોકોનો સામાન્ય સંસ્કાર છે. લગ્ન-પ્રસંગે તો રૂઢિવશ થઈને ગજા ઉપરાંત પણ ખર્ચ કરે છે. એટલે સુધી કે સુધારકો વરસોથી એ કુરિવાજ સામે પોકાર કર્યા કરે છે. તેની કાંઈક અસર છે; પરંતુ જમણ દ્વારા પ્રસંગ ઊજવવાનો મૂળ સંસ્કાર જેવો ને તેવો જ છે, એમ ગણાય.

અનાજની તંગીને લઈને સરકારે માપબંધી દાખલ કરી છે. એના નિયમોમાં એક નિયમ એવો છે કે અમુક સંખ્યાથી વધારેને એક પંગતે જમાડી ન શકાય. આ નિયમ લગ્નગાળામાં જમણ દ્વારા પ્રસંગ ઊજવવાના સંસ્કાર ઉપર ભારે અંકુશ મૂકે છે. તેને લીધે કાંઈક અસર થતી હશે, પણ પોતાનું ચાલે તો ભાગ્યે કોઈ તેને ગાંઠતું હશે. લગભગ એનો ભંગ જ ચાલ્યા કરે છે, એમ કહી શકાય. યા તો કાયદાના શબ્દને આધારે છટકબારી શોધાતી હશે અથવા તો કાયદાના સ્થાનિક જે રક્ષક હશે એમને મેળવી લઈ આંખ આડા કાન કરાવી લેવાતા હશે. આમાંથી લાંચનું ઘર જાગે એ તો ઉઘાડું છે. અને લોકો જમણ ઊજવે જ છે, તેથી સદરહુ કાયદાનું જો કાંઈક રહસ્ય હોય તો તે નથી જળવાતું, એ પણ ઉઘાડું છે. તો પછી આ કાયદો શું કામ કરવામાં આવ્યો છે, એ સવાલ ચારે કોરથી લોક વરસોથી પૂછતા આવ્યા છે. આનો વિચાર મોડો મોડો પણ થવો જોઈએ, કેમ કે ઉપરની સ્થિતિ સારી નથી. તેમાંથી લોકોને પણ સારી કેળવણી ન મળે; અને સરકાર આવી દશાને ઘસડ્યે રાખે તે તેને માટે સારું ન ગણાય.

લોકો પોતાના સંસ્કાર અને રીતરિવાજ પ્રમાણે ચાલે તેમાં સરકાર નાહક દખલ શું કામ કરે છે? એને એવી દખલ કરવાનો હક કયે કારણે મળે છે, એ પણ જણાતું નથી. તંગીને લઈને અમુક અનાજ માપબંધ આપવામાં આવશે એવો નિયમ કર્યા પછી, જે મળે તેનો ઉપયોગ કરવામાં સરકારી ખાતાંની જાત જાતની ગોદ શું કામ હોય છે? આથી પ્રજા અકળાય છે, અને સરકારનો કશો હેતુ સરતો હોય તો તે દેખાતો નથી.

કોઈ પૂછે કે, જમણની સંખ્યા પર કાબૂ ન હોય ને લોક જમણ કરવા લાગે તો તેને માટે ઘઉં ચોખા ઇ૦ તે ક્યાંથી લાવશે? આનો જવાબ પણ ચોખ્ખો છે: જો મળશે તો લાવશે. તેમાં કાયદાભંગ હોય તો પોલીસ જુએ. પણ એમ માનીને ચાલવું કે, કાળાં બજાર જ કરશે, માટે જમણ જ બંધ કરો, એ ન્યાય લોકશાહી રાજ્યપદ્ધતિને ન શોભે, રેશનનું અનાજ હોય તેટલું વાપરે; બાકીનું અનાજ રેશન બહારનું વાપરી શકાય. તે અંગે શું કરવું તે લોક પોતપોતાની મેળે વિચારી લઈ શકે છે. સરકારની દૃષ્ટિએ કોઈ જરૂર હોય તો જોઈએ તો સરઘસ ઇ૦ પેઠે તેને માટે વિધિસર પરવાનગી આપવાનું રાખે, પણ આજે છે તે તો જુલમ છે!

લોકોમાં ચાલતી અનેક જાતની ચર્ચાઓનો સાર મારી ભાષામાં ઉપર મૂક્યો છે.

મને લાગે છે કે, સરકારે આ નિયમ વિષે વિચાર કરવો જોઈએ અને લોકોની દૃષ્ટિને ન્યાય આપવો જોઈએ. આ નિયમ પાછળ કઈ દૃષ્ટિ રહેલી છે તેય લોકોને સમજાવવી જોઈએ.

૧૩-૫-'૫૧

## માધ્યમિક શાળાન્ત પરીક્ષા

મા૦ શા૦ પરીક્ષા વરસમાં બે વાર લેવાશે એવી યાદી બહાર પડી છે. આ પરીક્ષાનું પ્રમાણપત્ર મોટે ભાગે યુ[illegible]સિટી-પ્રવેશ પૂરતું મનાતું હતું ત્યારે વરસે વરસે તે પ[illegible] લેવાતી તે ઠીક હતું. પણ આ પ્રમાણપત્ર સ્વતંત્ર કિંમત ધરાવતું થયું, એટલે તેની પરીક્ષા વરસે જ રાખવાનું કારણ ન રહ્યું. નાપાસ વિદ્યાર્થીઓ છ મહિને ફરી બેસી શકશે; એસ. એસ. સી. બોર્ડને માટે પરીક્ષાર્થીની સંખ્યા પણ બહુ મોટી નહિ થાય. એ રીતે આ ઠીક છે. પણ આ પરીક્ષાના ધોરણનું શું? અંતે તો એ મુદ્દો સાચો છે. આ ધોરણ સાવ ઊતરી ગયું છે એ નિર્વિવાદ છે. એનો ઉપાય એસ. એસ. સી. બોર્ડ વિચારી કાઢે અને લોકોને એ વિષે ખાતરી કરાવે, એ તદ્દન જરૂરી છે.

૨૨-૫-'૫૧

## નામનો દુરુપયોગ

એક ભાઈ નીચેની વિનંતી કરે છે:

"અમારા વાંચવા પ્રમાણે અમદાવાદ કસોટી કાર્યાલયમાંથી નીકળતા પેપર મક્કમ અઠવાડિકના અંક ૩૨ના પાન ૧૩માં વડોદરાના હરીફ ભાઈશ્રી . . . . .એ પોતાના સેટનું નામ 'ગાંધીજી' રાખેલું છે, તે પોતાની અણસમજમાં રાખ્યું હશે,

તેમ માનવામાં આવે છે. પણ હવેથી કોઈ પણ હરીફ પૂજ્ય બાપુજીના નામનો તેવી રીતે ઉપયોગ ન કરે. તે માટે જો આપને યોગ્ય લાગે તો કોઈ પણ હરીફ કોઈ પણ હરીફાઈમાં પૂજ્ય બાપુજીના નામનો આવી રીતે ઉપયોગ ન કરે તેવો લેખ આપવા કૃપા કરશોજી. એ જ વિનંતી.”

આ વિનંતી સાચી છે. આપણા લોભમાં કે અજ્ઞાનમાં ફસાઈ, આપણા પૂજ્ય કે પવિત્ર નામનો દુરુપયોગ ન કરવો ઘટે. એક વખત કોઈકે ગાંધી-બીડી કે એવું નામ આપેલું, ત્યારે આમ જ ટકોર કરવી પડેલી. ઈશ્વરના નામ પેઠે પવિત્ર સંતપુરુષોનાં નામ સારા થવા વાપરીએ એ જ યોગ્ય. નહિ તો એમાં આપણા પૂજ્ય ભાવની પણ કદર થઈ જાય.

૨૨-૫-'૫૧

## કૉંગ્રેસમાં ભાગલા

છેવટે કૉંગ્રેસમાં ભાગલા પડશે એવું લાગે છે. કેટલાક વખતથી ધૂંધવાતી વાત હવે ભભૂકી નીકળવા પર આવી દેખાય છે. આચાર્ય કૃપાલાનીએ કૉંગ્રેસમાંથી રાજીનામું આપ્યું તે જાહેર થયું છે; બીજા કેટલાક આપવાના છે, એમ છાપાં જણાવે છે.

પં. જવાહરલાલજી અને મૌલાના આઝાદની સલાહ માની કૃપાલાનીજીએ મહાસભા અંદરનો પોતાનો પક્ષ વિખેરી નાખ્યો, ત્યારે એમ લાગતું હતું કે, અમદાવાદ મહાસમિતિના એકતાના ઠરાવ મુજબ [illegible]મ આગળ ચાલશે, પરંતુ પક્ષ વિખેર્યો તે કૉંગ્રેસથી બહાર બીજો પક્ષ રચવાની શરૂઆત તરીકે! એનો અર્થ એકતા સાચવવાની સલાહ વ્યર્થ ગઈ, એમ જ ગણાય.

કૉંગ્રેસના લાંબા ઇતિહાસમાં ભાગલા તો પડતા જ આવ્યા છે. એ સ્વાભાવિક પણ છે, પણ તે કોઈ તત્ત્વ કે સિદ્ધાંત યા મૌલિક કાર્યક્રમના ભેદ પર હોય. શ્રી. કૃપાલાનીજી જુદા થવાનું કારણ એવો સિદ્ધાંતભેદ નથી એમ કહે છે. અત્યારનું કૉંગ્રેસ-તંત્ર તેમને પસંદ નથી; તેને સુધારવા તે છૂટા પડે છે. સરકારી તંત્રમાં તથા કૉંગ્રેસ તંત્રમાં — હરેક તંત્રમાં સુધારવા જેવું હોય જ છે. તેનો લોકશાહી ઉપાય એનો ત્યાગ છે? લઘુમતીએ ધીરજ રાખી બહુમતી મેળવવા મથવું ન ઘટે? શ્રી. કૃપાલાનીજીનું નવું પગલું કૉંગ્રેસને નબળી પાડે તો તેમાં દેશની અસેવા જ થશે. કૉંગ્રેસ તંત્રના સડાને બેશક દૂર કરવો; પણ તે સારુ દેશની એકમાત્ર સંસ્થાની લોકપ્રતિષ્ઠાને ધા થવો ન જોઈએ.

૨૧-૫-'૫૧

## ડાંગનો સવાલ

ડાંગ જિલ્લો ગુજરાત મહારાષ્ટ્રની [illegible] સરહદના ઝઘડાનો પ્રશ્ન બન્યો છે. વચ્ચે તે કાંઈક શાંત હતો એ, ચૂંટણીના વિભાગો ગોઠવવાને કારણે, ફરી જાગ્યો છે. ચૂંટણી-કમિશનરે ફેંસલો આપ્યો કે, વહીવટી વિભાગ તરીકે ડાંગ સુરત સાથે છે તેમ રહે. મહારાષ્ટ્ર કહે છે કે, તેને નાસિક જિલ્લા જોડે મૂકવો જોઈએ, કારણ કે ડાંગની ભાષા મરાઠીને મળતી છે એમ મુંબઈ સરકારે સ્વીકાર્યા પછી બીજો રસ્તો નથી.

આ ખેંચાખેંચી અંગે શું કરવું, એ વિષે વડી સરકારે મુંબઈ સરકારને પૂછ્યું; મુંબઈએ તે વિષે પોતાનો જવાબ ન આપ્યો; — આવી ખબર છાપાંમાં આવી છે. તે સાચી હોય તો જવાબ ન આપવા માટે મુંબઈ સરકારને શાબાશી ઘટે છે, કેમ કે એક ભૂલ કર્યા પછી બીજી ભૂલમાં ફસાવાની તેણે ના પાડી. પહેલી ભૂલ, એણે જે ડાંગ વિષે ભાષાકીય નિર્ણય આપ્યો હતો, એ હતી. આ નિર્ણય આપવાનું તેનું કામ નહોતું, છતાં તેણે તે આપ્યો. એને હું ભૂલ કહું છું.

ડાંગની ભાષા કઈ છે, ભાષાવાર પ્રાંત પાડીએ ત્યારે તેનું સ્થાન ક્યાં, એ સવાલ નિરાળો છે. અને વડી સરકાર તથા કૉંગ્રેસે ભાષાવાર પ્રાંત-રચનાનો પ્રશ્ન અત્યારે મોકૂફ રાખવાનું ઠરાવ્યા પછી, ડાંગ અંગે ભાષાવાર ધોરણે તેનું સ્થાન ન વિચારવું જોઈએ. પણ મુંબઈ સરકારે ડાંગના વહીવટના પ્રશ્ન વખતે ભાષાવાર વિચાર કરાતો હોય એવી જાહેર યાદી બહાર પાડી એને હું ભૂલ કહું છું. હવે તે યાદીને આધારે મહારાષ્ટ્ર આગળ વધીને ડાંગને મહારાષ્ટ્રમાં મુકાવવા માગે છે. મુંબઈ સરકાર તથા વડી સરકારે આ ભૂલ ન કરી, તે માટે તેમને મુબારકબાદી ઘટે છે. જ્યાં સુધી ભાષાવાર પ્રાંતરચનાનું કામ ન ઊપડે, ત્યાં સુધી ડાંગ અંગે ‘સ્ટેટસ કો’ (જેવું-છે-તેવું) રાખીને વર્તવું જોઈએ. એટલે ચૂંટણી માટે પણ તેમ જ રહેશે, એમ પ્રમુખશ્રીની આજ્ઞા છે, એ નીતિશુદ્ધ અને ડહાપણભરેલી પણ છે. મહારાષ્ટ્રે પણ તેને માથે ચડાવવી જોઈએ. ભાષાવાર વિચાર કરવાનો આવે ત્યારે તે શાંતિથી પોતાનો દાવો કરી શકશે.

મ૰

૨૨-૫-'૫૧

# અમારાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| અચલાયતન | ૧-૦-૦ |
| અપંગની પ્રતિભા | ૧-૮-૦ |
| અર્થશાસ્ત્રની પરિભાષા | ૦-૧૪-૦ |
| આત્મકથા | ૨-૦-૦ |
| સંક્ષિપ્ત આત્મકથા | ૧-૦-૦ |
| આત્મરચના અથવા આશ્રમી કેળવણી | ૪-૮-૦ |
| આરોગ્યની ચાવી | ૦-૧૦-૦ |
| આહાર અને પોષણ-૧ | ૦-૧૦-૦ |
| આહાર અને પોષણ-૨ | ૦-૧૨-૦ |
| આંધળાનું ગાડું | ૦-૪-૦ |
| ઇન્દુને પત્રો | ૧-૦-૦ |
| ઉર્દૂ લિપિ શિક્ષિકા | ૦-૧૦-૦ |
| ઊધઈનું જીવન | ૧-૦-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૧૨-૦ |
| કન્યાને પત્રો | ૧-૦-૦ |
| કરંડિયો | ૧-૪-૦ |
| કાવ્યપરિચય – ભા. ૧ | ૧-૮-૦ |
| કાવ્યપરિચય – ભા. ૨ | ૧-૮-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૧-૦-૦ |
| કેળવણીવિકાસ | ૧-૪-૦ |
| કેળવણીવિવેક | ૧-૪-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧-૪-૦ |
| ખિસ્સાકોશ | ૧-૦-૦ |
| ખેડૂતનો શિકારી | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૭-૦ |
| ગાંધીજીની સાધના | ૨-૪-૦ |
| ગીતાધ્વનિ | ૦-૬-૦ |
| ગ્રામસેવાના દસ કાર્યક્રમો | ૧-૦-૦ |
| જમનાલાલજી | ૦-૬-૦ |
| જીવતા તહેવારો | ૨-૦-૦ |
| જીવન દ્વારા શિક્ષણ | ૧-૮-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ |
| જોડણીકોશ | ૧૨-૦-૦ |
| ત્રણ વાર્તાઓ | ૧-૪-૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૩-૦-૦ |
| પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો | ૦-૧૦-૦ |
| પ્રાકૃતિક ભૂગોળ | ૦-૧૨-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૧-૦-૦ |
| પ્રેમપન્થ – ૧, ૨, ૪ દરેકની | ૦-૪-૦ |
| બહેનોને | ૦-૬-૦ |

| | |
|---|---|
| બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| બાપુ — મારી મા | ૦-૮-૦ |
| બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| બે ખુદાઈ ખિદમતગાર | ૦-૧૨-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૧૦-૦ |
| ભાઈ અને વેરી | ૦-૮-૦ |
| મધપૂડો | ૧-૪-૦ |
| મલેરિયા | ૦-૭-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૧ | ૪-૮-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૨ | ૫-૮-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૩ | ૫-૦-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૪ | ૩-૦-૦ |
| માનવી ખંડિયેરો | ૨-૮-૦ |
| મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૬-૦-૦ |
| મારી જીવનકથા — રાજેન્દ્રપ્રસાદ | ૮-૦-૦ |
| મારું ગામડું | ૧-૪-૦ |
| યંત્રની મર્યાદા | ૧-૦-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — કેટલીક સૂચનાઓ | ૦-૩-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦-૫-૦ |
| રાષ્ટ્રભાષાનો સવાલ | ૦-૭-૦ |
| રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ | ૦-૬-૦ |
| વિદાય વેળાએ | ૧-૦-૦ |
| વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ | ૦-૬-૦ |
| વિરાજવહુ | ૧-૪-૦ |
| વિશ્વશાંતિ | ૦-૪-૦ |
| વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ | ૬-૦-૦ |
| શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| શ્રાદ્ધના તેર દિવસ | ૦-૭-૦ |
| શ્રી નેત્રમણિભાઈને | ૦-૧૪-૦ |
| સંકલિતા ભગવદ્‌ગીતા | ૧-૪-૦ |
| સંક્ષિપ્ત કરણઘેલો | ૧-૦-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૬-૦ |
| સુદામાચરિત | ૦-૧૪-૦ |
| સીતાહરણ | ૧-૦-૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧-૮-૦ |
| સ્મરણયાત્રા | ૨-૦-૦ |
| હજરત મહમદ અને ઇસ્લામ | ૧-૦-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૮-૦ |
| હિંદની અંગ્રેજ વેપારશાહી | ૪-૦-૦ |
| હિંદુસ્તાની-ગુજરાતી કોશ | ૪-૦-૦ |

નવજીવન કાર્યાલય, પો. બૉ. ૧૦૫, અમદાવાદ

ર. નં. બી૦ ૪૩૨૩

# ગામડાં અને યુનિવર્સિટીઓ

સંસ્કૃતિઓના વિનાશનું મુખ્ય અથવા તો એક કારણ એ હોય છે કે, શહેરો ગામડાંમાંથી જીવન મેળવે છે, પણ બદલામાં ગામડાંને કશું પાછું આપતાં નથી. પરિણામે ગામડાંના સંસ્કૃતિના તથા શક્તિના ચાલુ ઝરા ખૂટી જાય છે, અને આખા દેશની સંસ્કૃતિની અવનતિ થાય છે. પછી આખો પ્રદેશ બહારના લશ્કરી આક્રમણનો ભોગ બનવાને લાયક થઈ રહે છે.

આપણે જેટલું જાણી શકીએ છીએ તે ઉપરથી એમ દેખાય છે કે, શહેરોમાં નવાં જન્મતાં બાળકોથી શહેરોની વસ્તી લગભગ કદી ભરપાઈ થઈ રહેતી નથી. આખી દુનિયા પરથી મળતા પુરાવાઓ પણ મુખ્યત્વે એમ જ સૂચવે છે કે, ગામડાંઓ વસ્તીનું જન્મસ્થાન છે, ત્યારે શહેરો તો ત્યાં આવતાં કુટુંબોનું કબ્રસ્તાન છે.

શહેરો જો ગામડાંમાંથી પોતાની વસ્તીમાં સંમિશ્રણ પૂરતો બધા વર્ગોમાંથી સરેરાશ અમુક ભાગ જ લેતાં હોય, તો તો કશું ચિંતા કરવા જેવું ન કહેવાય. પરંતુ હકીકતે એમ બનતું હોતું નથી. દરેક વર્ગમાંથી થોડા થોડા લોકો જતા હોય છે એ ખરું, પરંતુ ગામડાંના વધુ બુદ્ધિશાળી, શિક્ષિત અને સુસંપન્ન લોકોમાંથી જ વધારે ભાગ શહેરમાં જતો હોય છે. જેમ જેમ એ વર્ગ શહેર તરફ એકધારો ચાલ્યો જાય છે, તેમ તેમ ગામડાંની બાકીની વસ્તી વધુ કંગાળ, નિર્માલ્ય અને મંદ બનતી જાય છે; તથા તેનાં સંસ્કૃતિનાં ઝરણાં સુકાતાં જાય છે.

પણ શહેરમાં વસવા જતાં કુટુંબો તો ત્રણ ચાર પેઢીએ નાશ પામતાં જાય છે; એટલે પછીની પેઢીઓની ભરતી પણ પાછી ગામડાંમાંથી જ કરવી પડે છે. પણ ગામડાં પાસેથી તો ઓછાં ને ઓછાં સત્ત્વવાન થતાં માણસો જ મળે છે. પરિણામે, આ પ્રક્રિયા સમગ્ર સંસ્કૃતિ અને રાષ્ટ્રની અવનતિનો જ ચોક્કસ માર્ગ બની રહે છે.

યુનિવર્સિટીઓનું મોં શહેરો તરફ છે; ગામડાં તરફ નહિ. તેમ જ તેઓ પોતાના બધા વિદ્યાર્થીઓને પણ ગામડાંથી વિમુખ બનાવે છે. યુનિવર્સિટીઓના રસનાં મૂળ પણ પરદેશની સંસ્કૃતિઓમાં નંખાયેલાં છે; પોતાના દેશની સંસ્કૃતિમાં નહિ.

યુનિવર્સિટીઓ વધારેપડતું ધ્યાન ડિગ્રીઓ તરફ અને સરકારી હોદ્દાઓ માટે લાયકાત અપાવવા તરફ આપે છે અને પ્રત્યક્ષ કામકાજ દ્વારા શિક્ષણ મેળવવા તરફ પૂરતું ધ્યાન આપતી નથી. તેઓ ચોપડીઓમાંથી શીખવા તરફ વધારે લક્ષ આપે છે; [illegible]ામાન્ય સમાજના એક સભ્ય તરીકેનું પૂરું જીવન જીવવાના ચાલુ ક્રમ દ્વારા શીખવા તરફ બહુ ઓછું [illegible] આપે છે.

ભારતનાં પાંચ લાખથી વધારે ગામડાંને સજીવન કરવા માટેના મુખ્ય બળ તરીકે, તેમ જ એ ગામડાંઓ માણસોનાં શરીર અને આત્માને માટે ઉત્તમ રહેઠાણ રૂપ બની શકે એમાં મદદગાર નીવડવા સારુ, તથા એક યોગ્ય ગ્રામ-સમાજ ઊભો કરવા અને દૃઢ કરવા માટે, હિંદની આજની યુનિવર્સિટીઓ કે તે યુનિવર્સિટીઓની પરંપરા અને સ્વરૂપને અનુસરતી કોઈ પણ સંસ્થા યોગ્ય સાધન બની શકે તેમ નથી.

આજની હિંદી યુનિવર્સિટીઓમાં લગભગ દરેક જણ ગંભીર દોષો જુએ છે તથા આતુરતાપૂર્વક અને બુદ્ધિપૂર્વક તે દોષોને દૂર કરવા ઇચ્છે છે; છતાં યુનિવર્સિટીના સમગ્ર સ્વરૂપને ધરમૂળથી ભાગ્યે જ કોઈ પલટવા ઇચ્છે છે.

ભારતની યુનિવર્સિટી નજીકના ભવિષ્યમાં કાંઈ પણ કરે, તથા આ કે તે વિગતની બાબતમાં તેમાં ગમે તે સુધારા કરવામાં આવે, તોપણ તે બધું ભૂતકાળમાં જે કાંઈ કરવામાં આવ્યું છે, તેમાં જ થોડા ઘણા સુધારા યા વધારા રૂપ હશે. થોડા દાખલાઓ બાદ કરતાં, યુનિવર્સિટીઓની અંદર એવી કોઈ નિરપેક્ષપણે જોવાની સમગ્ર દૃષ્ટિ જ મોજૂદ નથી, કે જે પોતાના ચાલુ સ્વરૂપ કરતાં છેક જ નવી કે જુદી એવી કેળવણીની પદ્ધતિ ઊભી કરી શકે. અમારો અભિપ્રાય એવો છે કે, હિંદનાં ગામડાંને ઘટક તથા નિયામક તત્ત્વ તરીકે રાખીને નવું હિંદ સર્જવાનું કામ કોઈ નવી, જુદી અને સ્વતંત્ર સંસ્થાનું જ હોઈ શકે, કે જે સંસ્થા પોતાનું સ્વરૂપ પોતાની રીતે ઘડવાને સ્વતંત્ર હોય.

ડૉ. આર્થર ઇ. મૉર્ગન

[થોડા વખતમાં બહાર પડનાર ચોપડી 'ગ્રામ-વિદ્યાપીઠ'માંથી]

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

सा विद्या या विमुक्तये





વર્ષ ૧૦ — અંક ૪

એપ્રિલ — નવજીવન, અમદાવાદ — ૧૯૫૨

ર. નં. બી૦ ૪૩૪૩

# ગામડાં અને યુનિવર્સિટીઓ

સંસ્કૃતિઓના વિનાશનું મુખ્ય અથવા તો એક કારણ એ હોય છે કે, શહેરો ગામડાંમાંથી જીવન મેળવે છે, પણ બદલામાં ગામડાંને કશું પાછું આપતાં નથી. પરિણામે ગામડાંના સંસ્કૃતિના તથા શક્તિના ચાલુ ઝરા ખૂટી જાય છે, અને આખા દેશની સંસ્કૃતિની અવનતિ થાય છે. પછી આખો પ્રદેશ બહારના લશ્કરી આક્રમણનો ભોગ બનવાને લાયક થઈ રહે છે.



તો ... નવાં જન્મતાં બાળકોથી ખબર આપવાથી ત ... આપવામા આવશે. એ પહેલા ... પાન ખાતામાં પૂરી તપાસ કરી ... વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ(૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકાશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના.

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
**પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ**

## અમારાં નવાં પ્રકાશનો

**સર્વોદયનો સિદ્ધાંત :** [સર્વોદયના સિદ્ધાંતની ચર્ચા કરતા ગાંધીજી, વિનોબા વગેરેના લેખો.] કિં. રૂ. ૦-૧૨-૦; ટપાલરવાનગી ૦-૩-૦.

**Satyagraha in South Africa:** By Gandhiji; Trans. Valji Govindji Desai (Second Revised Ed.) Price Rs. 4-0-0; Postage etc. 0-11-0.

**Sarvodaya** — Its Principles and Programme: Price Re. 1-0-0; Postage etc. 0-3-0.

**The Political Philosophy of Mahatma Gandhi:** By Gopinath Dhawan; (Second Revised Ed.) Price Rs. 6-0-0; Postage etc. 0-14-0.

**सर्वोदयका सिद्धांत :** की. रु. ०-१२-०; डाकखर्च ०-३-०.

**નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૦-અંક ૪] અમદાવાદ [એપ્રિલ, ૧૯૫૧

## યુનિવર્સિટીઓની નવી ફરજ

યુનિવર્સિટી કમિશને ગ્રામવિદ્યાપીઠોની વાત કરી છે. મહાત્મા ગાંધીજીએ બતાવેલી પાયાની કેળવણીની યોજના આપણી સમક્ષ છે. એ હોવા છતાંયે શું આપણે જૂની દોષયુક્ત પ્રથાને વળગી રહીશું? તાત્પર્ય એ છે કે, આપણાં વિશ્વવિદ્યાલયોનો સંબંધ પૂર્ણ ભારતીય જીવન સાથે હોવો જોઈએ; આજ સુધી રહ્યો છે એ મુજબ કેવળ રાજસત્તા સાથે ન હોવો જોઈએ.

ભારતીય જીવન સાથે સંપર્ક હોવાનો પહેલો અર્થ એ છે કે, વિશ્વવિદ્યાલયોમાં ભારતની આર્થિક ઉન્નતિ કરવામાં બરાબર મદદ કરે એવા વિષયો અવશ્ય શીખવવા જોઈએ. ભારતના આર્થિક જીવનનો મુખ્ય આધાર ખેતીવાડી છે, એ સૌ કોઈ જાણે છે. આપણા દેશમાં બીજા અનેક ઉદ્યોગધંધા ઊભા થઈ શકે, થવા જોઈએ અને થશે. પરંતુ મારી માન્યતા પ્રમાણે, ખેતી જ આપણો મુખ્ય અને પ્રધાન ઉદ્યોગ રહેશે. આ વિચાર બરાબર હોય તો આપણા શિક્ષણમાં ખેતીવિજ્ઞાન અને ખેતી સંબંધી અન્ય વિજ્ઞાનોની પ્રધાનતા હોવી જોઈએ એ વાત સ્પષ્ટ છે. આજે વિશ્વવિદ્યાલયોના અભ્યાસક્રમો ઉપર દૃષ્ટિપાત કરવામાં આવે, તો તેમાં ખેતીવિજ્ઞાન અને એ સંબંધી બીજાં વિજ્ઞાનોનું બહુ જ ગૌણ સ્થાન જોવા મળશે. ભારત જેવા ખેતીપ્રધાન દેશમાં ખેતીવિદ્યાનો જ લગભગ અભાવ હોય એ ખરેખર શરમજનક વસ્તુ છે. આપણા દેશમાં આજે અનાજની તંગી છે. અને આપણો ખેતી-ઉદ્યોગ બીજા દેશોમાં જેટલો લાભદાયક છે તેટલો નથી. તેનું એક કારણ એ પણ છે કે, આપણે ત્યાં આધુનિક ખેતીશિક્ષણનો લગભગ અભાવ જ રહ્યો છે. વળી જે થોડોઘણો પ્રબંધ કરવામાં આવ્યો છે તેમાં શિક્ષણ પામેલા વિદ્યાર્થીઓને સરકારી નોકરી સિવાય ખેતી સંબંધી બીજા કોઈ કામમાં રસ જ નથી હોતો. ખેતીશિક્ષણને લાભદાયક બનાવવું હોય તો તે અહીંની ભાષામાં અને અહીંની પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને આપવું જોઈએ, તેમ જ તે ઓછું ખર્ચાળ હોવું જોઈએ. આમ થાય ત્યારે જ તેનો લાભ આપણે ખેતી માટે ઉઠાવી શકીશું. ખેતી પછી આપણી આર્થિક ઉન્નતિ કાપડના ઉદ્યોગ પર નિર્ભર છે. તેથી આપણાં વિદ્યાલયોમાં કાપડ સંબંધી વિજ્ઞાન શીખવવાની વ્યવસ્થા પણ હોવી જોઈએ. વધારે વિગતમાં ન જતાં એટલું જ કહેવું બસ થશે કે, વિદ્યાલયોના અભ્યાસક્રમો દેશના આર્થિક જીવન સાથે ગાઢ સંબંધ રાખી શકે એવા હોવા જોઈએ.

બીજી જરૂરી વાત એ છે કે, ચાલુ વર્ષમાં કયા આર્થિક ક્ષેત્રમાં કેટલા શિક્ષિત માણસોની જરૂર છે એ દર્શાવતા આંકડા આપણી પાસે હોવા જોઈએ અને એને આધારે કયા વિષયોનો અભ્યાસ વિદ્યાર્થીઓએ કરવો જોઈએ એ બાબતની સલાહ તેઓને આપવી જોઈએ. હું માનું છું કે, આ બાબતમાં વિશ્વવિદ્યાલય રાજ્યમાં ચાલતા ઉદ્યોગો તેમ જ લોકસેવા અને ખેતી સંબંધી સંસ્થાઓ સાથે નિકટનો સંબંધ રાખે તો આ કામમાં કંઈક સરળતા થશે. વિદ્યાલયોમાં વિદ્યાર્થીઓને આ પ્રકારનું માર્ગદર્શન મળવા લાગે તો આજે તેમની જે શક્તિ નકામી વેડફાઈ જાય છે તે ઉપયોગમાં લઈ શકાય. આજે ઘણું કરીને વિદ્યાર્થીઓ ભવિષ્યમાં જરાયે કામમાં ન આવે એવા વિષયો શીખવામાં પોતાનો સમય ગાળે છે, પરંતુ જો તેમને યોજનાત્મક શિક્ષણ આપવામાં આવે તો દેશની ધનસંપત્તિ અને યુવાનોની શક્તિ નકામી વેડફાઈ જતી બચી જાય.

ત્રીજી આવશ્યક વાત એ છે કે, શિક્ષણ-સંસ્થાઓએ શિક્ષણનું ધ્યેય સેવા છે, ઉપભોગ કે બાહ્ય ટાપટીપ નથી, એવો ખ્યાલ વિદ્યાર્થીઓમાં પેદા કરવો જોઈએ. આજનો શિક્ષિતવર્ગ એમ માને છે કે, શિક્ષણ કાં તો સરસ્વતીનું સંગીતમય આભૂષણ છે, કાં તો લક્ષ્મીનું સુખદ વરદાન છે. ઘણા લોકો એમ સમજે છે કે, વિદ્યાનું પ્રયોજન કેવળ સભા કે સમાજમાં પ્રતિષ્ઠાપૂર્વક વર્તી શકાય તેમ જ સારી રીતે કપડાં પહેરતાં અને દમામભેર વાતચીત કરતાં આવડે એટલું જ છે. આ રીતે તેઓ શિક્ષણને પોતાના મનને સાફ કરે એવા આભૂષણરૂપ માને છે. આ બાબતમાં થોડુંઘણું તથ્ય છે ખરું, પણ તે બરાબર તો નથી જ. એમાં એટલી જ સચ્ચાઈ રહેલી છે કે, વિદ્યા નર્યા પશુમાનવને દિવ્યમાનવ બનાવે છે. એ તેને પ્રકૃતિદત્ત વાસનાઓથી ઉપર ઉઠાવી પ્રકૃતિની બક્ષિસને પોતાની સૃષ્ટિ કરતાં અધિક સુન્દર, ઉપયોગી અને વિસ્તૃત કરી શકે એવી શક્તિ અર્પે છે. પરંતુ એમાં જ્યાં સચ્ચાઈ રહેલી છે ત્યાં ભય પણ છે જ; કારણ કે આવા વિચારને લીધે શિક્ષિત વર્ગ પોતાને બીજા માનવીઓ કરતાં જુદો અને વિશેષ અધિકારવાળો વર્ગ માની લે એવો સંભવ છે. વિદ્યા માણસને બીજો જન્મ આપે છે એ વાત સાચી છે, પણ એનો અર્થ એવો નથી કે માણસ દ્વિજત્વના ઉચ્ચ આસને બેસીને બીજા માણસોને ક્ષુદ્ર માનતો થાય. ઊલટું, શિક્ષિત વર્ગે તો એ ધ્યાનમાં રાખવું જોઈએ કે, જનતાની ઉદારતા અને સહાયથી જ તે સરસ્વતીની ઉપાસના કરવાની સુલભતા પ્રાપ્ત કરી શક્યો છે. તેથી તેમની વિદ્યા તેમના દેશવાસીઓ અને પૂર્વજોની મિલકત છે. એ મિલકત તેમણે વ્યાજ સાથે ચૂકવવાની છે. તેથી વિદ્યાને આભૂષણ ન માનતાં એને સેવાનું ઋણ માનવું જોઈએ. એ જ રીતે વિદ્યાને કેવળ ઉપભોગની વસ્તુ ન માનવી જોઈએ, અથવા તો શિક્ષિત હોવાને લીધે કોઈ વ્યક્તિએ સામાજિક આવકમાંથી મુખ્ય ભાગની માગણી ન કરવી જોઈએ. તેણે એમ માનવું જોઈએ કે, જ્યારે તે પોતાની વિદ્યાના પ્રયોગથી સમાજની સાંસ્કૃતિક કે આર્થિક ઉન્નતિ અને અભિવૃદ્ધિ કરી શકે ત્યારે જ તે સામાજિક આવકમાંથી અમુક અંશનો ભાગીદાર બની શકે. તેથી વિશ્વવિદ્યાલયો અને અન્ય શિક્ષણ સંસ્થાઓનો ધર્મ છે કે, તેઓ પોતાના વિદ્યાર્થીઓમાં વિદ્યાર્થીજીવન એ સર્જનાત્મક શકિતનું બીજું નામ છે એવી ભાવના જગાડે. અને જ્યાં સુધી વિદ્યાર્થીઓ પોતાનું જીવન સર્જનાત્મક કામોમાં નહિ ગાળે ત્યાં સુધી તેઓ વિદ્યા કે જીવન પ્રત્યે વફાદાર ઠરશે નહિ.

શિક્ષણની જવાબદારી અને ધર્મને બરાબર ઓળખવો એ તમારા જેવાં શિક્ષિત યુવક–યુવતીઓનો ધર્મ છે. સંભવ છે કે એ ધર્મને ટકાવી રાખવામાં તમારે ઘણી મુશ્કેલીઓનો સામનો કરવો પડે તથા તેની જવાબદારી અદા કરવામાં તમારે લક્ષ્મીના વરદાનથી વંચિત રહેવું પડે. પરંતુ તમારે યાદ રાખવું જોઈએ કે, તમારું જીવન ત્યારે જ સમૃદ્ધ થશે જ્યારે આખા સમાજનું જીવન સમૃદ્ધ થાય. સમાજની ગરીબીમાં તમારી સમૃદ્ધિની ઇચ્છા રાખશો તો જેઓ પોતાના સ્વાર્થ માટે બીજાઓનાં હિતોને હણે છે તેવા લોકોના તમે ભાઈબંધ જ ગણાશો. હું માનું છું કે, તમારું ભાવનાશાળી હૃદય એ વાતને કદાપિ પસંદ નહિ કરે. તેથી કમર કસીને આ વાત માટે તૈયાર થઈ જાઓ કે, જ્યાં સુધી સમસ્ત દેશ ઉન્નત, સુસંસ્કૃત અને સમૃદ્ધ ન થાય ત્યાં સુધી અમે અમારાં સુખદુ:ખનો વિચાર છોડી દઈને દેશની આર્થિક અને સાંસ્કૃતિક ઉન્નતિ થાય એવાં કામો કરતા રહીશું.

અનંત કાળથી માનવી પેઢી દર પેઢી જ્ઞાનની જ્યોત લઈને સંસાર અને સમયની વચ્ચે દોડી રહ્યો છે. જ્યાં સુધી શરીરમાં પ્રાણ રહે છે ત્યાં સુધી તે એને ઊંચી રાખીને દોડતો ચાલ્યો જાય છે. અને થાકીને અનંત નિદ્રામાં પોઢતી વખતે બીજા સશક્ત અને તાજગીભર્યા માણસના હાથમાં એને સોંપતો જાય છે. એ દોડમાં આ વિશ્વ-વિદ્યાલયે એ જ્ઞાન-જ્યોતને તમારા હાથમાં સોંપી છે. તમારો ધર્મ છે કે એને તમે હંમેશાં જલતી રાખો અને તમારામાં પ્રાણ રહે ત્યાં સુધી ભવિષ્યના રહસ્ય-ભર્યાં અંધકારને જ્યોતિર્મય કરતા રહો. અને છેવટે એ જ્યોતને તમારા ભાવિ સંતાનને સોંપતા જજો. આ મહાન જવાબદારી તમારા ઉપર છે. ઈશ્વરને મારી એ જ પ્રાર્થના છે કે તે તમને આ જવાબદારી પૂરી કરવામાં સફળતા અર્પે.*

**રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદ**

* નાગપુર વિશ્વવિદ્યાલયના ૩૦મા સમાવર્તન સમારંભ વખતે આપેલા દીક્ષાન્ત ભાષણમાંથી.

# સ્વ૦ વામનરાવ મુકાદમ

આઝાદી મળ્યા પછી હિંદુસ્તાનમાં મહાપુરુષોનાં મૃત્યુની જે દુઃખદ પરંપરા ચાલુ થઈ છે તે પરથી એમ જ લાગે છે કે, જાણે પ્રભુના મનમાં આખો જમાનો જ બદલવાનું છે. જે માણસોએ સ્વતંત્રતા મેળવવામાં મોટામાં મોટો ફાળો નોંધાવ્યો હતો, તે જ ઝપાટાબંધ ખરવા માંડ્યા છે. જાણે હવેનો જમાનો સેવાનો નહિ પણ હુંપણાનો, હુંસાતુંસીનો, પોતાનાં બણગાં ફૂંકવાનો અને જરાતરા સત્કાર્ય કર્યું હોય તેનો વ્યાજ સહિત બદલો મેળવવાનો હોય, અને તેને લાયક હોય તેવા માણસોને જ આગળ લાવવાની કુદરત બાજી રચતી હોય !

સ્વર્ગસ્થ વામનરાવ મુકાદમના મૃત્યુની વાત સાંભળીને ઉપલા વિચારો મારા મગજમાં જોરથી આવવા માંડ્યા. વામનરાવનું કાર્યક્ષેત્ર પંચમહાલ અને ગુજરાત પૂરતું અથવા બહુ બહુ તો મુંબઈ રાજ્ય પૂરતું હતું, એ વાત ખરી. પણ એમની હિંમત, ગમે તેવા ચમરબંધીને રોકડું પરખાવવાની એમની રીત, એમનું નિઃસ્પૃહીપણું, એ ગુણો એમને અખિલ હિંદના આગેવાન બનાવે એવા હતા. પાંત્રીસ પાંત્રીસ વર્ષથી અખંડ સેવા કરતા હોવા છતાં જેમણે પોતાના ઘરમાં અનીતિનો કે ભેટસોગાદનો પણ એક પૈસો પણ રાખ્યો નથી, એવા સેવકો એમના જેવા કેટલા હશે ?

વામનરાવે સેવાની શરૂઆત ૧૯૦૫ના જમાનામાં કરી. કેળવણી માંડ મૅટ્રિક સુધીની હોવા છતાં તેમની કુશાગ્રબુદ્ધિ, હૈયાઉકલત, હાજરજવાબીપણું અને જે પ્રશ્ન હાથમાં લે તેનો વિગતવાર અભ્યાસ કરવાની ટેવ – એ ગુણોને લીધે ગાંધીજી પણ ઘણાં વર્ષો સુધી તેમને વકીલ સમજતા. વામનરાવનું વક્તૃત્વ ભાષામાં સાદું પણ કહેવતો અને ગામઠી ઉપમાઓથી ભરેલું તેમ જ બીકણ માણસનાં પણ રૂંવાડાં ઊભાં કરે એવી જાતનું હતું. ૧૯૩૦–૩૧ની મીઠાની લડતમાં ધરાસણા જતાં રસ્તામાં વડોદરા અને વલસાડમાં તેમણે આપેલાં ભાષણો ગુજરાતના લોકો હજી પણ ભૂલ્યા નહિ હોય.

સને ૧૯૧૫–૧૭નાં વર્ષોમાં ગુજરાત કાઠિયાવાડમાંથી વેઠની પ્રથાનાં મૂળ કાઢવામાં તેમણે જે અથાગ મહેનત ઉઠાવી હતી, અને તેમાં સારી જેવી સફળતા મેળવી હતી, તેને ગુજરાતના કાર્યકર્તાઓ અને જનતા આજે પણ યાદ કરે છે. આ તેમના જીવનનું સૌથી પ્રથમ અને મોટામાં મોટું જાહેર કામ હતું.

વામનરાવ તિલક મહારાજની વિચારસરણી અને કાર્યપદ્ધતિના અનુયાયી હતા. તેથી અંગ્રેજ સરકારના વિરોધ સિવાય બીજું કોઈ નિત્યનું સંગીન રચનાત્મક કાર્ય કરવા તરફ એમણે ઘણાં વર્ષો સુધી ધ્યાન આપ્યું નહિ. અને તેથી પંચમહાલ જ શું પણ ગુજરાતભરમાં જુવાનોને સંગઠિત કરવાની પૂરતી તાકાતવાળા હોવા છતાં પણ, તેઓ કાર્યકર્તાઓનું કોઈ નવું જૂથ જમાવી શક્યા નહિ. અને પંચમહાલને પણ એમની શક્તિનો પૂરો લાભ મળી શક્યો નહિ. તેઓ જેમ વિરોધીઓના કટ્ટા દુશ્મન હતા, તેમ ગરીબોના દિલોજાન મિત્ર અને બેલી હતા. તેઓ હિંદુ મહાસભાવાળા હતા એમ ઘણા લોકો માને છે. પણ એ પૂરું સાચું નથી. હિંદુઓના હાડમાં પેસી ગયેલું બીકણપણું તેઓ સાંખી શકતા નહોતા અને તેથી જ જીવનને સંધ્યાટાણે અને આઝાદી મળ્યા [illegible] હોમગાર્ડ્ઝનું કામ એમણે પૂરા ઉત્સાહથી હાથમાં લીધું હતું.

ઘરમાં સુદામા જેવું દારિદ્ર્ય હોવા છતાં વામનરાવનું ઘર કોઈ પણ અતિથિને માટે હંમેશાં ખુલ્લું હતું. કોઈ પણ પક્ષનો કાર્યકર ગોધરામાં આવે તો ઘણુંખરું વામનરાવનો જ મહેમાન થાય; પછી વામનરાવ પોતે ઘરમાં હોય કે ન હોય. તો પછી કોઈ આગેવાનની પધરામણી ગોધરામાં થાય ત્યારે વામનરાવ પોતાની શક્તિનો પણ વિચાર ન કરતાં ભાન ભૂલીને ખર્ચ કરે; તેને મારા જેવો માણસ કેવળ ઉડાઉપણું જ કહે તેમાં શી નવાઈ? જાહેરસેવાની ધૂનમાં પોતાના કુટુંબીઓ તરફ એમણે જે દુર્લક્ષ સેવ્યું તે તો ગૃહસ્થાશ્રમીઓને માટે ગુનો ગણાય એટલી હદનું હતું.

જાહેર કાર્યમાં તેઓ સામાની નબળાઈ અને લુચ્ચાઈ પારખવામાં એક્કા હતા. છતાં ખાનગી જીવનમાં એટલા સરળ અને ભોળા હતા કે, ગમે તે માણસ તેમને સહેલાઈથી છેતરી જઈ શકતો; અને છતાં એમની

ઉદારતા એટલી હદની હતી કે, જેને એક વખત પોતાનો માન્યો તેના ગમે તેટલા ગુના પણ તેઓ માફ કરતા એટલું જ નહિ, પણ તેની સજા કે દંડ પોતે ભોગવી લેતા. વામનરાવ પંચમહાલનું ઢાંકણ હતા — શિરછત્ર હતા. બીજાં સ્થળોની પેઠે પંચમહાલમાં પણ ઘૂસવા માગતા નવા નવા વાદોને તેમ જ તકસાધુઓને એમણે, પોતાનું ઘડપણ અને નબળી તબિયત હોવા છતાં, ફાવવા દીધા નહિ. તેમના અવસાનથી પંચમહાલે એ શિરછત્ર ગુમાવ્યું છે અને આજે પંચમહાલ ઉઘાડું પડ્યું છે.

**મામા ફડકે**

# હાર્વર્ડ વિદ્યાપીઠનાં છાત્રાલયો

અમેરિકાની હાર્વર્ડ વિદ્યાપીઠ વસાહતી વિદ્યાપીઠ છે. તેથી દરેક વિદ્યાર્થીએ અભ્યાસ દરમિયાન છાત્રાલયમાં રહેવું પડે છે. તેમ છતાં વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થતાં તથા લડાઈ દરમિયાન નવાં છાત્રાલયો બાંધવા પૂરતા પૈસા તથા સાધનોના અભાવે હાલમાં કેટલાક વિદ્યાર્થીઓ વિદ્યાપીઠની આજુબાજુના વિસ્તારમાં રહે છે. વિદ્યાપીઠની કુલ સંખ્યા ૧૪૦૦૦ વિદ્યાર્થીઓની છે, તેમાંથી ૧૦૦૦૦ છાત્રાલયોમાં રહે છે.

છાત્રોને પોતાનો એક અલગ ઓરડો જોઈએ તો તે મળે છે, અથવા એક ઓરડામાં બે કે ત્રણ છાત્રો પણ સાથે રહે છે. જ્યાં બે કે ત્રણ છાત્રો સાથે રહેતા હોય ત્યાં તેઓને સૂવા માટે તથા અભ્યાસ માટે — એમ બે જુદા ઓરડા મળે છે. એક જ છાત્ર હોય તો તેને ફક્ત એક ઓરડો મળે. દરેક વિદ્યાર્થી પોતાને કયો ઓરડો ગમશે અથવા કયા મિત્રો સાથે વર્ષ દરમિયાન રહેવું ગમશે તે જણાવે છે. સામાન્ય રીતે વિદ્યાર્થીએ પોતે પસંદ કરેલા ઓરડામાં પોતાના મિત્રો સાથે રહેવાનું શક્ય બને છે. વિદ્યાપીઠના સત્તાધીશો તેની આ સગવડ સાચવવા હમેશ તૈયાર હોય છે. કારણ કે અભ્યાસ માટે અનુકૂળ વાતાવરણ સર્જવામાં ઉપરનો નિર્ણય એક અગત્યનો ભાગ ભજવે છે.

આ ઓરડાઓ મોટા તથા હવા ઉજાસવાળા હોય છે. એક છાત્ર માટેનો ઓરડો ૧૫'×૧૨' ના ક્ષેત્રફળનો હોય છે. ત્યારે બે કે ત્રણ છાત્ર માટેના બે ઓરડાઓ — અભ્યાસનો ૨૦'×૧૫' તથા સૂવાનો ૧૪'×૧૨' — ક્ષેત્રફળના હોય છે. આ ઓરડાઓમાં સગવડો ઠીક ઠીક પ્રમાણમાં હોય છે. છાત્ર દીઠ એક મેજ, બે ખુરશી, એક આરામખુરશી, એક નાનું મેજ, એક ચોપડીઓ રાખવાનો ઘોડો, તથા ખાટલો, ગોદડું અને ઓશીકું મળે છે. વીજળીનાં ત્રણ 'પૉઇન્ટ' હોય છે. તેમાંથી જોઈએ તેટલો ઉપયોગ થઈ શકે છે. સામાન્ય રીતે ત્યાં દરેક વિદ્યાર્થી રેડિયો, ટેબલ-લૅમ્પ તથા વીજળી-સગડી વાપરે છે. 'હીટર' તો ત્યાં દરેક ઓરડામાં હોય છે. આ ઓરડાઓનાં ભાડાં સત્ર દીઠ ૭૫ ડૉલરથી માંડીને ૧૫૦ ડૉલર સુધી હોય છે. જે ઓરડાની નજીક ખૂબ અવરજવર હોય, નાહવાની ઓરડી પાસે આવી હોય, અથવા તો જ્યાં ખૂબ અવાજ થતો હોય — તેવા ઓરડાઓનાં ભાડાં નીચાં હોય છે. જેમ ઉપરના માળે ચડતા જાઓ તેમ ભાડાં પણ વધતાં જાય છે.

ત્યાં પાંચ છાત્ર દીઠ એક જુદી નાહવાની ઓરડી હોય છે. તેમાં એક સંડાસ, બે મોઢું ધોવાનાં 'બેઝીન' તથા 'શાવર' સાથેની એક નાની નાહવા માટેની ઓરડી હોય છે. નાહવાની ઓરડી તથા સંડાસના બારણાંને સાંકળ હોતી નથી. વિદ્યાર્થી આ સ્થળે પોતાના કુદરતી પોશાકમાં હરેફરે છે.

બધા છાત્રોને જમવાને માટે એક સ્થળે હાજર થવાનું હોય છે; વિનયનના (arts) વિદ્યાર્થીઓ, દાક્તરી અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ, વેપારી તાલીમ લેતા વિદ્યાર્થીઓ — એમ દરેક વિભાગને માટે પોતાનું જમવાનું સ્થળ હોય છે. તેથી એક રસોડે વધારેમાં વધારે ૧૧૦૦–૧૨૦૦ છાત્રો જમે છે. આ ભોજનગૃહો દિવસ દરમિયાન ત્રણ વખત ઉઘાડાં રહે છે: સવારે ૮ થી ૯–૩૦, બપોરે ૧૨ થી ૨ અને સાંજરે ૫–૩૦ થી ૭. રાત્રે એવી વ્યવસ્થા હોય છે કે, તમે જેવા ભોજનાલયમાં દાખલ થાઓ કે ત્યાં પાસે જ થાળી, છરીકાંટા, ચમચા વગેરે પડ્યું હોય છે; તે લઈને તમે હારમાં આગળ વધો છો. જમવાની ચીજો છાત્રોની જે હાર થઈ હોય તેની ડાબી બાજુએ ગોઠવેલી હોય છે. અને તે પીરસવા માટે સ્ત્રીઓ હોય છે. હારમાં આગળ

વધતાં ખાવાની ચીજો આગળથી પસાર થવાય છે; જેને જે ચીજ જોઈતી હોય અને જેટલી જોઈતી હોય તેટલી તે માગી શકે છે. હારમાંથી બહાર નીકળો ત્યારે વિશાળ ઓરડામાં ખુરશી-ટેબલ પડ્યાં હોય ત્યાં બેસવાની સગવડ હોય છે. એક ટેબલ દીઠ બે, ચાર કે આઠ ખુરસીઓ ગોઠવવામાં આવી હોય છે. દરેક છાત્ર પોતાના મિત્રો સાથે બેસી નિરાંતે વાતો કરી, જમી શકે છે. કેટલાંય નવાં ઓળખાણો અત્રે જ થાય છે, કારણ કે ફુરસદનો સમય અત્રે જ મળે. તેથી નવા છાત્રોને મળી, વાતો કરી ઓળખાણ કરવાની સગવડ અત્રે મળે છે. આ ઓરડામાં ૬૦૦ વિદ્યાર્થીઓનો એકીવખતે સમાસ થઈ શકે તેવી સગવડ હોય છે.

સવારના નાસ્તામાં ફળનો રસ, દૂધ તથા ‘સીરિયલ’ (જેવાં કે કૉર્ન ફ્લૅક્સ, ઘઉંની બનાવટ વગેરે) બે ઈંડાં તથા ‘બેકન’, ટોસ્ટ, દૂધ, ચા, કૉફી હોય છે. બપોરે ટમેટાંનો રસ, ‘સૂપ’, લીલાં શાકભાજી, પાંઉ, એક માંસની બનાવટ, આઇસક્રીમ, દૂધ, કૉફી હોય છે. સાંજના બપોરના જેટલી જ બનાવટો હોય છે. પણ માંસની એકને બદલે બે ચીજો હોય છે. શાકાહારીઓ કોઈક જ હોય છે. તેઓને માંસની જગ્યાએ ભાત તથા વટાણા, ફળની આખી થાળી, મકાઈના દાણાની બનાવટો વગેરે ચીજો આપે છે. એક અઠવાડિયાનું ખર્ચ ૧૨ ડૉલર અને ૨૫ સેંટ આવે છે.

આ ભોજનાલયોમાં શી ચીજો આપવી, કેવી બનાવટો કરવી વગેરે એક પગારદાર આહારશાસ્ત્રી નક્કી કરે છે. તેથી ભોજનમાં જુદાં જુદાં તત્ત્વોની સુમિલાવટ જોવા મળે છે અને છાત્રોને ખૂબ પૌષ્ટિક ખોરાક જમવા મળે છે. તળ્યું-તાવ્યું કે મસાલાવાળી ચીજો ખાવા મળતી નથી. ત્યાંના ભોજનમાં — બપોરે કે સાંજરે — આઇસક્રીમ એક સર્વસામાન્ય ચીજ થઈ પડી છે.

આ ભોજનાલયોમાં શનિવારે સાંજના રંગબેરંગી દૃશ્યો જોવા મળે છે; કેટલાય વિદ્યાર્થીઓ તે દિવસે પોતાનાં સ્ત્રીમિત્રોને જમવા નોતરે છે. તે વખતે વાતાવરણ વધારે જીવંત લાગે છે. જુદાં જુદાં અત્તરો તથા પાઉડરોની વાસ, ચીપી ચીપીને બોલવાનો અવાજ, પુરુષોની હાજરીમાં સદાય હસમુખા રહેવાને ટેવાયેલ સ્ત્રીઓના ચહેરાઓ, ઠઠ્ઠામશ્કરીઓ વગેરે ત્યાંના વાતાવરણને ભરી દે છે.

છાત્રોને પોતાની એક ‘ક્લબ’ હોય છે: ત્યાં રેડિયો, ટેલિવિઝન, પિયાનો, જુદાં જુદાં માસિકો, પેપરો, પુસ્તકો તથા પિંગપૉંગ વગેરે રમવાની સગવડો હોય છે. છાત્ર પોતાના પુરુષ યા સ્ત્રીમિત્રને અત્રે મળી શકે છે. આ મિત્રોને છાત્ર પોતાના ઓરડામાં સોમથી શુક્ર સુધી સાંજના ૭ વાગતા સુધી લઈ જઈ શકે છે. શનિ-રવિ રાતના ૧૨ વાગતા સુધી મિત્રોને ઓરડાઓમાં (છાત્રના) રાખી શકાય છે. જો રાતના ૧૨ વાગ્યા પછી રાખે તો વિશ્વવિદ્યાલય કડક હાથે કામ લે છે. મેં બે છાત્રોને આ નિયમના ભંગ બદલ બરતરફ કર્યાના દાખલા જોયા છે. તેથી સ્વતંત્રતાની સાથે તેઓ શિસ્ત ઉપર પણ ખૂબ ભાર મૂકે છે.

છાત્રો રાતના નવ વાગ્યે પાછા પોતાના ઓરડાઓમાં આવી જાય છે કે નહિ તે ત્યાં બહુ અગત્યનું નથી. છાત્રને મન ફાવે ત્યારે પાછા વળે, પણ સામાન્ય રીતે તેનો ઘણો ખરો સમય અભ્યાસમાં જ જાય છે. તેથી બહાર રખડવાનું તેને પરવડી શકે નહિ. ત્યાં રોજનું રોજ વાંચવાની જરૂર પડે છે. પુસ્તકાલયોમાં જઈ કેટ[illegible] માહિતી એકઠી કરવાની હોય છે. આ પુસ્તકાલયો સવારના ૮ થી રાતના ૧૧ સુધી ખુલ્લાં હોય છે. તે છાત્રાલયોથી ખૂબ નજીક હોય છે. છાત્ર કાં તો પોતાના કમરામાં કાં પુસ્તકાલયમાં જ જોવા મળે. તેમ છતાંય જો કોઈ છાત્ર રાતના બહાર જાય તો તે તરફ કોઈ ધ્યાન આપતું નથી. પણ જો સત્રાંત પરીક્ષામાં કોઈ છાત્ર ઠીક ના કરે તો તેણે વિશ્વવિદ્યાલય છોડવું પડે છે. તેથી છાત્રને ખાસ કામ વિના રાતના બહાર રખડવું કે બહારથી મોડા આવવાનું પરવડે જ નહિ.

છાત્રને જોઈતી સઘળી ચીજો છાત્રાલયની આજુબાજુના વિસ્તારમાંથી મળી રહે છે: માંડ બે મિનિટ ચાલવું પડે. પોસ્ટ તથા તાર ઑફિસ, હજામતી દુકાન, પુસ્તકો તથા પરચૂરણ ચીજો વગેરે પાસેના સહકારી ભંડારમાંથી મળી રહે છે. ધોબી ઓરડી ઉપર આવી કપડાં લઈ જાય છે. દૂધવાળો વહેલી સવારના ઓરડીના બારણા આગળ દૂધની શીશી મૂકી જાય. પેપર પણ

તેવી જ રીતે બારણે આવીને પડ્યું જ હોય. સવારના કામથી પરવારી જ્યારે છાત્ર પાઠશાળામાં જાય ત્યારે ઓરડાઓ સાફ કરનાર બાઈઓ આવે છે. તેઓની પાસે દરેક ઓરડાની ચાવી હોય છે. તેઓ ઓરડાઓ વાળે છે તથા ફિનાઈલનું પોતું ફેરવે છે, બારીઓના કાચ, ખુરશી, મેજ વગેરે સાફ કરે છે: અને પથારી તૈયાર કરે છે. છાત્રની ગેરહાજરીમાં જ આ બાઈઓ ઓરડાઓ સાફ કરવા આવે છે. છતાં કોઈ વાર એક નાની ચીજ સુધ્ધાં પણ તેઓએ ઉપાડી નથી.

આ છાત્રોને રમવાને માટે વિશાળ ખુલ્લાં મેદાનો હોય છે. ત્યાં તેઓ ફૂટબૉલ, બેઈઝબૉલ વગેરે રમે છે. કસરત કરવાને માટે પણ એક મોટું મકાન હોય છે ત્યાં વ્યાયામ થઈ શકે. ઢાંકેલી જગ્યામાં દોડવાની પણ જોગવાઈ હોય છે. સામાન્ય રીતે ત્યાં વ્યાયામ શિક્ષણનું એક અંગ થઈ પડે છે. અને સાંજના કેટલાય વિદ્યાર્થીઓ આ મેદાનો ઉપર જોવા મળી આવે છે. ટેનિસ રમવાને માટે પણ ત્યાં ઘણા 'કોર્ટ્સ' હોય છે. પણ ત્યાંનો રિવાજ જુદો છે. દરેકે પોતાના દડા લાવવાના હોય છે. તથા દડા ફેંકવા ત્યાં છોકરાઓ હોતા નથી, જાતે જ દડા ઉપાડવાના હોય છે. દરેક છાત્ર એક સત્રના ૧૦ ડૉલર આપી ઉપર જણાવેલી બધી સગવડોનો લાભ લે છે. 'બોટિંગ' પણ વસંત, ઉનાળા તથા પાનખર ઋતુમાં છાત્રો કરી શકે છે. તરવાના હોજ પણ ત્યાં ઘણા હોય છે, જ્યાં છાત્રો તરી શકે.

આ બધી સગવડો છાત્રોને પોતાની રહેવાની જગ્યાની પાસે જ મળતી હોવાથી તેઓને વખતનો દુર્વ્યય કરવો પડતો નથી. તેમનો આખા દિવસનો કાર્યક્રમ લગભગ નિશ્ચિત હોય છે. અને તેની અસર તેઓના અભ્યાસ ઉપર ઘણી સારી પડે છે. વસાહતી વિશ્વવિદ્યાલયનો જો એક અગત્યનો ઉદ્દેશ હોય તો તે અભ્યાસ માટેનું વાતાવરણ ખડું કરવાનો છે. પરસ્પર છાત્રોમાં વિષયો ઉપર ચર્ચાઓ થાય અને તેમાંથી કેટલાંક સત્યો સમજાય તે ઘણું જરૂરનું છે. દરેક વિદ્યાર્થી પોતે પસંદ કરેલા વિષયમાં ખૂબ રસ દાખવે તે ઘણું જરૂરનું છે. મારે 'હાર્વર્ડ બિઝનેસ સ્કૂલ'માં ઘણી વાર રાતના બાર એક વાગ્યા સુધી વિષયો ઉપર ચર્ચાઓ કરવાની રહેતી. કારણ જો એકલા જ તે વિષય ઉપર વિચારીએ તો ધીરે ધીરે આગળ ધપાય. અને તે દરમિયાન બીજું વાંચન આવીને પડ્યું જ હોય! અત્રે તો છાત્રો પોતાનાં જુદાં દૃષ્ટિબિંદુઓ મૂકે, તે ઉપર ચર્ચા-ચકાસ થાય અને અંતે કાંઈક સત્ય શોધાય. સામાન્ય રીતે ગંભીર વિદ્યાર્થીઓ કે જેઓને પોતાના વિષયમાં રસ હોય તેવાઓ જ આ વિશ્વવિદ્યાલયમાં આવતા હોવાથી એક પ્રકારનું સુંદર અભ્યાસને અનુકૂળ વાતાવરણ જામે. અને તેમાંય જ્યારે ઉપર વર્ણવેલી સર્વે સગવડો પાસે જ મળી રહે ત્યારે વિદ્યાર્થીને પોતાના વિષય ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાને વધારે મોકો મળે. ઘણી વાર આવું વાતાવરણ એકમેકને અભ્યાસ પ્રત્યે સારી વૃત્તિ જન્માવતું, અને કેટલાક અભ્યાસ પ્રત્યે બેદરકાર હોય તેવા વિદ્યાર્થીઓને પણ અભ્યાસ આદરવા પ્રેરતું. દિવસ દરમિયાન જો થોડોકેય વખત મળે તો વિદ્યાર્થીઓ પોતાના વિષયની વાત ઉપર જ ચડી જાય અને જ્યારે દરેક વિદ્યાર્થીએ આ ટેવ અપનાવી હોય ત્યારે હમેશાં વિદ્યાર્થીઓ વચ્ચે એક પ્રકારનું સુંદર હરીફાઈનું વાતાવરણ પેદા થતું. અને જો આવું અભ્યાસપ્રેરક વાતાવરણ વિશ્વવિદ્યાલય પેદા કરી શકે તો તે જરૂર કૃતકૃત્યતા અનુભવે તથા તે વિશ્વવિદ્યાલયની આબરૂ દેશપરદેશમાં વધે અને દુનિયાના ખૂણેખૂણામાંથી આતુર વિદ્યાર્થીઓ ત્યાં આવવા લલચાય.

આપણે આવી સગવડો તથા તેથી નીપજતું આવું સુંદર અભ્યાસપ્રેરક ઉત્સાહી વાતાવરણ ગુજરાત વિશ્વવિદ્યાલયમાં જરૂર પેદા કરી શકીએ તેમ છીએ. પણ તેને માટે જે નિશ્ચયબળ જોઈએ, મહેનત કરવાની તમન્ના જોઈએ અને નવો દૃષ્ટિકોણ જોઈએ, તે આપણા વિદ્યાર્થીઓ, અધ્યાપકો, વાલીઓ તથા વિશ્વવિદ્યાલયના ઘડવૈયાઓ દાખવશે ખરા?

૧૪-૧૨-૧૯૫૦ બચુભાઈ વિ૦ ભટ્ટ

**ધર્મબુદ્ધિ વગરના માણસનો વહેવાર દોરીથી ચાલતાં પૂતળાંના નાચ જેવો છે.**

# હિંદ-પાકિસ્તાન વેપારી કરાર

સને ૧૯૪૯માં ઇંગ્લંડના પાઉંડનો અમેરિકન ડૉલર સાથે બદલાનો નક્કી કરેલો ભાવ ૪.૦૩ ડૉલર હતો, પણ પ્રત્યક્ષ વહેવારમાં ભાવ ૩.૧૦ થી ૩.૨૦ ડૉલર ચાલતો હતો. તે પણ લેણદેણની પરિસ્થિતિ જોતાં ટકી શકે તેમ નહોતો. એટલે ઇંગ્લંડે ૧૯૪૯ના સપ્ટેમ્બર-માં પોતાના ચલણનો ભાવ બદલીને ૨.૮૦ ડૉલર કર્યો. તેને અનુસરીને હિંદની સરકારે પણ ૧ રૂપિયાનો અમેરિકન ચલણમાં ભાવ ૩૦.૨૨૫૦ સેન્ટ હતો તે ઘટાડીને ૨૧ સેન્ટ કર્યો હતો. પણ પાકિસ્તાનની સરકારે પોતાના રૂપિયાનો મૂળ ભાવ ચાલુ રાખ્યો હતો. તેનું પરિણામ એ આવ્યું હતું કે, ડૉલરની માફક પાકિસ્તાની રૂપિયો મોંઘો થયો હતો અને પાઉંડની માફક હિંદનો રૂપિયો સસ્તો થયો હતો. એટલે પાકિસ્તાની રૂ. ૧૦૦ના આપણે રૂ. ૧૪૪ આપવા પડતા. તેને લીધે પાકિસ્તાન સાથેનો વેપાર થંભી ગયો હતો. પાકિસ્તાનમાંથી આવતો માલ આપણને મોંઘો પડતો અને અહીંનો માલ તેમને સસ્તો પડતો. અહીંના ૧૦૦ રૂ. નો માલ તેમને રૂ. ૬૯-૮-૦માં પડે ત્યારે તેમના ૧૦૦ રૂ. નાં માલના આપણે રૂ. ૧૪૪ આપવા પડે.

આથી બન્ને દેશના પરસ્પર વેપાર ઉપર ખરાબ અસર થઈ હતી. આશા એવી હતી કે અનુભવે બધું નવેસર ગોઠવાઈ જશે. ભાવનો પ્રશ્ન આંતરરાષ્ટ્રીય નાણાકીય મંડળ સમક્ષ રજૂ થયો, પણ તે કંઈ નિર્ણય કરી શક્યું નહિ. હિંદનાં શણનાં કારખાનાં શણની તંગીને લીધે બરાબર ચાલી શકતાં નહોતાં. તે જ રીતે રૂની પણ તંગી પડતી હતી. અને અનાજની ભૂખ તો હતી જ. કોરિયા સાથેના યુદ્ધ પછી આ સ્થિતિ વધારે બગડી. લડાઈ આવવાની બીકે પરદેશો કાચો માલ ભરવા માંડ્યા, એટલે તેના ભાવ વધ્યા અને કાચો માલ પેદા કરનારા દેશોનાં માન વધ્યાં. આ સ્થિતિમાં હિંદે પોતાનાં કારખાનાં બંધ રાખવાં અગર તો વસ્તુસ્થિતિ પિછાનીને જે ભાવે મળે તે ભાવે પણ માલ લેવો, એ બે વચ્ચે પસંદગી કરવાની હતી. હિંદની સરકારે બીજો વિકલ્પ પસંદ કર્યો અને પાકિસ્તાન સાથે તા. ૨૭-૨-'૫૧થી ૩૦-૬-'૫૨ સુધીને માટે વેપારી કરાર કર્યો છે.

તેની મુખ્ય વિગતો નીચે પ્રમાણે છે:

**હિંદ પાકિસ્તાનને આપશે:**

| | | | |
|---|---|---|---|
| કોલસો | ૨૧ | લાખ | ટન |
| લોખંડ | ૨૬૪૦૦ | | ,, |
| પતરાં | ૧૨૦૦૦ | | ,, |
| રેલના પાટા | ૫૦૦૦ | | ,, |
| સિમેંટ | ૧ | લાખ | ,, |
| કાગળ | ૬૦૦૦ | | ,, |
| અળસીનું તેલ | ૩૨૫૦ | | ,, |
| સરસિયું | ૩૦૦૦૦ | | ,, |
| હાથવણાટ કાપડ | ૧૫૦૦૦ | | ગાંસડી |
| મિલકાપડ | ૭૫૦૦૦ | | ,, |
| સૂતર | ૧૫૦૦૦ | | ,, |
| શણનો પાકો માલ | ૬૨૫૦૦ | | ,, |

**પાકિસ્તાન હિંદને આપશે:**

| | | | |
|---|---|---|---|
| શણ | ૩૮॥ | લાખ | ટન |
| રૂ | ૪ | ,, | ગાંસડી |
| ચ[illegible]ાં | ૧૮॥ | ,, | નંગ |
| ચોખા | ૧॥ | ,, | ટન |
| ઘઉં | ૨॥ | ,, | ટન |

આ ઉપરાંત બીજી ઘણી ચીજોની આપલે કરવા માટે યાદી કરવામાં આવી છે. અને એમ ઠર્યું છે કે, તેમાંથી શણ અને કોલસાની આપલે ભેગા મળીને નક્કી કરેલા ભાવે થશે, ત્યારે બીજી ચીજોનું ખરીદવેચાણ બજારભાવે થશે, અને છેવટે જે લેણુંદેણું હિસાબે નીકળશે તે પાઉંડના નાણામાં ચૂકવવામાં આવશે.

આ કરાર થવાથી, કેટલાકને એકની હાર અને બીજાની જીત થઈ હોય એવું લાગે છે. પણ બજારમાં અમુક વખતે અમુક વસ્તુ અમુક ભાવે ખરીદવા તૈયાર ન હોઈએ એટલે બદલાયેલી પરિસ્થિતિમાં પણ, એનો વધારે ભાવ આપીને ખરીદાય જ નહિ એવો હઠાગ્રહ રાખવાનો શો અર્થ? તેમાં હારજીતનો સવાલ નથી. ખુલ્લે ખુલ્લા પરસ્પર મળીને સમજૂતી કરે અને માલની આપલે કરે એમાં કોઈની માનહાનિ થતી નથી. ઊલટું અમુક વસ્તુને જડની

માફક વળગી રહેવામાં ગેરડહાપણ ગણાય. દેશના હુન્નર ઉદ્યોગને ભોગે એવું ગેરડહાપણ થઈ શકે નહિ. આ દૃષ્ટિએ હિંદી સરકારે પાકિસ્તાન સાથે કરેલા વેપારી કરાર વાસ્તવદર્શી અને બેઉના વેપાર રોજગારને ફાયદો કરે એવા લાગે છે.

વિ૦

# યુદ્ધનાં નગારાંના તાનમાં

અમેરિકામાં આજે શું ચાલે છે તેની કાંઈક ઝાંખી, 'ન્યૂ યૉર્ક ટાઈમ્સ' પત્રના ૧૫–૧–'૫૦ના અંકમાંથી એક વાચકે મોકલી આપેલી નીચેની વાનગી ઉપરથી થાય છે. કેળવણી તો શાંતિને સમાજનો પાયો માનીને જ ચાલે તો તે કેળવણી કહેવાય. તેને બદલે નીચે જણાવેલી વૃત્તિ રાખે તો શું કહેવું? પણ આજની 'યુનો'–મારકાની શાંતિ જુદી જાતની લાગે છે. કેળવણીકારે અને યુદ્ધનિષેધકે એમાંથી માર્ગ કાઢવાનો છે. પણ આ પક્ષમાં પણ કેવા કેવા લોક જોવા મળે છે? સામ્યવાદીઓ આજે યુદ્ધનિષેધક ચળવળ તરફ વળ્યા લાગે છે. મને લાગે છે કે, મોસ્કો અત્યારે લડવા તૈયાર નથી એટલો જ એનો અર્થ છે. બાકી તેઓ પણ શાળા-કૉલેજોમાં કુમળાં કે કાચાં મન ઉપર જે ભાવો રેડ્યે જાય છે, એ શાંતિના નથી. તેમાં યુદ્ધ, અશાંતિ અને અરાજક ભરેલાં છે. અમેરિકા વિષેની નીચેની વાત તથા સામ્યવાદીઓની 'શ[illegible]'ની વાત યુદ્ધનાં નગારાંના તાનમાં સરખી જ ચડેલી છે.

'ન્યૂ યૉર્ક ટાઈમ્સ'માંથી મળેલી નોંધ નીચે મુજબ છે:

"સ્ટેટ બોર્ડ ઑફ રીજન્ટ્સે અમેરિકા ઉપર ઘેરાઈ રહેલાં આફતનાં વાદળો દૂર કરવામાં મદદરૂપ થવા એવો આગ્રહ કર્યો છે કે, હાઈસ્કૂલના વિદ્યાર્થીઓને હવેથી ચારને બદલે ત્રણ વર્ષે અભ્યાસક્રમ પૂરો કરાવવો, જેથી આંતરરાષ્ટ્રીય કટોકટી પ્રસંગે દેશને પડેલી માણસોની તાણ દૂર થવામાં મદદ થાય.

"રીજન્ટ્સે જાહેર કર્યું છે કે, માધ્યમિક શાળાઓ તેમ જ કૉલેજોએ હવે તરત જ આ જાતના ઝડપી કાર્યક્રમને અમલમાં મૂકવા કેડ બાંધવી જોઈએ. જોકે કૉલેજનાં વર્ષોમાં કેટલી કાપકૂપ કરવી તે અંગે કશી સીધી ભલામણ કરવામાં આવી નથી; પણ બોર્ડના ચાન્સેલરે જણાવ્યું કે, કૉલેજનો સમય પણ હાઈસ્કૂલો જેટલો જ કરી લેવામાં આવે એવી બોર્ડની ધારણા છે.

"'સામ્યવાદીઓના લશ્કરોનો પડકાર' ચીંધીને બોર્ડે જણાવ્યું છે કે, હવે એવો વખત આવી લાગ્યો છે કે જ્યારે પ્રજા તરીકે આપણે આપણાં બધાં જુવાન સ્ત્રી-પુરુષો પાસેથી કોઈ ને કોઈ જાતની સાર્વત્રિક રાષ્ટ્રીય સેવા અમુક ઉંમરની હદમાં માગવી જોઈએ. અર્થાત્ આપણા મોટા ભાગના જુવાનોને આપણે પાયાની લશ્કરી તાલીમનો ગાળો ફરજિયાત કરવો જોઈએ.

"પોતાના વિવેચનમાં બોર્ડ જણાવે છે કે, હાઈસ્કૂલોના ભણતરનો સમય ઘટાડવાથી મોટી સંખ્યાના જુવાનો માટે લશ્કરી તાલીમ માટેની ભરતીની માગણી થાય તે પહેલાં ઓછામાં ઓછા એક વર્ષની કૉલેજની તાલીમ લેવાનું શક્ય બનશે. કારણ કે આ નવા ફેરફારથી તેઓ ૧૭મી વરસગાંઠે પહોંચે ત્યાર પહેલાં હાઈસ્કૂલનો અભ્યાસક્રમ પૂરો કરી શકશે. અલબત્ત, આમ કરવા જતાં ઉનાળાની લાંબી રજાઓનો ઉપયોગ કરી લેવો પડશે તથા સત્ર દરમ્યાન પણ થોડું વધારે પ્રમાણમાં ભણતર કરવું પડશે.

"લશ્કરી સર્વિસમાં ભરતી થતા પહેલાં કૉલેજના ભણતરનું એક વર્ષ નિર્ણયશક્તિની પરિપક્વતા માટે આવશ્યક છે, અને તેથી જુવાનોને પોતાને તથા દેશને પણ સરવાળે લાભ છે.

"ચૅરમેન અંતે જણાવે છે કે, આ ભલામણોનો તત્કાળ અમલ કરવો એ કૉલેજો તથા માધ્યમિક શાળાઓની સ્વદેશાભિમાનને લગતી ફરજ છે."

આપણે આમાંથી એક વસ્તુ જરૂર શીખી શકીએ કે, આપણા દેશનાં મોટાં રચનાકાર્યો જે ઘણે ભાગે વ્યવસ્થિત શરીરશ્રમ વડે ઊકલી શકે એવાં છે, તેમાં આપણી નવજુવાન શક્તિ વાળવી જોઈએ. અને એ જરૂર શિક્ષણના ભાગ તરીકે ફરજરૂપે રાખી શકાય, કેમ કે, એમાં સાચી શાંતિ અને સર્વોદયની સાધના છુપાઈ છે.

૨૦–૩–'૫૧

મ૦

# દિલ્હીમાં ગાંધીજી

[શ્રી મનુબહેન ગાંધીની ડાયરીમાંથી હપતાવાર અપાતા હેવાલનો આગળનો હપતો આ છે. —મં૦]

**બિરલા હાઉસ, નવી દિલ્હી**
**તા. ૩-૧૦-૧૯૪૭**

૩ા વાગ્યે નિયમ મુજબ પ્રાર્થના. ગઈ રાતે બાપુજીને સારી ઊંઘ નહોતી આવી, છતાં પત્રોનું અને 'હરિજન'નું કામ કર્યું. ફરતી વખતે સુશીલાબહેન પાઈ આવ્યાં હતાં તેમની સાથે વાતો કરી.

ફર્યા પછી મસાજ સ્નાન. એનિમા લીધી. ડૉ. દિનશા મહેતાની સારવાર શરૂ થઈ છે. બાથ આપતાં ડૉ. સાહેબે પૂછ્યું, "આ સામાન્ય રોગમાં અને તમારા જેવા શ્રદ્ધાળુમાં જોઉં છું કે રામનામ કામ નથી આપતું તો મામૂલી માણસ પર કેમ કરે?"

બાપુજી—"કરે, કરે, જો રામનામમય જ હૃદય થઈ ગયું હોય, અને હું પણ જો બીજો કાંઈ આશ્રય ન લઉં ને શ્રદ્ધાપૂર્વક રામનામ લઉં, તો જરૂર રામનામથી રોગ મટે જ. એ કદાચ સમજાવી ન શકું તે જુદી વાત છે."

નાહીને ભોજન લીધું. ભોજનવેળા બિરલાજી અને મુનશીજી સાથે વાતો.

શાંતિકુમારભાઈ પણ વચ્ચે આવી ગયા. હરિજનોને પાકિસ્તાનથી હિંદુસ્તાન મફત લઈ આવતાં કંપનીને સારી પેઠે ખોટ ખાવી પડે છે. બાપુજી કહે, "જેની પાસે પૈસા હોય તેણે જરૂર પૈસા આપવા જ જોઈએ."

મણિબહેન થોડી વાર આવી ગયાં. . . . શહીદ સુહરાવર્દી સાહેબ પણ આવી ગયા.

છાતી પર ગરમ માટીનો લેપ કરાવ્યો અને થોડી વાર સૂતા. ગરમ પાણી અને મધ લીધું. ૪-૩૦ વાગ્યે કાંત્યું. રાધાકાન્ત માલવીય, મણિબહેન, સરદારદાદા, ડૉ. બસાર — ટ્રેડ કમિશનર તુર્કસ્તાન, આમ એક પછી એક મુલાકાતો ચાલી.

દિવસમાં પણ ખાંસી ઠીક ઠીક હેરાન કરે છે. સાંજે નવસાદર અને બનફશા લીધાં.

હજુ પણ જન્મદિવસને અંગે મુબારકબાદીના તારો અને પત્રોના થોકડા આવ્યા જ કરે છે. ઘણા મુસલમાન ભાઈઓના પણ તારો આવ્યા કરે છે.

આજની પ્રાર્થનાસભામાં બાપુજીએ કહ્યું કે, "કેટલાક મિત્રોએ કહ્યું કે કેટલાક સંદેશાઓ છાપામાં પ્રગટ થાય તો સારું. પણ હું કહું છું કે એથી પ્રજાને ફાયદો થાય તેમ લાગતું નથી. કારણ કે પ્રજામાં આજે અહિંસા અને સત્ય માટે શ્રદ્ધા રહી છે કે નહીં તેની શંકા છે.

"જ્યાં ત્યાં સત્યાગ્રહને નામે દુરાગ્રહ થઈ રહ્યો છે. હડતાલો પાડનારાઓ પોતાની જવાબદારીનું ભાન ભૂલ્યા હોય તેમ લાગે છે અને એક જાતનું ઝેરી વાતાવરણ ફેલાઈ રહ્યું છે. પોતાનો નિશ્ચય પાર ઉતારવા માટે લોકો ગમે તેવી તકોને વધાવી લઈ ઊંધે રસ્તે જાય છે. એમાં બિચારા નિર્દોષ લોકોને માર ખાવો પડે છે. હું તો એવું માનું છું કે, ખરાબ કામ કરનારો જો કોઈ હોય તે સરખો જ ગુનેગાર છે.

"જે લોકો સત્યાગ્રહ કરવા નીકળ્યા છે તેઓને હું નમ્રતાભરી સલાહ આપું છું કે, પોતાના આત્મા પાસે જવાબ માગે કે, ખરેખર આપણે સત્યને પગલે ચાલીએ છીએ? જેઓ અહિંસાને અનુસરતા નથી તેઓનો સત્યાગ્રહ સત્યના આધાર ઉપર છે જ નહીં. અહિંસા વિના સત્ય શોધી શકાતું જ નથી."

એક ફ્રેન્ચ ભાઈએ બાપુજી ઉપર અભિનંદન પાઠવ્યાં છે કે, "તમારું ધ્યેય, કાર્ય પૂરું કરવા સારુ તમારે ૧૨૫ વર્ષ જીવવાની ઇચ્છા રાખવી જોઈએ. તમે આજ સુધીમાં કેટલી બધી સિદ્ધિ મેળવી છે!" બાપુજીએ એ વાત કરતાં કહ્યું,

"એ ભાઈની વાતોથી હું મોહમાં કેમ પડું? મને લાગે છે કે મારે મારો ભૂતકાળ ભૂલી જવો જોઈએ. લોકોની સેવા હું તો જ કરી શકું, જો પ્રજાને મારી વાત સમજાય અને કહું તેને અનુસરે. હું તો ઈશ્વરના હાથમાં છું. મારી પાસેથી જો કામ લેવું હશે તો લેશે. પરંતુ મારે કબૂલવું જોઈએ કે, મારા બોલેલું જે વજન એક દહાડો પડતું હતું તે આજે નથી પડતું. એટલે એ જોવા કરતાં પ્રભુ મને બોલાવી લે એ જ ઇષ્ટ છે.

"નિરાશ્રિતોની છાવણીમાં ગંદકી છે. જો મારે તે કામ સંભાળવાનું હોય તો સહુથી પહેલું હું સફાઈનું કામ ઉપાડું. અસ્પૃશ્યતાના કલંકથી હિંદુ ધર્મના નામને કેટલું કલંક લાગ્યું છે? એ કલંક ટાળવાનો ઉપાય સહુ કોઈ એ ભંગી બની જઈ પોતાની સફાઈ જાતે કરવી જોઈએ. ભંગીનું કામ મેલું કામ નથી. એ કાર્ય વડે જ સમાજની સ્વચ્છતા, આરોગ્ય સચવાઈ રહે છે.

"લોકોએ સ્વાશ્રયી થતાં શીખી લેવું જોઈએ અને પ્રત્યેક માણસ જો કોઈ નાનો મોટો ઉદ્યોગ કરી બતાડે તો મારી ખાતરી છે કે તેઓ પોતાનું દુઃખ પણ ભૂલી જશે. લોકો પર પારાવાર દુઃખ પડયું છે તેની મને ખબર છે. પરંતુ સાચો માર્ગ બૂરાઈનો બદલો બૂરાઈથી બતાવવામાં નથી, પણ ભલાઈ બતાવવામાં જ છે. દુષ્ટતાનો બદલો સાધુતામાં દેવાથી આપણી અને આપણા દેશની ઉન્નતિ છે."

પ્રાર્થના પછી થોડું ફર્યાં. થોડી વાર બાપુજીએ ગરમ પાણીમાં પગ બોળી રાખ્યા. પ્રવચન જોયું. ૮–૧૦ વાગ્યે પંડિતજી આવ્યા. ૮॥ વાગ્યે બાપુજી પથારીમાં પડયા.

હું બાર વાગ્યા સુધી બાપુજી પાસે જ રહી. મો[illegible]બાને યાદ કરતાં કહે, "બાને ખાંસી આવતી [illegible] અને કોઈકના આધારની જરૂર પડતી; જેલમાં બાના છેલ્લા દિવસોમાં એનું માથું ખોળામાં જ રાખવું પડતું. એવા હાલ હમણાં મારા છે." બાપુજીને તાવ પણ હતો. માંદગીમાં બાપુજીને બા કેટલાં બધાં યાદ આવે છે એ બાપુજી આટલી બધી ખાંસીમાં તૂટક તૂટક વાક્ય બોલતા હતા ત્યારે સમજાતું હતું. આખી રાત સારી ન ગઈ. બળખામાં સહેજ લોહી પણ આવ્યું.

**બિરલા હાઉસ, નવી દિલ્હી**
**શનિવાર, તા. ૪-૧૦-'૪૭**

બાપુજી છેક ૨–૪૫ પછી સૂઈ શકયા. પ્રાર્થના માટે બાપુજી ૪–૧૨ વાગ્યે ઊઠયા. પ્રાર્થના પછી ગરમ પાણી લઈને 'હરિજન' માટેનું લખાણ લખાવ્યું.

પ॥ વાગ્યે ફર્યાં. ફરીને આવીને પગ ધોયા. તાવને લીધે આજે માલિશ ન કરાવી. ગઈ કાલથી દૂધ લેવું બંધ કર્યું છે. નબળાઈ સારી પેઠે લાગે છે. એનિમા અને બાથ લીધો. બાથમાંથી આવ્યા બાદ શાકના સૂપમાં જરાક નવસાદર નંખાવ્યો. બનફશાની ના પાડી. ૯–૧૦ વાગ્યે ગરમ માટી 'એન્ટીફ્લોજેસ્ટિન'ની જગ્યાએ લીધી. છાતી ઉપર ગરમ માટી મૂકી. એ ભાગને વીંટી ઉપર ગરમ પાણીની થેલી મૂકી. એક કલાક આ માટી રાખી. ૧૦–૧૦ વાગ્યે માટી કાઢી.

દર ત્રણ ત્રણ કલાકે આવી રીતે ગરમ માટી રાખવાની છે. ત્યાર પછી તડકે સૂતા સૂતા અભિનંદનના હજુય જે તારો આવી રહ્યા છે તે બધા જોયા. ૬ ઔંસ રસ અને ૬ ઔંસ ગરમ પાણી મેળવીને લીધું. થોડું ગ્લુકોઝ નાખ્યું.

૧૧ વાગ્યે બાપુજીને ગરમ માટી આપી. ૧૨॥ વાગ્યે વરાળ લીધી. ૨ વાગ્યા પછી બાપુજી ઊંઘી ગયા. ૩ વાગ્યે ઊઠ્યા. કેટલાક તારો અને પત્રો જોયા. ૩ વાગ્યે ગરમ માટી લીધી. ૩ થી ૪ માટી લીધી. ૩॥ વાગ્યે શાંતિકુમારભાઈ મળવા આવ્યા. લક્ષ્મીદાસભાઈ આવ્યા હતા. ૪॥ વાગ્યે વરાળ લીધી. ૫ વાગ્યે કાંત્યું. પ॥ વાગ્યે સૂપ લીધો. ૭ વાગ્યે પ્રાર્થના. આજના પ્રવચનમાં બાપુજીએ કહ્યું કે,

"સુશીલાબહેન નાયર હિંદુ મુસ્લિમ નિરાશ્રિતોમાં દાક્તરી સારવાર અંગે જાય છે. પુરાણા કિલ્લામાં રોજ ૩–૪ કલાક મુસલમાન નિરાશ્રિતો વચ્ચે ગાળે છે. કુરુક્ષેત્રની છાવણીમાં હોરેસ એલેકઝાન્ડર તથા રિચર્ડ સાયમન્ડ્ઝને લઈને ગઈ કાલે જ ગયાં હતાં. ત્યાં ૨૫ હજારની સંખ્યા છે. ત્યાંની સ્થિતિ કરુણ છે. નિરાશ્રિતોને માટે પૂરતા તંબૂઓ પણ નથી. ખોરાક પૂરતો નથી. નબળાઈને અંગે રોગો વધુ થાય છે. કપડાં પણ નથી. આ બધાં દુઃખ જોતાં હું કહ્યા વગર નથી રહી શકતો કે, એક પક્ષે જો થોડી શાંતિ જાળવી ધીરજ રાખી સરકારને સરકારનું કામ શાંતિપૂર્વક કરવા દીધું હોત અને પ્રજાએ જો કાયદો પોતાના હાથમાં ન લીધો હોત, તો આ આપત્તિમાં ઘણી જ ઓછી આપત્તિ આવત, એમાં મને શંકા જ નથી. હજુ પણ આટલાથી શીખીએ તોય નવી આપત્તિમાંથી બચી જવાશે. પણ આજે તો ઘાતકીપણાની હરીફાઈમાં કેમ જાણે ન ઊતર્યા હોઈએ!

એક જમાનો એવો હતો કે મારો બોલ પ્રજા પ્રેમથી ઝીલી લેતી. આજે પણ મારા પ્રત્યે પ્રેમ કદાચ ઓછો નથી થયો. શું એમ તો નહિ હોય કે, ગુલામીમાં મારો ખપ હતો, પણ આઝાદીમાં કદાચ મારો ખપ ન હોય? શું માનવતા અને સંસ્કૃતિને ફેંકી દઈ સ્વચ્છંદતામાં પડી જવું એ સ્વતંત્રતાનો અર્થ છે? પણ આટલાં વર્ષોથી જે અહિંસા અને સત્યના મારી પાસેથી તમને સંદેશાઓ મળ્યા છે અને જેનું પરિણામ આજે દુનિયામાં શુભ પરિણામરૂપે નામાંકિત બન્યું છે, તેને લજ્જિત કરો તે જોવા મારે જીવવું નથી. હું તો આ ભૂમિમાં રામરાજ્યનો અમલ ચાલુ થાય તેટલા જ ખાતર ૧૨૫ વર્ષ જીવવાની આશા રાખતો હતો અને ઈશ્વરને તે માટે પ્રાર્થના કરતો હતો. પણ આજે જીવવાની ઇચ્છા નથી રહી. આ કરુણ ઘટનાઓ મારે લાચાર બની જોઈ રહેવાની? ઈશ્વરને પ્રાર્થું છું કે, પ્રભો! આ મારા લોકોને હું તેમની ભૂલ બતાવી શકું કે જેથી સુધરી જાય અને સુખી થાય તેવી શક્તિ આપ અથવા મને અહીંથી ઉપાડી લે."

નિરાશ્રિત ભાઈબહેનો માટે શિયાળો આવતો હોવાથી કામળાની ગરમ કપડાની માગણી કરી. અને તે બિનશરતે વાપરવાની છૂટ હોવી જોઈએ.

પ્રાર્થના પછી પ્રવચન તપાસ્યું. ભાષણ વખતે એક જ વાર ઉધરસ આવી હતી. ૬-૫૦ પંડિતજી આવ્યા. આજે ગરમ પાણીમાં રાઈનો ભૂકો નાખી તેમાં પગ બોળ્યા. ડૉ. જીવરાજભાઈ મહેતા ૭-૩૦ વાગ્યે બાપુજી પાસે આવ્યા. બાપુજી પાસે આવીને ઊભા. બાપુજી કહે, "ડૉક્ટર! મેં એક નવો ડૉક્ટર ધાર્યો છે. ડૉ. રામજી! . . ." અને સહુ ખડખડાટ હસી પડ્યા.

ડૉ. જીવરાજભાઈએ છાતી પેટ બધું તપાસ્યું. પેટ ઉધરસ ખાઈ ખાઈને દુખે છે. કપૂરનું તેલ ચોળવા કહ્યું.

૯ વાગ્યાથી ફરી સખત ઉધરસ ચડી. ડૉ. . . . એ કહ્યું, "અરડૂસીનો રસ અને મધ લો."

બાપુજી કહે, "આજે ઘણું કર્યું. હવે કંઈ જ નથી કરવું. મને એમ જ થાય છે કે આ દુનિયામાંથી અલોપ થઈ જાઉં. અને તે રામનામ લેતાં લેતાં. એમાં કેટલું રહસ્ય ભર્યું છે તે હું કોઈને નથી સમજાવી શકતો, એટલી આવડત મારામાં ઓછી."

ડૉ. . . . કહે, "રામનામની સાથે બાહ્ય ઉપચારો કરશો તો સારા થશો. આ માંદગી કંઈ એવી ભયંકર નથી કે જેને લીધે તમારી જિંદગી જોખમમાં છે."

બાપુજી — "હું ક્યાં કહું છું કે ભયંકર છે? હું તો કહું છું ભયંકર થાય તે પહેલાં હું ચાલ્યો જાઉં. અત્યારે તો જેમ તેમ કરી જીવન જીવું છું. મને તો હવે મોત જ પ્રિય છે. રામનામ જ પ્રિય છે. બીજું કશું નહિ . . ."

હવે બાપુજી પાસે જાગવાના સુશીલાબહેને વારા ગોઠવી દીધા છે.

રાતના ૨થી ૪ મારો વારો હતો. હું બે વાગ્યે ગઈ એટલે કહે, "આવી પહોંચી? બા પાસે પણ ૨ થી ૪ રાતે તું જાગતી હતી કેમ?" બાપુજીને કેટલું બધું યાદ રહે છે! પૂ. મોટીબાની માંદગીની, આગાખાન મહેલની વાતો તાજી જ હોય એટલા સ્મરણથી ગઈ કાલે અને આજે વાતો કરી.

મ[illegible] ડ્યૂટી'માં બાપુજીને બે વખત ખાંસી આવી હતી. પણ એકંદર રાત ઠીક ગઈ. ૩॥ વાગ્યે પ્રાર્થનાના સમયે બાપુજી ભર નિદ્રામાં હતા. જગાડ્યા પણ જાગ્યા નહિ. મેં કહ્યું, 'ભલેને સૂતા.' પણ ૪ વાગ્યે બાપુજી જાગ્યા "એટલે પ્રાર્થના મોડી થઈ તે ન ગમ્યું. મને કહે,

"પ્રાર્થનાના નિશ્ચિત સમયે જ પ્રાર્થના થવી જોઈએ. તેમાં માંદગીનું બહાનું ન ચાલી શકે. રામનામ લેતાં કદાચ મરી જાઉં તો એનાથી ઉત્તમ મૃત્યુ બીજું કયું? હું વિશ્વાસમાં રહી જાઉં કે કદાચ મારી મેળે નહિ જાગી શકું તો મને જગાડનારા છે. પણ આ તો વિશ્વાસઘાત કહેવાય. મને આ નથી ગમતું. પ્રભુપ્રાર્થના કરવા સારુ મને જગાડવામાં મારી ઉપર દયા શાની? હું એને દયા નથી સમજતો. ઓછામાં ઓછી તારી પાસેથી મેં આવી આશા નહોતી રાખી."

**મનુબહેન ગાંધી**

# રાષ્ટ્રભાષા અને લિપિ

રાષ્ટ્રભાષાની લિપિ વિષે નીચેની વાતચીત સંવાદ રૂપે અમદાવાદ રેડિયો ઉપર કરવામાં આવેલી, તે ટૂંકાવીને તેમની પરવાનગીથી નીચે આપી છે. લિપિનો પ્રશ્ન રાષ્ટ્રભાષા પ્રચારકોમાં આજે ચર્ચાય છે. ત્યારે એ ખપતો લાગશે એમ માનું છું.

પ્ર૦—લિપિની વાતમાં ખાસ ધ્યાન રાખવાની વાત શી છે?

ઉ૦—એ તો સીધી સરળ છે. દરેક નાગરિકે હિંદી શીખવી જોઈએ, અને નાગરી લિપિ પણ શીખવી જોઈએ.

પ્ર૦—નાગરી શું કામ?

ઉ૦—કેમ કે, બંધારણ સભાએ નક્કી કર્યું છે કે રાષ્ટ્રભાષા હિંદીને માટે નાગરી લિપિ રહેશે.

પ્ર૦—એવું શું કામ કરવું પડ્યું? આપણી ગુજરાતી ભાષા માટે તો એવો કોઈ ઠરાવ કોઈએ કદી નથી કર્યો કે, તેની લિપિ ગુજરાતી રહેશે. તો પછી હિંદીને માટે શું કામ?

ઉ૦—એનું કારણ છે. રાષ્ટ્રભાષા એ લિપિમાં લખાય છે. કેટલાક લોક નાગરીમાં લખે છે, કેટલાક ઉર્દૂમાં લખે છે.

પ્ર૦—અને ત્રીજી અંગ્રેજી લિપિમાં પણ લખે છે ને?

ઉ૦—ખરી વાત. હિંદી ત્રણ લિપિમાં લખાય છે. ૧. નાગરી, ૨. ઉર્દૂ અને ૩. અંગ્રેજી અથવા રોમન લિપિ.

ત્રણ લિપિમાંથી કઈ હવે પછી સરકારી દફતર-લિપિ ગણાય એ તો નક્કી થવું જોઈએ. એટલે બંધારણમાં એમ કહ્યું કે, નાગરી લિપિ દફતરી લિપિ રહેશે.

પ્ર૦—બરોબર. તો બીજી લિપિઓમાં કોઈ લખે તો?

ઉ૦—એને કોણ ના કહી શકે? અત્યારે પણ ઉર્દૂ અને નાગરીમાં ઉત્તરના લોકો લખે જ છે ને? પણ રોમનમાં હવે કોણ લખશે એ ન કહેવાય.

• પ્ર૦—કેમ?

ઉ૦—કેમ કે ગોરા લોકને એ જરૂરી હતી. તેઓને હવે ઝાઝું અહીં રહ્યું નહીં. છતાં તેઓ હિંદી શીખવા માટે રોમન લિપિ વાપરે પણ.

પ્ર૦—એમ કેટલાક લોક શરૂમાં ગુજરાતી, બંગાળી, કે તામિલ ઇ૦ લિપિ દ્વારા હિંદી લખે તો?

ઉ૦—તો એમને કોણ રોકી શકે? તેઓ ભલે કરે. એમ કરીને હિંદી શીખે તો છોને શીખે. પણ નાગરી લિપિ પણ તેમને આવડવી જોઈએ ને?

પ્ર૦—એ તો આવડવી જોઈએ. નહીં તો તેઓ રાષ્ટ્રભાષામાં લખાયેલું વાંચી ન શકે.

ઉ૦—બરોબર. છતાં તમને એક વસ્તુ કહેવા જેવી છે ને તે બહુ મહત્ત્વની છે. બંધારણ એમ કહે છે કે, હિંદનો કોઈ નાગરિક સરકારને પોતાની જે લિપિ હોય તે લિપિમાં લખી શકશે. આ લિપિ કેમ છે અને એ લિપિ કેમ નથી, એવા કોઈ કારણે તેની અરજી રદ નહિ કરી શકાય. આ એક મોટી બીના છે. આમ શું કામ કર્યું હશે તે ખબર છે? એનું કારણ એ લાગે છે કે, આપણું બંધારણ નાગરિકને જે મૂળ હક બક્ષે છે તેમાં કહ્યું છે કે ધર્મ, ભાષા, સંસ્કૃતિ ઇ૦ બાબતોમાં દરેકને પોતાનું સ્વત્વ સંભાળવાની છૂટ રહેશે. લિપિ પણ આવી છૂટમાં ગણવી જોઈએ, તેથી જ અરજી ગમે તે લિપિમાં લેવાની સરકારે પોતાની ફરજ માની છે.

પ્ર૦—પણ, લિપિ છેવટે સંકેત છે. અનેક કરતાં એક જ લિપિ સારી નહિ?

ઉ૦—વાત સાચી છે. એક લિપિ હોય તો એકબીજાની ભાષા વાંચવા માટે લિપિની એક આડ આપોઆપ દૂર થાય. પણ લોકોને ભાષા જોડે લિપિ માટેય મમત હોય છે. અને દરેક લિપિ તે તે ભાષાવાળા લોકોએ પોત-પોતાની ખાસ જરૂરો તથા પ્રકૃતિ પ્રમાણે રચી હોય, તે પણ ખરું. તેથી આમ શુદ્ધ તર્કથી જોતાં એક હોય તો સારું એમ લાગે છે, પણ તેને વહેવારમાં ઉતારવામાં નથી ફાવતું. જૂનું સાહિત્ય તો પાછું એની જ લિપિમાં હોય, એટલે તે પણ જાણવાની રહે. છતાં દેશના લોકો રાષ્ટ્રભાષાની લિપિને નાતે એક નાગરી લિપિ જાણે, તો પણ મોટી સવડ થાય. ભાષા ગમે તે, પણ નાગરીમાં તેનાં ઉમદા પુસ્તકો ઉતારી શકાય, તોપણ ભાષા શીખનારની લિપિની આડ દૂર થઈ જાય.

પણ આ તો એના ક્રમે થશે જ. એક લિપિ બધા લોકો જાણીએ તો તેમાંથી જે ફાયદો લેવો હોય તે લઈ-શકીશું. આ વિષયમાં ઉતાવળ કરવાથી નહિ ફાવે. પણ આપણે જો આપણા દેશમાં જે પ્રભાવશાળી મોટી મોટી પ્રદેશભાષાઓ છે તે અને તેટલી અરસપરસ જાણીએ તો તેમાંથી આપોઆપ સારાં ફળ આવતાં જશે. એક હિંદી ભાષા આવડે તેથી પણ સારું ફળ આવશે જ.

મગનભાઈ દેસાઈ

# કમાણીનો સદુપયોગ

સ્વ૦ હેન્રી ફૉર્ડે અમેરિકાના સમાજની આખી સિકલ બદલી નાખનાર મોટર-ઉદ્યોગમાં ઠીક ઠીક કમાણી કરી હતી. એ મોટા પલટામાં એક માણસ જેટલો કારણભૂત બની શકે તેટલો તે બન્યો હતો. તેણે પોતાના અબજો રૂપિયા 'ફૉર્ડ ફાઉન્ડેશન' નામની એક સંસ્થાને સોંપ્યા છે. તે સંસ્થાના ટ્રસ્ટીઓએ ૨૬મી સપ્ટેમ્બર ૧૯૫૦ને રોજ પોતે તે વીસ કરોડ ડૉલર (એટલે કે લગભગ એક અબજ રૂપિયા)નું શું કરવા માગે છે, તેનો અહેવાલ બહાર પાડ્યો છે. તે અહેવાલ તૈયાર કરતા પહેલાં તેમણે અમેરિકાના જીવનનાં બધાં અંગોના પ્રતિનિધિઓ ગણાય એવા એક હજાર જણની મુલાકાત લીધી હતી, અને માણસને કામ કરવાના કલાકોને હિસાબે ૭ વર્ષ જેટલો સમય ખર્ચ્યો હતો. એ અહેવાલનાં પાનાંની સંખ્યા હજારોની છે.

એ અહેવાલ બાબત અગ્રલેખ લખતાં 'ન્યૂ યૉર્ક ટાઇમ્સ' (સપ્ટેમ્બરની ૨૭, ૧૯૫૦) જણાવે છે:

"એ અહેવાલ મુખ્યત્વે આપણા સમયનો પ્રાથમિક સવાલ જ ઉઠાવે છે કે, પ્રજાતંત્રની પરંપરાઓ અને સંસ્થાઓને કેવી રીતે વિકસાવવી, ફેલાવવી, અને કાયમ કરવી. વામમાર્ગી કે દક્ષિણમાર્ગી એકસત્તાવાદોથી પ્રજાતંત્રવાદ કઈ બાબતોમાં જુદો પડે છે અને હંમેશ જુદો પડવો જોઈએ, એ સિદ્ધાંતો તે તારવી કાઢે છે; તથા વૈયક્તિક ગૌરવ, સ્વાતંત્ર્ય, અને આઝાદીના આદર્શોનું કાર્યમાં પરિણમન — એટલી બાબતો ઉપર ભાર મૂકે છે. વળી તે બતાવી આપે છે કે, પ્રજાતંત્ર એ તો હંમેશ વિકસતી રહેતી વસ્તુ છે, અને આપણે પેલા ભ્રમના જાદુ હેઠળ આવી ન જવું જોઈએ કે, 'સ્વાતંત્ર્યવાદી સંસ્થાઓ અવિચળ ચોકઠામાં ગોઠવી દેવાથી વધુ સુરક્ષિત બને છે.'

"ફૉર્ડ ફાઉન્ડેશને પોતાને માટે 'પાંચ કાર્યક્ષેત્રો' દોર્યાં છે. તે વિશ્વશાંતિ માટે કાર્ય કરશે, અને તે હેતુથી તે સંયુક્ત રાષ્ટ્રસંઘ તથા તેની સાથે જોડાયેલી આંતર-રાષ્ટ્રીય સંસ્થાઓને મદદ કરશે. તે પાયારૂપ સ્વતંત્રતાઓ માટે ઝુંબેશ ચલાવશે — જેથી કદાચ તેને આ દિવસોમાં કડવી રાજકીય ચર્ચાના ક્ષેત્રમાં ઊતરવું પડે. તે ઉચ્ચ જીવનધોરણો, વધુ ઉત્પાદન, અને વ્યાપક આર્થિક તકો માટે કાર્ય કરતી સંસ્થાઓને મદદ આપશે. દેખીતી રીતે જ તે કેળવણીના વિકાસને મદદગાર નીવડવાની અપેક્ષા રાખે છે: પણ તે માત્ર પૈસા આપીને નહિ, પણ કેળવણીના પાયાના સિદ્ધાંતોનો અભ્યાસ શક્ય બનાવીને. 'શિક્ષણ વિષયક તકની સમાનતાને વધુ વિસ્તૃત' બનાવવાની વાત તેમાં આવી જાય છે, જોકે ભૌતિક શાસ્ત્રોથી તે અલગ રહેવા માગે છે, છતાં 'માણસના વૈજ્ઞાનિક અભ્યાસ'ને તે મદદ કરશે. આપણા સમૂહ-જીવનમાં [illegible]ગી તત્ત્વો, કે જે આપણને ભાવનાની બાબતમાં ભાગી પાડે [illegible] અને આપણામાંના કેટલાકને ગુના તરફ ધકેલી જાય છે, તેમનો અભ્યાસ તેમાં આવી જાય છે.

"આ એક સૌથી ભારે રકમનું દાન છે; છતાં ગમે તેવી ભારે રકમનું દાન પણ આપણને હાથ પકડીને સત્યયુગમાં દોરી જઈ શકે એવું કોઈ નહીં માને; અને આ અહેવાલના ઘડવૈયાઓ તો નથી જ માનતા. મનુષ્યને વધુ સારો બનાવવાની લડતમાં સારા સારા માણસો અને કાર્યકુશળ સંસ્થાઓને ભેળવવાના પ્રયત્નની વસ્તુ જ આ ભવ્ય યોજનામાં જરૂર રહેલી છે. આ કાર્યક્રમ બીજા કાર્યક્રમોને પ્રેરણા આપનાર પણ નીવડશે. . . . એ અહેવાલમાં જે આદર્શો રજૂ કરવામાં આવ્યા છે તે દરેક સ્વાતંત્ર્યપ્રેમીને ગમે તેવા છે. જો પ્રજાતંત્રનો મૂડીવાદ મિ. ફૉર્ડના આ દાન જેવાં મોટાં ફંડો ઊભાં કરી શકે છે, તો સાથે સાથે તેમનો લાભદાયક ઉપયોગ કરવાની સગવડો પણ તેની પાસે છે. આ અહેવાલમાં આપણે એ વસ્તુ વાંચી શકીએ છીએ."

ગો૦

# સ્વાધ્યાય

## [ ઋતંભરા પ્રજ્ઞા ]

સમાપત્તિ અને સમાધિ વચ્ચે જે નિકટ સંબંધ, કહો કે એક રીતે જોતાં સમરૂપતા, રહેલાં છે, તે આપણે જોઈ ગયા. સમાપત્તિ દ્વારા ચિત્ત ઉપર જે છબી પડે છે, તેનો ભાવ શુદ્ધ રૂપે સમજવાને માટે સમાધિ કે એકાગ્ર ચિંતન મનન સાધનરૂપ છે. કોઈ પણ દૃશ્ય કે અનુભવ થતાં તે વિષે તર્કવિતર્ક થાય છે; અને તેની જ સાથે સંકલ્પ-વિકલ્પ પણ થયા કરે છે. તે વસ્તુના બાહ્ય સ્વરૂપને સમજવા અંગે જે દુવિધા કે નક્કી-ના-નક્કી ખ્યાલો જાગે, તેને તર્કવિતર્ક કહે છે. આ ઉપરાંત તે વસ્તુ વિષે મનમાં રાગદ્વેષ, સુખદુઃખ, ગ્રાહ્યાગ્રાહ્ય, ઇ૦ મનોભાવો પણ જાગે છે. આ ઉપરથી મન તે લેવા કે છોડવા માટે સંકલ્પ-વિકલ્પ કરે છે. યોગ-પરિભાષામાં તેને માટે વિચાર-નિર્વિચાર શબ્દ વાપર્યો છે. આમ વસ્તુના સત્ય આકલનની ચાર દશા કે પાયરી થઈ — સવિતર્ક – નિર્વિતર્ક; સવિચાર-નિર્વિચાર. દરેક જણ જે કાંઈ જાણે વિચારે છે કે ઇચ્છે ના-ઇચ્છે છે, તેની પૂર્વે ઉપરની પાયરીમાં મનોવ્યાપાર ચાલે છે. એ પ્રક્રિયા કોઈની ક્યાંક અટકે અને કોઈની [illegible]ક અટકે એમ બને; આથી કરીને દરેકની જ્ઞાનદશા કે સમજ સાચી-ખોટી, કાચી-પાકી રહે એ પણ ઉઘાડું છે. અને જગતમાં આપણે જે જોઈએ છીએ, તે આ જ માનવ-દશાનું મહા-નાટક (કે મહામારી કહો તો તેમ) છે. વિકાસ, શિક્ષણ, કે ઉન્નતિ — જે કહો તે બધાનો ઉદ્દેશ આ કાચી-પાકી કે સાચી-ખોટી દશામાંથી આગળ જવાનો છે: તે એનું પ્રયોજન છે. તેથી જ યોગ એ આર્યોનું કેળવણી-દર્શન પણ છે, એમ કહેવામાં આવે છે. સામાન્યપણે આપણે જ્યારે કોઈ વસ્તુ ભણાવીએ કે ભણીએ છીએ, ત્યારે તેને અંગે નિર્વિતર્ક સમાધિનો અભ્યાસ કરવા કરાવવા મથીએ છીએ, કે જેથી તે વસ્તુ શું છે તેનો સાફ ખ્યાલ મળે. સામાન્ય શિક્ષણમાં આ કામ વર્ગને હિસાબે સામુદાયિક ઢબે કરવામાં આવે છે. પણ તેનું ફળ વિદ્યાર્થી કેટલે અંશે પોતે તેમાં નિર્વિતર્ક સમાપત્તિ સાધી શક્યો છે, તેના ઉપર આધાર રાખે છે. એમ કરી શકનારની ગ્રહણશક્તિ સારી છે, તે ધ્યાન દઈને ભણે છે, એમ સામાન્ય ભાષણમાં કહેવાય છે. અસ્તુ.

વસ્તુને અંગે નિર્વિચાર આકલન સુધી પહોંચતાં, તેનો શુદ્ધ ભાવ સમજાય છે. એમ શુદ્ધ રૂપે વિચારગત થયેલું ચિત્ત આગળ કેવી રીતે વધે છે, તે હવે સૂત્ર જણાવે છે —

निर्विचारवैशारद्ये अध्यात्मप्रसादः ॥ ४७॥

ऋतंभरा तत्र प्रज्ञा ॥ ४८ ॥

નિર્વિચાર સમાધિ કે સમાપત્તિનું વૈશારદ્ય આવે ત્યારે ચિત્તમાં અધ્યાત્મ-પ્રસાદ જન્મે છે; અને તે કાળે મનુષ્યની પ્રજ્ઞા ઋતંભરા એટલે કે સત્યશીલ કે ઋતને સહેજે પકડનારી એવી બને છે.

તર્કવિતર્ક તથા રાગદ્વેષથી સ્વતંત્ર થયેલી ચિત્ત-શક્તિની દશાનું આ વર્ણન છે. તેવું ચિત્ત જે કાંઈ જુએ અનુભવે, તેનું સત્ય તે તરત પારખી લઈ શકે છે; કેમ કે તે તેને અંગે ઊઠતા તર્કવિતર્ક કે સંકલ્પ-વિકલ્પોને વટાવી જાય છે. આવા ચિત્તમાં 'અધ્યાત્મ પ્રસાદ' હોય છે; એટલે કે, આત્માની જે પ્રસન્ન નિર્મળતા કે તટસ્થતા તે ત્યાં આગળ કામ દે છે. આ 'અધ્યાત્મપ્રસાદ' એટલે કોઈ જાદુઈ પ્રસાદ કે કૃપા નથી. આત્મપરાયણ બનેલા મનુષ્યની ચિત્તદશાનું વર્ણન આ શબ્દમાં કર્યું છે: તે આત્માની પેઠે સમાન નિશ્ચલ હોય છે. તેથી તે દશામાં જે પ્રજ્ઞા કામ કરે છે, તે ભૂલોથી પર હોય છે — 'ઋતંભરા' બને છે. આ ચિત્તદશાને 'પ્રજ્ઞાલોક' પણ કહેવાય છે. પણ એ કોઈ દૂર આભલામાં ક્યાંક રહેલો લોક નથી. પરંતુ ઇંદ્રિય, મન અને બુદ્ધિથી શુદ્ધ અને નિર્મળ કામ કરતાં કરતાં, તે બધાથી પર એવું જે આત્મતત્ત્વ તેની નિકટ જઈને ચિત્ત જ્યારે કામ કરે છે, ત્યારે જે સમજ કે સંપ્રજ્ઞાન થાય છે, તે ભૂમિ આ પ્રજ્ઞાલોક કે ઋતંભરા પ્રજ્ઞા કે સ્થિતિપ્રજ્ઞા છે. છેવટે જઈને જોતાં, મનુષ્ય તેના અભ્યાસથી, તેની કેળવણીથી, તેના જીવન-પુરુષાર્થથી આ વસ્તુ સાધવા ચાહે છે. એ વસ્તુ સાધવાની રીત એ શિક્ષણશાસ્ત્ર છે, એ યોગવિદ્યા છે. એ વસ્તુ તે સ્થિર

કે ઋતંભરા એટલે કે સત્યાન્વેષી સત્યશીલ પ્રજ્ઞા કે બુદ્ધિશક્તિ છે. મનુષ્યનું એ સાચું સાધન છે. તેની કુહાડી વડે તે અજ્ઞાનનું જંગલ કાપી કાઢે છે; તે દીપ દ્વારા અજ્ઞાનનું અંધારું જતું રહે છે. શાસ્ત્રોમાં અને સંતોની વાણીમાં આ વસ્તુને ભાત ભાતની અલંકાર-વાણીમાં ગાઈ છે.

એ ચીજ હાથ કર્યા પછી પરમજ્ઞાન તરફ કેવી રીતે વધાય તેનો નકશો આગળનાં સૂત્રોમાં દોરી બતાવ્યો છે, તે આવતે વખતે જોઈશું.

૨૧-૩-'૫૧ મગનભાઈ દેસાઈ

# લોકોત્તર નેતાના ગુણો

अहं वक्ष्याम्यशेषांश्च नेतृश्रेष्ठगुणान् खलु ।
परिशीलनतो येषां भवेदादर्शवान्नरः ॥ १ ॥
शीलचारित्र्यसम्पन्नो वदान्यः कुशलः सुधीः ।
आर्यसंस्कृतिनिष्ठश्च सदाचारप्रवर्तकः ॥ २ ॥
सर्वशास्त्रार्थतत्त्वज्ञः प्रशस्तगुणमंडितः ।
गभीरस्संयमी शांतो धृतिमानात्मनिर्भरः ॥ ३ ॥
सत्यवाग् ध्येयनिष्ठश्च विवेकज्ञानभास्करः ।
कार्याकार्यविचारज्ञो वाग्मी कार्यधुरंधरः ॥ ४ ॥
चंद्रिकाशीतलस्वांतः सकलप्रीतिभाजनम् ।
परोत्कर्षे सहर्षो यः सानुकंपः परापदि ॥ ५ ॥
उद्यमासक्तचित्तश्च ग्रामसंघटनापटुः ।
प्रदीप्तराष्ट्रप्रेमा च जनसेवापरायणः ॥ ६ ॥
प्रज्वलल्लोककल्याणसुखेच्छासक्तमानसः ।
सुखे दुःखे समस्वांतो दुराचारपराङ्मुखः ॥ ७ ॥
निर्भयः संकटे प्राप्ते दृढदुर्दम्यनिश्चयः ।
बहुदक्षः स्वकर्तव्ये स्वार्थतृष्णाविवर्जितः ॥ ८ ॥
दत्वा निरक्षरे विद्यां लोके ज्ञानं प्रसारयन् ।
विकासयन् मतिं तेषां दलयन् बुद्धिपंकजम् ॥ ९ ॥
न्यायवर्ती स्थितप्रज्ञो राजकारणकोविदः ।
एवं दिव्यगुणैर्युक्तः स नेता इति कथ्यते ॥ १० ॥

इति शम् ।

શ્રેષ્ઠ નેતાના બધા ગુણોનું હું વર્ણન કરું છું. તે ગુણોનું પરિશીલન કરવાથી માણસને આદર્શ મળી રહે. ૧.

તે શીલ અને ચારિત્ર્યવાળો હોય, તે ઉદાર હોય, કુશળ હોય, બુદ્ધિશાળી હોય, આર્ય સંસ્કૃતિમાં નિષ્ઠાવાળો હોય, અને સદાચારનો પ્રવર્તક હોય. ૨.

તે સર્વ શાસ્ત્રોનો અર્થ અને તત્ત્વ જાણતો હોય, ઉત્તમ ગુણોથી વિભૂષિત હોય, ગંભીર હોય, સંયમી હોય, શાંત હોય, ધીરજવાન હોય અને જાત ઉપર જ નિર્ભર રહેતો હોય. ૩.

તે સાચાબોલો હોય, ધ્યેયનિષ્ઠ હોય, વિવેકજ્ઞાનના સૂર્ય સમો હોય, કાર્ય અને અકાર્યનો વિવેક જાણનારો હોય, સુવક્તા હોય, કાર્યનો ભાર વહન કરી શકે તેવો હોય. ૪.

તે ચંદ્રિકા જેવા શીતલ અંતઃકરણવાળો હોય, સૌનો પ્રીતિપાત્ર હોય, બીજાની ઉન્નતિથી રાજી થતો હોય અને બીજાના દુઃખ વખતે અનુકંપા રાખતો હોય. ૫.

તેનું ચિત્ત ઉદ્યમમાં જ આસક્ત રહેતું હોય, ગામના સ[illegible]માં તે કુશળ હોય, તેનો રાષ્ટ્રપ્રેમ જળહળતો હોય, અને તે લોકસેવાપરાયણ હોય. ૬.

લોકોના ઉજ્જવળ કલ્યાણ-સુખની ઇચ્છામાં તેનું મન આસક્ત રહેતું હોય, સુખદુઃખમાં તે સમાન ચિત્તવાળો હોય, તથા દુરાચારથી વિમુખ હોય. ૭

તે નીડર હોય, સંકટ આવી પડે ત્યારે દૃઢ અને અદમ્ય નિશ્ચયવાળો રહેતો હોય, પોતાના કર્તવ્યમાં તે સારી પેઠે કુશળ હોય, તથા સ્વાર્થ અને તૃષ્ણાથી રહિત હોય. ૮.

અભણોને વિદ્યા આપીને લોકોમાં તે જ્ઞાન પ્રસારનારો હોય, તથા તેમની સમજશક્તિ વિકસાવીને તેઓના બુદ્ધિરૂપી કમળને ખીલવનારો હોય. ૯.

તે ન્યાયનિષ્ઠ હોય, સ્થિતપ્રજ્ઞ હોય અને રાજકારણમાં કુશળ હોય — આવા દિવ્ય ગુણોવાળો માણસ 'નેતા' કહેવાય છે. ૧૦.

શાંતિ

૫-૧-'૫૧ ત્ર્યંબક મહાદેવ ગુણે

# કાશ્મીરના ઝઘડાનો ઇતિહાસ

કાશ્મીરનો પ્રશ્ન પાછો 'યુનો'ની સલામતી સમિતિને ચાકે ચડ્યો છે. આ વેળા તેને ચાકે ચડાવવાનું માન ઇંગ્લન્ડ અમેરિકાને જાય છે. એ બે દેશોએ મળીને આખા પ્રશ્નને નવો જ ઉઠાવ આપવા જાળ બિછાવી છે. અને એ દેશોનાં છાપાં વગેરે પાકિસ્તાનની હવે ઉઘાડી તરફદારી કરવા લાગ્યાં છે. એ તરફદારી જો ન્યાયી અને સત્યપરાયણ હોત તો તો જોઈએ શું? પરંતુ આ દેશો એમની મોટી રાજરમત રમી રહ્યા છે; અને તેમાં ભારતની બુદ્ધિ અને શક્તિ સમજને શેહ દઈ માત કરવા માગે છે. તે વખતે, ત્રણ વરસથી ચોળાયા કરતો આ પ્રશ્ન શો છે, તેનો તારીખબંધ ઇતિહાસ નીચે ઉતાર્યો છે તે વાચકને, યાદદાસ્તને માટે પણ, મદદરૂપ અને રસિક થઈ પડશે, એમ માનું છું.

## ૧૯૪૭

ઑગસ્ટ ૧૨—કાશ્મીર-નરેશે 'જૈસે-થે' કરારની દરખાસ્ત કરી.

,, ૧૬—પાકિસ્તાન સરકારે 'જૈસે-થે' કરાર સ્વીકાર્યો.

સપ્ટેમ્બર ૨૦—પાકિસ્તાનીઓએ કાશ્મીરમાં દાખલ કરી.

ઑકટોબર ૨૨—તાયફાવાળાઓનું આક્રમણ.

,, ૨૬—કાશ્મીર ભારતસંઘમાં જોડાયું અને લશ્કરી મદદની માગણી કરી.

,, ૨૭—કાશ્મીરમાં ભારતીય લશ્કરની પ્રથમ ટુકડી શ્રીનગરના વિમાની મથકે ઊતરી.

નવેમ્બર ૨—ઉત્તરનાં રજવાડાંને ભેળવીને પાકિસ્તાને કહેવાતી આઝાદ કાશ્મીર સરકારની સ્થાપના કરી.

ડિસેમ્બર ૩૦—'યુનો'ના ચાર્ટરની ૩૫મી કલમ અનુસાર, કાશ્મીરનો ઝઘડો સલામતી સમિતિમાં લઈ જવાનું ભારતે જાહેર કર્યું.

## ૧૯૪૮

જાન્યુઆરી ૧૫—'યુનો'ની સલામતી સમિતિમાં કાશ્મીર વિશે ચર્ચા થઈ અને પ્રમુખે 'યુનો'ના કાશ્મીર કમિશનની નિમણૂકનો ઠરાવ રજૂ કર્યો.

ફેબ્રુઆરી—સલામતી સમિતિમાં ચર્ચા અને મધરાતે ચાલુ.

એપ્રિલ ૧૮—પાકિસ્તાન પોતાના નાગરિકોને કાશ્મીરમાંથી પાછા બોલાવી લે, અને રાષ્ટ્રસંઘનું કાશ્મીર કમિશન તાયફાવાળા ત્યાંથી નીકળી ગયા છે એ વાતનું સમર્થન કરે, એટલે ભારતે પોતાના લશ્કરની સંખ્યા ઘટાડીને તેને શાંતિ અને વ્યવસ્થા જાળવવા માટે અનિવાર્ય હોય એટલી જ રાખવી, એવી સલામતી સમિતિની સૂચના.

એપ્રિલ ૨૧—ભારત તથા પાકિસ્તાનના વિરોધ છતાં ઠરાવ પાસ થયો.

ઑગસ્ટ ૨૪—કાશ્મીર કમિશને યુદ્ધવિરામ અને સંધિની શરતો સૂચવી.

## ૧૯૪૯

જાન્યુઆરી ૧—નવા વરસના મંગળપ્રભાતે ભારત તથા પાકિસ્તાને કાશ્મીરમાં યુદ્ધવિરામનો હુકમ આપ્યો.

માર્ચ ૨૧—લોકમત લેવાના અધિકારી તરીકે ઍડમિરલ નિમિત્ઝ માટે ભારત તથા પાકિસ્તાનમાં એકમત.

જુલાઈ ૨૬—યુદ્ધવિરામ. રેખાની બાબતમાં ભારત અને પાકિસ્તાન વચ્ચે લશ્કરી સમાધાન.

સપ્ટેમ્બર ૨૦—સમાધાન કરાવવામાં નિષ્ફળ થયાનું અને સલામતી સમિતિની બેઠકમાં અહેવાલ રજૂ કરવાનું કાશ્મીર કમિશને જ જાહેર કર્યું.

ઑકટોબર ૧૬—પાકિસ્તાને યુદ્ધવિરામ સંધિનો ભંગ કર્યો.

## ૧૯૫૦

ફેબ્રુઆરી ૭—સમાધાનના પ્રયત્નો નિષ્ફળ નીવડ્યાની સલામતી સમિતિની બેઠકમાં જાહેરાત.

માર્ચ ૧૪—કાશ્મીર કમિશન વિખેરી નાખીને નવા મધ્યસ્થની નિમણૂક કરવાની સલામતી

સમિતિની બેઠકમાં દરખાસ્ત. તેની સાથે ભારત અને પાકિસ્તાનને કાશ્મીરમાં પાંચ માસની અંદર નિઃશસ્ત્રીકરણ કરવાનો આદેશ.

એપ્રિલ ૨—પાકિસ્તાનના વડા પ્રધાન લિયાકતઅલીનું દિલ્હીમાં આગમન, પણ કાશ્મીરની બાબતમાં સમાધાન કરવા ઇનકાર.

એપ્રિલ ૧૨—ઑસ્ટ્રેલિયન જજ સર ઓવન ડિક્સનની મધ્યસ્થ તરીકે નિમણૂક.

સપ્ટેમ્બર—સર ડિક્સને અહેવાલ રજૂ કર્યો અને તેમાં પાકિસ્તાનને આક્રમણ માટે ગુનેગાર ઠરાવ્યું.

ઑક્ટોબર ૨—કાશ્મીર બંધારણ સભા બોલાવવાની ઘોષણા.

**૧૯૫૧**

જાન્યુઆરી ૧—લંડનમાં રાષ્ટ્રસમૂહના વડા પ્રધાનોની પરિષદમાં કાશ્મીર વિશે વિચાર કરવા લિયાકતઅલી ખાનની માગણી.

જાન્યુઆરી ૪—રાષ્ટ્રસમૂહના વડા પ્રધાનોએ કાશ્મીર વિશે અવિધિસરની ચર્ચા કરવાનું સ્વીકાર્યું.

જાન્યુઆરી ૧૬—કાશ્મીરમાં રાષ્ટ્રસમૂહની લશ્કરી ટુકડીઓ રાખવાની સૂચનાનો ભારતે અસ્વીકાર કર્યો.

જાન્યુઆરી ૨૬—પાકિસ્તાન સાથે સીધી વાટાઘાટો ચલાવવા માટે ભારત કાશ્મીરનો પ્રશ્ન રાષ્ટ્રસંઘમાંથી પાછો ખેંચી લેશે એવી લેક સક્સેસમાં જાહેરાત.

ફેબ્રુઆરી ૨૧—સલામતી સમિતિની બેઠકમાં એંગ્લો-અમેરિકન નવી દરખાસ્ત રજૂ કરવામાં આવી, જેમાં કાશ્મીર બંધારણસભાની ટીકા કરવામાં આવી તથા કાશ્મીરના કોયડાના ઉકેલને માટે નવો મધ્યસ્થ નીમવાનું કહેવામાં આવ્યું.

('હિંદી નવભારત ટાઈમ્સ'ના ૫મી માર્ચના અંકમાંથી)

**કરીમભાઈ વોરા**

# વનસ્પતિશાસ્ત્રની પરિભાષા

[માર્ચ, ૧૯૫૧ થી અ...

Imparripinnate विषमपर्णी; કેટલાંક સંયુક્ત પાનની પાંદડીઓ બબ્બેની જોડમાં હોય છે. જો પાનની બધી જ પાંદડીઓ બબ્બેની જોડમાં હોય તો તે समपर्णी (parripinate) કહેવાય. જો બે બાજુ આવેલી પાંદડીઓ જોડમાં હોય અને ટોચ ઉપર એક વધારાની પાંદડી હોય તો એ પાન विषमपर्णी કહેવાય.

Impression છાપ.

Indusium स्पोराशयनुं आवरण (sporangia स्पोराशय)

Inflorescence मोरवण; સમૂહમાં ફૂલ બેસવાની ક્રિયાને मोरवण કહેવામાં આવે છે.

Integument आवरण

Intercellular वचकोशी

Internode कातळी

Internal आंतरिक

Intine अंदरनु परागचर्म (સરખાવો Exine बहारनुं परागचर्म)

Introrse अन्तर्मुखी

Intussusception अन्तर्वृद्धि (Apposition बहिर्वृद्धि)

Irritability संवेदनशीलता

Isogamy समयोग; નર અને નારી રૂપે જુદા ઓળખી ન શકાય તેવા સમાન લિંગકોષોનું મિલન થઈ ગર્ભસ્પોર ઉત્પન્ન થવાની ક્રિયા

Karyolymph केन्द्ररस

Kingdom सृष्टि; Vegetable Kingdom वनस्पतिसृष्टि, Animal Kingdom प्राणीसृष्टि

Latent Period सुषुप्तिकाल

Laticiferous દૂધિયા વિ૦

Lemma बहिःपत्र

Lenticles हवाद्वार छिद्र

Leucoplastid सफेद कण

Ligulate जिह्वापत्री, जिभाळां वि०

Ligule जिह्वापत्र, जीभ

Lodicules मांजरपुष्पनां वज्रमणि; કેટલીક વનસ્પતિને मांजर બેસે છે. मांजरने અંગ્રેજીમાં Recimose inflorescence કહેવામાં આવે છે. માંજર ઉપર બેસનારાં ફૂલ દીંટાવાળાં હોય તો તે दींटाळां मांजर (Receme) કહેવાય,

અને દીંટા વગરનાં હોય તો તે નદીંટાં માંજર (spike અગર spikelet) કહેવાય. માંજરને એક વહિઃપત્ર (glume) અને એક અન્તઃપત્ર (palea) હોય છે. માંજરનાં દરેક ફૂલને અલગ વજ્ર કે ફૂલમણિ હોતાં નથી પણ તેને બદલે એક નાનું વજ્રમણિ (perianth) હોય છે અને તે Lodicules કહેવાય છે.

Marginal पार्श्ववर्ती, पार्श्वस्थ वि०
Medullary ray આરો
Megasporangium बीजांड
Megaspore गुरुस्पोर
Megasporophyll गुरुस्पोर–पर्ण
Meiosis अर्धीकरण
Meristemic वर्धनशील
Mesocarp मध्यफलचर्म
Mesophyll पत्रगर्भ પાંદડાના પડ વચ્ચેનો લીલો ગર્ભભાગ
Microsporophyll परागकेसर, लघुस्पोर–पर्ण
Midrib मध्यरेषा
Mitosis दायभाग
Monoadelphous एकगुच्छी
Monocarpellary एककेसरी
Monocotyledon एकदल वनस्पति
Monoecious उभयलिङ्गी
Monostilic एकस्तंभी
Morphology रूपविद्या, रूपलक्षी विज्ञान
Moss લીલ
Mutant નવતર
Mutation नवतर सर्जन, नवतर जन्म
Mycellium तंतुजाल-ळ
Mycorhiza फूगमूल
Mycorhiza ectotrophic बाह्य —
Mycorhiza endotrophic आंतरिक —

**બંસીલાલ ગાંધી**

# મજૂર પ્રવૃત્તિમાં ગાંધીજીનો ફાળો

## (૪)

[ગયા ત્રણ અંકોમાં ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં અને અમદાવાદમાં કેવી મજૂરપ્રવૃત્તિ ચલાવી અને હડતાલ વિષે તેમના વિચારો શા હતા તે જોયું. હવે મજૂર પ્રવૃત્તિ માટેની તેમની ખાસ ભેટ—લવાદ પદ્ધતિ વિષે જોઈએ.]

### લવાદ-પંચની પદ્ધતિ

'૧૮ ની અમદાવાદની મજૂર હડતાલમાં માલિકો અને મજૂરોના ઝઘડા અંગે લવાદ મારફતે ઝઘડો પતાવવાની શરૂઆત થઈ. એ હડતાલ પછી શ્રી અંબાલાલ સારાભાઈએ મિલમાલિકોના અને મજૂરોના પ્રતિનિધિઓની સભા બોલાવી કાયમી લવાદ મંડળની રચના કરી નક્કી કર્યું કે, જો મજૂર અને માલિક વચ્ચે કોઈ મડાગાંઠ ઊભી થાય અને એ બન્ને અન્યોન્ય સમજી પતાવવામાં નિષ્ફળ નીવડે તો મહાત્મા ગાંધી અને શેઠ મંગળદાસના બનેલા કાયમી પંચ આગળ તે પ્રશ્ન મૂકવામાં આવે. આ પ્રથાને કારણે મજૂર અને માલિકના ઝઘડાની પતાવટની દિશામાં નવો ચીલો પડ્યો અને ત્યાર પછી જે જે મડાગાંઠો પડી તેનો નિકાલ લાવવામાં સરળતા થઈ.

આ લવાદની પદ્ધતિ અમદાવાદના મજૂર સંઘ અને મિલમાલિકોના સંબંધો જાળવવામાં પાયા તરીકે કામ કરે છે. આ લવાદ પ્રથાને પરિણામે મજૂર અને માલિકો વચ્ચેના સંઘર્ષો કે જેને લીધે બન્ને પક્ષ ઊંડા ગર્તમાં ગબડી ગયા હોત તેમાંથી બચી જવા પામ્યા. ગાંધીજીમાં સેવકોને આકર્ષવાની શક્તિ અદ્ભુત હતી. અને એ શક્તિને પરિણામે એમણે મજૂર અને માલિક બન્ને પક્ષોમાંથી મોટી સંખ્યામાં સેવકો મેળવ્યા હતા. આ સેવકોએ એમના કોઈ પણ જાતના પક્ષપાત વિનાના નિર્ણયોને કારણે એમની આજ્ઞાઓનો માનપૂર્વક અમલ કર્યો છે. તેને પરિણામે અમદાવાદના મજૂર મહાજનને શાન્તિ અને સહકારનો પાઠ પાયામાં મળ્યો. ત્યારથી માંડીને ૧૯૩૫ સુધીમાં ગાંધીજીએ તેના કામકાજમાં રસ લીધો હતો અને મજૂરોને માટે કેટલાક કરાર કર્યા હતા. ૧૯૨૦ માં પ્રથમ વણાટખાતા અને સૂતર ખાતાના કામદારોનું મંડળ થયું. પરિણામે એમના પગાર નિશ્ચિત થયા. ૧૯૨૧ માં કામના કલાક ઘટ્યા છતાં '૨૦ માં નક્કી થયેલા પગારો કાયમ રહ્યા. તે

પછી '૨૩ અને '૨૯માં પગારકાપ અને લવાજમ અંગે ઝઘડો પડ્યો. આ દરેકમાં ગાંધીજીનો કંઈ ને કંઈ ફાળો હતો. પણ એમણે ખરો આગળપડતો ભાગ લીધો હોય તો તે '૧૮ અને '૩૩ માં. '૧૮ ની લડત વિશે આપણે આગળ જોઈ ગયા. '૩૩માં માલિકોને ૨૫ ટકા પગારકાપ જોઈતો હતો. મજૂરો પગારનું નિશ્ચિત ધોરણ માગતા હતા. આ ઝઘડો કેટલીયે ચર્ચા પછી છેવટે ગાંધીજીના તેજ હેઠળ પાર ઊતર્યો. અત્રે એટલી નોંધ લેવી ઘટે કે, શ્રી મનુ સૂબેદારે આ વખતે પંચની બેઠકોને વ્યવસ્થિત સ્વરૂપ આપ્યું. બન્ને પક્ષો નિવેદન મોકલે, પછી પંચ મંડળ હકીકતોની ચોકસાઈ કરવા પુરાવા માગે, એવી પદ્ધતિસરની કાર્યવાહી દાખલ થઈ. આમ ઘરમેળે ઉદ્યોગના ઝઘડા પતાવવાનું વ્યવસ્થિત તત્ત્વ દાખલ થયું. હવે તો ખાનગી લવાદ મંડળને બદલે સરકારે જ કોંગ્રેસ પ્રધાનમંડળો થતાં લવાદી કોર્ટની વ્યવસ્થા કાયદાથી કરી છે. હવે વાટાઘાટ નિષ્ફળ નીવડતાં કાયદા મુજબ નોટિસ આપવાની રહે છે અને નક્કી કરેલા પ્રશ્નોનો નિકાલ મજૂર અદાલત કરે છે. સમાધાનકાર અધિકારી સમક્ષ સમાધાન ન થાય તો તે પ્રશ્ન બન્ને પક્ષની સ્વેચ્છાએ કે મજૂર મહાજન પોતાના અધિકારની રૂએ અદાલત સમક્ષ રજૂ કરી શકે છે.

આ બધી વ્યવસ્થા, તેમ જ આગળ લવાદથી થયેલા કરારોથી મજૂર અને માલિકના સંબંધો સારા કરવામાં ગાંધીજીનો ભારે ફાળો છે, એમ જણાય છે. પણ આ કરારોની ભારે અસર તો એ કે, એને પરિણામે અત્યારના મજૂર હિતના કાયદાઓ, જેવા કે ૧૯૩૭નો 'ઔદ્યોગિક તકરારોનો કાયદો' તથા ૧૯૪૬નો 'ઔદ્યોગિક સંબંધોનો કાયદો', આપણી સરકારને કરવાના સૂઝ્યા છે.

## રાષ્ટ્રીય મહાસભા અને મજૂરો

ગાંધીજીની આ પ્રવૃત્તિની રાષ્ટ્રીય મહાસભા પર પણ સારી અસર થઈ છે. દક્ષિણ આફ્રિકાથી માંડીને આજ સુધીમાં કોંગ્રેસે મજૂરો માટે જે ઠરાવો કર્યા છે તે ગાંધીજીની અસરને કારણે. ગાંધીજી આફ્રિકા હતા ત્યારે જે ઠરાવો થયા તે એમની સીધી અસરને લીધે ન ગણાય, પણ એ ત્યાંની લડતને પરિણામે જ હતા, એ ચોક્કસ છે.

વળી કોંગ્રેસને સાચી મજૂર ચળવળના પાઠ જો કોઈએ આપ્યા હોય તો તે ગાંધીજીએ જ. આજે કેટલીય વિટંબણાઓ છતાં કોંગ્રેસ પોતાની સ્પષ્ટ નીતિને કારણે એ કામમાં સફળ થઈ છે. આ નીતિ '૩૧ની કરાંચી કોંગ્રેસમાં નક્કી થઈ હતી. ત્યાં મૂળભૂત હક્કોમાં મજૂરોના હક્કો પણ સ્વીકારાયા હતા. એ હક્કોમાં કોંગ્રેસે ગાંધીજીના મજૂરોના જીવનનિર્વાહ તેમ જ કુટુંબના ભરણપોષણ માટે મળવા જોઈતા પૂરતા પગારના સિદ્ધાંતને સ્વીકાર્યો. ઉદ્યોગમાં મજૂરોની ભાગીદારી સ્વીકારી. એમના કામના કલાકની મર્યાદા, અકસ્માતની મદદ અને ઘડપણના વીમાની જોગવાઈ વગેરે સ્વીકાર્યું. દાસત્વમાંથી સંપૂર્ણ મુક્તિ, સંગઠન કરવાની સ્વતંત્રતા અને સંઘ સ્થાપવાની સ્વતંત્રતા સ્વીકારી. આમ કોંગ્રેસે ગાંધીજીની દોરવણી લઈ મજૂરોમાં પણ પોતાના પગ સ્થિર કર્યા.

### મજૂર ચળવળના નિયમો

ઉપર આપણે ગાંધીજીએ મજૂર ચળવળમાં કેવી રીતે ફાળો આપ્યો તે જોયું. આપણને એમની આ પ્રવૃત્તિ પરથી સાચી મજૂર ચળવળના કેટલાક અગત્યના નિયમો મળી આવે છે. તે હવે ટૂંકામાં જોઈએ:

[illegible]સાને માગણી કરવી, જરૂર હોય તે કરતાં ઓછું માગવું. જે કંઈ માગવું તે ખુલ્લા દિલથી માગવું, એમાં ચોરી ન રાખવી. છતાં આપણી માગણી વાજબી હોવી જોઈએ—ચોક્કસ હોવી જોઈએ અને તે અડગતાથી કરવી જોઈએ.

૨. મજૂરોને તેમના હક્કનું અને જવાબદારીનું ભાન એ વગર સફળતા ન મળે. તેમનામાં ત્યાગ અને બલિદાનની ભાવના કેળવવી. એ માટે એકતાની ઘણી જરૂર રહે છે.

૩. હડતાલ પાડતા પહેલાં લવાદ કે પંચનો આશરો લેવો. અનિવાર્ય સંજોગોમાં જ હડતાલ હોઈ શકે.

૪. પંચ સ્વીકાર્યા પછી તેના પર વિશ્વાસ રાખવો. લડત જૂઠ પર કદી ન નભે. શ્રદ્ધાથી કામ લેવું.

૫. માગણી પર માલિકને વિચારવા વખત આપવો. માલિકની કનડગત ન થવી જોઈએ. નીતિનો પાયો હોય તો જ જીત મળે.

૬. સામાનું ન્યાયી હોય તો સ્વીકારવાની તૈયારી રાખવી. છેવટે કંઈ નિકાલ ન આવે તો જ હડતાલ

થાય. હડતાલ બળજબરીથી ન થઈ શકે. એ સમજાવટથી જ થાય.

૭. હડતાલને લાંબા વખત સુધી ટકાવવા મજૂરોમાં સ્વાવલંબનની વૃત્તિ હોવી જોઈએ. એ માટે પેટાધંધા શીખી લેવા જરૂરી છે. બહારની મદદ પર લડત ન ટકી શકે.

૮. લડત અંગેની પ્રતિજ્ઞા બરાબર પાળવી. કોઈ પણ ભોગે સ્વમાન જાળવીને મરજિયાત અને ન્યાયી ધોરણે અહિંસક રીતે કામ કરવું.

૯. સાચી મજૂર પ્રવૃત્તિમાં દોરવણી આપનાર કાયકર્તામાં સેવાવૃત્તિ હોવી જોઈએ. સરદારી સેવાથી શોભે, છતાં સેવા આપણી રીતે કરવાની હોય. નીતિ સાચવીને કરવાની હોય, મજૂર રિસાય તો તેને મનાવવા સત્યનો રસ્તો છોડાય નહીં.

**પ્રચલિત મજૂર મંડળો**

આવા સિદ્ધાન્તોથી કામ કરવાવાળી મજૂર સંસ્થા આપણા દેશમાં હોય તો તેમાં હિન્દુસ્તાન મઝદૂર સેવા સંઘ અને અખિલ હિંદ રાષ્ટ્રીય મજૂર સંઘ છે. દેશના મજૂરોમાં સમાજવાદી અને અન્ય વિચારોનો પ્રચાર થવાથી અજ્ઞાન મજૂરો ખોટે માર્ગે દોરાતા હતા, તે વિચારી ૧૯૩૭માં કોંગ્રેસીઓએ ગાંધીવાદી માર્ગે મજૂરોમાં દોરવણી આપવા પ્રયત્ન કરવા[illegible]વી સેવા સંઘના આશરા હેઠળ ઉપરના સેવા સંઘની સ્થાપના કરી હતી. આ સંઘ મજૂર કાર્યકર્તા તાલીમ વર્ગ ખોલીને જે યુવાનોને મજૂર કાર્ય કરવું હોય તેમને અમદાવાદ મજૂર મહાજન મારફતે તાલીમ આપવાની વ્યવસ્થા કરે છે. તેમાં તાલીમ પામેલા કાર્યકર્તાઓ આજે દેશના જુદા જુદા પ્રાન્તોમાં કામ કરી રહ્યા છે. ત્યાર પછી એમ આવશ્યક લાગ્યું કે, સમસ્ત દેશનાં મજૂર મંડળો જોડાઈ કોઈ મધ્યસ્થ સંસ્થા હોવી જોઈએ. અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસ તો સામ્યવાદીઓના હાથમાં ગઈ હતી. અને બીજા મંડળમાં રૉયવાદી સિદ્ધાન્તોનો પ્રચાર ચાલતો હતો. એટલે ૧૯૪૬માં રાષ્ટ્રીય મજૂર સંઘની સ્થાપના કરવાનું નક્કી કરવામાં આવ્યું. તેમાં અમદાવાદ મજૂર મહાજનના કાર્યકર્તાઓએ મહત્ત્વનો ફાળો આપ્યો છે. પૂ. ગાંધીજીના પણ આ પ્રવૃત્તિને આશીર્વાદ હતા.

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે, ગાંધીજીનો મજૂર ચળવળના ઉત્કર્ષમાં સીધો ફાળો ભારે મોટો છે. પરંતુ એમણે આડકતરી રીતે જે કંઈ આપ્યું તે પણ અમૂલ્ય છે. એમણે ભારતના મજૂરોને તેમના ધ્યેય માટેની સાચી દૃષ્ટિ આપી અને મજૂર વર્ગને પોતાના ધ્યેયને પહોંચવાનો માર્ગ ચોખ્ખો કરી બતાવ્યો.

(સંપૂર્ણ) **મનુભાઈ રણછોડજી દેસાઈ**

# તિરુવલ્લુવર

## (દક્ષિણ હિંદના 'સૉલોમન')

['હિંદુ' ફેબ્રુ૦ ૨૫, ૧૯૫૧, શ્રી. એચ. આર. કૃષ્ણન, આઈ. સી. એસ. ના લેખ ઉપરથી.]

સંત તિરુવલ્લુવરનું મંદિર મદ્રાસ નજીક આવેલું છે, અને ત્યાં દેવ તરીકે તેમની પૂજા થાય છે. તેમનો પરંપરામાન્ય જન્મદિવસ ફેબ્રુઆરી માસમાં તામિલના લોકો ભારે આદરભાવથી ઊજવે છે. પ્રાચીન તામિલ કવિઓમાં સૌથી ઉચ્ચ કોટીના કવિ હોવા ઉપરાંત તે જગતના પણ એક ઉત્તમ સુભાષિત-લેખક છે. પ્રમાણભૂતરૂપે તેમનો કહેવામાં આવતો એવો એક જ ગ્રંથ આજે મોજૂદ છે. તે ગ્રંથ તે 'તિરુકુરલ'. તેના નામનો અર્થ 'મહાન સુભાષિતો' થાય છે; અને તેને સામાન્યપણે 'તામિલ વેદ' કહેવામાં આવે છે. ઊંડી વિદ્વત્તા, વિશાળ અનુભવ, અને ભારે માનવ સહૃદયતાવાળા એક સંતે જીવનની બધી બાજુઓ અંગે રજૂ કરેલા ધાર્મિક વિચારો તેમાં ઉચ્ચ કવિત્વથી રજૂ કરેલા છે.

કવિત્વપૂર્ણ ક્રાંતદર્શિતા, ઉપમાની સચોટતા, અને નૈતિકભાવનાની તીવ્રતાની બાબતમાં તે સુભાષિતો સામાન્યપણે સૉલોમન બાદશાહે રચેલ કહેવાતા યહૂદી ડહાપણ-ગ્રંથોને મળતાં આવે છે. પરંતુ એ યહૂદી ગ્રંથોમાં જે છેક જ બિન-લૌકિકતા અને નિરાશાવાદ છે, તે આમાં નથી. અસ્પષ્ટતા વિનાની સંક્ષિપ્તતા, નિરૂપણની શિષ્ટતા અને સુઘડતાની બાબતમાં તે રોશફુકોલ્ડનાં 'સૂત્રો'ની સરસાઈ કરે છે; પરંતુ કેટલાક મહાન ફ્રેંચોનાં સુવાક્યોમાં જે સૂકી બિન-કવિત્વપૂર્ણ મજાક, અને તીક્ષ્ણ કટાક્ષ રહેલાં હોય છે, તે આમાં નથી. ગેટેનાં સુવાક્યોનો નાનો સંગ્રહ આપણા તિરુવલ્લુવરના ગ્રંથને ઘણો મળતો આવે છે; પરંતુ એ મહાન કવિએ એ જાતના લખાણને પોતાની સાહિત્યિક પ્રવૃત્તિનું

ખાસ અંગ બનાવ્યું ન હોવાથી, જીવનનાં ઘણાં પાસાંને તેણે સ્પર્શ્યાં નથી.

ટૂંકમાં, વિશ્વ-સાહિત્યના એ પ્રકારમાં તિરુવલ્લુવરનાં સુભાષિતો છેક જ ઊતરતી રહે છે. જીવનનું કલ્પક અને સહૃદય વિવેચન તથા સુધરેલો માણસ જે બૌદ્ધિક તેમ જ ભાવિક પરિસ્થિતિમાં મુકાય તેનું ચિત્ર — એવો જો કવિતાનો અર્થ થતો હોય, તો કુરલ ગ્રંથને આપણે સર્વોત્તમ અને શુદ્ધ કવિતા કહી શકીએ.

આ સંત વિષે અનેક પરંપરાઓ ચાલી આવે છે, પણ તે પરસ્પરવિરોધી છે. તે પરંપરાઓ દ્વારા સાચા જીવનચરિત્રની તથા પ્રમાણભૂત ઇતિહાસની દૃષ્ટિએ તેમના સમય વિષે બહુ ઓછું જાણવા મળે છે. તે પરંપરાઓમાંની ઘણીખરી તો તેમના ગ્રંથ ઉપરથી કે તેમના સમયના બીજા સાહિત્યગ્રંથો ઉપરથી અનુમાનો કરીને ઉપજાવી કાઢેલી છે. કુરલ ગ્રંથમાંથી કરેલા ઉઘાડા ઉતારા, તથા તેનાં નિઃશંક અનુકરણો ઘણાં પુસ્તકોમાં મળી આવે છે; તેમાંનાં કેટલાંક ઈ. સ. ના ત્રીજા સૈકા પહેલાંનાં છે. બીજી બાજુ, જૂના સંસ્કૃત ગ્રંથોના વિચારો જે રીતે તેમના ગ્રંથમાં ઓતપ્રોત થયેલા છે, તથા બૌદ્ધ ધર્મના અને જૈન ધર્મના સિદ્ધાંતોની જે વાસ્તવિક અસર તેમના ઉપર જણાય છે, તે ઉપરથી જણાઈ આવે છે કે તે પોતે ઈ. સ. પૂર્વે બીજા સૈકાથી પહેલાં થયા નહિ હોય. આ બે હદોની વચ્ચે ક્યારેક તે વિદ્યમાન હશે. તાજેતરમાં કેટલાક લેખકો તેમનો જન્મ-કાળ ઈ. સ. પૂર્વે ૩૦ કે ૩૧ ના વર્ષમાં જણાવે છે; પરંતુ જે કાંઈ સાધનસામગ્રી મળેલી છે તે ઉપરથી એ જાતનું ચોક્કસ કથન કરી શકાય તેમ નથી. અંદાજની રીતે પણ એ વર્ષ ઠરાવવામાં વધારે પ્રાચીનતા તરફ ઢળી ગયા એમ કહેવાય.

મદ્રાસના પ્રાચીન તેમ જ હજુ પણ મોજૂદ એવા મયલાપોર પરામાં વલ્લુવરનું મંદિર છે, એથી એમ સૂચિત થાય છે કે તે તેમનું જન્મસ્થાન છે. તેમ છતાં તે મંદિર થોડાં સૈકાં પહેલાંનું છે, અને તેમના મૃત્યુ પછી હજારેક વર્ષ બાદ બંધાયેલું છે. તેમની મૂર્તિ પણ પરંપરાથી ચાલી આવતી શૈવ સંપ્રદાયના ભક્તની ઢબે ઘડેલી છે; અને એ સંપ્રદાય અપેક્ષાએ અર્વાચીન છે. બીજી બાજુએ તેમની મોટા ભાગની જીવનપ્રવૃત્તિનું ક્ષેત્ર મદુરા હતું એ નિશ્ચિત છે. તે વખતે એ રાજધાનીનું શહેર હતું, તથા તામિલ વિદ્યાપીઠનું અને સંસ્કૃતિનું કેન્દ્ર હતું.

તેમની જ્ઞાતિ વિષે કશું જણાયું નથી. તેમનું નામ કદાચ તે સમયના સરકારી અમલદારના નામને મળતું આવે છે. પરંતુ તે એવા વર્ગમાંથી જરૂર આવેલા છે, કે જે વર્ગને તે સમયનું સર્વોત્તમ શિક્ષણ અને સર્વોચ્ચ અધિકારીપદ મળી શકે તેમ હતાં. એક બ્રાહ્મણને હરિજન સ્ત્રીથી તે જન્મ્યા હતા, અને તેમનાં માબાપે તેમને તજી દેવાથી એક પૈસાદાર ખેડૂતે તેમને ઉછેર્યા હતા, એવી વારંવાર સાંભળવા મળતી દંતકથા તો ઉઘાડી જ અર્થહીન છે. વેદવ્યાસ તથા મુસ્લિમ સંત કબીરના જન્મ બાબત જે જાતની દંતકથા સર્વત્ર પ્રચલિત છે, તેને અનુસરતી એ દંતકથા છે, એટલું જ.

તેમનો ધંધો વણકરનો હતો એવું કહીને કેટલીક વાતો તેમની બાબતમાં રચાઈ છે; પરંતુ તેમના પ્રમાણભૂત ગ્રંથ કુરલમાંથી એ અંગે કશું સૂચન મળતું નથી. તેથી ઊલટું, જુદા જુદા વર્ગના માણસો અને તેમના વ્યવહારની બાબતમાં તેમને વિશાળ અનુભવ હોય, તથા તે જમાનાના રાજકીય તથા આર્થિક પ્રશ્નો પર તેમને પૂરેપૂરો કાબૂ હોય અને જગતની બાબતો વિષે તે પરમ આત્મવિશ્વાસથી બોલતા હોય, તેવું તેમના ગ્રંથ ઉપરથી દેખાઈ આવે છે. ગામડાનો કોઈ વણકર કે જેની મુસાફરી તેની સાળ અને બજાર વચ્ચે જ મર્યાદિત હોય, તેવા માણસમાં એ બધું સંભવિત નથી. સંભવતઃ વલ્લુવર એક પ્રકારની ચાણક્યની નાની આવૃત્તિ હોય એવું લાગે છે. મદુરા રાજ્યના તે સક્રિય રાજકારણી પુરુષ અથવા કોઈ ઉચ્ચ અમલદાર હશે, તથા પોતાનું પુસ્તક તેમણે કોઈ રાજકુમારને શિક્ષણ તેમ જ આનંદ આપવા લખ્યું હશે એમ કહી શકાય.

એમની તીક્ષ્ણ વ્યવહારુ બુદ્ધિ, તથા કૌટુંબિક અને સામાજિક ફરજો અને ઉત્તમ ગુણો ઉપર તેમણે મૂકેલો ભાર એને જ આભારી છે.

શિખામણનાં સૂત્રોના બીજા ઘણા સંગ્રહોથી ભિન્ન રીતે કુરલની ગોઠવણ વિષયવાર કરેલી છે તથા દરેક પ્રકરણમાં દશ સુભાષિતો મૂકેલાં છે. પછી આખા ગ્રંથના ધર્મ, અર્થ, અને કામ એમ ત્રણ ખંડ પાડ્યા છે. ચોથા

પુરુષાર્થ મોક્ષને આવા ગ્રંથમાંથી બાકાત રાખ્યો છે તે યોગ્ય કર્યું છે. કારણ કે તે પરાવિદ્યાની બાબત છે, તથા તેને અંગે ઘણા મતભેદ હોઈ શકે છે તથા જુદા જુદા ધાર્મિક પંથો અને સંપ્રદાયના ગુરુઓ એને અંગે ઉચિત ઉપદેશ આપી શકે

શરૂઆતમાં ચાર પ્રકરણમાં મંગલાચરણ છે. એમાંથી વલ્લુવરની ધાર્મિક માન્યતા શી છે તે નક્કી કરવા વિવેચકોએ ભારે પંડિતાઈ ચલાવી છે.

પહેલો જ શ્લોક આમ છે: "અક્ષરોમાં अ પ્રથમ છે; તેમ પરમાત્મા પણ જગતના આદિમાં પ્રથમ છે." આ શ્લોકમાં કેટલાક એ જાતના બાઇબલના વાક્યનો પડઘો પડેલો જુએ છે; અને કહે છે કે, દક્ષિણ ભારતમાં સંત થોમસે ખ્રિસ્તી ધર્મનો જે પ્રચાર કર્યો હતો, તેની અસર એમાં છે. સૃષ્ટિકર્તાના ઉલ્લેખથી હિંદુ સંપ્રદાયવાળાને ઉત્તેજન મળે છે; અને સંપૂર્ણ પુરુષ તથા નૈતિક આદર્શના ઉલ્લેખથી જૈનો અને બૌદ્ધો તેમને પોતાના પંથના માનવા પ્રેરાય છે. આકાશની સ્તુતિ તથા મેઘનું આહ્વાન વેદોની અસર બતાવે છે. ત્યારે કોઈ ધાર્મિક નિયંત્રણ રજૂ કર્યા વિના જ સદાચાર ઉપર મૂકેલા ભારથી અર્વાચીન બુદ્ધિવાદની યાદ આવે છે.

સાચી હકીકત એ લાગે છે કે, હૈ[illegible] ધર્મની બાબતમાં તે સર્વધર્મસમભાવી હતા. ગમે તેમ હોય, તોપણ તે કોઈ સાંપ્રદાયિક પુસ્તક લખવા તો બેઠા જ ન હતા; પરંતુ પોતાના સમકાલીનો ઈશ્વર, પ્રકૃતિ અને સદાચારની બાબતમાં જે ઉત્તમ ભાવો અનુભવતા હતા, તેમનું જ કવિત્વભરી રીતે તે નિરૂપણ કરતા હતા.

પ્રથમ ખંડ સદાચારને લગતો છે. તેમાં ૩૪ પ્રકરણો છે. પ્રથમ ૨૦માં ગૃહસ્થજીવન વર્ણવ્યું છે. અને છેલ્લાં ૧૪માં સંન્યાસીના ધર્મો વર્ણવ્યા છે. વલ્લુવરની પસંદગી ગૃહસ્થાશ્રમ તરફ છે એ બાબતમાં તે વાચકના મનમાં શંકા રહેવા દેતા નથી. સંસારના જીવનની નિંદાનો તે વિરોધ કરે છે. અને સંન્યાસી જ થવું જોઈએ એવા નિયમનો તે સ્વીકાર કરતા નથી.

કેટલાક પ્રાચીન લેખકોની પેઠે તે સ્ત્રીના નિંદક નથી. તેને તે તેના પતિની સમાન ભાગીદાર તથા ભવિષ્યની પ્રજાનું ચરિત્ર ઘડનારી ગણે છે. સ્ત્રીના શીલને તે ઘરના બંદીખાનામાં પૂરી રાખીને સાચવેલો ગુણ નથી ગણતા; અને સ્ત્રીની સ્વતંત્રતાની તેમની વકીલાત છેક આધુનિક વિચારકોની યાદ આપે છે. તે કહે છે: "બંદીખાનું નહીં, પણ શીલ જ સ્ત્રીનું સાચું સંરક્ષણ છે."

તેમના ગ્રંથમાં ખરો સારભાગ ધન વિષેનાં તેમનાં ૭૦૦ સુવાક્યો છે. આમ તો તે કોઈ રાજા કે રાજકુમારને માટે કરેલા ઉપદેશરૂપ છે, પરંતુ જીવનના દરેક ક્ષેત્રમાં રહેલા માણસ માટે તેમાં ઉપદેશનાં વાક્યો છે. કેળવણી અને પંડિતાઈ, મિત્રતા અને વેર તથા સુરાજ્ય અને કુરાજ્યને લગતાં તેમનાં સુવાક્યો કોઈ પણ સુધરેલી પ્રજાના ગ્રંથોમાં મળી આવે.

રાજાના, પ્રધાનના, દરબારીના, અને એલચીના ધર્મો અને ગુણો વિષેના વિચારોમાં તે જમાનાની રાજકીય વિચારસરણી અને ફિલસૂફી રજૂ થયેલાં છે. સમાજની આર્થિક તેમ જ લશ્કરી વ્યવસ્થાનો વિષય પણ સ્પર્શવામાં આવ્યો છે.

કેટલેક અંશે આ ખંડ ચાણક્યના અર્થશાસ્ત્રને મળતો આવે છે. પરતું ચાણક્યે તો પ્રાચીન હિંદના સૌથી મોટા સામ્રાજ્યના અધિપતિ માટે લખ્યું છે. ત્યારે વલ્લુવરે તો પોતે જે રાજ્યમાં નોકરી કરતા હતા તેવા આજના એક કે બે જિલ્લાઓ જેટલા રાજ્યના રાજા માટે લખ્યું છે. પડોશી રાજાઓ સાથે તે વખતે અલબત્ત, લડાઈઓ ચાલતી હતી, પરંતુ નંદો, મૌર્યો અને ગ્રીકો જે લડાઈઓથી પરિચિત હતા, તે જાતની લડાઈઓ અહીં નહોતી. દક્ષિણ ભારતને લાગેવળગે છે ત્યાં સુધી મોટાં સામ્રાજ્યો અને રાજ્યો હજુ ભવિષ્યના ગર્ભમાં સંતાયેલાં હતાં. તેથી વલ્લુવરને મન રાજકારણ અને ધર્મનીતિ એ બંને વસ્તુતાએ એકસમાન જ હતાં.

તેમ છતાં આ વિષયનાં વલ્લુવરનાં વાક્યો પણ પૂરેપૂરાં રહસ્યપૂર્ણ છે. મહંમદ ગીઝનીથી માંડી ક્લાઈવ સુધી, સોમનાથથી પ્લાસી સુધી અને પાણીપતથી તાલીકોટા સુધીના પ્રસંગો આપણે જોઈએ છીએ તો જણાય છે કે, હિંદુસ્તાનનાં મોટાં અને ભપકાદાર લશ્કરો પરદેશીઓનાં નાનાં પણ શિસ્તબદ્ધ, કેળવાયેલાં અને સારા સેનાપતિઓવાળાં લશ્કરોથી પરાજિત થયાં છે. એ બધું જોકે આપણા લેખકના પછીના સમયમાં બન્યું છે, તોપણ વલ્લુવરે જે લખ્યું છે તેમાં આપણો આખો ઇતિહાસ સંક્ષેપમાં આવી જાય છે: "ઉંદરડાઓનું

લશ્કર, સમુદ્રનાં મોજાંની પેઠે ગર્જના કરતું આવે છે; પરંતુ સાપ તો માત્ર એક સુસવાટો જ કરે છે, અને તે આખું લશ્કર હતું — ન હતું થઈ જાય છે!"

આપણા કવિ વલ્લુવર મુખ્યત્વે ખેતીનો ધંધો કરનારા સમાજના હતા. તેથી ખેતીવાડી બાબતનાં તેમનાં સુવાક્યો સચોટ તથા કવિત્વપૂર્ણ છે. જોકે આજના આપણા જટિલ સમાજની બધી આવશ્યકતાઓને સ્વાભાવિક રીતે જ તે આવરી લેતાં નથી. "જમીન એ તો અદેખી સ્ત્રી છે. જો તેનો માલિક વારંવાર તેની મુલાકાત ન લે અને ઘેર જ બેસી રહે, તો તે રિસાઈ જાય છે."

"ઘેર બેઠાં બેઠાં તું તારી દરિદ્રતાનો શોક કરે છે; પરંતુ ધરતીમાતા તો તારી સામે હસી રહી છે."

ત્રીજો ખંડ 'પ્રેમ' અંગે છે. તેમાં ૨૫ પ્રકરણો છે. આ ખંડ આખા ગ્રંથમાં સૌથી વધુ કવિત્વ ભરેલો છે. જે જમાનામાં પ્રેમ-કાવ્યો બેમર્યાદ બની ગંદાં બની જતાં તે જમાનામાં પણ આપણા લેખકે સંયમ અને ગૌરવને લાગણીની ઊંડાઈ સાથે જાળવ્યાં છે. તે જમાનામાં સ્ત્રી તો માણસની વિષયવાસનાનું નિષ્ક્રિય પૂતળું જ ગણાતું; તે જમાનામાં પણ વલ્લુવરે સ્ત્રીજાત પ્રત્યે સંમાનની લાગણી ભારોભાર જાળવી રાખી છે.

આમ ૩૦૦૦થી ઓછી લીટીઓ અને આશરે ૧૧૦૦૦ શબ્દોમાં વલ્લુવરે લાગણી અને વિચારોનું એટલું મોટું ક્ષેત્ર વ્યાપી લીધું છે કે જે બીજા કવિઓમાં શેક્સપિયર એકલો જ કરી શક્યો છે. કુરલનો પાઠ વીસ સૈકાઓના ગાળામાં થઈને અનુકરણની અશક્યતાને લઈને શુદ્ધ સાચા સ્વરૂપે ચાલ્યો આવ્યો છે.

શાસ્ત્રગ્રંથની પેઠે જ આદર પામતાં, સર્વોચ્ચ પ્રમાણ તરીકે ટાંકવામાં આવતાં, અને શ્રેષ્ઠ કવિતા તરીકે ભાષ્યો અને ટીકાઓનો વિષય બનતાં આ સુભાષિતોની તામિલ સાહિત્ય ઉપર ભારે અસર પડી છે. ૧૮મા સૈકા બાદ યુરોપિયનોએ તામિલનો અભ્યાસ શરૂ કર્યો ત્યારે તેમના ઉપર પણ આ સુભાષિતોની બહુ ભારે છાપ પડી હતી. તેનું સૌથી પહેલું ભાષાંતર લેટિનમાં થયું; ત્યાર બાદ હિંદ તેમ જ યુરોપની બીજી ભાષાઓમાં તેનાં અસંખ્ય ભાષાંતરો થયાં છે. તેનું સૌથી સારું અંગ્રેજી ભાષાંતર સ્વ૦ વી. વી. એસ. આયરે કરેલું છે. તે પોતે ઉચ્ચકોટીના લેખક અને સાહિત્યિક હતા. વસ્તુતાએ તિરુક્કુરલ વિશ્વસાહિત્યમાં સૌથી વધુ ભાષાંતર પામેલા ગ્રંથોમાંનો એક છે. *

વલ્લુવરના અવળે માર્ગે દોરાયેલા ભક્તોને હાથે જ તેમને સૌથી વધુ હાનિ પહોંચી છે. કેટલાક તેમનાં વાક્યોમાં પોતાની આધુનિક ચર્ચાઓ માટેની સમર્થક દલીલો શોધે છે; પરંતુ એ ચર્ચાઓનું મહત્ત્વ ગમે તે હોય, છતાં તે જાતની ચર્ચાઓ સ્વપ્નમાં પણ કોઈને તે સમયે નહીં હોય. કેટલાક વળી ઉત્તરની સંસ્કૃતિના આક્રમણ સામે દક્ષિણની કે તામિલ સંસ્કૃતિના વીર સંરક્ષક તરીકે તેમને નિરૂપે છે. ખરી રીતે તેમના ગ્રંથમાં આવો કોઈ વિરોધ કે નિરૂપણ જોવા મળતાં નથી. એ ગ્રંથમાં તો ઉત્તર કે દક્ષિણના કશા ખ્યાલ વિના પોતાના જમાનાની સર્વોત્તમ સંસ્કૃતિનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

તામિલ વિદ્વાનોની એક શાખાએ વળી તે સુભાષિતોમાંથી એક રાજકીય તેમ જ સામાજિક ફિલસૂફી ઊભી કરી છે; અને આજના પ્રશ્નોના નિરાકરણમાં તે ઉપયોગી થઈ પડે તેમ છે એવો તેમનો દાવો છે.

આ બધું વલ્લુવરના શબ્દોને મારીમચડીને અને તાણીતૂસીને કાઢવામાં આવ્યું છે. ખરી રીતે તો સંત વલ્લુવર એટલા બધા વ્યવહારુ હતા કે તેમને આવી કોઈ ફિલસૂફી કે પંથ ઊભો કરવાની તમા જ ન હતી. જો તેમણે તેમ કર્યું હોત, તો તેમનો ગ્રંથ આજના યુગમાં નકામો બની રહ્યો હોત.

પોતાના જમાનાના તે એક સુપુત્ર હતા એમાં કશું નવાઈ પામવા જેવું નથી. નવાઈ તો એ વાતની છે કે, તેમના ગ્રંથમાં પોતાના સ્થળ અને કાળથી પર એવાં સાર્વત્રિક ડહાપણ, હાર્દિક કવિતા અને વિશાળ સહૃદયતા ભરેલાં છે. એ બધા માટે કુરલનો અભ્યાસ કરનારને તરત એક એવી અદ્ભુત સોનાની ખાણ હાથ આવે છે, તથા એવો આનંદ તેમ જ શિક્ષણ મળે છે, કે જે બીજાં વિરલ પુસ્તકો કે કાવ્યોમાંથી મળી શકે.

ગો૦

* 'તિરુક્કુરલ' ગ્રંથમાંથી કેટલાક ઉતારા આ પહેલાં 'શિક્ષણ અને સાહિત્ય'ના નવેં૦ '૫૦ અને જાન્યુ૦ '૫૧'ના અંકોમાં આપેલા છે.

# માસિક વિવેચન

**એક જરૂરી સેવાક્ષેત્ર**

હમણાં એક છાપામાં વાંચ્યું કે આપણા દેશમાં ૨૦ લાખ આંધળા લોકો વસે છે. પણ તેમને માટે કામ કરતી શિક્ષણ-સંસ્થાઓ કુલ ૩૨ જ છે અને તે બધી ખાનગી છે.

અંધાપો મોટે ભાગે બળિયાના રોગમાંથી આવે છે, ને જન્મભર માણસની મહત્ત્વની જે ઇંદ્રિય તેને નકામી કરે છે. આવા માટે પ્રજાએ દૈવને દોષ દઈને બેસી રહેવું ન જોઈએ. તેમને કામ કરી શકતા નાગરિક તરીકે તાલીમ આપી શકાય છે. શિક્ષણની મોટી મોટી વાતોમાં આ ભુલાઈ જાય, એ આપણે માટે સારી વસ્તુ નહિ લેખાય. તેમની સેવા માટે સંસ્થાઓ વધવી જોઈએ.

એક વસ્તુ કહેવા જેવી છે: અમદાવાદ મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડની શાળામાં સંગીત શીખવવા બે અંધ શિક્ષકોએ અરજી કરેલી, તેમને પસંદ કરવામાં આવ્યા છે અને સરકારે તેમને રોકવા માટે ખાસ પરવાનગી આપી છે.

અંધને તાલીમ આપીને ઉપયોગી નાગરિક કરી શકાય. દયાધર્મનું આ કામ પ્રજાએ ઉપ[illegible] જોઈએ; સરકારે તેને સારી મદદ કરવી જોઈએ.

૧૫-૩-'૫૧

**સમતા અને જમીનદારી**

બિહારની હાઈકોર્ટે ત્યાંની સરકારે જમીનદારી નાબૂદ કરવા માટે ઘડેલા કાયદાને ઉડાડી કાઢ્યો છે. તે કાયદો બંધારણની ૧૪મી કલમ સામે છે એમ કહી તેણે તેને રદબાતલ ગણ્યો છે. આમ જ ઉત્તરપ્રદેશની કોરટમાં પણ ખટલો ચાલે છે, ત્યાં પણ આવું થઈને ઊભું રહે એમ બને. જમીનદારો પાસે અઢળક ધન છે, વકીલો પાસે જોઈએ તેવી બુદ્ધિ છે, બંધારણ નવું છે, અને કોરટો પાસે સ્વતંત્રતા છે. તેમાં આવું આવું તો બન્યા જ કરવાનું. સુધારકોએ તેમાં પણ ધીરજથી કામ લેવું જોઈશે. પં૦ જવાહરલાલજીએ તરત ચોખવટ આપી છે કે, હાઈકોર્ટના ફેંસલાને માન તો આપવું જોઈએ: તેને વડી અદાલતમાં અપીલમાં લઈ જવાશે. અને જો ન સુધરે તો પ્રજાની ધારાસભાઓએ પ્રજાની ઇચ્છાને માન આપી ઘટતો સુધારો કાયદામાં કરવાનો રસ્તો લેવાનો થશે.

૧૪મી કલમ આવી છે:

"ભારતના રાજ્યપ્રદેશમાં રાજ્ય કોઈ પણ વ્યક્તિને કાયદા આગળ સમાન ગણવાનું અને કાયદાઓનું સરખું રક્ષણ આપવાનું ઇનકારશે નહિ."

એ કલમને બિહારના કાયદા જોડે શી રીતનો વાંધો આવ્યો તે કાયદાશાસ્ત્રી જાણે. બાકી સાદી બુદ્ધિથી તો નવાઈ એ લાગે છે કે, જમીનદારી દૂર કરવી એમાં સમતાની સેવા રહેલી છે; તેને બદલે અહીં તો ઊલટી વાત થઈ! કાયદાની આંટીઘૂંટી તેના જાણકારોને ખબર; પણ તેટલાથી જમીનદારીની પ્રથામાં સુધારાનું કામ રોકાવું ન જોઈએ, એ વિષે વડા પ્રધાને ખાતરી આપી છે, એ આવકારપાત્ર છે.

૧૫-૩-'-૫૧

**બે હેવાલો**

ભાવનગરની કૉલેજના એક અધ્યાપક લખે છે:

"ગઈ ઑક્ટોબરની પહેલી તારીખે સૌરાષ્ટ્રમાં 'હરિજન દિન' ઊજવાયો. સવારના હરિજન બાળકોને નવરાવી નાસ્તો કરાવવાનો કાર્યક્રમ હતો. સાંજના હરિજનો સાથેના સમૂહભોજનનો. આગલે દિવસે કાર્યક્રમ વાંચ્યો ત્યારથી હરિજન પ્રશ્ન વિષે વિચારવા લાગ્યો હતો. થતું હતું કે, આ કાર્યક્રમો હવે પૂરતા નથી. અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય એક આંદોલન છે. બાળકોને નવડાવવાનું અને સમૂહભોજનનું કામ હવે ઘરેડ ('રુટીન') જેવું થઈ ગયું છે. એમાંથી આંદોલનની હવા ઊભી થતી નથી. વળી એમાં ભાગ લેનારા પણ એના એ જ હોય છે. એટલે કે આ કાર્યક્રમોથી ફેલાવો કે પ્રચાર પણ થતો નથી."

માનું છું કે આવી લાગણી બીજાઓને પણ થતી હશે. આવા કાર્યક્રમો નૈમિત્તિક હોય છે; તે મારફતે લોકોને જરૂરી સુધારા તરફ વાળવાનું અને તે માટે કેળવવાનું કામ કરવાની કલ્પના રહેલી છે. તેનો તે તરીકે ઉપયોગ મટી જાય એ તો સૌને ગમે. પણ તે તો ક્યારે બને કે જ્યારે અસ્પૃશ્યતા નામશેષ બની જાય. તે સ્થિતિ આજે નથી; ત્યાં સુધી સુધારકો પ્રામાણિકપણે પણ જેટલું બને તેટલું કામ કરતા રહે, એ જ ઉપાય છે.

ઉપરના વિચારની સાથે, શ્રી પરીક્ષિતલાલે નીચેનો અનુભવ લખી મોકલ્યો, તે પણ નોંધવા જેવો છે. 'અનુકરણીય અને આવકારદાયક' એ મથાળે તે લખે છે:

"સૌરાષ્ટ્રમાં આવેલા મુંબઈ રાજ્યના અમરેલી શહેરના મોટા હરિજનવાસમાં જવાનું થતાં સામે ઊભેલા હરિજનોને તેમનાં પીવાનાં પાણીની સગવડની વાત અમે પૂછી. હરિજનોએ જવાબ આપ્યો, 'અમે નજીકના જાહેર નળોએથી છૂટથી પાણી લઈએ છીએ.' થોડા જ વખત ઉપર એ નળો આગળથી પસાર થતાં અમે કોઈ હરિજન બહેનને બીજી બહેનો જોડે પાણી ભરતાં જોયેલી નહિ, એટલે સાથીઓને આ આનંદદાયક સમાચાર પણ ઓછા વિશ્વાસપાત્ર જણાયા. તેથી ફરી હરિજનો સાથે આ સ્થળે ગયા. અને હરિજન બહેનોને નળેથી પાણી લાવતી જોઈ આનંદ થયો. પરંતુ છેવટે ભંગી બહેનોને તો આ સગવડનો લાભ નહિ જ મળતો હોય તેવી શંકા ઉત્પન્ન થઈ. સાથીઓએ પાણીને એક નળેથી શાંતિથી પોતાના પગ ધોતી અને બીજા નળેથી તેની એક છોકરીને પાણી ભરતી ભંગી બહેનને બતાવી. આ જોઈને વિશેષ આનંદ અને સંતોષ થયો. અમરેલીની જનતાને મનમાં મુબારકબાદી આપી અને પરમેશ્વરનો ઉપકાર માન્યો. ગુજરાતનાં બીજાં શહેરોમાં પણ હરિજનોને આવા હકો શાંતિથી અપાવી શકીએ તો ધન્ય ઘડી ગણાય.

"સ્થાનિક ગૃહસ્થોએ અમરેલીમાં થયેલા અસ્પૃશ્યતાનિવારણના થોડા પ્રયત્નોની વાત કરતાં ગઈ તા. ૨૫-૯-'૫૦ના 'અસ્પૃશ્યતા નિવારણ દિન'ની ઉજવણીના ખબર આપ્યા. તે દિવસે સ્થાનિક કલેક્ટરે પોતાને ત્યાં સત્યનારાયણની કથા કરાવી અને સંખ્યાબંધ હરિજનો અને બીજા સવર્ણ ગણાતા લોકોને ભાગ લેવા નોતર્યા. આ પ્રસંગે કેટલા લોકો આવશે એમ શંકા સેવાતી હતી. પણ સવર્ણ તથા હરિજન ભાઈબહેનોથી બંગલાના ઓરડા ચિકાર થતાં મેદાનનો ઉપયોગ કરવો પડ્યો, એવડી મોટી સંખ્યામાં લોકો એકઠા થઈ ગયા અને કાયદેસર પ્રસાદ લઈ છૂટા પડ્યા."

**ભણેલાઓની કુટેવ**

શ્રી દાદાભાઈ નવરોજજી વાચનાલય, કઠલાલ,નો સન ૧૯૫૦નો હેવાલ અને હિસાબ મળ્યો છે. તેમાં એક બાબતની નોંધ છે તે સૌને ધ્યાન પર લેવા માટે ઉતારવા જેવી છે. 'આપણી રાષ્ટ્રીય શરમ' મથાળે તેમાં લખે છે:

"આ નોંધ લખતાં સંકોચ અને દુઃખ થાય છે. દર સોમવારે આવતા 'પ્રવાસી'માંથી 'સ્વાસ્થ્ય અને આરોગ્ય' વિભાગનું પાનું અચૂક ઊપડી જતું હોવાથી એ પાનું બહાર મૂકવાનું અમારે બંધ કરવું પડ્યું છે. કેટલીક વાર 'કુમાર'નાં ચિત્ર પણ ઊપડી જાય છે. આ કોણ કરતું હશે? આ કરનાર આપણામાંના જ કોઈ ભાઈ હશે. આપણે આવી હીન વૃત્તિઓને કારણે પરદેશોમાં પણ અપમાનિત થઈએ છીએ. આ ભાઈના ચિત્ર અને વૈદક પ્રત્યેના શોખ અને અભ્યાસ માટે અમને માન છે; પણ બીજાના હક ઉપર તરાપ મારી આવા શોખ અને અભ્યાસ પોષવા એ અનુચિત છે. બીજું તો અમે શું કહીએ? પણ અમારી તો તેમને એક જ વિનંતી છે કે આ સંસ્થાને પોતાની માનીને જ વર્તે."

કોઈ રખે માને કે, કઠલાલને માટે જ આ છે. દરેક જગ્યાએ આવી ફરિયાદ છે. આમાં સુધારો થાય એ આપણી ગ્રંથવાચનનીતિની પારાશીશી ન ગણાય?

૨૨-૩-'૫૧

**અમાનુષી ગંધીલાપણું**

આપણે ત્યાંના સ્પર્શદોષ જેવો જ અમાનુષી દુર્ગુણ દક્ષિણ આફ્રિકામાં રંગદ્વેષનો છે. ગોરાઓ કાળા અથવા ગેર-ગોરા લોકોને હીન માને છે. આના દાખલા કોઈ કોઈ વાર જાણવા મળે છે, ત્યારે આશ્ચર્ય તો નથી થતું; કેમ કે મનુષ્યના અભિમાનથી જે ગંધીલાપણું આવે છે તેનો અનુભવ સામાન્ય છે; પણ દુઃખ થાય છે.

ડૉ. કેસકરે કહ્યું કે, દક્ષિણ આફ્રિકાની સ્ટીમરોમાં જતાં ગેર-ગોરા લોકો જે સરંજામ વાપરે તેને સાફ કરવા માટે ખાસ ધોબીખાતું રખાય છે.

કેપટાઉનમાં એક દવાખાનામાં વાઢકાપ વખતે કાળા વિદ્યાર્થીઓને તે જોવા દેવામાં ન આવ્યું.

આવી ખબરોની સાથે બીજી જાતની ખબર પણ જાણવા મળે છે, તેથી શ્રદ્ધા અને આનંદ ઊપજે છે. દાક્તરોની એક પરિષદ દ૦ આફ્રિકામાં ભરાવાની હશે. તેમાં ગેર-ગોરાઓ સરખે હકે ભાગ ન લઈ શકે, એવો દ૦આ૦નો આગ્રહ હતો. આથી બ્રિટિશ દાક્તરી મંડળે

તે ભરવાની ના પાડી. તે માટે તેમે ધન્યવાદ (ઉપરની હકીકતો મદ્રાસના 'હિંદુ' તા. ૨૪-૨-'૫૧ને આધારે છે.)

આપણે ત્યાં પ્રાંતવાદ અને અસ્પૃશ્યતાવાદ આવું ઉગ્ર ગંધીલાપણું ન જન્માવે એ ખૂબ ચીવટભેર જોવાનું રહે છે.

૨૧-૩-'૫૧

## સો વર્ષ પૂર્વેની હોળી

હોળી વિષે સો વર્ષ પૂર્વે (માર્ચ ૧૫, ૧૮૫૧) 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' નીચે પ્રમાણે લખે છે:

"હોળીની બીભત્સતાઓ હવે ફરી પાછી નજીક આવી પૂગી છે. સંવાદદાતાઓના એ વિષયને લગતા હંમેશ મુજબના સંખ્યાબંધ પત્રો અને ફરિયાદોથી તેમનું આગમન જાહેર થતું નથ છે. પરંતુ દુનિયાના સૌથી વધુ જંગલી દેશના સૌથી વધુ ગલીચ અને હેવાનિયતભર્યાં જંગલીઓને પણ શરમાવે એવા દેખાવોમાંથી આપણને બચાવી લેવા માટે સરકાર તરફથી કાંઈ જ પગલું ભરવામાં આવ્યું હોય એમ લાગતું નથી. દેશના વતનીઓની રૂઢિઓ અને રીત-રિવાજોમાં દખલગીરી કરવા સામેનો હંમેશનો ભય આપણને પીડી તથા રોકી રહ્યો છે; પરંતુ ભલે એ રૂઢ રીતરિવાજ હોય — અને જૂઠું બોલ[illegible] ચોરી કરવી, દગલબાજી, હેવાયનિત અને બીજા પણ [illegible]ક જાતના દુર્ગુણો કે જેમની બાબતમાં કાયદો જરા પણ અચકાયા વિના દખલગીરી કરે છે, તે પણ રૂઢ રીતરિવાજ જ છે ને? — છતાં હોળીનો રીતરિવાજ માત્ર ચાલતો આવે છે એ સિવાય તેની પાછળ બીજો કશો ટેકો નથી. તેને કોઈ પરંપરાની પ્રેરણા નથી, કે તેને કોઈ ધાર્મિક આદેશ કે આજ્ઞાનો આધાર નથી. માત્ર એક ગલીચ, વિષયી, બીભત્સ અને કાયદા વિનાના ટોળાની ટેવોને તે માફક આવે છે તેથી જ, તથા જેઓને તેના પ્રત્યે તિરસ્કાર છે તેઓમાં તેનો સામનો કરવા માટે પૂરતું બળ નથી તેથી, તે અસ્તિત્વમાં આવ્યો છે, અને તેનું અત્યારનું બળ પામ્યો છે."

ગાંધી-યુગમાં આ દશામાં કેટલો બધો પલટો આવી ગયો છે!

## એક ફરિયાદ

સેવા તથા વિદ્યાનાં જાહેર કામોમાં રસ લેતા અને તેને વિષે શુદ્ધતાના આગ્રહી એવા એક ભાઈ અમદાવાદથી પત્ર લખે છે અને આપણી નવી ગૂજરાતી યુનિવર્સિટી વિષે એક બાબત પ્રસિદ્ધ કરવા જણાવે છે. તેમના પત્રમાંથી ટૂંકાવીને તે બાબત રજૂ કરું છું:

"તાજેતરમાં ગુજરાત યુનિવર્સિટી માટે ઑફિસ સુપરિન્ટેન્ડેન્ટની નિમણૂક કરવામાં આવી છે, તે બાબત જાહેરમાં વિચારવા જેવી જણાવાથી આ ચર્ચાપત્ર આપના ઉપર મોકલું છું.

"આ જગા માટે રીતસરની જાહેરખબર આપી અરજીઓ માગવામાં આવેલી નથી. તે નિમણૂક અંગે યોગ્ય ચર્ચા પણ થયેલી કે, આ જગા પૂરવા રીત-સરની જાહેરખબર આપી અરજીઓ મંગાવવી જોઈએ. આમ છતાં મતગણતરીથી અમુક એક ભાઈની નિમણૂક કરવામાં આવી.

"રીતસરની જાહેરખબર આપી અરજીઓ મંગા-વવાની સાદી સૂચના ગુજરાત યુનિવર્સિટીની સિન્ડિકેટે કેમ ન અપનાવી તે વિષે સ્વાભાવિક અનયખી થાય છે; કારણ કે, થોડો સમય આ રીતસરની અરજીઓ આવતાં વિલંબ થાત તેમાં યુનિવર્સિટીનું કામ કાંઈ અસ્તવ્યસ્ત થવાની સંભાવના નહોતી. આવા સીધા ધોરણને અનુસરી યોગ્ય માણસની નિમણૂક કરવામાં આવી હોત તો કોઈનેયે 'નકામી ખણખોદ' કર-વાનું ઇષ્ટ જણાત નહિ.

"વળી મને એમ જાણવા મળે છે કે, જે ભાઈની નિમણૂક કરવામાં આવી છે તે ભાઈ વાઈસચૅન્સે-લરના નિકટના સગા છે. ધોરણસર અરજીઓ મંગાવી નિમણૂક કરવાના ન્યાયી રસ્તાને આ હકીકત પણ ટેકો આપે છે.

"પરંતુ આમ સિન્ડિકેટના સભ્યોને જો વાકેફ કરવામાં આવ્યા હોય — અને મને વિશ્વાસ છે કે, વાકેફ કરવામાં આવ્યા જ હશે — તો તો એમને માથે ઉપર જણાવેલા સીધા અને ન્યાયી ધોરણને અનુસરવાની બેવડી ફરજ આવી પડે છે. આવી ફરજમાંથી સિન્ડિકેટના મોટા ભાગના સભ્યો કેમ ચૂકયા તે મારી સમજમાં ઊતરતું નથી."

અમુક કોઈ ઉમેદવાર કોઈનો સગો છે, માટે ન નિમાય, એમ તો હોય નહિ. પરંતુ નિમણૂકની જે યોગ્ય પદ્ધતિ હોય તે અનુસરવી, એ જાહેર સંસ્થાઓ

માટે સામાન્ય ધારો જ ગણાય. તેને જો ઉલ્લંઘવામાં આવે તો નાહકની ચર્ચા જન્મે જ. આવે વખતે સંસ્થાએ યોગ્ય પદ્ધતિનો જ આશરો લઈને ચાલવું, એ ઉત્તમ નીતિ ગણાય. નહિ તો, ખરેખર કારણ ન હોય છતાં લોકમાનસ વહેમાય; અને તેમાંથી તો ઊગરીને જ ચાલવું જોઈએ.

૨૨-૩-'૫૧ મ૦

# નવું વાચન

**સૂર્યા** : લે૦ ગુલાબદાસ બ્રોકર; પ્ર૦ જીવન સાહિત્ય મંદિર, અમદાવાદ; કિં. ત્રણ રૂપિયા; પૃ. ૨૨૦.

શ્રી. ગુલાબદાસ બ્રોકરનો આ ચોથો વાર્તાસંગ્રહ પ્રસિદ્ધ થાય છે. 'છેલ્લાં છ વર્ષ દરમિયાન જુદે જુદે સમયે લખાયેલી' વાર્તાઓનો આ સંગ્રહ છે. એ ગાળા દરમિયાન આપણી સામાજિક, ઐતિહાસિક, રાજકીય અને આર્થિક પરિસ્થિતિ એકદમ જ પલટી ગઈ છે. એને લક્ષમાં રાખીને આ વાર્તાસંગ્રહને તપાસવો ઉચિત ગણાય એમ લેખક માને છે. એમણે રાખેલી અપેક્ષા જ દર્શાવી આપે છે કે એમની વાર્તાઓનું વસ્તુ ચાલુ પરિસ્થિતિના વહેણમાંથી જ લેવામાં આવ્યું છે. વાર્તાનું વસ્તુ ભલે તત્કાલીન હોય. પરંતુ માનવહૃદયના ભાવો કંઈ પલટાયેલી પરિસ્થિતિ મુજબ એકદમ બદલાઈ જાય એ સંભવિત નથી. તેથી આ વાર્તામાં વ્યક્ત થયેલા હૃદયગત ભાવોને લક્ષમાં લેવા ઉચિત છે અને એ રીતે જોતાં આ સંગ્રહમાંની કેટલીક વાર્તાઓ સફળ ગણી શકાય.

આ સંગ્રહમાં બાર વાર્તાઓ આપવામાં આવી છે. એમાંની લગભગ બધી જ વાર્તાઓ માનવ સંસારનાં ભિન્ન ભિન્ન પાસાંઓ પર પ્રકાશ પાડે છે. ઘણીખરી વાર્તાઓ સ્ત્રીપુરુષ વચ્ચેના સંબંધમાથી ઉપસ્થિત થતા સંઘર્ષોની ઘટમાળ વ્યક્ત કરે છે. પહેલી વાર્તા 'એક પ્રણયકથા' પતિ પોતાની પત્નીને પત્ર લખે છે એ રૂપમાં છે. પણ આખી વાર્તા વાંચતાં પતિપત્નીસંબંધમાંથી સ્નેહનું જે ઊંડાણ ઉદ્ભવતું હોય છે એ એમાં દેખાતું નથી. ખરી રીતે પતિપત્નીનો સંબંધ જાતીય લાગણી–Sexual instinct–થી કંઈક ઉચ્ચ, ઊર્ધ્વગામી બનતો જતો હોય છે. જ્યારે આ વાર્તામાં પતિપત્નીનો સંબંધ જાણે એવી વૃત્તિઓથી જ મર્યાદિત હોય એવું જણાય છે. લગ્નજીવનથી બંને વચ્ચે જે સહજ ગાંભીર્ય આવે છે એવું આ વાર્તામાં નથી. વાર્તાનું વસ્તુ પણ સામાન્ય છે.

'બીજી વાર્તા 'સ્થળ, સમય અને પ્રણય'માં ખૂબ બોલકી ને વાતોડી તેમ જ હસમુખી તરુલતા અને 'દસ વર્ષ પરિચયમાં રહેનાર માણસ દસવીસ મિનિટ પણ એકધારી વાત કરી શકે કે કેમ એ વિશે શંકા થાય' એવા ઓછાબોલા તેમ જ ગંભીર લીલુભાઈના લગ્નસંબંધ વિશે કેટલાક મિત્રો ચર્ચા કરે છે. અને નવનીતભાઈ એ બંને વચ્ચે કેટલો સ્નેહાળ સંબંધ છે એનું રહસ્ય રજૂ કરતો પ્રસંગ સૌની આગળ વર્ણવે છે. લેખકને એ રહસ્ય વ્યક્ત કરવા સુરાવટ વખતનો નાજુક પ્રસંગ સૂઝી આવે છે! આપણી સંસ્કૃતિની ભૂમિકામાં આ આખો પ્રસંગ કૃત્રિમ લાગે છે. યુરોપની અસર તળે આપણા વાર્તાકારો વધારે ને વધારે આવતા જાય છે અને વાસ્તવવાદના વાઘા પહેરીને ફોટોગ્રાફની માફક જ જીવનના અમુક પ્રશ્નોને મૂર્ત કરવા મથે છે. એથી કલાનું સુન્દર તત્ત્વ માર્યું જાય છે, અને આખું ચિત્ર રુચિકર બનતું નથી. આવા પ્રસંગમાં જે ગાંભીર્ય રહેલું હોય છે એ પણ જતું રહે છે. વળી વિસંવાદમાંથી જ સંવાદ વ્યક્ત કરવો એમાં જ સાચી કલા રહેલી છે એવો કંઈક વિચાર આજકાલ પ્રચલિત હોય એમ જણાય છે. આ વાર્તામાં તરુલતા જે છૂટ લે છે તે [illegible]ખું શાંત ચિત્તે લીલુભાઈ ચલાવી લે છે એ જાણે અસામાન્ય ઘટના હોય એમ લેખકને લાગે છે. પણ વસ્તુતાએ લીલુભાઈ કેટલા નિષ્ક્રિય છે અને તરુલતા જે છૂટ લે છે એ કેટલી વધુપડતી છે એ જોતાં આજનો પ્રવાહ ક્યાં જઈને અથડાશે એ વિશે ભય ઉત્પન્ન થાય છે.

'કોરો ચેક'માં નરેન્દ્રને એની ઉત્તમ નવલકથાના બદલામાં એક શેઠ કોરો ચેક સહી કરીને મોકલે છે. આર્થિક ભીંસમાં જકડાયેલો નરેન્દ્ર એ ચેક જોઈને કેવા મન્થનમાંથી પસાર થાય છે અને છેવટે એ કેટલી મોટી રકમ ભરી દે છે; પણ શેઠને ઉદાત્ત સર્જકની ભીતરમાં સૂતેલા પામર માનવીનું કેવું દર્શન થશે એ વિચારે અકળાઈ ને ચેક ફાડી નાખે છે. નરેન્દ્રના આ હૃદયમંથનને લેખક સુન્દર રીતે વાર્તામાં રજૂ કરે છે.

'૧ લી એપ્રિલ ૧૯૪૫' એ વાર્તામાં પહેલી એપ્રિલનો દિવસ મશ્કરીનો દિવસ ગણાય છે એને આધારે લેખક અજબ મશ્કરી આ વાર્તામાં રજૂ કરે છે! વીણાના પતિ અનિલ પર કોઈએ લખેલો પત્ર તે દિવસે ટપાલમાં આવે છે. વીણા તે ફોડે છે તો એમાં એના પતિની કોઈ પ્રિયતમાનો પત્ર નીકળે છે. આખો પત્ર બનાવટી હતો.

અનિલના મિત્રે એ મશ્કરી ખાતર લખ્યો હતો. પણ એનું પરિણામ પ્રત્યક્ષ જોતાં એ મિત્રને પોતાની ભૂલ સમજાય છે. આમ વાર્તાનું રહસ્ય ધ્યાનમાં લઈને વાંચીએ તો વાર્તા સમજાય એવી છે. પણ આવી મશ્કરીમાંથી વાર્તા ઉપજાવવી એ જરા વિચિત્ર લાગે છે. સામાન્ય રીતે આવી મશ્કરી કોઈ વાર ભારે પણ થઈ પડે ખરી. વિચારના આવા તુક્કાની પાછળ વાર્તાને વણી લેવી એ બહુ આવકાર્ય ન કહેવાય.

'મેધાની મનોવેદના' એ વાર્તા લગ્નજીવનના એક પાસાને વ્યક્ત કરે છે. મેધાનો પતિ પોતાના ધંધામાં તલ્લીન રહે છે. મેધા સાથે વાતચીત કરવાનીયે ફુરસદ તેને નથી. દિવસે દિવસે સુખસાહ્યબી વધતી જાય છે, પણ એના વિચારોનું અંતર ઘટતું નથી. બંનેની જીવનદૃષ્ટિ વચ્ચે અગાધ અંતર છે. એવામાં મેધાના પતિનો મિત્ર ત્રિભુવનભાઈ એમના જીવનમાં પ્રવેશે છે. એ સાહિત્યરસિક ત્રિભુવનભાઈના સંસર્ગથી મેધાનો સાહિત્યરસિક આત્મા સંતોષ અનુભવે છે. પણ આ વાત એના પતિને ગમતી નથી. બંને ભેગાં ન થાય એમ એ ઇચ્છે છે પણ બહારથી મેધાને એની સાથે સંબંધ ચાલુ રાખવા કહે છે. આ દંભ મેધાથી સહન થતો નથી. એથી એનું જીવન નીરસ બની જાય છે. આવો દંભ કેવું સ્વરૂપ ભવિષ્યમાં લેશે એની ચિંતા એને બાળી રહી હોય છે. પણ ખરી રીતે જોતાં મેધાની મનોવેદનાને એ[illegible] ગંભીર સ્વરૂપ આપવું ઉચિત જણાતું નથી. સમાજમાં સ્ત્રીપુરુષ વચ્ચે છૂટછાટ એક તરફથી વધતી જાય છે અને બીજી બાજુથી સ્ત્રીપુરુષની મર્યાદાને એટલી જ અનિવાર્ય ગણવામાં આવે છે. મેધાએ પતિને અનુરૂપ થઈ જીવનને સુખરૂપ બનાવવું એમાં જ એની મહત્તા જણાય. પરંતુ આમ નકામી 'મનોવેદના' ઊભી કરી જીવનને વિકૃત કરી મૂકવું અને એને પંપાળ્યા કરવું એ ઉચિત નથી.

'સૂર્યા' માં સૂર્યા જગદીશભાઈ સાથે ખૂબ છૂટ લે છે અને તેનું કેવું વિચિત્ર પરિણામ આવતું અટકે છે એ પણ સમજવા જેવું છે.

આ સંગ્રહમાંની 'સૂર્યા,' 'પ્રભુનો પાડ' જેવી નવલિકા વાંચતાં આપણને થઈ આવે છે કે, જીવનમાં કેટલાક એવા વિકટ પ્રસંગો ઊભા થાય છે જે વખતે માનવીને કટોકટીની પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવો પડે છે. પણ ખરું જોતાં એમાં માનવ પુરુષાર્થ એને સહાય કરતો નથી, પણ આસપાસની પરિસ્થિતિ, લોકભય, શરમ એવાં બળોથી જ માનવી બચી જાય છે અને સત્ય જ ટકી રહે છે. લેખક આ ભાવો સુંદર રીતે આવી વાર્તાઓમાં દર્શાવેલા છે. પરંતુ સાથે સાથે એ પણ સમજી લેવું જોઈએ કે, એવા કટોકટીના પ્રસંગો ઉપસ્થિત કરવા માટે પાત્રો ચારિત્ર્યની જે શિથિલતા દાખવે છે એ આવકાર્ય નથી જ. 'પ્રભુનો પાડ' એ વાર્તામાં દિનેશ બેધડક રીતે પાણી ભરવા જતી નારીઓનું સૌન્દર્યદર્શન કરતો રહેતો અને એનું હૃદય એ દર્શને આનંદભારે લળી રહેતું એ કંઈ સુલક્ષણ નથી. વળી પાડોશમાં રહેતી યુવતી શાંતિ પાણી ભરવા જતાં દિનેશ સાથે દૃષ્ટિની આપ-લે કરતી એ પણ ચારિત્ર્યની શિથિલતા જ ગણવી જોઈએ. પછી બંને મંજુના લગ્ન વખતે એકાંતમાં ભેગાં થઈ જાય છે. પણ દૈવવશાત્ બંને અયોગ્ય પગલું ભરી શકતાં નથી. પરંતુ એનો અસંતોષ શાંતિમાં જણાઈ આવે છે. વળી આ પ્રસંગનો લાભ જાણે જતો કર્યો હોય એના પસ્તાવા રૂપે દિનેશ પોતાની જાતને લાખ લાખ શાપ દેતો દિવસ અને રાત પસાર કરે છે. આ બધું એ બંનેના ચારિત્ર્યની શિથિલતા જ દર્શાવે છે. તેથી એ બંને વિકટ પરિસ્થિતિમાંથી ઊગરી જાય છે એમાં એ લોકોની ચારિત્ર્યશીલતા નથી, પણ કોઈ અવ્યક્ત શક્તિ અથવા અકસ્માત જ મુખ્ય કારણરૂપ છે, એ લક્ષમાં રાખવું જોઈએ.

એકંદરે આખો સંગ્રહ શ્રી. ગુલાબદાસ બ્રોકરની વાર્તાકાર તરીકેની શક્તિનો સારો ખ્યાલ આપે છે. જીવનના સંઘર્ષો વાર્તાઓમાં સારી રીતે નિરૂપવામાં આવ્યા છે, પણ એમાં હજી જે ભાવની ઉદાત્તતા, વિચારોની ઉચ્ચતા અને હૃદયને પ્લાવિત કરી અને સંમાર્જિત કરે એવી વસ્તુનો અભાવ જણાઈ આવે છે. આપણું વાર્તાસાહિત્ય એ રીતે સમૃદ્ધ તો નથી જ. એવી વાર્તાઓ આપણા વાર્તાકારો ગુજરાતને ચરણે ક્યારે ધરશે ? શ્રી. ગુલાબદાસ બ્રોકરે આ સંગ્રહના પ્રારંભમાં ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરની પંક્તિ મૂકી છે, તેને અહીં યાદ કરી કહેવાનું મન થાય છે કે, આપણું વાર્તાસાહિત્ય પણ

'નિર્મલ કરો, ઉજ્જ્વલ કરો,
સુન્દર કરો હે.'

—મુ૦ ઠ૦

**મુંબઈ પ્રદેશના પ્રવાસે** પુસ્તક કર્તું: લે૦ પોપટલાલ અંબાણી; પ્ર૦ હંસ પ્રકાશન, રાજકોટ; કિં. ચૌદ આના; પૃ૦ ૧૮+૪.

સને ૧૯૪૮માં સરકારી કેળવણી ખાતાએ પ્રાથમિક શાળાઓ માટે નિયત કરેલા અભ્યાસક્રમ મુજબ પ્રાથમિક શાળાના ચોથા ધોરણ માટેનું આ પુસ્તક છે. આનંદ ભૂગોળશિક્ષણ જીવનલક્ષી બનેલું હોઈ, તે વિષયના

લેખકો નવી નવી ઢબે પુસ્તકો તૈયાર કરવા લાગ્યા છે. આ પુસ્તકના લેખકે પણ આવા બદલાયેલા દૃષ્ટિકોણ મુજબ આ પુસ્તક તૈયાર કરવાનો પ્રયત્ન કરેલો છે.

અભ્યાસક્રમ મુજબ પુસ્તકને બે વિભાગમાં વહેંચવામાં આવ્યું છે. પહેલા વિભાગમાં મુંબઈ પ્રદેશની વિગતો બાળકોના પ્રવાસરૂપે પ્રકરણો તૈયાર કરી આપવામાં આવી છે. બધા જ પાઠો માટે એક જ એટલે કે પ્રવાસનું જ સ્વરૂપ રાખેલું હોઈ, તે ઢબ ઠેઠ સુધી રોચક રહેતી નથી. દરેક પાઠની આ એકધારી ઢબની જગ્યાએ વિવિધતાવાળી ઢબે કામ લેવાવું જોઈતું હતું. વધુમાં આ બધા પાઠોનું પ્રવાસ સ્વરૂપ કેટલેક ઠેકાણે તદ્દન સ્વાભાવિક પણ લાગતું નથી. તેમ જ જુદી જુદી અને અવનવી ઢબને અભાવે રસિકતા પણ ઓછી જળવાયેલી જણાય છે.

આ પુસ્તકના બીજા વિભાગમાં આપણા દેશની સામાન્ય ભૂગોળ આપવામાં આવી છે. આ વિભાગનાં પ્રકરણોનાં મથાળાં તે તે પ્રદેશના રહેવાસીઓનાં નામ ઉપરથી આપવામાં આવ્યાં છે. જેમ કે ઓરિસાનું 'ગોપાળકૃષ્ણ,' આસામનું 'કામનાથ', રાજસ્થાનનું 'પન્નાલાલ' વગેરે. દરેક પ્રાંતમાં એકસરખાં નામ મળી આવે એવા આજના કાળમાં એકલા નામ ઉપરથી પ્રદેશનું નામ ઝટ સમજાય એમ લાગતું નથી. આથી આવાં મથાળાં અયોગ્ય માનવાં – ગણાવાં જોઈએ.

નાનાં બાળકોના મગજમાં સારા સંસ્કારો પડે એવી રીતે વિગતોની રજૂઆતો કરવાની રીત આવાં પાઠ્ય-પુસ્તકોના કોઈ લેખકે ભૂલવી ન જોઈએ. આવી સાવધાની આ પુસ્તકમાં કેટલીક જગ્યાએ રહી શકી નથી જેમ કે, 'કચ્છની વસ્તીનો કેટલોક ભાગ कमाई खावा માટે દેશમાં અને પરદેશમાં જ્યાં ફાવે ત્યાં રહે છે.' [પાનું ૯]; પૂર્વ ગુજરાતનો વતની રત્નોજી કહે છે: 'અમારા જેવા जंगली લોકો નાનાં ગામોમાં કે છૂટાંછવાયાં ઝૂંપડાંઓમાં રહે છે.' [પાનું ૪૪]; 'जंगली પશુઓ ક્યાં જોડા પહેરે છે? અમે પણ तेना साथी ખરા જ ને?' [પાનું ૪૬–૪૭]. આવી રજૂઆતો બાળકોમાં સારા સંસ્કાર ન રેડી શકે એવી હોઈ, તે બીજી રીતે કરવી જોઈએ.

ચોથા ધોરણનાં બાળકોને ઝટ અને સરળતાથી ન સમજાય એવા કેટલાક શબ્દો પણ આ પુસ્તકમાં નજરે પડે છે. જેમ કે 'સેંજળ' નદીઓ [પાનું ૪], 'મચ્છમારી'-નો ઉદ્યોગ [પાનું ૭૨], 'શરીરઢંક' કપડાં [પાનું ૧૦૪], 'શિરામણ'માં રાતનો ટાઢો ભાત [પાનું ૧૦૭] વગેરે. વળી પાલીતાણાના પાઠમાં શેત્રુંજા પર્વત ઉપર મોટે ભાગે આજે પગથિયાં થયેલાં હોવા છતાં 'પગથિયાં ન હતાં તે હવે કોઈ કોઈ જગ્યાએ થઈ ગયાં છે' [પાનું ૨૦] એમ કહેલું છે. તથા આ પુસ્તકના છેલ્લા પાઠમાં 'ગામડાના ઘણાખરા લોકો ખાદી જ પહેરે છે [પાનું ૧૪૭] એમ જણાવેલું છે. આમ પ્રમાણમાં અર્ધ સત્ય જેવી વિગતો ન અપાવી જોઈએ 'ભારતીય ટીમનો મેચ ચાલતો હતો' [પાનું ૬૮] એવો પ્રયોગ પણ બરાબર ન કહેવાય.

આ પુસ્તકમાં બેત્રણ જગ્યાએ આકાશવાણી સંભળાવી છે. મુંબઈ શહેરે પોતાની વાત આકાશમાંથી નીકળતા ઘેરા અવાજ દ્વારા કહી છે [પાનું ૬૮–૬૯]; સહ્ય-સહ્યાદ્રિ ઉર્ફે પશ્ચિમ ઘાટ પર્વતે પણ પોતાની વિગતો આકાશમાંથી આવતા અવાજ રૂપે આપી છે [પાનું ૯૦–૯૧–૯૨]. નાનાં બાળકો માટે આવી આકાશવાણીઓ દ્વારા વર્ણન રજૂ કરવાની કૃત્રિમ રીતનો ઉપયોગ ન કરવો જોઈએ.

આ બધાં સૂચનો નવી આવૃત્તિ વખતે ધ્યાનમાં રાખવાં ઘટે. પુસ્તકના કાગળ સારા છે અને પૂઠું ઠીક છે. પણ અંદરનાં કેટલાંક ચિત્રો સારાં નથી; તેમ જ બીજાં સારાં ચિત્રોનો ઉઠાવ બરાબર થયો નથી. ગંગા જમનાના પ્રદેશનો 'ગોવિંદવલ્લભ'ના મથાળા નીચેનો પાઠ સારો લખાયો છે.

૧૫–૩–

**કચ્છનો નૂતન ઇતિહાસ:** લે૦ માર્કંડરાય મહેતા; પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; કિં. રૂ. ૦–૮–૦; પૃ૦ ૫૬+૮.

આપણા દેશનાં મોટા ભાગનાં સ્થળોનો ઇતિહાસ જે તે સ્થળ અંગેની દંતકથાઓ અને વાર્તાઓમાંથી મળી આવે એમ હોય છે. તેથી ઇતિહાસની જાળવણી માટે દંતકથાઓ અને વાર્તાઓનો યોગ્ય સ્વરૂપમાં સંગ્રહ કરવો જરૂરી ગણાય. આ નાનકડા પુસ્તકમાં કચ્છ પ્રદેશનો ઇતિહાસ નાના નાના સત્તર પાઠોમાં રજૂ કરવાનો લેખકે પ્રયત્ન કર્યો છે.

આ સત્તરે પાઠો વાંચી ગયા પછી એમ થાય છે કે, આથી પણ વધારે સંખ્યામાં પાઠો આપવા જોઈતા હતા. કારણ કે જે તે પ્રદેશના ઇતિહાસનાં જુદાં જુદાં વહેણો બરાબર સમજવા માટે બહુ થોડા નહિ, પણ વધારે સંખ્યામાં પાઠો આપવા જોઈએ.

આ પુસ્તકમાં આપેલી વાર્તાઓ ટૂંકી અને મુદ્દાસર રીતે રજૂ કરવામાં લેખક સફળ થયા છે. પુસ્તકની

શરૂઆતમાં ચાર ચિત્રો આપ્યાં છે, તે પણ ઠીક કર્યું છે. ઘણું અવનવું જાણવા સાથે પ્રેરણા મળે એવી વાર્તાઓનું આ પુસ્તક નાનાં મોટાં સૌને ગમે એવું છે.

આ પુસ્તકના બીજા અને ત્રીજા પાઠની વાર્તાના પ્રસંગોની રજૂઆત બરાબર થઈ નથી. બીજા પાઠમાં વિશ્વાસઘાત કરીને પોતાના મોટાભાઈ, મામા, અને જેને તેઓ ખંડણી ભરતા તે રાજાને મારનાર 'મોડ અને મનાઈ' ભલે 'કચ્છના મોટા રાજા થયા,' પણ તે પ્રસંગ તરફ વાચકને ખૂબ તિરસ્કાર અને ઘૃણા થાય એ રીતે રજૂ કરવો જોઈતો હતો. ત્રીજા પાઠમાં કાકીનું મહેણું સાંભળી એક જ વર્ષમાં કાકાના જેવો જ કિલ્લો તૈયાર કરાવનાર પુંઅરો કિલ્લો ચણાવતાં કારીગરોને ત્રાસ આપે છે, તેથી પુંઅરો પ્રતિજ્ઞા પાળી શક્યો હોવા છતાં પ્રજાપ્રિય નથી બની શકતો. આ પ્રસંગની રજૂઆત પણ જુદી જ રીતે થવી જરૂરી હતી. બાકીના પાઠોના પ્રસંગો સારી રીતે રજૂ થયા છે.

કચ્છ પ્રદેશના ગૌરવસમા આવા ઘણા ઘણા પ્રસંગો લેખક આપતા રહેશે એવી આશા છે.

**ગુજરાતનાં તીર્થસ્થાનો:** લે૦ દુર્ગાશંકર કે. શાસ્ત્રી; પ્ર૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર પાસે, અમદાવાદ; કિં. રૂ. ૧-૪-૦; પૃ૦ ૨૩૮.

આખા ભારત દેશને તીર્થરૂપ માની [illegible]એ એટલાં બધાં તીર્થો તેમાં આવેલાં છે. વળી હિંદુ ધર્મમાં પણ તીર્થયાત્રાનું સ્થાન ઘણું મોટું હોઈ, દરેક સ્ત્રી-પુરુષ જીવનમાં એકાદ વખત પણ તીર્થયાત્રા કરવાની ઇચ્છા રાખે છે. આખા ભારત દેશની જેમ તેના એક ભાગસમા ગુજરાતમાંયે તીર્થક્ષેત્રોની સંખ્યા કંઈ ઓછી નથી. આ પુસ્તકમાં લેખકે ગુજરાતનાં તીર્થો વિશે વિવેચન કરેલું છે. ગુજરાતનાં બધાં તીર્થોનું દિગ્દર્શન કરાવવા જતાં ઘણું લંબાણ થઈ જવાનો સંભવ જણાવાથી, તેમ નહિ કરતાં, આ પુસ્તકમાં ગુજરાતનાં તીર્થો ઉપર ફક્ત દૃષ્ટિપાત કરવાનું જ યોગ્ય માની, તેમ કરવાનો પ્રયાસ લેખકે કરેલો છે.

ગુજરાતનાં અસંખ્ય તીર્થો પૈકી કેટલાંક નમૂનાનાં તીર્થોનું વર્ણન આ પુસ્તકમાંથી મળે છે. ગુજરાતનાં શૈવ, વૈષ્ણવ, જૈન અને સ્વામીનારાયણ સંપ્રદાયનાં તીર્થો ઉપરાંત દેવીપૂજકો અને સૂર્યપૂજકોનાં તીર્થોમાંથી નમૂનાનાં તીર્થોનો લેખકે આ પુસ્તકમાં ઉલ્લેખ કરેલો છે. આ તીર્થોનું વર્ણન કરવામાં દરેક વર્ણન વખતે જુદું જુદું દૃષ્ટિબિંદુ રાખેલું જણાય છે. કોઈ સ્થળના ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાખી છે, તો કોઈ સ્થળના તીર્થનું માહાત્મ્ય બતાવ્યું છે; વળી કોઈ તીર્થને કળાની દૃષ્ટિએ જ વર્ણવ્યું છે. આમ જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓ હોવા છતાં, દરેકમાં આ લેખકનો પ્રાચીન સંશોધન તરફનો રસ જણાઈ આવ્યા વિના રહેતો નથી. તીર્થધામો ઉપરાંત રસ્તે આવતાં રમણીય સ્થળો અને વિવિધ નગરોની માહિતી પણ આ પુસ્તકમાં લેખકે એવી ઇચ્છાથી આપી છે કે, તીર્થયાત્રી રસ્તે આવતાં આવાં સ્થળો પણ જોતો જાય અને તે જોઈ પોતાની દૃષ્ટિએ જે લાભ મળે એવો હોય, તે મેળવતો જાય. પુસ્તકની શરૂઆતમાં વીસ પાનાંનો પ્રવેશક લખી લેખકે આપણાં તીર્થધામોની સમીક્ષા કરી છે.

આ પુસ્તક સૌ ગુજરાતીઓએ વાંચી જવા જેવું ગણાય. સ્થળોની વિગતો ઝીણવટથી અને ચોકસાઈથી લેખકે આપી છે છતાં, ખેડા નજીક વાત્રક-શેઢીનો સંગમ થાય છે, એ હકીકત હોવા છતાં 'ઉત્કંઠેશ્વર મહાદેવ નજીક શેઢી નદી વાત્રકને મળે છે' (પાનું ૨૩૪) એમ કહેવાની ભૂલ આ લેખકથી કેમ થઈ ગઈ, તે સમજાતું નથી.

'આ પુસ્તકનો લાભ લેનારમાં ઐતિહાસિક રસ કેળવાય' અને 'આ કાળમાં ગુજરાતનાં સ્ત્રી પુરુષો ઘરકૂકડી ન થઈ જતાં તેમનામાં તીર્થયાત્રાની—દેશાટનની રસવૃત્તિ બળવાન સ્વરૂપમાં જાગે,' એ બે શુભેચ્છાઓ આ પુસ્તક તૈયાર કરવામાં લેખકે રાખી છે. લેખકની આ બંને શુભેચ્છાઓ ફળે એવું આપણે સૌ ઇચ્છીએ.

૧૫-૩-'૫૧ **શાં૦ ગાં૦**

**કેળવણી વડે ક્રાન્તિ:** સં૦ વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી, પ્ર૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; પા. ૩૦૪ + ૨૪; સચિત્ર, કિં. રૂ. ૩-૦-૦.

(નીચેની સમાલોચના મુંબઈ રેડિયો તરફથી શ્રી પ્રેમશંકર ભટ્ટે તા. ૧-૩-'૫૦ના રોજ કરેલી તે તેના સૌજન્યથી અહીં ઉતારી છે.)

'કેળવણી વડે ક્રાન્તિ' નામના પુસ્તકમાં ગૂજરાત વિદ્યાપીઠની ઈ.સ. ૧૯૨૦ માં સ્થાપના થઈ ત્યારથી માંડીને ઈ. સ. ૧૯૫૦ સુધીનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. માત્ર કેળવણીની સાચી દૃષ્ટિ સમજવા જ નહિ, પરંતુ નૂતન ગુજરાતની કાયાપલટ કેમ થઈ એ સમજવા ઇચ્છનારે આ પુસ્તક વાંચ્યા સિવાય છૂટકો જ નથી.

સમગ્ર પુસ્તકને, પુસ્તકના સંપાદક શ્રી વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારીએ ત્રણ વિભાગમાં વહેંચી નાખ્યું છે:

પહેલા વિભાગમાં સંસ્થાના પ્રારંભથી માંડીને ત્રીસ વર્ષ લગીના ઇતિહાસની રૂપરેખા આંકી છે. બીજા વિભાગમાં ગૂજરાત વિદ્યાપીઠનું બંધારણ, અભ્યાસક્રમો, વિદ્યાપીઠે માન્ય કરેલી શાળાઓની હકીકત, ગૂજરાત વિદ્યાપીઠના ઉપક્રમે ઉજવાયેલા મહત્ત્વના સમારંભોનો અહેવાલ, વિદ્યાપીઠના સ્નાતકોની વર્ષવાર યાદી, વિદ્યાપીઠનાં પ્રકાશનોની યાદી, વગેરે માહિતી પરિશિષ્ટોના રૂપમાં એકત્ર કરેલી છે. વિદ્યાપીઠનું ધ્યેય માત્ર શિક્ષણ નથી, પરંતુ વિદ્યાપીઠનું મુખ્ય કામ સ્વરાજપ્રાપ્તિને સારુ ચાલતી પ્રવૃત્તિઓને અર્થે ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ તૈયાર કરવાનું હતું. આ ધ્યેયને ચરિતાર્થ થયેલું આપણે આ વિભાગનાં પરિશિષ્ટો પર નજર ફેરવીને પણ જાણી શકીએ છીએ ત્રીજા વિભાગમાં ગૂજરાત વિદ્યાપીઠના આદર્શ વિષે, વિદ્યાપીઠના કુલપતિ પૂજ્ય ગાંધીજીએ પદવીદાન સમારંભ પ્રસંગે આપેલાં પ્રવચનો સંગ્રહવામાં આવ્યાં છે. વિદ્યાપીઠ વિષે છઠ્ઠા પદવીદાન પ્રસંગે પૂજ્ય ગાંધીજીએ આવા ઉદ્‌ગારો કાઢેલા—

"આ વિદ્યાપીઠની હસ્તી માટે મારે ઓલવાઈ જવું પડે, ફના થઈ જવું પડે તો તેમ કરવા તૈયાર છું. તમે વિદ્યાપીઠનો તાપ સહન કરી શકો તો તમારે માટે સદાય આશ્રયસ્થાન છે, એમ માનજો. ન સહન થાય તો મને દોષ ન દેજો, અધ્યાપકને દોષ ન દેજો, વિધાતાને દોષ દેજો; પણ અમે અમારા વચનપાલનમાં નિષ્ફળ જઈએ તો આપણે અહિંસક છીએ છતાં કહું છું કે અમારી કતલ કરવાનો તમારો અધિકાર છે."

'વિદ્યાપીઠે કરેલા મહાન કાર્યમાં મૂળ પ્રેરણાબળ તેના સંસ્થાપક અને કુલપતિના પવિત્ર જીવનકાર્યનું હતું.' એમ આ પુસ્તકના આમુખમાં શ્રી વલ્લભભાઈ પટેલે નોંધ્યું છે. આપણે પણ તે વાત પુસ્તકને પાને પાને પ્રત્યક્ષ નિહાળી શકીએ છીએ. 'મારી વિનંતી' નામક પુરોવચનમાં શ્રી મોરારજી દેસાઈએ કહ્યું છે તેમ, 'કેળવણીમાં રસ લેતાં ભાઈબહેનો આ ચોપડીનો અભ્યાસ કરશે તો તેમાં ગુજરાતની એક જીવંત શિક્ષણ-સંસ્થાના ગૌરવભર્યા ઇતિહાસમાંથી પ્રેરણા મળશે, અને શિક્ષણની સાચી શક્તિનાં દર્શન થશે.'

**પ્રેમશંકર ભટ્ટ**

**બુદ્ધચરિતઃ** લે૦ અધ્યાપક ધર્માનન્દ કોસમ્બી; પ્રકા૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; કિં. ૩-૦-૦; પૃષ્ઠ ૨૯૬+૨૦.

મૂળ ત્રિપિટક ગ્રંથોને આધારે તૈયાર થયેલું જાણીતા બૌદ્ધ વિદ્વાન અધ્યાપક ધર્માનન્દ કોસમ્બીનું આ પુસ્તક ભગવાન બુદ્ધ વિષે એટલે કે એમના જીવન વિષે, એમણે પ્રબોધેલા ધર્મ વિષે, આધારભૂત માહિતી પૂરી પાડે છે. અત્યાર સુધી ભગવાન બુદ્ધ વિષે જે ચમત્કારયુક્ત કથાઓ પ્રચલિત હતી, તેને ત્રિપિટક ગ્રંથોનો આધાર નથી એમ આ પુસ્તક પરથી પહેલવહેલું જાણવા મળે છે કેટલીક હકીકતો કેવળ કાલ્પનિક જ છે. અહીં સાચી વસ્તુ શી છે તે રજૂ થઈ છે.

પુસ્તક બે ખંડ અને પરિશિષ્ટમાં વહેંચી નાખવામાં આવ્યું છે. પ્રથમ ખંડમાં બુદ્ધના જીવન વિષેની આધારભૂત માહિતી, એમના ધર્મ વિષે તેમ જ બૌદ્ધ સંઘ વિષેની હકીકત છે. બીજા ખંડમાં બુદ્ધચરિત્ર લેખમાળા છે, જેમાં સમકાલીન રાજકીય પરિસ્થિતિથી માંડીને યજ્ઞયાગ, જાતિભેદ વિષે ખરી સંશોધિત માહિતી આપવામાં આવી છે.

બૌદ્ધજીવનનો પરિચય આપતા પુસ્તકને, એમાં રજૂ થયેલાં પાંચ ચિત્રો વિષે કાકાસાહેબ જેવા સમર્થ કલાભિજ્ઞની કલમનો તેમ જ ગુજરાતના જાણીતા ચિંતક શ્રી મશરૂવાળાના વિદ્વત્તાભર્યા ઉપોદ્‌ઘાતનો લાભ મળ્યો છે, જે એની ઉપયોગિતામાં નિઃશંક વધારો કરે છે.

(તા. ૭-૧૨-'૫૦ 'ઑલ ઇંડિયા રેડિયો, મુંબઈ'ના સૌજન્યથી)

સમાજ-સેવા કરવા સદા તત્પર રહેનારને પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે.

*

જે સમાજના સભ્યો પ્રવૃત્તિશીલ, ઉદ્યોગી અને સંગીન જ્ઞાન ધરાવનારા હોય છે તે સમૃદ્ધ થાય છે.

*

તમે સમાજ-સેવાનો સંકલ્પ કરો એટલે દૈવ તમારા નોકરની પેઠે કમર કસીને તમને મદદ કરવા દોડી આવશે.

# સાભાર સ્વીકાર

सस्तुं साहित्य वर्धक कार्यालय, अमदावाद तरफथी:—

**ગામડું બોલે છે :** લે૦ ચૂનીલાલ મડિયા, કિં. રૂ. ૦-૧૮-૦; **ઇન્સાન મિટા દૂંગા અને બીજી વાતો :** લે૦ ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી, કિં. રૂ. ૧-૪-૦; **હિતોપદેશ :** સંયો૦ સીતારામ જે. શર્મા, કિં. રૂ. ૧-૪-૦; **ગુજરાતનાં લોકગીતો :** લે૦ મધુભાઈ પટેલ, કિં. રૂ. ૧-૪-૦; **ધ્યાન અને જ્ઞાન :** લે૦ સ્વામી માધવતીર્થ કિં. રૂ. ૦-૩-૦; **પ્રબોધ-બાવની :** સંપા૦ માધવ મો. ચૌધરી, કિં. રૂ. ૦-૪-૦; **નીતિશતક :** અનુ૦ શાંતિલાલ ઠાકર, કિં. રૂ ૦-૪-૦; **कण्ठाभरणम् :** સંગ્રા૦ અમથાલાલ જગજીવનદાસ, કિં. રૂ. ૦-૩-૦; **ઉચ્ચ જીવન :** લે૦ સ્વ. ડૉ. હરિપ્રસાદ દેસાઈ કિં. રૂ. ૦-૩-૦.

मॅकमिलन अने कंपनी, लि०, मुंबई तरफथी :—

**આપણી પૃથ્વી — ભાગ ૧-૨ :** લે૦ યાજ્ઞિક અને પટેલ, કિં. રૂ. ૦-૧૫-૦, ૧-૨-૦; **આઠવળે બીજગણિત — ભા. ૧ :** અનુ૦ જ્યોતીન્દ્ર ડા૦ દેસાઈ કિં. રૂ. ૧-૦-૦; **આપણા ભારતનો સરળ ઇતિહાસ — ભા. ૧-૨ :** લે૦ કાન્તિલાલ બ૦ વ્યાસ, કૃ૦ પાં૦ કુલકર્ણી, કિં રૂ. ૧-૪-૦, ૧-૧૨-૦; **પ્રાચીન અને અર્વાચીન આશ્ચર્યો :** અનુ૦ ખુશમન સ૦ વકીલ, કિં. રૂ. ૧-૪-૦.

भारत जैन महामण्डल, वर्धा तरफथी :—

**महावीर वाणी :** સંપા૦ બેચરદાસ દેસાઈ, કિં. રૂ. ૧-૪-૦; **उज्ज्वल प्रवचन :** પ્રવ૦ મહાસતી ઉજ્જવલકુમારીજી, સંપા૦ રતિકુમાર જૈન, કિં. રૂ. ૦-૧૦-૦; **प्यारे राजा बेटा — भा. १-२ :** લે૦ રિષભદાસ રાંકા, કિં. રૂ. ૦-૧૦-૦, ૦-૧૦-૦; **समाज और जीवन :** સંપા૦ જમનાલાલ જૈન, કિં. રૂ. ૧-૦-૦; **बुद्ध और महावीर तथा दो भाषण :** લે૦ કિશોરલાલ ઘ૦ મશરૂવાળા, અનુ૦ જમનાલાલ જૈન, કિં. રૂ. ૧-૦-૦; **मणिभद्र :** લે૦ શ્રી 'સુશીલ', અનુ૦ પં૦ ઉદયલાલ કાસગીવાલ, કિં. રૂ. ૧-૪-૦; **जीवन-जौहरी अर्थात् श्री जमनालालजी बजाज :** લે૦ રિષભદાસ રાંકા, સંપા૦ જમનાલાલ જૈન, કિં. રૂ. ૧-૪-૦.

भारती साहित्य संघ, अमदावाद तरफथी :—

**પુનર્જન્મ :** લે૦ સાને ગુરુજી, અનુ૦ જયંત પરમાર, કિં. રૂ. ૩-૦-૦; **શાલિની :** લે૦ ડાહ્યાભાઈ પટેલ, કિં. રૂ. ૩-૮-૦; **રામસાગર :** લે૦ 'સુધાંશુ', કિં રૂ. ૦-૪-૦.

गुर्जर ग्रंथरत्न कार्यालय, अमदावाद तरफथी :—

**પરશુરામ :** લે૦ ધૂમકેતુ, કિં. રૂ. ૦-૮-૦; **ચિટ્ઠી વાચન :** લે૦ સોમાભાઈ કિ૦ પટેલ, કિં. રૂ. ૦-૬-૦; **ભણેલી વહુ અને બીજી વાતો :** લે૦ દામુભાઈ શુક્લ, કુમુદ શુક્લ, કિં. રૂ. ૩-૦-૦; **વડી ધારાસભામાં ... વર્ષ :** લે૦ કાકાસાહેબ ગાડગીલ, અનુ૦ ગોપાળ ... વિદ્વાંસ, કિં. રૂ. ૬-૦-૦; **માટીના પગ :** લે૦ ગુણવંતરાય આચાર્ય, કિં. રૂ. ૩-૦-૦; **નરકેસરી નેપોલિયન :** લે૦ ધૂમકેતુ, કિં. રૂ. ૦-૮-૦; **કંચન અને કામિની :** લે૦ જયભિખ્ખુ, કિં. રૂ. ૩-૦-૦; **વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૪ :** સંપા૦ જયભિખ્ખુ, કિં રૂ. ૪-૦-૦.

अन्य प्रकाशकों तरफथी :—

**નિર્મલ શ્યામરસ :** કવ૦ દેવીશ્રી કુમારી નિર્મળાદેવી, પ્રકા૦ લક્ષ્મીબહેન એચ. વોરા, કિં. રૂ. ૩-૮-૦; **અનુશીલન :** પ્રકા૦ શ્રી અરવિંદ મંડળ, અમદાવાદ, કિં. રૂ. ૧-૦-૦; **અતિમનસની સાધના :** લે૦ શ્રી અરવિંદ, પ્રકા૦ શ્રી અરવિંદ મંડળ, અમદાવાદ; **विश्वमानव** (મરાઠી): કવિ ના૦ ગ૦ જોશી, પ્રકા૦ સુલભ રાષ્ટ્રીય ગ્રંથમાળા, પૂના કિં. રૂ. ૨-૪-૦; **અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય :** વ્યા૦ વિષ્ણુપ્રસાદ ર૦ ત્રિવેદી, પ્રકા૦ મુંબઈ યુનિવર્સિટી, મુંબઈ, કિં. ૩-૦-૦; **પાથેય :** લે૦ નવલભાઈ શાહ, પ્રકા૦ મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં. રૂ. ૨-૮-૦; **ગુજરાતી વ્યાકરણ અને લેખન ભા. ૧ :** લે૦ રણછોડજી દેસાઈ, જયંતીલાલ મહેતા, પ્રકા૦ કરસનદાસ નારણદાસ અને સન્સ, સુરત, કિં. રૂ. ૦-૯-૦; **કિન્નરી :** લે૦ નિરંજન ભગત, પ્રાપ્તિસ્થાન ઇંદ્રધનુ બુક હાઉસ, અમદાવાદ, કિં. રૂ. ૧-૮-૦; **કિશોર ગણિત — ભા. ૨ :** રચ૦ છોટુભાઈ સુથાર, સોમાભાઈ પટેલ, પ્રકા૦ બાલગોવિંદ કુબેરદાસની કું., અમદાવાદ, કિં. રૂ. ૧-૪-૦; **લતા અને બીજી વાતો :** લે૦ ગુલાબદાસ બ્રોકર, પ્રકા૦ જીવન સાહિત્ય મંદિર, અમદાવાદ, કિં. રૂ. ૩-૦-૦; **મારું નિબંધલેખન — ભા. ૧-૨, ૩, ૪ :** લે૦ રતિલાલ અધ્વર્યુ, પ્રકા૦ હરિહર પુસ્તકાલય, સુરત, કિં. રૂ. ૦-૭-૦, ૦-૮-૦, ૦-૧૦-૦; **વ્યાજનો વારસ :** લે૦ ચૂનીલાલ મડિયા, પ્રકા૦ એન. એમ. ત્રિપાઠી લિ૦, મુંબઈ, કિં. રૂ. ૪-૪-૦; **કવિ પ્રેમાનંદની સંદિગ્ધ કૃતિઓ :** લે૦ પ્રસન્ન ન૦ વકીલ, પ્રકા૦ એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ, કિં. રૂ. ૩-૧૨-૦; **જગતના સિતારા — ભા. ૩ :** લે૦ નટુભાઈ રાવળ, પ્રકા૦ પાટણ વિદ્યાર્થી મંડળ, પાટણ (ઉ૦ ગુ૦), કિં. રૂ. ૨-૦-૦; **Apartheid in South Africa :** લે૦ P. S. Joshi; **પ્રત્યૂષ :** લે૦ જશભાઈ કા૦ પટેલ, પ્રકા૦ ચારુતર પ્રકાશન, વલ્લભ વિદ્યાનગર (આણંદ), કિં. રૂ. ૨-૮-૦.

# અમારાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| અચલાયતન | ૧-૦-૦ |
| અપંગની પ્રતિભા | ૧-૮-૦ |
| અર્થશાસ્ત્રની પરિભાષા | ૦-૧૪-૦ |
| આત્મકથા | ૨-૦-૦ |
| સંક્ષિપ્ત આત્મકથા | ૧-૦-૦ |
| આત્મરચના અથવા આશ્રમી કેળવણી | ૪-૮-૦ |
| આરોગ્યની ચાવી | ૦-૧૦-૦ |
| આહાર અને પોષણ-૧ | ૦-૧૦-૦ |
| આહાર અને પોષણ-૨ | ૦-૧૨-૦ |
| આંધળાનું ગાડું | ૦-૪-૦ |
| ઇંદુને પત્રો | ૧-૦-૦ |
| ઉર્દૂ લિપિ શિક્ષિકા | ૦-૧૦-૦ |
| ઊધઈનું જીવન | ૧-૦-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૧૨-૦ |
| કન્યાને પત્રો | ૧-૦-૦ |
| કરંડિયો | ૧-૪-૦ |
| કાવ્યપરિચય – ભા. ૧ | ૧-૮-૦ |
| કાવ્યપરિચય – ભા. ૨ | ૧-૮-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૦-૧૦-૦ |
| કેળવણીવિકાસ | ૧-૪-૦ |
| કેળવણીવિવેક | ૧-૪-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧-૪-૦ |
| ખિસ્સાકોશ | ૧-૦-૦ |
| ખેડૂતનો શિકારી | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૭-૦ |
| ગાંધીજીની સાધના | ૨-૪-૦ |
| ગીતાધ્વનિ | ૦-૬-૦ |
| ગ્રામસેવાના દસ કાર્યક્રમો | ૧-૦-૦ |
| જમનાલાલજી | ૦-૬-૦ |
| જીવતા તહેવારો | ૨-૦-૦ |
| જીવન દ્વારા શિક્ષણ | ૧-૮-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ |
| જોડણીકોશ | ૧૨-૦-૦ |
| ત્રણ વાર્તાઓ | ૧-૪-૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૩-૦-૦ |
| પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો | ૦-૧૦-૦ |
| પ્રાકૃતિક ભૂગોળ | ૦-૧૨-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૧-૦-૦ |
| પ્રેમપન્થ-૧, ૨, ૪ દરેકની | ૦-૪-૦ |
| બહેનોને | ૦-૬-૦ |
| બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| બાપુ — મારી મા | ૦-૮-૦ |
| બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| બે ખુદાઈ ખિદમતગાર | ૦-૧૨-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૧૦-૦ |
| ભાઈ અને વેરી | ૦-૮-૦ |
| મધપૂડો | ૧-૪-૦ |
| મલેરિયા | ૦-૭-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૧ | ૪-૮-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૨ | ૫-૮-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૩ | ૫-૦-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૪ | ૩-૦-૦ |
| માનવી ખંડિયેરો | ૨-૮-૦ |
| મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૬-૦-૦ |
| મારી જીવનકથા — રાજેન્દ્રપ્રસાદ | ૮-૦-૦ |
| મારું ગામડું | ૧-૪-૦ |
| યંત્રની મર્યાદા | ૧-૦-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — કેટલીક સૂચનાઓ | ૦-૩-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦-૫-૦ |
| રાષ્ટ્રભાષાનો સવાલ | ૦-૭-૦ |
| રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ | ૦-[illegible]-૦ |
| વિદાય વેળાએ | ૧-૦-૦ |
| વિદ્યા[illegible] ગ્રીષ્મપ્રવૃત્તિ | ૦-૬-૦ |
| વિરાજવહુ | ૧-૪-૦ |
| વિશ્વશાંતિ | ૦-૪-૦ |
| वैज्ञानिक शब्दसंग्रह | ૬-૦-૦ |
| શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| શ્રાદ્ધના તેર દિવસ | ૦-૭-૦ |
| શ્રી નેત્રમણિભાઈને | ૦-૧૪-૦ |
| संकलिता भगवद्गीता | ૧-૪-૦ |
| સંક્ષિપ્ત કરણઘેલો | ૧-૦-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૬-૦ |
| સુદામાચરિત | ૦-૧૦-૦ |
| સુદામાના કેદારા | ૦-૧-૬ |
| સીતાહરણ | ૧-૦-૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧-૮-૦ |
| સ્મરણયાત્રા | ૨-૦-૦ |
| હજરત મહમદ અને ઇસ્લામ | ૧-૦-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૮-૦ |
| હિંદની અંગ્રેજ વેપારશાહી | ૪-૦-૦ |
| હિંદુસ્તાની-ગુજરાતી કોશ | ૪-૦-૦ |

નવજીવન કાર્યાલય, પો. બો. ૧૦૫, અમદાવાદ

ર. નં. બી૦ ૪૨૭૩

# 'हमीनस्तो, हमीनस्तो, हमीनस्त ।'

"વર્તમાન યુગમાં ભારતીય સંસ્કૃતિના સમન્વયના પ્રશ્નની સાથોસાથ ભારતની પ્રત્યેક પ્રાદેશિક ભાષાની સુંદર અને આનંદપ્રદ કૃતિઓનો આસ્વાદ ભારતના બીજા પ્રદેશોના લોકોને કેવી રીતે ચખાડી શકાય, એ વાતનો પણ વિચાર કરવો જરૂરી છે. હું માનું છું કે આ બાબતમાં બે વાતો વિચારણીય છે. પ્રત્યેક ભાષાની સાહિત્યિક સંસ્થાઓ તે ભાષાની કૃતિઓને સંઘલિપિ અર્થાત્ દેવનાગરીમાં છપાવવાની જોગવાઈ કરે એ શું ઉચિત નથી? મને વિશ્વાસ છે કે, કમમાં કમ ઉત્તર હિંદની ભાષાઓને લાગેવળગે છે ત્યાં સુધી એમની કૃતિઓને દેવનાગરીમાં પ્રસિદ્ધ કરવામાં આવે, તો ઉત્તર હિંદના લગભગ બધા જ લોકો તેમનો આસ્વાદ સરળતાથી લઈ શકે; કારણ કે, આ બધી ભાષાઓમાં એટલું સામ્ય છે કે એક ભાષાનો સારો જાણકાર બીજી ભાષાઓને બહુ ઓછા પ્રયત્ને સમજી શકે.

"બીજી વાત એ છે કે આ બધી ભાષાઓમાં આપલેનું કામ અનુવાદ દ્વારા શરૂ કરે એવી સંસ્થાઓ સ્થપાવી જોઈએ. બધી ભારતીય ભાષાઓનું પ્રતિનિધિત્વ ધરાવનારો સાંસ્કૃતિક સંગમ સ્થાપવામાં આવે, તો આ બાબતમાં ખૂબ જ સરળતા થશે. વળી એ સંગમ સ્થપાય તો સાહિત્યિકોને પણ પ્રોત્સાહન મળશે. અને સારા સાહિત્યના સ્તરનું નિર્ધારણ અને સર્જન કરવામાં તેઓ સારી રીતે કામ કરી શકશે. સાહિત્ય એ સંસ્કૃતિનું એક વ્યક્ત સ્વરૂપ છે. તેનાં બીજાં સ્વરૂપો સંગીત, નૃત્ય, ચિત્રકળા, સ્થાપત્ય, શિલ્પ ઇત્યાદિ દ્વારા વ્યક્ત થાય છે. આ સર્વ કલાઓ દ્વારા ભારત પોતાની એકસૂત્રતા સાધતો આવ્યો છે.

"શાહજહાંએ આ ભવન બંધાવ્યા પછી જે પ્રતિજ્ઞા કોતરાવી હતી તેને ધ્યાનમાં રાખીને આ બધા વિષયો પર તમારે વિચાર કરવાનો છે. તેણે ગર્વ સાથે કોતરાવ્યું હતું કે:

गर फ़िरदौस बर रूए ज़मीनस्त,
हमीनस्तो, हमीनस्तो, हमीनस्त ।

['પૃથ્વીના તળ ઉપર જો સ્વર્ગ હોય, તો તે આ છે, આ છે, આ છે!']

"આ સ્વપ્ન ત્યારે સાચું થશે જ્યારે અહિંસા, સત્ય અને સેવાનો આદર્શ આખા જગતમાં માનવજીવનનો મુખ્ય આધાર અને પ્રધાન શક્તિ બન્યો હશે. અને ત્યારે જ આ પૃથ્વી પર સ્વર્ગ પણ સ્થપાશે. આજે આ પરિસ્થિતિમાં પણ એ પ્રતિજ્ઞાનો પડઘો સંભળાઈ રહ્યો છે. તમે બધા અહીં ભેગા મળ્યા છો ત્યારે એ પ્રતિજ્ઞા પરત્વે બેદરકાર રહી શકો નહિ. તમારે તમારું બધું કાર્ય એ ગુંજતા પ્રતિધ્વનિમાં બેસીને કરવાનું છે. મને વિશ્વાસ છે કે પૃથ્વી પર સ્વર્ગ લાવવાનો એ આદર્શ તમારા કાર્યને પ્રજ્વલિત કરશે."

— રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદ

(અખિલ ભારતીય સાંસ્કૃતિક સંમેલન, તા. ૧૫-૩-'૫૧ દિલ્હી, તેમાં આપેલા ઉદ્‌ઘાટન ભાષણમાંથી)

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये






વર્ષ ૧૦ — અંક ૩

માર્ચ — નવજીવન, અમદાવાદ — ૧૯૫૧

# શિક્ષણ અને સાહિત્ય

માર્ચ, ૧૯૫૨

વર્ષ ૧૦ અંક ૩

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ(૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધી-ભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકાશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના.

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૦ - અંક ૩ ] અમદાવાદ [ માર્ચ, ૧૯૫૧


## શ્રી ઠક્કરબાપાનું જીવનકાર્ય

શ્રી ઠક્કરબાપાનું નામ હિંદુસ્તાનની સમાજસેવાની તવારીખમાં બહુ લાંબા સમય સુધી યાદ રહેશે. સંજોગવશાત્ શ્રી ઠક્કરબાપાને સમગ્ર હિંદુસ્તાનના સમાજ-સેવાના પ્રશ્નોમાં ભળવું પડ્યું. પરંતુ તેમણે સને ૧૯૧૫ની સાલ પછી ગુજરાતમાં સમાજસેવાના ક્ષેત્રમાં જે તમન્ના દાખવી તે ધડો લેવા લાયક છે.

બાપા સને ૧૯૧૪ ની સાલ સુધી ધંધાથી ઇજનેર હતા. પણ મુંબઈની સુધરાઈની નોકરી કરતાં કરતાં તેમણે પોતાના હાથ નીચેના હરિજનોની જે દયાજનક દશા જોઈ, તેનાથી તેમને નોકરી અકારી લાગી અને પોતાના વડીલોની નામરજી હોવા છતાં તેમણે સ્વ. ગોખલેજી સ્થાપિત ભારત સેવક સમાજ ( સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી )માં આજીવન સેવક તરીકે જોડાઈને કાયમી ગરીબી સ્વીકારી. વિધિએ તેમનાં એક પછી એક એમ બે પત્ની અને એકના એક બાળકને લઈને તેમનો માર્ગ સરળ કરી આપ્યો.

હિંદુસ્તાનમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવું જોઈએ એવો સ્વ. ગોખલેજીનો બહુ આગ્રહ હતો. ના. વિઠ્ઠલભાઈ પટેલ ( સરદારશ્રીના વડીલ ભાઈ ) આ બાબતમાં દિલ્હીની વડી ધારાસભામાં એક બિલ લાવવાના હતા. પણ આને અંગે જોઈતી કેટલીક માહિતી ગામડે ગામડે ફરીને એકઠી કરવાની હતી. આ અઘરું કામ ઠક્કરબાપાને માથે આવ્યું અને તેમાં તેમણે પ્રાણ પૂર્યો. ત્યાર બાદ ઓરિસ્સા, જમશેદપુરના ગરીબ લોકો ઉપર આફતો આવી, અને બાપા ત્યાં દોડી ગયા. આ વખતે પૂ. ગાંધીજી તેમને ઓળખી ગયા. અને થોડાં વખત પછી ના. શાસ્ત્રીજીએ ( સ્વ. ગોખલેના ભારત સેવક સમાજના વારસ ) એક વાર જ્યારે બાપાને ઓરિસ્સા છોડીને કાંઈ જાહેર કામ માટે પરદેશ જવાની દરખાસ્ત મૂકી, ત્યારે બાપાને હિંદુસ્તાનમાં રોકી રાખવા ગાંધીજીએ આગ્રહ કર્યો અને બાપા ન ગયા. દરમ્યાન સને ૧૯૧૮-૧૯માં પંચમહાલમાં દુષ્કાળ પડ્યો. અને ત્યાંના ભીલોની દયાજનક સ્થિતિના સમાચાર બાપાને કાને આવતાં તેઓ ત્યાં દોડી ગયા. આ રીતે બાપાને પંચમહાલના ભીલોની ભૂમિ ઉપર પહેલી વાર ફેરવવાનો યશ ભીલ સેવા મંડળના જૂનામાં જૂના સેવક શ્રી સુખદેવભાઈને ફાળે જાય છે. બાપાએ ત્યાં થોડા રાહતકાર્યને દોરવણી આપી. પણ સૌરાષ્ટ્રમાં ખાદી કાર્યાલયનું કામ આરંભ્યું. સને '૨૦-૨૧ ના અસહકારના પ્રચંડ જુવાળ વખતે બાપા અમરેલીના ખાદી કાર્યાલય મારફતે ગરીબોના ઘરમાં રોજી પૂરીને લોકમા[illegible] બન્યા હતા. દરમ્યાન પંચમહાલમાં ફરી દુષ્કાળ પડતાં, બાપા ફરી ત્યાં દોડી ગયા. આ વખતે શ્રી ઇંદુલાલ યાજ્ઞિક ઇત્યાદિની મદદથી ત્યાં સેવાને માટે કાયમી થાણું નાખવાનું વિચાર્યું. પંચમહાલના એક ભિલોડા ગામડામાં રખડતાં રખડતાં એક ભીલ બહેન નવસ્ત્રી હોવાથી બાપાને મળવા બહાર આવતાં સંકોચ પામતી હતી. બાપાએ મોઢું ફેરવીને બહેનને પોતાનું ઉત્તરીય આપીને કપડું વીંટીને બહાર આવવા સમજાવી. બાપાએ આ રીતે દાહોદ-ઝાલોદની તે વખતની સવા લાખની ભીલ વસ્તીમાં શાળાઓ, આશ્રમો, સહકારી મંડળીઓ ઇત્યાદિની રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ કરી. ગૂજરાત વિદ્યાપીઠના બે સ્નાતકો તથા રાષ્ટ્રીય વાતાવરણથી ઘેરાયેલા બીજા યુવાનો તેમાં જોડાયા, અને બાપાએ પ્રતિજ્ઞાબદ્ધ આજીવન સેવકોનું મંડળ ઊભું કર્યું. આ જ વખતે ગુજરાતમાં હરિજનોનો પ્રશ્ન પણ બાપા પાસે આવ્યો. ભીલો ગમે તેમ તોયે સ્પૃશ્ય ગણાતી જાતિના ગણાય. પણ હરિજનોની મદદે કોણ આવે ? પૂ. ગાંધીજીએ

જ્યારે અમદાવાદમાં કોચરબમાં એક ભાડૂતી મકાનમાં આશ્રમ શરૂ કર્યો, ત્યારે તેમના તે વખતના આશ્રમમાં એક હરિજન કુટુંબને દાખલ કરાવીને પૂ. ગાંધીજીની આકરી કસોટીનું કારણ પણ શ્રી ઠક્કરબાપા જ બન્યા હતા. પૂ. ગાંધીજી આ બાબતમાં કેવી કસોટીમાંથી પાર ઊતર્યા એ તો તેમણે જ આત્મકથામાં લખ્યું છે. પણ એ જ બાપુજીએ ઠક્કરબાપાને ગુજરાતના હરિજનોની સેવાની ભલામણ કરી અને બાપાએ તે રાજીખુશીથી સ્વીકારીને ભીલ સેવા મંડળની જેમ હરિજનો, જેમને તે વખતે અંત્યજ શબ્દથી સંબોધતા, તેમની સેવા કરવાનું પણ એક બીજું પ્રતિજ્ઞાબદ્ધ મંડળ ઊભું કર્યું. તેનું મથક ગોધરા ગાંધીઆશ્રમ થયું, જ્યાં તે વખત સુધી ગુજરાતના એકના એક હરિજનસેવક મામાસાહેબ ફડકે એકલે હાથે હરિજનોમાં કામ કરતા હતા. આ સમયે હરિજનોને કોઈ સવર્ણ શિક્ષક ભણાવે એ તો નવાઈની વાત ગણાતી અને શ્રી મામાને 'ભંગી માસ્તર'નું બિરુદ મળી ચૂકેલું. શ્રી ઇંદુલાલ યાજ્ઞિકે આમાં પણ સાથ આપેલો.

આ રીતે ભીલ સેવા મંડળ અને અંત્યજ (હરિજન) સેવા મંડળ એ બાપાનાં બે મુખ્ય જીવનકાર્યો ગણાય. પરંતુ આના દાખલા પરથી આજે આખા હિંદુસ્તાનમાં આદિમ જાતિ સેવા મંડળ થયું છે. તેની સ્થાપનામાં બાપાનો મોટો સાથ હતો અને આજે હિંદુસ્તાનના અઢી કરોડ આદિવાસીઓની સેવા આ મંડળ ઠક્કરબાપાના દિલ્હી મથકેથી કરી રહ્યું છે. સને ૧૯૨૩થી સને ૧૯૩૨ની સાલ સુધીનો બાપાના કાર્યનો ઇતિહાસ એ ગુજરાતમાં ઉપરની બે સંસ્થાઓના કામને અંગે સતત ભ્રમણનો છે. એ મોટી જગ્યા રોકી લે તેવો છે. દરમ્યાન ૧૯૨૮ની સાલમાં ગુજરાતમાં મોટું રેલસંકટ આવ્યું અને તેમાં બાપાએ આણંદ મુકામ રાખી સરદાર વલ્લભભાઈના જમણા હાથ બનીને રાહત પ્રવૃત્તિમાં પ્રાંતિક સમિતિઓના ચુનંદા કાર્યકર્તાઓ જોડે અથાગ પરિશ્રમ કર્યો. સને ૧૯૩૨ના સપ્ટેમ્બરમાં પૂ. ગાંધીજીએ કોમી ચુકાદા અંગે હરિજનોના પ્રશ્નને અંગે અનશનની જાહેરાત કરી અને બાપા યરવડા દોડી ગયા. હરિજનોના મનનું સમાધાન થાય અને બાપુનો જીવ બચે એ તે વખતના દેશનેતાઓનો ચિંતાનો વિષય હતો. ધારાસભામાં હરિજનોની બેઠકોનો પ્રશ્ન આવતાં હરિજનોની માગણીઓ અને નેતાઓની આપવાની તૈયારી વચ્ચે અંતર જણાવા માંડ્યું. આ વખતે મહેનત કરીને બંને પક્ષને માન્ય એવી સંખ્યાઓ નક્કી કરવાનો પ્રશ્ન ઊભો થયો. બાપા પૂનામાં સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયાના પુસ્તકાલયમાં બેસીને માહિતી મેળવીને આંકડા પરથી તોડ લાવ્યા. એ તોડ બધા પક્ષોએ માન્ય રાખ્યો. વિલાયતના પ્રધાનમંડળે માન્ય રાખ્યો અને બાપુની મહોર મળતાં તેમના ઉપવાસ છૂટ્યા. આ વખતે બાપુએ ઇચ્છા બતાવી કે, હરિજનોના પ્રશ્નમાં તેમણે તો પોતાની જિંદગી હોડમાં મૂકી છે. હરિજનોને માન્ય એવો માત્ર કોમી ચુકાદો થાય તેમાં બાપુને રસ ન હતો, પણ સવર્ણોના પ્રાયશ્ચિત્ત તરીકે હરિજનોમાં સતત સેવાકાર્ય થાય અને સવર્ણોનો હૃદયપલટો થાય તેવી પ્રવૃત્તિ હિંદભરમાં થવી જોઈએ, એમ તેમણે જણાવ્યું. તા. ૨૭મી સપ્ટેંબરે (૧૯૩૨) મુંબઈમાં પંડિત મદનમોહન માલવીજી મહારાજના પ્રમુખપણા નીચે એક બહુ મોટી સભા થઈ. તેમાં અસ્પૃશ્યતાનિવારણ કરવાના અને હરિજનોને સમાન હક્કો અપાવવાના શપથો લેવાયા અને હરિજનોની કાયમી સેવા માટે એક મંડળ સ્થાપવાનો ઠરાવ થયો, જેનું નામ આખરે હરિજન સેવક સંઘ ઠર્યું. ૬૩ વર્ષની ઉંમરના બાપાને આ વખતે વૃદ્ધાવસ્થા જણાવા માંડી હતી અને તેમણે કેટલીક યોજના તેને અંગે વિચારી રાખી હતી. બાપાના જ શબ્દોમાં "બાપુના ઉપવાસથી મારી ઉંમર જાણે ૧૦ વર્ષની ઓછી થઈ છે." ફરી ત્રેપન વર્ષના માનવીની જેમ સતત મહેનત કરીને આખા હિંદભરમાં અનેક વાર ઘૂમીને તેમણે હરિજન સેવક સંઘને નમૂનેદાર સંસ્થા બનાવી.

પણ બાપાની કસોટીનો પણ અંત આવવાનો ન હતો — બાપા પછાત કોમોની અંદરની પોતાની પ્રવૃત્તિ વધારતા ગયા. સને ૧૯૪૪માં કસ્તૂરબાનું અવસાન થયું. તે વખતે ઘણા કૉંગ્રેસી આગેવાનો જેલમાં હતા. ગાંધીજીની અસર રાજકારણમાં ઓછી થવા માંડી છે એવો પ્રચાર કરવાનો તે વખતના રાજકર્તાઓનો સતત પ્રયત્ન હતો. પરદેશમાંના કેટલાક

'હિંદી' એલચીઓએ પણ આ પ્રવૃત્તિ શરૂ કરેલી. તે વખતે કસ્તૂરબાને નામે પણ કરોડ રૂપિયા એકઠા કરી, હિંદુસ્તાનના વતનીઓની ગાંધીજી પ્રત્યેની આસ્થા સાબિત કરવાનું ગોઠવવામાં બાપા મોખરે રહ્યા. દરમ્યાન પૂ. ગાંધીજી પણ છૂટ્યા. એક કરોડને બદલે લગભગ એક કરોડ વીસ લાખ રૂપિયા ગાંધીજીને ચરણે ધરી દેશે ગાંધીજી પ્રત્યેની પોતાની ભક્તિ વ્યક્ત કરી. આખરે આ ફંડનો વહીવટ અને કસ્તૂરબા ટ્રસ્ટ મારફતે સેવા કરવાનું પણ બાપાને જ માથે આવ્યું અને છેવટ સુધી આ કામ જોડે પણ બાપા જોડાયેલા રહ્યા.

પોતાના મરણ પહેલાં આગલે અઠવાડિયે તેમને કસ્તૂરબા ટ્રસ્ટના મંત્રીમાંથી પ્રમુખ નીમેલા તે સંબંધમાં તેમણે વિનયપૂર્વક વિરોધ નોંધાવેલો અને તેમના કરમાતા જતા શરીર પાસે વધારે કામ લેવાની આશા ન રાખવા મિત્રોને જણાવેલું. તેમની આ માગણીનો વિચાર થાય તે પહેલાં તેઓ આ દુનિયા છોડીને જતા રહ્યા.

વૃદ્ધાવસ્થાને કારણે તેમ જ હૃદયરોગના હુમલાને કારણે મિત્રો, શુભેચ્છકો અને દાક્તરો ઇત્યાદિ તેમને આરામ લેવા સમજાવતા. પૂ. ગાંધીજીના અવસાન પહેલાં થોડા વખત ઉપર બાપાએ એક પરિપત્ર કાઢીને ચુનંદા સાથીઓને પોતાની શારીરિક સ્થિતિની જાણ કરી હતી અને પોતાના પરનો કામનો બોજો હળવો કરવાનો નિર્ણય પણ જણાવ્યો હતો. દરમ્યાન પૂ. ગાંધીજીના અવસાનનો કિસ્સો બન્યો. એ સંજોગોમાં બાપાએ પોતાનો વિચાર ફેરવ્યો અને જિંદગીના અંત સુધી પોતાની પ્રવૃત્તિઓ યથાશક્તિ ચાલુ રાખવાનો નિર્ણય કર્યો. ઈશ્વરે તેમનો સંકલ્પ ફળાવ્યો.

**પરીક્ષિતલાલ મજમુદાર**

# સનાતન તાંડવ

૧

તા. ૨-૧૨-૫૦'ના 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'માં આવેલું નીચેનું નર્મચિત્ર આકર્ષક લાગ્યું. તેમાં તેઓ વિનાશ અને મૃત્યુની અંધાર-ખીણની કિનારીએ પહોંચ્યા છે. પણ નાચનો તાલ એવો જામ્યો છે કે, તે તરફ કોણ જુએ! તેવું જોવાપણું સંભવી ન શકે:




પ્રેસિડેન્ટ ટ્રૂમૅન અને માઓ — ચીન અને અમેરિકા, અથવા કહો કે સામ્યવાદ અને ડૉલરવાદ ગાંડાતૂર થઈ નાચી રહ્યા છે. એમને ભાન નથી કે, નાચતા નાચતા તેઓ બંને તો પોતપોતાના તાનમાં યુદ્ધનું તાંડવ ખેલી રહ્યા છે.

સાજિંદા પણ અનુરૂપ છે. તેઓ તેમાં ભૂંગળભેરી

ને શરણાઈના સૂર પૂરે છે અને ઘંટ તથા પડઘમ તેમાં જોઈ તો તાલ પૂર્યે જાય છે. વહેમ અને અવિશ્વાસની ભૂંગળભેરી વગાડનાર વહેમ-મૂર્તિ જ છે. તેથી ઊલટો ચહેરો ધારણ કરી ધમકીની શરણાઈ બજાવનાર ઉદ્દંડ મૂર્તિ વહેમની સાથે છે. અને બંનેની પાછળ જૂઠ અને અસત્યની પડઘમ વાગે છે. તેમાં મજા માણનાર પડઘમચી આખો ખેલ જોઈ અટ્ટહાસ્ય કરતો પોતાની પડઘમ ઠોકયે જાય છે. યુદ્ધ પણ મજા છે, એક ખેલનો નશો છે, એનું અનુરૂપ આલેખન આ નર્મ-ચિત્રમાં અંકાયું છે. જગતમાં આદિ કાળથી જે સનાતન તાંડવ ચાલે છે તેનો અત્યારનો આંતરરાષ્ટ્રીય રંગ આ નર્મચિત્ર બરોબર આપે છે.

આજે યુદ્ધની ભેરી એશિયા-યુરોપ-અમેરિકામાં બજી રહી છે. તેના સૂર બે જણ સાંભળીને તાનમાં આવી ગયા છે અને તીરે ઊભેલા જગતના બીજા લોકો વહેમ, દમદાટી અને અસત્ય-પરાયણ હોઈને એમને રોકી નથી શકતા. યુદ્ધનો આત્મા માનવહૃદયનાં નીચેનાં રોગ-જંતુ પર જીવે છે—વહેમ, અસત્ય અને દમદાટી. પણ ખરું જોતાં એ ત્રણેની પાછળ રહેલું મૂળ તત્ત્વ તો એક જ છે—ગૃધા, લોભ અથવા કહો કે મૂળ માનવ ષડ્‌રિપુ.

૨

અત્યારે આ ષડ્‌રિપુ જરા જોરમાં આવ્યા લાગે છે. તે વકર્યાં છે. રાષ્ટ્રની અંદર જુઓ તોપણ આ જ મૃત્યુ-તાંડવ ચાલી રહ્યું છે. દગો, ફરેબ, સ્વાર્થ, ફૂડકપટ એફામ ચાલી રહ્યાં છે. કાળું બજાર, અનાજની તંગી, ભાવના ઉછાળા, ઇ૦ નામે ચાલતા ઉપદ્રવોનું મૂળ આ છે. આજે જેની પાસે જરી પણ છત છે, સત્તા છે, તે તેનો ઉપયોગ સર્વના હિતમાં રહીને કરતો નથી; તેણે માઝા મૂકી છે. 'मा गृधः कस्यस्विद् धनम्' આદેશને બદલે ઊલટે રાહે જ લોક વળ્યા છે. તે કદાચ આજના વિષમ ક્રાંતિકાળને—મહાન રાજ્યપલટાની અધ્ધર-દશાને આભારી છે. આવા કાળમાં લોક જીવ પર આવી જાય છે અને ગમે તેવું ખોટું કરતાં ડરતા નથી. એમ નહિ કરનારાની—ધર્મભીરુની આ કાળે ઠેકડી થાય છે.

બરોબર પાંચ સૈકાના સમય ઉપર આવો જ રાજ્યપલટો થયો હતો. દિલ્હીની એક સલ્તનત જઈ બીજી આવતી હતી. ત્યારે ગુરુ નાનકે જે લોક-ચિત્ર જોયું તેને ઉપરના નર્મચિત્રના જ ભાવોમાં અને નૃત્યની ભાષામાં શબ્દબદ્ધ કર્યું છે. માનવ-જગતનું આ બીજું સનાતન તાંડવ છે, જે દેશે દેશે આજે ચાલી રહ્યું છે. ગુરુ નાનક કહે છે—

लबु पापु दुई राजा महता, कूड़ु होआ सिकदारु ।
कामुने बुसदि पुछीए बहि बहि करे विचारु ॥
अंधि रयति गिआन विहूणी, भाहि भरे मुरदारु ।
गिआनी नचहि, वाजे वावहि, रूप करहि सीगारु ॥
ऊचेकू कहि वादा गावहि जोधाको विचारु ।
मूरख पंडित हिकमति हुजति संजै करहि पिआरु ॥
धरमि धरम करहिं गावावहि, मंगहि मोखदुआरु ।
जती सदावहि जुगति न जाणहि छडि बहहि घरबारु ॥
सभुको पूरा आपै होवै घटि न कोई आखै ।
पतिपरवाणा पिछै पाईए ता नानक तोलिआ जापै ॥

"પાપ રાજા ને લોભ તેનો મહેતો છે. જૂઠ તેનો સિક્કાદાર છે અને કામ તેનો સલાહકાર છે. તે બધાને મળીને તોડ કરે છે.

"આંધળી બિચારી રૈયતને જ્ઞાન નથી. મુડદાની માફક તે આ રાજ્યતંત્રને કુર્નિશ બજાવે છે. પુરોહિતો નાચે છે, વાજિત્રો વગાડે છે, ને રૂપ શણગાર કર્યા કરે છે. બૂમો પાડીને તે યુદ્ધ અને યોદ્ધાઓનાં ગુણગાન કરે છે. મૂર્ખ પંડિતો હિકમત ને કજિયા કરીને ધનસંચયને જ વહાલો કરે છે.

"ધરમી લોક ધર્મકાર્યો કરે છે, પણ તેની કાંઈ કિંમત નથી, કેમકે તેઓ તેમાંથી મોક્ષ કમાવામાં જ ખપી જાય છે.

"યતિ કહેવાતા લોકો ઘરબાર તો છોડે છે, પણ તેમને રસ્તાની ગમ નથી. દરેક પોતપોતાને પૂરણ માને છે ને કોઈ પોતાની ઊણપ જોતો નથી ગુરુ નાનક કહે છે, પણ જો સાચ સાથે સરખાવો તો જણાય કે, માણસ કેટલો ઊણો છે."

૩

આ બંને મહામારીઓનું મૂળ, ખરું જોતાં, માનવ-હૃદયમાં રહેલું છે. તેનું કારણ આધ્યાત્મિક છે. સામાજિક કે આર્થિક તે ત્યાર પછી અને તેને કારણે બને છે. તેની આ કારણ પણ એક સનાતન તાંડવ જ છે;

રંગભૂમિ માનવહૃદય છે. એક ભક્તે આ જ પરિભાષામાં તે કહ્યું છે —

अब मैं नाच्यो बहुत गोपाल ।
कामक्रोधको पहिरि चोलना कंठ विषयकी माल ॥
महामोहके नूपुर बाजत निन्दा सब्द रसाल ।
भरम भर्यो मन भयो पखावज चलत कुसंगति चाल ॥
तृस्ना नाद करत घट भीतर नाना विधि दै ताल ।
मायाकी कटि फेंटा बाँध्यो लोभ तिलक दै भाल ॥
कोटिक कला काछि दिखराई जल-थल सुधि नहि काल ।
सूरदासकी सबै अविद्या दूर करौ नंदलाल ॥

૪

જગતમાં આ ત્રણ મહાનૃત્યો ચાલે છે. ક્રમવાર જોતાં આગળનું નૃત્ય પછીના કરતાં બાહ્ય છે અને તે નૃત્યનું કારણરૂપ છે. જગતની રચનામાં એક સનાતન મહાયુદ્ધ છે, શિવનો મહા ખેલ છે, એમ જ્ઞાનીઓ કહે છે. પણ તેમ કહેવાનો અધિકાર તો આ સનાતન તાંડવ સામે જેઓ શૂર બની ઝૂઝે છે તેમને જ મળી શકે. આ મહા ખેલને ભક્ત હૃદયે શૂરોના સંગ્રામ રૂપે પણ કહ્યો જ છે:—

शूर संग्रामको देख भागे नहीं,
देख भागे सोई शूर नाहीं ।
काम औ' क्रोध, मद, लोभसे जूझना
मँडा घमसान तहँ खेत माहीं ॥
शील औ' सौच, संतोष साही भये ,
नाम समसेर तहँ खूब बाजे ॥
कहै कबीर कोई जूझि है शूरमा
कायरॉ भीड तहँ तुरत लाजे ॥

આજે આ શૂર-સંગ્રામમાં જગતનાં રાષ્ટ્રો અને હિંદીઓ હારતા કે પાછા પડતા તો નથી ? કે પછી એનો વિચારેય કરીએ છીએ ખરા ?

૧૨-૧-'૫૧ **મગનભાઈ દેસાઈ**

# શ્રી જમનાલાલ બજાજ*

ભારતમાં મહાત્મા ગાંધીએ સ્વરાજ્ય માટે જે મહાપ્રયત્ન આરંભ્યો, તેમાં લગભગ શરૂઆતથી જ તેમને સાથ આપનારાઓમાં એક શેઠ જમનાલાલ બજાજ હતા. અને તેઓ પોતાના જીવનના અંત સુધી તેમાં મંડ્યા રહ્યા. સૌને કદાચ ખબર નહિ હોય કે, જમનાલાલજીનો જન્મ જયપુર તાબેના સીકર રાજ્યના એક ગામડામાં એક સામાન્ય કુટુંબમાં થયો હતો, અને બચપણથી જ તેમને વર્ધાના નામાંકિત અને ધનવાન શેઠ બચ્છરાજે દત્તક લીધા હતા. નાની વયમાં જ તેમને ઘરનો કારભાર સંભાળવો પડ્યો. એટલે તીવ્ર બુદ્ધિ હોવા છતાં તેઓ સ્કૂલ કૉલેજની કેળવણી ઝાઝી ન લઈ શક્યા. થોડા જ વખતમાં તેમણે વેપારમાં સારી સફળતા મેળવી અને વર્ધામાં જ નહિ, મુંબઈમાં પણ તેઓ મોટા મોટા વેપારીઓના સંપર્કમાં આવ્યા અને તેમનો વેપાર દિવસે દિવસે વધતો ગયો. પણ એમના હૃદયમાં શરૂઆતથી જ કંઈક એવી ભાવના હતી કે, એક ધનવાન કુટુંબમાં આવીને વિપુલ ધનસંપત્તિના માલિક બનવા છતાં એ ધન મારું નથી અને તેને એશઆરામ માટે [illegible]વાનો મને અધિકાર નથી. મહાત્મા ગાંધીના સહવાસમાં આવતાં એ ભાવના વધારે દૃઢ થઈ. એમના પર મહાત્માજીની અસર એટલી પડી કે, તેઓ શરૂઆતથી જ તેમના શિક્ષણને પોતાના જીવનમાં ઉતારવા લાગી ગયા.

એમની એક મોટી અભિલાષા અને મહત્ત્વાકાંક્ષા મહાત્મા ગાંધીના પુત્રવત્ બનવાની હતી. મહાત્મા ગાંધી જે જે સેવાકાર્ય શરૂ કરતા તેમાં જમનાલાલજી તન મન ધનથી જોડાઈ જતા. ૧૯૨૦ ના ડિસેમ્બરમાં નાગપુરમાં કોંગ્રેસની બેઠક મળી. સ્વાગત સમિતિના પ્રમુખ જમનાલાલજી થયા અને અસહકારની ચળવળમાં ઉત્સાહપૂર્વક જોડાઈ ગયા. મહાત્માજીએ વકીલોને વકીલાત છોડવા હાકલ કરી. કેટલાક વકીલો એવા હતા જેઓ વકીલાત છોડી અસહકારમાં જોડાવા માગતા હતા, પણ કુટુંબની જવાબદારીને કારણે એમ કરી શકતા નહોતા. એવા લોકોના જીવનનિર્વાહને માટે જમનાલાલજીએ એક લાખ રૂપિયા આપ્યા. તિલક સ્વરાજ ફાળાનો આરંભ પણ એક રીતે આ રકમથી જ થયો અને પાછળથી એ ફાળામાં એક કરોડ કરતાંયે વધુ રકમ ભરાઈ.

* સસ્તા સાહિત્ય મંડળ, દિલ્હી તરફથી હિન્દીમાં બહાર પડેલા શ્રી જમનાલાલ બજાજના જીવનચરિત્ર — 'શ્રેયાર્થી જમનાલાલજી'ની ભૂમિકા.

અસહકારની લડતમાં જોડાવાને કારણે જમનાલાલજી માટે પોતાના વેપારમાં વખત આપવાનું મુશ્કેલ બન્યું. એટલે બધો કારભાર મુનીમોને સોંપીને તેઓ બધો વખત જાહેર કાર્યમાં આપવા લાગ્યા. પણ વેપારમાં તેઓ એટલા કુશળ હતા કે, જાહેર કામમાંથી થોડો પણ વખત મળે એટલે મુનીમો પાસે બધી બાબત સમજી લઈને યોગ્ય સલાહ અને આજ્ઞાઓ આપતા. તેમણે ઘણી જાતનો વેપાર, ખાસ કરીને નૈતિક કારણે, બંધ કરી દીધો. છતાં સારા પ્રમાણમાં વેપાર ચાલુ રહ્યો અને બજારમાં એમની પેઢીની સારી શાખ કાયમ રહી.

તેઓ અંગ્રેજી બહુ નહોતા જાણતા. છતાં તેમની બુદ્ધિ એટલી તીવ્ર હતી કે કૉંગ્રેસમાં આવનારા ઠરાવોના અંગ્રેજી ખરડા ઘડાય તેમાં બારીકમાં બારીક પ્રશ્નો ઉઠાવતા અને શંકાઓનું નિરાકરણ કરાવતા. આથી સરદાર વલ્લભભાઈ પટેલ મજાકમાં તેમને કાર્યવાહક સમિતિના વકીલ કહેતા. કૉંગ્રેસમાં સૌ તેમની વહેવારુ બુદ્ધિનો લાભ લેતા. ૧૯૨૧ થી માંડીને તેમના મૃત્યુ સુધી તેઓ કાર્યવાહક સમિતિના સભ્ય રહ્યા અને ઘણુંખરું ખજાનચી પણ રહ્યા. આ લાંબા અરસામાં કોઈ કામ, ખાસ કરીને રચનાત્મક કામ, એવું ન[illegible] થયું જેમાં જમનાલાલજીનો કુશળ હાથ ન હોય. ખાદીકાર્યનો આરંભ થયો તો તેમાં તેઓ મોખરે હતા. હરિજન ઉદ્ધારના કાર્યમાં તેમણે ઘણો સક્રિય ફાળો આપ્યો. ધારાસભા-પ્રવેશનો વાદવિવાદ શરૂ થયો ત્યારે મહાત્માજીના સિદ્ધાંતોમાં શ્રદ્ધા રાખીને રચનાત્મક કાર્ય કરનારાઓની ગાંધી સેવા સંઘ નામની સંસ્થા તેમની જ પ્રેરણાથી સ્થાપવામાં આવી. અને તે સંસ્થાને તેઓ માત્ર ધનની જ નહિ, પણ બીજી બધી જાતની સહાય આપતા રહ્યા. મહાત્માજી પ્રત્યે તેમને એટલો ગાઢ સ્નેહ બંધાયો કે તેઓ તેમને પુત્રવત્ માનવા લાગ્યા.

૧૯૩૦–૩૪ના સત્યાગ્રહ પછી મહાત્માજીએ પોતાની પ્રતિજ્ઞા અનુસાર સાબરમતી આશ્રમમાં પાછા ન જવાનો નિર્ણય કર્યો, ત્યારે જમનાલાલજીની જ પ્રેરણાથી તેઓ પહેલાં વર્ધામાં અને પછી સેવાગ્રામમાં રહેવા લાગ્યા. અને ત્યાં જ તેમનાં છેલ્લાં દસ બાર વરસ વીત્યાં તથા ત્યાં જ અનેક રચનાત્મક સંસ્થાઓ સ્થપાઈ. વર્ધામાં પહેલેથી જ, મહાત્મા ગાંધી સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાં રહેતા હતા ત્યારથી જ, આશ્રમની એક શાખા સ્થપાઈ હતી. એ શાખા ઘણું કરીને શ્રી વિનોબા ભાવે ચલાવતા અને મહાત્માજી પણ દર વરસે ત્યાં જઈને કેટલોક વખત ગાળતા. એ જ આશ્રમ ૧૯૩૪ પછી વધીને આજે આટલી સંસ્થાઓના રૂપમાં ચાલે છે. આજે જ્યાં મગનવાડી — અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘ તથા સંગ્રહસ્થાન — છે ત્યાં પણ તેઓ કેટલાક વખત સુધી રહ્યા હતા. એ જગ્યાએ પહેલાં જમનાલાલજીનો એક મોટો નારંગીનો બગીચો હતો, જે તેમણે આ કામ માટે દાનમાં આપી દીધો હતો. ત્યાર બાદ સેવાગ્રામની પસંદગી કરવામાં પણ એક કારણ એ હતું કે, જમનાલાલજી એમાં ભાગીદાર હતા. એ મિલકતનો પણ આ કામમાં ઉપયોગ થયો.

ખાદી અને અંત્યજોદ્ધારના કાર્ય માટે અને ખાસ કરીને કોઈ જાહેર સંસ્થાના કાર્ય માટે ફાળો ઉઘરાવવા જમનાલાલજીએ જ્યારે જ્યારે આખા દેશમાં પ્રવાસ કર્યો, ત્યારે તેમને સારી રકમ મળી હતી. બિહાર ધરતીકંપ પછી જે રાહતકાર્ય શરૂ કરવામાં આવ્યું તેના સંચાલનમાં જમનાલાલજીએ મહિનાઓ સુધી ત્યાં રહીને મુખ્ય ભાગ લીધો. કૉંગ્રેસના તેઓ માત્ર ખજાનચી જ નહોતા, બલકે તેની નૈતિક સંપત્તિના પણ ખજાનચી અને રક્ષક હતા, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. અઢળક સંપત્તિ હોવા છતાં તેમણે પોતાનું જીવન અને રહેણીકરણી બહુ સાદાં રાખ્યાં હતાં. લોકોને મળવું અને તેમનાં સુખદુઃખમાં રસ લેવો એ એમનો એક મુખ્ય ગુણ હતો. કૉંગ્રેસના અનેક કાર્યકર્તાઓને તેમણે કેટલીય રીતે મદદ કરી હશે. કૉંગ્રેસજનોનું આતિથ્ય કરવામાં તેમને ખાસ આનંદ આવતો. જ્યાં કંઈ કૉંગ્રેસનું કે મહાસમિતિનું અધિવેશન હોય, ત્યાં તેમની પોતાની રહેવા કરવાની અલગ વ્યવસ્થા હોય અને તેનો લાભ ઘણાને મળે. વળી જ્યારથી મહાત્માજી વર્ધા અથવા સેવાગ્રામમાં રહેવા લાગ્યા, ત્યારથી કાર્યવાહક સમિતિની બેઠક ઘણુંખરું ત્યાં જ થતી અને તેમાં જનારા સૌ તેમના જ મહેમાન બનતા. આમ અનેક જણ સાથે

તેમનો ગાઢ સંબંધ બંધાયો. તેમનો સ્વભાવ એવો હતો કે તેઓ સૌ સાથે ભળી જતા.

મને તેમનો પરિચય અસહકારની ચળવળ પહેલાં થયેલો. પછી મારા સદ્‌ભાગ્યે એમની સાથે ગાઢી મૈત્રી બંધાઈ અને તે છેવટ સુધી કાયમ રહી. મારી સાથે તેઓ એટલી સરસ રીતે વર્તતા અને મારા પર તેમના એટલા બધા ઉપકાર થયા છે કે તે હું ભૂલી શકું એમ નથી. જાહેર કાર્યમાં તો તેમનો સાથ હતો જ, પણ અંગત કામમાં પણ તેમણે હમેશાં મને એક ભાઈની જેમ મદદ કરી છે.

એમના જીવનમાંથી બોધ લઈએ તો આપણને ઘણો લાભ થાય. તેઓ કેવળ વેપારી વર્ગના જ પ્રતિનિધિ કે નેતા નહોતા રહ્યા, બલ્કે તેમણે પોતાની દેશસેવા, સત્યનિષ્ઠા અને ત્યાગથી દેશના બધી જાતના લોકોનો વિશ્વાસ અને પ્રેમ સંપાદન કર્યાં હતો. (હિંદી ઉપરથી)

ડૉ. રાજેન્દ્રપ્રસાદ

# સ્વાધ્યાય

## [સબીજ સમાધિ]

સમાપત્તિના સ્વરૂપની વિશેષ ઓળખાણ ૪૬ મા સૂત્રમાં આપી છે:

ता एव सबीजः समाधिः ॥

જે ચાર પ્રકારની સમાપત્તિ આપણે અગાઉનાં સૂત્રોમાં જોઈ આવ્યા, તે જ સબીજ સમાધિ કહેવાય છે. અત્યાર અગાઉનાં સૂત્રો જોતાં જણાય છે કે, 'સમાધિ' શબ્દ પહેલો ૨૦મા સૂત્રમાં વપરાયો છે. ત્યાં સમાધિને વૃત્તિનિરોધ કે યોગ સાધવાના સાધન તરીકે કહી છે. તે સાધન કયું, તે અહીં સમજાવ્યું છે: સમાધિ એ સમાપત્તિ છે, એમ અહીં સ્પષ્ટ કરે છે.

અગાઉની ચર્ચામાં આપણે 'વૃત્તિ' અને 'સમાપત્તિ' વચ્ચે શો ફરક છે, તે જોયું હતું. (જુઓ શિ૦ સા૦ જુલાઈ, ૧૯૫૦, પા. ૨૧૫) વૃત્તિ અંગે તેના નિરોધનો સવાલ આવે છે; સમાપત્તિ એટલે કે ચિત્તની તદ્રૂપતા અંગે તેની સમાધિનો સવાલ આવે છે. તેથી નિરોધ વિષે ચર્ચા અગાઉ થઈ. સમાપત્તિ અંગે યોગકાર કહે છે કે, એ જ સમાધિ છે.

અને 'નિરોધ'નો પ્રકાર કહેતાં 'સંપ્રજ્ઞાત' પ્રકાર કહ્યો, તેમ સમાધિનો પ્રકાર 'સબીજ' શબ્દથી કહે છે. સમાપત્તિ કોઈ પણ બીજ કે દશ્ય પદાર્થના આલંબન પર થાય છે, તેથી તેને 'સબીજ' કહી છે.

વળી, વૃત્તિ-સંચારની અંદર જ સહજ નિરોધનું તત્ત્વ રહેલું છે. તે તત્ત્વને વિતર્ક, વિચાર, આનંદ અને અસ્મિતા — એ ચાર પગથિયાંના ક્રમે જોવા માટે પુરુષાર્થ કરવો, એ સંપ્રજ્ઞાત નિરોધ (જુઓ સૂત્ર ૧૭) છે. તેવી જ રીતે સમાપત્તિમાં સહજ રૂપે સમાધિનું તત્ત્વ રહેલું છે. તે તત્ત્વને સવિતર્ક-નિર્વિતર્ક, સવિચાર-નિર્વિચાર એ ક્રમે સમાપત્તિમાંથી પકડવું, એ ચારને બીજરૂપે લેવાં, એ સમાધિ માટેનો પ્રયત્ન છે.

આમ યોગ-પરિભાષામાં નિરોધ અને સમાધિ વચ્ચે પણ ફરક રહેલો છે, તે સ્પષ્ટ થાય છે.

આ રીતે સમાપત્તિની પરિશુદ્ધિ દ્વારા સમાધિની સાધના કરતાં કરતાં આગળ વધવામાં આવે તો યોગી કઈ પાયરીએ આગળ વધે, તે હવે પછીનાં સૂત્રો ચર્ચા કરે છે. સમાધિનો વિષય સૂક્ષ્મ વિષયો પરત્વે અલિંગ અથવા મહત્ કહેવાતા આદિતત્ત્વ સુધી જાય છે, એ સૂત્ર ૪૫ માં જોયું. ત્યાં નિર્વિચાર સમાપત્તિના વિષયોની હદ આવે છે. અભ્યાસ તેથી આગળ જાય એટલે શું થાય, તેની રૂપરેખા હવે પછીનાં સૂત્રોમાં છે. તે આવતે વખતે.

૧૪-૨ '૫૧ મગનભાઈ દેસાઈ

# ગુજરાતનો ઇતિહાસ

ગુજરાતનો ઇતિહાસ : ભાગ ૧ [ આર્યોના આગમનથી લઈ મુસલમાનોના હુમલા સુધી ], પાન ૧૨+૩૨૦, કિં. રૂ. ૨-૦-૦; ભાગ ૨ [ દિલ્હીની મુસ્લિમ સત્તા નીચે સુધી ], પાન ૬+૨૦૦, કિં. રૂ. ૧-૮-૦. લેખક પ્રો. મૌલાના સૈયદ અબુ ઝફર નદવી ( અનુ. ડૉ. છોટુભાઈ ર. નાયક ). પ્રકાશક – ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.

ગુજરાત વિદ્યાપીઠ તરફથી ગુજરાત પુરાતત્ત્વ મંદિર શરૂ થયા પછી "ગુજરાતનો એક વિગતવાર ઇતિહાસ ઉર્દૂ, ફારસી, તુર્કી, સંસ્કૃત, હિન્દી, ગુજરાતી, મરાઠી, ફ્રેંચ, પોર્ચુગીઝ અને અંગ્રેજી ગ્રંથોને આધારે લખવાનું નક્કી કરવામાં આવ્યું." અને "ઇસ્લામી ઝમાનોનું કામ મને સુપ્રત કરવામાં આવ્યું." એ આ ગ્રંથ પાછળની મૂળ પ્રેરણા છે, એમ શ્રી નદવી જણાવે છે. લેખકે તે પછી એ કામને માટે સામગ્રી જમા કરવાનું શરૂ કરેલું અને હિન્દુસ્તાન ઉપરાંત અરબસ્તાન, સીરિયા, કૉન્સ્ટેન્ટિનોપલના મશહૂર લેખકો સાથે પત્રવહેવાર કરેલો. પણ ૧૯૨૮માં તેઓ વિદ્યાપીઠમાંથી છૂટા થયા. એ સમય દરમ્યાન "તારીખે ગુજરાત"ની જેટલી કિતાબો તેમણે વાંચી તેમાંથી તેમને "જણાયું કે, દરેક ગ્રંથકારે પોતાના સમય પર્યંતના બનાવોનો સમાવેશ કર્યો છે." (આથી બીજું શું શક્ય હતું?) તેથી તેમને ઉર્દૂ જબાનમાં ગુજરાતની સંપૂર્ણ તારીખ લખવાનો ખ્યાલ આવ્યો. અને એ સંકલ્પિત ગ્રંથના ચાર ખંડોમાંથી પહેલા બે ગુજરાત વિદ્યાસભા તરફથી બહાર પાડવામાં આવ્યા છે. મૂળ ગ્રંથ શ્રી નદવીએ ઉર્દૂમાં લખેલો હોઈ તેનો ડૉ. નાયકે આ ગુજરાતી અનુવાદ કરેલો છે.

વિદ્યાપીઠની અસલ યોજના પ્રમાણે જુદી જુદી ભાષાઓમાં પડેલી સાધનસામગ્રીનો ઉપયોગ કરીને ગુજરાતનો એક સર્વાંગી અને સંપૂર્ણ ઇતિહાસ લખાય એ અતિ ઇષ્ટ વસ્તુ છે, એ વિષે ભાગ્યે જ શંકાને સ્થાન હોઈ શકે. આ ગ્રંથ એ દૃષ્ટિથી કેટલો સફળ નીવડ્યો છે તે તપાસીએ :

પોતાનો ગ્રંથ કોઈ અપૂર્વ કૃતિ છે એવા ભાન સાથે લેખક પોતાના 'બે બોલ'માં તેને અંગે કેટલાક દાવા રજૂ કરે છે. "ચાલુ જમાનાના ઇતિહાસના નિયમોને ધ્યાનમાં રાખી દરેક જરૂરી બાબત સમાવવાની મેં કોશિશ કરી છે." એમ જણાવી આ કિતાબની દસ જેટલી વિશેષતાઓ તરફ તે વાચકોનું ધ્યાન ખેંચવા માગે છે.

પ્રથમ ઉપોદ્ઘાતની ત્રણ ખાસિયતો તપાસીએ: "૧. ગુજરાતની હાલની ભૌગોલિક હાલત લખી છે જે આજે તો ગુજરાત બહારના લોકો માટે અને સો વરસ પછી સારા હિંદુસ્તાન માટે બેહદ ઉપયોગી થશે. ૨. ગુજરાતી ભાષા વિશે વિગતવાર લખવામાં આવ્યું છે. જેઓ ગુજરાતી ભાષાના ઇતિહાસથી વાકેફ નથી તેમને માટે એ વધુ આકર્ષક છે. ૩. દરેક જાતની ગણતરી એકઠી કરવામાં આવી છે. ભવિષ્યના ઇતિહાસકારોને એક જગ્યાએથી મળી જશે, જેને પરિણામે તેઓ મુશ્કેલીમાંથી બચી જશે."

આ પૈકી ભૌગોલિક હાલતની બાબતમાં કહેવું જોઈએ કે, એના વર્ણનમાં ચોકસાઈ તેમ જ પ્રમાણબદ્ધતાનો ખૂબ અભાવ છે. આખા ગુજરાતના હિસાબે સ્થળોના ઓછાવત્તા મહત્ત્વ તરફ ધ્યાન આપ્યા વગર ફાવે તેમ ફાવે તેવી માહિતી આપવામાં આવી છે. અમુક સરોવર કે હવા ખાવાનું સ્થળ નક્કી કયાં આવેલું છે તે ભૌગોલિક વર્ણનમાં તો બતાવવું જ જોઈએ, પણ અહીં તેમ કરાયું નથી. સાબરમતીને કિનારે આવેલા એક ઓરાન નામના ગામને અઢી પાનાં આપવામાં આવ્યાં છે અને એનું વર્ણન આવી રીતે કરેલું છે: "એ એક વિશાળ જગ્યા છે. . . . નદી પર મુસલમાનો ગામના રક્ષણ માટે વસ્યા (શા ઉપરથી?) . . . બહુધા પુરાણું મન્દિર બૌદ્ધના વખતનું પણ હાલ જૈનોનું છે. . . . પ્રાથમિક શિક્ષણનું પ્રમાણ ૭૦ ટકા જેટલું છે. . . ." આ માહિતી આજે પણ માણસને ગૂંચવાડામાં નાખે તો સો વરસ પછી શું કરશે તે કોણ જાણે!

ખેડા જિલ્લાના વર્ણનમાં તેની "૩ ટકા એટલે કે ૩૭૦૦૦ ચોરસ માઈલ જમીનમાં નહેરનો લાભ મળે છે." અને ભરૂચ જિલ્લામાં આવેલા જાણીતા કબીરવડની "જડે ૨૦૦૦ ચો. મા. જમીન ઘેરી

લીધી છે." એવી માહિતી આપીને "તેની નીચે સાત હજાર આદમી આરામ લઈ શકે છે," એમ લેખક જણાવે છે. ૩૭ કંમીરવડ હોત તો આખા ગુજરાતને વ્યાપી દેત એવો એનો અર્થ થયો. આવી અચોકસાઈ ભૌગોલિક વર્ણનને સાવ દૂષિત અને વિશ્વાસ મૂકવા માટે અપાત્ર બનાવી મૂકે છે. વિશેષતઃ સો વરસ પછીના હિન્દીઓને મુશ્કેલીમાંથી બચાવવાને બદલે તેમને તે હેરાન પરેશાન કરી મૂકશે.

બીજી વિશેષતા ગુજરાતી ભાષા વિષેના લખાણની. ગુજરાતી ભાષા અને સાહિત્ય અંગેનું લખાણ બહુ જ અવ્યવસ્થિત અને ભૂલભરેલું છે. ભાષાની હકીકતમાં ભાષાની ચોકસાઈનો અભાવ જ છે. (અલબત્ત, આ તો આખા લખાણનું લક્ષણ છે.) દા. ત. "નરસિંહ મહેતો મરાઠી 'ચા' પ્રત્યય પોતાની છાપ સાથે આપે છે." (એટલે શું?) "બ્રિજ" અને "ઇલેક્ટ્રિસિટી" એ શબ્દો ગુજરાતીમાં રૂઢ થયેલા જણાવાયા છે. (ક્યાં?) "અસલ શબ્દ 'કોઑપરેશન' (સહકાર) હતો. હવે તેનો શબ્દ 'નૉન કોઑપરેશન' (અસહકાર) ચાલુ થઈ ગયો અને 'સિવિલ ડિસઓબિડિયન્સ'નો ખાસ અર્થ સત્યાગ્રહ કરવામાં આવ્યો" (આમાંથી ચોક્કસ શું સમજવું?) અસહકારની ચળવળને લીધે "પહેલાં શબ્દોને મહત્ત્વ આપવામાં આવતું હતું; હવે તેમની જગ્યા વિચારોએ લીધી."

"પ્રેમાનન્દ અને શિવદાસ (વાર્તાકવિ) જેવા મહાન શાએરોએ એ જ સદીમાં પ્રગતિ કરી છે"માંનો શિવદાસ શામળભટ્ટથી જુદો છે કે શું એવો ખ્યાલ બંધાય છે. કવિ દલપતરામ આ સોસાયટીના ખાસ વ્યવસ્થાપક હતા. (સંસ્થાપક હતા એમ કહેવાનો ઉદ્દેશ છે શું?)

ગુજરાતના જે "જ્યોતિર્ધરો — કવિઓની ગુજરાતમાં સારી રીતે લોકપ્રિયતા થઈ છે" તેમાંના કેટલાકનો જન્મકાળ આપ્યો છે ત્યારે અવસાન કાળ આપ્યો નથી. (દા. ત. નરસિંહ મહેતા, નવલરામ, નારાયણ હેમચંદ્ર, અંબાલાલ સાકરલાલ, અમૃતલાલ પઢિયાર ઇ.); કેટલાકનો અવસાનકાળ આપ્યો છે ત્યારે જન્મકાળ નથી આપ્યો. (દા. ત. દયારામ, નાનાલાલ દલપતરામ ઇ.); અને કેટલાકનો બેમાંથી એકે કાળ આપ્યો નથી. (દા. ત. રણજિતરામ વાવાભાઈ). આમાં બેદરકારી અને અવ્યવસ્થિતપણું જ જણાઈ આવે છે.

"આ ઉપરાંત ચાલુ જમાનામાં નરસિંહરાવ, બળવંતરાય ઠાકોર, કલાપી, મણિશંકર (અવસાન ૧૯૨૪) અને બોટાદકર વગેરે પણ મશહૂર હતા." ઉપરના "જ્યોતિર્ધરો-કવિઓ"થી આ મશહૂર પુરુષોનાં નામ તાજા કલમ રૂપે ખાસ જુદાં પાડવાનું શું કારણ હશે તે સમજાતું નથી. વળી આ તાજા કલમમાં વિદ્યાસભાના જ એક અગ્રગણ્ય વિદ્યમાન સભ્ય ભૂતકાળમાં વિલીન થયાની જાહેરાત લેખકે કરી છે.

પુસ્તકની ગુજરાતી ભાષા પર ઉર્દૂ ઉપરાંત અંગ્રેજીની છાયા પણ દેખાય છે. તે તરજુમિયા છે એટલું જ નહિ, પણ કેટલેય સ્થળે સાવ અર્થહીન, પરસ્પરસંબંધ વગરનાં લટકતાં વાક્યોવાળી છે. ઉર્દૂ શબ્દો એટલા મોટા પ્રમાણમાં અને એવા સ્વરૂપના છે કે તે સમજવા માટે ઉર્દૂ કોષ જ વાપરવાની જરૂર પડે. શબ્દપ્રયોગો, અવ્યયો ભળતા જ અર્થમાં વાપરેલાં ઠેર ઠેર નજરે પડે છે. દાખલા તરીકે —

એમની જ તદબીરથી મહાભારતના જંગમાં કામિયાબી હાસિલ થઈ.

મુસમ્મમ ઇરાદો, હુકુમરાની, જબાવતન, ઝિયારતગાહિ, ખારેજી, વાસિતા, ફેરહિસ્ત, ઝંગી ઇન્તિઝામ, નાઝિમ ઇ. શબ્દો.

'જ'ના અર્થમાં 'પણ' અને 'છેવટે'ના અર્થમાં 'એટલે સુધી'નો અવારનવાર ઉપયોગ થયો છે.

પ્રશ્નોત્પાદક બાબત એ છે કે, . . .

અસરકારક ઉમરાવો.

ઘણી ઢીલ પછી ફરિસ્તાએ એ જ વાતને લગભગ સાચી માની છે.

નકામો ખર્ચ અને કાલ્પનિક ફતેહોને લઈને ખઝાનો ખાલી થયો. (ફતેહો કાલ્પનિક હતી તો નક્કર ખજાના પર તેની કેવી રીતે અસર થઈ હશે?)

શું બંગાળના જાદુગરો મિસરની મૂર્તિઓ પર પણ અસર કરતા હતા?

ચોરો વિષે શાંતિ.

મારા સંશોધનનો દાયરો પહોંચે ત્યાં સુધી. (દાયરાનો અસલ ઉર્દૂ અર્થ લેવાથી જ આ વાક્ય સમજાય)

સલ્તનતના દરેક ટુકડાની તપાસ કરી.

બેહદ સાંત્વન આપ્યું.

કડક શબ્દોમાં તેને સંબોધ્યો.

એ એક ટૂંકું નિરૂપણ છે.

વાસ્તવિક નજરાણાં લઈ આવ્યો. (કાલ્પનિક કેવાં હોતાં હશે?)

એનું પાયતખ્ત લૂંટવું એ એક સંપૂર્ણ બોધપાઠ ગણવામાં આવ્યો.

હૈદરી પંથના લોકો "અકુદરતી કામ" કરે છે. (અતિમાનુષના અર્થમાં?)

તે લોકોને મોતથી સજા કરતો ન હતો અને આવી રીતે દરરોજ ખૂનરેજી કરતો હતો.

આવા દાખલાઓ સંખ્યાબંધ છે.

લેખકે મુસ્લિમ આક્રમણકર્તાઓ માટે ભારે પક્ષપાત બતાવ્યો છે. ઇતિહાસલેખક માટે જોઈતી તટસ્થ વૃત્તિ તો એમનામાં દેખાતી નથી જ, પણ વિવેકની ખામી અને તર્કશક્તિ પણ દૂષિત થયેલી દેખાય છે. તેના થોડાક જ દાખલા અહીં આપીશું.

વલભીના નાશનું કારણ તપાસીએ. એને અંગેની જાત જાતની માન્યતાઓ લેખક રજૂ કરે છે. કેટલીક વિગત બબ્બેવાર આપે છે. અને અરબ લોકો તો આવું કામ ન જ કરે એવી ગાંઠ વાળીને જણાવે છે: વલભીનો નાશ વનરાજ ચાવડાએ કર્યો હશે; ધરતીકંપથી તેનો નાશ થયો હશે; "તેમ છતાં બહુ જ ગંભીરપણે નજર કરતાં એક વાતનો તો નક્કી પત્તો મળી જાય છે કે, વલભીપુરનો અંત આસપાસના ધાર્મિક ટંટાથી આવ્યો" હશે; રાષ્ટ્રકૂટ રાજાઓ ગુજરાત પર થઈ ઉત્તરમાં અલાહાબાદ સુધી ગયા. તેઓ વલભી જેવા રાજ્યને (જે તેમના માર્ગની બાજુમાં હતું) ન જ છોડે, એટલે તેમણે નાશ કર્યો હશે. "પરંતુ તમામ આધાર અને પુરાવા ઉપર દૃષ્ટિ નાખતાં હું એ અભિપ્રાય ઉપર આવું છું કે રાષ્ટ્રકૂટોએ વલભીને પાયમાલ કર્યું." અને તેમના લશ્કરમાં અરબ સિપાઈઓ રહેતા તેથી અરબોનું નામ નાહકનું વગોવાયું હશે, એમ લેખક જણાવે છે. રાષ્ટ્રકૂટો બાજુમાં આવેલા વલભીને છોડીને ઉત્તરમાં ન જાય પણ અરબો સિંધમાંથી માળવા પર ચડાઈ કરે ત્યારે વિરમગામ થઈને પસાર થયા હોય તોય તેઓ વલભી ભણી શા માટે જાય એવો પ્રશ્ન લેખક પૂછે છે, ત્યારે એ તર્ક વિષે દયા આવે છે.

અને જે અરસામાં વલભીનો નાશ થયો એમ મનાય છે, તે વખતે ઉમર બિન જમાલનો એક હુમલો ગુજરાત પર થયો હતો પણ તેને પાછો કાઢવામાં આવતાં હિશામ નવી તૈયારી કર્યા બાદ આવ્યો હતો ખરો, પણ વલભીપુરને એ હુમલાથી કંઈ નુકસાન પહોંચ્યું નહિ. પરંતુ કંઈ નુકસાન થયું તે રાષ્ટ્રકૂટને થયું. એવી હકીકત આપીને લેખક છેવટે કહે છે, "મારું પોતાનું માનવું છે કે, આ હુમલો ફક્ત ચેતવણી રૂપે હતો." ચેતવણી રાષ્ટ્રકૂટને કે વલભીને પણ?

આ વલભીપુર વિષેનું લેખકનું 'હાલનું દૃષ્ટિબિંદુ', જેને તે પોતાની કિતાબની એક વિશેષતા તરીકે ગણાવે છે.

મંદિરોના પથ્થરોની બાંધેલી મસજિદ નજરે જોઈને પણ લેખક કેટલી હદ સુધી દલીલ કરે છે તે જુઓ: "તો એમ કહી શકાય કે, વેરાન મંદિરોના પથ્થરો પૂજારીઓ પાસેથી ખરીદી તેનો ઉપયોગ કરવામાં આવ્યો હોય." અને આની નીચે એક પાદટીપમાં કહે છે, "કારણ કે બ્રાહ્મણોની ચડતી પછી બૌદ્ધ મંદિરોનો નાશ થયો હતો." આ પરથી આપણે શું એમ સમજવું કે, મુસલમાનોએ હિન્દમાં મંદિરો તોડ્યાં નથી કે મૂર્તિઓ ભાંગી નથી; પણ હિન્દુ, બૌદ્ધ અને જૈન વગેરેએ જ એકબીજાનાં દેવસ્થાનોનો નાશ કર્યો અને તેના પથ્થરો મુસલમાનોને મસ્જિદો બાંધવા વેચાતા આપ્યા, અને ઇતિહાસ મુસલમાનોને માથે આવું ખોટું આળ નાહક ઓઢાડે છે?

અલાઉદ્દીનની ખાસિયતો ગણાવતાં લેખક લખે છે: "સુલતાન અલાઉદ્દીન તેના જમાનામાં અદ્વિતીય હતો. વિદ્વાનોની ઘણી કદર કરતો હતો. તેના સમયમાં મહાન વિદ્વાનો થઈ ગયા. કુરાન, હદીસ, ફિલસૂફી વગેરે જ્ઞાન-પારંગત લોકોથી તેનો દરબાર ચિકાર રહેતો હતો. હિન્દુસ્તાનમાં જે કંઈ કામો તેણે કર્યાં છે તે યાવચ્ચંદ્ર-દિવાકરૌ કાયમ રહેશે." અલાઉદ્દીનનો દરબાર પણ વિક્રમાદિત્ય, હર્ષ કે અકબરના જેવો જ વિદ્વાનોથી

સુશોભિત હતો એમ સૂચવવાનો અહીં લેખકનો આશય છે શું? એનામાં એવી સંસ્કારિતાનું આરોપણ કરી શકાય ખરું?

અલાઉદ્દીનના વખતની સોંઘવારીનું વર્ણન કરતાં લેખક કહે છે: "તમામ ચીજોની બેહદ સોંઘવારી હતી. દરેક ચીજની કિંમત મુકરર હતી અને ખાતા તરફથી પૂર્ણ દેખરેખ રહેતી હતી. એટલે સુધી કે વાજિંત્રવાળાની ફી પણ સરકાર તરફથી નક્કી કરવામાં આવેલી હતી. તેથી आम वर्गना लोको एटला सुखचेनथी रहेता हता के तेनी मिसाल कोई बीजा बादशाहना जमानामां मळती नथी." આમ વર્ગના લોકો સુખી હતા એ શોધ માટે નદવીસાહેબને ધન્યવાદ આપીશું કે તેમના અજ્ઞાન માટે દયા ખાઈશું કે તેમના પૂર્વગ્રહ ને સાંપ્રદાયિકતા તરફ નફરત કરીશું? પ્રજા, ખાસ કરીને હિંદુઓ, જીવવા માટેના કામમાં જ એવા રોકાય કે રાજની સામે કશી પ્રવૃત્તિ કરવા માટે તેમને ફુરસદ જ ન મળે એ ઉદ્દેશથી અલાઉદ્દીને તેમને સાવ કંગાળ બનાવી મૂક્યા હતા અને પોતે ખૂબ મોટું લશ્કર રાખી શકે તે માટે ભાવ બાંધી આપ્યા હતા, એમ ઇતિહાસકારો કહે છે. तेमांथी श्री नदवीसाहेब शाथी जुदा मत पर આવ્યા તે તેમણે સ્પષ્ટ કર્યું હોત તો સારું થાત. પણ તેમનો પક્ષપાત તથા ગાંઠ અહીં છતાં થયા વિના રહેતાં નથી. અલાઉદ્દીનને અંગે જ તેઓ કહે છે: "હિંદની શહેનશાહી બાબતમાં ગેરમુસ્લિમ લોકોને (અને પ્રજાનો ઘણો મોટો ભાગ તેમનો જ હતો) કંઈ વાંધો હોય એ સંભવિત છે. પરંતુ इस्लामी दृष्टिबिंदुथी જોતાં અલાઉદ્દીનની ડહાપણભરેલી તજવીજોને ન્યાય આપવો પડે છે." આવી હડહડતી સાંપ્રદાયિક દૃષ્ટિથી લખાયેલો ઇતિહાસ સત્ય કેટલું અને કેવી રીતે સાચવી શકે?

ખિલજી વંશનો અંત આણનાર મલેક ખુશરૂ – જેનો "ખુસરૌખાન ગુજરાતી"ના વહાલસોયા નામથી ઉલ્લેખ કરતાં લેખક કદી થાકતા જ નથી – ની કારકિર્દી બાબત લેખક જે અભિપ્રાય વ્યક્ત કરે છે તે જોવા જેવો છે:

"ખુસરૌખાન ગુજરાતીએ કુતબુદ્દીન (મુબારક ખિલજી) ની ગફલતનો જે ફાયદો ઉઠાવ્યો (દગો કરીને તેનું ખૂન કરાવ્યું) તે खरेखर स्तुतिपात्र છે. પોતાની અંગત શક્તિથી પોતાની કોમ અને મુલ્ક માટે જે રીતે અક્કલ અને ડહાપણથી કામ લીધું તેને લઈ ને તેના अभिमानमां(?) કંઈ સંશય માટે સ્થાન નથી." તેમ જ "ખાતરદારી અને હૃદયની શાંતિના ખ્યાલથી ખુસરૌખાને જે ધાર્મિક સહિષ્ણુતા અને કોમી વર્તન રાખ્યું તેમાં હૃદયથી વધારે કામ લેવામાં આવ્યું." "...આ ખરાબ વર્તનને લઈ ને કોઈ ને ખુસરૌખાન પ્રત્યે હમદર્દી ન રહી. લોકો ફક્ત લોખંડ અને સોનાના દબાણથી ખામોશ હતા. તેણે જંગલી રીતે દૂધ પીતાં બચ્ચાં અને ગોદમાં બચ્ચાંવાળી માતાઓ સાથે વર્તન કર્યું. તેનાથી લોકોને તેના તરફ નફરત થઈ ગઈ."

આ બધી પરસ્પરવિરુદ્ધ વસ્તુઓના શંભુમેળા જેવા અભિપ્રાયનો અર્થ શો? આમાંથી ખુસરૌખાન ગુજરાતી વિષે શું સમજવું તે એક કોયડો બની જાય છે.

પુસ્તકમાં લેખકે હિજરી સન આપવાનો ખાસ આગ્રહ રાખ્યો છે. સામાન્યપણે તેની સાથે ઈસવી સન પણ આપ્યો છે. અને ક્યાંક એકલો હિજરી સન પણ આપ્યો છે. એકલા હિજરી સનથી સામાન્ય ગુજરાતી વાચકને કાળનો ચોક્કસ બોધ ભાગ્યે જ થતો હશે. લેખકનો આ આગ્રહ અસ્થાને છે. પણ આ બેવડા સન આપવામાં પણ ચોકસાઈનો અભાવ ઠેર ઠેર છે. દા. ત. ઈ. સ. ૨૦૯૪ (હિ. સ. ૪૮૭), ઈ. સ. ૧૦૭૪ (હિ. સ. ૫૭૦), ઈ. સ. ૬૫૭ (હિ. સ. ૧૪૦), ઇત્યાદિ. "વલભીપુરમાં શીલાદિત્ય છઠ્ઠો ઈ. સ. ૭૬૦ માં મોજૂદ હતો. ત્યાર પછી પણ શીલાદિત્ય જમાને તે જ વલભીપુરમાં ઈ. સ. ૭૫૬માં રાજ્ય કરતો આપણે જોઈએ છીએ." સાલ એ ઇતિહાસનું ઝાઝું મહત્ત્વનું અંગ નથી એ અહીં સિદ્ધ કરવું છે કે શું?

આ ઉપરાંત, પૂરતા આધાર વિના ઠેર ઠેર 'મારા મત' તરીકે લેખકે ગમે તેવાં વિધાનો કરેલાં છે એ બહુ જ આક્ષેપાર્હ વસ્તુ બની છે. તેથી તેમના દરેક ગંભીર વિધાન અંગે શંકાની વૃત્તિ જાગ્યા વિના રહેતી નથી.

ગુજરાતનો સંપૂર્ણ ઇતિહાસ લખવાની હામ ભીડનાર લેખક એના દરેક ધર્મ વિષે પણ કંઈક લખવાનો વિચાર રાખતા હતા. પરંતુ "જાણી જોઈને મેં એ

બાબત પડતી મૂકી છે, અને એ કાંટાળા સંજોગોમાંથી છટકવાની મેં કોશિશ કરી છે." અને તેમણે એમાં ન ઝંપલાવ્યું તે બદલ તેમને ધન્યવાદ જ આપવા ઘટે. નહિ તો ધાર્મિક ચર્ચાને નિમિત્તે તેઓ શો કેર વર્તાવત તે પ્રભુ જાણે.

આ પુસ્તકને ગુજરાતના સંપૂર્ણ ઇતિહાસ તરીકે રજૂ કરવાને બદલે 'ગુજરાતના ઇતિહાસ માટે મુસ્લિમ સાધનો'નું સ્વરૂપ આપ્યું હોત તો તે વધારે ઇષ્ટ અને ઉપયોગી થાત. પોતાની મર્યાદા ઓળખીને "ઇસ્લામી ઝબાનોનું કામ" વ્યવસ્થિતપણે કરીને લેખકે સંતોષ માનવો જોઈતો હતો. તેમાંય પસંદગીનો સવાલ તો રહેત જ. પણ અહીં તો જૂના ઇતિહાસકારોની સાથે પોતાનાં મંતવ્યો, પૂર્વગ્રહો અને ગમાઅણગમા લેખકે સેળભેળ કરી દીધા હોવાથી સત્યનિશ્ચય કરવો મુશ્કેલ બન્યું છે. સંશોધન કરીને સત્ય તારવવા માટે જોઈતી તટસ્થતા, ધીરજ, તથા વિવેકશક્તિ લેખકે બતાવી નથી અને પરિણામે विनायकं प्रकुर्वाणो रचयामास वानरम् જેવું પરિણામ નીપજ્યું છે.

ગુજરાતના એક સંપૂર્ણ ઇતિહાસ તરીકે આ પુસ્તકને રજૂ કરવામાં ઔચિત્યનું ખૂન થયું છે એટલું જ નહિ, પણ ગુજરાતી વાચક પર એ એક પ્રકારે અત્યાચાર જ થયો છે એમ અમને લાગે છે.

પાંડુરંગ દેશપાંડે

# ગૂજરાત વિદ્યાપીઠ

## ૧. વિનય મંદિર

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પાયાની કેળવણીની પ્રાયોગિક શાળા તરીકે પૂર્ણ કુમાર મંદિર ચલાવવામાં આવે છે. તેનો વિકાસ કરીને હવે પૂર્ણ વિનય મંદિર ચલાવવાનું નક્કી કરવામાં આવ્યું છે. વિનય મંદિરનો અભ્યાસક્રમ ચાર વરસનો રહેશે. આ વરસે તેનું પહેલું વર્ષ તા. ૧–૩–'૫૧થી શરૂ કરવામાં આવશે અને દર વરસે એક ધોરણ વધારીને તે અભ્યાસક્રમ પૂરો કરવામાં આવશે. તેમાં દાખલ થનારે કુમાર મંદિરનાં સાત વરસનો અભ્યાસક્રમ પૂરો કરેલો હોવો જોઈએ અગર તો માધ્યમિક શાળાનાં ત્રણ વરસ પૂરાં કરેલાં હોવાં જોઈએ. જેઓ છાત્રાલયમાં રહેવા ઇચ્છે તેમને માટે છાત્રાલયમાં રહેવાની સગવડ કરવામાં આવશે.

## ૨. વિનીત પરીક્ષા

પોતાની મેળે તૈયાર કરીને 'વિનીત પરીક્ષા' આપવા ઇચ્છે તેમને માટે વિનીત પરીક્ષા લેવામાં આવે છે. આ સાલ તે પરીક્ષા તા. ૭–૫–'૫૧થી લેવામાં આવશે. તે માટેનું અરજીપત્ર તા. ૧–૪–'૫૧ સુધીમાં મોકલી આપવું જોઈએ.

## ૩. મ. દે. સમાજસેવા મહાવિદ્યાલય

ઓછામાં ઓછી વિનીત પરીક્ષા પસાર થનાર અગર મૅટ્રિક થયેલ વિદ્યાર્થી શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયમાં દાખલ થઈ શકે છે. તેનો અભ્યાસક્રમ ત્રણ વરસનો છે. અને તેમાં પસાર થનારને 'સમાજવિદ્યા વિશારદ'ની પદવી આપવામાં આવે છે. તેનું નવું સત્ર તા. ૨૧–૬–'૫૧થી શરૂ થશે.

ત્રણેની અલગ અલગ માહિતી ત્રણ ત્રણ આનામાં મળી શકશે અને ભેગી માહિતી આઠ આનામાં મળી શકશે. ટપાલથી મંગાવનારે ટિકિટ મોકલવાને બદલે સલામતી માટે મ. ઑ. થી પૈસા મોકલવા ઇષ્ટ છે.

## ૪. હિન્દી સનદ પરીક્ષાના વર્ગો

મુંબઈ સરકાર તરફથી રાષ્ટ્રભાષા હિંદીના શિક્ષકોની તાલીમ માટે 'હિન્દી સનદ પરીક્ષા' લેવામાં આવે છે. તે માટેના વર્ગો તા. ૧૭–૩–'૫૧થી ગૂજરાત વિદ્યાપીઠમાં શરૂ કરવામાં આવશે. તેમાં જોડાવા ઇચ્છનારે પ્રાથમિક શાળાની પરીક્ષા (વ. ફા.) અગર વિનીત યા મૅટ્રિક પરીક્ષા (ગુજરાતી સાથે) પસાર કરેલી હોવી જોઈએ. અને તે ઉપરાંત હિન્દુસ્તાની ચૌથી અગર કાબિલ અગર હિન્દી કોવિદ પરીક્ષા પસાર કરેલી હોવી જોઈએ. દાખલ થવા ઇચ્છનારે અરજી ફીના રૂા. ૫) સાથે તા. ૧૦–૩–'૫૧ સુધીમાં અરજી (મૂળ પ્રમાણપત્રો સાથે) મોકલી આપવી. અરજી મંજૂર થયેથી શિક્ષણ ફીના રૂા. ૧૫) લેવામાં આવશે.

ગૂ૦ વિદ્યાપીઠ,
અમદાવાદ

મગનભાઈ પ્ર૦ દેસાઈ
મહામાત્ર

# વનસ્પતિશાસ્ત્રની પરિભાષા

[ ઑક્ટોબર, ૧૯૫૦ના અંકથી ચાલુ ]

Gamogenesis लिङ्गी नवसर्जन, नरमादी नवसर्जन; Sexual reproduction અને Gamogenesis એક જ ગણાય છે.

Gamo — ( phyllous, sepalous, petalous ઇ૦) युक्तपत्री વિ૦; જેની પાંદડી કે પાંખડીઓ એકબીજાથી પૂરેપૂરી અલગ પડી ન હોય તેવું. જેની પાંદડીઓ કે પાંખડીઓ છૂટી પડી હોય તેને poly — विभक्तपत्री અગર मुक्तपत्री કહેવાય. ફૂલનાં ફૂલમણિ, વજ્ર કે વજ્રમણિનું વર્ણન કરવામાં આ પૂર્વંગો વપરાય છે. જેમ કે Gamosepalous युक्तपत्री वज्र, polypetalous मुक्तपत्रो फूलमणि વિ૦.

Geitogamy सवृक्षी फलन એક જ વૃક્ષ ઉપરનાં જુદાં જુદાં ફૂલોમાંથી થતી ફળવાની ક્રિયા.

Geminate जोडफूटी વિ૦; થડ ઉપરની એક જ ગાંઠમાંથી જોડકામાં ફૂટતી ડાળી, પાન ઇ૦

Geoblast भूमिकाण्ड; જે આદિકાંડ ( plumule )ને વળગેલી દાળ કે બીજપત્ર જમીનમાં હોય તેવું, આદિકાંડ તે भूमिकाण्ड કહેવાય.

Geotropism भूमिवर्तन; (Geotropic भूमिवर्ती વિ૦)

Germination ફણગાવાની ક્રિયા.

Germtube फणगा-नाळ

Gemmule (૧) आडवृद्धि (૨) कुंडी

Gibbous गोबायेलुं; ગોબા પડયા હોય એવું

Glabrous सुंवाळुं; વાળ વગરનું સુંવાળું

Gland ग्रंथि; ( node માટે ગાંઠ શબ્દ વાપરેલો છે. )

Glaucescent / Glaucous } समुद्ररंगी વિ૦.

Glochidium वक्रकेश; ( Glochidiate वक्रकेशी )

Graft कलम

Ground tissue पायो; પાયાનું કોષમંડળ ( Tissue = કોષમંડળ )

Gymnosperm अनावृत्तबीजा वनस्पति, नग्नबीजा वनस्पति

Gymnocarpous अनावृत्तफला વિ૦ अनावृत्तफलधारी; नग्नफलधारी વિ૦

Gynaecium नारीवास

Gynandrous युक्तवासी વિ૦

Gynostemium युक्तवास

Haustorium परजीवी मूळ; પરજીવી વનસ્પતિને ખોરાક બનાવવાનો હોતો નથી. તેથી તેમનાં મૂળ ધરતીમાંથી રસ ચૂસી તેમાંથી પોતાનો ખોરાક બનાવતાં નથી પણ મોગ ( Host ) માંથી સીધેસીધો ખોરાક જ ચૂસી લે છે. પરજીવી વનસ્પતિનાં આવાં મૂળ Haustorium કહેવાય છે.

Heliotropism प्रकाशवर्तित्व; પ્રકાશ તરફ ગતિ કરવાની ક્રિયા.

Helophytes क्षारज वनस्पति; જે વનસ્પતિ ખારા પાણીમાં અગર તો ખારી જગાએ ઊગતી હોય અને જેને ખાર કે ખારું પાણી માફક આવતું હોય તેવી વનસ્પતિ.

Herb छोडवो

Herbaceous छोडवानुं, છોડવાના વર્ગનું, છોડવાને હોય એવું.

Herbaceous ( stem ) निष्काष्ठी; જેમાં લાકડું બંધાયું હોય નહિ એવું. કેટલાક છોડવાના થડમાં લાકડું બંધાતું જ નથી. કોઈક વાર તેમાં પોચો ગર હોય છે અગર લાંબા તાંતણા હોય છે. કોઈક વાર થડ પોલું જ હોય છે. આમ જેમાં નક્કર લાકડું બંધાતું ન હોય એવું થડ निष्काष्ठी કહેવાય.

Hermephrodite उभयलिङ्गी; નર અને નારી એ બંને અંગ હોય એવું.

Heterogamy विषमयोग

Heterostyly विषम केसरत्व કેસરની વિષમતા હોવી તે. કેટલાક છોડમાં પુંકેસર અને સ્ત્રીકેસરનાં ફૂલોમાં વિષમતા જોવા મળે છે. બધાં જ નર ફૂલ કે નારી ફૂલ એકસરખાં જ હોતાં નથી. એક ફૂલમાં સ્ત્રીકેસર નાનાં હોય છે તો બીજાં ફૂલમાં તે મોટાં હોય. પુંકેસરમાં પણ તેવું જ હોય છે. ફૂલને ફળવા આવું विषमकेसरत्व ઉપયોગી નીવડે છે.

Heterotrophic परावलम्बी ( जीवाणु ) જીવાણુના આ વિભાગમાં परजीवी ( parasite ) અને शवजीवी ( saprophyte )નો સમાવેશ થાય છે.

Hilum नाभि ( cf. :— funical )

Histology कोषमंडळनुं विज्ञान

Homosporous સમસ્પોરી; એક જ પ્રકારનાં બે સ્પોર મળી તેમાંથી ઉત્પન્ન થનારું અગર તેને લગતું.

Host યોગ

Hydrophyte જલજ વનસ્પતિ; પાણીમાં ઊગતી હોય અગર તો જે બહુ જ પાણી સહી શકે તેવી વનસ્પતિ.

Hypocotyl અધરાક્ષ; બીજમાં રહેલા આદિમૂળની નીચેનો ભાગ. આ ભાગ બીજપત્ર અને આદિમૂળ વચ્ચે હોય છે. ( Epicotyl ઊર્ધ્વાક્ષ )

Hypocretariform રકાબી ઘાટનાં

Hypogynous અધઃસ્થિતિ ( cf. :— epigynous )

**બંસીલાલ ગાંધી**

# ચોખાની મિલો

[ જાન્યુ. ૧૯૫૧ના અંકથી પૂરું ]

ભારતમાં જેટલી ડાંગર પાકે છે, તેનો આશરે ત્રણ ચતુર્થાંશ ભાગ હાથે છડી લેવામાં આવે છે, એવું ૧૯૪૧ ના સરકારી રિપોર્ટમાં જણાવ્યું છે. તેમાં પ્રાંતવાર જુદા આંકડા આપ્યા છે તે જાણવા જેવા છે.

| પ્રાંત | હાથ-છડ ચોખા ખાનારના ટકા |
|---|---|
| આસામ | ૮૫ |
| બંગાળ | ૭૫ |
| બિહાર | ૯૦ |
| હૈદરાબાદ | ૭૦ |
| ઉત્કલ | ૮૦ |
| ત્રાવણકોર | ૪૫ |
| ઉત્તર પ્રદેશ | ૮૫ |
| બ્રહ્મદેશ | ૨૦ |
| મદ્રાસ | ૩૦ |

ડાંગર હાથથી છડાવતાં ખર્ચ વધુ આવે છે એવી દલીલ કરવામાં આવે છે. પણ તે ઉપરચોટિયાપણે કહેલી વાત છે. મદ્રાસના જુદા જુદા ભાગોમાં હાથ-છડ તથા મિલ-છડ ચોખા પાછળ શી મજૂરી આપવી પડે છે તેની સરેરાશ આ પ્રમાણે છે:

મિલ-છડ ૧૦૦ રતલની મજૂરી ૦—૨—૬

હાથ-છડ „ „ ૦—૫—૬

અર્થાત્ હાથ-છડથી બમણું ખર્ચ આવ્યું. પરંતુ મિલ-છડથી દર સો રતલ ડાંગરમાંથી ચોખા ૬૬૩/૪ રતલ મળે છે. ત્યારે હાથ-છડથી દર સો રતલે ૭૫ રતલ ચોખા મળે છે. અર્થાત્ દર સો રતલે ૮ રતલ ચોખા વધુ મળે છે. ૧૯૪૦ ની કિંમતના હિસાબથી ૮ રતલ ચોખાની કિંમત આઠ આના થાય. અર્થાત્ હાથે ડાંગર ખંડાવતાં બમણી મજૂરી આપવી પડે તોપણ ચોખાના રૂપમાં સાડા પાંચ આના જેટલી બચત પાછી મળે છે.

વળી વિચાર કરીએ તો જણાશે કે, દેશમાં પાકતી બધી ડાંગર મિલથી છડાવવી હોય તો આશરે ૩૭૧/૨ કરોડ રૂપિયાની મૂડી એ મિલો ખરીદવામાં રોકવી પડે. તેમાંથી અર્ધા ઉપરાંત પૈસા પરદેશ ચાલ્યા જવાના. ઉપરાંત, દર વર્ષે ફ્યૂઅલઑઈલ, ઊંજણ, સ્પેર પાર્ટ્સ, વગેરે ખરીદતા રહેવું પડે તે જુદું. એથી ઊલટું, માનો કે, દેશની બધી ડાંગર અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘે તાજેતરમાં શોધેલી લાકડાની ઘંટીથી ભરડવાનું નક્કી કરીએ, તો બહુ ઓછી મૂડીની જરૂર પડે. એક લાકડાની ઘંટી દિવસમાં ૨ મણ ડાંગર ભરડી આપે. એક વર્ષમાં ૨ × ૩૦ × ૧૨=૭૨૦ મણ અર્થાત્ ૨૫ ટન ડાંગર એક ઘંટી ભરડે. દેશમાં ૩ કરોડ, ૭૫ લાખ ટન ડાંગર પાકે છે તે માટે એવી કુલ ૧૫ લાખ ઘંટીઓ જોઈએ. એક ઘંટીની કિંમત ૧૦ રૂપિયા ગણતાં બહુમાં બહુ દોઢ કરોડ રૂપિયાની મૂડી આખા દેશ માટે જોઈએ! ઉપરાંત દેશમાં અત્યારે પણ હાથે ડાંગર છડવા માટેનો સરંજામ ઘણી જગાએ ચાલુ હાલતમાં મોજૂદ છે. એ બાદ કરતાં દેશમાં નવી દશેક લાખ ઘંટીઓ બહુ થઈ જાય. એ દશ લાખ ઘંટીઓ માત્ર લાકડાની બનતી હોવાથી ગામડાના સુતારો પણ તૈયાર કરી શકે. એ રીતે આશરે પચાસ હજાર સુતારોને કામ મળે, અને એક પૈસો પણ દેશ બહાર ન જાય.

આમ, યંત્રો વડે છડીને પૉલિશ કરેલા સફેદ ચોખા ખાવાથી, આરોગ્યને નુકસાન પહોંચે છે; તથા દેશમાં અનાજની ખોટ દર વર્ષ રહે છે તેમાં નાહક ઉમેરો થાય છે. તેને બદલે હાથે છડેલા ચોખા ખાવાનું શરૂ કરવામાં આવે તો ગરીબમાં ગરીબ માણસને અનાજમાંથી મળતા જીવનતત્ત્વમાં ઠીક વધારો થાય, તથા દેશમાં પડતી અનાજની ખોટ પૂરી કરવા ઓછું અનાજ પરદેશથી મંગાવવું પડે.

( 'સર્વોદય' જાન્યુઆરી, '૫૧ પરથી )

# નિર્વાસિતોનો પ્રશ્ન અને સંપત્તિવેરો

હિંદના ભાગલા પડ્યા પછી લગભગ ૯૨ લાખ નિર્વાસિતો હિંદમાં આવ્યા. હિંદમાંથી પાકિસ્તાનમાં લગભગ ૬૭ લાખ મુસ્લિમો ગયા. આમ એકંદરે ૨૫ લાખ લોકોનો હિંદમાં ઉમેરો થયો. આ બધા લોકોની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડવાની તેમ જ તેમનો હિંદમાં પુનર્વસવાટ કરાવવાની જવાબદારી હિંદ સરકાર ઉપર આવી પડી છે. આમાં વિલંબ કરવામાં આવે તો નિર્વાસિતોની દુર્દશા થાય અને પરિણામે રાજકીય શાંતિ પણ જોખમાય. ગમે તેમ પણ ભાગલા પડવાને લીધે જે લોકોને સહન કરવું પડ્યું છે તેમના તરફ હિંદ સરકારની નૈતિક જવાબદારી છે. પણ નિર્વાસિતોને કામચલાઉ મદદ આપવા માટે તેમ જ તેમના પુનર્વસવાટના પ્રશ્નનો ઉકેલ લાવવા માટે પૈસાની જરૂર ઊભી થાય છે. આ પૈસા મેળવવા કેવી રીતે? કૉન્ગ્રેસના પ્રમુખ શ્રી ટંડનબાબુએ એવી સૂચના કરી છે કે, સંપત્તિવેરા મારફતે આ જરૂરી પૈસા એકઠા કરવા જોઈએ.

સંપત્તિવેરાએ આ પ્રશ્નનો ઉકેલ લાવવા પ્રયત્ન કરવો તે બરાબર છે કે કેમ, એ પ્રશ્નની ચર્ચા પ્રો૦ દેસાઈએ તેમની પુસ્તિકામાં * કરી છે લેખક આ પ્રશ્નને બધી બાજુએથી તપાસીને અંતે એ નિર્ણય ઉપર આવે છે કે, સંપત્તિવેરો આ બાબત માટે ઇષ્ટ નથી. આનાં કારણો તે નીચે પ્રમાણે આપે છે:

૧. સંપત્તિવેરો એક જ વખત ઉઘરાવી શકાય, જ્યારે નિર્વાસિતોના પ્રશ્નનો ઉકેલ લાવતાં તો કેટલાંક વર્ષો જાય. એટલે કદાચ શરૂઆતનાં વર્ષો માટે જોઈતા પૈસા સંપત્તિવેરાથી મળી રહે, તોપણ આગળ ઉપરના ખર્ચ માટે પૈસા મેળવવાનો પ્રશ્ન કાયમ રહે છે. વારંવાર સંપત્તિવેરો ન ઉઘરાવી શકાય.

૨. સંપત્તિવેરાથી જે પૈસા મળે તે ઘણા ઓછા હોવાનો સંભવ છે. નિર્વાસિતો માટે જોઈતા પૈસાનો ભાગ્યે ૨૫ ટકા ભાગ આ રીતથી મળે તેમ છે.

૩. સંપત્તિવેરો ઉઘરાવતાં પહેલાં દરેક વ્યક્તિની સંપત્તિની આકારણી કરવી પડે; કેટલીક મિલકતોની કિંમત નક્કી કરવી તે ઘણું કપરું કામ છે. વળી, ચીજવસ્તુના ભાવ જ્યારે સ્થિર ન હોય પણ બદલાતા જતા હોય, ત્યારે સંપત્તિની કિંમતની ન્યાયી આકારણી કરવી મુશ્કેલ બને છે. વધારેમાં, આ કામને માટે લાયક એવા તાલીમ લીધેલા અનુભવી માણસો આપણી પાસે નથી; સંપત્તિવેરો ઉઘરાવવાનું શક્ય બનાવવા માટે જોઈતું જરૂરી તંત્ર આપણી પાસે નથી. તુરતમાં આ બધું કરવું શક્ય નથી.

૪. સંપત્તિવેરો આપવા માટે લોકો પાસે પૈસા જોઈએ. આ પૈસા સંપત્તિ વેચવાથી જ મેળવી શકાય. એટલે લોકો સરકારી તેમ જ ઉદ્યોગની ખાનગી જામીનગીરીઓ વેચવા પ્રયત્ન કરશે. આ જામીનગીરીઓ ખરીદનાર એટલા પ્રમાણમાં મળી આવવાનો સંભવ નથી; પરિણામે આ જામીનગીરીઓના ભાવ ઘટશે અને વ્યાજનો દર વધશે. આની વેપાર-ઉદ્યોગો ઉપર બૂરી અસર થાય. વળી, બૅન્કો પાસેથી નાણાં મેળવી સંપત્તિવેરાનો કેટલોક ભાગ આપવામાં આવે તો ઉદ્યોગો માટે નાણાંની તાણ પડે, શૅરબજારમાં પણ શૅરોના ભાવ ઘટે, અને પરિણામે શૅરોની જામીનગીરી ઉપર બૅન્કો પહેલાં કરતાં ઓછા નાણાં ધીરે. આમ નાણાં સંકોચાય અને રાષ્ટ્રીય આવક ઘટતાં બેકારી વધે. રાષ્ટ્રીય આવક ઘટતાં સરકારને બીજા કર — જેમ કે, આવકવેરો — મારફતે મળતાં નાણાં ઓછાં થાય. સંપત્તિવેરાથી આમ ધાર્યા કરતાં ઊલટું જ પરિણામ આવે.

૫. જો લોકો સંપત્તિવેરો મિલકત વેચીને નહિ પણ બૅન્કો પાસેથી નાણાં ઉધાર લઈને આપે, તો નાણાંની છત વધે અને પરિણામે ફુગાવો થાય. વળી જો ચીજ-વસ્તુના ભાવ વધતા જતા હોય, તો સંપત્તિવેરો તરત ઉઘરાવવો મુશ્કેલ બને. લોકો સંપત્તિવેરો આપવામાં ઢીલ કરે, કારણ કે જેમ ભાવ વધતા જાય તેમ તેમને સરકારને આપવાનાં નાણાંની સાચી કિંમત ઘટતી જાય.

સંપત્તિવેરાથી આમ આ પ્રશ્નનો ઉકેલ લાવી શકાય નહિ. લેખક સૂચવે છે કે, નિર્વાસિતોને માટે જોઈતા પૈસા બીજી રીતે મેળવવા જોઈએ. મૃત્યુ-વેરો તેમ જ

*Capital levy for refugee rehabilitation; By A. R. Desai; Charutar Prakashana.

વારસાવેરો નાખીને, આવક તેમ જ વિશેષ વેરાનો દર વધારીને, લોકો પાસેથી ઉછીનાં નાણાં લઈને અને આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ પાસેથી મદદની માગણી કરીને નિર્વાસિતોના પ્રશ્નના ઉકેલ માટે જોઈતા પૈસા મેળવવા જોઈએ, એમ લેખકનું માનવું છે.

અહીં એક વસ્તુની ચોખવટ કરવી આવશ્યક છે. સરકારને કદી નાણાંની તંગી પડી શકે નહિ. લડાઈ દરમિયાન સરકારે કેવી રીતે નાણાં ઉત્પન્ન કર્યાં હતાં તે હવે સર્વ કોઈ જાણે છે. નોટો છાપીને કે બૅન્કનાણું વધારીને સરકાર પોતાને જરૂરી પૈસા હંમેશાં મેળવી શકે અને નિર્વાસિતોને મદદ કરી શકે. પણ આમ કરવા જતા નાણાં-છત ખૂબ વધી જાય; બીજી બાજુ જો ચીજ-વસ્તુનું ઉત્પાદન એટલી જ ઝડપથી ન વધે તો ભાવતાલ વધે અને ફુગાવો થાય. નિર્વાસિતો પાછળ ખરચવાના પૈસાથી તુરતમાં ઉત્પાદન વધવાનો સંભવ નથી; એટલે ફુગાવો અચૂક થાય. આ ફુગાવો અટકાવવો હોય તો લોકોએ વધેલી નાણાં-છત ન ખર્ચતાં બચાવવી જોઈએ. જો લોકો પોતાની બચત વધારે તો ફુગાવો ન થાય. નિર્વાસિતો પોતાને મળેલાં નાણાં બચાવી ન શકે; માટે જેટલાં નાણાં નિર્વાસિતો ખરચે તેટલાં નાણાં બીજા લોકોએ બચાવવાં જોઈએ. ગરીબ દેશમાં લોકો રાજીખુશીથી બચત ન વધારી શકે, તો સરકારે લોકો પાસે ફરજિયાત બચત કરાવવી પડે. હવે પ્રશ્ન એ છે કે, સંપત્તિવેરાથી આ ફરજિયાત બચત કરાવી શકાય કે કેમ. સંપત્તિવેરાથી લોકોની પાસે ફરજિયાત બચત કરાવવી શક્ય બનતી નથી. કારણ, ચાલુ ચીજવસ્તુ ઉપરનો પોતાનો ખર્ચ ઘટાડીને લોકો સંપત્તિવેરો નહિ આપે; સંપત્તિવેરા માટે આપવાના પૈસા લોકો પોતાની સંપત્તિ વેચીને અથવા તો બૅન્કો પાસેથી ઉછીના લઈને આપશે. ફુગાવો અટકાવવો હોય તો ચાલુ ખર્ચ ઘટાડવો જોઈએ; સંપત્તિવેરાથી આ ખર્ચ ઘટતો નથી. એટલે જે કામને માટે સંપત્તિવેરાનો ઉપયોગ કરવો છે તે કામ તેનાથી થઈ શકતું નથી. ઇટાલી અને હન્ગેરીમાં ગઈ લડાઈ થઈ તે પહેલાં લડાઈની તૈયારી માટેનો ખર્ચ કરવા માટેના જરૂરી પૈસા સંપત્તિવેરા મારફતે ઉઘરાવવાનો પ્રયત્ન થયો હતો. પૈસા ઉઘરાવવાનો પ્રયત્ન સફળ થયો હતો, પણ ફુગાવાની અસર સંપત્તિવેરાથી દૂર નહોતી થઈ. ફુગાવો અટકાવવા માટે ચાલુ આવક તેમ જ ખર્ચ ઉપરના વેરાઓ તથા તેમના દર વધારવા જોઈએ. અને આ શક્ય ન હોય તો ચીજ-વસ્તુના ભાવ, ઉત્પાદન, વહેંચણી વગેરે ઉપર સરકારે અંકુશો મૂકવા જોઈએ.

સંપત્તિવેરો બીજા કેટલાક દેશોમાં નાખવામાં આવ્યો હતો, પણ પૂર્ણ સફળતા ભાગ્યે જ તે બાબતમાં મળી છે. ૧૯૧૪–૧૮ ની લડાઈ પછી સરકારી દેવું ઓછું કરવા માટે ઝેકોસ્લોવેકિયા, ઑસ્ટ્રિયા, હન્ગેરી અને જર્મનીમાં સંપત્તિવેરો નાખવામાં આવ્યો હતો. પણ ઝેકોસ્લોવેકિયાને બાદ કરતાં બીજા દેશોમાં તેને ઉઘરાવવામાં નિષ્ફળતા મળી હતી; રાષ્ટ્રીય દેવું ઘટાડી શકાયું ન હતું અને ઊલટું ફુગાવાનું જોર વધ્યું હતું. ઝેકોસ્લોવેકિયામાં સંપત્તિવેરો ઉઘરાવવા માટેનાં જરૂરી તંત્ર અને વ્યવસ્થા પ્રથમથી જ હતાં અને ત્યાં સરકારે ખૂબ દૃઢતાથી કામ લીધું હતું, એટલે સંપત્તિવેરો ઉઘરાવવાનું શક્ય બન્યું હતું. ગઈ લડાઈની શરૂઆત થઈ તે પહેલાં લડાઈની તૈયારી કરવા માટેના ખર્ચના પૈસા સંપત્તિવેરાની મારફતે મેળવવાનો પ્રયત્ન ઇટાલી અને હન્ગેરીમાં કરવામાં આવ્યો. આ પ્રયત્ન સફળ થયો તેનું કારણ એ હતું કે, સંપત્તિવેરો ખૂબ નાના પાયા ઉપર ઉઘરાવવાનો હતો. વળી, આ બન્ને દેશોની સરકારો ખૂબ દૃઢતાથી કામ લઈ શકે તેવી હતી. પણ આ દેશોમાંયે ફુગાવાની અસર સંપત્તિવેરાથી દૂર થઈ શકી ન હતી અને ત્યાંની સરકારોને જુદા જુદા અંકુશો મૂકવા પડ્યા હતા. આમ, સંપત્તિવેરાનો ઇતિહાસ બહુ ઉત્સાહદાયક નથી; સંપત્તિવેરો વ્યવહારુ છે કે કેમ તે પ્રશ્નનો ઉકેલ તેનો ઇતિહાસ આપણને આપી શકતો નથી.

હિંદમાં સંપત્તિવેરો નહિ નાખવામાં આવે એવી ખાતરી સદ્ભાગ્યે પંડિત નેહરુએ આપી દીધી છે. વળી કોલમ્બો યોજના બહાર પડ્યા પછી નિર્વાસિતોના પ્રશ્નને જુદો વિચારવાનો રહેતો નથી. કોલમ્બો યોજનાની સાથે આ પ્રશ્નને સાંકળી લેવો જોઈએ. રૂ. ૧૮૦૦ કરોડની આ યોજના છે; રૂ. ૧૦૦૦ કરોડ હિંદમાંથી મેળવાશે અને બાકીના બીજા દેશોમાંથી મળશે તેવી આશા છે. હિંદમાંથી રૂ. ૧૦૦૦ કરોડ જુદા જુદા કરવેરાઓ, લોન, સરકારી ઉદ્યોગોમાં નફો, સરકારી ખાતાંઓમાં કરકસર, વગેરે દ્વારા મેળવવામાં આવશે. આવી કોઈ દેશની આર્થિક

સ્થિતિ સુધારવાની યોજનાથી જ નિર્વાસિતોના પ્રશ્નનો સંતોષકારક ઉકેલ લાવી શકાશે.

શ્રી દેસાઈએ સંપત્તિવેરો નિર્વાસિતોના પ્રશ્નના ઉકેલ માટે ઇષ્ટ છે કે કેમ તે પ્રશ્નની શાસ્ત્રીય છણાવટ કરીને ઉપયોગી કામ કર્યું છે. રાજકારણમાં પડેલા લોકો સામાન્ય રીતે બહુ અભ્યાસી હોતા નથી. એટલે તેમનાથી લોકો ઊંધે રસ્તે ન દોરવાય તે જોવાનું કામ તદ્વિદોનું થઈ પડે છે.

**વિનાયક વિજયશંકર ભટ્ટ**

# દિલ્હીમાં ગાંધીજી

[ સપ્ટેંબર, ૧૯૪૭ સુધીની ડાયરી આ અગાઉ પૂરી થઈ છે. આ અંકથી ઑક્ટોબરની શરૂ થાય છે. ]

**તા. ૧-૧૦-૧૯૪૭**
**નવી દિલ્હી**

૩ા વાગ્યે રોજ પ્રમાણે પ્રાર્થના. પ્રાર્થના પછી બાપુજીએ ઘણી ટપાલ પોતે જ લખી. ગરમ પાણી અને મધ તથા રસ રોજ પ્રમાણે લીધાં.

પાા વાગ્યે બાપુજી ફરવા નીકળ્યા. ફરીને માલિસ સ્નાનાદિ ચાલ્યું. ૮ા વાગ્યે બાપુજી નિત્યક્રમમાંથી પરવાર્યા અને નાહીને બહાર આવ્યા. તડકે બેઠા. ભોજન કરતાં કરતાં હૉરેસ ઍલેકઝાન્ડર સાથે વાતો કરી.

ખલિક ઉઝ્ઝાન સાહેબ આવ્યા હતા. એની સાથે એક કલાક અને વીસ મિનિટ વાતો કરી......

૯ા બાપુજી સૂતા સૂતા સ્વપ્નામાં કંઈક બોલતા હતા. જરા વાર ઊભી રહીને જોયું તો બાપુજી ઊંઘમાં જ હતા. ૧૦ા વાગ્યે બાપુજી ઊઠ્યા. ઊઠીને ગરમ પાણી પીધું. અનાજની તંગી ઉપર વાત કહી, "અનાજનો એક કણ પણ બહારથી ન આવવો જોઈએ." પછી લક્ષ્મીદાસભાઈ અને નરહરિભાઈ આવ્યા. ૧૨ા થી ૧ માટી લીધી. સર પુરુષોત્તમદાસભાઈ ઠાકોરદાસ આવ્યા. સુહરાવર્દી સાહેબ પણ આવ્યા. બાપુજીને પૂછ્યું, "તમે કૉન્ફરન્સ માટે તૈયાર છો ખરા?" બાપુજી કહે, "જો ઝીણાસાહેબ હૃદયથી ખરેખર કંઈક કરવા તૈયાર હોય તો; નહિતર તો હું શું કરું?"

આજે શીખ અને હિંદુઓની એક જાહેર સભા ગોઠવી છે. અમે ત્યાં ગયાં. રસ્તામાં આવતી કાલે ૨ જી ઑક્ટોબર હોવાથી મેં પૂછ્યું કે, "આપ ઉપવાસ કરશો?" બાપુજી કહે, "જન્મદિનને દિવસે ખાવાનું શું હોય?" મેં કહ્યું, "પણ જેલમાં મેં આપને પૂરણ-પોળી ખવડાવી હતી ને?" બાપુજી કહે, "જાગ્યા ત્યાંથી સવાર."

આ સભામાં લગભગ ૨૦૦ જેટલા હિંદુ શીખ હતા. શરૂઆતમાં બાપુજીએ કહ્યું કે, પ્રાર્થનામાં તો હંમેશાં હું મારા દિલની વાતો સંભળાવું છું. અને મારે ૪ વાગ્યે તો વર્કિંગ કમિટીમાં પહોંચવું જોઈએ. કાંઈ દલીલ ન કરતાં મને પૂછવા હોય તે પ્રશ્ન પૂછે. દલીલ અને પ્રશ્નમાં ફેર છે.

એક ભાઈએ ઊભા થઈને વાત કરી. બાપુજીએ એમને કહ્યું કે, "તમારી વાતમાંથી એક પ્રશ્ન ઉઠાવી લઉં. તમે એમ પૂછવા માગો છો કે, 'જ્યાં સુધી મુસલમાન પાસે હથિયારો છે તે પાછાં ન આપે, ત્યાં સુધી શું હિંદુસ્તાનમાં હિંદુ મુસલમાન ભાઈ ભાઈ જેમ રહી શકશે ખરા?'

હું તો કહીશ કે પોતાની મેળે દઈ દેશે. પણ જો આપણે સાચા શુદ્ધ હૃદયના બની જઈશું, મનમાંય એ લોકો પ્રત્યે વેરભાવ નહિ રાખીએ, તો એની મેળે તેઓ આપી જ જવાના છે, એમાં મને શંકા જ નથી. પ્રેમથી જો દુશ્મનની આપણે સેવા કરીએ તો તે દુશ્મન આપણો મિત્ર જ બને છે. આ હું અનુભવની વાત કહું છું. આવી શરતોથી આપણે ભાઈ ભાઈની એકતા કેળવી જ ન શકીએ કે, જો એ લોકો હથિયાર સોંપે તો અમે તેઓને ભાઈ માનીએ. પ્રેમમાં કોઈ જાતની શરતોને અવકાશ જ નથી. હું એમ નથી કહેતો કે, અહીંના મુસલમાન સાવ નિર્દોષ રહ્યા છે અથવા છે. પણ તેથી ૪ા કરોડ મુસલમાનોને થોડા જ ગુનેગાર ઠરાવી શકાય? જે ગુનેગાર છે તેને સજા કરવાનું કામ હકૂમતનું છે, આપણું નથી. શું એક કુટુંબમાં બે ભાઈઓ હોય તેમાં એક પાગલ થઈ ગયો હોય અને ગાળો દે તો ડાહ્યો પણ ગાળો દેવા લાગશે? ડાહ્યો જો એમ પેલાને ગાળો દેશે તો લોકો તેને શું કહેશે? પણ એમ ન થતાં ડાહ્યો

મૂંગે મોઢે પાગલની ગાળો સાંભળી લઈ તેને સમજાવે છે. . . . ભાઈ ભાઈ ને મારવાથી, નિર્દોષ બાળકો અને સ્ત્રીઓને મારવાથી, હું પોકારી પોકારીને કહું છું કે, કોઈનીયે ઉન્નતિ નથી. પછી તે ગમે તે કોમ હોય. અને જો આવી અરાજકતા પેદા થશે તો તમે જોશો કે, તમારા જીવતાં જીવતાં જ ગુલામી આવી જશે. એનો સાક્ષી હું તો નથી જ બનવાનો. એનો અર્થ એ નથી કે આવી સ્થિતિ થશે ત્યારે હું ભાગીશ. પણ મારું મુડદું તમારે બાળવું પડશે. જો આમ કરીશું તો હું નમ્રતાપૂર્વક કહું છું કે, આપણે આપણા ધર્મને કચડી નાખીશું."

ઠીક ઠીક શાંતિપૂર્વક બાપુજીને આ લોકોએ સાંભળ્યા.

વળતાં મેં બાપુજીને સવારે ઊંઘમાં કશુંક બોલતા હતા તે વિષે વાત કહી. બાપુજી કહે, "હા, વાત સાચી હશે. કેમ કે હું ઊઠ્યો ત્યારે મને એમ લાગ્યું કે, હું સ્વપ્નામાં છું. અને એ સ્વપ્ન હતું કે, હું મુસલમાનોને સમજાવી રહ્યો છું. હમણાં ઊઠતાં બેસતાં, ખાતાં પીતાં આ જ વાતોનો વિચાર મગજમાં ઘોળાયા કરે છે."

૪ થી ૫ વર્કિંગ કમિટી થઈ. પાંચ વાગ્યે બાપુજીએ સાંજે શાક, સૂપ અને દૂધ લીધું. ૬ વાગ્યે પ્રાર્થના.

પ્રાર્થના પ્રવચનમાં બાપુજીએ સેવા વિષે કહ્યું. એક બહેને બાપુજીને કાગળ લખ્યો કે, તે સેવા કરવા માગે છે. બાપુજીએ કહ્યું, "હકૂમત એટલે સત્તાનું ક્ષેત્ર બહુ મર્યાદિત છે. પણ સેવાનું ક્ષેત્ર તો એટલું વિશાળ છે જેટલું પૃથ્વીનું ક્ષેત્ર છે. પણ આજે તો આપણે પંગુ બની ગયા છીએ. દિલ્હી શહેર કેટલું ગંદું છે? નિરાશ્રિતોની શિબિરોની ગંદકીનું બયાન કરવું જ મુશ્કેલ છે. પોતાનું આંગણુ, મકાન, પાયખાનું, અને મન સાફ છે? પ્રત્યેક માણસ આટલું સાફ રાખશે તો એક બહુ બુલંદ કામ થયું ગણાશે. નામના મેળવવા માટે તો સેવા કરવાની જ નથી હોતી. દિલ્હીવાસીઓનું દિલ સાફ થઈ જાય તો બહુ ભવ્ય કાર્ય થશે."

અને ત્યાર પછી આજે શીખની સભામાં જે બાપુજી બોલ્યા હતા તે કહ્યું.

• પ્રાર્થનામાંથી આવી સુહરાવર્દી સાહેબ સાથે ફરતા ફરતા વાતો કરી. ૭ા થી ૮ પંડિતજી સાથે વાતો......૮ થી ૯ પ્રવચન સુધાર્યું. ૯ા બાપુજી સૂવા ગયા.

બાપુજીને ખાંસી ખૂબ આવે છે. શરદી હજુ મટતી નથી. રાતના પણ ઉધરસ હેરાન કરે છે. બાપુજી કહે, "હું એ જ કહું છું કે મારું રામનામ કયાં ગયું? જો ખરું હૃદયગત રામનામ થઈ જાય તો મારી ઉધરસ કાલે જ ચાલી જાય તેમ છે. પણ જો ત્રણ અઠવાડિયાં લાગશે તો હું આખા જગતને કહેવા તૈયાર છું કે મારું રામનામ ખોટું."

મેં બાપુજીને પગ દબાવતાં કહ્યું હતું કે, સુશીલા બહેન કહે છે કે આ ઉધરસ ત્રણ અઠવાડિયાની મુદ્દત પહેલાં સાવ વગર દવાએ તો નહિ જ મટે. એવી આ મુદ્દતની ઉધરસ છે. તેના જવાબમાં ઉપર પ્રમાણે બાપુજીએ કહ્યું.

આ જવાબથી આગળ એક શબ્દ બોલવાની મારી હિંમત ન ચાલી. કેમ કે બાપુજીનું મન અત્યારે રામનામની શોધમાં છે. એ સ્પષ્ટ ઉપરના એમના જવાબ આપતા ચહેરા પરના ગાંભીર્યથી જણાઈ આવતું હતું.

**તા. ૨-૧૦-'૪૭ ગુરુવાર**
**નવી દિલ્હી**

૩ા વાગ્યે રોજના સમયે પ્રાર્થના. હું ઊઠી ત્યારે કેટલાક બહારના લોકો આજે પવિત્ર દિવસે બાપુજીને પ્રણામ કરવા આવી પહોંચ્યા હતા. અમે બધાં દાતણ પાણીથી પરવારી એક પછી એક પ્રણામ કર્યા. પછી પ્રાર્થના થઈ. પ્રાર્થનામાંથી બાપુજી અંદર જતા હતા ત્યારે મેં હસતાં હસતાં કહ્યું, "બાપુજી, આ કયાંનો ન્યાય કે, અમારો જન્મદિવસ હોય છે ત્યારે અમે તો બધાંને પગે લાગીએ અને આ તો ઊલટું આપના જન્મદિવસે અમારે પ્રણામ કરવા પડે?"

બાપુજી કહે, "હા, મહાત્મા માટે હંમેશાં ઊંધો નિયમ હોય છે. બધાએ મને મહાત્મા બનાવી દીધો છે ના? પછી ભલેને કદાચ ખોટો મહાત્મા હોય! પણ મહાત્મા શબ્દ આવ્યો એટલે થઈ રહ્યું! આવો આપણો કાયદો છે!"

સવારના જ ...એ બાપુજીને કહ્યું, "આપ પેનિસિલિન લો. આપને કંઈક રાહત રહેશે." બાપુજીએ તો એક જ વાત કહી જે મને કાલે રાતે જ કહી હતી કે, "મારું રામનામ કયાં ગયું? જો રામનામ હૃદયગત થઈ જાય તો મારી ઉધરસ કાલે જ ચાલી

જાય તેમ છે, અને જો તમે કહો છો તેમ ત્રણ અઠવાડિયાં ચાલશે તો આખા જગતને કહેવા તૈયાર છું કે મારું રામનામ ખોટું.

ડૉક્ટરોએ દલીલ કરી કે, "બધું તો સાચું, પણ વિજ્ઞાને આટલી બધી શોધખોળ કરી તેને આપ ખોટી કેમ કહી શકો? આપ ગમે તેટલા હૃદયગત રામ-નામ લેનારા લાવો, હું તેને કૉલેરા કરાવી દઉં."

બાપુજી — એ ઉદ્ધતાઈ છે. વિજ્ઞાને હજુ ઘણું શોધવાનું છે. હજુ પારણામાં પહેલી પૂણી છે. પણ જો રામનામ શ્રદ્ધાપૂર્વક લેવાતું હોય તો તો દુનિયામાં કોઈ માંદું પડે જ નહિ. આટલાં સ્વચ્છ નિષ્પાપી માણસો આ દુનિયામાં થઈ જાય તો કોઈ ને કશું જ થવાનું નથી, એ મારી ખાતરી છે. પણ તમે ભૂલમાં છો. કાલે તો મને લીવર ખવડાવશે કે લીવર એક્સ્ટ્રેક્ટનાં ઇન્જેક્શન આપશે. તો શું મારે બહારના દેશોમાં બનેલી ચીજો ખાવી? હિંદુસ્તાન આળસુ છે. અને તેમાં સૌથી આળસુમાં આળસુ વર્ગ હોય તો ડૉક્ટરો છે. કેમ કે એ લોકો અહીં કશું જ નથી બનાવી શકતા. બહાર બનાવેલી હોય તેને જ ખરીદવામાં માને છે. કેવી દયામણી સ્થિતિ! આ હિંદુસ્તાન એક ભિખારી દેશ કે જ્યાં કુદરત બધુંય આપે છે, છતાંય આપણે લાંબો હાથ કરવો પડે છે!! મને વિચાર આવે છે ત્યારે ખૂબ જ લાગી આવે છે. જ્યારે એનું નસીબ પાધરું થશે ત્યારે થશે. શું કહી શકાય? મેં ઘણું કર્યું, હવે કશુંય કરવાની ઇચ્છા નથી. હવે તો આ દુનિયામાંથી અલોપ થઈ જાઉં અને તે રામ રામ કરતાં. રામનામમાં કેટલું રહસ્ય ભરેલું છે એ હું તમને કોઈ ને નથી સમજાવી શકતો. એટલી મારી આવડત ઓછી. આજે તો હું નિંભાડામાં (જેને રામ રાખે રે) બેઠો છું. ચારે તરફથી અગ્નિ પ્રગટ્યો છે. તમે બધા ડૉક્ટરો જેમ સાયન્સ કે વિજ્ઞાનને શોધનારા છો તેવી જ રીતે હું રામનામને શોધનારો છું. એને ખોળી શકું તો ઠીક, નહિતર એ ખોળતાં ખોળતાં મરી જઈશ. તમે બધાં પ્રેમથી જુદી જુદી રીતે મને પ્રણામ કરવા આવ્યાં છો અને મને પ્રેમથી સમજાવી રહ્યાં છો તે તમારા પ્રેમનું સુંદર પ્રતીક છે. પણ હવે હું તો ઇચ્છું છું કે, કાં તો આવતી રેંટિયાબારશે હું આ અગ્નિ જોવા જીવતો ન હોઉં અથવા હિંદુસ્તાન કર્યું હશે. એટલે મારું લાંબું આયુષ્ય થાય તેમ ઇચ્છવા હું પ્રાર્થના કરું છું તેમ તમે સહુ કરજો."

આવું એકધારું અને હૃદયના ઊંડાણમાંથી એક એક વાક્ય નીકળતું હોય તેમ આ સવારની પા વાગ્યાની ગંભીર વાતો હતી. અને ચોતરફ નીરવ શાંતિ પ્રસરી હતી.

ફરવા ગયાં ત્યારે મિ. કેલી નામના એક અંગ્રેજ ભાઈએ ...ની રજાથી ફોટો લેવા પ્રયત્ન કર્યો. અંધારું હતું એટલે ફોટામાં પ્રકાશની જરૂર તો પડે જ. બાપુજી કહે, 'Please don't take' એ બે વખત જોરથી બોલ્યા. સવારના પહોરમાં જેના પર બાપુજીની અત્યંત નારાજગી છે તે જ વસ્તુ સામે આવી. બાપુજીને ફોટા-વાળાઓ સામાન્ય રીતે નથી જ ગમતા. બાપુજી કહે, "આજે તો ખાસ કરીને ઈશ્વરનું નામ લેવું જોઈએ, તેને બદલે આ?"

એવામાં કૃપાલાનીજી, સુચેતાબહેન, શંકરરાવજી, નંદિતાબહેન વગેરે ઘણાં આવ્યાં.

ફરીને પગ ધોતાં મેં બાપુજીને પૂછ્યું, "આપ શું કામ ઉપવાસ કરો છો?"

બાપુજી કહે, "આજે તો રેંટિયાનો જન્મ કહેવાય. એ તો પરમાર્થી દેવ છે. એના જન્મદિવસે ઉપવાસ કરી આપણે પવિત્ર થવા પ્રયત્ન કરી ફરી ફરી પ્રાર્થીએ કે, હે રેંટિયાદેવ! તારા શરણમાં રાખજે. એવી પ્રતિજ્ઞા કરીએ. માટે મારો ઉપવાસ છે. નહિ કે મારો જન્મ-દિવસ છે અને હું એને મહત્ત્વનો માની રહ્યો છું."

ફર્યાં પછી માલિશ સ્નાનાદિ નિત્યક્રમ. બાપુજી ૮॥ વાગ્યે નાહીને બહાર આવ્યા મીરાંબહેને બાપુજીની બેઠક સામે કળાત્મક રીતે ફૂલથી ૐ અને હે રામ! તથા ક્રૉસ કર્યો હતો. અમે બધાં સૂતરના હારો પહેરાવી પગે લાગ્યાં. પછી નાનકડી પ્રાર્થના કરી. પ્રાર્થનામાં પંડિતજી, ઇન્દિરાબહેન, ઘનશ્યામદાસજી, બિરલાજીનું આખું કુટુંબ, સરલાબહેન બિરલા પણ માંદાં હોવા છતાં આવ્યાં હતાં. કનૈયાલાલ મુનશી, સી. એચ. ભાભા, ડૉ. જીવરાજ મહેતા, સરદારદાદા, આમ આખો ઓરડો ભરાઈ ગયો હતો. સર્વ ધર્મની પ્રાર્થના થઈ હતી. સુશીલાબહેને અને મીરાંબહેને 'વન્ડ્રસ ક્રૉસ' ગાયું. આજે આગાખાન મહેલનો જન્મદિવસ યાદ આવતો હતો. ભજન: હે ગોવિન્દ! હે ગોપાલ! અબ તો જીવન હારે, એ ગાયું.

પ્રાર્થના પછી થોડીક મિનિટ જવાહરલાલજી સાથે વાતો કરી. બધાં ગયા પછી બાપુજીને ફરી ઉધરસ ચડી. એટલે ... એ કહ્યું "હજુ આપને ઉધરસ તો ન મટી."

બાપુજી કહે, "મારો રામ હશે તો મટશે, નહિતર આમાં જ ચાલ્યું જવું ગમશે. હવે મને જીવવાનો જરાય મોહ નથી. ૧૨૫ વર્ષ જીવવા નથી ઇચ્છતો. તમારે પણ આજે એ જ પ્રાર્થના કરવી જોઈએ કે, હે ઈશ્વર! કાં તો આ બુઢ્ઢાને આ દાવાનળમાંથી લઈ લે, અને કાં તો હિંદુસ્તાનને સદ્‌બુદ્ધિ આપ. હું બ્રિટિશરોની આટલી લડાઈઓમાં કદીય નાસીપાસ નહોતો બન્યો. પણ આજે ઘરની વાત કયાં કરીએ? ભાઈઓ ભાઈઓને મારવા પ્રયત્ન કરીએ છીએ. એ જોવા હું નથી જીવવા માગતો".

...એ કહ્યું: "૧૨૫ પરથી એકદમ ૦ પર આવી ગયા?"

બાપુજી "એમ જ છે, જો આ દાવાનળમાંથી ઊગર્યો તો બચવાનો."

બધાં ગયા પછી બાપુજીએ ગરમ પાણી, સોડા અને મધ લીધાં. સુશીલાબહેન કુરુક્ષેત્ર ગયાં. એક પછી એક લોકો આવતા જ જતા હતા. તેમાં ગાડગીલ, દેવદાસકાકા, લક્ષ્મીકાકી, તથા ગોપુ, મોહન, તારા, રામુ વગેરે બાળકો આવ્યાં. ગોપુએ તો કેટલીય વાર પ્રણામ કર્યા. સર દાતારસિંહજી, આર્થર મૂર, ષણમુખમ ચેટ્ટી, ૧૧-૪૦ વાગ્યે સરદારદાદા, અને મણિબહેન આવ્યાં. તેમણે બંનેએ બાપુજીને પ્રણામ કર્યા. પછી પ્રોફેસર અબ્દુલ મજીદ, બર્માના હાઈકમિશનર એચ. એલ. એ. ઔંગ અને ચીનના હાઈ કમિશનર ડૉ. એમ. આંગ સૂ – તેઓ પોતપોતાના વડા પ્રધાનોના કાગળો તેમ જ ફળો લાવેલા. આમ છેક વહેલી સવારથી બપોરના ૧૨-૩૦ સુધી ચાલુ જ રહ્યું. ૧૫ મિનિટ સૂતા, પણ દર્શનાર્થીઓ તો આવ્યે જ જતાં હતાં.

૨ થી ૩ એક કલાક સમૂહકાંતણ. બાપુજીએ પણ ભાગ લીધો. ૪-૧૦ વાગ્યે લેડી માઉન્ટબેટન આવ્યાં. આજે મુબારકબાદીના તારો અને ટપાલોનો તો થોકડો હતો. અને રૂપિયા તથા દાગીના પણ ઘણા આવ્યા. હુમાયુન કબીર, શ્રીધરાણીજી, એમ લૉજિયર અને એમનાં પત્ની (ફ્રાંસના) આવ્યાં હતાં.

સાંજે નિયમ મુજબ પ્રાર્થના થઈ. એકતાનું એક ભજન હતું. તેના પર બાપુજી થોડું બોલ્યા કે, "સૂર્ય, ચંદ્ર, નદી, નાળાં બધી કુદરત એક જ છે. ગંગાના નીરમાંથી હિંદુ પાણી પીએ છે તો એને પણ એટલી જ મીઠાશ એ પાણીમાં લાગે છે અને તુર્ક, યહૂદી, કે હાથી ઘોડા પીએ છે તો એને પણ એટલું જ મીઠું એ પાણી લાગે છે. એની પાસે કોઈ ભેદભાવ નથી. સૂર્ય ચંદ્ર સહુને સરખી ગરમી અને પ્રકાશ તેમ જ શીતળતા આપે છે. પણ માણસોમાં ભેદભાવ કેટલી હદ સુધી ઘૂસી ગયો છે?

"આજે મારો જન્મદિન છે. હું તો જન્મદિન માનતો જ નથી. ઉપવાસ કરો, પ્રભુ ભજન કરો, અને રેંટિયો ચલાવો, એ જ કહીશ. આજે ચીન, બર્મા અને બીજા અનેક લોકો આવી ગયા. તાર ટપાલ પણ અઢળક આવી પડી છે. બધાં કહે છે "૧૨૫ વર્ષ જીવો" વગેરે. એ જ માણસ હું હતો કે એક દહાડો હું કહેતો તે કરોડો માનવા તૈયાર થતા. આજે એવું નથી. આજે આપણે હેવાન બન્યા છીએ. ૭૯ વરસ સુધી પહોંચ્યો છું પણ થાય છે કે હવે જલદી ચાલ્યો જાઉં. જેઓ પોતાના ભાઈઓને દુશ્મન માને તેમની વચ્ચે હવે જીવીને શું કરવું છે? આજે આપણે પશુ કરતાંય નપાવટ બન્યાં છીએ.

"ખરેખર જેઓને મારી પ્રત્યે લાગણી હોય તેઓ મને પ્રણામ કરવાથી કે મારા પગનો હાથ અડાડવાથી તેમની કદર નથી, પણ આજે મારી જન્મતિથિ નિમિત્તે નિશ્ચય કરે કે કોઈના પ્રત્યે મનમાંય જરાએ દ્વેષ નહીં રાખીએ. કોઈના પર ગુસ્સો નહિ કરીએ."

પ્રાર્થના પછી બાપુજી ફર્યા. લોકો તો હજુ આવતાં જ જાય છે.

રાતે રેડિયો પર સુંદર કાર્યક્રમ હતો. મેં વિનોદમાં બાપુજીને કહ્યું, "આજ તો આપ રેડિયો સાંભળો." બાપુજી કહે "એમાં તે શું સાંભળવાનું છે? એ રેડિયોમાંનાં ભજનો સાંભળવા કરતાં રેંટિયાનું સંગીત ન સાંભળીએ કે જેમાં દરિદ્રનારાયણની સેવા છે?"

૯॥ બાપુજી પથારીમાં સૂવા ગયા. ઉધરસ સખત હેરાન કરી રહી છે.

રાતે બાપુજી માંડ બે જ કલાક સૂઈ શકયા. ઉધરસને લીધે બેસવું પડતું હતું.

**મનુબહેન ગાંધી**

# બહેનો વિષે ગાંધીજી

## (૨)

[ ગતાંકથી પૂરું ]

### વિધવા બહેનો વિષે

બાપુ તો કારુણ્યમૂર્તિ હતા. બીજાનાં દુઃખ જોઈ ને એમનું હૃદય સર્વદા દ્રવી ઊઠતું. બાપુજીનું હૈયું એટલું સંવેદનશીલ હતું કે બીજાના દુઃખની અનુભૂતિ તેઓ સાક્ષાત્ અનુભવતા. અને કેટલીક વાર તો બાપુજીને દુઃખની વ્યથા દુઃખીને થતી હોય એના કરતાં પણ વધારે થતી. વળી એમનું હૃદય સ્ત્રીઓનાં દુઃખને બરાબર સમજતું હતું. તેથી જ કેટલીયે બહેનો પોતાનું દુઃખ બાપુ આગળ નિઃસંકોચપણે ઠાલવતી; સંકટ અને મૂંઝવણને પ્રસંગે એમની પાસે તરત દોડી જતી. બહેનોના જીવનનો એકેય પ્રશ્ન એવો નહોતો જે બાપુની સાથે પૂરેપૂરી છૂટથી અને કશાયે અંતરપટ વિના તેઓ ચર્ચી ન શકે. પુણ્યાત્મા બાપુનું હૃદય તો પાવનકારી ગંગાના જેવું શીતળ અને પાવન હતું. દુઃખી બહેનો બાપુને પોતાના જ ગણતી અને બાપુની પ્રેમાળ અને કરુણામય હૂંફમાં આશ્વાસન મેળવતી. એમાંયે બાપુજીને વિધવા બહેનો પ્રત્યે તો ખૂબ જ માન હતું.

બાપુજીને મન વિધવા એ ત્યાગની મૂર્તિ સમી હતી. બાપુજી કહેતા : "હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઈ નાખ્યા છે. જ્યારે જ્યારે પુરુષ વર્ગને પોતાના દુઃખની કથા કરતો હું સાંભળું છું ત્યારે ત્યારે વિધવા બહેનોની પ્રતિમા મારી પાસે ખડી થાય છે. પોતાનું દુઃખ રોનાર પુરુષને જોઈ હું હસું છું."

બાપુજી સમજતા હતા કે, હિંદુ વિધવાના ત્યાગની સીમા જ નથી. ગઈ કાલના વૈભવનો આજે સંપૂર્ણ ત્યાગ કરતાં એને જરાયે પ્રયત્ન કરવો પડતો નથી. સ્ત્રીઓ તો જાણે એ દિવ્ય શક્તિ લઈ ને જ જન્મેલી હોય છે. બાપુજીએ એ વાતની પ્રતીતિ કરી હતી. તેઓ કહે છે: "ઘણી બહેનોને તેમના શણગાર ઓછા કરવા હું વીનવું છું, ઘણીને વ્યસન છોડવા કહું છું. કોઈક જ ત્યાગે. પણ વિધવા ? જે પળે હિંદુ સ્ત્રી વિધવા થાય તે જ પળે તેનાં વ્યસન ને તેનો શણગાર, સરપની કાંચળીની જેમ સરી પડે છે. તેને ન જોઈએ ઉત્તેજન, ન જોઈએ કોઈની મદદ."

બાપુજીએ આનું પ્રત્યક્ષ દર્શન દેશબંધુનાં ધર્મપત્ની ગં. સ્વ. વાસંતીદેવીમાં કર્યું હતું. દેશબંધુના અવસાન પછી બાપુજી વાસંતીદેવીને મળવા ગયા હતા. બાપુજી એનું વર્ણન કરતાં કહે છે : "પૂર્વાશ્રમમાં તો હું કોટડીમાં પેસું એટલે તેઓ જ સામાં આવે ને બોલાવે. વૈધવ્યમાં મને કોણ બોલાવે ? પૂતળાની જેમ સ્તબ્ધ થઈ બેઠેલી બધી બહેનોમાંથી મારે તેમને ઓળખી કાઢવાનાં હતાં. એક મિનિટ સુધી તો હું ખોળી જ રહ્યો. સેંથામાં સિંદૂર, કપાળે ચાંલ્લો, મોઢામાં પાન, હાથે બંગડીઓ અને સાડીએ કોર, હસમુખો ચહેરો — આમાંની એકે નિશાની હું ન જોઉં ને વાસંતીદેવીને કેમ ઓળખું ? હું તો બેઠો ને નિહાળીને મુખમુદ્રા જોઈ. જોવું અસહ્ય થઈ પડ્યું !" બાપુજી એ આખો ચિતાર વર્ણવી કહે છે કે, "હિંદુ વિધવા તો દુઃખની પ્રતિમા છે. તેણે સંસારના દુઃખનો બોજો વહોરી લીધો છે. તેણે દુઃખને સુખ કરી મૂક્યું છે."

વિધવા બહેનોને વૈધવ્યમાં જાળવવો પડતો સંયમ સહજ છે. એને મન દુઃખ એ દુઃખ જ નથી. સર્વસ્વનો ત્યાગ, પોતાના પર સંપૂર્ણ સંયમ, ઈશ્વરનું ધ્યાન, પોતાના પતિનું ધ્યાન, પતિનું સ્મરણ રાખીને સંતોષ વાળવો, એટલું જ નહિ પણ તે સ્મરણમાં આનંદ માનવો, એ જ એનો જીવનક્રમ બની જાય છે.

બાપુજી આ પાવનકારી સ્થિતિને હિંદુ ધર્મની શ્રેષ્ઠતા માનતા હતા, હિંદુ ધર્મનું ભૂષણ ગણતા હતા. તેથી એમના સુવિશાળ હૃદયમાં તેમના પ્રત્યે માન અને આદરની લાગણી ઉદ્ભવતી. બાપુ તો કહેતા: "વિધવા બહેનોને જોઉં છું ત્યારે મારું માથું અનાયાસે નમે છે. પ્રાતઃકાલમાં તેનું દર્શન કરી હું કૃતાર્થ થાઉં છું. તેનો આશીર્વાદ મને મોટી બક્ષિસ માનું. તેને જોઈને સર્વ દુઃખો ભૂલી જાઉં."

આ રીતે બાપુજીએ વિધવા બહેનોને ઉચ્ચ પ્રતિષ્ઠા અર્પી છે.

## હિંદુ સમાજમાં સ્ત્રીઓનું સ્થાન

હિંદુ સમાજે સ્ત્રીઓને પુરુષો કરતાં હલકી ગણી છે. આજ લગી સ્ત્રીઓને કેટલીયે વિટંબણાઓ સહન કરવી પડી છે. કેળવણીના અભાવ અને રૂઢિઓને કારણે સ્ત્રી પુરુષ કરતાં પાછળ રહી ગઈ છે. પુરુષ વર્ગે સ્ત્રીને પોતાના આનંદભોગનું સાધન બનાવી, હજારો વરસની રૂઢિ અને અજ્ઞાનતાના કારણે સ્ત્રીને હું નિર્બળ છું એમ માનતી કરી દીધી. કેટલાયે ગ્રંથોમાં સ્ત્રીઓને હલકી ચીતરવામાં આવી છે. જ્યાં ત્યાં સ્ત્રીનું અપમાન કરવામાં સમાજે પાછી પાની કરી નથી. અને તેથી સમાજનું અધઃપતન પણ થયું છે. આ બધું બાપુજી બરાબર સમજતા હતા અને જાણે હિંદુ સમાજનું પોતે પ્રાયશ્ચિત્ત કરતા હતા હોય એમ બાપુજીએ સ્ત્રીઓના ઉદ્ધારના પ્રશ્નને ખૂબ મહત્ત્વ આપી પોતાના જીવન-કાર્યમાં અગત્યનું સ્થાન આપ્યું છે. તેથી જ્યાં જ્યાં સ્ત્રીઓનું અપમાન થતું બાપુએ જોયું છે ત્યાં ત્યાં તેમણે ઉગ્ર વિરોધ કર્યો છે. ગ્રંથોમાં થતા સ્ત્રી વિરુદ્ધ ઉલ્લેખોને લક્ષમાં રાખી બાપુજીએ કહ્યું છે: સ્ત્રીઓએ એવું તે શું કર્યું હશે કે એમને વિષે તુલસીદાસ જેવાએ પણ હલકાં વિશેષણ વાપર્યાં છે? એ તુલસીદાસનો દોષ કહો કે પરિસ્થિતિનો કહો, પણ એ દોષ તો છે જ.

“ ઋષિમુનિઓ એટલે પુરુષોએ જ એ જૂના કાયદા ઘડેલા છે. એમાં સ્ત્રીઓના અનુભવની ત્રુટી રહેલી છે. ખરી રીતે સ્ત્રી-પુરુષોમાં કોઈને ઊંચું કે નીચું ન ગણવું જોઈએ. બન્નેનાં સ્થાન અને કાર્ય નોખાં નોખાં છે. બંનેની મર્યાદા ઈશ્વરે યોજેલી છે.”

વળી સ્ત્રીઓને મોક્ષનો અધિકાર નથી એવું કેટલાંક શાસ્ત્રો કહે છે. એ સામે બાપુજી કહેતા: “સ્ત્રી–પુરુષનો આત્મા એક જ છે. તેથી તેઓની માનસિક તેમ જ આધ્યાત્મિક યોગ્યતા એકસમાન છે. તેઓના શરીરની રચના અને શારીરિક બળમાં અવશ્ય ફેર છે, કારણ કે બંનેનું કામ ભિન્ન છે.

“ કેટલાક શાસ્ત્રીઓ કહે છે કે, સ્ત્રીને મોક્ષ ન હોય. પણ મારા જોવામાં એવું આવ્યું નથી. વૈષ્ણવ સંપ્રદાયમાં તો એ કલ્પના છે જ કે મીરાંબાઈ જેવી ભક્ત કોઈ નથી. મને લાગે છે કે, મીરાંબાઈને મોક્ષ ન મળે તો કોઈ પણ પુરુષને ન મળે.”

## સ્ત્રી અને પુરુષ

બાપુજી ખરેખર સ્ત્રીઓની પુરુષોએ કરેલી અવગતિથી ખૂબ અકળાઈ જતા. બાપુજી કહેતા, “પુરુષોના સ્ત્રી જાતિ ઉપરના અત્યાચારોથી લોહી ઉકાળવા માટે મારે કન્યા તરીકે જન્મવાની આવશ્યકતા નથી . . . સ્ત્રીઓના અધિકારો વિષે એકે બાબતમાં હું જરાય પડતું મેલવા તૈયાર નથી. મારા મત પ્રમાણે કાયદાએ સ્ત્રી અને પુરુષ વચ્ચે કોઈ જાતની અસમાનતા ન રાખવી જોઈએ. દીકરા અને દીકરી વચ્ચે કોઈ જાતનો ભેદભાવ ન હોવો જોઈએ.”

બાપુજી બરાબર સ્ત્રીઓનો પક્ષ લઈ રહ્યા હતા. તેઓ સ્ત્રીઓને ઉચ્ચમાં ઉચ્ચ સ્થાન પર રાખવા ઇચ્છતા હતા. એક વાર એમણે લખ્યું હતું કે, “મારું કહેવું માનવામાં આવે તો હું ભારત સરકારના ઉચ્ચતમ સ્થાન પર એક નાનકડી હરિજન બાળકીને સ્થાપી દઉં અને જવાહરલાલને કહું કે તે હરિજન બાળકીના નામે એવી રીતે શાસન કરે જેમ મહારાણી વિક્ટોરિયાના નામે ઇંગ્લંડના પ્રધાનમંત્રી કરતા હતા.”

બાપુજી સ્ત્રીને બંધનમુક્ત અને સ્વતંત્ર જોવા ઇચ્છતા હતા. પરંતુ કદી તેઓ એમ માનતા ન હતા કે, સ્ત્રીઓ પુરુષોનું અનુકરણ કરે. આજકાલની સ્ત્રીઓમાં પુરુષોનું અનુકરણ કરવાની ભાવના આવી ગઈ છે. આચાર, વ્યવહાર, પહેરવેશ, અને વાતચીતમાં તેઓ પુરુષોનું અનુકરણ કરવા લાગી છે. આ વાત બાપુજીને ગમતી ન હતી.

વળી આજકાલ પશ્ચિમની સંસ્કૃતિથી અંજાઈને કેટલીક બહેનો પોતાના જીવનમાં ફેરફાર કરવા મથે છે એ ખરેખર અયોગ્ય જ છે. એ સામે બાપુજીએ પણ બહેનોનું લક્ષ ખેંચ્યું છે. તેથી સ્ત્રીઓની સાચી સ્થિતિ સુધારવાનું માર્ગદર્શન કરતાં બાપુજી કહે છે: “આપણી પરિસ્થિતિને પ્રતિકૂળ પાશ્ચાત્ય રીતરિવાજની નકલથી આપણું કોકડું ઉકેલી શકાય એમ નથી. આપણે તો હિંદુસ્તાનની પરિસ્થિતિ અને રાષ્ટ્રીય સ્વભાવને અનુકૂળ ઉપાયો શોધવાના રહ્યા. બહેનોનું કર્તવ્ય આપણું વાતાવરણ શુદ્ધ રાખવાનું, આપણા નિશ્ચયોમાં દૃઢતા અને નિશ્ચલતા લાવવાનું, દિગ્મૂઢતાના દોષમાંથી બચાવવાનું, આપણી સભ્યતા અને સંસ્કૃતિના સર્વોત્તમ તત્ત્વને

પોષવાનું, અને તેમાંનાં દૂષણો દૂર કરવાનું છે. આ કામ સીતા, દ્રૌપદી, સાવિત્રી, દમયંતી જેવી પ્રાતઃસ્મરણીય સ્ત્રીઓ જ જન્મ લઈ કરી શકે. માત્ર ધાંધલ અથવા આકર્ષણશક્તિ કેળવવાથી થઈ શકે એમ નથી."

### સ્ત્રીઓમાં ત્યાગ અને તપશ્ચર્યાની આવશ્યકતા

બાપુજી તો માનતા કે, સ્ત્રીઓએ પોતાના ત્યાગ અને તપશ્ચર્યાથી જાહેર જીવનમાં વાતાવરણની શુદ્ધિ લાવવી જોઈએ. વળી સ્ત્રીઓમાં માતૃત્વને કારણે વાત્સલ્યભાવ ભરેલો છે અને તેથી સ્ત્રીઓ મહાન હિંમત અને ત્યાગ દાખવી શકે છે. સહનશક્તિ, ત્યાગ વગેરે ગુણો એમાંથી ઉત્પન્ન થાય છે. બાપુજી તો માનતા કે, સમાજના ઉત્કર્ષની જવાબદારી તેમ જ સ્ત્રીઓને સામાજિક પ્રતિષ્ઠા અપાવવાનું સ્ત્રીઓને જ માથે છે. તેથી તેઓ કહેતા: "આત્માનો ઉદ્ધાર આત્મા જ કરી શકે છે. આત્માનો બંધુ આત્મા જ છે. સ્ત્રીઓનો ઉદ્ધાર સ્ત્રીઓ જ કરી શકે. એ માટે તપશ્ચર્યાની જરૂર છે. પુરુષ કરતાં સ્ત્રીઓમાં વધારે તપશ્ચર્યા છે એ વાત સાચી, પણ એ જ્ઞાનપૂર્વકની તપશ્ચર્યા જોઈએ."

વળી તેઓ કહેતા, "સ્ત્રીનું કોઈ પણ રક્ષા કરનાર નથી એમ કહી શકાય. પોતે જ પોતાની રક્ષા કરી શકે છે. એ સ્વાવલંબી બની શકે કે નહિ એ પ્રશ્નનો જવાબ અંતરમાંથી નીકળે છે કે હા. તેઓ સત્યાગ્રહ શીખી લે તો પૂરેપૂરી સ્વતંત્ર અને સ્વાવલંબી બને."

### સત્યાગ્રહની લડતમાં સ્ત્રીઓનું સ્થાન

બાપુજી તો અહિંસાના ઉપાસક હતા. સત્ય અને અહિંસાને બળે આપણા દેશને સ્વતંત્ર કરવા તત્પર થયા હતા, અને તેમને વિશ્વાસ હતો કે, સત્યાગ્રહની લડતમાં સ્ત્રી વધારે ઉપયોગી થઈ શકે છે. તેથી પ્રારંભથી જ બાપુ પોતાની અહિંસક લડતમાં બહેનોને સ્થાન આપતા રહ્યા. સત્યાગ્રહને માટે જે ગુણોની જરૂર છે તે છે— સ્વચ્છ મન, પવિત્ર હૃદય, પ્રેમ અને કુરબાની કરવાની શક્તિ. બાપુજીના વિચાર મુજબ બહેનોમાં આ ગુણો સ્વભાવતઃ હોય છે. તેથી જ બાપુજી કહેતા, "સ્ત્રી અહિંસાની મૂર્તિ છે. અહિંસાનો અર્થ છે અનન્ત પ્રેમ; એનો અર્થ છે કુરબાની કરવાની અનન્ત શક્તિ. સ્ત્રી જે પુરુષની માતા છે, વધારેમાં વધારે આ ગુણને બતાવી શકે છે. નવ માસ સુધી બાળકનો ગર્ભ ધારણ કરીને એનું પાલન ખુશીની સાથે સ્ત્રી આ પ્રેમની શક્તિથી કરી શકે છે. પ્રસૂતિના દારુણ કષ્ટ કરતાં વધારે બીજું કયું કષ્ટ હોઈ શકે ? પરંતુ સૃષ્ટિ-વૃદ્ધિના પરમ આનંદમાં મગ્ન બનીને નારી પોતાના કષ્ટને ભૂલી જાય છે. પછી દિવસે દિવસે બાળકના પાલન-પોષણમાં એનાથી વધારે બીજું કોણ કષ્ટ સહન કરી શકે છે ? જો તે ભૂલી જાય કે તે પુરુષના વિષયભોગની સામગ્રી છે અથવા થઈ શકે છે, તો તે પુરુષની માતા, એને બનાવનારી, એની પથ-પ્રદર્શિકાનું ઉચ્ચ પદ ગ્રહણ કરી શકે છે. તે અશાન્ત સંસારને શાંતિનો પાઠ શીખવી શકે છે અને સત્યાગ્રહની અહિંસક લડાઈમાં નેતા બની શકે છે. આ કામને માટે પુસ્તકોથી શીખેલા જ્ઞાનની આવશ્યકતા નથી. એમાં તો ઉદાર અને વિશાળ હૃદય જોઈએ, જે કુરબાની અને શ્રદ્ધાથી જ બની શકે છે."

### બાપુના પ્રેરણાથી સ્ત્રીસમાજે કરેલો વિકાસ

ખરેખર, બાપુની આ પ્રેરણાથી આપણો દેશ આઝાદ થયો એટલું જ નહિ પણ સ્ત્રીઓએ પણ સ્વતંત્રતાનું દર્શન કર્યું. બાપુની સ્નેહ અને આદરભરી લાગણીને લીધે બહેનોમાં નવું ચેતન જાગ્રત થયું અને તેઓ પોતાની પ્રતિષ્ઠા સમજી શકી. સ્ત્રીઓના સ્ત્રીત્વને રૂંધી નાખતાં આપણાં સામાજિક બંધનો અને સ્ત્રીઓને અવળે માર્ગે દોરી જનારી પાશ્ચાત્ય સંસ્કૃતિ એ બંને સંહારક બળોને વશ ન થતાં સ્ત્રી પણ માનવ છે, એને પણ આત્મા છે, એ પણ જગકલ્યાણ કરવાને શક્તિશાળી છે, પુરુષોને પણ સન્માર્ગે દોરી શકે છે તેમ જ જગતમાં શાંતિ અને પ્રેમ સ્થાપી શકે છે, એનું સત્ય બાપુની પ્રેરણાને બળે જ બહેનો પામી શકી છે.

(સંપૂર્ણ)

**પુષ્પાબહેન પટેલ**

---

# મજૂર પ્રવૃત્તિમાં ગાંધીજીનો ફાળો

## (૩)

[ગયા બે અંકમાં ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં અને અમદાવાદમાં કેવી મજૂર પ્રવૃત્તિ ચલાવી અને તે અંગે કેવા માર્ગો અખત્યાર કર્યા હતા તે જોયું. હવે હડતાલ વિષેના તેમના વિચારો જોઈશું.]

### હડતાલ

આપણે મજૂરસંઘોની પ્રવૃત્તિ ઉપરથી જોયું છે કે, હડતાલનું શસ્ત્ર વ્યાપક બનતું જાય છે. તે શસ્ત્રનો ગાંધીજીએ અમુક વખતે નિષેધ કર્યો હતો ત્યારે બીજે વખતે પોતે તેની આગેવાની લીધી હતી. જેમ કે દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ ચાલતો હતો તે વખતે અમુક હડતાલ પાડવા માટે કારણ હોવા છતાં તે ન પાડવી એ સત્યાગ્રહને શોભે એમ તેમણે કહ્યું. ત્યારે ૧૯૧૮માં અમદાવાદના મજૂરોની હડતાલને ધર્મયુદ્ધ માની તેની નેતાગીરી લીધી. ૧૯૪૨માં જ્યારે બધે સામાન્ય હડતાલ પડાવવાનો પ્રયત્ન થતો હતો અને અમદાવાદની મિલોમાં તેવી હડતાલ સ્વેચ્છાએ પડી હતી, ત્યારે ગાંધીજીએ સરકારી નોકરોને એવી સલાહ આપી હતી કે, તેઓ હડતાલ ન પાડે તો કંઈ નહિ, પણ નોકરી પર રહેવા છતાં જૂઠા, જુલમી અને અન્યાયી હુકમોનો અમલ ન કરે. મતલબ કે, સત્યાગ્રહી હડતાલમાં નીતિ, સત્ય, અહિંસા વગેરેનો વિવેક હોવો જોઈએ. પણ આજે તો હડતાલ જ્યાં ત્યાં પડે છે અને તેમાં સત્યાગ્રહ અને ગાંધીજીનું નામ લેવાય છે. તેથી આ શસ્ત્રની બાબતમાં ગાંધીજીની શી ચોક્કસ માન્યતા હતી તે તેમના જ શબ્દોમાં જોઈએ :

"એવો પ્રશ્ન જરૂર ઊઠી શકે કે, કોઈ પણ સુસંચાલિત ખાતામાં હડતાલ થાય જ શા સારુ ? જ્યાં માલિક અને મજૂર વચ્ચે સંપૂર્ણ સમજૂતી હોય, પરસ્પર આદર અને સમતાની ભાવના હોય, ત્યાં હડતાલ ન જ હોવી જોઈએ. પણ આવી સંગઠિત સંસ્થામાં પણ મતભેદ હોવાનો સંભવ હોવાથી, જ્યારે એવા પ્રસંગ ઊભા થાય, ત્યારે પહેલેથી જ મજૂર અને માલિક વચ્ચે સમજૂતી શા સારુ ન હોય કે, ગમે તે પક્ષ પોતાની તકરાર પંચ આગળ મૂકે ને પંચના ફેંસલાનો બન્ને પક્ષ તરત શુદ્ધ દાનતથી અમલ કરે ?"

પણ વિચાર કરતાં જણાય છે કે, જેમ જેમ વખત જાય છે તેમ તેમ મજૂરોની માગણી વધતી જ જાય છે; અને માગણી કબૂલ કરાવવાની રીતો પણ વધતી જ જાય છે. અને તેમાં હિંસાને સ્થાન આપવામાં આવે છે. પરિણામે બન્ને પક્ષને સારું એવું નુકસાન થાય છે પણ આપણે ઉદ્યોગના સંચાલનની સ્થિતિ જોઈએ તો મજૂર અને માલિક બન્ને ઉદ્યોગના સરખા ભાગીદાર ગણાવા જોઈએ. કદાચ મજૂર વધારે મોટો ભાગીદાર છે. પણ આજે ઊલટી ગંગા વહે છે. માલિક પાસે બુદ્ધિ છે. તેથી તે પોતાનાં બુદ્ધિ અને ધન વડે પોતાના જેવાઓનું સારું સંગઠન સાધી શકે છે. વળી ધન વડે તે પોતાની સંઘશક્તિનો ઉપયોગ પણ કરી જાણે છે. એક રૂપિયાની કિંમત નજીવી છે, પણ ઘણા રૂપિયા ભેગા થાય તે ભારે શક્તિ ધરાવતા હોય છે. આજે દુનિયાના લગભગ બધા જ દેશો પર આ શક્તિનું વર્ચસ્વ દેખાય છે. એની આગળ મજૂરશક્તિ બેહાલ છે. અને છતાં મજૂર પાસે પોતાની શ્રમ-શક્તિ છે, જેને કારણે જ આ ધન પેદા થાય છે. પણ એ શક્તિનો ઉપયોગ હડતાલ કરવાથી બંધ પડે છે. માટે ગાંધીજી એ શસ્ત્રનો ઉપયોગ અહિંસક રીતે અનિવાર્ય થઈ પડે ત્યારે જ કરવામાં માનતા હતા.

### હડતાલની મર્યાદા

એ હડતાલની મર્યાદાઓ શી હોય તે વિષે ગાંધીજી લખે છે કે:

"હડતાલ કૃત્રિમ ન હોય, ને સ્વાભાવિક રીતે બળાત્કાર વિના થઈ હોય તો ગુંડાગીરી કે લૂંટફાટ ન જ થઈ શકે. આવી હડતાલમાં સહેજે હડતાલિયાઓ વચ્ચે સહયોગ હોય, શાંતિ હોય, બહારના દેખાવ ન હોય, ધાંધલ કે પોકાર ન હોય. દરેક હડતાલિયો પોતાનું બીજું રોટી કમાવાનું કામ એકલો અથવા બીજાની સાથે

મળીને કરે. આવા કામનો નિશ્ચય પહેલેથી જ કરી મૂક્યો હોય. આવી શાંત, સચોટ, મક્કમ હડતાલમાં લૂંટફાટને કે ગુંડાગીરીને સ્થાન ન જ હોઈ શકે, એ સાવ સમજાય એવી વાત છે.”

પણ આ અહિંસક હડતાલને પશ્ચિમની ‘પૅસિવ રૅઝિસ્ટન્સ’ની ચળવળ સાથે ગૂંચવવી ન જોઈએ. એનો બાહ્ય સ્વાંગ અહિંસક ભલે હોય, પણ એનો જુસ્સો તો અહિંસક ન હોઈ શકે. આ પશ્ચિમી હડતાલનો હેતુ મજૂરોને કામ પર જતા અટકાવી માલિકો પર દબાણ લાવવાનો છે. આવી હડતાલની નૈતિક સદ્ધરતા વિષે ત્યાંના જ વિચારકોને શંકા ઊઠે છે. અને ડૉ. જૉન હોમ્સના કહેવા મુજબ તો એ હડતાલ કષ્ટસહનનો માર્ગ નથી, પણ કષ્ટ આપી – દબાણ લાવી – ફતેહ મેળવવાનો માર્ગ છે ખરો. એવી હડતાલોથી હિંસાત્મક જુસ્સો અને લડાઈનાં બીજ રોપાય છે. ત્યારે અહિંસક હડતાલ એથી જુદું જ પરિણામ લાવે છે. તેનો અહિંસક જુસ્સો નિર્ભયતા અને પ્રેમ ઉત્પન્ન કરે છે. પરિણામે તેમાં પ્રતિસ્પર્ધીને સુધરવાની તક ઘણી રહે છે.

### હડતાલની શરતો

હવે હડતાલ દરમ્યાન કેટલીક ધ્યાનમાં રાખવા જેવી શરતો આપણે જોઈએ:

સહુથી પ્રથમ મજૂરોના ભરણપોષણનો મુદ્દો ધ્યાન ખેંચે એવો છે. એ કેવી રીતે મેળવવું ? એને માટે બહારથી મદદ લઈ શકાય કે કેમ ? વગેરે ઘણા પ્રશ્નો ઉદ્ભવે છે. કેમ કે જેમ જેમ હડતાલ લંબાતી જાય છે તેમ મજૂરોની હાડમારી વધતી જાય છે. આ હાડમારી જ મજૂરોના જુસ્સાને તોડી પાડવામાં મોટો ભાગ ભજવે છે. એટલે હડતાલ ચાલુ રાખવા માટે કેટલાકને ફંડ પણ ઊભું કરવાનું મન થાય. ’૧૮ની અમદાવાદની લડત વખતે આવી મદદ લેવા અંગે ગાંધીજીએ કહ્યું હતું કે:

“મજૂરોને તમે પૈસા આપીને સત્યાગ્રહ કરાવશો અથવા તમે પૈસા આપીને તેમને ટકાવી રાખશો, એવી આશાથી જ મજૂરો આ લડતમાં પડ્યા હશે, તો તેમાં સત્યાગ્રહનો અર્થ શો ? સત્યાગ્રહનું મહત્ત્વ શું ? સત્યાગ્રહનું રહસ્ય જ દુઃખ પડે તે રાજીખુશીથી ખમી લેવામાં રહેલું છે. સત્યાગ્રહી જેટલું દુઃખ વધારે ખમે તેટલી તેની વધારે કસોટી થાય છે.”

મજૂરોને પણ તે અંગે કહ્યું હતું કે:

“જો મજૂરોને સ્વતંત્ર રહેવું હોય, તો તેઓએ આજીવિકાનાં અનેક સાધનો ઊભાં કરવાં જોઈએ. મારી કલ્પના એવી છે કે, જેમ મૂડીવાળાની મૂડી તેનો પૈસો છે તેમ મજૂરની મૂડી તેની મજૂરી કરવાની વિવિધ શક્તિ છે. ધનવાનને થોડેઘણે અંશે પણ મજૂરની જરૂર પડવાની જ છે, તેમ મજૂરને – મૂડીરૂપ મજૂરીને ધનની જરૂર પડવાની જ છે.”

અને આ જ સિદ્ધાન્ત પ્રમાણે ગાંધીજીએ અમદાવાદની એ લડતમાં મજૂરોને બહારથી મળતા રૂપિયા મજૂરોના હિત ખાતર ન સ્વીકાર્યા, પણ બધા મજૂરો પાસે આશ્રમમાં મજૂરી કરાવી અને સ્વાવલંબન તથા શ્રમની મહત્તાનું ભાન કરાવ્યું.

આમ આવી હડતાલની સફળતા માટે બીજી પણ કેટલીક શરતો તેમણે બતાવી છે તે ટૂંકામાં જોઈએ:

૧. હડતાલનું કારણ ન્યાયી હોવું જોઈએ.

૨. એ અહિંસક હોવી જોઈએ.

૩. હડતાલિયાઓએ માલિકોને કે જનતાને કોઈ જાતની પજવણી ન કરવી જોઈએ.

૪. ઉપર જોયું તેમ, બહારની મદદ ન લેવી જોઈએ. બલ્કે જાતમહેનત કરી ભરણપોષણ કરવું. બહારનું દાન પણ ન લેવું જોઈએ. પોતે મજૂરી કરી બીજાને મદદ કરી શકે.

૫. હડતાલ બાબત મજૂરોમાં અડગતા હોવી જોઈએ. પછી એ હડતાલ ગમે તેટલી લંબાય. જો મજૂરોમાં અડગતા અને ઐક્ય ન હોય તો તે હડતાલ ફક્ત મજૂરસંઘના પ્રયત્નોથી જ લાંબા વખત સુધી કદી ટકી ન શકે. અને જે હડતાલ લાંબા સમય સુધી ન ટકી શકે, તેમાં સંપૂર્ણ ફતેહ ન મળી શકે. આથી મજૂરોમાં સંપૂર્ણ એકતા અને અડગતા હોવી ઘણી જરૂરી છે.

૬. માલિકોને મિલમાં કામ કરનાર બીજા પૂરતા મજૂરો મળી રહેતા હોય તો હડતાલથી કંઈ કામ ન

સરે. એવે વખતે અપમાન સહન કરવા અને ઓછા પગાર મેળવવા કરતાં તો રાજીનામું આપી દેવું યોગ્ય છે.

૭. મજૂરોએ સંઘની મંજૂરી વગર હડતાલમાં ઊતરવું નહિ. હડતાલમાં ઊતરતા પહેલાં પોતાની ઓછામાં ઓછી માંગ સાથે એણે માલિકો સાથે વાટાઘાટ કરી જ લેવી જોઈએ.

### હડતાલનો રાજદ્વારી ઉપયોગ

ગાંધીજી સહાનુભૂતિની હડતાલમાં બહુ માનતા નહોતા. એ માનતા કે, અહિંસક હડતાલ ફક્ત જે મજૂરો અસંતોષથી અને બીજાં કારણોથી દબાયેલા હોય તેમના પૂરતી જ મર્યાદિત રાખવી જોઈએ. હેતુ જો શુદ્ધ હોય અને માગણી ગૂંચવણભરી ન હોય તો મજૂરોનું કષ્ટસહન જ વધારે અસરકારક થઈ પડે છે.

આજકાલ રાજકીય ઉદ્દેશ માટે મજૂરોનો ઘણો ઉપયોગ થાય છે. ભારતનો મજૂર બીજા દેશોની જેમ એ લોકો પર આશ્રિત છે જેઓ એના સલાહકાર અને માર્ગદર્શક હોવાનો દાવો કરે છે. તેઓ હંમેશાં ઈમાનદાર નથી હોતા. આવા લોકો મજૂરોના અસંતોષનો લાભ લઈ એ અસંતોષને ઉત્તેજિત કરીને તેમને ચડાવે છે. પણ જ્યાં સુધી મજૂરો રાજકીય બાબતમાં જાગ્રત ન હોય ત્યાં સુધી જો આવી બાબતોમાં તેમનો ઉપયોગ કરવામાં આવશે તો એ એમને પોતાને માટે તેમ જ દેશને માટે ભયજનક નીવડશે.

### હડતાલનો ઉપાય

હડતાલ વારવાનો ઉપાય નથી જ એમ નથી. એ આપણને ગાંધીજીએ બતાવ્યો પણ છે. એ ઉપાય તે લવાદનો. છેક અનિવાર્ય સંજોગોમાં જ હડતાલ તો પડે, પણ જ્યાં લવાદથી કામ ચાલતું હોય ત્યાં સુધી એ રીતે જ કામ લેવું જોઈએ. આ લવાદ કે તપાસ સમિતિમાં કાર્યપદ્ધતિનો એક મહત્ત્વનો સવાલ રહેલો છે તે તરફ આપણું ધ્યાન જવું જોઈએ. આપણે જોયું કે, સત્યાસત્યના તાત્ત્વિક મુદ્દા પર આ લડતનું મંડાણ હોય છે. બેઉ પક્ષને એ મુદ્દા પર કાંઈક ને કાંઈક કહેવાનું હોય છે. તેથી તો ખેંચાખેંચી ને હા ના ઊભી થવા પામે છે. એટલે એક પક્ષ એમ આત્યંતિક દાવો તો ન જ કરી શકે કે મારું જ ખરું છે. સત્યાગ્રહી, જે નમ્ર અને મર્યાદાશીલ હોય, તે તો આમ ન જ કરી શકે. આવી જાતની હઠથી લોકમતને પણ પોતાની તરફેણમાં મેળવી ન શકાય. એટલે લડતની શરૂઆતમાં તેનો મુદ્દો સ્પષ્ટ શબ્દોમાં ઘડવાનો હોય છે. તેમાં જ ઘણું કરીને તપાસની શરત રાખવામાં આવે છે. '૧૮ની મજૂર લડતમાં તે શરત સ્પષ્ટ જણાવેલી ન હોવા છતાં, તે તો સત્યાગ્રહમાં હર ક્ષણે ગર્ભિત રીતે છે જ એમ જણાવી લવાદની નિમણૂક સ્વીકારવામાં આવી હતી. પણ આ લવાદી ગમે તેની અને ગમે તે પ્રશ્નમાં પણ ન હોઈ શકે. બાંધછોડના પ્રશ્નમાં જ લવાદી હોઈ શકે. અને એક વાર લવાદ નીમ્યા પછી તેની નિષ્પક્ષતા પર વિશ્વાસ રાખવો એ સત્યાગ્રહીનો ધર્મ છે.

આવી અહિંસક હડતાલ અને લવાદીના શુદ્ધ ઉપયોગ માટે સુસંચાલિત સંઘની જરૂર રહે છે. એ સંઘ પણ અહિંસક નીતિવાળો જ હોવો જોઈએ. એના પાયામાં જ મજૂર અને માલિકોના સંપૂર્ણ સહયોગની શ્રદ્ધા હોવી જોઈએ. અમદાવાદનું મજૂર મહાજન આવા પાયા પર રચાયેલું છે.

હવે પછી આપણે ગાંધીજીએ આ મજૂર સંસ્થાના સ્થાપન દિનથી માંડીને આજ સુધીમાં એમના કેટલાક ઝઘડામાં જે અગ્ર ભાગ લીધો અને તેને પરિણામે મજૂર ચળવળના સિદ્ધાન્તોમાં કેવો ભારે પલટો આવ્યો, તે જોઈશું.

(ચાલુ) **મનુભાઈ રણછોડજી દેસાઈ**

---

# ગુજરાત વિનય મંદિર

## [ ઉત્તર બુનિયાદી શિક્ષણની પ્રયોગશાળા ]

ગાંધીજીની વર્ધા શિક્ષણ યોજનાને અનુસરીને જુદે જુદે ઠેકાણે પાયાની કેળવણીની કેટલીક શાળાઓ ચલાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. તેમાંની કેટલીક શાળાઓ પૂરાં સાત વરસ સુધી પહોંચી ગઈ છે. તેનાથી આગળ ઉત્તર બુનિયાદી શિક્ષણ આપવાનો પ્રયોગ પણ ગુજરાતમાં એક બે ઠેકાણે શરૂ થયો છે. ગૂજરાત વિદ્યાપીઠે પોતાની દેખરેખ હેઠળ તે પ્રયોગ કરવાનું નક્કી કર્યું છે. વિદ્યાપીઠ તરફથી અમદાવાદમાં ગુજરાત કુમાર મંદિર ચલાવવામાં આવે છે. તેમાં સાત ધોરણ સુધીનું શિક્ષણ અપાય છે. તેનો આગળ વિનય મંદિર તરીકે વિકાસ કરીને ધોરણ ૮થી ૧૧ સુધીના વર્ગો ચલાવવામાં આવશે.

વિનય મંદિરનો અભ્યાસક્રમ ચાર વરસનો રહેશે. નવું વર્ષ માર્ચની ૧લી થી શરૂ કરવામાં આવશે. શરૂઆતમાં તેનું પહેલું વર્ષ ( આઠમું ધોરણ ) શરૂ કરવામાં આવશે અને વરસે વરસે એક એક ધોરણ વધારીને 'વિનીત' (મૅટ્રિક) સુધીનો અભ્યાસક્રમ પૂરો કરવામાં આવશે. આખો અભ્યાસક્રમ પાયાની કેળવણીના સિદ્ધાંત પ્રમાણે ઉદ્યોગ અને પ્રત્યક્ષ જીવનને લક્ષમાં રાખીને યોજવામાં આવશે. અગિયારમા ધોરણને અંતે 'વિનીત' પરીક્ષા લેવામાં આવશે અને તેમાં પસાર થનાર વિદ્યાપીઠ તરફથી ચાલતા શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયમાં દાખલ થઈ શકશે. જેઓ એસ. એસ. સી. ( મૅટ્રિક )ની પરીક્ષા આપવા ઇચ્છતા હશે તેઓ અમુક વિષયો લઈને તે પરીક્ષા આપી શકે એવી તજવીજ કરવામાં આવશે.

કુમાર મંદિર કે પ્રાથમિક શાળાનાં સાત ધોરણ પૂરાં કર્યાં હોય અગર માધ્યમિક શાળાનાં પહેલાં ત્રણ ધોરણ પૂરાં કર્યાં હોય, તેઓ વિનય મંદિરમાં દાખલ થઈ શકશે.

વિનય મંદિર સાથે તેનું છાત્રાલય પણ ચલાવવામાં આવશે અને શિક્ષણના એક ઉપયોગી અને મહત્ત્વના અંગ તરીકે તેનું સંચાલન થશે.

શાળાનો સમય સવારે અને બપોરે બે વખત રહેશે. બહારથી ભણવા આવનારે તે મુજબ આવવું જોઈશે. એવા બહારથી આવનાર માટે બપોરના સમયમાં પોતાનું ખાવાનું સાથે લાવીને ખાવાની અગર છાત્રાલયના રસોડે પોતાના ખર્ચે એક ટંક ભોજન લેવાની સગવડ આપવામાં આવશે.

અભ્યાસક્રમમાં કોઈ હસ્ત-ઉદ્યોગને મહત્ત્વનું સ્થાન રહેશે. તેમાં ખાદીકામ, ખેતી, સુથારી, સીવણ, પુસ્તક બાંધણી જેવા ઉદ્યોગોમાંથી અનુકૂળતા પ્રમાણે રાખવામાં આવશે. આની સાથે ધોરણ ૮માં સામાન્ય જ્ઞાનના નીચેના વિષયો રહેશે :

( ૧ ) સ્વભાષા-ગુજરાતી
( ૨ ) રાષ્ટ્રભાષા-હિંદી
( ૩ ) અર્વાચીન ભાષા તરીકે અંગ્રેજી કે હિંદી
( ૪ ) સામાન્ય ગણિત અને નામું
( ૫ ) સામાન્ય વિજ્ઞાન
( ૬ ) સમાજવિદ્યા

ધો. ૯, ૧૦ અને ૧૧માં સામાન્ય ગણિત અને નામાને બદલે નીચેમાંથી અનુકૂળતા પ્રમાણે કોઈ એક વિષય વિકલ્પ તરીકે લેવાનો હશે :

(ક) સંસ્કૃત, (ખ) ચિત્રકળા, (ગ) સંગીત, (ઘ) બીજ-ગણિત-ભૂમિતિ

અભ્યાસને અંતે વિદ્યાર્થીઓ એકાદ હસ્ત-ઉદ્યોગ શીખે, સ્વચ્છતા અને સાદાઈ શીખે, શરીરશ્રમનું ગૌરવ સમજે, સ્વતંત્ર વિચાર અને અભ્યાસ કરતાં શીખે, તથા મહેનતુ બની જીવનમાં સમજપૂર્વક, કુશળતાપૂર્વક પોતાનો હિસ્સો આપી શકે, એવી રીતે તેમને તૈયાર કરવાનો હરેક પ્રયત્ન કરવામાં આવશે.

આનું વિગતવાર માહિતીનું બોધપત્ર ત્રણ આનામાં મળી શકશે. તેમાં છાત્રાલયની વ્યવસ્થા, શિક્ષણ-ફી વગેરે સંબંધી વિશેષ વિગતો આપવામાં આવી છે.

વિ૦

# નવું વાચન

**ગાંધી કાવ્ય સંગ્રહ:** સં૰ વિનોદ મો. ગાંધી; પ્ર૰ વિનોદચંદ્ર ગાંધી, જવાહર શેરી, પેટલાદ; કિં. રૂ. ૩–૦–૦; પૃ૰ ૨૦૮.

બાપુજી તો હતા નૂતન યુગપ્રવર્તક. એમના મૌલિક વિચારોએ ભારતના જીવનમાં નૂતન પ્રાણસંચાર કરાવ્યો અને એમના ભવ્ય જીવને એમને અખિલ જગતમાં મહાત્મા તરીકે વંદનીય બનાવ્યા. આવા મહાપુરુષનું જીવન સમ-સંવેદનશીલ કવિઓને સ્પર્શ્યા વિના રહે ખરું? બાપુનું સત્ય અને અહિંસાની ભાવનાથી પ્લાવિત જીવન મહાકાવ્ય સમું હતું, તેથી સ્વાભાવિક રીતે આપણા કવિઓને એમાંથી સ્પંદનો ઝીલવાનું મન થાય.

આ કાવ્યસંગ્રહમાં એવા કવિઓનાં કાવ્યોનો સમાવેશ થાય છે. આજે બાપુ આપણી વચ્ચે નથી. એ સમયે એમની ભાવનાને આપણામાં જાગ્રત રાખવા તેમ જ એમનાં જીવનકાર્યોને જારી રાખવા માટે એમના વિચારોનું મનન કરતા રહેવું જરૂરી છે. તેથી એમના વિચારોને વિષયવાર સંગૃહીત કરવામાં આવે એ આવકાર્ય છે. એ જ રીતે બાપુજી વિશે લખાયેલાં કાવ્યોનો સંગ્રહ થાય એ પણ એટલું જ ઉચિત છે. અને આ 'ગાંધી કાવ્ય સંગ્રહ' બહાર પડતાં એ દિશામાં થયેલું પગરણ આવકારપાત્ર ગણી એને વધાવી લેવાનું મન થઈ આવે. પણ એ પુસ્તક પર નજર ફેરવતાં ઉત્સાહ મોળો પડી જાય છે!

અહીં એવું કહેવાનું અસ્થાને ન ગણાય કે, બાપુજીની પ્રતિભા ઉજ્જ્વળ હતી. એમને માટે માન અને ભક્તિ પ્રજાહૃદયમાં છે. પણ જેમ પરિસ્થિતિનો લાભ ઉઠાવી કોઈ વેપારી વેપાર ખેડવા મંડી પડે, તેમ બાપુજીનાં લખાણોનો કે એમને વિશે લખાયેલાં લખાણોનો લાભ ઉઠાવનારા 'વેપારીઓ' જો આવું કાર્ય કરવા મંડી પડે, તો એ ખરેખર દુઃખદ જ છે. શ્રી. વિનોદચંદ્રનો એવો જ આશય છે એમ અમે કહેવા માગતા નથી. પણ એમણે 'સંપાદકીય નિવેદન'માં જે મહત્ત્વની વસ્તુ કહી છે તેને જ લક્ષમાં રાખીને આવું ભયસ્થાન દર્શાવવું પડે છે. શ્રી. વિનોદ ગાંધી કહે છે: "હજુ એક વર્ષ થયું ના થયું અને બાપુજીની યાદ ભુલાવા લાગી છે એમ જણાય છે. તો તેમના જીવનની યાદ કાળ જતાં સદાને માટે ચિરંજીવી રહી શકે એ ઉદ્દેશથી આ કાવ્યસંગ્રહ પ્રગટ કર્યો છે."

બાપુજીની યાદ ભુલાવા લાગી છે કે કેમ એ તો સૌ કોઈનું અંતર જાણે. અને ધારો કે ભુલાવા લાગી છે તો શું તેને ચિરંજીવી રાખવા આવો કાવ્યસંગ્રહ અધીર બની બહાર પાડવાથી જ ચિરંજીવી રાખી શકાય? ચાલો, એમ માની લઈએ કે, એ આશય આવા સંગ્રહથી સધાય પણ ખરો, તો એ માટેના પ્રયત્નમાં પણ એટલી સાધનાની આવશ્યકતા રહે જ છે. બાપુજીને લગતાં બધાં કાવ્યો ભેગાં કરી જેમ તેમ છાપી દેવાની અને ઘેર ઘેર વંચાતાં કરી દેવાની ઉતાવળ આવી બાબતમાં ન જ ચાલે. આવા કાચા અને ઉતાવળભર્યા સંગ્રહથી તો ઊલટું આવાં કાવ્યોમાં જે માધુર્ય છે એ પણ નષ્ટ પામે છે. તેમ જ બાપુજીની વિચારસરણીને સમજવાની કચાશ દેખાડી આપે છે. ઘણું કરીને બાપુજી નાનકડી છાપભૂલને પણ ચલાવી લેતા ન હતા. વળી ઉતાવળમાં જેમ તેમ કામ પૂરું કરવાની પણ વિરુદ્ધમાં હતા. આ બંને વાત સંગ્રહને પાને પાને દૃષ્ટિએ પડે છે અને બાપુજીના 'જીવનની યાદ કાળ જતાં સદાને માટે ચિરંજીવી રહી શકે એ ઉદ્દેશથી' આ કાવ્યસંગ્રહને હાથમાં લેતાં મન નિરાશા અનુભવે છે.

પહેલી વાત એ કે, આ સંગ્રહનું મુદ્રણ જ બહુ કચાશભર્યું છે. કેટલેય સ્થળે એટલી ભીડ થઈ ગઈ છે કે સારું કાવ્ય વાંચતાં પણ આંખને શ્રમ પડે છે.

બીજી ધ્યાન ખેંચે એવી વાત એ છે કે એમાં છાપભૂલ વિપુલ પ્રમાણમાં છે. આ સંગ્રહમાં લાંબું શુદ્ધિપત્રક આપ્યું છે તોયે તે અધૂરું છે. પાને પાને ભૂલ નજરે પડે છે! દા૰ ત૰ પ્રકાશકનું નામ જ ખોટું છપાયેલું હોય એમ લાગે છે: વિનોદચંદ્ર મો. શાહ કે ગાંધી? અનુક્રમણિકામાં પણ છાપભૂલનો પાર નથી; જેમ કે, 'વિશ્વવંદ્ય' 'મહાત્મા ગાંધીજી. . . .' વગેરે. વળી કેટલેક સ્થળે શબ્દો સાથે સાથે કે છૂટા છપાયેલા હોવાથી અર્થ બદલાઈ જાય છે અથવા સંદિગ્ધ બની જાય છે. જેમ કે, 'વિપદે કદિ **ધૈર્યના** તજ્યું' 'ગરજુ દીન દયાળ ગાંધીજી', '. . . . વચન વદતોમાર્દવતણાં,' 'શું કૈં મુજ અક્ષમ્ય તેથી. . . .', 'નોધારાંને **ગોદકો** લેશે,' 'વિસર્જીને **ફૂલતીર્થજીવને** નવસર્જીએ', 'પવિત્ર તીર્થને સ્થાને પ્રવાહે અસ્થિ **છોભળે**' વગેરે. અરે, શીર્ષકમાં પણ ક્યાંક ક્યાંક ભૂલ જણાય છે. 'મૃત્યુંજય'ને બદલે 'મૃત્યુંષ્ટ!'

આ સંગ્રહમાં આમ તો સારાં કાવ્યોનો સમાવેશ થયો છે, પણ એનો રસાસ્વાદ અનુભવવામાં ઉપર દર્શાવેલી કચાશો જો ન હોત તો ખરેખર આ સંગ્રહ આવકારપાત્ર બનત. શ્રી વિનોદચંદ્ર ગાંધી બાપુજી વિશે બીજા સંગ્રહો બહાર પાડવા ઇચ્છે છે એમ જણાય છે. તો એ વખતે જો તે વધુ કાળજી લેશે તો એમનું કામ દીપશે. વળી સાથે સાથે કહેવાનું મન થાય છે કે, સંપાદકે પોતાની છબીઓને તેમ જ 'અભિપ્રાયો'ને છાપવાનો મોહ જતો કરવો જોઈએ. આવાં પુસ્તકો એવી બધી વસ્તુથી દૂર રહે તો જ તે બાપુજીને સાચાં અંજલિરૂપ બને.

—મુ૰ ક૰

# માસિક વિવેચન

**નેપાળનો જય!**

નેપાળના મહારાજા પાછા પોતાની રાજધાનીમાં જઈ શક્યા અને લોકશાહીની શરૂઆત કરી નવા સુધારાનું મંગળાચરણ કર્યું, એ એક ખુશખબર કહેવાય. તે રાજ્યની પ્રજા માટે મહાન ક્રાંતિનું આ પગલું ગણાય. તેનો લાભ આપણા દેશને પણ છે જ. સારો સબળ પાડોશી હમેશ બળરૂપ જ હોય. આપણે આ પ્રકરણમાં શોભાપાત્ર પડોશ-ધર્મ બજાવી શક્યા તે માટે આપણે નમ્રતાપૂર્વક છતાં જરૂર ગૌરવ માણી શકીએ. નેપાળ સાથે આપણો સંપર્ક વધે તેમાં સંસ્કૃતિ અને વિદ્યાની વૃદ્ધિનો સંભવ પણ વધે છે, એ પણ યાદ રાખવું જોઈએ.

૨૦-૨-'૫૧

**ગામડાંમાં સિનેમા**

ગામડાંમાં સિનેમાનો ઉપદ્રવ વધવા લાગ્યો છે; તેનો વાવર ચાલે છે; — આમ ખબરો મળે છે. અને તેનો ભોગ બની ગામ-લોકો ખુવાર થાય છે, એમ જાણકારો કહે છે. આનો ઉપાય શો? — એમ પૂછવામાં આવે છે. ખાવાનું પૂરતું અન્ન નથી મળતું ત્યારે પણ આ સિનેમાવાળાનાં ખિસ્સાં ખાલી નથી રહેતાં, એમ કહેવાય છે. એક જણ તો મગજનું સમતોલપણું એટલે સુધી ખોઈને વાત કરે છે કે, સરકારને આવક થાય તેટલા માટે તેણે જ આ ચલાવ્યાં છે! સાર એ છે કે, સિનેમાની આ બલા ગામડાંમાં ઘૂસવા લાગી છે અને ગરીબ ગામડાં તે વાટે ચુસાય છે, તેનો ઉપાય શો?

સરકાર એની મના કરે એવી આશા વ્યર્થ અને અયોગ્ય ગણાય. એ કાંઈ દારૂનાં પીઠાં નથી. તેમાં મોહ-મદિરા હશે; પણ તેનો ઉપાય વ્યક્તિ પોતે કે સમાજ-શિક્ષક કરી શકે. જોકે સરકારે ગામડાંમાં વપરાતી ફિલમો ઉપર ખાસ નજર રાખવી જોઈએ. અને એ સિનેમાની આસપાસ દુર્ગુણના અડ્ડા ન જામે એ પણ જોવું જોઈએ. ગામડાંમાં સિનેમા નવો અનુભવ હોવાથી કાંઈક વધારેપડતો ઉછાળો તે તરફ સંભવે; સમજણા લોકોએ તે સામે ધીરજથી લોકમત કેળવતો રહેવું જોઈએ.

માબાપોએ પોતાનાં બાળકો પર પણ દેખરેખ રાખવી જોઈએ. નહિ તો સિનેમાની મોહ-મદિરાનો નવો અનુભવ કેટલાંયને જીવનના આદર્શો વિષે અસ્તવ્યસ્ત કરી મૂકવા પૂરી બીતિ રહે છે.

૨૦-૨-'૫૧

**પાઠ્યપુસ્તકોનો સવાલ**

ગુજરાતની સ્કૂલ બોર્ડોએ આ વરસે સરકારે પાઠ્ય-પુસ્તકો પસંદ કરવા અંગે જે નીતિ અખત્યાર કરી, તે નાપસંદ કરી છે. આમાં કેવળ આગંતુક બાબતો જ રહેલી નથી, પરંતુ સમાજે વિચારવાના મહત્ત્વના મુદ્દા રહેલા છે, તે તરફ ધ્યાન ખેંચવાની જરૂર છે.

બેએક વરસથી સરકારી શિક્ષણ ખાતાએ એવી વાત પકડી છે કે, એક જ સારી ચોપડી ચલાવવી; અને આ નીતિ આવતે વરસે અમલમાં આણીશું એમ કહ્યું છે. સૌને માન્ય થાય એવી એક જ સારી ચોપડી પસંદ કરવાનું કામ અશક્ય જ માનીને ચાલવામાં નમ્રતા અને વિવેક રહેલાં છે. આ વસ્તુ સરકારો માટે પણ સાચી છે, કદાચ વધારે સાચી છે.

પરંતુ મોટો ભય તો બીજો છે, જે ગુજરાતના ચૅરમૅનોએ કરેલા વિચારમાં આ પ્રમાણે જણાવ્યો છે:

> “સૌને માન્ય થાય તેવી સારામાં સારી કઈ ચોપડી એ ઠરાવવું અશક્ય નહિ તોય મહા કઠણ કામ છે. આ કામ સરકાર શી રીતે કરશે કે તેને માટે એ કઈ પદ્ધતિ અખત્યાર કરશે એ જણાવ્યું નથી. અત્યાર સુધી જે રીતે પાઠ્યપુસ્તકોની મંજૂરી અપાય છે તથા આ વરસે જે પુસ્તકો સરકારે તેના ૩૦-૧૨-'૫૦ના ઠરાવમાં નિયત કર્યાં છે, તે ઉપરથી સાફ જણાય છે કે, સરકાર આ કામ બરોબર કરી નથી શકી.”

> “અને એક જ ચોપડી નક્કી કરવાને પસંદ કરવાનું કામ કરવાની જરૂર પણ નથી; કેમ કે સરકારી ખાતું કહે તે એક જ ચોપડી ચલાવવાની નીતિથી સારી ચોપડીઓ તૈયાર કરવાનું ઉત્તેજન જ નાશ પામશે, અને સરકાર જો પોતે જ પોતાની ચોપડી છપાવી તેને જ ચલાવવાનો હુકમ કરશે તો, તે ઉપરાંત Regimentationનો ભય ઊભો થાય એવી દહેશત રહે.”

તો કઈ રીતે કામ લેવું જોઈએ, તે વિષે નીચે મુજબનો વિચાર રજૂ થયો છે:

> “સરકાર પાઠ્યપુસ્તકો મંજૂર કરે છે, તેમાંથી દરેક સ્કૂલ બોર્ડને પસંદ કરવા માટે જણાવવું જોઈએ,

અને એ રીતે પસંદગી જણ્યા બાદ સરકારે તેને મંજૂરી આપવી જોઈએ. પસંદગીને માટે સરકાર બુક કમિટીએ માન્ય કરેલાં એવાં ચાર પાંચ કે વધુ મળે તો વધુ સારાં પુસ્તકોની યાદી આપે, તેમાંથી બોર્ડ પસંદ કરી શકે. આમ થાય તો જ લેખકો નવાં પુસ્તકો લખવા પ્રેરાશે."

આથી કરીને આ સવાલને લેખકો, પ્રકાશકો, કેળવણીકારો, તથા શિક્ષણખાતાએ સૌએ લાંબી નજરે અને સારા શિક્ષણની દૃષ્ટિએ વિચારી કોઈ તોડ પર પહોંચવું જોઈએ.

૨૦-૨-'૫૧

## કાંતણ-વણાટના શિક્ષકો

શ્રી શિવાભાઈ પટેલ, આચાર્ય, વલ્લભ વિદ્યાલય, બોચાસણ, નીચેની સૂચના વિચારવા માટે લખી મોકલે છે. તે તરફ શિક્ષણ ખાતાએ ધ્યાન આપવું જોઈએ. અધ્યાપન મંદિરોના સંચાલકોએ પણ એનો વિચાર કરવા જેવો ગણાય. સૂચના આમ છે:

"૧. પ્રાથમિક શાળાના શિક્ષકોની ટ્રેનિંગ કૉલેજો ચાલે છે. તેમાં કાંતણવણાટના વર્ગો છે અને તે માટે અમુક અભ્યાસક્રમ ઘડ્યો છે. તે અભ્યાસક્રમ જોતાં એમ જણાય છે કે, એટલો અભ્યાસ શીખીને કોઈ શિક્ષક કાંતણ- કે વણાટ- વર્ગ ચલાવી શકશે નહિ. કદાચ કાંતણવર્ગ કોઈ ચલાવી શકે, પણ વણાટવર્ગ ચલાવી શકાય નહિ એવો મારો અનુભવ છે.

"વળી એ અભ્યાસક્રમ પણ હાલ જે રીતે ચલાવાય છે તેમાં શિક્ષણ નથી જણાતું.

"એટલે જેમ જૂના ટ્રેન્ડ શિક્ષકો માટે કાંતણ વણાટના વર્ગો ચાલે છે તેમ આ હાલના ટ્રેન્ડ શિક્ષકો માટે પણ ચાલુ રહેવા જોઈએ. જે વિદ્યાર્થીઓ શાળાઓમાં કાંતણ વણાટ શીખે છે, તે જ્યારે બે વર્ષ ટ્રેનિંગ કૉલેજોમાં જશે, ત્યારે તે ઉદ્યોગ બરાબર શીખી લેશે એવી આશા રખાય, અને ત્યારે વર્ગો ચલાવવાની જરૂર ન રહે. ત્યાં સુધી વર્ગો ચાલુ રહેવા જોઈએ. હા, તે લોકોએ કંઈક શિક્ષણ લીધું હોય એટલે થોડો સમય ઓછો કરી શકાય. જોકે હાલ જે વર્ગો માટે સમય છે તે વધુ નથી, એટલે જે સમય છે તેમાં તે સારી રીતે શીખી જશે, એટલે સમય ઓછો કરવાની જરૂર નથી.

"જો આમ નહિ થાય તો ટ્રેન્ડ શિક્ષકો ખાદીઉદ્યોગ શીખી શકશે નહિ અને શિક્ષણ સમય નિષ્ફળ જશે."

## આવકારપાત્ર ખુલાસો

જાનેવારી, ૧૯૫૧, ના અંકમાં 'પ્રત્યાઘાતનાં પૂર' એ મથાળે પા. ૨૮ પર લખેલી નોંધમાં આમ એક વાક્ય છે:

"...અંગ્રેજી શીખવવાનું પાછું હતું તેમ કરો....આમ જ મુંબઈ શહેરના માધ્યમિક શિક્ષકો પણ વળગ્યા છે."

આ જોઈ તે શહેરના મા૦ શિ૦ સંઘના મંત્રી શ્રી હાંસોટીએ પત્ર લખી મોકલ્યો કે,

"'શિક્ષણ અને સાહિત્ય'ના જાન્યુઆરી મહિનાના અંકમાં માસિક વિવેચન પ્રકરણના લખાણમાં આપે મુંબઈ શહેરના માધ્યમિક શિક્ષકો પર ખોટું દોષારોપણ કર્યું છે. તે આપના ખ્યાલમાં લાવવા આ પત્ર લખું છું.

"'ધોરણ ૬ઠ્ઠામાં અંગ્રેજી' ચાલુ કરાવવાની બાબતમાં મુંબઈ શહેરના માધ્યમિક શિક્ષકોએ કોઈ માગણી સરકાર સમક્ષ રજૂ કરી નથી. ઊલટું સાચી બાબત તો એ છે કે, મુંબઈ માધ્યમિક શિક્ષક સંઘે ખીસે કમિટીના સૂચન પ્રમાણે ધોરણ ૭મામાંથી પણ અંગ્રેજી કાઢી નાખવા સરકારને ભલામણ કરી હતી અને સંઘે કરેલો ઠરાવ લાગતીવળગતી જગ્યાએ મોકલવામાં આવ્યો હતો.

"મારા સંઘની કારોબારીની તા. ૨૦-૧-'૫૧ની સભામાં ઉપર્યુક્ત બાબત અંગે વિચારણા થઈ હતી અને સંઘના મંત્રીને અંગ્રેજી અંગેના અમારા સંઘના ઠરાવ તરફ તેમનું ફરી ધ્યાન ખેંચવા આદેશ આપવામાં આવેલો છે.

"આમ આપ જોઈ શકશો કે, મુંબઈ માધ્યમિક શિક્ષક સંઘ તમારી વિચારશ્રેણી સાથે સહમત છે તો આપે કરેલું દોષારોપણ અસ્થાને છે.

"મુંબઈ શહેરના આચાર્ય સંઘનું વલણ શિક્ષક સંઘ કરતાં આ બાબતમાં વિરોધનું છે અને આ આચાર્ય સંઘ અંગ્રેજી ફરી ઘુસાડવા પ્રયત્ન કરી રહ્યો છે. એમના પ્રયત્નોને નાકામિયાબ બનાવવા મારા સંઘે નિશ્ચય કર્યો છે.

"આશા છે કે જરૂર જણાય તો આપ ખુલાસો કરશો.

"એક કેળવણીકાર તરીકે મુંબઈ માધ્યમિક શિક્ષક સંઘના સભ્યો કેળવણીના સિદ્ધાંત વિરુદ્ધની વાત ન કરે અને આ અંગે અમે પણ જાગ્રત રહી પ્રત્યાઘાતી તત્ત્વો સરકારને છેતરી ન જાય તે માટે સરકારનું

ધ્યાન ખેંચી રહ્યા છીએ. આપની જાણ માટે આ લખું છું."

આ ખુલાસો હું હર્ષથી છાપું છું. મુંબઈના મા૦ શિક્ષકોના એ સંઘ છે તે મને ખબર નહોતી. અને તે એતાં દૃષ્ટિબિંદુમાં આવો આવકારપાત્ર ભેદ છે, તે જાણતો નહોતો. તે જણાવવા માટે હું તેના મંત્રીનો આભારી છું.

અંગ્રેજીનો પ્રશ્ન પાછો નવે વરસે ઉખેળવામાં આવ્યો છે, એ દુઃખદ છે. ગયે વરસે ૭ મા ધોરણમાં 'ઐચ્છિક' અંગ્રેજી દાખલ કરી સરકારે જે ભૂલભરી ઉશ્કેરણી આપી, તેનું આ ફળ ગણાય. સરકારે વધુ ભૂલના ભોગ બનવા સારૂ ના પાડવી જોઈએ. એટલું જ નહિ, ૭ મા ધોરણમાં ઐચ્છિક છે તે રદ કરીને ૮ મા ધોરણનો ચૂંથાઈ ગયેલો અભ્યાસક્રમ પાછો સુધારી લેવો ઘટે. અંગ્રેજી શિક્ષણમાં જામી ગયેલાં હિતો અને પ્રતિગામી દૃષ્ટિઓ અથડામણમાં આવે, એ ક્રાંતિનો નિયમ જ છે. તેથી ડરવાથી કોઈનો દહાડો નહિ વળે, સ્વરાજ સરકાર તો શિક્ષણમાં પછી ભાગ્યે જ કાંઈ કરી શકશે.

૨૦-૨-'૫૧

**શિક્ષણની ભાવના**

એક પ્રાથમિક શાળાના હેડ માસ્તર, કેળવણીના કલેવરનો આત્મા શિક્ષક છે એમ જણાવતાં જે વિવેચન કરે છે, તેના મુદ્દા બીજા શિક્ષકોના ધ્યાન પર નાખવા જેવા છે. પાયાની કેળવણી વિષે તે કહે છે:

"કેળવણીનો કાયાપલટો થયો છે. પાયાની કેળવણીની શરૂઆત થઈ ચૂકી છે. તેનો મૂળભૂત સિદ્ધાંત એ છે કે, બધી કેળવણી એકાદ હસ્તઉદ્યોગ મારફતે આપવી જોઈએ અને એ ઉદ્યોગને કેન્દ્રસ્થાને રાખી તેની આજુબાજુ શાળામાં અપાતા બધા જ શિક્ષણની ગૂંથણી થવી જોઈએ"

૨૫ ઉપર વરસના અનુભવી શિક્ષક હોઈ તે તેનો નિચોડ નીચે મુજબ જણાવે છે:

"આ મારા અનુભવનો હું નિચોડ લખું છું—સરક્યુલરો વગેરેથી દોરવણી મળે છે તે વાતનો સ્વીકાર છે. પરંતુ કેળવણીનો ખરો આત્મા—પ્રાણ તો શિક્ષક જ છે. સ્વતંત્ર ભારતમાં શિક્ષકે યાદ રાખવું જરૂરી છે કે—ફરજ પહેલી, ફો પછી.

"આપણી આર્થિક કંગાલિયતને લીધે સાંસારિક અધમતાને લીધે આપણો વર્ગ દુઃખી છે. તે દુઃખની છાયા બાળકો પર પાડી શાળાનું વાતાવરણ દુઃખમય કરી મૂકવાને આપણે લેશભાર અધિકારી નથી. બાળકોના હિતની ખાતર આ દુઃખ વધારે નહિ તો શાળાના સમય દરમ્યાન અવશ્ય ભૂલી જવું જોઈએ"

આમ માનવા સાથે તે એ પણ શ્રદ્ધા વ્યક્ત કરે છે કે, રાષ્ટ્રનું આખું નાવ જો તરી જાય તો સૌ તરશે; કોઈ એકલ નાવડી નહિ તરે. તેથી તે અંતે જણાવે છે:

"ગામડું, ગામડાનો વિદ્યાર્થી (દેશનો ભાવી પ્રજાજન) એ મૂર્તિઓ કેટલાના અંતરમાં રમતી હશે? આપણે આપણા દેશનું નવું ઘડતર ઘડવું છે એ દૃષ્ટિથી, એ બુદ્ધિથી આખોયે પ્રશ્ન વિચારવો અને અપનાવવો ઘટે છે. આ વિચાર પૂર્ણ વિરામે પહોંચ્યેથી શિક્ષકની રોજીનો પ્રશ્ન સહેલાઈથી ઉકેલાઈ જશે તે વાત નિઃસંદેહ છે."

શિક્ષણ એ દેશનો સૌથી મોંઘામાં મોંઘો માલ જે માનવ, તેને ઘડવાનો ઉદ્યોગ છે. સમાજનો સતત ચાલનારો જ્ઞાનયજ્ઞ એ છે. જો સમાજ એ ભાવના ખુએ તેને બીજું એથી વધારે કીમતી ખોવાનું રહેતું નથી.

૧૯-૨-'૫૧

**શિક્ષકનો ધર્મ**

ઉપરના વિચાર સાથે સાથે મનન કરવા જેવો એક વિચાર 'પ્રોગ્રેસ ઑફ ઍજ્યુકેશન' માસિકમાં ડૉ. ઝાકિર હુસેનનો ઉતારેલો જોવા મળ્યો તે નીચે ટાંકું છું:—

"કેળવણી કે શિક્ષણ સમાજના જીવનનું નિયમન કરતા નીતિસિદ્ધાંતો અને સાંસ્કૃતિક આદર્શોનો એક અંતર્ગત ભાગ છે. આપણું જીવન ને આપણું વર્તન જો એ સિદ્ધાંતો અને આદર્શોને માટે આદરવાળું ન હોય, તો તે આદર્શો માટે આપણે શ્રદ્ધા પેદા નહીં કરી શકીએ; અને તો પછી આપણે આમ વિધિસર ગમે તેટલું ભણાવતા હઈશું તેનો કાંઈ અર્થ નહીં સરે ને તે હાંસીપાત્ર ઠરશે. આપણો વર્ગ નબળો બની સ્વાર્થી અને ક્ષુદ્ર બનવામાં બીજાને નથી અનુસરતો, એમ આપણે માટે થવું જોઈએ. આપણે શુદ્ધ જીવનવાળા ને ઉદાત્તભાવની કદર કરનારા લેખાવા જોઈએ. . . . આ એક પ્રકારની નેતાગીરી છે; તે જો આપણે લેવી હોય તો તેની કિંમત આપવા તૈયાર થવું જોઈએ. આપણને ગાંડા કે ઉટપટાંગ ગણે; મિત્રો કે સ્વજનોને ન ગમીએ; આરામ જતો કરવો પડે; ચૂપચાપ અને

વગર પ્રસિદ્ધિએ સહ્યાં કરવું પડે. પરંતુ આવી કિંમત આપવા ખુશી હોય તેવા લોકો આ દેશમાં હોવા જોઈએ. એવા લોકો કે જે છાતી પર હાથ મૂકીને કહી શકે કે, ગાંધીના દેહને તો પૂરો કર્યો પણ એનો આત્મા જીવે છે. શિક્ષકવર્ગમાં આવા માણસો મળે એવી આશા ન રખાય? રખાય એવો મને વિશ્વાસ છે. નીતિનો કાયદો ને તદનુરૂપ જીવનમાં વિશ્વાસ જો ઊડી જાય તો સંસ્કારિતા અને શિક્ષણ નાશ પામે છે; એને બચાવવા આપણે બીજું બધું જતું કરીએ એ આપણા ધંધાનો એક ભાગ છે. એને વફાદાર રહીએ, અને એમ કરીને ગમે તે ભોગે પણ સ્વતંત્રતાને સ્વાર્થ, જૂઠ અને સડામાં ડૂબી જતી બચાવીએ."

૧૯-૨-'૫૧

## કમાવા માટે કેળવણી

હરિજન આશ્રમ, સાબરમતી, ના વિદ્યાલયનાં શિક્ષિકા શ્રી વિમળાબહેન પટેલ નીચે મુજબ એક વિચાર રજૂ કરે છે:

"ભણીને મારે કરવું છે શું? મારે ઘેર પાંચ ખેતરો છે." વર્ગમાંનું એક આઠેક વર્ષનું બાળક બોલ્યું. મારું મન ચગડોળે ચડ્યું, "આ જાતનો ખ્યાલ એના કુમળા મગજમાં ક્યાંથી આવ્યો હશે?" જવાબ મળ્યો: "માબાપ." જ્યાં ને ત્યાં કેળવણીની કિંમત આટલેથી જ અંકાય છે.

પણ એમાં એમનોયે દોષ નથી. અંગ્રેજી કેળવણીનાં મૂળિયાં ઊંડાં ઉતારનારા તંત્રે એ જાતનાં માનસ તૈયાર કરી દીધાં છે; ઘડી દીધાં છે. એણે એ જાતનો એક નાગપાશ ઊભો કર્યો છે. એમાંથી કોઈ મુક્ત રહ્યું નથી. બાળકના મનમાં આ વાત ઘર કરે, એમાં એનાં માબાપનો દોષ કાઢવો તેના કરતાં છેલ્લા તંત્રે ઊભા કરેલા સમાજનો છે. આપણે જોઈશું કે પુત્રીકેળવણી કરતાં પુત્રકેળવણી પાછળ માબાપનું વિશેષ લક્ષ હોય છે. જોકે, હા, જમાનાનાં બળે આજે એમાં કંઈક સુધારો થવા પામ્યો છે. પણ એમાંય એક વૃત્તિ કામ કરે છે ને તે એ કે વરને કન્યા ભણેલી જોઈએ છે. ખાસ કરીને, પાટીદારમાં તો કન્યાના બજારમાં ડિગ્રી એ લલચાવનારી વસ્તુ થઈ પડી છે. એટલે 'કેળવણી' એક સાધન થઈ પડ્યું છે. બેશક, કેળવણી એ જરૂર સાધન છે જ. પણ શેને માટે? જીવનના વિકાસ માટે, જ્ઞાન માટે. કેળવણીનો અર્થ ડિગ્રીપ્રાપ્તિ માટે હોતો નથી! ડિગ્રી એટલે તો ઉપાધિ, આ જાતનો અર્થ દરેક જણ જરૂર કરે છે ને કરશે. પણ એનો સાચો અર્થ ન થાય ત્યાં સુધી શું?

શાન્તિનિકેતનના મારા વિદ્યાર્થીજીવનનો પ્રસંગ યાદ આવે છે. અમારા અંગ્રેજી શિક્ષક મિ. પિયર્સન ઇંગ્લંન્ડ જતા હતા. ગુરુદેવને એમણે પૂછ્યું: "ઇંગ્લંન્ડ-વાસીઓને આપણા આશ્રમની વિશિષ્ટતા શી બતાવું?" ગુરુદેવે થોડી વાર વિચારીને કહ્યું: "બાળકોને પૂછીએ." બાળકોને ભેગાં કરવામાં આવ્યાં. પૂછ્યું: "તમારે શું આપવું છે?" બાળકો: "પરીક્ષા કાઢી નાખો." ગુરુદેવે એ વાત મંજૂર રાખી. છેક બાળક વયની આ ઘટના છે. તે વખતનાં અમે બધાં ડિગ્રીના બજારમાં ઠોઠ જ ગણાયાં, એમ કહું તો ખોટું નથી.

બીજી વાત: પરદેશમાં ખાસ કરીને, પૂર્વ આફ્રિકામાં, ૧૯૩૫ થી '૪૩ ની વાત કરું છું, બાળકને શાળામાં દાખલ થવાની વય જ સાત વર્ષની અંકાયા છે. ત્યારે આપણે અહીં એ ઉંમરનું બાળક ધોરણ બીજામાં કે ત્રીજામાં હોય, એ જાતની આપણી આંકણી છે. બાળકે જે ઉંમરમાં ખૂબ રમીને એની સર્જનશક્તિ ખીલવવાની હોય છે, એ ઉંમરમાં તેને શાળાની ચાર દીવાલોમાં પુરાઈ જવું પડે છે. આની પાછળ માબાપોની એક જ વૃત્તિ કામ કરતી હોય છે કે, છોકરો ઝટ ઝટ ભણે ને કમાતો થઈ જાય.

શિક્ષણ જીવનવિકાસને માટે છે. એટલે તે સાધન તો છે જ. પણ ડિગ્રી-પ્રાપ્તિનું સાધન એ બને છે ત્યારે તેમાં દોષ ઘૂસે છે, અને પછી તે પરીક્ષા પસાર કરવા માટે કે તે પૂરતું બની રહે છે. તેમાંથી પછી ટ્યૂશન, પરીક્ષામાં પેપર ફોડવા, ચોરી કરવી ઇ૦ દોષ-પરંપરા જન્મે છે. અંગ્રેજી રાજ્યમાં ડિગ્રી નોકરી-ધંધાનો પરવાનો બન્યો; એટલે તે મેળવવી એ જીવનનિર્વાહનો પ્રશ્ન બન્યો, અને એમ મધ્યમ વર્ગ માટે ડિગ્રી જીવનની જીવંત જરૂર બની છે. આ દોષચક્ર તોડવું હોય તો શિક્ષણ અને પરીક્ષાને નોકરીના સંબંધથી છોડવી જોઈએ. તો જ પરીક્ષા અને શિક્ષણ સુધારવાનો માર્ગ પણ જડશે. આ કામ અંગ્રેજી રાજ્યે નિર્માણ કરેલી એક અતિ વ્યાપક માનસિક ગુલામીમાંથી છૂટવાની વાત છે: એક મોટી ક્રાંતિ છે, જેની સામે અંગ્રેજી શિક્ષણવાળાનો રૂઢિચુસ્ત સ્વાર્થ ને સ્થાપિત હિત જકડાયાં છે. સ્વરાજ તેમાંથી રસ્તો કાઢવા માટે આવ્યું છે.

મ૦

૧૯-૨-'૫૧

# અમારાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| અચલાયતન | ૧-૦-૦ | બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| અપંગની પ્રતિભા | ૧-૮-૦ | બાપુ — મારી મા | ૦-૮-૦ |
| અર્થશાસ્ત્રની પરિભાષા | ૦-૧૪-૦ | બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| આત્મકથા | ૨-૦-૦ | બે ખુદાઈ ખિદમતગાર | ૦-૧૨-૦ |
| સંક્ષિપ્ત આત્મકથા | ૧-૦-૦ | બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૧૦-૦ |
| આત્મરચના અથવા આશ્રમી કેળવણી | ૪-૮-૦ | ભાઈ અને વેરાં | ૦-૮-૦ |
| આરોગ્યની ચાવી | ૦-૧૦-૦ | મધપૂડો | ૧-૪-૦ |
| આહાર અને પોષણ-૧ | ૦-૧૦-૦ | મલેરિયા | ૦-૭-૦ |
| આહાર અને પોષણ-૨ | ૦-૧૨-૦ | મહાદેવભાઈની ડાયરી – ૧ | ૪-૮-૦ |
| આંધળાનું ગાડું | ૦-૪-૦ | મહાદેવભાઈની ડાયરી – ૨ | ૫-૮-૦ |
| ઇંદુને પત્રો | ૧-૦-૦ | મહાદેવભાઈની ડાયરી – ૩ | ૫-૦-૦ |
| ઉર્દૂ લિપિ શિક્ષિકા | ૦-૧૦-૦ | મહાદેવભાઈની ડાયરી – ૪ | ૩-૦-૦ |
| ઊધઈનું જીવન | ૧-૦-૦ | માનવી ખંડિયેરો | ૨-૮-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૧૨-૦ | મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૬-૦-૦ |
| કન્યાને પત્રો | ૧-૦-૦ | મારી જીવનકથા — રાજેન્દ્રપ્રસાદ | ૮-૦-૦ |
| કરંડિયો | ૧-૪-૦ | મારું ગામડું | ૧-૪-૦ |
| કાવ્યપરિચય – ભા. ૧ | ૧-૮-૦ | યંત્રની મર્યાદા | ૧-૦-૦ |
| કાવ્યપરિચય – ભા. ૨ | ૧-૮-૦ | રચનાત્મક કાર્યક્રમ — કેટલીક સૂચનાઓ | ૦-૩-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૦-૧૦-૦ | રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦-૫-૦ |
| કેળવણીવિકાસ | ૧-૪-૦ | રાષ્ટ્રભાષાનો સવાલ | ૦-૭-૦ |
| કેળવણીવિવેક | ૧-૪-૦ | રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ | ૦-૬-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ | વિદાય વેળાએ | ૧-૦-૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧-૪-૦ | વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ | ૦-૬-૦ |
| ખિસ્સાકોશ | ૧-૦-૦ | વિરાજવહુ | ૧-૪-૦ |
| ખેડૂતનો શિકારી | ૦-૬-૦ | વિશ્વશાંતિ | ૦-૪-૦ |
| ગાંધીજી | ૦-૭-૦ | वैज्ञानिक शब्दसंग्रह | ૬-૦-૦ |
| ગાંધીજીની સાધના | ૨-૪-૦ | શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| ગીતાધ્વનિ | ૦-૬-૦ | શ્રાદ્ધના તેર દિવસ | ૦-૭-૦ |
| ગ્રામસેવાના દસ કાર્યક્રમો | ૧-૦-૦ | શ્રી નેત્રમણિભાઈને | ૦-૧૪-૦ |
| જમનાલાલજી | ૦-૬-૦ | संकलिता भगवद्गीता | ૧-૪-૦ |
| જીવતા તહેવારો | ૨-૦-૦ | સંક્ષિપ્ત કરણઘેલો | ૧-૦-૦ |
| જીવન દ્વારા શિક્ષણ | ૧-૮-૦ | સંત ફ્રાન્સિસ | ૦-૬-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ | સુદામાચરિત | ૦-૧૦-૦ |
| જોડણીકોશ | ૧૨-૦-૦ | સુદામાના કેદારા | ૦-૧-૬ |
| ત્રણ વાર્તાઓ | ૧-૪-૦ | સીતાહરણ | ૧-૦-૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૩-૦-૦ | સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧-૮-૦ |
| પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો | ૦-૧૦-૦ | સ્મરણયાત્રા | ૨-૦-૦ |
| પ્રાકૃતિક ભૂગોળ | ૦-૧૨-૦ | હજરત મહમદ અને ઇસ્લામ | ૧-૦-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૧-૦-૦ | હિમાલયનો પ્રવાસ | ૧-૮-૦ |
| પ્રેમપન્થ – ૧, ૨, ૪ — દરેકની | ૦-૪-૦ | હિંદની અંગ્રેજ વેપારશાહી | ૪-૦-૦ |
| બહેનોને | ૦-૬-૦ | હિંદુસ્તાની-ગુજરાતી કોશ | ૪-૦-૦ |

નવજીવન કાર્યાલય, પો. બૉ. ૧૦૫, અમદાવાદ

ર. નં. બી૦ ૪૩૪૩

# આજની ઉચ્ચ કેળવણી અને ગામડાં

. . . યુનિવર્સિટીના શિક્ષિત માણસો અંગ્રેજી શિક્ષણ, સાહિત્ય અને સંસ્કૃતિથી અજ્ઞાત લોકોની ઉપેક્ષા અથવા ઘૃણા કરવા લાગ્યા. તેથી ભારતના પ્રત્યેક શહેરમાં સંસ્કૃતિની એવી અભેદ્ય દીવાલ ઊભી થવા લાગી કે જેની એક બાજુએ ઇંગ્લંડના માનસ-પુત્રો હતા અને બીજી બાજુએ ભારતીય. ગરીબ તવંગરની દુનિયા તો અલગ થતી જ હતી. હવે અંગ્રેજી ભણેલા અને અંગ્રેજી નહિ ભણેલાની દુનિયા પણ અલગ થવા લાગી. પરિણામે જે સામૂહિક ઉદ્યોગ અને પ્રયાસ કરી શકાતા હતા એવી તક હવે ન રહી. એ દીવાલની બંને બાજુએ રહેનારાઓમાં પરસ્પર શંકા અને દ્વેષનું વાતાવરણ વધવા લાગ્યું, તેમ જ એકબીજાની મશ્કરી કરવાની અને એકબીજાની શત્રુતા સાધવાની ભાવના વધવા લાગી. શહેરી જીવનમાં જ્યાં આવા પ્રકારની ભિન્નતા ઉત્પન્ન થઈ, ત્યાં ગ્રામ-જીવન તો નાશ જ પામ્યું. ગામડાંમાં અંગ્રેજી રહેણીકરણીવાળા લોકોની સંખ્યા વધી કે એમ ન હતું, કારણ કે એવી રહેણીકરણી વધારે ખર્ચાળ હતી, અને ગ્રામ-વાસીઓ પાસે એ માટે ફાલતુ ધન ન હતું. વળી અંગ્રેજી ભણેલા લોકો જે પ્રકારની સગવડો ઇચ્છતા હતા તે પણ ગામડાંમાં મળી શકે એમ ન હતી. પરિણામ એ આવ્યું કે, અંગ્રેજી શિક્ષણ પામેલા લોકોનો સંબંધ ગામડાંથી તૂટતો ગયો. ભારતના ઇતિહાસમાં આ પહેલાં શિક્ષિત લોકો ગામડાંમાં રહે નહિ કે જાય નહિ એવું કદી બન્યું ન હતું. હંમેશાં વિદ્વાન લોકો ગામડાંમાં જતા હતા અને ઘણા તો ત્યાં જ રહેતા હતા; અને કથા, ગાથા ઇત્યાદિથી ગામડાંનું જીવન સુસંસ્કૃત અને સભ્ય બનતું જતું હતું. અંગ્રેજી રાજ્યકાળ પહેલાં શહેર અને ગામડા વચ્ચે કોઈ ખાઈ ન હતી અને તે સમયે ગામડાંના લોકો અને સાધારણ સ્થિતિના શહેરીઓનાં પહેરવેશ, ખાનપાન અને રહેણીકરણીમાં કાંઈ ખાસ ફરક જોવામાં આવતો ન હતો. એટલા માટે તો એ જમાનામાં ગામડા અને શહેર વચ્ચે રોટીબેટીવહેવાર પણ બહુ ગાઢો રહેતો હતો. શહેરની છોકરી ગામડામાં પરણાવવામાં આવતી ને ગામડાની શહેરમાં. સંસ્કૃતિભેદ ન હોવાથી એ પ્રમાણેના વહેવારમાં કોઈ ને કંઈ મુશ્કેલી કે અગવડ પડતી ન હતી. પણ અંગ્રેજી રાજ્યકાળમાં શહેર અને ગામડા વચ્ચે સંસ્કૃતિની દૃષ્ટિએ એટલું બધું અંતર પડી ગયું કે, શહેરની છોકરીને ગામડામાં પરણાવવામાં આવે તો તેને ઘણી મુશ્કેલીઓ અને દુઃખ વેઠવાં પડતાં હતાં. એટલે શહેર અને ગામડાનો સામાજિક સંબંધ પણ તૂટવા લાગ્યો અને બે વચ્ચેનો સંબંધ કેવળ એટલો જ રહ્યો કે, ગામડાનો માણસ શહેરમાં જઈ પોતાનું અનાજ વેચી કાપડ વેચાતું લઈ જાય. શહેર અને ગામડા વચ્ચે આ પ્રકારનો ભેદ વધી જતાં દેશ વળી વધારે પાંગળો બનવા લાગ્યો. સાથે સાથે એ શિક્ષણથી ગામડાંને બીજું પણ નુકસાન થયું. જેમની બુદ્ધિ કુશાગ્ર હતી અથવા જે ગામડામાં સક્રિય હતા તે લોકો ગામડું છોડી શહેરમાં રહેવા ચાલ્યા ગયા. જે કોઈ ગામનો હોશિયાર વિદ્યાર્થી અંગ્રેજી શિક્ષણ પ્રાપ્ત કરતો હતો તે પોતાની અંગ્રેજી મનોવૃત્તિને કારણે ગામડામાં રહેવાનો વિચાર સરખો પણ કરી શકતો ન હતો. પરિણામે જેમ શાહીચૂસ કાગળ પાણીને બરાબર ચૂસી લે છે તેમ આ યુનિવર્સિટીઓ ગામડાંની બુદ્ધિકુશાગ્રતાને ચૂસી લેવા લાગી અને ગામડાંમાં એવા જ લોકો બાકી રહ્યા જેઓ બુદ્ધિ અને હોશિયારીમાં પછાત હોય. એક વખતે ગામડાની જે બુદ્ધિ ગામડાના જ આર્થિક અને સામાજિક જીવન માટે ઉપયોગમાં આવતી હતી, તે ગામડામાંથી ચાલી ગઈ અને શહેરોમાં જઈને વસી. આ રીતે આ પ્રકારની શિક્ષણપદ્ધતિથી આપણાં ગામડાં અંધકાર અને નિરક્ષરતાનાં ધામ બની ગયાં. આ પ્રમાણે જેમનું કામ પોતાની જાતિને અમૃતનું દાન કરવાનું હતું તેઓ તેને ઝેરના પ્યાલા પાતા રહ્યા.

ડૉ. રાજેન્દ્રપ્રસાદ

(દિલ્હી વિશ્વવિદ્યાલયના ૨૮ મા સમાવર્તન સમારંભ વખતના દીક્ષાન્ત ભાષણમાંથી)

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये



સંપાદકમંડળ

જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ
ગોપાલદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)
ઠાકોરભાઈ દેસાઈ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)



વર્ષ ૧૦ — અંક ૧

જાન્યુઆરી — નવજીવન, અમદાવાદ — ૧૯૫૧

# શિક્ષણ અને સાહિત્ય

જાન્યુઆરી, ૧૯૫૨

વર્ષ ૧૦ અંક ૧

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ(૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (યુ. એસ. કોમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કોનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર ('ગાંધી-ભવન' યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકાશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના.

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૦ - અંક ૧ ] અમદાવાદ [ જાન્યુઆરી, ૧૯૫૧



# ગુજરાતના શિરછત્ર

તા. ૧૫-૧૨-'૫૦ના રોજ સવારે ૯ ઉપર ૩૭ મિનિટે સરદાર શ્રી વલ્લભભાઈ પટેલે મુંબઈમાં દેહ છોડી. દોઢ જ મહિના પર દેશભરમાં તેમની ૭૬મી વરસગાંઠ ઊજવાઈ; ગુજરાતે તે પ્રસંગે મહોત્સવ માણ્યો. ગમે તેવી ઢીલી તબિયત છતાં, તે કારણે સરદારે સૌને મળવાનો લોભ જતો ન કર્યો ને આવ્યા. અને સારું થયું કે આવ્યા. ગુજરાતને તેમનાં દર્શન થયાં; જતા પહેલાં પોતે પણ આંખ ભરીને પોતાની મૂળ કર્મભૂમિ અને ત્યાંના પોતાના બધા જૂના સાથીઓને જોઈ શક્યા. સ્થાપનાથી માંડીને આજ સુધી એકધારો રસ લઈ જે સંસ્થાઓનું સંવર્ધન અને પ્રગતિ સાધવા સતત મથ્યા, તેવી નવજીવન અને વિદ્યાપીઠ સંસ્થાઓના ઉત્સવ ઊજવ્યા. ગાંધીજીની પ્રેરણાથી નવજીવન ટ્રસ્ટે વરસોથી મનમાં સેવેલો સંકલ્પ પૂરો કર્યો; અને કુલપતિ તરીકે વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ શરૂ કરતા ગયા અને તેનું કામકાજ જોઈ જાણીને સંતોષ મેળવ્યો.

આ બધું એમને માટે, શાંતિથી જવાની તૈયારીમાં પ્રભુએ સંકેત્યું હતું, એ ત્યારે કોને ખબર હતી? એમને પોતાને ઊંડે ઊંડે એમ હતું ખરું કે, ફરી ન પણ મળીએ; એટલે એ તો મનમાં સૌની વિદાય લઈ ને જ અમદાવાદથી ગયા ત્યારે ગયા હશે.

ગુજરાતની ફૂલપાંખડી સ્વીકારીને અમદાવાદથી દિલ્હી ગયા ત્યારે તેમને મનમાં એમ હતું ખરું કે, હજી ગુજરાતના બીજા ભાગોમાં જવાનું બાકી છે તે ફરી જાનેવારીમાં કરીશ. એમ એ હપતે ગુજરાતનાં સૌ ભાઈબહેનો અને કાર્યકર્તાઓને મળવાનો ખ્યાલ હતો. પરંતુ દિલ્હી ગયા પછી તબિયતે પાછો ઊથલો ખાધો; અને તેમને મુંબઈ આણવામાં આવ્યા. આવીને બે દિવસ તો ઘણું સારું લાગ્યું. સૌને થયું કે, મુંબઈની હવા હવે ઠીક સુધારો કરી આપશે. પણ એ તો ઓલવાતા દીવાનો છેલ્લો ઝબકારો જ હતો; ગુરુવારે રાત પછી તબિયત કથળી અને શુક્રવારે સવારે દેહ છૂટી ગયો.

દેશને માટે આ ઓચિંતી ખબર હતી. માંદા હતા પણ આટલી જલદી લીલા સંકેલાશે એમ નહોતું લાગતું. તેથી ખબર મળતાં દેશ ડઘાઈ ગયો. ૧૯૪૭થી દેશનું જે ઘડતર થઈ રહ્યું હતું, તેનો મોટો સ્તંભ તૂટી પડ્યો. ગુજરાતનું શિરછત્ર ગયું; ગુજરાતમાં ૧૯૧૫થી શરૂ થયેલો એક યુગ આથમ્યો, અને નવા યુગની મથામણ શરૂ થઈ.

ઈ. સ. ૧૯૧૫માં ગાંધીજી દેશમાં પધાર્યા, ત્યારે સરદારને અમદાવાદમાં ગોઠવાયે ત્રણ વરસ થવા આવ્યાં હતાં. ઘણા વકીલો કરતા આવ્યા છે એમ તે ગુજરાત કલબમાં પોતાનો ફાજલ વખત ટોળટપા અને પત્તાં-ટીચણીમાં ગાળતા. પણ એમના હૃદયમાં ઊંડી આગ હતી. તે ટિળક મહારાજના ભક્ત હતા. સ્વરાજ માટે બળબળતા દેશભક્ત હતા. પણ કરવું શું? ત્રાસવાદીને રસ્તે જતાં શું વળે? અને બોલ બોલ કરવાથી કે તીખા તીખા ઠરાવો કરવામાત્રથી પણ શું વળે? એ બધાની વ્યર્થતા સાફ જણાતી હતી. તો પછી રસ્તો શો? પહેલેથી તે ઓછાબોલા અને ઝાઝા-કરવૈયા હતા. કેવળ શબ્દોના બખાળા કાઢવા ને તે રીતે અંતરની આગની બળતરા કાઢવી, એ એમનો માર્ગ નહોતો. દેશના સેવકોમાંથી ગાંધીજીમાં એમણે પહેલવહેલું એ દૈવત જોયું કે જેમાં કરી દેખાડવાનો પૂરો અવકાશ મળે અને હથેળીમાં માથું લઈને કામ કરવા મળ્યું એવી ટાઢક બળબળતા દિલને મળી શકે. ગાંધીજી વિષેના વલ્લભભાઈના આ દર્શને એમને વટલાવ્યા; જે ખોટના માર્યા પોતાના અંતરની આગને પત્તાં ટીચીને ઢાંકતા, તે ખોટ પુરાઈ; અને તેની સાથે એમના જીવનનો નકશો દોરાઈ ગયો. વલ્લભભાઈને પોતાના દિલનું કામ મળ્યું; અને વધારેમાં તો એ કે, તેને કરવાને માટે પોતાની સ્વભાવસિદ્ધ રીતને માટે ક્ષેત્ર મળ્યું. વલ્લભભાઈએ આખી જિંદગી જે કાંઈ કર્યું તેની પાછળ ગાંધીજીની કાર્યપદ્ધતિએ તેમના જીવનમાં કરેલો આ જાદુ મૂળમાં રહેલો છે. અને તેથી જ કરીને ગાંધીજીના સત્યાગ્રહને કારગત કરવા માટેની પદ્ધતિ સરદારસાહેબ યોજી શક્યા. ગુરુને ચેલો મળ્યો, એટલું જ નહીં, ચેલાને ગુરુ પણ મળ્યા. અને ચેલાએ ગુરુમંત્રની શક્તિ પ્રકટ કરી બતાવી.

'સ્વરાજ લાવવાને માટે કરવું શું? લડવું કેવી રીતે? પ્રજાને તે વિષે તાલીમ શી રીતે આપવી? આ સવાલ કેવળ સરદારનો જ નહોતો. ૧૯૧૫ પછી તે સવાલ કોંગ્રેસ અને આખા દેશનો હતો. તેથી જ એનો જવાબ મળતાં ગાંધીજી અને તેમની સાથે સરદાર એકદમ અખિલ હિંદની ભૂમિકામાં પહોંચી ગયા. સરદારે ગુજરાતનું કામ સંભાળી લઈ ગાંધીજીને દેશના વ્યાપક ક્ષેત્રને માટે નવરાશ કરી આપી. ગાંધીજીનાં ગુજરાતનાં બધાં કામોને સંભાળવાં ને જોગવવાં એ સરદારનું સહજ કાર્ય બની ગયું. આ કામોમાં પડેલાં નાનાં મોટાં બધાં ભાઈબહેનોના બહોળા કુટુંબના તે એક આપ્તજન બન્યા. આ કામ કરવાને માટે તેમણે ગુજરાત પ્રાંતિક સમિતિને વાળી અને એની સાથે તે સમિતિ પણ વધી અને ગુજરાતની પ્રમુખ પ્રજાકીય સંસ્થા બની. નાનાં મોટાં બધાં સેવાકાર્યો આ સંસ્થાની પાંખ તળે રહી હૂંફ મેળવતાં થયાં. આથી ગુજરાતમાં એક સર્વસમન્વિત ઢબે સમગ્ર રચનાકાર્યક્રમ કરવા માટેનું તંત્ર ઊભું થઈ શક્યું. રચનાકાર્યો મારફત પ્રજાશરીરની તાકાત બાંધી શકાય અને તેનું હીર પ્રગટ કરી શકાય, એ ખાતરી ગુજરાત દેશને આપી શક્યું, તે શ્રી વલ્લભભાઈની આ સંગઠન-શક્તિ અને કુટુંબભાવથી કામ કરવાની રીતને આભારી છે. આથી કરીને, જેમ કામ થયું તેમ જ તે કરનારા પણ જાગતા ગયા, અને ઉપરની પદ્ધતિને પ્રતાપે તેઓ જામ્યા અને સહેજે એકજૂથ બન્યા.

પણ આ બધામાં એક મોટી શરત હતી. તેને જે ન સમજે તે સરદારને નહીં સમજી શકે. એ હતી સ્વરાજની. રચનાત્મક કાર્યક્રમનાં બધાં કામો કરવા જેવાં છે; તેમાં ભારોભાર દરિદ્રનારાયણની સેવા રહેલી છે, દયા રહેલી છે; રાષ્ટ્રપ્રેમ રહેલો છે. પરંતુ તેની પાછળની દૃષ્ટિ રામકૃષ્ણ મિશન જેવી કેવળ આધ્યાત્મિક, કે ભારત સેવા સમાજ જેવી કેવળ સામાજિક સુધારણાની નહીં, પરંતુ સ્વરાજ મેળવવાને માટે આત્મશુદ્ધિ કરીને પ્રજાને સ્વાવલંબી ને બળવાન કરવાની હતી. જે કાર્ય કે તેને કરનાર વ્યક્તિ કે સંસ્થા ગાંધીજીના મૂળ મંત્રના આ કીલકને ન સમજે, અથવા તો તેને સંભાળીને પોતાનું કામ ન કરે, તેને સરદારની નજરમાં સ્થાન ન મળી શકે. સરકાર પોતાની નથી; તે છતાં આપબળે પ્રજા પોતાનાં કામો કરી શકે; — આ વસ્તુ સરદારે કરી બતાવી. તેમ કરવા માટે ગુજરાતને માટે બધી જોગવાઈ રાખવામાં તેમણે મણા ન રાખી, કે જેથી કાર્ય કરનારાઓને વિમાસણ વેઠવી ન પડે. નાનાંમોટાં રચનાકાર્યોમાં પરોવાઈ જઈને મંડ્યા રહેનારા કેટલાક કાર્યકર્તાઓ સરદારની આ મૂળ વાત જોઈએ તેટલી પામી નહોતા ગયા. આથી કેટલાક એમેય માનતા કે, સરદારને ગાંધીજીનાં રચનાકામો ગમતાં નથી. છેલ્લે છેલ્લે દેશમાં કેટલાકે તો એટલે સુધી કહેવા માંડ્યું કે, સરદાર તો હવે ગાંધીજીનાં કામો સામે જોતા નથી! આ ખ્યાલો સરદારનો મૂળ સંકલ્પ ન સમજવાથી પેદા થાય છે. પ્રત્યક્ષ જે કાંઈ જરૂર હોય તેને મોજૂદાં સાધનો વડે પહોંચી વળીને પણ પ્રજાના સ્વરાજની તાકાત વધારવી, તો સૌ વાનાં સારાં થશે, એ એમની બાળપણની સાદી સમજ છે. અને સામાન્ય ગુજરાતીની પણ વહેવાર માટે એ જ સમજ હોય છે. તેથી જ સરદારને ગુજરાતના બધા વર્ગો પોતાના કરી શકતા હતા. આ વહેવારુ સમજમાં સરદારે એક વસ્તુ ઉમેરી લીધી તે એ કે, આ સમજ ગાંધીજીના આદર્શ ખાતે અર્પણ કરવી. તેથી જ કરીને સરદાર લોકશાહી વિચારણાને હંમેશ ચાહતા અને તે એમને પ્રિય હતી. એટલું જ નહીં, લોકશાહી ઢબ એટલે વેવલું પોચકાપણું નહીં; તેમાં પણ શિસ્તબદ્ધ કાર્યપ્રવરતા રહેલી છે, એ વસ્તુ તે ગુજરાતને દેખાડી શક્યા.

૧૯૪૭ પછી — એટલે કે દેશની રાજદ્વારી લગામ દેશવાસીઓને હાથ આવ્યા પછી સરદારે પોતાની મૂળ વસ્તુને જ આગળ ચલાવી. નવા સંજોગનો તેમાં ઉપયોગ કર્યો ને તદનુરૂપ કામો ઉપાડ્યાં એટલું જ. એમને મન મૂળ વાત એક જ હતી — દેશની શક્તિ વધારવી અને તેના કલ્યાણનાં કામો કરવામાં તેને વાળવી. કેટલાક લોક કહે છે કે, સરદાર ૧૯૪૭ પછી બીજા જ દેખાયા; તે મોટા રાજપુરુષ બન્યા. આ અર્ધું સાચું છે. પરરાજમાંથી સ્વરાજ આવ્યું તેથી સરદારની મૂળ શક્તિ બીજા રૂપે જોવા મળી એ ખરું. બાકી જડથી સરદારનું કામ એક જ હતું. દેશની તાકાત હવે કયાં કામો કરીને વધારવી? દેશી રાજ્યોને વ્યવસ્થિત કરી લેવાં જેથી ભારત અખંડ બને, નોકરશાહીને હાથમાં લેવી,

વગેરે કામો એક પછી એક ઉપાડવા પાછળ આ નજર રહેલી હતી. આ બધાં કામો એમના લાગનાં હતાં; તેમને એની હથોટી હતી. મોટું કામ રહેતું હતું દેશની અર્થ-વ્યવસ્થા સાબૂત કરવાનું. આ કામ મોટું છે, અટપટું છે. સરદારનું લક્ષ એમાં પણ હતું. એને પહોંચી વળવા માટે દેશે એકતંત્ર બની વ્યવસ્થિત ને સંગઠિત તો રહેવું જ જોઈએ. એ વગર લોકશાહી પણ ન જ નભે, અને કામ તો કાંઈ જ ન થાય. આ સાદી લોક-સમજ સરદારે વ્યાપક એવા સામુદાયિક ક્ષેત્રમાં ઉતારી. છેલ્લે છેલ્લે તે આ કામમાં હતા. તેમાં તેમને હમેશ ગાંધીજી યાદ આવતા હશે. તે હોત તો કેટલું કામ થાત! — એમ એમને છેલ્લાં ગાંધીવિહોણાં વરસોમાં લાગ્યા કર્યું છે. પણ એથી એમને એમ થતું કે, આ કામ કરવાનું મૂકીને બાપુજી ગયા છે; તે કરવા માટે હું જો જીવું છું તો જીવું છું. પહેલો હૃદયરોગનો પ્રસંગ બન્યો ત્યારે શ્રી સુશીલા નય્યર પાસે હતાં; તેમણે ચાંપતા ઉપાય યોજી તે પ્રસંગને વાળી લીધો. પણ એ તો એમ જ કહેતા કે, 'બાપુ પાસે પહોંચી જવામાં તું આડે આવી. ઠીક છે. પ્રભુ હજી બાપુનું કામ બાકી છે તે કરાવવા માગતો હશે.' અને પાછી એમણે ગાંઠ વાળી ને ગમે તેવી તબિયત છતાં કામે વળગ્યા. બે વરસ ખેંચી કાઢ્યાં. તેનું મોટું શ્રેય તેમનાં સુપુત્રી શ્રી મણિબહેનને જાય છે. એમણે એમને માતાની જેમ છેલ્લાં કેટલાંય વરસોથી સંભાળ્યા છે. પાંચ દસ સેવકો મળીનેય કામ ન દઈ શકે તેવું ને તેટલું કામ એમણે કર્યું છે. બાપુને શું ક્યારે જોઈએ તે તેમણે કહેવા ઉપર રાખ્યું જ નહિ; જે જ્યારે જરૂરનું હોય તે વગર કહ્યે પૂછ્યે મળ્યા જ કરે, એવી સદા જાગ્રત સેવા કરી. આને માટે દેશે એમનો આભાર માનવો જોઈએ.

પણ છેવટે કદાચ એમના મનમાં ઊંડે ઊંડે અમુક ઉદાસભાવ આવ્યો કે શું? નહીં તો આમ ઓચિંતો દેહ ન પડી જાત. તેમનું કાઠું હજી બેચાર વરસ કાઢત. પણ એમ ઈશ્વરને ન રુચ્યું. એણે એમને લઈ લીધા. અને કોને ક્યારે લેવા એની વેળા તો એ જ જાણે છે. ને? સરદાર એણે નિર્મેલી ઘડીએ જ ગયા. તેમાં જ સૌએ સારું માનીને આગળ ચાલવું જોઈએ. સરદારનો મોટામાં મોટો જીવન-બોધ હોય તો એ છે. ગુજરાતના શિરછત્ર એ હતા. એમણે ગુજરાતને એક બની કામ કરવાનો પાઠ શીખવ્યો છે; અને આ કામ સ્વરાજને વફાદાર હોવું જ જોઈએ. એમાં આંધળો પ્રાંતવાદ કે પાગલ કોમવાદ ન હોઈ શકે, એ પણ સરદારની જ શીખ હતી. અને જેઓ એમને પ્રાંતવાદી કે કોમવાદી માનતા હશે, તેઓ સરદારને ઓળખતા નથી. તેવા એ હોત તો જે કામ તેમણે કર્યું અને જે પદે પહોંચ્યા, તે સંભવી જ ન શકત. તે વીરકર્મી હતા; વાસ્તવિક પ્રત્યક્ષતાને સમજવામાં બાહોશ હતા; માનવીની પરખ તો ગાંધીજી કરતાંય કદાચ એમની પાસે વધારે હશે; અને તે ભક્તહૃદયવાળા હતા. જીવનભર દેશની ભલાઈનાં કામોમાં તે ખડે પગે રહ્યા, અને તે કરતા કરતા અંતિમ આરામને માટે સૂતા. તે ક્ષત્રિય હતા. ગીતાકારે કહેલાં ક્ષાત્રકર્મો એમની પ્રકૃતિમાં જડાયેલાં હતાં —

> शौर्यं तेजो धृतिर्दाक्ष्यम् युद्धे चाप्यपलायनम् ।
> दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥

એમના જેવા પુરુષોની જ્યારે ખૂબ જરૂર છે ત્યારે તે ગયા. પણ ટિળક મહારાજ પેઠે એમને ખાતરી હતી કે, હિંદમાતાની કૂખેથી જોઈતા નરવીરો મળ્યા જ કરશે. એવા આપણે સૌ બનવા મથીને આ વીર દેશભક્તનું તર્પણ કરી શકીએ. તેઓ તો અત્યારે એમના મહાદેવ અને બા બાપુની પાસે, જેમ જેલમાં જોડે હતા તેમ, અનંતતાની કેદમાં પહોંચી ગયા હશે. અને ત્યાં રહ્યા એમેય કદાચ પૂછતા હોય, કેદમાં તમે દુનિયા પર રહેલા છો કે અમે? એમનો જીવન-પાઠ યાદ કરીએ તો સરદાર સદાય આપણી પાસે જ છે. એ પાઠ આપીને સરદાર અમર થયા છે.

૨૯–૧૨–'૫૦ **મગનભાઈ દેસાઈ**

દીનદુઃખીને મદદ કરવામાં ન વપરાતી હોય તેવી લક્ષ્મી ઘડપણ સુધી પરાણે કુંવારી રહેનાર સુંદરી જેવી છે.

# પાંડીચેરીના યોગીરાજ

શ્રી અરવિંદ ઘોષ વિષે એક છાપાવાળાએ સાચું લખ્યું છે કે, એમના દેહાન્તની વાત માટે લોકની માનસિક તૈયારી નહોતી. સામાન્ય કારણ તો ઉઘાડું છે: અગાઉથી તેમના માંદાસાજાની કશી ખબર જ નહોતી. પરંતુ એક બીજું કારણ પણ છે. શ્રી અરવિંદનું જીવન અને તેનો પ્રવાહ વરસોથી એવો ચાલતો હતો કે, આવી ખબરની મનમાં અપેક્ષા ન ઊગે. અવારનવાર દર્શનના ખબરો છાપાંમાંથી મળે; છેલ્લાં કેટલાંક વરસોથી તે ઉપરાંત કોઈ કોઈ વાર અમુક તમુક બાબત પર એમનો અભિપ્રાય આવી જતો. પરંતુ તેમાંથીય લોકને એવી આશા ન બંધાતી કે, શ્રી અરવિંદ પાસેથી મહત્ત્વની બાબતો પર હવે કાંઈક તેમનું મન જાણવા મળી શકશે. મતલબ કે, તેઓ આ સૈકાની પહેલી વીશીમાં પાંડીચેરીમાં જઈ નિવૃત્તિમાં ડૂબી ગયા, ત્યાર પછી તેમને વિષે કાંઈક ગૂઢવાદી કે અગમનિગમની વાતોની અપેક્ષા રખાતી; અને આવા અનુબંધમાં મરણ કરતાં ચમત્કાર તરફની આપણા લોકો વધારે આશા રાખે છે. છેલ્લે તેઓ ગુજરી ગયા ત્યારે, 'દેહ પ્રકાશ મારે છે, હજી તેમાં વિકાર નથી થતો' વગેરે વાતો આવી, તેથી કેટલાક તો એવીય ભ્રમણા સેવવા લાગ્યા કે, તે કદાચ સમાધિમાં તો ન હોય ? બે દિવસ પછી ત્રીજે દિવસે દેહને ભૂમિદાહ કર્યો ત્યારે આ ગૂઢવાદજન્ય વહેમ ટળ્યો.

શ્રી અરવિંદ હિંદની ૧૯મા સૈકાની મહાન વિભૂતિઓમાંના એક હતા. આ મહા-પેઢીના બુજરગો એકે એકે વિદાય લેવા લાગ્યા છે. ગયે મહિને તેવા બે બુઝરગો એક પછી એક ગયા — શ્રી અરવિંદ અને શ્રી વલ્લભભાઈ પટેલ. સહેજે બંને વિષે ભેગો ખ્યાલ જાય છે. બેઉની મૂળ ઊર્મિ ઉત્કટ રાષ્ટ્રપ્રેમ અને તેને માટે મરી ફીટવાની તમન્ના ભરેલી હતી. પરંતુ એકે તેમાંથી યોગનું એકાંત ને નિવૃત્તિ લીધાં; બીજાએ એકનિષ્ઠ પ્રવૃત્તિ લીધી. આ પ્રવૃત્તિ, ગાંધીજી જેવા પૂર્ણયોગીની આગેવાની તળે, એક આધ્યાત્મિક ચીજ બની; તે વૈયક્તિક અને સામાજિક આત્મશુદ્ધિના યજ્ઞરૂપ બની. જેની સિદ્ધિરૂપે સ્વરાજ મળ્યું. શ્રી વલ્લભભાઈ આ યજ્ઞના મહાન અધ્વર્યુ બન્યા. શ્રી અરવિંદ બંગભંગના જમાનાના હિંસાવાદના એક તત્ત્વનિષ્ઠ નેતા બન્યા; જહાલ પક્ષને તેનાં કામો માટે અધ્યાત્મ અને નીતિની ભૂમિકા આપી; અને તેને સફળ કરવા માટે શાંત અધ્યાપન-કાર્ય છોડી તે કાળના સ્વાતંત્ર્ય-યુદ્ધમાં કૂદી પડયા; અનેક નવજુવાનોને પ્રેરે એવાં ભાવમય કારણો હિંદના અધ્યાત્મશાસ્ત્રમાંથી યોજી આપ્યાં. એ યુગના રાષ્ટ્રકાર્યની ભાવનાસૃષ્ટિ પ્રેરનાર મહાચિંતકોમાં એક શ્રી અરવિંદ હતા. તેની ભૂમિકા હિંદુ તત્ત્વ-વિચાર અને પરંપરાથી વિશેષ રંગાયેલી હતી, એ સ્વાભાવિક હતું. આજે ગાંધીજીની આગેવાની તળે આવેલા અને પચાસેક ઉપરની ઉંમરના કેટલાય સેવકોએ શ્રી અરવિંદ ઘોષની આ ભાવસૃષ્ટિ અપનાવી હતી, કે જેનો કાંઈક પુનર્ભાવ ઈ. સ. ૧૯૪૨–૪૫ના યુગમાં કેટલાકની વિચારણામાંથી બહાર આવેલો જોવા મળ્યો હતો. હિંદ આજે શ્રી અરવિંદને યાદ કરે છે તેના મૂળમાં, આ સદીના પ્રથમ દસકાનું તેમનું એક કાવ્યરૂપ બની ગયેલું આ કાર્ય છે.

શ્રી અરવિંદની પ્રતિભાની આ એક બાજુ થઈ. તેની બીજી બાજુ તેમનું આંતર જીવન, જે એમને યોગસાધના તરફ લઈ જતું હતું. આનાં બીજ પણ તેઓ વડોદરા કૉલેજમાં અધ્યાપક હતા ત્યારનાં વવાયેલાં હતાં. શ્રી લેલે કરીને એક યોગાભ્યાસીનો સંસર્ગ એમને ત્યાં જ થયેલો; અને તેમાંથી એમના ચિત્તમાં યોગાભ્યાસમાં પડવાની વૃત્તિ પણ નિર્માણ થયેલી. પરંતુ જહાલ રાષ્ટ્રવાદનું પહેલું કામ અને એકાંત તથા 'અરતિર્જનસંસદિ' ચાહતું આ બીજું કામ — એ બે વચ્ચે મેળ શોધવો કે તેમાં વિસંવાદ છે એમ માની એમાંથી એકને વરવું, એ પ્રસગ એમને માટે આવ્યો. ઈ. સ. ૧૯૦૮ની પ્રવૃત્તિઓને કારણે એમને રાજદ્રોહના આરોપથી પકડવામાં આવ્યા. સ્વ. શ્રી ચિત્તરંજન દાસ જેવા સમર્થ દેશભક્ત વકીલે એમને બચાવવાનું બીડું ઝડપ્યું, અને તેમાં તે સફળ થયા. શ્રી અરવિંદના આ કાળના મનોમંથનોમાંથી એવું નીતર્યું કે, તેમણે રાષ્ટ્રવાદના કામની પ્રવૃત્તિ છોડી ને ચંદ્રનગર ચાલ્યા ગયા અને ત્યાંથી પાંડીચેરી પહોંચ્યા,

ને ત્યાં યોગાભ્યાસમાં એકરત થઈ છેવટ સુધી રહ્યા. ૧૯૨૦-૨૧ના યુગમાં અને ત્યાર બાદ વચ્ચે અમુક વખત, અને બાદ હમણાં સ્વરાજ આવવાનું થયું ત્યારે, એવી વાત સંભળાતી કે, શ્રી અરવિંદ પાછા કર્મભૂમિ પર ઊતરી આવે એમ બને. પરંતુ એ કેવળ લોકોની અપેક્ષા કે આશા જ બતાવનારી વાત હરી. તેઓ પાંડીચેરી જ રહ્યા, અને ઈ. સ. ૧૯૨૬ પછી તો દર્શનના અમુક દિવસ બાદ કરતાં કોઈને મળવાનું પણ બંધ કર્યું. આ મંથનકાળમાં એમનાં ધર્મપત્ની શ્રી મૃણાલિની દેવીને લખેલા પત્રો જોતાં જણાય છે કે, ગીતાકાર જેને ધ્યાનયોગ કે જ્ઞાનની ઉપાસનાનો યોગ* કહે છે, તે તરફ એ વળ્યા હતા. તે મહા વિદ્વાન અને સૂક્ષ્મવિચારક તત્ત્વજ્ઞાનીનું વલણ આ બાજુનું થાય, એ સહેજે સમજી શકાય એવું છે. મહત્ત્વની વસ્તુ એ છે કે, તે ક્ષેત્રને તેમણે શોભાવ્યું અને એમની પ્રતિભા તેમાં પણ સોળે કળાએ પ્રગટી.

આ જ પ્રકારનો પ્રશ્ન જીવનમાં શ્રી ટિળક તથા ગાંધીજીને માટે પણ હતો. બંને પુરુષોની ઊર્મિ પણ મોક્ષ અને ધર્મસાધનાની સાથે રાષ્ટ્રસેવા અને સ્વાતંત્ર્યની હતી. શ્રી ટિળકે તો શ્રી અરવિંદના યુગમાં સાથે જ કામ કર્યું. ગાંધીજી તે વખતે આફ્રિકામાં કામ કરતા હતા. બંને સામે જેલયાત્રા અને પ્રવૃત્તિમય જીવનની કઠોર તપસ્યા આવ્યાં. તેમણે તેને પોતાની સાધનાના અંગમાં ગણી લઈ મેળ સાધ્યો. આ મેળનું સ્પષ્ટ ચિત્ર આપણને ગાંધીજીની જીવનયાત્રામાં મળે છે. એમનો વિવિક્તદેશ કે એકાંત — એમનો 'હિમાલય' લોકોમાં અને તેમની વચ્ચે રહી એકાગ્ર બની 'કરવું કે મરવું' એ રાહે ગોઠવાયો. પ્રવૃત્તિમાં નિવૃત્તિ એમણે જોઈ, અને એમ કરીને દેશમાં એક મહા મોટી વ્યાપક આત્મશુદ્ધિની સાધના આદરી. આવો કર્મયોગ શ્રી અરવિંદે છોડ્યો. તે નિવૃત્તિપરાયણ સાધનાને પંથે પળ્યા. તેમાં એમને અનેક અનુયાયી મળ્યા ને તેમાંથી એમની આશ્રમ-સંસ્થા ફૂલીફાલી. અને એની આસપાસ એક અમુક અધ્યાત્મદૃષ્ટિની ફિલસૂફી પણ ઊભી થઈ.

આ ફિલસૂફી તેમણે 'આર્ય' પત્ર દ્વારા જગતને આપી. તેમાં એમણે જે લેખમાળાઓ લખી, તે પછીથી ગ્રંથો રૂપે બહાર પડી છે. એ એમની મહામૂલી ભેટ માટે અધ્યાત્મ-જગત એમને હમેશ યાદ કરશે. આ ગ્રંથોએ અને એમાં પડેલાં અધ્યાત્મ-અનુભવ બિંદુઓએ જગતના અનેક સાધકનાં ધ્યાન ખેંચ્યાં. એમ હિંદની નામના આ રીતે જગતમાં થઈ. તેથી પણ જગતની નજરે હિંદ ઊંચું આવ્યું. આ શ્રી અરવિંદની સેવા નાનીસૂની ન ગણાય. એમનું અધ્યાત્મદર્શન યોગના વિજ્ઞાનવાદ તરફની વધુ ઝીણવટભર્યું હતું. ધ્યાનયોગી ચિત્તવિજ્ઞાનને સહેજે પામી જાય છે. ચિત્તનાં જુદાં જુદાં અંગો અને તેના સંશોધનની પાયરીઓનું એક શાસ્ત્ર જ જાણે એ નિર્માણ કરે છે. એ બધાથી પર રહેલા એવા આત્મતત્ત્વની શક્તિ તેની નીચલી પાયરીઓમાં ઉતારવી, જેથી જગતમાં દિવ્ય જીવનનો અપૂર્વ સંચાર થાય, એમ શ્રી અરવિંદની યોગસાધનાની નેમ હતી. એમ એ સંચાર થાય તો જગત એકદમ પલટો ખાય, એમ એની પાછળ કલ્પના હતી. આમાંથી કાંઈક ગૂઢ અધ્યાત્મશક્તિ-સંચારવાદનો ચમત્કારી સિદ્ધાંત તેમના કેટલાક અનુયાયીઓમાં સમજાયેલો જોવા મળે છે. થિયોસોફીમાં એક આવા ગૂઢ સંચારનું તત્ત્વ જોવા મળે છે; તેવું કાંઈક શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાન અંગે પણ જન્મેલું જણાય છે. આ શું હશે, એ તો તેમાં પડેલા જાણે. પરંતુ ગૂઢવાદના ઓઠા તળે અનેક આધ્યાત્મિક વહેમ તથા ભ્રમણામાં પડવાની ટેવવાળા આપણે લોકોએ એ સામે સાવધ રહેવું ઘટે. શ્રી અરવિંદ પાછળ અમુક ગુરુવાદ ઊભો થયો છે, તેથી આ પ્રકારની સાવધાનીની ખાસ જરૂર ગણાય. અવતારી પુરુષો જગતમાં આવે જ છે. દરેક પુરુષમાં અવતારતત્ત્વ રહેલું જ છે. પણ જ્યાં કાંઈ વિશેષ વિભૂતિ, શ્રીમત્તા ઊર્જિતતા (જુઓ ગીતા ૧૦-૪૧) પ્રગટેલી જણાય છે, ત્યાં હિંદુ માનસ વિશેષ અવતારભાવ માને છે અને ત્યાં ઈશ્વરભાવ અર્પે છે. પરંતુ આ આત્મલક્ષી ભાવ છે;

---

* જુઓ વિવિક્તદેશસેવિત્વમ् अरतिर्जनसंसदि,
अध्यात्मज्ञाननित्यत्वं, तत्त्वज्ञानार्थदर्शनम्, इ०
ગી. ૧૩-૧૦, ૧૧

'विविक्तसेवी लघ्वाशी...
ध्यानयोगपरो नित्यं
वैराग्यं समुपाश्रितः ગી. ૧૮-૫૨

વસ્તુલક્ષી ભાવ નથી, એ જો યાદ ન રહે તો અવતારવાદ અને પંથો જાગી અધ્યાત્મને ઢાંકે છે, એ આપણા ધર્મના ઇતિહાસમાંથી જણાય છે. શ્રી અરવિંદ આથી પર ગણાય, પરંતુ એમના અનુયાયીઓએ આ નજરમાં રાખવાનું રહે છે. અસ્તુ.

આજે હિંદ સ્વતંત્ર થયું છે. શ્રી અરવિંદની મૂળ ભાવના આજે અંશતઃ સિદ્ધ થઈ છે. કોઈ પણ ઉન્નતિના પહેલા પગથિયારૂપ જે સ્વતંત્રતા, તે હિંદે આજે હાંસલ કરી છે. તેમાં પોતાની પ્રતિભાથી પૂરો ફાળો આપીને નિર્વાણ પામેલા આપણા મહાન દેશવાસીને અને પરમ સાધકને આપણી ભાવભરી અંજલિ અર્પીએ. તેમનું તેજ, તેમનો અક્ષર-દેહ હિંદની અધ્યાત્મ-મૂડીને વધારવામાં મદદ કરો. એવા પુરુષોનું તેજ હમેશ આપણા અંતરને અજવાળો.

૨૨-૧૨-'૫૦ મગનભાઈ દેસાઈ

# વીરની વસમી વિદાય

પિસ્તાળીસ દિનો વીત્યા, આપનાં દર્શનો થયે;
આ શો છે કાળનો કેર, હવે ના દર્શને થશે!
વૃદ્ધાવસ્થા તણી છાયા, પેખી'તી વદને તદા,
વિદ્યાપીઠે, સભામાં ને ખોલતાં 'નવજીવન'.
બોલ્યા'તા બોલ વીરોના, ડારતા, પડકારતા;
અન્યના હક્ક ડુબાડે, એવાને ચીમકી સમા.
મુદ્રા પેખી હતી ત્યારે શાંત સૌમ્ય જ આપની;
પરંતુ જાણિયું ના કે, મિલનની છેલ્લી એ ઘડી.
વીરોના વીરની વાણી, હવે ના સુણવા મળે;
પુરુષસિંહ ગયો પોઢી, દર્શનો ફરી ના મળે.
ખેડુના કુલને તાર્યાં, ખેડયાં ભારતક્ષેત્રને;
ઉગાડયાં નવલાં રત્નો, દેશનેય દીપાવતાં.
ગયા બાપુ, ગયા આપ! હવે કયાં આશરો હશે?
ગુર્જરી રડતી આંખે, ભારતી કકળી રહી.
વીરશ્રી! આપ તો ચાલ્યા, વીરભોગ્યા સૂની મૂકી;
એશિયાખંડને વ્યોમે, ઊગેલો ભાનુ આથમ્યો.
સાધુસંતોવિહોણો આ દેશ આજે થતો હતો;
વીરશ્રી! આપને પોઢયે, સિંહત્વ આથમ્યું દીસે.
કહેવાયે રહ્યા ના રે! ગયા શાને અચાનક?
છેલ્લા એ બોલને સ્મરણે, ચોધારાં અશ્રુઓ સરે.
શમાવી વેદના સર્વે, ધૈર્યને ધારવાં રહ્યાં;
શિરછત્ર સમા જાતાં, દુઃખને સહવાં રહ્યાં.
જાગો જાગો અરે પ્રાણ! રાષ્ટ્રનો સ્થંભ હા પડયો!
મહામહેલાત મૂકીને, પંચતત્ત્વે ભળી ગયો!
દીન ને દુઃખીઓ કેરા, કેવા એ વીરશ્રી હતા!
એમને અવસાને હા! ધરણી આજ ધ્રૂજતી.
અરે આ વીજળી કેવી! કેવો ઉલ્કાપાત આ!
ભારતે દવ લાગ્યો શું? વીર પોઢી ગયો અરે!
વીરનાં સ્મરણો કેવાં, કેટલાં યાદ આવતાં!
કરીને વજ્રની છાતી, શલ્યો આ સહવાં રહ્યાં.
ચહીશું ને સહીશું સૌ, આપને સ્મરતા થકા;
ભલેને મૃત્યુના ઓળા, આવતા ઊતરી બધા.
પુણ્યશ્લોક નિષધ્નાથ પુણ્યશ્લોક યુધિષ્ઠિર;
પુણ્યશ્લોક ગયા ગાંધી, ને ગયા શિષ્ય એમના.
આવો આવો ફરી આવો! રાષ્ટ્રપિતા સમા અહો!
વીરભોગ્યા વસુધામાં, વીરની ખોટ છે પડી.
ચાલ્યા આજે ધનુર્ધારી, ગાંડીવધનવા સમા,
ભારતે યુદ્ધ ખેલંતા, વીર આજે ઢળી પડયા!
નમસ્કારો હજો લાખો, પોઢેલા ચિરનીંદરે
વીરને, ભસ્મને; જાગો! તે-પ્રેર્યાં વીર કોટીશઃ.
કોટી કોટી નમસ્કારો, ગુર્જરી–સુત! આપને;
વારે વારે નમન હોજો, દેહ ને આત્મ ઢાળીને.
ભલેને દેહ વિલાયો, છતાંયે આપ જીવશો;
ભારતી-અંક શોભાવ્યો, સોહાવ્યું સિંહ-આસન.
સ્મરશું સ્મૃતિએ સ્મૃતિએ, આપને બિરદાવતા;
નમંતા કોટિશઃ વીર! આપને દેહ-વિલયે.

૧૭-૧૨-'૫૦ ત્ર્યંબકલાલ મા. શુકલ

# સૌ. આનંદીબાઈ કર્વે

પ્રસિદ્ધ સમાજસુધારક, સ્ત્રીઓના અપ્રતિમ સેવક, અને મહિલા વિદ્યાપીઠના સંસ્થાપક શ્રી ધોંડો કેશવ ઉર્ફે અણ્ણાસાહેબ કર્વેનાં પત્ની સૌ. આનંદીબાઈ કર્વેનું ગઈ તા. ૨૯મીને રોજ પૂના ખાતે ૮૬ વરસની ઉંમરે અવસાન થયું.

કોંકણમાં આવેલા રત્નાગિરી જિલ્લામાં દેવરૂખ ગામે જોશી કુટુંબમાં તેમનો જન્મ થયો હતો. अष्टवर्षा भवेद् गौरी એ સ્મૃતિ-ઉક્ત નિયમ પ્રમાણે તેમનું લગ્ન આઠ વરસની વયે જ થયું હતું. પણ લગ્ન પછી ત્રણેક માસની અંદર જ તેમના પતિ ગુજરી ગયા ને નાનકડી ગોદુબાયા (ગોદાવરી તેમનું પિયરનું નામ હતું) વિધવા થયાં. લગ્ન એટલે શું અને વૈધવ્ય એટલે શું એનું આઠ વરસની બાળકીને ભાગ્યે જ જ્ઞાન હોઈ શકે. પણ સમાજે તે વખતે પણ તેને તેનું સારી પેઠે ભાન કરાવ્યું હતું, એ તેમના ચરિત્ર પરથી જણાય છે. વિધવા એટલે કોઈ પતિત, પાપી અકર્મી પ્રાણી, ડગલે ને પગલે હડધૂત થાય, તેનો કોઈ વાલી નહિ. અને તેમાં પણ તે સકેશા હોય તો તે બ્રાહ્મણ કુટુંબમાં લગભગ અન્ત્યજ જેવી જ ગણાતી. તેની દશાની યથાર્થ કલ્પના આજના જમાનાને ભાગ્યે આવી શકે.

વિધવા થયા પછી થોડો વખત પિયરમાં ગાળી ગોદાવરી સાસરિયાંમાં રહેવા ગઈ. સાસુનો પૂરેપૂરો સદ્ભાવ હોવા છતાં તેને કેશવપનની ક્રૂર રૂઢિનો ભોગ થવું પડ્યું; ભણવા કરવા માટે કોઈ જાતનો અવકાશ મળ્યો નહિ. આવી રીતે લગભગ સોળ વરસ પસાર થયાં. પછી તેના ભાઈએ મુંબઈ પોતાની પાસે રહેવા બોલાવી અને ત્યાં થોડા જ વખતમાં પંડિતા રમાબાઈએ શરૂ કરેલા શારદાસદનમાં તેને દાખલ કરવામાં આવી. ત્યાં તેનું મરાઠી પાંચ અને અંગ્રેજી ત્રણ ધોરણ જેટલું ભણતર થયું. એ જ અરસામાં એના પિતા જે અવારનવાર કોંકણમાંથી આવીને દીકરીને મળતા તેમને શ્રી કર્વે સાથે વાતચીત થઈ. કર્વેનાં પ્રથમ પત્ની ગુજરી ગયાં હતાં અને હવે ફરી પરણવાનું થાય તો વિધવાને જ પરણીશ એવો તેમનો સંકલ્પ હતો એમ જોશીના જાણવામાં આવતાં તેમણે તરત જ કર્વેને પોતાની વિધવા દીકરી ગોદાવરી સાથે પુનર્લગ્ન કરવા સૂચવ્યું. તદ્દન રૂઢિચુસ્ત કુટુંબમાં જન્મેલા કોંકણના એક ગામડામાં વસતા પિતા પાસેથી આવતી આ વાત કર્વેના પ્રથમ માન્યામાં પણ આવી નહીં. પછી જોશીએ કર્વેના કહેવાથી પોતાની દીકરીને વાત કરી. તેને તો લગ્ન અને રંડાવાની એટલી ભડક લાગેલી કે આ બીજો પતિ પણ મરી જાય તો, એવો જ સવાલ પ્રથમ તેના મનમાં ઊઠ્યો. પણ પિતા તરફથી જ સૂચના આવી હતી એટલે તેણે હા પાડી અને ૧૮૯૩ના માર્ચ માસમાં કર્વે સાથે તેનું લગ્ન થયું. આ વખતે પંડિતા રમાબાઈનું શારદાસદન પૂનામાં આવ્યું હતું અને કર્વે ફર્ગ્યુસન કૉલેજમાં ગણિતના પ્રોફેસર તરીકે કામ કરતા હતા. પૂનામાં જાહેર રીતે મધ્યમ વર્ગના કુટુંબનો આ જ પહેલો પુનર્વિવાહ હતો. આ લગ્નની પાછળ કર્વેની કેવી સત્યાગ્રહી વૃત્તિ હતી તે ધ્યાનમાં લેવા જેવી છે. ટીકાકારોને જવાબ આપતાં તેમણે 'કેસરી'માં એક પત્ર લખી જણાવ્યું કે, "મેં જે પગલું ભર્યું તે સમાજમાં રૂઢ થાય એવી મારી ઇચ્છા છે. એટલે સમાજ સાથે બને તેટલો વધારે સંબંધ રાખવાનો મારો પ્રયત્ન છે. તેને નાહક ઉશ્કેરવાની મારી ઇચ્છા નથી. તે ગમે તેવી વર્તણૂક મારી સાથે રાખે તોયે તે મારે સહન કરવી જોઈએ. એટલે વખત જતાં એ જ સમાજને પોતાની કઠોરતાનો પસ્તાવો થશે અને મારી સાથે તે સારી વર્તણૂક રાખશે."

આવા લગ્નને પરિણામે પતિ કરતાં પત્નીને વધારે વેઠવું પડે એ સ્વાભાવિક છે. એટલે આનંદીબાઈને (કર્વે સાથે લગ્ન થતાં પાડવામાં આવેલું નામ) કેટલું સહન કરવું પડ્યું હશે તેની કલ્પના જ કરવી ઘટે. એ બધી સમાજની ટીકા, પજવણી શાંતપણે વેઠીને તેમણે કર્વેને તેમની બધી પ્રવૃત્તિમાં સાથ આપ્યો. પોતાના ઘરને કેવળ ચકલાચકલીનો માળો ન બનાવતાં તેને એક આશ્રમનું જ સ્વરૂપ આપ્યું. કુટુંબ સાથે સીધો લોહીનો સંબંધ ધરાવનારા જ નહિ પણ નાતજાતના ભેદ વિના અનેક પછાત, પતિત લોકોને તેમણે પોતાને ત્યાં આશ્રય આપ્યો અને અનાથોને ઉછેરીને મોટા કર્યા. સમાજની સેવા તેમાંય જે લોકોની કેવળ

ઉપેક્ષા જ થાય છે એવા અસહાય, અનાથ વર્ગની સેવા કરવી, એ કરતાં કરતાં ઘસાઈ જવું એને જ એમણે પોતાનો ધર્મ બનાવ્યો હતો. અને તેમાં તેમણે પૂરેપૂરું સમાધાન મેળવ્યું.

પુનર્લગ્ન કર્યા પછી આનંદીબાઈને એક જ ચિંતા સતત થયા કરતી, તેમના છોકરાઓની. તે જો ખરાબ નીકળે તો પોતાનો પુનર્વિવાહ જ વગોવાય. એટલે પોતાના છોકરાઓના ઉછેરની તેમણે ખૂબ કાળજી લીધી અને તેમાં પૂરેપૂરી સફળતાનું સમાધાન મેળવ્યું. તેમના ત્રણેય પુત્રો ઉચ્ચ કક્ષાની કેળવણી સાથે સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન પણ પામ્યા છે.

તેમની બીજી ઇચ્છા શ્રી કર્વે પહેલાં સૌભાગ્યવતી ગૃહિણી તરીકે જ આ દુનિયાની વિદાય લેવાની હતી. અને ૮૬ વરસ જેટલી લાંબી જિંદગી ભોગવ્યા છતાં તેમની એ ઇચ્છા પાર પડી. શ્રી કર્વેની ઉંમર આજે ૯૩ વરસની છે. અને જે રૂઢિચુસ્ત મહારાષ્ટ્રમાં તેમના પર ટીકાનો અને ગાળોનો વરસાદ વરસ્યો હતો ત્યાં તેઓ મહર્ષિનું બિરુદ પામ્યા અને બંને પતિપત્ની પોતાના ચારિત્ર્ય બળે કરીને પુણ્યશ્લોક જેવાં બની ગયાં.

૨૭-૧૨-'૫૦ પાંડુરંગ દેશપાંડે

# તિરુક્કુરલની અમૃતવાણી

[ પાછલા અંકોથી પૂરું ]

## ૧૨
### તપ

૨૭-૨૬૧. બધું દુઃખ સહન કરી લેવું, અને બીજાને દુઃખ ન આપવું એ જ તપની સાચી વ્યાખ્યા છે.

૨૬૬ પોતાનાં કર્તવ્યો પ્રત્યે જાગરૂક રહેવું એનો અર્થ જ તપ છે; તૃષ્ણામાં અટવાયેલાઓનો વિનાશ થાય છે.

૨૫-૨૪૪. સકળ સૃષ્ટિને ચાહનાર દયાવાન મનુષ્ય જ પાપના ભયમાંથી મુક્ત થઈ શકે છે.

## ૧૩
### કીર્તિ

૨૪-૨૩૧. માણસે કીર્તિ સંપાદન કરવા જન્મવું જોઈએ. જેઓ કીર્તિહીન છે તેઓ જન્મે જ નહિ તો કેવું સારું!

૨૩૯. જે ભૂમિ કીર્તિહીનોનો ભાર ઊંચકે છે, તે ભૂમિમાંથી કુદરતની સંપત્તિ પણ ઘટવા માંડે છે.

૨૩૨ કીર્તિનું એકમાત્ર અમર ધ્રુવપદ સ્વાર્પણ છે.

## ૧૪
### દાન

૨૩-૨૨૧. જે ખાલી છે તેને આપેલું તે દાન કહેવાય. બીજું બધું આપેલું એ તો લેવડ-દેવડ જેવું છે.

૨૨૫. પોતાની ભૂખ વેઠી જાણવી એ પોતાના તપની કસોટી છે. તેના કરતાં પણ બીજાની ભૂખ તૃપ્ત કરવી એ વધુ સારું છે.

૨૨૯. ભોગમય જીવન એ ભીખ કરતાં પણ વધુ ગંધાતું છે.

૨૨-૨૧૧. પોતાના કર્તવ્યનું પાલન કર્યું તેના બદલાની આશા શી રાખવી? વરસાદ વરસાવનારાં વાદળને દુનિયા બદલામાં શું આપે છે?

૨૨૦. કર્તવ્યકર્મ કરવા જતાં આવી મળેલી દરિદ્રતા તો ગુલામીખત વડે પણ ખરીદવા જેવી છે.

## ૧૫
### અપકર્મ-દુરાચાર

૨૧-૨૧૦. સન્માર્ગથી ચ્યુત ન થનારા ઉપર આપત્તિ ભાગ્યે આવી પડે છે.

૨૦૯. પોતાની જાતને ખરેખર ચાહતા હો, તો બીજાને ઈજા ન કરશો.

૨૦૮. અપકર્મ તો પડછાયાની પેઠે તમારી પાછળ પાછળ આવશે.

૨૦૭. બીજા દુશ્મનોના હાથમાંથી તો તમે છટકી શકશો; પણ તમે કરેલું અપકર્મ તો તમારી પાછળ પડી, નિર્દયપણે તમારો શિકાર કરશે.

૨૦૫. ગરીબાઈને કારણે પણ અપકર્મ ન કરતા; એ તો વધુ ગરીબ થવાનો માર્ગ છે.

૧૯–૧૮૧. અપકર્મ કરવાનો અપરાધ કરવો; પણ ખોટી નિંદાનો અપરાધ કદી ન કરવો.

૧૮૨. પાપકર્મ કરતાં પણ નિંદકનું દંભી સ્મિત વધુ કદરૂપું છે.

૧૮૪. ગમે તેવું કડવું બોલવું હોય તો પણ સામે મોઢે બોલજો; પરંતુ પીઠ પાછળ નિંદા કદી ન કરતા.

૧૮૯. બીજાની નિંદા કર્યા કરનારનો ભાર ધરતીમાતા શી રીતે ઉઠાવી શકે છે? કદાચ એ તેના ધીરજ રૂપી ગુણને લીધે.

૧૭–૧૯૫. અદેખા માણસનો નાશ કરવા બીજા દુશ્મનોની જરૂર નથી પડતી; તેમની અદેખાઈ જ એ કામ કરવા પૂરતી છે.

૧૬–૧૫૬. બદલો લેનારનો આનંદ એક દિવસ માટે છે. ક્ષમા આપનારનો આનંદ ધરતીના અંત સુધી રહે છે.

૧૬૦. ભૂખ્યા રહી તપ કરનારા ખરેખર મહાન છે; પણ જેઓ બીજાએ કરેલાં અપમાનો સહન કરી શકે છે, તેઓ તેમનાથી પણ મહાન છે.

૧૫૫. જગત બદલો લેનારને ઓળખતું નથી; પરંતુ ધીરજથી સહન કરનારની કિંમત સોનાની પેઠે આંકે છે.

## ૧૬

## સદાચાર

૧૪–૧૩૧. શીલથી જ માણસ શ્રેષ્ઠ બને છે. તેથી પોતાના જીવન કરતાં પણ શીલનું વધુ જતન કરવું જોઈએ.

૧૩૨. સન્માર્ગે ચાલવા હંમેશાં જીવતોડ પ્રયત્ન કરો; તેના જેવો ચોકસ મિત્ર બીજો કોઈ નથી.

૧૩૪. ભૂલેલા વેદને બ્રાહ્મણ ફરી ભણી શકે છે. પણ શીલમાંથી ભ્રષ્ટ થયા પછી ઊગરવાવારો નથી.

૧૩–૧૨૧. આત્મસંયમ માણસને દેવોની પંક્તિમાં લઈ જાય છે; સંયમનો અભાવ તેને નરકના અંધારમાં લઈ જાય છે.

૧૨૪. આત્મસંયમ આચરનારની મહાનતા પર્વત કરતાં પણ વધુ ઊંચી છે.

૧૨૭. બીજા કશાનો સંયમ ન કરો તો ભલે; પણ જીભનો સંયમ જરૂર કરજો.

૧૦–૯૫. નમ્રતા અને મધુર વાણી એ જ સાચાં ભૂષણ છે.

૯૯. મધુર વાણીથી બીજાને જે આનંદ નીપજે છે, તે જાણ્યા પછી માણસ કઠોર વાણી શું કામ બોલે?

૧–૮. ગુણસાગર પરમાત્માના ચરણને દૃઢપણે પકડનારાઓ જ બીજા સમુદ્રોને પાર કરી શકશે; બીજા કોઈ નહિ.

—ગો૦

# અક્ષરજ્ઞાન અને પુસ્તકાલયપ્રવૃત્તિ

આ વર્ષમાં જ (ઈ. સ. ૧૯૫૦) ઇંગ્લંડ દેશમાં પુસ્તકાલય-પ્રવૃત્તિ શરૂ થયે ૧૦૦ વર્ષ થયાં. તેથી તેની શતાબ્દી આ વર્ષે ઊજવવામાં આવી. તે પ્રવૃત્તિનો ટૂંક ઇતિહાસ આપવાની સાથે, પુસ્તકાલય-પ્રવૃત્તિનું અન્ય શિક્ષણપ્રવૃત્તિઓની દૃષ્ટિએ શું સ્થાન છે, તેની વિચારણા ઇંગ્લંડના જાણીતા 'ટાઇમ્સ' પત્રની કેળવણીને લગતી પૂર્તિના ૧૮ ઑગસ્ટ, ૧૯૫૦ના અંકમાં કરેલી છે. તેનો ટૂંક સાર નીચે આપ્યો છે.

### ૧. અક્ષરજ્ઞાનની મર્યાદા

અમુક પ્રજાઓ કેટલી હદ સુધી સુધરેલી છે તે ઝટ કહી દેવા માટે સામાન્ય રીતે તે પ્રજાના લોકોમાં અક્ષરજ્ઞાનના પ્રચારનો ગજ વાપરવામાં આવે છે. પરંતુ, વાંચવા અને લખવાની આવડત સુખ માટે આવશ્યક છે અથવા સારા જીવન માટે અનિવાર્યપણે મદદરૂપ છે, એ બાબત સ્વતઃસિદ્ધ ન કહી શકાય. ચોપડીઓ જેટલા પ્રમાણમાં આશ્વાસનરૂપ બને છે તેટલા જ પ્રમાણમાં દખલરૂપ પણ બને છે, અને ડૉ. જૉન્સને ફુરસદ બાબત જે ટીકા કરી હતી કે – તેની કિંમત તો તેનો કેવો ઉપયોગ કરવામાં આવે છે તેના ઉપર જ આધાર રાખે છે – તે ટીકા અક્ષરજ્ઞાનને પણ સમાનપણે જ લાગુ પડે છે. અક્ષરજ્ઞાનનો દુરુપયોગ શોધવા નીકળનારને પૂરતા પ્રમાણમાં પુરાવા મળી આવે તેમ છે. જો અક્ષરજ્ઞાનનો માત્ર વિચારોની આપ-લેના સાધન તરીકે વિચાર કરીએ, તો કેટલાક ધંધાઓ, કે જેમની ઉપયોગિતા સામાન્યપણે સ્વીકારાઈ ચૂકેલી છે, તે ધંધાઓ માટે તે સ્પષ્ટ રીતે અનિવાર્ય છે. રાજ્યતંત્ર ચલાવનારાઓ, કે જેમને પોતાના હુકમોનું તત્કાળ તથા સાર્વત્રિક પાલન થાય એવું કરવાની ગરજ હોય છે, તેવાઓની દૃષ્ટિએ વિચારીએ, તો અક્ષરજ્ઞાનના કેટલાક વ્યવહારુ લાભો પણ છે. પરંતુ રેડિયો અને સિનેમાના યુગમાં, એટલા જ માટે, હવે અક્ષરજ્ઞાનનો પ્રચાર અનિવાર્ય રહેતો નથી. મોટા ભાગના નિરક્ષર પ્રજાજનોવાળા કોઈ યંત્રોદ્યોગી દેશ ઉપર રાજ્ય ચલાવવું મુશ્કેલ બની જાય એ વાત ભલે કબૂલ રાખીએ; તોપણ અત્યારે સરકારી આજ્ઞાપત્રો અથવા છાપાંઓથી જુદી પાડીને ચોપડીઓને સમાજમાં સૌને સુલભ કરવા સારુ જે ભારે પરિશ્રમ કરવામાં આવે છે, તેના વાજબીપણાને સમર્થન મળી શકે તેમ નથી.

### ૨. વાચનનો ઉપયોગ

ઇંગ્લંડ દેશમાં ચોપડીઓ સુલભ કરવાના હેતુની સિદ્ધિ માટે સો કરતાં વધુ વરસથી ઉદાર સહાનુભૂતિવાળા લોકોએ નિષ્ઠાયુક્ત સેવાઓ અર્પી છે; અને તેને વધતો જતો જાહેર ટેકો મળતો ગયો છે. જોકે, જાહેર પુસ્તકાલયો માટે ઈ. સ. ૧૮૪૯માં નિમાયેલી સિલેક્ટ કમિટીએ તો પોતાના અહેવાલમાં ધંધેદારી માણસોની આવશ્યકતાઓ વિષે જ મોટે ભાગે વિચાર કર્યો હતો. તેવા લોકોને ચોપડીઓ પોતાના ધંધાનાં ઓજારો જેવી જ ગણાય; અને તે વખતે સામાન્ય રીતે તે ચોપડીઓની કિંમત બહુ મોટી હોઈ, તેઓ તેમને ખરીદી શકે તેવી સ્થિતિ ન હતી. પરંતુ વાચનની પોતાની એક સ્વતંત્ર ઉપયોગિતા અને આવશ્યકતા છે એવી ખાતરી જો ન હોત, તો પુસ્તકાલય-પ્રવૃત્તિ પણ કેળવણી માટેની વિશેષ સગવડોની ઝુંબેશ કરતાં ફરી વધુ સફળ નીવડી ન હોત.

માણસોમાં સ્વભાવથી જ શિવ, સુંદર અને સત્યને પારખવાની શક્તિઓ ઓછા યા વત્તા અંશે રહેલી છે; અને એ સામાન્ય શક્તિઓને ઉપયોગમાં લેવાની ફરજ પણ પોતાના રોજિંદા કામકાજથી સમાજની સેવા કરવાની ફરજ જેટલી જ મોટી છે. આ શ્રદ્ધા ખ્રિસ્તી સામાજિક વિચારસરણીનાં વિશિષ્ટ લક્ષણોમાંની એક છે. એ વિચારસરણી એવું માને છે કે, માનવસ્વભાવ કદી પોતાનું ખાસ સામાજિક કર્તવ્ય બજાવવામાત્રથી કૃતાર્થ થતો નથી. સમાજ તથા સૃષ્ટિની વ્યવસ્થામાં તેનું શું સ્થાન છે, એનું બૌદ્ધિક આકલન પણ તેને સાથે સાથે હોવું જ જોઈએ. અને તેથી બધા માણસોને તેમના ધંધેદારી સામાજિક સ્થાનથી પર એવી ફરજો તથા હકો હોય છે. આ માન્યતામાંથી જ જાહેર પુસ્તકાલયો અને બધા પ્રકારની બિન-ધંધેદારી કેળવણી માટેનો દાવો ઊભો થાય છે.

### ૩. આજની વાચનપ્રવૃત્તિ

આટલું કહીને એટલું કબૂલ કરવું જોઈએ કે, વિક્ટોરિયા-યુગના જે સેવાભાવી લોકોએ જાહેર

પુસ્તકાલયોની પ્રવૃત્તિ ઉપાડી હતી, તેઓ તેમના પ્રયત્નોનાં નીપજેલાં ફળ જોઈને નિરાશ થાય અને ચોંકે પણ ખરા. પ્રથમ તો, ચોપડીઓ જેમ જેમ વધુ સુલભ બનતી ગઈ છે, તેમ તેમ વાંચવા પ્રત્યેના ઘણા લોકોના વલણમાં સૂક્ષ્મ અને ખાસ કરીને નીરોગી નહિ એવો ફેરફાર થઈ ગયો છે. વિક્ટોરિયા-યુગના લોકો એવું માનતા કે, વાંચવાની ક્રિયા વાચક પાસે સખત અને હેતુપુરઃસર પ્રયત્નની અપેક્ષા રાખે છે. તે જમાનાનો વાચક વિવેકનું સાધન પ્રાપ્ત કરવા વાંચતો. પછી તે વિવેક નૈતિક, વૈજ્ઞાનિક, કે કળાત્મક બાબતોને અંગે પણ હોય. ખાસ કરીને ચોપડીઓ મેળવવી મુશ્કેલ હતી ત્યારે વિશેષે એમ જ હોતું. આજે લોકોને વાંચવા માટે મોટો જથ્થો સુલભ બન્યો છે. અને ખાસ કરીને ચોપડીઓ વિષેની ચોપડીઓ વધુ મળતી થઈ છે, ત્યારે તેની કેટલીક વાર એવી અસર થાય છે કે, વિવેકશક્તિને પક્ષાઘાત થઈ જાય છે અને એવી માન્યતા ઊભી થાય છે કે બુદ્ધિમાન પુરુષે બીજાઓના અભિપ્રાયોનું જ ઊંડું જ્ઞાન મેળવવાની જ આકાંક્ષા રાખવી જોઈએ. વીસમી સદીમાં બહુ ઓછા લોકો પ્લેટોનું 'રિપબ્લિક' પુસ્તક એટલા માટે વાંચતા હશે કે પ્લેટોનું કહેવું સાચું છે કે નહિ તે નક્કી કરવું!

બીજું, વિચારની ક્રિયાની પેઠે, લખવાની ક્રિયા પોતે જ વાસ્તવિકતાથી અમુક અંશે છૂટી પડી જાય છે. માણસના મનને હંમેશાં એ પ્રલોભન રહે છે કે, અનંતપણે વિવિધ એવા જે બાહ્ય પદાર્થો ઉપર તે પોતે ક્રિયા કરતું હોય છે, તે બધા ઉપર એક સખત અને અપ્રતિતપણે સાદું એવું ચોકઠું બેસાડી દેવું. અને જ્યારે માણસનું મન કાગળ ઉપર એ બધું મૂકવા માગે છે, ત્યારે તો ખાસ કરીને તેમ જ કરે છે. દાખલા તરીકે, માણસો અને વસ્તુઓ કરતાં 'બળો'ની પરિભાષામાં જ રાજકીય વિચાર ચલાવવો એ વધારેપડતું વાંચેલા બુદ્ધિમાનનું લક્ષણ છે. છાપખાનામાંથી જેમ વધુ ને વધુ ચોપડીઓ બહાર પડતી જાય છે, તેમ તેમ એ યાદ રાખવાની જરૂર પણ મોટી ને મોટી બનતી જાય છે કે, વિચાર જો સફળ બનવા માગતો હોય, તો તે અનુભવમાંથી ઊભો થવો જોઈએ; તથા ભાષા પણ જો બાહ્ય વાસ્તવિકતાને ઢાંકી દેવા માટે જ ન હોય, તો તેને શક્ય તેટલી સંવેદનશીલ, સૂક્ષ્મ અને સ્પષ્ટ રાખવી જોઈએ. તેથી પુસ્તકાલય-પ્રવૃત્તિની શતાબ્દીની ઉજવણી ખાસ કરીને શિક્ષકો માટે એક પડકારરૂપ બનવી જોઈએ, જેથી તેની મારફત જે સાધનસામગ્રી પૂરી પાડવામાં આવી છે તેનો યથાયોગ્ય ઉપયોગ થાય.

### ૪. ઈંગ્લંડની પુસ્તકાલય પ્રવૃત્તિ

ઈંગ્લંડ દેશમાં ૧૮૪૯માં જાહેર પુસ્તકાલયો અંગે વિચાર કરી અહેવાલ રજૂ કરવા સિલેક્ટ કમિટી નીમવામાં આવી હતી. તે વખતે બે કરોડ સિત્તેર લાખની કુલ વસ્તીમાંથી ૮૦ લાખ કરતાં વધુ લોકો નિરક્ષર હતા. અને ભણેલા ગણાતામાંથી પણ કેટલોક ભાગ ચાલુ પરિચયને અભાવે પોતાના નામની સહી કરવાનું પણ ભૂલી ગયેલો હતો. વૈયક્તિક આવકને હિસાબે તે વખતે ચોપડીઓની કિંમત ઘણી વધારે હોતી. કારીગર વર્ગનો માણસ કાંઈ પણ છાપેલી વસ્તુ ખરીદતો, તો તે બે આને વેચાતાં ચોપાનિયાં કે પુસ્તિકાઓ જેવું જ કાંઈક ખરીદતો. તેમાં મોટે ભાગે રોમાંચકારી ભયંકર વાતો હોતી. તે વાતોમાં પણ મુખ્ય તત્ત્વ અદ્ભુતતાનું હોતું અને ઘણુંખરું બીભત્સ જ હોતું. એ સ્થિતિમાં સામાન્ય માણસને વાંચવા જેવું કાંઈક વાંચવામાં પ્રેરવો હોય તો મફત જાહેર પુસ્તકાલય પૂરાં પાડવાં જ જોઈએ એમ નક્કી થયું.

માત્ર સામાન્ય સ્ત્રી-પુરુષોને જ પુસ્તકો નહોતાં મળતાં એવું નહોતું; શિક્ષિત કહેવાતા વર્ગ તેમ જ શિક્ષક વર્ગ તથા પાદરી વર્ગ અને છાપાંવાળાઓને પણ વાંચવાની ચોપડીઓ નહિ જેવી જ મળતી. યુનિવર્સિટીઓનાં પુસ્તકાલયોનો સામાન્ય વાચકો તો ઉપયોગ જ કરી શકતા નહિ. કેટલીક મધ્યમ વર્ગની લવાજમવાળી લાયબ્રેરીઓ હતી, તથા સાહિત્યિક અને વૈજ્ઞાનિક સંસ્થાઓ હતી. પણ તેમાંનાં પુસ્તકો મોટે ભાગે સામાન્ય અને લોકપ્રિય વર્ગનાં હોતાં.

સિલેક્ટ કમિટીએ પોતાનો કેસ સબળ રીતે રજૂ કર્યો હોવા છતાં, પાર્લમેન્ટમાં જ્યારે પહેલું લાયબ્રેરી બિલ વિલિયમ ઇવાર્ટે રજૂ કર્યું, ત્યારે તેનો સખત સામનો થયો: ૧૮૫૦ના ઑગસ્ટની ૧૪મીએ જે કાયદાને શાહી મંજૂરી મળી, તે બહુ હળવો હતો. તે કાયદાની રૂએ ઈંગ્લંડનાં જે શહેરો ૧૦૦૦૦થી વધુ વસ્તીવાળાં

હોય, તેઓ પોતાના મતદારો કબૂલ થાય, તો પાઉંડે ાા પેન્સ જેટલો વેરો (સેસ) નાખી શકે. તેની આવક પુસ્તકાલય માટે મકાન પૂરું પાડવામાં, તેની વ્યવસ્થા કરવામાં અને તેને નભાવવામાં ખરચી શકાય. પણ તેમાંથી ચોપડીઓ ખરીદી ન શકાય. ચોપડીઓ તો જાહેર અપીલ કરીને ઊભાં કરેલાં ફંડોમાંથી જ ખરીદવાની હતી.

આ સત્તાઓ ૧૮૫૩માં આયરલેંડ અને સ્કૉટલેંડને પણ લાગુ કરવામાં આવી.

કાયદો પસાર થયો, પણ શરૂઆતનાં વર્ષો સંતોષકારક ન નીવડયાં. આ કાયદાનો અમલ કરનાર પહેલી મ્યુનિસિપાલિટી નોર્વિચની ગણાય. પણ તેણે પોતાની લાયબ્રેરી ૧૮૫૭ પહેલાં ઉઘાડી ન હતી. સપ્ટેમ્બર ૨, ૧૮૫૨માં માંચેસ્ટરે પોતાનું જાહેર પુસ્તકાલય ખુલ્લું મૂક્યું. તે વખતે તેમાં સારી રીતે પસંદ કરેલાં ૨૦,૦૦૦ પુસ્તકો હતાં. તેમાં મુખ્યત્વે વ્યાપાર અને અર્થશાસ્ત્રને લગતાં પુસ્તકો વધુ હતાં; તેમ જ ઇતિહાસ, પુરાતત્ત્વ અને માંચેસ્ટરના ઉદ્યોગોને લગતાં પુસ્તકોનો ઠીક ઠીક સંગ્રહ હતો.

ધીમે ધીમે બીજી પણ સાતેક મ્યુનિસિપાલિટીઓએ એ કાયદાનો અમલ શરૂ કર્યો. ૧૮૫૫માં વેરો ાા પેન્સથી વધારીને ૧ પેન્સ કરવામાં આવ્યો; તેમાંથી ચોપડીઓ ખરીદવાની પણ છૂટ આપવામાં આવી, અને વસ્તીની મર્યાદા ઘટાડીને ૫૦૦૦ કરવામાં આવી. તેમ છતાં શરૂઆતનાં ૧૦ વર્ષમાં માત્ર ૨૫ સ્થળોએ આ કાયદાએ આપેલી તકનો લાભ લીધો હતો; અને બારેક સ્થળોના રહેવાસીઓએ તો પુસ્તકાલયો સ્થાપવાનો ઠરાવ નામંજૂર કર્યો હતો.

છતાં, ધીમે ધીમે પણ અચૂક રીતે આ પ્રવૃત્તિ વધતી ગઈ અને ફેલાતી ગઈ. શાથી? તે કહેવું મુશ્કેલ છે. પરંતુ અમુક વ્યક્તિઓના ઉત્સાહની તીવ્રતા તેમાં જેટલી કારણભૂત હતી, તેટલી જાહેર જનતાની માગ કારણભૂત નહોતી જ. ૧૮૭૭માં સ્થપાયેલા લાયબ્રેરી ઍસોસિયેશને એ ઉત્સાહને સંગઠિત કરવામાં, ઉત્તેજન આપવામાં, અને કેળવવામાં ઘણો ભાગ ભજવ્યો છે

પહેલા દશકામાં પુસ્તકાલયોનો ઉપયોગ કોણ કરતું, અને વાચકો શું વાંચતા? પ્રથમથી જ પુસ્તકાલયોનો દ્વિમુખ ઉપયોગ સૂચિત થયો હતો. જ્યાં જ્યાં સારા સંદર્ભગ્રંથોવાળાં પુસ્તકાલયો વિકસ્યાં, ત્યાં શિક્ષકો, પાદરીઓ, પત્રકારો તથા જેઓ પહેલેથી પુસ્તકો બાબત જાણકાર હોય તેવા બધા પ્રકારના લોકો જે કાંઈ સારામાં સારું મળે તેનો લાભ લેતા. સામાન્ય લોકો તો નવલકથાઓ જ વાંચવા લઈ જતા. તેનું કારણ, મિ. ઍડવર્ડ્સના (માંચેસ્ટરના લાયબ્રેરિયન) શબ્દોમાં કહીએ તો, "જાહેર શાળાઓમાં સ્વશિક્ષણ માટે આપવામાં આવતાં સાધનો ઉપર જોઈતા કાબૂની ઊણપ છે. ઘણા વાચકો પાસે તો માત્ર વાંચી જાણવાની જ આવડત હોય છે, અને તે પણ અધૂરી."

૧૮૫૬માં પાર્લમેંટમાં રજૂ કરવામાં આવેલા આંકડા ઉપરથી જણાય છે કે, જાહેર પુસ્તકાલયો અને સંગ્રહસ્થાનો માટે કુલ ૧૦,૦૦૦ પાઉંડનો વેરો બધે થઈને ઉઘરાવાતો. ૧૮૯૦માં તે રકમ વધીને ૨ લાખ, ચાર હજાર, નવસો ઓતેર પાઉંડ જેટલી થઈ. અને ૧૯૪૯માં તે ૭૭ લાખ, પાંચ હજાર પાઉંડ જેટલી હતી. ૧૮૫૬માં બધી લાયબ્રેરીઓમાં થઈને ૬ લાખ ૫૦ હજાર પુસ્તકો વાંચવા લેવાયાં હતાં. ૧૮૯૦માં ૩૦ લાખ, ૫૬ હજાર, છસો અઠ્ઠાવન પુસ્તકો લેવાયાં હતાં; અને ૧૯૪૯માં ૩૧ કરોડ, ૨૦ લાખ પુસ્તકો વાંચવા લેવાયાં હતાં.

આજે હવે ઇંગ્લંડ દેશમાં માત્ર ૬૦૦૦૦ લોકો જ એવા વિસ્તારોમાં રહે છે કે જ્યાં સ્થાનિક પુસ્તકાલયની સગવડ નથી. દેશની વસ્તીના ૨૫ ટકા જેટલા લોકો પુસ્તકાલયોમાંથી ચોપડી લાવનાર ચાલુ વાચકો છે. તાજેતરમાં પુસ્તકાલય-વિદ્યાનો અભ્યાસ કરવા ઇંગ્લંડ આવેલી એક પરદેશી વિદ્યાર્થિનીએ જણાવ્યું હતું તેમ, "આ દેશમાં દરેક જણ જાહેર પુસ્તકાલય વિષે જાણતું હોય છે. એ વસ્તુ તમારા જીવનના એક સ્વીકારેલા ભાગ રૂપ બની ગઈ છે."

આ વિકાસને માટે જવાબદાર કારણોમાંથી કેટલાંક મુખ્ય કારણો મિ. એલ. આર. મેકકૉલ્વીન નીચે પ્રમાણે જણાવે છે:

૧૮૭૦નો કેળવણીનો કાયદો, કાર્નેગીની સખાવતો, ૧૮૯૪માં દાખલ કરવામાં આવેલ અને પછી સર્વત્ર સ્વીકારવામાં આવેલ પુસ્તકો પાસે વાચકોને સીધા જવા દેવાની છૂટ (કે જેને માટે તથા આધુનિક ગ્રંથપાલ-વિદ્યાના નિયોજનના મોટા ભાગ માટે જેમ્સ ડફ બ્રાઉનને યશ ઘટે છે), બાળકો માટેની સગવડમાં ધીમે ધીમે સુધારો, કાર્નેગીનું ગ્રેટ બ્રિટન અને આયરલૅંડ માટેનું ટ્રસ્ટ (મુખ્યત્વે કાઉન્ટી લાયબ્રેરી સર્વિસ અંગે તથા પુસ્તકાલયો વચ્ચે રાષ્ટ્રીય અને પ્રાદેશિક સહકાર અંગે), ૧૯૧૯માં એક પેન્સનો વેરો રદ થવો, અને કદાચ સૌથી વધુ અગત્યનું તો લાયબ્રેરી ઍસોસિયેશને શરૂ કરેલી પરીક્ષાઓ અને ધંધેદારી રજિસ્ટ્રેશનના પાયા ઉપર દૃઢપણે ખડા થયેલ ગ્રંથપાલપણાના સાચા વિશિષ્ટ ધંધાનો વિકાસ.

ગો૦

# માધ્યમની વ્યર્થ ચર્ચા

### વિચારદોષ

શિક્ષણનું માધ્યમ કયું હોવું જોઈએ એ વિષે નકામી ચર્ચા ચાલે છે. જે ઊઠ્યો તે અંગ્રેજીનો મહિમા ગાય છે. અંગ્રેજો તો અહીંથી ગયા, પણ એમની ભાષાનું મહત્ત્વ આપણા મગજ પર ઠોકી બેસાડવાના પ્રયત્નો કરવામાં આવે છે. એ પ્રયત્નો હવે કેવી રીતે સફળ થવાના? અંગ્રેજી ભાષાના મહત્ત્વ વિષે કોઈની ના નથી. પણ શિક્ષણનું માધ્યમ કયું હોય એ વિષય સાથે એને શો સંબંધ? કહે છે કે, શિક્ષણનું માધ્યમ બનવા જેટલી આપણી ભાષાઓમાં હજી શક્તિ નથી. પણ આમાં એક મોટો વિચારદોષ થાય છે. ખરું જોતાં શિક્ષણનું મુખ્ય માધ્યમ ભાષા નહિ પણ કૃતિ હોય છે. ભાષા ન જાણતો છતાં તરસ્યો માણસ પોતાની તરસ બીજાને જણાવી શકે છે; અને બીજો એની ભાષા જાણ્યા વગર એની તરસ સમજી શકે છે. આપણી ભાષાઓની કયા વિષયમાં માધ્યમ બનવાની શક્તિ નથી? વિજ્ઞાનમાં? પણ વિજ્ઞાનના પ્રયોગો તો કરવાથી થાય છે, બોલવાથી નથી થતા. ત્યારે મુશ્કેલી ક્યાં આવે છે? આ લોકોએ પરિભાષાનો એક મોટો હાઉ બનાવી મૂક્યો છે. પરંતુ કોઈ પણ જ્ઞાન કે વિજ્ઞાન પારિભાષિક નથી હોતું. અનુભવ પહેલાં થાય છે, પરિભાષા પછી બને છે. પ્રત્યક્ષ ક્રિયાથી અનુભવનો સાક્ષાત્કાર થાય છે. અને પ્રત્યક્ષ ક્રિયાથી જ એ કરાવી શકાય છે. ક્રિયાની સાથે શબ્દોનો પણ ઉપયોગ હોય છે. ત્યારે હાલ તરત થોડા વખત સુધી પારિભાષિક શબ્દો, અંગ્રેજી ચાલે તોપણ કશું નુકસાન નથી. 'હાઇડ્રોજન'ને માટે ઉદજન વાપરીએ કે ઉદ્જન વાપરીએ, અથવા બીજો કોઈ શબ્દ વાપરીએ એનો નિર્ણય થાય ત્યાં સુધી ભલે 'હાઇડ્રોજન' ચાલે. પણ 'હાઇડ્રોજન' શબ્દ ચાલ્યો એટલે તેની સાથે અંગ્રેજી ભાષા શા માટે ચાલવી જોઈએ? આપણી ભાષામાં પણ એ શબ્દ સરસ રીતે ગોઠવાઈ જશે. સ્વરાજમાં થોડા દિવસ માઉન્ટબૅટન ચાલે તો આપણી ભાષામાં 'હાઇડ્રોજન' કેમ ન ચાલે? એનો વારસ આવશે એટલે એ જશે.

### મધ્યમ દૃષ્ટિનો માર્ગ

પણ મુખ્ય વસ્તુ આપણી માનસિક આળસ છે. એ આળસને કારણે જ આપણે એક સહેલી વસ્તુને પણ મુશ્કેલ બનાવી મૂકી છે. આપણા કેટલાક છોકરાઓ, અંગ્રેજી ભાષા એક ભાષા તરીકે શીખે, એ ઠીક છે. પણ અંગ્રેજીને માધ્યમ તરીકે શા માટે રાખવી જોઈએ? ભાષા તરીકે પણ બધા છોકરાઓ કેવળ અંગ્રેજી શીખે એમાં જોખમ છે. એનું અનિવાર્ય પરિણામ એ આવશે કે, આપણે દુનિયાને સ્વતંત્ર દૃષ્ટિથી જોઈ નહીં શકીએ. આપણી આંખો અને દુનિયાનાં દૃશ્યો વચ્ચે એ પડદાનું કામ કરશે. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ તોપણ આપણો દેશ ઇંગ્લંડ અમેરિકાના પક્ષમાં ઘસડાઈ જશે. એટલે રશિયન, ફ્રેન્ચ, જર્મન, ચીની, જાપાની, ફારસી, અરબી વગેરે ભાષાઓ પણ આપણે શીખવી જોઈએ. એમ કરીશું તો જ મધ્યમ દૃષ્ટિ આવશે; નહિં તો આપણે પરબુદ્ધિ બની જઈશું.

આપણા રાજકારભારની સરળતાને ખાતર આપણે અંગ્રેજીને પંદર વરસ જીવતદાન આપ્યું છે. એટલે કે, એક રીતે આપણે એને આપણા જીવનનું જ દાન આપ્યું છે. હિન્દી શીખવાનું જેમનાથી નથી બની શકતું તેવા વૃદ્ધોને માટે એમાં સરળતા થઈ છે. પણ સાથે સાથે અંગ્રેજો અને અમેરિકનોને પણ સરળતા થઈ છે. આપણા રાજકારભારની બારીકીઓ પંદર વરસ સુધી એક અંગ્રેજ કે અમેરિકન જેટલી સહેલાઈથી સમજી શકશે તેટલી સહેલાઈથી આપણા દેશના લોકો પણ નહિ સમજી શકે. એમાં ગમે તે લાભ માનવામાં આવ્યો હોય, પણ એમાં જોખમ નથી એમ નહિ.

**અગ્રગામી અને પૂર્વગામી બનો**

કેટલાક તો ઊલટા કહે છે કે, રાજકારભાર અંગ્રેજીમાં ચાલવાનો છે તો શિક્ષણનું માધ્યમ પણ અત્યારે અંગ્રેજી જ રહેવા દો. જો આ દલીલ જ સમર્થ નીવડી તો પંદરનાં પચાસ થઈ શકે. શિક્ષણશાસ્ત્રનું કામ આગળ ચાલીને રસ્તો બતાવવાનું છે; બની શકે તો તેણે પંદરનાં પાંચ કરવાં જોઈએ. શિક્ષણશાસ્ત્ર જ જો પાછળ પાછળ ચાલ્યું તો આખા દેશની જીવનવ્યવસ્થા જ પાછળ પડી જશે. એટલે પુરુષાર્થરહિત ચર્ચામાં ન પડતાં કરવાની વસ્તુ કરી નાખવી જોઈએ. તો જ વિચારચક્રને વેગ મળશે અને બધું સૂઝવા માંડશે.

આપણે આપણી જ ભાષામાં વિચાર કરવો જોઈએ. પારકી ભાષામાં વિચાર કરીએ છીએ ત્યારે આપણો આત્મા પ્રગટ નથી થતો. જુઓને, આપણે મહિનાઓ સુધી ચર્ચા કરીને આપણા સ્વતંત્ર ભારતનું અંગ્રેજી ભાષામાં એક બંધારણ ઘડ્યું છે. પણ એ બંધારણ, ભણેલાઓ પણ નથી સમજી શકતા, પછી અભણની તો વાત જ શી કરવી? મૂળ વિચાર આપણી ભાષામાં થયો હોત તો આપણા બંધારણની સિક્કલ જુદી જ હોત અને તેની હૂંફ દરેક જણ સુધી પહોંચી ગઈ હોત. આજે તો એ હૂંફ બંધારણના પુસ્તકમાં જ રહી છે અને એના તરજુમા મૂળ કરતાંયે ક્લિષ્ટ અને અઘરા બની ગયા છે. હસ્ત-ઉદ્યોગ મારફત અપાતી પાયાની કેળવણીની પદ્ધતિને મેં 'સમવાય પદ્ધતિ' નામ આપ્યું છે. વિશેષજ્ઞોએ કહ્યું, "કોરિલેશન'ના તમામ સહચારી ભાવો 'સમવાય'માં કદાચ નહિ આવે." મેં કહ્યું, "'કોરિલેશન' માટે મેં આ શબ્દ કહ્યો નથી. એ આપણી પદ્ધતિનું નામ છે, જેમાં ઉદ્યોગ અને જ્ઞાન, નહિ ભિન્ન કે નહિ અભિન્ન, બલકે પરસ્પરમય હોય છે. પરસ્પરમયતાને આપણે આપણી ભાષામાં સમવાય કહીએ છીએ.' ત્યારે તેમણે પૂછ્યું, "'સમવાય'નું અંગ્રેજી શું થશે?" મેં કહ્યું, 'મારું કામ ન તો 'સમવાય'નું અંગ્રેજી કરવાનું છે કે ન તો 'કોરિલેશન'નું હિંદી કરવાનું છે. આપણી શિક્ષણપદ્ધતિ, જે આપણા પ્રયોગોમાંથી ઉદ્ભવી છે, તેને નામ આપવાનું મારું કામ છે અને તે મેં કર્યું છે.' એ જ રીતે આપણે આપણા બંધારણનો વિચાર પણ આપણી ભાષામાં કરી શક્યા હોત તો જેમ 'સમવાય' શબ્દ નઈ તાલીમના શિક્ષકો ને બાળકોમાં ચાલુ થઈ ગયો છે, તેમ એ બંધારણના શબ્દોનું પણ થાત. એટલે કે એ શબ્દો જીવનવાળા હોત અને જે જીવનવાળા હોય છે તેઓ સ્વાભાવિક રીતે જ જીવનદાયી બને છે.

કારભાર ચલાવનારા લોકો આ વિચારક્રાંતિ ન કરી શકે. એ તો શિક્ષકો, અધ્યાપકો અને વિચારકોનું કામ છે. એટલે એમના પર અનુગામી નહિ, સહગામી પણ નહિ, અગ્રગામી અને પૂર્વગામી બનવાની જવાબદારી છે.

(ડિસેમ્બર '૫૦ના 'સર્વોદય'માંથી) **વિનોબા**

લજ્જા એ કુલસ્ત્રીનું ભૂષણ છે. પણ ખરાબ કામ કર્યાની લજ્જા તો સૌનું ભૂષણ છે.

*

જીવ શરીરમાં રહે છે, અને જુદો પડતાં જ મરણ નીપજે છે. તે જ પ્રમાણે બધા સદ્ગુણો સૂક્ષ્મ ધર્મબુદ્ધિમાં વસે છે. તેના વગર તેઓ મરી જાય છે.

# જાતિ શું છે ?

જાતિના પ્રશ્ન અંગે વૈજ્ઞાનિક તદ્વિદોની એક સમિતિએ નિવેદન તૈયાર કર્યું છે અને તે સંયુક્ત રાષ્ટ્રસંઘના કેળવણી, વિજ્ઞાન અને સંસ્કૃતિ વિભાગે (યુનેસ્કો) પ્રસિદ્ધ કર્યું છે. તેમાં એ વિષય અંગે આધુનિક વૈજ્ઞાનિક અભિપ્રાય શો છે તેને સંક્ષેપમાં રજૂ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

એ નિવેદન ન્યૂ ઝીલૅન્ડ, મૅક્સિકો, બ્રાઝિલ, અમેરિકા, ઇંગ્લંડ, હિંદ, અને ફ્રાન્સના તદ્વિદોએ તૈયાર કર્યું હતું અને તેના ઉપર જાણીતા પ્રોફેસરોએ જે ટાંચણ કર્યાં, તે ઉપરથી છેવટે પ્રોફેસર ઍશલી મૉન્ટેગ્યુએ તેને તપાસી આપ્યું છે.

તે નિવેદનમાં નિશ્ચિત રીતે જણાવવામાં આવ્યું છે કે:

૧. માનવજાત એક છે એ બીના સ્વીકારવામાં વૈજ્ઞાનિકો સામાન્યપણે એકમત છે. બધા માણસો એક જાતિના છે, અને એ જાતિ તે 'માનવજાતિ'. ઉપરાંત વૈજ્ઞાનિકોમાં સામાન્યપણે એ બાબત પણ સ્વીકારવામાં આવી છે કે, બધાં જ મનુષ્યો એક જ સામાન્ય કુળમાંથી ઊતરી આવ્યાં છે; અને જે કાંઈ તફાવત માનવજાતિના જુદા જુદા વર્ગો વચ્ચે મોજૂદ છે, તે પણ વિકાસક્રમમાં આગળ જતાં ફેરફાર ઊભા કરનારાં જે તત્ત્વો ઊભાં થયાં તેમને આભારી છે. તે તત્ત્વો જેવાં કે:– જુદા જુદા સમૂહો છૂટા પડી જવા, વંશાનુક્રમને નિયંત્રિત કરનાર ભૌતિક તત્ત્વો આમતેમ ફેરફાર પામતાં છેવટે નિશ્ચિત થતાં જવાં, એ તત્ત્વોના બંધારણમાં ફેરફારો થવા, સંકર થવો, અને કુદરતની પસંદગી અમુકની તરફેણમાં ઊતરવી. આ પ્રમાણે ઓછીવત્તી બદલાતી સ્થિરતાવાળા અને તફાવતના જુદાં જુદાં પ્રમાણવાળા વર્ગો ઊભા થયા કે જેમના જુદા જુદા હેતુઓસર જુદી જુદી રીતે વર્ગો પાડવામાં આવે છે.

૨. માણસો વચ્ચે વંશાનુગતિક તફાવતો ઊભા કરનાર તત્ત્વો માણસના સમગ્ર બંધારણની દૃષ્ટિએ બહુ જૂજ હોય છે. અર્થાત્ માણસોમાં સમાનતાનું પ્રમાણ ક્યાંય મોટું છે, અને તફાવતનાં તત્ત્વો બહુ જ ઓછાં છે.

૩. એટલે જાતિનો અર્થ એટલો જ થાય છે કે સમગ્ર માનવજાતિમાં સમાવેશ પામતા પણ જુદે જુદે સ્થળે વસવાટ કરતા સમૂહો. એ સમૂહો પણ એકબીજા સાથે શરીરસંબંધથી સંતાનોત્પત્તિ કરી શકે છે. અને ભૂતકાળમાં તેમને એકબીજાથી છૂટા રાખનાર અંતરાયોથી તથા તેમના જુદા જુદા પ્રદેશમાં વસવાટના ઐતિહાસિક કારણે તેઓમાં અમુક પ્રકારના શારીરિક તફાવતો દેખાતા હોય છે. તફાવતના અંશો પણ વખત જતાં ભૌગોલિક અને/અથવા સાંસ્કૃતિક અલગપણાને લીધે દેખા દે છે, ઓછાવત્તા થાય છે, અને ઘણી વાર અદૃશ્ય પણ થઈ જાય છે.

૪. વૈજ્ઞાનિક હકીકત આ છે. પરંતુ કમનસીબે મોટા ભાગનાં લોકો 'જાતિ' શબ્દ મનસ્વીપણે જુદા જુદા અર્થમાં સમજે છે અને વાપરે છે. જેમ કે, જુદા જુદા રાજકીય, ધાર્મિક, ભૌગોલિક, ભાષાકીય અથવા સાંસ્કૃતિક વર્ગો કે સમૂહોને અશાસ્ત્રીય રીતે 'જાતિઓ' કહેવામાં આવે છે. પરંતુ અમેરિકનો એ જુદી જાતિ નથી, તેમ જ અંગ્રેજો પણ જુદી જાતિ નથી. કે ફ્રેંચો પણ જુદી જાતિ નથી.

રોમનકૅથલિક ધર્મ માનનારા, પ્રૉટેસ્ટંટ ધર્મ માનનારા, કે મુસ્લિમો અથવા યહૂદીઓ એ પણ જુદી જાતિ નથી. તેમ જ અંગ્રેજી ભાષા કે બીજી ભાષા બોલનાર સમૂહો પણ જુદી જાતિ નથી. આઇસલૅન્ડ, ઇંગ્લન્ડ કે હિંદુસ્તાનમાં રહેનારા લોકો પણ જુદી જાતિઓ નથી; તેમ જ સંસ્કૃતિની દૃષ્ટિએ જેઓ તુર્ક કે ચીની છે તેઓ પણ જુદી જાતિના નથી. આવા બધા રાષ્ટ્ર, ધર્મ, ભૌગોલિક સ્થાન, ભાષા અને સંસ્કૃતિને કારણે જુદા પડતા સમૂહો ખરા જાતિ-સમૂહોને મળતા પણ આવતા નથી; અને એવા વર્ગોનાં સાંસ્કૃતિક લક્ષણોને જાતિગત લક્ષણો સાથે વંશાનુગતિક કાંઈ સંબંધ હોય તેમ પુરવાર થતું નથી. આ પ્રમાણે જાતિ શબ્દના વપરાશમાં ગંભીર ભૂલો સ્વાભાવિક રીતે થતી જ આવતી હોવાથી મનુષ્યની જાતિઓ માટે બોલતી વખતે 'જાતિ' શબ્દ જ પડતો મૂકવો એ વધુ સારું છે.

૫. હવે માનવજાતિના જે જુદા જુદા વર્ગો અત્યારે ઓળખવામાં આવે છે તેમને વિષે વૈજ્ઞાનિકોને શું કહેવાનું છે તે જોઈએ. જુદા જુદા તદ્વિદોએ માનવ જાતિઓના જુદા જુદા વર્ગો પાડ્યા છે. પરંતુ આજકાલ ઘણાખરા તદ્વિદો આજની માનવજાતિના મોટા ભાગનું ત્રણ મુખ્ય વિભાગોમાં વર્ગીકરણ કરવામાં સહમત થાય છે.

અ. મોંગોલિયન (ચીન વગેરે તરફના)

આ. નીગ્રો (હબસી)

ઇ. કોકેસિયન (આર્ય)

આ વિભાગો ભૂતકાળમાં આ જ પ્રકારના ન હતા; તથા ભવિષ્યમાં તે બદલાશે પણ ખરા એવું માનવાને દરેક કારણ છે.

૬. આ મુખ્ય વિભાગો હેઠળ ઘણા પેટાવિભાગો પણ વર્ણવવામાં આવે છે. તેમની સંખ્યા બાબત સામાન્ય એકમત નથી. તેમ જ આવા આવા સ્થાનિક વર્ગોમાંના ઘણાખરાનો ભૌતિક નૃવંશવિદ્યાના તદ્વિદોએ અભ્યાસ કર્યો નથી કે તેમનું નિરૂપણ કર્યું નથી.

૭. તદ્વિદો માણસોના ગમે તે વર્ગો પાડે, પરંતુ માનસિક વિશિષ્ટતાઓને તેઓ કદી એ વિભાગીકરણના અંગ તરીકે સ્વીકારતા નથી. એક વાત તો સામાન્ય રીતે હવે સ્વીકારવામાં આવે છે કે, બુદ્ધિશક્તિ વગેરેની તપાસ ઉપરથી એની મેળે એમ નથી નિશ્ચિત કરી શકાતું કે અમુક અંશ સાહજિક છે, અને અમુક અંશ પરિસ્થિતિની, તાલીમની કે શિક્ષણની અસરથી ઊભો થયેલો છે. અર્થાત્ આપણે એમ કહી શકીએ કે, જો સરખી જ સાંસ્કૃતિક તકો આપવામાં આવે, તો દરેક વર્ગના લોકો લગભગ સમાન પ્રકારની સિદ્ધિ જ મેળવી બતાવે છે. કૉન્ફ્યૂશિયસે (ઈ. સ. પૂર્વે ૫૫૧–૪૭૮) કહ્યું છે કે, "માણસના સ્વભાવો સરખા હોય છે. તેમની ટેવો તેમને જુદા પાડે છે." એ સિદ્ધાંતને તાજેતરની વૈજ્ઞાનિક તપાસ પૂરેપૂરો ટેકો આપે છે.

૮. જુદા જુદા લોકો અથવા સમૂહોની સંસ્કૃતિઓ અને સાંસ્કૃતિક સિદ્ધિઓ વચ્ચે તફાવતનું કારણ તે તે સમૂહોમાં વંશાનુક્રમે ઊતરી આવતી વિશેષતાઓ છે, એવા નિર્ણયને અત્યારની વૈજ્ઞાનિક તપાસનો ટેકો નથી.

૯. સ્વભાવની બાબતમાં પણ જુદા જુદા માનવ-સમૂહો વચ્ચે કંઈ સાહજિક તફાવતો છે એવો કશો ચોક્કસ પુરાવો નથી.

૧૦. વ્યક્તિત્વ અને ચારિત્રને તો જાતિ સાથે કશી લેવાદેવા જ નથી. દરેક માનવસમૂહમાં વ્યક્તિત્વ અને ચારિત્ર્યની સુસમૃદ્ધ વિવિધતા નજરે પડશે; અને આ બાબતમાં કોઈ માનવસમૂહ વિશેષ સમૃદ્ધ છે એમ માનવાને કોઈ કારણ નથી.

૧૧. જુદી જુદી જાતિઓ વચ્ચે સંકર તો પ્રાચીનકાળથી થતો જ આવ્યો છે. અને જાતિઓના સંકરથી પ્રાણીવિકાસની દૃષ્ટિએ કશાં માઠાં પરિણામ આવે છે એવું સાબિત કરી આપે તેવો કશો પુરાવો મળતો નથી. જુદી જુદી જાતિઓના સંકરથી ઉત્પન્ન થતાં સંતાનોમાં ઘણી વાર માનસિક તેમ જ શારીરિક દૃષ્ટિએ અનિચ્છનીય એવા કાંઈ અંશો ઊભા થતા દેખાય છે, એવી માન્યતાને હકીકતોનો ટેકો નથી.

૧૨. જાતિઓ વિષે જે વ્યવહારુ અને સામાજિક માન્યતા પ્રચારમાં છે, તેણે હમણાં હમણાં છેવટનાં વર્ષોમાં માનવ જિંદગીઓનો ભારે ભોગ લીધો છે અને મનુષ્ય તથા સમાજને અકથ્ય હાનિ પહોંચાડી છે. હજુ પણ તે વસ્તુ કરોડો માનવપ્રાણીઓનો સ્વાભાવિક વિકાસ થતો રોકે છે, અને ઘણા સર્જક મનુષ્યોના અસરકારક સહકારથી માનવ સંસ્કૃતિને વંચિત રાખે છે. પ્રાણીશાસ્ત્ર અને સમાજનાં દૃષ્ટિબિંદુથી જોતાં માનવ-જાતિની એકતા એ જ મુખ્ય વસ્તુ છે. એને ઓળખવી અને તે અનુસાર વર્તવું એ આધુનિક માનવની પ્રાથમિક આવશ્યકતા છે. ડાર્વિને ૧૮૭૫માં પોતાના પુસ્તક ('ડીસેન્ટ ઑફ મૅન')માં જણાવ્યું છેઃ– "મનુષ્ય જેમ જેમ સંસ્કૃતિમાં આગળ વધતો જાય છે, તથા નાની ટોળીઓ ભેગી થઈને મોટા સમૂહો બનતા જાય છે, તેમ તેમ સામાન્ય બુદ્ધિથી વિચાર કરતાં પણ માણસને સમજાતું જશે કે, તેણે પોતાની સામાજિક લાગણીઓ અને સહાનુભૂતિઓને એક જ પ્રજાના બધા સભ્યો પર્યંત વ્યાપક બનાવતા જવું પડશે; ભલે પછી તે તેને અજાણ્યા હોય. એ કોટીએ એક વાર પહોંચ્યા એટલે પછી કોઈ કૃત્રિમ અંતરાય જ બધી પ્રજાઓ અને જાતિઓ પર્યંત તેની લાગણીઓને વિકસતા

અટકાવી રાખે." અને ખરેખર, સમગ્ર માનવ ઇતિહાસ પણ દર્શાવી આપે છે કે સહકારની ભાવના જ માણસને માટે સ્વાભાવિક છે, એટલું જ નહિ પણ બીજી સ્વાર્થસાધક વૃત્તિઓ કરતાં વધુ ઊંડી પણ છે. એમ જો ન હોત તો સૈકાંઓનો તેનો ઇતિહાસ માનવપ્રાણીઓના જુદા જુદા સમૂહોના એકીકરણ અને સંગઠનનો જે વિકાસ દર્શાવે છે, તે આપણને જોવા ન મળત.

૧૩. જગતનાં બધાં માનવપ્રાણીઓ ભાંડુઓ છે એ જાતના નૈતિક સિદ્ધાંતનો આધાર, પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિએ સર્વ માનવીઓ સમાન છે– એ સિદ્ધાંત ઉપર જરા પણ નથી. છતાં પ્રાણીશાસ્ત્રનો અભ્યાસ ઉપરના નૈતિક સિદ્ધાંતને ટેકો જરૂર આપે છે. કારણ કે, માણસ કુદરતી રીતે જ સહકાર તરફની વૃત્તિઓ સાથે જ જન્મેલો છે; અને એ વૃત્તિઓ જો સંતોષાય નહિ, તો વ્યક્તિ તેમ જ રાષ્ટ્ર બંને રોગગ્રસ્ત થાય છે. માણસ એક સામાજિક પ્રાણી તરીકે જ જન્મ્યો છે અને તેના માનવબંધુઓ સાથેના સક્રિય જીવન દ્વારા જ તે પોતાનો પૂર્ણ વિકાસ સાધી શકે તેમ છે. માણસ-માણસ વચ્ચેના આ સંબંધનો જે જગાએ નિષેધ કરવામાં આવે છે, ત્યાંથી જ સડાની શરૂઆત થાય છે. આ અર્થમાં દરેક માણસ તેના માનવબંધુનો આધાર છે. કારણ કે દરેક માણસ આખા ખંડનો એક ટુકડો છે; સમગ્રનો એક અંશ છે.

ગો૦

# ઇંગ્લંડમાં જુગારની બદી

‘જુગાર હવે દારૂના વ્યસન કરતાં પણ વધુ નુકસાન કરી રહ્યો છે.’ એમ પ્રોફે. જી. એમ. ટ્રેવેલિયન તેમના સામાજિક ઇતિહાસ વિષેના પુસ્તકમાં (૧૯૪૪) જણાવે છે. ઇંગ્લંડની સરકારે આ બાબતની વિગતો તથા માહિતી નિશ્ચિત કરવા એક શાહી કમિશન નીમ્યું છે. તેની આગળની જુબાનીમાં લૉર્ડ કિન્ડર્સલીએ જણાવ્યું છે કે, ૩૦ વર્ષ થયાં કરકસર માટેની જે સંગઠિત હિલચાલ શરૂ કરવામાં આવી છે, તેને શરત અને જુગારની બદીથી પારાવાર નુકસાન થઈ રહ્યું છે. સરકાર તરફથી કોઈ લૉટરી ચલાવવામાં આવે તેની વિરુદ્ધમાં અભિપ્રાય આપતાં તેમણે જણાવ્યું છે કે, શરત અને જુગાર નૈતિક વિવેકશક્તિને જ ભ્રષ્ટ કરી મૂકે છે; અને અંતે તેનું પણ દારૂ અને અફીણ જેવું જ તીવ્ર વ્યસન થઈ પડે છે.

શાહી કમિશન આગળની જુબાનીઓમાં સંયુક્ત દેવળોની સમિતિએ ગયા વર્ષના જુગારનું જે સિંહાવલોકન રજૂ કર્યું છે તે ઉપરથી જણાય છે કે, ૧૯૨૦માં ઘોડાની શરતોમાં ૫ કરોડ ૨૦ લાખ પાઉંડની શરત લગાવવામાં આવી હતી તથા ફૂટબૉલની હરીફાઈઓ ઉપર ૪ કરોડ ૮૦ લાખ પાઉંડની શરત લગાવવામાં આવી હતી. તે રકમ ૧૯૩૨માં વધીને ઘોડાની શરતો માટે ૨૦ કરોડ પાઉંડની અને ફૂટબૉલ વગેરે માટે ૧૦ કરોડ પાઉંડની થઈ. પરંતુ ગયે વર્ષે તો તે વધીને, ફૂટબૉલ વગેરેમાં ૫ કરોડ ૮૦ લાખ પાઉંડ, શિકારી કૂતરાઓની શરત પાછળ ૨૦ કરોડ પાઉંડ, ઘોડાની શરતો પાછળ ૪૫ કરોડ પાઉંડ, અને મેળા — કાર્નિવલના જુગાર પાછળ ૧ કરોડ ૭૦ લાખ પાઉંડની થઈ. અર્થાત્ ગયા વર્ષની કુલ રકમ ૭૨ કરોડ ૫૦ લાખ પાઉંડની થઈ. નવાઈની વાત એ છે કે ઇંગ્લંડ દેશ એ વર્ષમાં જીવન નિભાવવા અર્થે જ અમેરિકાની મદદ ઉપર મોટા પ્રમાણમાં આધાર રાખતો હતો.

આ વસ્તુસ્થિતિ ઉપર વિચારણા રજૂ કરતાં ઇંગ્લંડનો ખબરપત્રી આગળ જણાવે છે કે, ભલે જુગારની બદી હજારો વર્ષ જૂની હોય, છતાં તેના આધુનિક સ્વરૂપે તો તે આપણી આધુનિક ‘જીવનપદ્ધતિ’માં ફુરસદનું સ્થાન અને ઉપયોગ અંગેના મોટા સામાજિક કોયડાનો જ એક ભાગ છે.

આપણને ઉશ્કેરાટ જોઈએ છીએ, કારણ કે (આપણે કહીએ છીએ તેમ) આપણાં જીવન નીરસ થઈ ગયાં છે. અને આપણાં જીવન નીરસ બનવાનું કારણ એ છે કે, મોટે ભાગે આપણે એક એવી આર્થિક યાંત્રિકતામાં જકડાઈ ગયા છીએ, કે જે યાંત્રિકતામાં, સર્જનાત્મક કામકાજ માટેની આપણી સાહજિક શક્તિઓને ઝણઝણાવી શકે એવા કોઈ પણ હેતુનો અભાવ છે.

ગો૦

(‘મનસ’) ઑક્ટો. ૨૫, ૧૯૫૦

# મજૂર પ્રવૃત્તિમાં ગાંધીજીનો ફાળો*

### ૧ પ્રાસ્તાવિક

"હિંદની પ્રજાને પરદેશી ધૂંસરીમાંથી મુક્ત કરવા માટે પૂ. ગાંધીજીએ આરંભેલી અવિરત લડત પ્રત્યે આ દેશના તેમ જ પરદેશના તમામ લોકોનું ધ્યાન ખેંચાયું છે. પરંતુ જાહેર જીવનના તેમના આખાય સમય દરમ્યાન તેઓ એક નવી સામાજિક તથા આર્થિક રચનાની ઇમારતના ચણતરમાં એક પછી એક ઈંટો પણ ગોઠવતા રહ્યા છે, તે હકીકતનો લોકોને બરાબર ખ્યાલ આવ્યો નથી.... ખરેખર તો નૂતન સમાજની એમને જે ઝાંખી થઈ તેમાંથી જ તેમને હિંદી જનતાને પૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેય તરફ ક્રમિક પ્રગતિથી દોરવાના અદ્ભુત પ્રયાસો કરવાની વૃત્તિ અને પ્રેરણા મળી."

—નંદાજી

આ પ્રવૃત્તિ તે મજૂર ચળવળ. એમાં એમણે ફાળો આપી હિંદના મજૂરોને તેમની ઉન્નતિ માટેનો માર્ગ મોકળો કરી આપ્યો છે. હિંદનું પુનરુજ્જીવન કરતાં અતૂટ આશા અને અવિરત પ્રયત્ન માટેનું વાતાવરણ તૈયાર કરવામાંથી ગાંધીજીએ હિંદના મજૂર વર્ગને પોતાના હક્ક માટેની લડતમાં અડગ રહેતાં શીખવી દીધું છે. દક્ષિણ આફ્રિકાની ચળવળ પણ તે દેશમાં વસતા હિંદી મજૂરોના મૂળભૂત હક્કો માટેની જ હતી, પણ હિંદમાં તો એમણે અમદાવાદની એ ઐતિહાસિક મજૂર લડતમાં એના પ્રેરણામૂર્તિ અને વિશ્વાસુ આગેવાન તરીકે ઝુકાવ્યું હતું. એ લડત દરમ્યાન એમણે કરેલા સર્વ પ્રથમ ઉપવાસ એ મજૂરોને ઔદ્યોગિક ઝઘડામાં લવાદની તેમ જ પોતાની પ્રતિજ્ઞાની અગત્ય બતાવવાને કરવામાં આવ્યા હતા. જેને પરિણામે આજે પણ અમદાવાદના ઉદ્યોગનાં એ બન્ને અંગો–મજૂર અને માલિક–એ વ્યવસ્થાને માનભરી રીતે અનુસરે છે. આમ ગાંધીજીએ આ સામૂહિક કરારની નવી જ ભાવના કેળવી. આજે અમદાવાદનું મજૂર મહાજન એ ગાંધીજીની મજૂર ચળવળના સિદ્ધાન્તોનું જીવતુંજાગતું પ્રતીક કહી શકાય. ગાંધીજીની બે–દારૂ અને અસ્પૃશ્યતા સામેની–ધાર્મિક લડતોએ મજૂરોના જીવનમાં નવી જ પ્રેરણા અર્પી છે. એમની ખાદી પ્રવૃત્તિએ પણ દેશ સમસ્તમાં વેરાયેલા-પથરાયેલા આ મજૂર વર્ગને ભારે સ્પર્શ કર્યો છે. તેમ જ સારાય દેશની સ્વતંત્રતા માટેની અનેક ચળવળ અને રચનાત્મક કામો વડે એમણે મજૂરોમાં જાગૃતિ આણવામાં સારો ફાળો આપ્યો છે.

### દક્ષિણ આફ્રિકામાં

પૂ. ગાંધીજીની બાબતમાં જેની જેવી ભાવના તેને તેવું થાય, એ નિયમ લાગુ પડતો આપણે અનેક વખત જોયો છે. ગરીબોની સેવાની એમની પ્રબળ ઇચ્છાએ ગરીબો સાથેનું અનુસંધાન સદાયે અનાયાસે કરી આપ્યું છે. અને એનો પુરાવો દક્ષિણ આફ્રિકાનો બાલાસુંદરમનો કિસ્સો આપે છે. મજૂરોની લડતમાં પણ એ જ कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम् । જણાઈ આવે છે.

દક્ષિણ આફ્રિકાની આ ચળવળ મનુષ્યના એક સ્થળેથી બીજા સ્થળે વસવાના હક પરની તરાપ સામેની હતી. ત્યાં હિંદી મજૂરોની આર્થિક અને સામાજિક સ્થિતિ અસહ્ય બનાવી દેવામાં આવી હતી. પણ એમની સાથેના રાજકીય સંબંધો તો બિલકુલ અસહ્ય હતા. ગાંધીજીએ એના નિવારણ અર્થે હિંદી કોમને શાંતિને માર્ગે સંગઠિત કરવા માગી. એમણે એ માટે કેટલીય લડતો ઉપાડી. તેમાં હિંદી કોમને જેલ અને અને બીજી કેટલીય મુશ્કેલીઓ વેઠવી પડી. એક વખતે તો હજારો હિંદી ખાણ-કામદારો ૩ પાઉંડના માથાવેરાના વિરોધમાં હડતાલ પર ઊતર્યા, જે વેરો એમની પાસેથી બળજબરાઈથી લેવામાં આવતો હતો. આ હડતાલની અસર ખેત-કામદારોને પણ લાગી. પરિણામે ઘણા અત્યાચારો થયા હતા. છેવટે દક્ષિણ આફ્રિકાનો ટ્રાન્સ-વાલની પ્રવેશબંધીના હુકમનો ભંગ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. ૬૦૦૦ કામદારો આ કૂચમાં ગાંધીજી સાથે જોડાયા. પરિણામે માથાવેરો દૂર કરવો પડ્યો. ગાંધીજીની આ લડત ભારે અહિંસક અને અડગતાથી લડવામાં આવી હતી. મજૂર ચળવળના ઇતિહાસમાં

* ગયા ગાંધીજયંતી સપ્તાહમાં શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયમાં તેના એક વિદ્યાર્થીએ વાંચેલો નિબંધ થોડા ફેરફાર સાથે અહીં ઉતાર્યો છે.

એ અનોખી તરી આવે છે. આમ ગાંધીજી હિંદના મજૂરોના પક્ષકાર બન્યા અને તે પણ પરદેશમાં.

**અમદાવાદનું ધર્મયુદ્ધ**

હિંદમાં આવતાં એમને એવું કામ મળી જ રહે છે. તેઓ ચંપારણ અને ખેડાના સત્યાગ્રહમાંથી છૂટા થાય ન થાય ત્યાં એમને અમદાવાદના મજૂરો વચ્ચે જઈને બેસવું પડે છે. અને તે પણ એ અદ્વિતીય અને અનોખી લડતના આગેવાન તરીકે, કે જેની આ દેશે ભૂતકાળમાં ઝાંખી પણ કરી નહોતી.

અમદાવાદની મિલોના સાળખાતાના કારીગરોએ પ્લેગના કારણે જે બોનસ મળતું તે એકાએક બંધ થતાં પગારવધારાની માગણી કરી. આ માગનું બીજું કારણ એ પણ હતું કે, યુદ્ધને કારણે એમનું જીવનધોરણ ઘણું ઊંચું થઈ ગયું હતું. શ્રી અનસૂયાબહેને મજૂરોની વતી ગાંધીજીની મદદ માંગી. માલિકોએ ૨૦% પગારવધારો આપવા કબૂલ્યું. પણ મજૂરોને એટલો વધારો માન્ય ન હતો. પરિણામે હડતાલ જાહેર થઈ. ગાંધીજીએ સારીય વસ્તુસ્થિતિની તપાસ કરી અને એ નિર્ણય પર આવ્યા કે મજૂરોને ઓછામાં ઓછો ૩૫% વધારો તો મળવો જ જોઈએ. માલિકોએ આ વધારો આપવા નામરજી બતાવી. ઘણી વાટાઘાટો થઈ પણ માલિકોએ મચક આપી નહિ. તેમણે ઝઘડાનું નિવારણ પંચ મારફત કરાવવાની ગાંધીજીની માગણી પણ સ્વીકારી નહિ. ઉદ્યોગ સાથે સંબંધ ન ધરાવનાર એવી કોઈ પણ વ્યક્તિની દખલગીરી માલિકો સ્વીકારવા તૈયાર ન હતા. ગાંધીજીએ છેવટે કામગીરી અંગેની શરતો નક્કી કરવામાં મજૂરોને માલિક જેટલો જ અધિકાર હોવો જોઈએ, એ મુદ્દા પર એ ઐતિહાસિક બનેલી લડત આરંભી.

ગાંધીજીએ મજૂરોને લડત માટે જરૂરી તાલીમ આપ્યા પછી, તેમની પાસે જ્યાં સુધી તેમની માગણી મંજૂર ન થાય અથવા તો માલિકો પંચનો સ્વીકાર ન કરે ત્યાં સુધી કામ પર ન ચડવાની પ્રતિજ્ઞા લેવડાવી. લડત દરમ્યાન ગાંધીજી મજૂરોના સંપૂર્ણ સંસર્ગમાં રહેતા; તેમની વિરાટ સભામાં પત્રિકાઓ વંચાતા અને ભાષણો આપતા. રોજ રોજ મજૂરો શાંતિમય સરઘસો કાઢી આ સભાઓમાં આવતા. આમ છતાં મજૂરો માલિકોના અવળા પ્રચાર અને પોતાની નબળાઈને કારણે ઢીલા પડવા લાગ્યા. આ ઢીલાશનું કારણ માત્ર ભૂખમરો હતું. આમ આવા નજીવા કારણે એક પણ મજૂર પોતાની પ્રતિજ્ઞામાંથી ખરી જાય એ ગાંધીજી ઇચ્છતા ન હતા. એકાએક ૧૨મી માર્ચની સવારે એ સાબરમતીના ૫૮ ૫૨ મજૂરોની એ વિરાટ સભામાં એમણે એ સર્વ પ્રથમ ઉપવાસની જાહેરાત કરતાં કહ્યું કે,

૧. "તમે પ્રતિજ્ઞામાંથી પડો એ ક્ષણભર પણ હું સાંખી શકનાર નથી. તમને ૩૫% મળે નહિ અથવા તો તમે બધાય પડી જાઓ ત્યાં સુધી હું આહાર લેનાર નથી કે મોટર વાપરનાર નથી."

આ ઉપવાસની પ્રતિજ્ઞાથી મજૂરો હલમલી ગયા. એ સભામાંના બધા મજૂરોની આંખો વહેવા લાગી. દરેક પોતે પ્રતિજ્ઞામાંથી ડગનાર નથી એમ બોલવા લાગ્યો. ફરીથી નવું ચેતન આવ્યું. ગાંધીજીને આ જ જોઈતું હતું. આ ઉપવાસથી માલિકો પર પણ અસર થઈ. ત્રણ દિવસના ઉપવાસ પછી માલિકોએ છેવટે પંચનો સ્વીકાર કર્યો. મજૂર અને માલિક વચ્ચેના ઝઘડાનો નિકાલ પંચ મારફતે થવો જોઈએ એ સિદ્ધાન્તનો આપણા દેશમાં સૌથી પહેલો સ્વીકાર આ હડતાલ વખતે થયો. અમદાવાદ મજૂર સંઘ આજે જે સ્થિતિ પ્રાપ્ત કરી શક્યો છે તે પણ ઘણે અંશે આ સિદ્ધાન્તના પાલનને જ આભારી છે. અમદાવાદની એ લડત દરમ્યાન ગાંધીજીએ મજૂર ચળવળના જે સિદ્ધાન્તો આપ્યા છે, જેને પરિણામે એ લડત સંપૂર્ણ નીવડી હતી અને આજે પણ અમદાવાદના મજૂરો એના પાયા પર ચાલ્યા જાય છે, તે આપણે હવે જોઈશું.

**આર્થિક પ્રશ્નો અને ગાંધીજીની જીવનદૃષ્ટિ**

ગાંધીજી અને બીજા વિચારકોના સિદ્ધાન્તોમાં રહેલો ફરક તેમના સમાજના રાજકીય અને આર્થિક વ્યવસ્થા સંબંધી વિચારોમાં પ્રગટ થાય છે. માર્ક્સ અને બીજા સમાજવાદીઓ વર્ગવિગ્રહ અને કામદારોની એક યા બીજી રીતે સરમુખત્યારી દ્વારા વર્ગોનો અંત લાવવામાં માને છે. કુદરત અને પ્રાથમિક ઉપયોગની સાધનસામગ્રી ઉપર સમાજની માલકી, રાષ્ટ્રીય મૂડીવાદ અને ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણમાં માને છે. પ્રજાના જીવન અને એમના રોજનાં કામો પર સંપૂર્ણ અંકુશ હોવો જોઈએ એમ આવશ્યક માને છે. ત્યારે ગાંધીજીના અનુશીલનમાં એથી

ઊલટું જ, લવાદી, વાલીપણું અને સામાજિક જીવનમાં શક્ય એટલી સ્વતંત્રતા અને લોકશાહીનાં તત્ત્વો જણાય છે.

ગાંધીજીના આ બધા આર્થિક તેમ જ સામાજિક સિદ્ધાન્તો તેમના શબ્દોમાં કહીએ તો "મારી અહિંસામાંથી જ પેદા થાય છે." જીવમાત્ર પ્રત્યે પ્રેમ અને આદરમાંથી જ તેઓ જીવનની બધી મુશ્કેલીઓ અને ઝઘડાઓનો ઉકેલ શોધ્યા કરતા. આમાંથી જ તેમનો વર્ણધર્મ અને ટ્રસ્ટીપણાનો સિદ્ધાન્ત નીકળ્યો છે. તેમની દૃષ્ટિએ વ્યક્તિ કે સમાજ કે કોઈ પ્રાણી ફક્ત કુદરતનું એક પ્રાણી નથી, કે જેનો ફાવે તેમ ઉપયોગ લઈ શકાય. જીવતી વ્યક્તિનું હિત એમની દૃષ્ટિએ બીજા બધા લાભોથી વધારે મહત્ત્વનું છે. તેથી તો સમાજના ભલા માટે કામ કરાવવું જોઈએ. અને એ કામ પણ ઊંચા આદર્શોની સિદ્ધિ માટે હોવું જોઈએ. પણ ઘણાઓના લાભ માટે થોડાઓનું બલિદાન આપવામાં હરકત નથી એ વિચાર ગાંધીજીને કબૂલ નથી.

આ જ પ્રમાણે ગાંધીજીએ વર્ગવિગ્રહની વાત કોઈ દિવસ માન્ય કરી નથી. જાતિ, ન્યાત, પંથ વગેરે ઊંચ-નીચના ભેદોનો નાશ કરવાની વાતો એમણે જરૂર કરી છે. એ વિષે ગાંધીજી લખે છે કે:

"હું વર્ગવિગ્રહનું અસ્તિત્વ જ માનતો નથી... એ ખોટું છે. એ કલહને વધારવાની ને તેને ટકાવી રાખવાની જરૂર છે એમ હું માનતો નથી. આવી મારી માન્યતા છે અને તે વધતી જાય છે. એ કલહને અટકાવવો એ સત્કાર્ય છે. પણ એને વધારવો, બળતામાં ઘી હોમવું એ સત્કાર્ય નથી જ. ધનિક વર્ગો અને મજૂરો વચ્ચેનો વિરોધ એ તો ભાસમાત્ર છે. જ્યારે મજૂર વર્ગમાં પોતાનું સંગઠન કરીને એકસંપથી વર્તવા જેટલી બુદ્ધિ આવશે, ત્યારે તેનું વજન પૈસાના કરતાં વધારે નહિ તો એના જેટલું તો પડશે જ. ખરો વિરોધ તો બુદ્ધિ અને અબુદ્ધિ વચ્ચે છે. એવો વિરોધ ટકાવી રાખવો એ બેવકૂફી જ થશે. અબુદ્ધિને તો દૂર કરવી જ જોઈએ." બિલકુલ પ્રાથમિક વ્યવસ્થામાં રહેલા સમાજની વાત છોડી દઈએ તો સામાન્ય માનવ સમાજમાં જુદા જુદા વર્ગોનું હોવું એ સમાજજીવનનું આવશ્યક અંગ છે. પણ તેમનામાં ઉત્પન્ન થતા સંઘર્ષો અટકાવવાનો ઉપાય ગાંધીજીના મત પ્રમાણે વર્ણધર્મ અને વાલી-પણાના સિદ્ધાન્તનો અમલ છે. જો સચ્ચાઈથી આ બે ધર્મોનો અમલ થાય તો સમાજના બધા વર્ગોમાં મેળ રાખી શકાય. અને ક્યારેક પણ જો સંઘર્ષ ઊભા થાય તો તેને દૂર કરવા અહિંસક ઉપાયો યોજી શકાય.

## સામૂહિક કરાર

મજૂર અને માલિકની બાબતમાં આવો કોઈ ઉપાય હોય તો તે સામૂહિક કરારનો છે. આ સામૂહિક કરારની મહત્તા, એની ઉત્પત્તિ અને ઉપયોગિતા ક્યાં ક્યાં છે તે તપાસતાં ગાંધીજીએ સામૂહિક કરારની ભાવનાને નૈતિક બળ આપી કેટલી ઉચ્ચ કક્ષાએ મૂકી દીધી અને તેથી શા લાભો થયા તે જોઈશું. ગાંધીજીએ જોયું કે મજૂર અને માલિક પોતાના ઉદ્યોગના સફળ સંચાલન માટે કરાર તો કરે છે. પણ તેની ભૂમિકા સ્વાર્થી હોય છે. એ કરાર સાચો સમૂહગત તો ત્યારે જ થાય કે જ્યારે મજૂર અને માલિક, સમસ્ત પ્રજાનો ખ્યાલ રાખીને કોઈ પણ નિર્ણય કરે, એટલે કે આ બે પક્ષને જ ખ્યાલમાં ન રાખતાં એ બે પક્ષો સાથે સંકળાયેલા સમગ્ર સમાજને ધ્યાનમાં રાખીને એ કરાર થવો જોઈએ, અને ત્યારે જ એ સાચો સામૂહિક કરાર થયો ગણાય.

આમ ગાંધીજીએ આ વસ્તુ હિંદના મજૂરોને અનેરી રીતથી શીખવી છે. તેમણે અંતરની પ્રેરણાથી મજૂર પ્રવૃત્તિના મૂળભૂત સત્યને પકડ્યું. જ્યારે પશ્ચિમના દેશોમાં વર્ષોની અથડામણ, કુટામણ અને ઝઘડાઝઘડી પછી મજૂર પ્રવૃત્તિ નીતિના માર્ગ પર ચડી. આપણે જોઈએ છીએ કે, ગાંધીજીના આવા પ્રયત્નોને અને પ્રેરણાને કારણે અમદાવાદ-મજૂર મહાજન સંઘ અને મિલમાલિકો વચ્ચે કુટુંબ જેવો સંબંધ ચાલે છે. જ્યારે જ્યારે કારખાનદારોને કારીગરો સાથે વાંધો પડ્યો હશે ત્યારે ત્યારે ગાંધીજીની હયાતીમાં મિલમાલિકોએ અને મજૂરોએ ગાંધીજીની અસર હેઠળ રહીને જ કામ કર્યું છે, અને જે જે મડાગાંઠો પડી છે તે તેમની સૂચના પ્રમાણે જ ઉકેલી છે.

આમ એમણે સામૂહિક કરારની ભાવના સતત ખીલવી છે. એમાં એમને સફળતા મળી હોય તો તે તેમના જીવનની શુદ્ધિને કારણે. એમનું જીવન એવું આચારશુદ્ધ હતું કે જેથી એમના કાર્ય પ્રત્યે લેશમાત્ર પણ કોઈને શંકા ન ઊપજે. આવી જીવનની શુદ્ધિમાંથી જે બળ પેદા થાય છે તે વડે આર્થિક પ્રશ્નો સહજ રીતે તેમણે ઉકેલી બતાવ્યા છે.

અત્યાર સુધીમાં આપણે મજૂર પ્રવૃત્તિ અંગે ગાંધીજીએ બતાવેલા મહત્ત્વના માર્ગો જોયા. હવે તેમણે સૂચવેલી લડતની કાર્યપદ્ધતિ જોઈશું.

(ચાલુ) **મનુભાઈ રણછોડજી દેસાઈ**

# ચોખાની મિલો

[ અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘવાળા શ્રી. વિનાયકનના 'સર્વોદય' નવે. ૧૯૫૦માં આવેલા લેખમાંથી. ]

**મિલો બંધ કરતાં દસ લાખ ટન બચે !**

ભારતમાં અર્ધાથી વધુ ભાગના લોકોનો મુખ્ય ખોરાક ચોખા છે. આપણા દેશમાં તેની ખેતી લગભગ ૬ કરોડ ૮૦ લાખ એકર જમીનમાં થાય છે. દેશની ખેતી હેઠળની કુલ જમીનનો એ ચોથો હિસ્સો થાય. એવી ગણતરી કરવામાં આવે છે કે દેશમાં દર વર્ષે ૩ કરોડ ૭૫ લાખ ટન ડાંગર પાકે છે. નવાઈની વાત એ છે કે, સરકારી અહેવાલોમાં ડાંગરનો ઉલ્લેખ કદી હોતો નથી; હંમેશાં ચોખાનો ઉલ્લેખ જ હોય છે. એ ચોખા કેવી રીતે કાઢવામાં આવે છે કેટલી ડાંગરમાંથી કેટલા ચોખા નીકળે છે, એનો ખુલાસો ક્યાંય કરવામાં આવતો નથી. અમારું અનુમાન એવું છે કે, જેટલી ડાંગર થાય છે તેનો ૨/૩ ભાગ ચોખા નીકળે એવો હિસાબ સરકારી અહેવાલમાં ગણવામાં આવે છે. પરંતુ સંચાથી ચોખા કઢાવે ત્યારે જ ડાંગરનો ⅔ ભાગ ચોખા નીકળે છે. પરંતુ દેશમાં પાકતી બધી ડાંગર મશીનથી છડાતી નથી. જેટલી ડાંગર પાકે છે તેનો માત્ર ચોથો ભાગ મશીનથી છડાય છે. એનો અર્થ એ થયો કે, ભગભગ ૯૫ લાખ ટન ડાંગર મશીનથી છડાય છે; અને તેમાંથી ⅔ ભાગ એટલે કે ૬૦⅓ લાખ ટન ચોખા નીકળે છે. બાકીની બધી ડાંગર હાથથી છડાય છે. હાથથી છડતાં ડાંગરમાંથી ૬૮ થી ૭૫ ટકા ચોખા નીકળે છે. અંદાજ ખાતર આપણે એવું માની લઈએ કે ડાંગરમાંથી સેંકડે ૭૨ ટકા ચોખા હાથે છડતાં નીકળે છે. તો એ પ્રમાણે ૨૦૦⅔ લાખ ટન ચોખા હાથ-છડામણથી કઢાય છે. મશીન અને હાથછડામણ એ બંને મળીને દેશમાં પાકતી કુલ ડાંગરમાંથી ૨ કરોડ ૬૫ લાખ ટન ચોખા મળી રહે છે.

હવે જો લાકડાની ઘંટીથી ચોખા કાઢવામાં આવે, તો સેંકડે ૭૨ થી ૭૫ ટકા પૂરેપૂરા પૌષ્ટિક ચોખા ડાંગરમાંથી મળે. આ હિસાબે દેશની બધી ડાંગરના ચોખા કાઢવામાં આવે તો બિન-પૉલિશ ૨ કરોડ ૭૫ લાખ ટન ચોખા મળે. અર્થાત્ ડાંગરમાંથી સરેરાશ સેંકડે ૭૩½ ટકા ચોખા મળે. આમ ડાંગરને મશીન-પૉલિશ ન કરવામાં આવે, અને ચોખાની મિલો બંધ કરવામાં આવે, તો લગભગ ૧૦ લાખ ટન અનાજની બચત દેશને દર વર્ષે થાય. એ કંઈ જેવી તેવી બચત ન કહેવાય.

ભારતમાં બહારથી ૨૦ ૮૪ લાખ ટન અનાજ દર વર્ષે આવે છે. ચોખાની મિલો બંધ કરવાથીજ જે ચોખા બચે, તે એ આયાતનો ત્રીજો ભાગ થયો ! અને એટલા પૂરતો હિંદુસ્તાન દેશ પોતાના ભોજન માટે બીજા દેશો ઉપર આધાર રાખતો મટે.

**પૌષ્ટિકતાની દૃષ્ટિએ**

ચોખાની મિલો બંધ કરવાનું માત્ર એ એક કારણ નથી, બીજું પણ આ કારણ છે.

| તત્ત્વ | પૉલિશ ન કરેલા ચોખામાં મળતું પ્રમાણ | મિલ-ચોખામાં પ્રમાણ |
|---|---|---|
| પ્રોટીન | ૮.૫ ટકા | ૬.૯ ટકા |
| ચીકણાઈ | ૦.૬ ,, | ૦.૪ ,, |
| ફૉસ્ફરસ | ૦.૧૭ ,, | ૦.૧૧ ,, |
| લોહ | ૨.૮ MGS ટકા | ૧.૦ MGS ટકા |
| વિટામિન એ | ૪ | ૦ |
| વિટામિન બી | ૬૦ | ૨૦ |

મિલમાં ચોખા છડતાં અંકુર અને ચોકરનો જે ભાગ નાશ પામી જાય છે તેમાં ફૉસ્ફરસ ૫૦ ટકા અને નાઇટ્રોજન ૨૦ ટકા હોય છે.

આ આંકડાઓથી જણાશે કે, ચોખાની મિલો દેશના મુખ્ય ખોરાકમાંથી એક સારો સરખો હિસ્સો છીનવી લે છે એટલું જ નહિ, પણ સાથે સાથે ચોખા ખાનારા લોકોના અન્નનાં ઘણાં પૌષ્ટિક તત્ત્વો પણ છીનવી લે છે. એની જગાએ બીજું કોઈ પોષક દ્રવ્ય તેમને મળતું નથી. પરિણામ એ આવે છે કે, લોકોને પૂરું પોષણ નથી મળતું અને તેઓ બેરીબેરી, પાંડુરોગ તથા હૃદયરોગ જેવી પ્રાણઘાતક બીમારીઓનો ભોગ બને છે.

### ચોખાની મિલોનો ઇતિહાસ

ચોખાની ખેતી મુખ્યત્વે પૂર્વ ગોળાર્ધમાં થાય છે. અને યંત્રોનો વિકાસ મુખ્યત્વે શરૂ થયો છે પશ્ચિમ ગોળાર્ધમાં. પશ્ચિમના કેન્દ્રીભૂત ઉદ્યોગોમાં જાતજાતની યાંત્રિક પ્રક્રિયાઓ માટે સ્ટાર્ચની બહુ મોટા પ્રમાણમાં જરૂર પડે છે. સ્ટાર્ચનું મોટામાં મોટું સાધન ચોખા છે. જેને સ્ટાર્ચની જ જરૂર છે, તેને તો ચોખાનાં ઉપરનાં ફોતરાં; ચોકર તથા બીજા બધા પૌષ્ટિક ભાગો નિરુપયોગી બોજારૂપ જ લાગે. પૂર્વમાંથી પશ્ચિમમાં લઈ જતાં તેનો ભાર જ વધે, અને પ્રમાણમાં નૂર વધે. એટલે ચોખાને યંત્રોથી બિલકુલ સફેદ અને ચમકતા બનાવી દેવામાં આવે છે. તેથી બીજો પણ લાભ થાય છે: ચોખાની ઉપરનો એ બધો પૌષ્ટિક ભાગ નીકળી જવાથી ઉંદર, જીવડાં વગેરેના ઉપદ્રવો પણ ઓછા થઈ જાય છે.

સૌથી પહેલી ચોખાની મિલ મદ્રાસ ઇલાકામાં ૧૯૧૦માં નીકળી. બીજે જ વર્ષે તેની સફળતાથી પ્રેરાઈને તેવી જ ૧૯ મિલ નીકળી. અને હર સાલ તેની માંગ વધતી ચાલી. સરકાર અમુક ખર્ચ લઈ પોતાના ઔદ્યોગિક વિભાગના નિરીક્ષકો અને યાંત્રિકોને મોકલીને ખાનગી મિલોનું નિરીક્ષણ અને મરામત વર્ષમાં ત્રણ વાર (અથવા જરૂર પડ્યે વધુ વખત પણ) કરી આપતી. આમ સરકારી મદદથી છેલ્લાં ૪૦ વર્ષમાં એ ઇલાકામાં ચોખાની મિલો વધી ગઈ. એવું જ બીજા પ્રાંતોમાં પણ થયું. અત્યારે ઓછામાં ઓછી આખા દેશમાં થઈને દસ હજાર ચોખા મિલો છે.

આટલી સરકારી મદદ છતાં આપણી ડાંગરની કુલ ફસલનો ચોથો ભાગ જ મિલોમાં છડાય છે. બધી જ ડાંગર મિલ વડે છડાવવી હોય તો બીજી ૩૦ હજાર મિલો ખોલવી પડે, અને તે માટે લગભગ ૩૭½ કરોડ રૂપિયાની મૂડી રોકવી પડે. આજની મિલોમાંથી કુલ ⅙ મિલો મોટી મિલો છે. બાકીની તો નાનાં નાનાં હલર જ છે. આજે એક હલરની કિંમત તથા તેને નાખવાનું ખર્ચ મળી આશરે ૫૦૦૦ રૂપિયા જોઈએ. મોટી મિલો માટે તેથી દસ ગણા રૂપિયા જોઈએ. અર્થાત્ ૫૦૦૦ મોટી મિલો માટે ૨૫ કરોડ રૂપિયા જોઈએ. અને ૨૫૦૦૦ નાનાં હલર માટે ૧૨½ કરોડ રૂપિયા જોઈએ. આમ બધા મળી કુલ ૩૭½ કરોડ રૂપિયા જોઈએ.

એટલી મૂડી ઉપરાંત આપણે ડિઝલ ઑઇલ, લુબ્રિકન્ટ, સ્પેર પાર્ટ્સ, અને બીજી જરૂરી ચીજો ખરીદવા દર વર્ષ ઠીક ઠીક રકમ જોઈએ. અને એ મિલો વીજળીથી ચલાવવી હોય, તો ગામડાં સુધી વીજળી પહોંચાડવાની કરોડોની યોજનાઓ વિચારવી જોઈએ. આજે તો એ કરવાની આપણી સ્થિતિ દેખાતી નથી. તો પછી સ્વાભાવિક રીતે જ બીજો રસ્તો હાથ-છડામણનો જ બાકી રહે છે.

ગો૦

(ચાલુ)

બગલાની પેઠે તકને સારુ ટાંપી રહો. સમય પાકે એટલે બગલાની પેઠે ત્વરાથી અને ચોક્કસ નિશાન રાખીને મંડી પડો.

*

મોરનાં પીછાં પણ વધારે ભર્યાં હોય તો ગાડાંનો આંક ભાંગી નાખે છે.

*

કોઈ કાર્ય કરવાનો સંકલ્પ કરવા પહેલાં પૂરો વિચાર કરવો. સંકલ્પ કર્યા પછી ઢચુપચુ કરવું ખરાબ છે.

# જમીનનું ધોવાણ અને પ્રજાકીય આબાદી

થોડા સમય અગાઉ મેડિસન કૉલેજ (ટેનેસી, અમેરિકા) ના રસાયણવિદ્યાના અધ્યાપક પ્રોફે૦ જે. જી. રીમરે જાહેર કર્યું કે, તેમના વર્ગમાં એક ખાસ વિષય ઉપર ચર્ચા થવાની છે. તે વિષય હતો, "જમીન અને પાણીની સાચવણી અને તેનો આપણા લોકો તથા દેશની સમૃદ્ધિ સાથે સંબંધ". તે પ્રદેશના "જમીન અને પાણીના સાચવણી-ખાતાના" ના મિ. બોઝમૅન વ્યાખ્યાન આપવાના હતા.

મિ. બોઝમૅને જણાવ્યું કે, જમીનનું ધોવાણ આપણી જમીનની કુદરતી ફળદ્રુપતાને લૂંટી લઈને માણસજાતના હૃદયને કોતરી ખાય છે એમ કહેવું જોઈએ. જો લોકો ભેગા મળી સમયસર પ્રયત્ન કરે, તો ધોવાણ ઓછું કરી શકાય અને જમીન સુધારી લેવાય.

ત્યાર પછી ઇલિનોઇઝના એક જિલ્લામાં લોકોના એક સમૂહે કેવી રીતે આ બાબતમાં પ્રયત્ન કર્યો હતો અને સફળતા મેળવી હતી, તેની એક ફિલમ બતાવવામાં આવી. મેડિસન કૉલેજના ૩૦ એકરના ખેતરમાં પણ આ બાબતનો સફળ પુરાવો મળ્યો હતો. તે ખેતરની ઉપરની જમીનના ૭૫થી ૧૦૦ ટકા ધોવાઈ ગયા હતા. તેનાં પગથિયાં પાડીને, તેમાં યોગ્ય ખાતર પૂરીને અને બી વાવીને તે જમીનને કેવી રીતે સરસ ચરાઉ જમીનમાં ફેરવી નાખવામાં આવી તેની વિગતો કહેવામાં આવી.

રેખાઓથી તૈયાર કરેલો એક આલેખ પણ બતાવવામાં આવ્યો. પૃથ્વીની સપાટી ઉપર આશરે કેટલા ચોરસ માઈલમાં જમીન આવેલી છે, અને કેટલામાં સમુદ્ર અને નદીઓનું પાણી છે તે બતાવવામાં આવ્યું. પૃથ્વીની કુલ ૫ કરોડ ૮૦ લાખ ચોરસ માઈલ જમીનમાંથી એક કરોડ ચોરસ માઈલ જમીન ખેતી લાયક છે. અમેરિકામાં ૧૦ લાખ ચોરસ માઈલ કરતાં ઓછી જમીન ખેતી લાયક છે.

પરંતુ આવા સપાટ એકરની સંખ્યા એટલી બધી મહત્ત્વની નથી, જેટલી જમીનની ઊંડાઈ અને ખાસ કરીને ઉપરના થરની ઊંડાઈ મહત્ત્વની છે. અમેરિકામાં શરૂઆતના દિવસોમાં ઉપરના થરની ઊંડાઈ નવ ઇંચ હતી. હવે સરેરાશ તે ૭ ઇંચ જ થઈ છે. પરંતુ દેશના કેટલાય લાખ એકરો જે એક વાર ફળદ્રુપ હતા, તેમાંથી તો ઉપરનું પડ સદંતર ધોવાઈ ગયું છે. એવો અંદાજ છે કે, ગયાં દોઢસો વર્ષમાં અમેરિકાએ પોતાના કીમતી ઉપરના પડનો ત્રીજો ભાગ ગુમાવ્યો છે. એ હિસાબે તો બીજાં સો વર્ષમાં અમેરિકા પાસે તેના લોકો અને જાનવરો માટે ખોરાક પૂરો પાડવા પૂરતી ફળદ્રુપ જમીન જ ન રહે.

વ્યાખ્યાતાએ જણાવ્યું : આપણા પૂર્વજો આ નવા દેશમાં આવ્યા ત્યારે તેમને તો એમ જ લાગતું કે જાણે આ જમીનની ફળદ્રુપતા અખૂટ છે. તેમને કદાચ ખ્યાલ પણ ન હતો કે સતત લાકડાં કાપ્યા કરવાથી અને જમીનમાંથી ઉપરાઉપરી ભારે પાકો સતત લીધા કરવાથી જમીનની ફળદ્રુપતા નાશ પામતી જાય છે તથા તેનું ધોવાણ વધતું જાય છે. તે વખતે તો જોઈએ તેટલી જમીન મફત મળતી હતી. પછીની પેઢીઓએ પણ તેમનો જ દાખલો અનુસરીને એ પ્રક્રિયા ચાલુ જ રાખી છે. પરિણામે આજે એવી સ્થિતિ આવી ગઈ છે કે, વિચારવાન લોકોને ડર લાગવા માંડ્યો છે કે, આપણે અત્યારથી જ એ બાબતમાં કંઈ આકરું પગલું નહિ ભરીએ તો આપણો સુંદર દેશ એક દિવસ તેનાં વેરાન પડતરો માટે ઉત્તર ચીનની હરીફાઈ કરતો થઈ જશે.

જ્યૉર્જિયાના સ્ટુઅર્ટ વિભાગમાં પ્રોવિડન્સ-બખોલ શી રીતે શરૂ થઈ તે જાણો છો ? આ મોટી બખોલમાં ઉત્તમ પ્રકારની સેંકડો એકર જમીન ધોવાઈ ગઈ છે. એક કોઠારના છાપરા ઉપરથી પડતા નેવાંના પાણીમાંથી એ બખોલની શરૂઆત થઈ એમ કહેવાય છે. એ બખોલ ઉપર એ કોઠારને આજે લટકાવવામાં આવે તો હવામાં ૨૦૦ ફૂટ જેટલો તે અધ્ધર રહે. તાત્કાલિક કાંઈક પગલાં ભરવામાં આવ્યાં હોત તો એ જમીન પણ બચી જાત અને છેલ્લાં પચાસ વર્ષમાં એની અંદર આવી ગયેલાં કેટલાંય ઘર સલામત રહી શક્યાં હોત.

આપણાં મધ્ય-પશ્ચિમ રાજ્યોમાં 'ધૂળની કઢાઈ' કેવી રીતે ઊભી થઈ ? સમજ વગરના એકાંગીભર્યા લોકોનાં કરતૂતોનું જ એ પરિણામ છે ઘણો ઘઉંનો પાક લણી લેવા વધારેપડતું ખેડાણ અને વધારેપડતાં જાનવરો અને ઘેટાંનું વધારેપડતું ચરાણ – એને લીધે જ એ આખો પ્રદેશ

ધૂળની ભરેલી કઢાઈરૂપ બની ગયો. મહાન મિસિસિપી નદીની ખીણના પ્રદેશમાં પૂરના દિવસોમાં જમીનનું ઉપરનું પડ દર મિનિટે ૪૦ એકરને હિસાબે ધોવાય છે. અને છતાં કેટલાય લોકો ત્યાં જ કેટલાંય ઝાડો સતત કાપ્યાં કરે છે. અરે, ઉચાણવાળા ઢોળાવો ઉપરથી પણ કાપ્યે જાય છે, અને એ રીતે જમીનને મહાભૂતોના પ્રકોપ માટે ખુલ્લી કરે છે.

મિ. બ્રોઝમેને વળી જણાવ્યું કે, ખેતીની આપણી નવી પદ્ધતિઓનું પણ એક એવું પરિણામ આવ્યું છે કે જે અત્યારે ભારે ચિંતાનો વિષય થઈ પડયું છે. એ પરિણામ તે આપણા લોકો અને જાનવરોના આરોગ્ય ઉપરની અસર. એ તો જાણીતી વાત છે કે, જમીનની ફળદ્રુપતાની અસર તેના ઉપર ઉગાડવામાં આવતા પાકની જાત અને ખોરાકની દૃષ્ટિએ કિંમત ઉપર પણ થાય છે. ઘણાય પશુપાલકો ફળદ્રુપતાની દૃષ્ટિએ ઊતરી ગયેલા જાણીતા પ્રદેશમાં પાકેલું અનાજ ખરીદવાની ના પાડે છે. કારણ કે એ સત્ત્વ વિનાનું અનાજ ખવરાવવાથી જાનવરોને પોષણ મળી રહેતું નથી, અને સરવાળે એ મોંઘું પડી જાય છે. અમુક પ્રદેશોમાં ઉગાડવામાં આવેલા ઘઉંમાં પ્રોટીન તત્ત્વ એટલું ઓછું હોય છે કે માણસને કે ઢોરને ખાવા માટે યોગ્ય ન ગણાય. આ હકીકતો હવે વધુ ને વધુ જાહેરમાં આવતી જાય છે, અને આપણી શાળાઓ તથા બધા વિચારવાન લોકોને માટે તે પડકારરૂપ છે.

મિ. બ્રોઝમેને આખા વર્ગને છેવટે થોડીક તર્કની કસરત કરાવી. "સારું આરોગ્ય સારા પોષણ ઉપર આધાર રાખે છે. સારું પોષણ સારા અનાજ ઉપર આધાર રાખે છે. સારું અનાજ સારી જમીન ઉપર આધાર રાખે છે."

આ પ્રશ્નને હલ કરવાનો એક સારામાં સારો ઉપાય એ લાગે છે કે, ઊગતી પ્રજામાં જમીન માટે આદરભાવ કેળવવો અને તેની ફળદ્રુપતાનું રક્ષણ કરવાની કેટલી બધી જરૂર છે તે સમજાવવું. ખેતરો ઉપર વસાવેલી શાળાઓ, કે જેઓ ખેતીને પોતાના કાર્યક્રમનો મૂળભૂત હિસ્સો માને છે, તેઓ જો છોકરાછોકરીઓને ખેતી અને બાગકામની સાચી પદ્ધતિઓ, તથા જમીનની ફળદ્રુપતા સાચવતાં અને ટકાવી રાખવાની રીતો શીખવે, તો ખરેખર પોતાના દેશની કાયમની સેવા કરવાની અસાધારણ તક તેમને મળેલી છે.

('મેડિસન સર્વે' મે ૧, ૧૯૫૦,' ઉપરથી) ગો૦

# માસિક વિવેચન

**નવું વર્ષ**

ઈસવી સનના બેસતા વરસે આ અંક વાચકોને મળશે. તેની સાથે આ માસિક પણ તેના નવા વરસમાં પ્રવેશ કરે છે. આ તેનું ૧૦ મું વરસ શરૂ થાય છે. ૧૯૩૯ માં વિશ્વયુદ્ધ શરૂ થયું તે વરસે આ શરૂ કરવામાં આવ્યું. વચ્ચે ૧૯૪૨-૪૪ માં તેનું છાપખાનું કેદમાં પડયું તેની સાથે તે પણ રોકાઈ ગયું. તેમાંથી છૂટતાં તે ફરી શરૂ થયું હતું.

આ બધાં વરસો આપણા દેશનાં વસમાં વરસો હતાં. બીજી રીતે જોતાં તે ભારે ક્રાંતિભર્યાં પણ હતાં. એક રીતે જોતાં, દેશે ઈ. સ. ૧૮૮૫ થી જે મહાભારત કામ આદર્યું હતું, તે આ વરસોમાં પૂરું થયું: દેશે રાજકીય સ્વાતંત્ર્ય મેળવ્યું — અંગ્રેજોની હકૂમત દેશ પરથી આથમી ગઈ. આ આનંદની વાતની બીજી બાજુ એ છે કે, આ વીરકર્મ આદરનારી પેઢી કાળધર્મ વશ થઈ ઇતિહાસના પટ પરથી સરતી જાય છે. ૧૯મા સૈકામાં હિંદના સ્વાતંત્ર્યક્ષેત્રની રંગભૂમ પર ઊતરેલાં મહા-પાત્રો, એક પછી એક હવે, અનંતના પડદા પાછળ પાછાં સરકતાં જાય છે. ગાંધીજી પહેલા ગયા; બાદ શ્રી અરવિંદ ઘોષ તથા સરદારશ્રી વલ્લભભાઈ પટેલ ગયે મહિને ગયા. કાળની આ ઘટના કોઈ રીતે નવી કે ખાસ નથી. પણ વર્તમાન પર નજર નાખીને ચાલનાર ઇતિહાસ-ચક્ષુને એ નોંધપાત્ર બને છે. બાકી તો સનાતન ઇતિહાસ તો ગીતાકારે કહી જ રાખ્યો છે —

अव्यक्तादीनि भूतानि, व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ! २-२८ ।

પણ આ ઇતિહાસ વરસોની ટૂંકી ગણતરીએ કે તેની ગતિએ નથી વહેતો. આપણે તો ઈ. સ. ૧૯૫૦ પછી બેસતા ૧૯૫૧ ની વાત કરતા હતા.

એ વરસ સૌને, દેશને અને દુનિયાને મુબારક

નીવડો. માનવ જગતને પીડનારી વાતો હેઠી પડો અને પ્રભુની મંગળ શક્તિઓ અક્ષત સંચરો.

૧૯–૧૨–'૫૦

**આનંદની વાત**

ગયા અંકમાં નેપાળ-પ્રકરણ અંગે એવી આશા વ્યક્ત કરી હતી કે, તે શાંતિથી પતી જાય તો સારું. એમ થશે એવાં સુચિહ્ન દેખાય છે, એ આનંદની વાત છે. પં૦ જવાહરલાલજીએ આ વિષે ભારત પાર્લમેન્ટમાં કહ્યું. અને તેમાં એમણે સ્પષ્ટ કર્યું છે કે, નેપાળમાં પ્રજાકીય રાજ્ય સ્થાપવા તરફ પ્રયાણ થવું જોઈએ; અને નેપાળના મહારાજા જ તેના માન્ય રાજા ગણાય. રાણાશાહીમાં શા ફેરફાર કરવા, એ વિષે અત્યારે વિચાર ચાલે છે. પ્રજાને સંતોષે એવા ફેરફાર તરત શરૂ કરવામાં આવે એવી આશા રાખીએ.

૨૩–૧૨–'૫૦

**કોરિયાનું કોકડું**

ઉત્તર કોરિયાની સરકારે ૩૮° અક્ષાંશ ઓળંગી દક્ષિણ ઉપર આક્રમણ કર્યું, તેથી અમેરિકાએ 'યુનો' મારફત તેનો સત્વર સામનો કર્યો : ઉત્તરનાં સૈન્યોને ૩૮° અક્ષાંશે પાછાં કાઢ્યાં. પણ પછી તેણે એ જ ભૂલ કરી ને પોતે ૩૮° અક્ષાંશ ઓળંગીને, આખું કોરિયા એક કરવું છે અને ત્યાં એક હકૂમત સ્થાપવી છે એ મિષે, ઉત્તર કોરિયાના ઉપર હલ્લો કર્યો. પં૦ જવાહરલાલજીએ તરત આ સામે લાલ બત્તી ધરી. પરંતુ અણુબોમ્બની આસુરી સંપદથી મદમત્ત અમેરિકાએ એ ગણકાર્યું નહિ અને ૩૮°ની ઉત્તરે ધસારો ચાલુ રાખ્યો. હિંદ તરફથી બીજી એક વાત એ કહેવામાં આવી કે, ચીનની સામ્યવાદી સરકારને માન્ય રાખવી જોઈએ અને તેની સાથે વાતો કરીને આખા પ્રશ્નનો રસ્તો કાઢવો જોઈએ. આ બધી બાબતો ઉપર અમેરિકન પત્રોએ તથા ત્યાંના મુત્સદ્દીઓએ ધ્યાન ન આપ્યું એટલું જ નહિ, તેને હસી કાઢી ને પંડિતજી વિષે પણ ગમે તેમ લખ્યું–બોલ્યા. હવે આ મદનો નશો કાંઈક ઊતરવા લાગ્યો દેખાય છે.

વસ્તુ એમ બની કે, ૩૮° રેખા કે જેને ઓળંગી ન શકાય એવું બંધાણ 'યુનો'એ આપ્યું, તેને જ એના સૈન્યે ઓળંગી. અને 'યુનો' એટલે અમેરિકા, એમ તો ઉઘાડું દેખાય છે. બીજે ક્યાંય નહિ તોય કોરિયાના પ્રકરણમાં તો એમ સ્પષ્ટ છે. હવે અમેરિકાએ પોતાની નૌકાસેના સાથે ફોર્મોસામાં ધામો નાખ્યો છે. ચાંગ-કાઈ-શેકની જૂની ચીની સરકારે ત્યાં પડાવ નાખ્યો છે; એને અમેરિકાની ઓથ છે. ફોર્મોસા ટાપુ ચીની રાજ્યનો ભાગ છે. તેને અમેરિકા દાબી રાખે ને આખા કોરિયા પર લશ્કર દોડાવે, એ સામે ચીને પડકાર કર્યો અને કહ્યું કે, આ અમારા રાષ્ટ્રને ભયરૂપ છે અને અમારા પડોશી રાષ્ટ્ર કોરિયાને મદદ કરવી એ અમારું કર્તવ્ય છે. અને એમ જણાવીને ચીને સ્વયંસેવકો તરીકે હજારો ચીનીઓને કોરિયામાં ઉતાર્યાં. અને તેમણે અમેરિકન દળોને એકઝપાટે પાછાં હઠાવવા માંડ્યાં. અને આજે તો ચીની સ્વયંસેવક દળ ૩૮° રેખા ઉપર આવીને ઊભું છે. 'યુનો' પેઠે તે એ 'રામ'-રેખાને ઓળંગી જાય છે કે શું થાય છે, તે હવે જગત જોઈ રહ્યું છે.

આ પ્રકારે પીછેહઠ કરવી પડી તેથી અમેરિકા હારના ધૂંધવાટથી ક્રોધે ભરાયું. અને એકદમ ટ્રૂમેને ઉતાવળ કરીને હુંકારો કર્યો કે, અમે અણુબોમ્બ વાપરીને પણ ચીની સેનાને થંભાવીશું. આ ક્રોધ-બોમ્બની અસર પણ અણુબોમ્બ જેવી જ દિગંત થઈ. જગતનાં રાજ્યો આ સાંભળી ખળભળી ઊઠ્યાં. અણુ-બોમ્બ ન વાપરી શકાય એવો પોકાર ઊઠ્યો. એક વાર એશિયાની પ્રજા ઉપર એ અત્યાચાર કરનારો ગોરો રાષ્ટ્ર ફરી ત્યાં જ એ અમાનવતા દાખવે, તો પૂર્વ અને પશ્ચિમના મીઠા સંબંધોની આશા કેમ રહે? અને એમ અમેરિકા મદાંધ થઈ ચીન જેવા દેશને દબડાવે ને ધમકાવે, તેય કેમ ચાલે?

બ્રિટનના વડા પ્રધાન એટલી એકદમ અમેરિકા પહોંચ્યા અને ટ્રૂમેનને કાંઈક ટાઢા પાડ્યા. અણુ-બોમ્બ ફોડવાની વાત બંધ થઈ. એક રીતે જોઈએ તો, જગતને માટે આ એક સારી ગણાય એવી નૈતિક જીત કહેવાય. દુનિયાનો મત કદાચ આ રીતે પહેલી વાર અસર કરતો જણાયો. આ નાની સૂની વસ્તુ નથી. આથી જ કદાચ 'યુનો' સંસ્થા પણ બચી ગઈ; નહિ તો અમેરિકાનો અણુ-બોમ્બ એને ઉડાવી જ દેત.

બચ્યા પછી 'યુનો'એ પોતાની રીતે કામ ઉપાડ્યું. ત્યારે અમેરિકાના મુત્સદ્દીઓને પહેલી વાર

પંડિતજીની વાતનું ડહાપણ સમજાયું. તેમને વિષે ગમે તેમ લવારો કરવા લાગેલાં છાપાં અને મુત્સદ્દીઓ કાંઈક સાનમાં આવ્યાં. ભારતના પ્રતિનિધિ શ્રી. રાવ 'યુનો'માં કામ કરે છે, તેમની મારફતે પાછો રસ્તો કાઢવાના પ્રયત્ન શરૂ થયા. આ પ્રયત્નોનો ચારે તરફથી સારો આદર અને ઊંચી કદર થવા લાગ્યાં.

હવે ચીનનો હાથ ઉપર આવ્યો. તે 'યુનો'ને કહે છે કે, 'તમે મારા વિષે વિચારો કરો ને મને કોરિયામાં શાંતિ સ્થાપવાની આજ્ઞાઓ કાઢો, એ તો બેહૂદી વાત છે. હું ક્યાં તમારા મંડળમાં છું કે મારા એ માનવાની આશા રાખી શકો? તમને એવી આજ્ઞા કાઢવાનો હક પણ શો? પરંતુ જો તમારો ખરેખર વિચાર હોય તો અમને તમારા સભ્ય તરીકે લો, અમેરિકા કોરિયા દેશમાંથી સેના લઈ લે, ફોર્મોસાનો નૌકા-ઘેરો ઉઠાવીને રવાના થાય.

કોરિયાની કથા આટલે આવી છે. કોરિયામાં આવીને આખડતી અમેરિકન સેના અને ચીની સેના વચ્ચે 'યુનો' આવે ને બંનેને લડતા રોકી શકે એમ સૌ કોઈ ઇચ્છે છે. પણ તે પૂર્વે અમેરિકાએ કેટલીક બાંધી દીધેલી મમત છોડવી ઘટે. અને ચીને પણ જગતને એટલી ખાતરી આપવી પડે કે, તે સ્ટાલીનનો હાથો બનીને જગતમાં ઝનૂની અંધકાર ફેલાવવા માટે ઇચ્છા નથી રાખતું, કારણ કે તેણે ટિબેટમાં જે કર્યું તે તેનું કામ એને વિષે અવિશ્વાસ પેદા કરે છે.

૨૪-૧૨-'૫૦

## બે યોગી

શ્રી વિનોબાએ ગયે મહિને આપણી વિદાય લઈને ગયેલા બે બુજરગ મહાપુરુષોને યોગી કહીને સંબોધ્યા. શ્રી અરવિંદને ધ્યાનયોગી અને વિચારક તથા શ્રી વલ્લભભાઈને કર્મયોગી કહીને તેમણે 'સર્વોદય'માં 'કર્તવ્યને માટે જીવન' એ મથાળાથી લખ્યું કે,

"યોગી અરવિંદનું અવસાન થયાને હજી થોડા દિવસ થયા હતા ત્યાં આ ઘટના આપણા સાંભળવામાં આવે છે.

"યોગી અરવિંદ વિષે લખતાં એક છાપાએ લખ્યું હતું કે, આવા મહાપુરુષના નિર્વાણથી આપણને કેટલું બધું નુકસાન થયું છે એની કલ્પના હાલ આપણે નહિ કરી શકીએ. જાડી બુદ્ધિના માણસોને તો એ નુકસાનનો ખ્યાલ સરખો પણ નહિ આવે. એ નુકસાન સમજવા માટે પણ સૂક્ષ્મ અને સંસ્કારી બુદ્ધિની જરૂર રહે છે. એ છાપાંના લખાણની આ મતલબ મેં મારી ભાષામાં આપી છે. પરંતુ સરદારશ્રીના મૃત્યુથી થનારા નુકસાનનો અનુભવ જાડામાં જાડી બુદ્ધિના માણસને પણ એક ક્ષણમાં થશે.

"જીવનની આધ્યાત્મિક સપાટી ઊંચે લઈ જવાનો પ્રયત્ન કરનારા ધ્યાનયોગી વિચારકની સેવા અવ્યક્ત સ્વરૂપે રહે છે. પ્રજાનું જીવન સુખી કરવામાં અને સમાજ આગળ ઊભી થયેલી સમસ્યાઓ ઉકેલવામાં જીવન ખપાવનારા કર્મયોગી સમાજસેવકની સેવા વ્યક્ત સ્વરૂપની હોય છે. આવી એકબીજાથી બિલકુલ ભિન્ન પ્રકૃતિના આપણા બે ઉપકારકો એક જ અઠવાડિયામાં આપણને છોડીને ચાલ્યા ગયા.

"પરંતુ બંનેએ પોતપોતાની સાધના પૂરી કરી છે અને બંને આપણે માટે પૂરેપૂરું માર્ગદર્શન મૂકતા ગયા છે.

"તેમની પાસેથી આપણે એ જ પાઠ શીખવાનો છે અને શોકાતુર થયા વિના પોતપોતાના નિયત કર્તવ્યમાં લાગી જવું જોઈએ. 'प्राप्तं प्राप्तं उपासीत हृदयेन अपराजितः ।'"

આ વર્ણન કદાચ કેટલાકને વિચિત્ર લાગે. પરંતુ ગીતાકારની યોગની વ્યાખ્યા જોતાં એમ નહિ લાગે. ગીતાકારે યોગની ટૂંકી અને સચોટ વ્યાખ્યા આપી છે કે,

योगः कर्मसु कौशलम् ।

ગમે તે કર્મ કરો, તેમને કરવામાં એક એવી ખાસ કુશળતા રહેલી છે, જે યોગ છે. આ કુશળતાનાં બે લક્ષણ છે—૧. નિષ્ઠા, ૨. અનન્ય અવ્યભિચારી ભક્તિ કે 'વ્યવસાયાત્મિકા બુદ્ધિ.' અને નિષ્ઠા બે પ્રકારની હોય એમ કહ્યું છે—૧. સાંખ્યયોગીની, ૨. કર્મયોગીની.

लोकेऽस्मिन् द्विविधा निष्ठा,
पुरा प्रोक्ता मयाऽनघ ।
ज्ञानयोगेन सांख्यानाम्
कर्मयोगेन योगिनाम् ॥ ३-३ ॥

પહેલો પ્રકાર જ્ઞાન વિષે નિષ્ઠાનો અને બીજો કર્મ વિષે નિષ્ઠાનો છે. બીજું જે એકાગ્રતાનું લક્ષણ કહ્યું, તે આ બંને નિષ્ઠામાં ઓતપ્રોત રહેલું છે, અને તે આ દરેક મારફત પ્રગટે છે. એક નિષ્ઠા વિશેષ અવ્યક્તમાં અને બીજી વિશેષ વ્યક્તમાં વળગેલી રહે છે.

આમ, શ્રી વિનોબાએ શ્રી અરવિંદ તથા શ્રી વલ્લભભાઈને અલગ અલગ નિષ્ઠાવાળા છતાં પોતપોતાના કર્મમાં કૌશલ બતાવનારા યોગી કહ્યા, તે સમર્પક વર્ણન ગણાય.

૨૩–૧૨–'૫૦

**શ્રી છોટુભાઈ પુરાણી**

ગુજરાતમાં વ્યાયામ પ્રવૃત્તિનો પાયો નાખનાર શ્રી છોટુભાઈ પુરાણી માટે પણ શોકનોંધ લખવાની આવી, એ દુઃખદ છે. ઓચિંતા તે મુંબઈમાં હૃદય બંધ પડવાથી દેવલોક પામ્યા. તેમની પ્રેરણા મૂળે શ્રી અરવિંદ વડોદરામાં હતા ત્યારની હતી. પરંતુ તે નિવૃત્તિમાં નહિ પણ પ્રવૃત્તિ અને કર્મપરાયણતામાં શ્રદ્ધાવાળા હતા. તે કેળવણીકાર હતા; જહાલ દેશપ્રેમી હતા. દેશની સ્વતંત્રતા માટે તેમણે સુખાસન એવી પ્રોફેસરી છોડી ભેખ લીધો. ગુજરાત વિદ્યાપીઠના પ્રારંભમાં તેમાં તેમણે ખૂબ કામ કર્યું. તેની વાચનમાળાનાં પ્રથમ બે પુસ્તકો તેમણે તૈયાર કરી આપ્યાં હતાં. વ્યાયામ વિના ગુજરાત શરીરે રાંક ને રોગી છે, તે બલા દૂર થવી જ જોઈએ — આ સંકલ્પથી તેમણે વ્યાયામના સંસ્કારો જમાવવા ઉગ્ર તપસ્યા કરી; લોકનાં હાસ્ય ને અપમાનો વેઠ્યાં. છેવટે તપ જ જીતે એ સનાતન સત્ય છે. આજે ગુજરાતમાં વ્યાયામ-પ્રેમ એમના પુરુષાર્થને આભારી છે. એમણે આપેલી આ મૂડીને વધારીએ એ જ એમનું સાચું તર્પણ છે. પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

૨૭–૧૨–'૫૦

**પ્રત્યાઘાતનાં પૂર**

૧૯૪૭ માં સ્વરાજ સ્થપાયું પછી એક વર્ષ કાંઈક ઠીક ચાલ્યું. ગાંધીજી જવાની સાથે ધીમે ધીમે સરકાર અને પ્રજાના વિચારોમાં પ્રત્યાઘાત દેખાવા લાગ્યો. દેશના ઘડતર માટેનાં કામો વિષેની નીતિમાં નક્કી થયેલી વાતોમાંથી પીછેહઠ શરૂ થઈ. દા. ત. દારૂનિષેધ. જે કામ પહેલે તડાકે કરવાની વાતો કરેલી, જેને અંગેની આબકારી આવક જતી નથી કરાતી કહીને અંગ્રેજ સરકારને ભાંડતા, તે જ કામ અંગે વડી સરકાર આજે શાણપણથી વાત કહે છે કે, ધીમે ધીમે ચાલો! એટલે સુધી કે, મુંબઈ મદ્રાસ જેવા પ્રાંતો એ નીતિને અપનાવે છે, તેમને વડી સરકાર પોતાનો નૈતિક સાથ સરખો આપતી લાગતી નથી.

બીજો દાખલો અંગ્રેજી કાઢી દેશી ભાષાઓ અને હિંદી રાષ્ટ્રભાષાને વહીવટમાં તથા શિક્ષણના માધ્યમ તરીકે દાખલ કરવાની વાત. ૧૯૪૮માં જે વાઈસ-ચૅન્સેલરોએ વડી સરકારને સલાહ આપી કે પાંચ વરસમાં અંગ્રેજી કાઢવું, તેઓ આજે ઊલટી અને અવળી વાત કરે છે. વડી સરકારનું શિક્ષણ ખાતું પ્રત્યાઘાતનું ઘર બની ગયું છે. પરદેશોમાં લોકોને મોકલવા અને મોટાં મોટાં ખોટાં ખરચો ઊભાં કરી, જૂની અંગ્રેજી સરકારની ઢબે ભભક કર્યા કરવી, એ જાણે એનો ધંધો થઈ પડ્યો છે. અંગ્રેજીને હઠાવવા માટે ૫ વરસનાં ૧૫ વરસ કર્યાં અને તે ૧૫ વરસની હદની ઓથે પ્રત્યાઘાતી પૂરે હવે ચડવા માંડયું છે. '૪૮માં પાંચ વર્ષની મર્યાદા અંકાઈ એટલે મુંબઈ સરકારે માન્યું કે હવે જરૂરી સુધારા કરી શકાય. એટલે ૭ વરસની પ્રાથમિક કેળવણીમાં અંગ્રેજી ઘૂસી ગયેલું, તે ગુલામી માનસનું ચિહ્ન હઠાવવા તેણે નક્કી કર્યું. પણ આથી એ અસર થઈ કે, શહેરોમાં જામી પડેલી હાઈસ્કૂલોનો ધંધો તૂટ્યો. તેમણે શિક્ષણ ખાતામાં આઘુંપાછું કરાવીને નક્કી નીતિમાં ફેરફાર કરાવ્યો. હવે એ રાહે પાછાં અવળાં પગલાં વધારે ભરવાનો વ્યવસ્થિત ધંધો મંડાયો લાગે છે. સરકારે ૭મા વરસમાં અંગ્રેજી પાછું આણી એક વરસની મચક આપીને કરેલી ભૂલનો લાભ લેવાય છે કે શું? હમણાં ધારવાડમાં હાઈસ્કૂલોના શિક્ષકો મળેલા તેમણે કહ્યું કે, અંગ્રેજી શીખવવાનું પાછું હતું તેમ કરો. આ શિક્ષકોના મતને કેમ વજૂદ આપી શકાય? ૭ વરસની પ્રાથમિક કેળવણી પણ દેશ જેવી ઘટે તેવી યોગ્ય ન ગોઠવી, એ એનો તો અર્થ થયો. આમ જ મુંબઈ શહેરના માધ્યમિક શિક્ષકો પણ વળગ્યા છે. સરકાર જો આ ઝુમરાણને નમતું આપશે, તો તેમાં તેની જ શક્તિ હણાશે ને નામોશી લાગશે.

પણ આ બધાં લક્ષણો દેશને માટે ભયંકર છે. કરોડોની આમ પ્રજા પોતાનું હિત અત્યારે નથી સમજતી; પણ તે સમજશે ત્યારે? તે ઘડીની રાહ ન જોતાં, દરિદ્રનારાયણની સેવામાં સરકારો અને સમજણો લોકમત વળગે તો સારું છે. નહિ તો ભગવાન આપણી લાજ રાખે!

૨૪–૧૨–'૫૦

## અંગ્રેજીનું ઓછું ધોરણ

ગયા મે મહિનામાં મહાબળેશ્વરમાં એક ગ્રીષ્મ પરિષદ મળી હતી. તેમાં વિચારનો વિષય હતો, 'પરભાષા તરીકે અંગ્રેજીનું શિક્ષણ'. તેના પ્રમુખ હતા પ્રો૦ ગેટનબી કરીને, જે અંકારા યુનિવર્સિટીમાં અંગ્રેજીના અધ્યાપક છે. આપણા લોકોએ તેમનો એક અભિપ્રાય ધ્યાનમાં લેવા જેવો છે. તેમણે એમ કહ્યું કે, પરભાષા તરીકે અંગ્રેજી શીખવવા માટે મૅટ્રિક પૂર્વે ઓછામાં ઓછાં ૪ વર્ષથી તે શરૂ કરવું, તો જોઈતું કામ થઈ શકશે. કેટલા શબ્દો શીખવવા એ વિષે પણ એ અધ્યાપકે અંદાજ આપ્યો છે. તેણે કહ્યું કે, અમેરિકાના પ્રો. ટર્મને ત્યાંના લોકોમાં અમુક ઉંમરે કેટલા શબ્દો બોલાય છે તેનો અંદાજ આમ કાઢી આપ્યો છે:

| ઉંમર | શબ્દ સંખ્યા |
|---|---|
| ૮ | ૩૬૦૦ |
| ૧૪ | ૯૦૦૦ |
| સામાન્ય પુખ્ત | ૧૧૭૦૦ |
| કાંઈક આગળનો પુખ્ત | ૧૩૫૦૦ |

આ ગણતરી તો સ્વભાષા બોલનારની થઈ. પ્રો. ગેટનબી કહે છે કે, પરભાષા તરીકે શીખવવા સાદી કરેલી ભાષામાં ૨૦૦૦–૩૦૦૦ શબ્દ હોય તો થઈ રહે. આપણા દેશમાં દુર્ભાગ્યે આપણે હજી અંગ્રેજીની ભક્તિ લગભગ સ્વભાષા જેવી જ કરીએ છીએ. તે શીખવવાનું ધોરણ અંગ્રેજને શોભે એવું જ લગભગ રખાયું છે. આ જૂની ઘરેડમાંથી નીકળાતું જ નથી. તેથી કેટલાક તો અંગ્રેજી શિક્ષણનાં હાઈસ્કૂલનાં વરસ ઓછાં થાય તો શું થશે, એ જ વિચારે સમસમી જાય છે. એવાઓને ગેટનબીનો ઉપરનો વિજ્ઞાનશુદ્ધ વિચાર ભેટ ધરવા જેવો છે. માધ્યમિક શિક્ષણને અંગ્રેજી પર આટલો બધો અશાસ્ત્રીય અને વ્યર્થ ભાર મૂકવાની જે ટેવ ગયા રાજ્યની પડી ગઈ છે, તેમાંથી ઉગાર્યા વગર આપણી વિદ્યાશક્તિ જે દબાઈને હણાતી રહી છે તે ખીલવાની કે વધવાની આશા રાખવી વ્યર્થ છે. રાષ્ટ્રીય સરકારનું આ પ્રથમ કર્તવ્ય છે, અને તેને માટે એણે પ્રત્યાઘાતી કોલાહલથી ગભરાયા વિના જરા હિંમત કરવી જોઈશે.

૨૪-૧૨-'૫૦

## ગુ૦ યુનિ૦ની પરીક્ષાઓ

ગુજરાત યુનિવર્સિટી રચાઈ ગઈ અને તેણે ગયા માસથી કામ શરૂ કર્યું છે. આ વરસે પરીક્ષાઓ લેવાનું કામ પણ તેણે ઉપાડ્યું છે. તેને માટે તેના તરફથી બધી કૉલેજોમાં પુછાવવામાં આવ્યું કે, કોણ કોણ ગુજરાત યુનિ૦ની પરીક્ષામાં બેસવા ઇચ્છે છે અને કોણ મુંબઈ યુનિ૦થી પરીક્ષામાં બેસવા ઇચ્છે છે. કેમ કે આ વચગાળાના વરસે આવી છૂટ વિદ્યાર્થીઓને આપવી ઘટે. આ અંગે છેવટે જે નિર્ણય ગુ૦ યુનિવર્સિટીએ કર્યો એ તેને શોભા દે એવો ન ગણાય. તેણે એમ ઠરાવ્યું છે કે, પદવી-પરીક્ષાઓ ન લેવી; છતાં તેમાં અપવાદ કર્યો કે દાક્તરી પદવીની એમ. બી. બી. એસ. પરીક્ષા લેવી. કોણ કોણ પરીક્ષા આપવા માગે છે એમ પૂછ્યા પછી, પદવી-પરીક્ષા આપવા માગનારને તેની ના પાડવી, એ કોઈ રીતે બરોબર ન ગણાય. યુનિ૦નું એક મોટું કામ એ તો છે. તેની જ ના પડાય કેમ? જો એમાં ખર્ચ કે મહેનત બચાવવાનો સવાલ હોય તો તે પણ બરાબર કેમ ગણી શકાય? આપણી યુનિ૦ની કસોટી તેની પરીક્ષા કેવી નિર્મળ રીતે થાય છે તેના ઉપર થશે. જેવી ખરાબીઓ મુંબઈ વગેરે યુનિ૦ઓમાં જોવા મળતી સંભળાય છે, તેમાંથી ગુજરાતે પહેલે જ સપાટે મુક્ત રહેવાની તકેદારી રાખવી જોઈએ. શુભ શરૂઆત કરી બતાવીએ તો આપણી શોભા વધે.

૨૬-૧૨-'૫૦

## વિદ્યાપીઠની શ્રદ્ધાંજલિ

રવિવાર તા. ૨૪-૧૨-૧૯૫૦ના રોજ ગૂજરાત વિદ્યાપીઠમાં શ્રી નરહરિભાઈ પરીખના પ્રમુખપણા નીચે મળેલી વિદ્યાપીઠના સ્નાતકો, જૂના-નવા વિદ્યાર્થીઓ તથા અધ્યાપકો અને બીજાં ભાઈબહેનોની સભા મળી હતી, તેમાં સરદારશ્રીને શ્રદ્ધાંજલિ આપતો નીચેનો ઠરાવ પસાર થયો હતો:

"ગૂજરાત વિદ્યાપીઠના વર્ષો સુધીના કુલનાયક અને મહાત્મા ગાંધીજીના અવસાન પછીના તેના કુલપતિ સરદારશ્રી વલ્લભભાઈ પટેલના અવસાનથી ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતકો, અત્યારના તેમ જ અગાઉના સંચાલકો, અધ્યાપકો અને વિદ્યાર્થીઓની આ સભા ઊંડા શોકની લાગણી વ્યક્ત કરે છે. વિદ્યાપીઠના સ્થાપનાકાળથી તે પોતાના આયુષ્યના અંત સુધી સરદારશ્રીએ મમત્વથી આ સંસ્થાને પોતાની પાંખમાં લઈને, શાન્તિ સમયમાં તેમ જ લડતોના સમયમાં અને કટોકટીના બીજા અનેક પ્રસંગોમાં એને જતનથી

જાળવી છે અને સઘળી ચિન્તામાંથી મુક્ત રાખી છે તથા એનો ઉત્કર્ષ સદા પોતાને હૈયે રાખ્યો છે. લડત માટે અને જીવનના સમવિષમ પ્રસંગો માટે પણ એમણે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓમાં ઉત્સાહ પ્રેર્યો છે. એમના અવસાનથી રાષ્ટ્રને એક સમર્થ વિધાયકની અને કુશળ રાજનીતિજ્ઞની ખોટ પડી છે. વિદ્યાપીઠ સાથે સંબંધ ધરાવતાં સૌ અત્યારે સ્વજન ગુમાવ્યાનું ઊંડું દુઃખ અનુભવે છે, અને સરદારશ્રીનાં કુટુંબીજનોના દુઃખમાં પોતાને સમભાગી માને છે. તેઓ આપણે માટે પોતાના જે લોકોત્તર ગુણોનો વારસો મૂકી ગયા છે, તેને શોભાવવાનું બળ ઈશ્વર આપણને આપે, એવી એ પરમ કૃપાળુને પ્રાર્થના કરીએ છીએ."

૨૬-૧૨-'૫૦

## 'મુદ્રારાક્ષસ'

'શિ. સા.'ના ડિસેમ્બર અંકમાં પાન ૩૭૯ ઉપર "'હિંદ સ્વરાજ'માં 'કલમચૂક'" કરીને નોંધમાં અંતે છેલ્લા વાક્યમાં 'તપોબળ' 'તોપબળિયા' છપાયું છે, તે સુધારી 'તોપબળ' 'તોપબળિયા' વાંચશો. ત્યાં કલ્પેલી કાનોમાતર આઘાપાછા થવાની ભૂલ કેવી સહજ છે, એ આ છાપભૂલ પરથી પણ જણાશે.

બીજી ભૂલ પા. ૩૭૬, બીજા કૉલમમાં બીજા પૅરાની ત્રીજી લીટી છે, ત્યાં જુઓ. તે આમ હોવું જોઈએ —

'. . . તો એ તો કોરે કપડે પાર કરવા નદીનાં નીર વહી જવાની . . .' 'પાર કરવા' રહી ગયું હતું.

૧૯-૧૨-'૫૦ મ૦

# નવું વાચન

**વિજ્ઞાન-પ્રવેશ;** (ધો. ૫-૬-૭ માટેનાં); લે૦ હરરાય અમુલખરાય દેસાઈ; પ્ર૦ અનડા બુક ડીપો, અમદાવાદ; (અનુક્રમે) પૃ. ૯૪, ૧૧૬ અને ૧૪૦ અને મૂલ્ય ૧૨ આના, ૧૪ આના અને એક રૂપિયો.

ગુજરાતી ધો. ૫-૬-૭ માટે વિજ્ઞાનના વિષય પૂરતાં આ પાઠ્યપુસ્તકો છે.

પુસ્તકની ભાષા સરળ છે, અને કેટલાક ભાગો સારી રીતે લખાયેલા છે. પરંતુ કોઈક કોઈક ઠેકાણે કંઈક ઉતાવળ થઈ હોય એમ દેખાય છે. પુસ્તકને છે તેથી વધારે ઉપયોગી બનાવવા, તેમ જ કોઈક ઠેકાણે વૈજ્ઞાનિક ક્ષતિઓ સરતચૂકથી રહી જવા પામી દેખાય છે તેનો કંઈક ખ્યાલ આવે એટલા પુરતું નીચેની બાબતો પર ધ્યાન દોરું છું.

પુ. ૫; પા. ૬. પ્રશ્ન ૯માં ચૂનાના ભઠ્ઠાવાળી જગાનો ઉલ્લેખ છે. પણ ત્યાં કેમ ન જવું તે સંબંધી પાઠમાં ઉલ્લેખ સરખો પણ નથી. કેટલાક પ્રાથમિક શિક્ષકોને પણ ચૂનો પકાવતાં તેમાંથી કાર્બનનો ડાયોકસાઈડ (અંગાર વાયુ) નીકળે છે તેની ખબર નહિં હોય. તો એ ઉલ્લેખ લખાણમાં જરૂરી ગણાય. જે જે પ્રશ્નો નીચે મૂક્યા હોય તેના જવાબો પાઠમાથી મળવા જોઈએ.

પા. ૬ ઉપર આપેલી નાકની રચનામાં એક અગત્યની વાત રહી જાય છે. નાકમાં હવાને ગરમ કરવાની રચના છે. ઠંડી હવા પણ નાકમાંથી જાય તો તે ગરમ થઈને જાય છે, જ્યારે મોઢા વાટે લીધેલી હવા ઠંડી જ જાય છે.

પા. ૧૭ ઉપરનો પ્રશ્ન ૮, કાદવમાં રહેતાં દેડકાં કેવી રીતે જીવતાં રહેતાં હશે? શ્વાસોચ્છ્વાસ પૂરતો જ આ પ્રશ્ન હશે એમ માની લઈએ. પણ દેડકાં એ જમીનમાં ઊંડે દટાઈને શિયાળો ગાળે છે. એ સમયે તેમની ઑક્સિજનની જરૂરિયાત ખૂબ જ ઓછી હોય છે એ વાત કહેવાઈ હોત તો ઠીક થાત. બધાં જ શીતનિદ્રા (hibernating) ભોગવતાં પ્રાણીઓને તે લાગુ પડી શકે.

પા. ૨૯ ઉપરની ત્રણ ઘોડી અને નિર્મળીના બીની વાત બહુ જૂની છે. આજ તે વપરાતાં નથી. નિર્મળીનાં બી તો ગુજરાતનાં બાળકોને જોવા પણ ન મળે. ત્રણ માટલીવાળું સાધન પાણી ગાળવા ઘણાં ઘરોમાં વપરાય છે એમ કહેવું વધારેપડતું લાગે છે. ગુજરાતમાં તો તે નથી જ વપરાતું.

નક્ષત્રોમાં ૨૮ નક્ષત્ર કહ્યાં છે. અભિજીતને કેટલાક ૨૮મું નક્ષત્ર માને છે એ વાત ખરી. પણ જાણીતાં પંચાંગમાં પણ ૨૭ નક્ષત્રનો જ ઉલ્લેખ જોવા મળે.

પુસ્તક ૬. પા. ૭૬ એ તેજને લીધે લીલી ભાજીઓમાં પુષ્કળ ડ જીવનસત્ત્વ પેદા થાય. લીલી ભાજીમાં જીવનસત્ત્વ ડ છે એ વાત સાચી. પણ સૂરજના તેજથી તો વનસ્પતિનાં બધાં જ અંગો ફૂલે ફાલે છે. ડ જીવનસત્ત્વ સૂરજનું તેજ આપણી ચામડી ઉપર પડે તો તેમાં ઉત્પન્ન થાય છે, એમ કહેવું વધારે બંધબેસતું છે. વળી વિટામિન ડી તૈલી પદાર્થમાં ઓગળતું હોઈને આપણને તૈલી પદાર્થો દ્વારા તે વધારે મળે છે. લીલો ભાજી જીવનસત્ત્વ ડ માટે નહિ પણ કૅલ્શિયમ અને જીવનસત્ત્વ કની ખોટ પૂરવા જરૂરી છે, એમ કહેવું વધારે યુક્ત ગણાત.

ક્ષ કિરણો માટે ઘણું લખ્યું છે, છતાં તે કિરણો આંખે જોઈ શકાતાં નથી, એ સાદી વાત લખવી રહી ગઈ છે.

આકાશની છ સફરોમાં આખા આકાશદર્શનની માહિતી ભારોભાર ભરી છે, પણ તે ખૂબ જ અઘરી લાગે છે. ગુજરાતી છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીને તો આ બધું ભેંશ આગળ ભાગવત જેવું જ થઈ પડે. કોઈ પણ એક માસમાં આકાશમાં દેખાતાં બધાં તારામંડળો ગણાવવાનો મોહ ન રાખતાં થોડાં જ સહેલાઈથી સ્પષ્ટ ઓળખી શકાય એવાં તારામંડળ આપ્યાં હોત તો ઠીક થાત એમ લાગે છે.

પુસ્તક ૭, પા. ૧૨૨. મોટા જીવોનું પ્રજનન એ મથાળું બંધબેસતું નથી. મોટા જીવો એટલે કયા? ઉંદર અને ખિસકોલી મોટા જીવોમાં આવે કે નાનામાં? એ બંને સાપ અને મગર કરતાં નાનાં જ હોય છે. Mammalsનું ભાષાંતર 'મોટાં જીવો' તો ન જ થાય.

"ત્યાં આગળ જો તે રેત્રજીવો ઈંડાં સાથે વળગી જાય અને તે એકઠાં થઈ જાય તો તે ઈંડું ફલિત થાય."

એક ઈંડા સાથે એક જ રેત્રજીવ મળે છે અને બાકી બધા નાશ પામે છે તે વસ્તુ સ્પષ્ટ થતી નથી, દરેક ઈંડાને અકેક રેત્રજીવ મળે છે અને તે ફળે છે એમ કહેવું તે વધારે યોગ્ય છે. ત્રણે પુસ્તકમાં નબળામાં નબળું લખાણ પ્રજનન સંબંધી છે.

"પછી નરના રેત્રજીવો માતાના શરીરમાં એવે સ્થળે મુકાય કે ત્યાંથી પોતાની મેળે તે હાલતા હાલતા તે ગર્ભસ્થાનમાં આવી રહેલાં અંડ કે ઈંડાં સુધી જાય"

માતાનાં કે માદાનાં એ અસ્પષ્ટ છે. કદાચ સરતચૂક હશે. 'એવે સ્થળે મુકાય' એ શબ્દો વાપરવામાં લેખક મૂંઝાઈ ગયા હોય એમ લાગે છે. જે જ્ઞાન આપવા માટે આ અભ્યાસક્રમ છે તે બાબતને પોતાની મૂંઝવણથી જ આટલું અસ્પષ્ટ ( vague ) બનાવવાની કંઈ જરૂર?

પુસ્તક ૭, પાન. ૧૨૬ પર તારાઓનું અંતર માપવાની રીતનું મથાળું છે. લખાણમાં અંતર માપવાની રીત નહિ પણ અંતર માપવાનો **એકમ** જ છે. આટલું મોટું મથાળું ન આપતાં 'પ્રકાશવર્ષ'નું જ મથાળું બંધબેસતું નથી લાગતું?

'સામાન્ય પ્રકાશનાં કિરણોની ગતિ એક સેકંડમાં ૧,૮૬૦૦૦ માઈલની હોય, એટલે તે એક મિનિટમાં અગિયાર લાખ માઈલ કરતાં વધારે ચાલે. . . .

૧૧ માઈલ કરતાં વધારે હોય તો પછી સાઠ લાખ કરતાં વધારે કેમ નહિ? વસ્તુતઃ તો તે એક કરોડ માઈલ કરતાં પણ વધી જાય

આજે વિજ્ઞાન સંબંધી પાઠ્યપુસ્તકો લખાતાં જોવા મળે છે. વિજ્ઞાનનું સાહિત્ય આપણે ત્યાં નવું ગણાય. તે લખાણમાં ચોકસાઈનું તત્ત્વ ઓછું આવે છે. ઘણાખરાં વિજ્ઞાનનાં પાઠ્યપુસ્તકોમાં આ જોવા મળે છે વળી અભ્યાસક્રમ વરસે વરસે બદલાતો જતો હોઈને કોઈ પણ પાઠ્યપુસ્તકો ઉત્તરોત્તર સારાં થતાં જાય એમ બનતું નથી. એક પુસ્તકની ભૂલો ઇ. નો વિગતવાર વિચાર કરી તેની બીજી આવૃત્તિ કાઢવાનો સમય થાય ત્યાં સુધીમાં તો અભ્યાસક્રમમાં ફેરફાર થયો હોય. આ જ કારણે લેખક પ્રકાશકને ઉતાવળ કરવી પડે છે. સ્થિર નિશ્ચિત અભ્યાસક્રમ થતાં આપણાં પાઠ્યપુસ્તકોમાં આવી ઊણપ નહિ રહે એવી આશા છે. વિજ્ઞાન સંબંધીનાં આ પુસ્તકમાં લેખકે ભાષામાં જે સરળતા આણી છે તે નોંધપાત્ર છે.

બં૦ ગાં૦

**ઉત્તરરામચરિત**: મહાકવિ ભવભૂતિ વિરચિત; અનુ૦ ઉમાશંકર જોષી; પ્ર૦ જીવનસાહિત્ય મંદિર, અમદાવાદ; કિં૦ સવા છ રૂપિયા, પૃ૦ ૮૮+૩૨૮.

મહાકવિ ભવભૂતિના સંસ્કૃત નાટક ઉત્તરરામચરિતનો અનુવાદ કવિ શ્રી ઉમાશંકરભાઈએ કરીને ગુજરાત સમક્ષ ધર્યો છે એ ખરેખર આનંદપ્રદ છે. સાક્ષરશ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો અનુવાદ આજ લગી આપણી પાસે હતો. હવે એક જ કૃતિનો આ બીજો અનુવાદ આપણી સમક્ષ રજૂ થાય છે. તેથી સહજ ભાવે બંને કૃતિઓને સરખાવવાનું મન થાય જ. શ્રી ઉમાશંકરભાઈ કહે છે એ મુજબ, સાક્ષરશ્રી મણિલાલભાઈના અનુવાદની મદદથી એમણે પહેલી વાર ૧૯૨૭માં 'ઉત્તરરામચરિત' વાંચ્યું હતું અને તેથી આ અનુવાદ પ્રગટ કરતી વખતે એમણે સાક્ષરશ્રી મણિલાલભાઈને યાદ કર્યા જ છે. તોયે તટસ્થ ભાવે, 'પ્રમાણમ્ અંતઃકરણપ્રવૃત્તયઃ' એ દૃષ્ટિએ જોતાં કહેવાનું મન થઈ જાય છે કે, શ્રી ઉમાશંકરભાઈનો આ અનુવાદ વધારે સુરુચિમય અને કાવ્યક્ષમ બન્યો છે. સાક્ષરશ્રી મણિલાલભાઈએ શ્લોકોનો અનુવાદ પોતાને ઉચિત લાગ્યા એ છંદોમાં અને દેશીઓમાં કર્યો છે, તેથી કેટલાક શ્લોકોનો અનુવાદ લાલિત્યપૂર્ણ થયેલો છે. પરંતુ શ્રી ઉમાશંકરભાઈએ, ઇન્દ્રવજ્રા-ઉપેન્દ્રવજ્રાને મિશ્રોપજાતિ થવા દીધા છે તે અપવાદ બાદ કરતાં, અનુવાદ સમશ્લોકી કર્યો છે. તેથી મૂળ કૃતિના ભાવનું ઔચિત્ય સારા પ્રમાણમાં જળવાયેલું છે. કેટલાક શ્લોકોનો અનુવાદ તો અત્યન્ત ભાવવાહી છે.

શ્રી ઉમાશંકરભાઈએ આ અનુવાદ કરવામાં ઠીક ઠીક પરિશ્રમ ઉઠાવ્યો છે અને મહાકવિ ભવભૂતિની આ કૃતિનું આંતરદર્શન કરવા ઊંડો અભ્યાસ કર્યો છે. તેથી એમનો અનુવાદ મૂળ કૃતિને ન્યાય આપી શકે એવો થયો છે. અહીં આજકાલ ગુજરાતી ભાષામાં થતા અનુવાદ વિષે થોડું કહેવાનું ઉચિત માનું છું. કેટલાકને થોડું બંગાળી, મરાઠી કે હિંદી આવડે કે તરત જ અનુવાદ

કરવા મંડી પડે છે. અંગ્રેજી કૃતિઓના અનુવાદોનું પણ કેટલીક વાર એવું જ થાય છે. આમ તે કૃતિના ઊંડા અભ્યાસના અભાવને લીધે તેમ જ તેમાં દર્શાવેલા ભાવો કે વિચારોની બાબતમાં પોતાને સ્પષ્ટ ખ્યાલ ન હોવાને લીધે અને માત્ર છપાવીને પ્રસિદ્ધ કરવાની ઉતાવળને કારણે એ અનુવાદો મૂળ કૃતિને જરાયે ન્યાય આપી શકતા નથી. આપણા સિદ્ધહસ્ત અનુવાદકો સિવાય બંગાળી, મરાઠી તેમ જ હિંદી અને અંગ્રેજી કૃતિઓના અનુવાદની એવી જ દશા થયેલી છે. આજકાલ ખલીલ જિબ્રાનના અનુવાદો આ બાબતમાં ધ્યાન ખેંચે એવા છે.

પરંતુ શ્રી ઉમાશંકરભાઈનો આ અનુવાદ પાછળનો હેતુ ઉચ્ચ છે. ૧૯૪૬માં અધ્યાપનકાર્યમાંથી મુક્ત થયા પછી આત્મશિક્ષણ અર્થે કાલિદાસભવભૂતિને ચરણે બેસવાનું એમને મન થયું અને એમાંથી 'ઉત્તરરામચરિત'ના અનુવાદનું ડોળિયું તૈયાર થયું. પછીનાં ત્રણ વરસમાં એ અનુવાદ એમણે સાત કરતાં વધારે વાર સુધાર્યો, મઠાર્યો અને મુદ્રણકાર્ય ચાલતું હતું ત્યારે પણ એટલી જ ચીવટ જાળવી હતી. વળી આ અનુવાદ સાથે જે ભાવાર્થબોધિની — ટીકા — આપી છે, સંસ્કૃત વાચના પણ મૂકી છે અને છેવટે પરિશિષ્ટો મૂક્યાં છે, એ બધામાં એમણે સાક્ષરશ્રી મણિભાઈ, ડૉ. બેલવેલકર, ડૉ. ભાંડારકર ઇત્યાદિ વિદ્વાનોની રચનાઓની મદદ લીધી છે. તેથી આ અનુવાદ તૈયાર કરવા પાછળ એમણે ઉઠાવેલો પરિશ્રમ અભિનંદનને પાત્ર છે.

આ અનુવાદની સાથે મૂળ સંસ્કૃત પણ આપ્યું છે તેથી આ અનુવાદની મદદથી મૂળનો આસ્વાદ સીધો પણ લઈ શકાય છે. ભાવાર્થબોધિની આપી છે એ મુખ્યત્વે અર્થ- અને રસ- લક્ષી છે. વાચકને આ કૃતિનું સ્વતંત્ર રીતે અધ્યયન કરવામાં એ ઠીક સહાયરૂપ થાય એવી છે.

આ પુસ્તકનું બીજું અતીવ મહત્ત્વનું અંગ તો 'ઉત્તરરામચરિત'ના આંતરદર્શન અંગે પ્રારંભમાં 'અમૃતા આત્મની કલા' એ પ્રવેશક લેખ છે. એમાં રસનિર્ણય, પ્રેમ — આત્માનો અ-મૃત અંશ, રાજધર્મ વિ૦ પ્રેમધર્મ ? અન્ય કૃતિઓ સાથે આંતર સામ્ય, 'एको रसः करुण एव', એ ચર્ચાસ્પદ મુદ્દાઓ ઉપર એમણે અભ્યાસપૂર્ણ અને અનુશીલનશીલ સમાલોચના કરી છે. આપણા ઘણાખરા વિદ્વાનોએ, પશ્ચિમના વિદ્વાનોને અનુસરીને, ઉત્તરરામચરિતમાં બહુપત્નીકતાની રૂઢિના વિરોધરૂપ એકપત્નીત્વના આદર્શનો ઉદ્ઘોષ જોયો છે. પણ શ્રી ઉમાશંકરભાઈ એમાં એથી વિશેષ જુએ છે. પતિ અને પત્ની એ એકમેકને માટે શું છે તેનું દર્શન ઉત્તરરામચરિતમાં થાય છે. પ્રથમ અંકમાં જ, એકમેકમાં સમરસ થયેલા અનુભવી પ્રેમીકોનો આપણને પરિચય થાય છે. પૂર્વજીવનની તડકીછાંયડીએ સીતા અને રામને વધુ એકમય બનાવ્યાં છે એ ચિત્રદર્શન દ્વારા આપણને પ્રત્યક્ષ થાય છે. ત્યાર પછી એ બંનેના સંબંધનું કવિએ આલેખન કર્યું છે. પત્ની પ્રત્યેની પતિની દૃષ્ટિમાં એને પ્રેયોમૂર્તિ તરીકે જોવાનું પણ સમાયેલું છે જ. એ અંશ જતાં પણ પરસ્પરને માટે તેઓનું ઘણુંબધું, કદાચ વધારે સમૃદ્ધ, વ્યક્તિત્વ શેષ રહે છે.

'જે અદ્વૈત સુખદુખેય, સરખું સર્વે અવસ્થા મહીં,
વિસામો ઉરનો, શકે નવ હરી વૃદ્ધત્વ જેનો રસ,
ને સૌ આવરણો સર્યે કદી થતું જે સ્નેહસારે સ્થિર,
સદ્ભાગી જનને કયમેય વિરલું કલ્યાણ તે લાધતું.'

આમ રામના આ ઉદ્ગારોમાં પ્રેયોદૃષ્ટિને કાંઈક વટાવીને કરેલું દાંપત્યનું દર્શન છે. એ રીતે અહીં સુધી કવિએ પ્રેમના કલ્યાણમય દામ્પત્યસ્વરૂપની પરાકાષ્ઠા આપણને પ્રત્યક્ષ કરાવી છે. પરંતુ જો બંને વચ્ચે મૃત્યુનો પડદો પડે તો ? આ પ્રશ્નના ઉત્તરરૂપે કવિ ભવભૂતિ આપણને અનુભૂતિ કરાવે છે કે, પ્રિયજનનું મૃત્યુ થાય તોપણ પ્રેમ તો અમર રહે છે, પ્રિયજન મૃત્યુ પામે, પ્રેમ મૃત્યુ પામતો નથી, અમૃત રહે છે એ અનુભૂતિ કવિએ ઉત્તરરામચરિતમાં સાકાર કરી છે.

બીજો અગત્યનો મુદ્દો 'રાજધર્મ વિ૦ પ્રેમધર્મ ?' એ છે. ભવભૂતિએ પોતાની ઉપર દર્શાવેલી વિશિષ્ટ અનુભૂતિને નાટક દ્વારા સાકાર કરવા જતાં નાયકનાયિકાને જે પરિસ્થિતિમાં મૂક્યાં છે, એ ઉપરથી ઘણાને એમ લાગે છે કે, લોકોના આરાધન અર્થે રામે સીતાનો ત્યાગ કર્યો, સમષ્ટિહિતની વેદી ઉપર પ્રેમનું બલિદાન આપ્યું. પણ શ્રી ઉમાશંકરભાઈ આ મુદ્દાનું બરાબર અનુશીલન કરીને એમ પ્રતિપાદિત કરે છે કે, ઉત્તરરામચરિતમાં સમષ્ટિ વિ૦ વ્યષ્ટિ, લોકારાધન વિ૦ સીતા, રાજધર્મ વિ૦ પ્રેમ — એ પ્રશ્ન નથી, પણ રાજધર્મ અને પ્રેમ બંને — એ પ્રશ્ન છે. રામે રાજધર્મ પાળવા માટે સીતાનો ભોગ આપ્યો છે, પ્રેમનો આપ્યો નથી. રામે સીતાનો પરિત્યાગ કરીને રાજધર્મ પાળ્યો અને સીતાની સુવર્ણપ્રતિમા રાજસૂયયજ્ઞમાં મૂકીને પ્રેમધર્મ સાચવ્યો છે. રામે બંને ધર્મો હૃદયથી તેમ જ વ્યવહારથી પાળ્યા છે.

આ સર્વ મુદ્દા શ્રી ઉમાશંકરભાઈએ વિસ્તૃતતાથી સમજાવ્યા છે અને એ બધા મનનીય છે.

શ્રી ઉમાશંકરભાઈએ ગુજરાતને આવું સુંદર પુસ્તક આપ્યું છે એ માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

મુ૦ ક૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૯ ઈ. સ. ૧૯૫૦


## વાર્ષિક અનુક્રમણિકા

### ૧. લેખસૂચિ

## ૨. નવું વાચન

## ૩. માસિક વિવેચન

[ 'મ૦'ની નોંધો સિવાયની જે છે તેમના લેખકની જ સંજ્ઞા બતાવી છે. એટલે નહિ સંજ્ઞાવાળી નોંધો 'મ૦'ની સમજવી. ]

## ૪. છેલ્લું પૂઠું



## ૫. લેખકસૂચિ

# સાભાર સ્વીકાર

भारतो साहित्य संघ, अमदावाद तरफथी :—

**ઉપનિષદ્-કથાઓ :** લે૦ ધૂમકેતુ, કિં. રૂ. ૨-૦-૦; **ચિનગારી :** લે૦ ઈશ્વર પેટલીકર, કિં. રૂ. ૩-૧૨-૦; **રૂપકથાઓ (શેખચલ્લી) :** લે૦ નિરંજન વર્મા, જયમલ્લ પરમાર, કિં. રૂ. ૧-૦-૦; **ભક્ત સુદામા :** લે૦ રામનારાયણ ના૦ પાઠક, કિં. રૂ. ૧-૪-૦.

एन. एम. त्रिपाठी, मुंबई तरफथी :—

**પારકી જણી :** લે૦ નંદકુમાર પાઠક, કિં. રૂ. ૧-૪-૦; **મધલાળ :** લે૦ ઈશ્વર પેટલીકર, કિં. રૂ. ૩-૦-૦; **સંધ્યા ટાણે :** લે૦ ધનસુખલાલ કૃ૦ મહેતા, કિં. રૂ. ૪-૮-૦.

अन्य प्रकाशको तरफथी :

**દેશ અને દુનિયા — પુ. ૧-૩ :** લે૦ પોપટલાલ અંબાણી, પ્રકા૦ હંસ પ્રકાશન, રાજકોટ (સૌરાષ્ટ્ર), કિં. રૂ. ૧-૨-૦, ૧-૨-૦, ૧-૪-૦; **કિશોર ગણિત — ભા. ૧ :** રચ૦ છોટુભાઈ સુથાર, સોમાભાઈ પટેલ, પ્રકા૦ બાલગોવિંદ કુબેરદાસની કું., અમદાવાદ, કિં. રૂ. ૧-૨-૦; **બાલ વિજ્ઞાન વાચનમાળા — પુ. ૫-૭ :** કર્તા. નરસિંહ મૂ૦ શાહ, ઠાકોરલાલ શ્રી૦ ઠાકોર, પ્રકા૦ બાલ-ગોવિંદ કુબેરદાસની કું., અમદાવાદ, કિં. રૂ. ૦-૧૫-૦, ૦-૧૨-૦, ૧-૪-૦; **મુશાયરા :** પ્રકા૦ મહાગુજરાત ગજલ મંડળ, સુરત; સભાસદ ફી રૂ. ૩-૦-૦; **સુબોધ વાણીપ્રકાશ :** રચ૦ મુનિશ્રી ન્યાયવિજયજી, પ્રકા૦ શ્રી હેમચન્દ્રાચાર્ય જૈન સભા, પાટણ (ગુજરાત), કિં. રૂ. ૧૦-૦-૦; **જૈન દર્શન :** લે૦ ન્યાયવિજયજી. પ્રકા૦ હેમચન્દ્રાચાર્ય જૈન સભા, પાટણ (ગુજરાત), કિં. રૂ. ૨-૦-૦; **આશા-મિનારા :** લે૦ વિ૦ સ૦ ખાંડેકર, ભાષા૦ ગોપાળરાવ ગ૦ વિદ્વાંસ, પ્રકા૦ શ્રી વિરાટ પ્રકાશન મંદિર, સોનગઢ (સૌરાષ્ટ્ર), કિં. રૂ. ૪-૮-૦; **કાલભોજ :** લે૦ રમણલાલ વ૦ દેસાઈ, પ્રકા૦ શ્રી વિરાટ પ્રકાશન મંદિર, સોનગઢ (સૌરાષ્ટ્ર), કિં. રૂ. ૪-૮-૦.

---

(પૂંઠા પરનું ચાલુ)

અહિંસા એ જ તેમનો સદ્ધર્મ હતો, તિતિક્ષા એ તેમનું સુવ્રત હતું. તે ધર્મજ્ઞ, નીતિતત્ત્વજ્ઞ, સત્યપ્રતિજ્ઞ અને દૃઢવ્રત હતા; તથા અહિંસા અને સત્યવાદીપણું એ બે વ્રતોના પાલનમાં તત્પર હતા. (૩-૪-૫)

ભારતરૂપી સમુદ્રને ચંદ્રરૂપ એવા તે જનતાનાં હૃદયરૂપી કમળોને પ્રિય હતા. ચાતકની પેઠે સર્વ મનુષ્યો તેમનાં દર્શન માટે ઉત્સુક મનવાળા થતા. તેઓ પોતાનો ધંધોરોજગાર છોડી દઈને તરત પોતાના ઘરમાંથી નીકળતા અને તેમના ઉપદેશામૃતનું પાન કરી, ચકોરની પેઠે હર્ષ પામતા. (૬-૭)

તેમનાં દર્શન કરી હર્ષથી વિકસેલાં નયનવાળા લોકોનાં હૃદયો આનંદ પામતાં, અને ભક્તજન તો પ્રત્યક્ષ ઈશ્વરને જોઈને આનંદ પામી નાચી ઊઠતો. (૮)

સ્પૃશ્યાસ્પૃશ્યની માન્યતાને તે (હિંદુ ધર્મનું) મહાન લાંછન માનતા; અને તેને દૂર કરવા તેમણે કટીબદ્ધ થઈ બહુ પ્રયત્નો કર્યાં (૯)

સ્વાતંત્ર્યરૂપી ઉત્તમ અને દિવ્ય અમૃતકલશ તેમણે મેળવ્યો, અને દેશને દાસત્વરૂપી સોનાની જંજીરમાંથી છોડાવ્યો. લોકોના કલ્યાણ માટે સ્વાતંત્ર્ય જ સમર્થ થઈ શકે છે. તેમણે લોકોમાં બલવૃદ્ધિ, સંઘશક્તિ અને ધનસંપત્તિ સંપાદન કર્યાં; અને ચિરકાલથી લોકો જે અતિ દુર્લભ એવા ધ્યેયની આકાંક્ષા રાખી રહ્યા હતા તે (સ્વાતંત્ર્યરૂપી) ધ્યેયને તેમણે આત્મયજ્ઞ, તપ અને પુણ્યકર્મથી મેળવ્યું. (૧૦-૧૧-૧૨)

દેવોના પતિ ઇન્દ્રના વજ્રથી જેમ પ્રચંડ પર્વતો ભેદાઈ જાય, તેમ અસહકારરૂપી શસ્ત્રથી તેમણે અંગ્રેજ સત્તાનો નાશ કર્યો. (૧૩).

સૂર્ય ઊગતાં જેમ અંધકારનો સત્વર નાશ થાય છે, તેમ સ્વાતંત્ર્યનો ઉદય થતાં રાષ્ટ્ર વૈભવસંપન્ન થાય છે. શાસ્ત્ર, કળા, જ્ઞાન, વિજ્ઞાનરૂપી વિવિધ ગુણો સ્વાતંત્ર્ય વિના પ્રકાશી ઊઠતા નથી; કારણ કે ગુલામીરૂપી કાદવમાં તેમની પ્રભા નાશ પામી જાય છે. (૧૪-૧૫)

અહિંસા, સત્ય, શાંતિ વગેરે દિવ્ય ગુણોથી શોભતી એવી એમની મનોહર અને મંગલ મૂર્તિ વિશ્વ-મંડલમાં હતી. તે આત્મતૃપ્ત હતા, પ્રશાંતચિત્ત હતા, સ્થિતપ્રજ્ઞ હતા, નિષ્પાપ હતા, નિષ્કામ કર્મયોગી હતા તથા સર્વ પ્રાણીઓના હિતમાં રત હતા. આછા મંદ સ્મિતરૂપી જ્યોત્સ્નાથી એમનું મુખમંડળ પ્રકાશિત હતું; તથા પ્રબળ ષડ્ રિપુઓને જીતીને બ્રહ્મતેજથી શોભતું હતું. (૧૬-૧૭-૧૮)

તેમના વિયોગનો દુઃસહ અગ્નિ આપણાં હૃદયોને બાળી રહ્યો છે. ગોલોકમાં કૃષ્ણ સાથે સાયુજ્યને પામેલા તેમને ફરી પાછા જન્મવાપણું નથી. (૧૯)

નિર્દય કાળ તેમને આપણી વચ્ચેથી બળાત્કારે ઉપાડી ગયો છે. હા ! અરેરે ! આર્યાવર્તનું કમનસીબ કેવું દારુણ છે ! (૨૦)

श्रीः ।

# महात्मनः कीर्तिकौमुदी ।

जगद्वंद्यं महात्मानं गांधीत्याख्यं जनप्रियम् । राष्ट्रैकजनकं वन्दे पुण्यश्लोकं शुचिव्रतम् ॥
गंगोदकसमं शुद्धं शीलं चारित्र्यमंडितम् । त्रैलोक्यप्रथिता कीर्ती राजशासनकौशलात् ॥ २ ॥
मन्ये मानुषरूपेण मूर्तो यज्ञः स्वयं भुवि । आविर्भूतः परित्रातुं महाऽऽदर्शो जगत्रये ॥
क्षमाशीलो दयासिंधुः अनत्याचारदीक्षितः । अहिंसा एव सद्धर्मः तितिक्षा यस्य सुव्रतम् ॥ ४ ॥
धर्मज्ञो नीतितत्त्वज्ञः सत्यसंधो दृढव्रतः । अहिंसासत्यवादित्वव्रतपालनतत्परः ॥
भारतांबुनिधेश्चंद्रो जनहृत्पद्मवल्लभः । चातकवज्जनास्सर्वे दर्शनोत्सुकमानसाः ॥ ६ ॥
त्यक्त्वा स्वव्यवसायं च निर्ययुः स्वगृहाद् द्रुतम् । उपदेशामृतं पीत्वा चकोरा इव हर्षिताः ॥
हृदयानि मुदं प्रापन् हर्षोत्फुल्लदृशां नृणाम् । प्रत्यक्षमीश्वरं दृष्ट्वा भक्तो नृत्यति नंदितः ॥ ८ ॥
स्पृश्यास्पृश्यविचारं हि मेने यो लांछनं महत् । कृतवांस्तद्विलोपार्थं स यत्नानादृतो बहून् ॥
पीयूषकलशं दिव्यं लेभे स्वातंत्र्यमुत्तमम् । देशं मुमोच दासत्वात् छित्त्वा काचनशृंखलाम् ॥ १० ॥
निःश्रेयसाय लोकानां स्वातंत्र्यमेव कल्पते । संपादयद् बलोत्कर्षं संशक्तिं तथा श्रियम् ॥
जनैराकांक्षितं ध्येयं चिरकालं सुदुर्लभम् । अविंददात्मयज्ञेन तपसा पुण्यकर्मभिः ॥ १२ ॥
शस्त्रेणामहकारेण ह्यांग्लसत्ता विनाशिता । वज्रेण हि सुरेन्द्रस्य भिद्यंते चंडपर्वताः ॥
उदिते तु सहस्रांशौ तमो नश्यति सत्वरम् । राष्ट्रं विभवसंपन्नं स्वातंत्र्यात् खलु जायते ॥ १४ ॥
शास्त्रं कला तथा ज्ञानं विज्ञानं विविधा गुणाः । न स्वातंत्र्यं विना भांति दास्यपंके हतप्रभाः ॥
अहिंसासत्यशांत्याद्यैर्गुणैर्दिव्यैर्विराजिता । मनोज्ञा मंगला मूर्तिर्यस्यासीन्विश्वमंडले ॥ १६ ॥
आत्मतृप्तः प्रशांतात्मा स्थितप्रज्ञो निरामयः । निष्कामकर्मयोगी च सर्वभूतहिते रतः ॥
ईषन्मंदस्मितज्योत्स्नाद्योतितं मुखमंडलं । प्रबलान् षड्रिपून् जित्वा शुशुभे ब्रह्मतेजसा ॥ १८ ॥
दुस्सहस्तद्वियोगाग्निः प्लुष्णाति हृदयानि नः । गोलोके कृष्णसायुज्यं संप्राप्तो न निवर्तते ॥
स हि निर्घृणकालेनास्मन्मध्यात् प्रसभं हृतः । हा ! हन्त ! हन्त ! दुर्दैवमार्यावर्तस्य दारुणम् ॥ २० ॥

इति शम् ।

त्र्यंबक महादेव गुणे

અર્થ

## મહાત્માજીની કીર્તિ-કૌમુદી

જગદ્વંદ્ય, જનપ્રિય, રાષ્ટ્રના એક પિતા, પુણ્યશ્લોક અને પવિત્ર વ્રતધારી ગાંધી નામે મહાત્માને વંદન કરું છું (૧)

ચારિત્રથી શોભિત એવું તેમનું શીલ ગંગાજળ જેવું શુદ્ધ હતું; અને રાજશાસનની કુશળતાને લીધે તેમની કીર્તિ ત્રૈલોક્યમાં જાણીતી થઈ હતી. (૨)

જાણે મૂર્તિમાન યજ્ઞ પોતે રક્ષણ કરવા માટે ત્રિલોકમાં મનુષ્યરૂપે પ્રગટ થયા હોય તેવા તે હતા. તે મહાન આદર્શોવાળા હતા, ક્ષમાશીલ હતા, દયાસિંધુ હતા, અત્યાચાર-હિંસા ન કરવાં એવી તેમની દીક્ષા હતી,

( અંદરની બાજુ પૂંઠા પર ચાલુ )

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૯

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये





વર્ષ ૧૦ — અંક ૨

ફેબ્રુઆરી — નવજીવન, અમદાવાદ — ૧૯૫૧

# શિક્ષણ અને સાહિત્ય

ફેબ્રુઆરી, ૧૯૫૨

વર્ષ ૧૦ અંક ૨

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (સર લાખાજીરાજ રોડ); પૂના (૨૯૯, સદાશિવ પેઠ); દિલ્હી (યુ. એસ. કોમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, ઓરડી નં. ૧, કૉનૉટ સરકસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકાશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪); પરદેશમાં રૂ. ૬) અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના.

વ્યવસ્થાપક.

**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. બૉક્સ ૧૦૫, **અમદાવાદ**

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૦ – અંક ૨ ] અમદાવાદ [ ફેબ્રુઆરી, ૧૯૫૧


# ચિરંજીવ સરદાર

સરદાર વલ્લભભાઈ પટેલ ખરેખર તો શિવાજી અને લોકમાન્ય તિલકની પરંપરાના હતા. પણ એમણે જોયું કે, આજનો યુગધર્મ અહિંસાનો છે; હિંદુસ્તાન ગાંધીજીની અસર તળે આવ્યા વગર રહેવાનું નથી. એટલે એમણે ગાંધીજીની આગેવાની સ્વીકારી અને એક સાચા અને વફાદાર સિપાઈની દૃઢતાથી તેને વળગી રહ્યા.

ગાંધીજીની અસર તળે ન આવ્યા હોત તો તેઓ પોતાની બૅરિસ્ટરીમાં જ ખૂંચી જાત અને દુનિયાના પ્રખ્યાત બૅરિસ્ટરોની માફક ધનની પાછળ પડત એમ કહેવું ભૂલભરેલું છે. ગાંધીજીની સચ્ચાઈ અને દેશભક્તિની અસર એમના પર ન પડી હોત તો કોઈ બીજે રસ્તે પણ તેઓ દેશસેવાના ક્ષેત્રમાં તો આવી જ જાત.

ગાંધીજીના જેવી ધર્મપરાયણતા સરદાર વલ્લભભાઈમાં નહોતી. પણ કુળપરંપરાથી તેઓ સ્વામીનારાયણ સંપ્રદાયના હતા. અને એ સંપ્રદાયમાં જે એક પ્રકારની વ્યક્તિનિષ્ઠા જોવામાં આવે છે તે એમનામાં હતી. એ નિષ્ઠા એમના કૌટુંબિક જીવનમાં અને પોતાના મોટા ભાઈ વિઠ્ઠલભાઈ પટેલ પ્રત્યે તેઓ જે આદર રાખતા તેમાં વ્યક્ત થઈ છે. એ જ નિષ્ઠા એમણે વધારે ઉજ્જવળ સ્વરૂપમાં ગાંધીજી પ્રત્યે બતાવી.

શ્રી વિઠ્ઠલભાઈ અને વલ્લભભાઈ બંને સમર્થ પુરુષો હતા. બંનેએ ગાંધીજીનો પ્રભાવ ઓળખી લીધો હતો. પણ સ્વભાવભેદને કારણે બંનેના માર્ગ જુદા પડ્યા. વલ્લભભાઈએ પોતાની નિષ્ઠા ગાંધીજીનાં ચરણોમાં અર્પણ કરી હતી, છતાં તેમણે પોતાના મોટા ભાઈ પ્રત્યેનો પોતાનો આદર ઘટવા દીધો નહોતો. તેઓ પોતાના મોટા ભાઈ સાથે છેવટ સુધી જે રીતે વર્ત્યા તે પરથી વલ્લભભાઈના બધા સદ્‌ગુણો જણાઈ આવ્યા.

માણસમાત્રમાં જે ધાર્મિકતા, આર્યતા અને તેજસ્વિતા સુપ્ત દશામાં હોય છે તેને જાગ્રત કરવાની અસાધારણ શક્તિ ગાંધીજીમાં હતી. એવી જાગ્રત થયેલી શક્તિને દૃઢ કરવાનું અને તેને પોલાદની પેઠે પાણી પાવાનું કામ તો વલ્લભભાઈનું જ. ગાંધીજીએ આખા દેશને ચારિત્ર્યની તેજસ્વિતા આપી અને લોકોને બહાદુર બનાવ્યા. સરદાર વલ્લભભાઈએ ખેડા અને બારડોલીના દિવસોમાં ગુજરાતના લોકોને લડવૈયા બનાવ્યા. ગાંધીજીએ સેના તૈયાર કરી આપી. વલ્લભભાઈએ પોતાની અસાધારણ બુદ્ધિકુશળતાથી એ સેનાનો ઉપયોગ કર્યો અને વિજય પ્રાપ્ત કરી બતાવ્યો.

કહે છે કે સોનામાં થોડો તાંબાનો ભેગ કરવાથી સોનું મજબૂત થાય છે, તેમાં તેજ આવે છે અને તેનો અવાજ પણ ખૂલે છે. ગાંધીજીમાં તત્ત્વનિષ્ઠાનું સોનું હતું. એમનામાં વહેવારકુશળતા ઓછી નહોતી. પણ તેઓ રહ્યા ક્રાંતદર્શી. આજે ભેળવેલું તાંબું ભવિષ્યમાં કોઈક દિવસ નુકસાન કરશે એ ખ્યાલથી તેઓ હમેશાં બનતા લગી તાંબાથી દૂર રહેતા. વલ્લભભાઈની દૃષ્ટિ હમેશાં વિજય તરફ રહેતી. તેઓ કદર સોનાની જ કરતા; સોના પાસે જ તેમને કામ લેવું હતું. પણ સોનામાં વહેવારદૃષ્ટિનું તાંબું ભેળવવામાં તેમને કશો સંકોચ નહોતો. સૌ જાણે છે કે, શુદ્ધ સોનાની મહોર કરતાં તાંબાના મિશ્રણવાળા સોનાની ગિની વધારે સખત હોય છે.

પોતે લડવૈયા હોવાને કારણે સરદાર સામાવાળાની નબળાઈ તરત પારખી લેતા અને ત્યાં જ પ્રહાર કરીને તેને માત કરતા. ગાંધીજી તો અજાતશત્રુ. તેઓ જેમ

પોતાનાં માણસોને ઊંચે ચડાવવાની કોશિશ કરતા તેમ સામા પક્ષવાળાને પણ ઊંચે ચડાવવા મથતા.

આ સૂક્ષ્મ ભેદ સમજીએ તો જ વલ્લભભાઈની અસાધારણ કાર્યસાધકતા આપણે સમજી શકીએ. વલ્લભભાઈમાં રાજપૂત બહાદુરીનાં આંધળિયાં નહોતાં; અને મુસ્લિમ જેહાદની કટુતા પણ નહોતી. તેમણે કદી પ્રતિપક્ષી પર કવખતે પ્રહાર નથી કર્યો. આજના મોટામાં મોટા સેનાપતિઓના જેવી વખત ઓળખવાની શક્તિ તેમનામાં હતી; અને મોકો આવે ત્યાં સુધી રાહ જોવાની ધીરજ પણ હતી. આ ખૂબી ગાંધીજીમાં પણ હતી; પણ એમની ઢબ અજાતશત્રુની હતી.

ગાંધીજી અને સરદાર વલ્લભભાઈ બંનેએ એકબીજાને બરાબર ઓળખી લીધા અને આપણને એક સારો સમાનધર્મી મળી ગયો એવો સંતોષ બંનેને થયો. સરદાર વલ્લભભાઈમાં ઉચ્ચ ચારિત્ર્ય ન હોત તો ગાંધીજી તેમને પોતાના જમણા હાથ ન બનાવત; અને ગાંધીજીમાં તેજસ્વિતા તથા ઉજ્જ્વળ દેશભક્તિ ન હોત તો વલ્લભભાઈ જેવા માની પુરુષ તેમના સિપાઈ ન બનત. બંનેમાં આદર્શની સમાનતા ન હોત તો ત્રીસ વરસ સુધી તેમનો આટલો ઘનિષ્ઠ સહયોગ ચાલી ન શકત.

આપણા દેશી રાજાઓનો સવાલ બહુ જટિલ હતો. હિંદુસ્તાનની આઝાદીનો સ્વીકાર કરતી વેળા અંગ્રેજોએ સૌ રાજાઓને સાવ સ્વતંત્ર બનાવીને એ સવાલને વધારે ગૂંચવી નાખ્યો હતો. એ પરિસ્થિતિમાં દેશની — ભાગલાને કારણે નબળા પડેલા દેશની — એકતા સાચવવી અને દૃઢ કરવી એ મુશ્કેલ કામ હતું. સરદાર વલ્લભભાઈ જ આ સવાલનો ઉકેલ આણી શકે એમ હતા. ઘણાખરા રાજાઓની નીતિ એ હતી કે, સત્તા આગળ માથું નમાવવું, સત્તાના ચરણ ચાંપવા, પોતાની જ પ્રજાને દબાવી રાખવી, અને એ રીતે જે સુરક્ષિતતા પ્રાપ્ત થઈ હોય તેનો ઉપયોગ ભોગવિલાસો વધારવામાં કરતા રહેવું. કહે છે કે એક શ્યામ વર્ણના માણસે પોતાની આજુબાજુ શાલિગ્રામ જેવા કાળા વર્ણના માણસોને નોકર રાખ્યા હતા, જેથી કરીને પોતાનો વાન હમેશાં ઊજળો દેખાય. એ જ રીતે દેશી રાજાઓની રાજપદ્ધતિની સરખામણીમાં અંગ્રેજીનું કાનૂની રાજ હમેશાં સારું જ જણાતું હતું.

સરદાર વલ્લભભાઈએ રાજાઓની આ નબળાઈ જોઈ લીધી. તેમણે એ પણ જોઈ લીધું કે, તેઓ આરામપ્રિય અને સલામતીના ઉપાસક છે. લૉર્ડ વેલેસ્લીએ લશ્કરી સહાયપદ્ધતિથી આ બધા રાજાઓની ચોટલી પોતાના હાથમાં લઈ લીધી હતી. સરદાર વલ્લભભાઈએ ગાંધીજીની સલાહ લઈને એ જ નીતિ પૂર્ણ કરીને પ્રજારાજ્યને મજબૂત બનાવ્યું.

મને ખાતરી છે કે, વલ્લભભાઈને જો સમય મળ્યો હોત તો ગાંધીજીની પદ્ધતિને જ અનુસરીને તેઓ આ રાજાઓનો પુનરુદ્ધાર કરવાની પૂરેપૂરી કોશિશ કરત. આ રાજાઓ ગમે તેવા હોય તોયે આપણા દેશના જ લોકો છે. તેઓમાં વંશપરંપરાથી મળેલા અનેક સદ્‌ગુણો છે. અંગ્રેજોએ એમના સદ્‌ગુણોને દબાવી દીધા અને તેમના દુર્ગુણોને ઉત્તેજન આપ્યું. તેથી તેઓ પોતાની પ્રજાની સ્વતંત્રતા પ્રત્યે ઉદાસીન અથવા પ્રતિકૂળ બની ગયા. પ્રજારાજ્યોને મજબૂત કર્યા પછી આ રાજાઓને પ્રજાની સેવા કરવાની સારી તક આપવી જોઈએ. એમને ગવર્નર વગેરેની જગ્યા આપીને અથવા પરદેશ મોકલીને એમની પાસે સારી સેવા લઈ શકાય. હું માનું છું કે થોડા જ વખતમાં આ નાના મોટા સૌ રાજાઓ ચૂંટણીઓમાં ઊભા રહેશે અને પોતાની તમામ શક્તિ પ્રજાનો વિશ્વાસ સંપાદન કરવામાં વાપરશે. એમની પાસે ધન છે, કંઈક પ્રતિષ્ઠા પણ છે, પરંપરા છે અને પોતાનું કામ પાર પાડવાને માટે કેવી કેવી યુક્તિઓ લડાવવી જોઈએ તેનું જ્ઞાન પણ છે. તેઓ ચૂંટણીમાં ઊભા રહેશે તો આજના ઘણા નેતાઓને તેમનો મુકાબલો કરવો મુશ્કેલ થઈ પડશે. મારો પોતાનો ખ્યાલ એવો છે કે, ચૂંટણીઓ થતા સુધી સરદાર વલ્લભભાઈ જીવતા રહેત તો આ બધા રાજાઓને ચૂંટણીઓમાં ખેંચી લાવત અને તેમને પ્રજાસેવાની નવી દીક્ષા આપત.

નામદાર આગાખાને વિલાયતમાં રહીને જે યોગ્યતા પ્રાપ્ત કરી છે તે જ યોગ્યતા કેટલાક રાજાઓમાં પણ જો તેમની મહત્ત્વાકાંક્ષા જાગ્રત થાય તો આવી

શકે. સરદાર વલ્લભભાઈના ઉત્તરાધિકારીનું મુખ્ય કામ આ બધા રાજાઓને પ્રજાની સેવામાં લઈ લેવાનું રહેશે.

બારડોલીની લડતનો ઇતિહાસ શ્રી મહાદેવભાઈ દેસાઈએ લખ્યો છે. સરદાર વલ્લભભાઈનાં ભાષણોનો સંગ્રહ ગુજરાતીમાં બહાર પડી ચૂક્યો છે. તેમના જીવન-ચરિત્રનો પૂર્વાર્ધ તાજેતરમાં નવજીવન પ્રકાશન મંદિરે બહાર પાડ્યો છે. પિતૃભક્ત શ્રી મણિબહેને આ બન્ને પુસ્તકો માટેની સામગ્રી એકઠી કરી હતી. જીવનચરિત્ર શ્રી નરહરિ પરીખે લખ્યું છે. સરદારશ્રીનું જીવનચરિત્ર લખવા માટે એમના કરતાં વધારે લાયક લેખક ભાગ્યે જ મળત. ગુજરાત બહારના લોકો મણિબહેનને પિતાની તબિયતની સંભાળ રાખનાર તરીકે જ ઓળખે છે. સ્વરાજ્યની લડતના દિવસોમાં મણિબહેને જે તેજસ્વિતા બતાવી છે અને રચનાત્મક કાર્યક્રમમાં પણ જે પ્રગતિ કરી છે તેનું વર્ણન દેશ સમક્ષ મુકાવું જોઈએ. પિતાના અવસાન સુધી તેમણે એકાગ્ર નિષ્ઠાથી પિતાની સેવા કરી. જે દેશને સ્વતંત્ર અને મજબૂત કરવાને માટે પિતાએ પોતાનું આખું જીવન અર્પણ કર્યું તે દેશની ઉજ્જ્વળ સેવા કરવાની તક હવે મણિબહેનને મળવી જોઈએ. તો જ એના વ્યક્તિત્વની સર્વે બાજુઓનો પરિચય દેશને થશે. આ બધી બાજુઓનો પરિચય કર્યા પછી મહાત્માજીએ એક વાર સંતોષપૂર્વક કહ્યું હતું કે, 'મણિ તો ખરેખર મણિ જ છે.'

મહાત્માજી જેમ દેશના વધારેમાં વધારે માણસોને ઓળખતા તેમ સરદાર વલ્લભભાઈ પણ દરેક પ્રાંતના તમામ દેશસેવકોને ઓછાવત્તા ઓળખતા અને કોની પાસે કયું કામ લેવું જોઈએ તેનો નિર્ણય કરી શકતા. એ શક્તિ જેનામાં હશે તે જ હવે સરદાર વલ્લભભાઈની પરંપરા આગળ ચલાવી શકશે.

સરદારના મૃત્યુથી દેશને ભારે ખોટ પડી છે. તેમની સલાહ અને દોરવણી હવે આપણને નહિ મળે. પણ તેમણે જે એક પ્રણાલી પાડી છે તેની મારફત તેઓ દેશની સેવા કરતા રહેશે. સરદાર ગયા; પણ દેશસેવાનો જે ઉજ્જ્વળ આદર્શ તેમણે દેશ સમક્ષ રજૂ કર્યો છે તે ગયો નથી. એ આદર્શને આપણે જરૂર પોષી શકીએ અને મહાત્માજી તથા સરદારનાં સર્વે સ્વપ્નો સિદ્ધ કરવાની પરાકાષ્ઠા પણ કરી શકીએ.

**કાકા કાલેલકર**

(જાન્યુઆરીના 'મંગલ પ્રભાત'માંથી)

श्रीः ।

## 'खादी' वस्त्रोपयुक्तता

कुन्देन्दुदुग्धमुक्ताभा खादी शुभ्रा मनोहरा ।
परिधानेन लोकानां शोभां पुष्णाति कामपि ॥१॥

शुद्धभावस्वरूपा च निर्मलत्वप्रकाशिनी ।
शुचित्वं यथार्थं हि पवित्रमिति गण्यते ॥२॥

समं शीतोष्णकालेषु सूपयुक्तं सुखप्रदम् ।
खादीवेषस्ततो मान्यः सर्वलोकेषु सर्वदा ॥३॥

कार्पासतंतुपुंजस्य हस्तेन पटवापनम् ।
उद्यमासक्तलोकानां व्यवसायश्च सिद्धिदः ॥४॥

कार्पासो जनको यस्याश्चरखा वल्लभः स्मृतः ।
उभाभ्यां लालिता खादी प्रीत्या लोकैश्च धार्यते ॥५॥

खादी बिभर्ति सुषमामतुलां स्वकांत्या
कौषेयवस्त्रमपि सा खलु न्यक्करोति ।
शुद्धस्वभावसरला विमला सतीव
संमानमर्हति जगच्च वशीकरोति ॥६॥

इति शम् ।

**त्र्यंबक महादेव गुणे**

# સરદાર વલ્લભભાઈ પટેલ

**[ અંગત શ્રદ્ધાંજલિ : આચાર્ય કૃપાલાની ]**

સરદાર પટેલના અચાનક મૃત્યુથી દેશને જે મોટી ખોટ ગઈ છે, તેનો ક્યાસ નીકળવાને હજુ વાર છે. મેં 'અચાનક' શબ્દ વાપર્યો છે તેનું કારણ એ છે કે, અગાઉની જેમ આ વખતે પણ તે મુંબઈમાં સાજા થઈ જશે એવી આપણને સૌને આશા હતી. અને વસ્તુતાએ પણ, મુંબઈથી શરૂઆતમાં આવેલા અહેવાલો વિશ્વાસ ઉપજાવે તેવા હતા. ઉંમર અને કીર્તિની બાબતમાં તે ભર્યાભાદર્યા થઈ ને ગયા, એ સાચું છે; અને સામાન્યપણે તો તેથી કરીને આપણે તેમના ગયાનો શોક ન કરીએ. પરંતુ છેવટના અરસામાં રાજવહીવટનાં કામકાજમાં તે એવા અગત્યના માણસ બનતા ગયા હતા, કે ભવિષ્યનો વિચાર કરવા જતાં, તેમની ખોટ આ ઘડીએ ન પુરાય તેવી લાગે છે.

રાષ્ટ્રીય શોકની આ ઘડીએ, હું આ લેખમાં અંગત સૂર કાઢું તો વાચક મને ક્ષમા કરે. કદાચ એ અંગત સૂર જાહેર દૃષ્ટિબિંદુથી પણ તેમના વ્યક્તિત્વ ઉપર કાંઈક પ્રકાશ પાડશે. રાજકીય ક્ષેત્રમાં મારો તેમની સાથેનો સંબંધ આ દેશના જીવતા જાહેર સેવકોમાં સૌથી જૂનો છે. અમદાવાદમાં તે હજુ બારિસ્ટર જ હતા ત્યારે છેક ૧૯૧૭માં તે સબંધ શરૂ થયો હતો. એકલે હાથે પાર પાડી શકાય તે કરતાં વધારે કામકાજ જેને મળતું હોય, તેવા ધીકતા ધંધાવાળા બારિસ્ટરનું સામાન્ય જીવન તે જીવતા હતા. તે દિવસોના ઉચ્ચ અને ફેશનેબલ વર્ગના તે અગ્રણી હતા. થોડા સમય પહેલાં તે ગાંધીજીના સંપર્કમાં આવ્યા હતા. તેમણે પોતે કહ્યું હતું તેમ, તેમના ઉપર ગાંધીજીની પ્રથમ છાપ બહુ સારી નહોતી પડી. અને એ સમજાય તેવું હતું; કારણ કે તે સમયે ગાંધીજીના સંપર્કમાં આવનારા બીજાઓની પેઠે વલ્લભભાઈએ હજુ રાજકારણમાં મન પરોવ્યું ન હતું. પરંતુ ગાંધીજીની જાહેર પ્રશ્નો હલ કરવાની બાબતમાં પણ સચ્ચાઈ અને પ્રામાણિકતા જોઈને થોડા જ વખતમાં વલ્લભભાઈ ખેંચાયા. કારણ કે જાહેરજીવનમાં એ ગુણો તે દિવસોમાં અસામાન્ય જ હતા થોડા વખત બાદ જ ખેડા જિલ્લામાં ખેડૂતોની લડત આવી. સત્તાવાળાઓ સાથે અથડામણ ઊભી થઈ. પરંતુ ગાંધીજી ચંપારણમાં રોકાઈ ગયા હતા, એટલે ખેડાની લડત સરદાર વલ્લભભાઈ અને શ્રી શંકરલાલ બેંકરની દોરવણી હેઠળ મૂકવામાં આવી. પોતાની 'આત્મકથા'માં ખેડાની લડતના થયેલા લાભનો ઉપસંહાર કરતાં ગાંધીજી સરદાર વિષે લખે છે : "વલ્લભભાઈએ પોતાને આ લડતમાં ઓળખ્યા એ એક જ જેવુંતેવું પરિણામ નહોતું."

મેં વલ્લભભાઈને અમદાવાદમાં જોયા હતા. હવે મેં તેમને ખેડામાં કામ કરતા જોયા. કોઈ માણસ તદ્દન ઊલટી જ દિશામાં પોતાના જીવનને એકદમ વાળી દઈ શકે, અને જાણે પહેલેથી તે જાતના જીવનમાં જ જન્મ્યો હોય તે રીતે તેમાં રાચી શકે — એવું તો મેં ફક્ત ધાર્મિક સંતોના ઇતિહાસમાં જ વાંચ્યું હતું. આ પણ હૃદયપલટાનો જ દાખલો હતો. અમદાવાદના ફોજદારી ગુનાઓનું કામ કરતા ફેશનેબલ અને આગેવાન ધારાશાસ્ત્રીએ ખેડા જિલ્લામાં પહોંચતાંની સાથે પોતાની જીવનસરણી છેક જ બદલી નાખી. સામાન્ય લોકોમાં તે તેમના જેવા થઈને રહ્યા. આશ્રમમાં તૈયાર થયેલો કે ગામડિયાઓનાં ગરીબ ઘરોમાં મળેલો સાદો ખોરાક તે ખાતા; પોતાનાં કપડાં જાતે જ ધોતા; અને દિવસના પંદરથી વીસ માઈલ પગે ચાલીને ફરતા; અને છતાં પોતાનો હંમેશનો ટોળટપ્પો અને ચેપી નીવડતું પોતાનું હાર્દિક હાસ્ય તે કાયમ રાખી શક્યા હતા.

તેમની સાથેના મારા પહેલવહેલા એ સંપર્કની આ વાત થઈ. ત્યાર પછી તો અમે બાપુની આગેવાની હેઠળની સામાન્ય લડતમાં ઉત્તમ દોસ્ત બની રહ્યા. તેમણે મને અમદાવાદ જઈ ગૂજરાત વિદ્યાપીઠનું કામ સંભાળી લેવા તથા ગોઠવી આપવા આમંત્ર્યો. હું બાર વર્ષ સુધી કોંગ્રેસનો મહામંત્રી રહ્યો ત્યારે તે મારા ઉત્તમ સાથી અને સલાહકાર બની રહ્યા. જ્યારે જ્યારે તેમને મારી જરૂર પડતી ત્યારે તે મને બોલાવતા; અને એમ વારંવાર બનતું. જ્યારે જ્યારે હું મુંબઈ જતો ત્યારે હું તેમનો મહેમાન બનતો. અને જ્યારે જ્યારે તેમને અલ્લાહાબાદ આવવાનો પ્રસંગ ઊભો થતો, ત્યારે

તે મારા મહેમાન બનતા. હું એમ માનું છું કે રાજકારણી વર્તુળોમાં અમે સૌથી નિકટના દોસ્તો હતા, અને એ બીના ચોતરફ જાણીતી હતી તથા સમજવામાં આવતી હતી. આવું ૧૯૧૭થી ૧૯૪૭ સુધી એટલે ત્રણ દશકા સુધી ચાલ્યું. અંગત મૈત્રીમાં પણ આ ગાળો લાંબો ગણાય. આજે જ્યારે તે નથી, ત્યારે સેંકડો વાતો મારી સ્મૃતિમાં ઊભરાય છે. પણ મારે એ લોભ જતો કરવો જોઈએ.

૧૯૪૭માં તેમના ઉપર આઝાદ ભારતમાં હોદ્દાની જવાબદારીનો ભાર આવી પડ્યો. ત્યારે અમારી વચ્ચે રાજકીય મતભેદો ઊભા થયા. ક્રાંતિ વખતે સાથીઓ તરીકે અને ભેગા કામ કરનારાઓ તરીકે એક રહેલા લોકોમાં, ક્રાંતિ સિદ્ધ થયા બાદ, રાષ્ટ્રીય પુનર્રચનાના સવાલોની બાબતમાં મતભેદ પડે, એ વસ્તુ ઇતિહાસમાં અસામાન્ય નથી. હિંસક ક્રાંતિઓમાં તો એવું બને છે કે હોદ્દા ઉપર આવેલા લોકો પુનર્રચનાની બાબતોમાં પોતાનાથી જુદા પડતા અગાઉના સાથીઓને સામાન્ય રીતે 'ભૂંસી' જ નાખે છે. નવું તંત્ર હજુ દૃઢપણે સ્થપાયું હોતું નથી, અને તેથી તે કોઈ જાતનું જોખમ વહોરવા તૈયાર થતું નથી. આપણી ક્રાંતિ તો અહિંસક અને લોકશાહી ઢંગની હોવાથી એવું કાંઈ બનવાનો સંભવ નહોતો. છતાં, દૃષ્ટિબિંદુઓમાં તફાવત હોવાને કારણે કશો વિચ્છેદ કે ખેંચાતાણ ઊભાં ન થાય, તો જ નવાઈભરેલું ગણાય. વલ્લભભાઈ કામગરા માણસ રહ્યા; અને તેમની વધતી જતી ઉંમરની દૃષ્ટિએ જોતાં તેમના ઉપર કામનો બોજો વધારેપડતો રહે. સરખામણીમાં હું છૂટો માણસ ગણાઉં. પરંતુ હું તેમની તથા વડા પ્રધાનની ટૂંકી તથા અનિશ્ચિત ફુરસદની કિંમત સમજતો, અને તેથી જવલ્લે જ વલ્લભભાઈને મળવા જતો. પણ હું માનું છું કે, અમે આમ એકબીજાથી છૂટા પડતા જતા હતા તેનું તેમને તેમ જ મને અંગત દુઃખ રહેતું. જ્યારે જ્યારે પ્રસંગ મળતો ત્યારે મિત્રો સમક્ષ તે પોતાનું દુઃખ ઘણી વાર પ્રગટ કરતા. હું જવલ્લે જ એમ કરતો. પણ હું માનું છું કે, મને પણ એ દુઃખ એમનાથી ઓછું ન હતું. પણ દેશ તો કામ માગનાર કપરો માલિક છે; અને તેમાંય જેઓએ દશકાઓથી પોતાનું સર્વસ્વ તેની સેવામાં હોમી દીધું હોય, અને જેમનું દેશના જીવન બહાર બીજું જીવન જ ન હોય, તેવાઓને માટે તો તે ખાસ કપરો માલિક છે. પોતાને લાગતા દેશના હિત આગળ તેવા પુરુષો માટે અંગત સંબંધો ગૌણ બની રહે છે. આ વસ્તુ ગાંધીજીના જીવનમાં સ્પષ્ટ દેખાતી હતી. અલીભાઈઓને તે જાહેરમાં પણ સગા ભાઈ કહેતા. પરંતુ જ્યારે મતભેદો ઊભા થયા, ત્યારે અંતરની લાગણી તો કાયમ જ રહેવા છતાં, તે વસ્તુ તે મોંએ કહેતા નહીં. તેઓ મળતા પણ જવલ્લે જ.

એ બધું ગમે તે હોય; છતાં સર્વસંહારક મૃત્યુની સમક્ષ તો બધા મતભેદો અને ચર્ચાઓ પૂરાં થાય છે. મારા દાખલામાં જે બાકી રહે છે, તે તો જેને ફરી સદેહે જોવાના નથી તેવા વડીલ મિત્ર માટેનો જૂનો પ્રેમ અને આદર. પરંતુ તેમનું કાર્ય ભવિષ્યમાં રહેવાનું છે. તે ઉત્કટ સંકલ્પશક્તિવાળા અને દૃઢનિશ્ચયી માણસ હતા; અને એ ગુણો જ ચારિત્ર્યના સારભૂત છે. એ મહાન સંગઠનકાર હતા અને એકનિશ્ચયી લડવૈયા હતા. પોતે પ્રિય માનેલી કોઈ પણ વસ્તુને તે એક ક્ષણમાં તજી શકતા. તેથી, જેઓ તેમને ઓળખતા નહીં તેવાઓને તે કડક અને લાગણી વિનાના લાગતા. પણ તેમના ઘડતરમાં નરમાશ અને લાગણીમયતાની પણ એક સેર હતી, જેને તે થોડાક પસંદગીના માણસો સિવાય બીજાઓ આગળ કાળજીથી ગુપ્ત રાખતા. હું એ મહાન લડવૈયા, સંગઠનકાર અને દેશાભિમાની પુરુષની સ્મૃતિમાં મારાં આદર તથા શ્રદ્ધાંજલિ અર્પું છું.

**જય હિંદ !**

# બાપુને

બાપુ, જો તમે અમને કમજોર, ગરીબ, અજ્ઞાની અને ગુલામ છોડીને જાત તો, જ્યાં સુધી અમે બળવાન, તવંગર, જ્ઞાની અને આઝાદ ન થયા હોત ત્યાં સુધી, ઓછામાં ઓછા એટલા દિવસ અમે જરૂર તમારી અહિંસા પાળતા રહ્યા હોત, અને આજે અમારામાંથી ઘણા લોકોમાં જે સેંકડો બૂરાઈઓ જડ ઘાલીને બેઠી છે તેનાથી અમે દૂર રહેત. અને જે થોડા ઘણા એ બૂરાઈઓમાંથી બચેલા છે તેમનામાં પણ આજે તે પોતાની જડ ઘાલવા મથી રહી છે. તમે હતા ત્યારે નિઃશંક અમે બેહદ મહેનત કરી, તકલીફો ઉઠાવી. પણ એ સમજાતું નથી કે, એ તકલીફ ઉઠાવવાની પાછળ તમારો અમને ડર હતો કે સમાજનો ડર હતો અથવા તો બીજા દેશો અમને વઢશે કે તિરસ્કારશે એનો ખ્યાલ હતો. જો અમે દિલના ઉમંગથી એ પ્રકારની મહેનત કરી હોત, જેને આજે આપણે તપસ્યા કહીએ છીએ, તો અમે આજે આવી અવદશામાં ન હોત અને અમને પોતાને જ દોષિત ઠરાવવાની જરૂર ન રહેત. પોતાની મહેનતથી પ્રાપ્ત કરેલી ચીજોનો ઉપયોગ કંઈ જુદો હોય છે અને દાનમાં કે વારસામાં મળેલી ચીજોનો જુદો હોય છે. બાપે આપેલા દુશાલાથી પોતાની કમાઈમાંથી ખરીદેલા જોડા લૂછવાની વાત કોણ જાણતું નથી?

અમે લોકો પણ આજે તમારાં તપ, ત્યાગના બળથી મળેલા સ્વરાજની સાથે જે વ્યવહાર કરી રહ્યા છીએ, એ જોઈને બીજા લોકો જો અમારી તરફ આંગળી ચીંધે, તો કદાચ તમે પણ એ સહન ન કરી શકો. પરંતુ બાપુ, સાચી વાત તો એ છે કે, લોકો ભલે અમારી તરફ કેટલીયે આંગળી ચીંધે, તોયે અમે એની જરાયે પરવા કરતા નથી. તેથી તમે એમ ન માનશો કે અમે ચીકણા ઘડા જેવા છીએ અને અમારા પર ટીપાં બાઝી શકતાં નથી. અમે તો જે કામમાં લાગ્યા છીએ તેમાં સાચા દિલથી લાગ્યા છીએ અને અમારી સામે હંમેશ એ જ બે વાત રહે છે કે, કઈ રીતે અમે અમારા દેશને દુનિયાની નજરે ઊંચો લાવીએ અને કઈ રીતે, હે રાષ્ટ્રપિતા, તમને દુનિયામાં પૂજ્યપાત્ર બનાવીએ. આ બે કામ કંઈ ઓછા મહત્ત્વનાં નથી. એમાં લાગેલા હોવાથી જો અમે સત્ય અને અહિંસાને બિલકુલ ભૂલી જઈએ તો અમે શું બૂરું કરીએ છીએ? સત્ય અને અહિંસાથી પણ એ જ થાય છે કે દેશ ખ્યાતિ પામે અને તમારું નામ જગતમાં ઉજ્જવળ થાય. પરંતુ આ બે કામ સત્ય અને અહિંસા વિના થઈ રહ્યાં છે તો પછી અમારી તરફ જે લોકો આંગળી ચીંધે છે તે એમની ભૂલ છે કે આંગળી ચીંધનારાઓની અમે પરવા કરતા નથી એ અમારી ભૂલ છે? બાપુ, હવે તમે જ સમજી લેજો કે, અમે ચીકણા ઘડા છીએ કે કોરા.

બાપુ, તમે અમને એક બહુ મોટા દેશનું રાજ્ય સોંપી ગયા, એક બહુ મોટી મજબૂત સરકારને હાંકી કાઢવાનો જશ આપી ગયા, સત્તર અબજની લેણદારીની શાહુકારી અમારા હાથમાં સોંપી ગયા, અને અમને આઝાદ બનાવી ગયા. એટલું જ નહિ પણ અમારા પગમાં ખૂંચનારા કાંટાઓનો પણ નાશ ન કરીને અમારા મકાનના એક ખૂણામાં નાખી ગયા. તો પછી તમે જ કહો કે, આ સિવાય અમે કયા કામમાં લાગી શક્યા હોત જેથી તમે સોંપી ગયેલાં આ બધાં સુખોનો પૂરેપૂરો આનંદ અનુભવી શકીએ? કયો બાપ પોતાના દીકરાઓને આ રીતે સુખ ભોગવતા જોઈને સુખી ન થાય? તો પછી કોણ જાણે કેમ કેટલાક મૂર્ખ લોકો આખો વખત બબ્યા કરે છે.

આજે જો અમે ફાટેલાં કપડાં પહેરીને તૂટેલી ઝૂંપડીમાં રહેવા લાગીએ તો શું પેલા આંગળી ચીંધનારાઓ એમ કહીને અમને બદનામ ન કરત કે, જુઓ, આ લોકોનો બાપ એમને માટે આટલું બધું મૂકી ગયો છે તોયે તેઓ આવી બૂરી દશામાં રહે છે? આવા ઉદાર બાપના આવા કંજૂસ દીકરાઓ! એટલું જ નહિ પણ એ આંગળી ચીંધનારાઓ અમારાં ફાટેલાં કપડાં અને તૂટેલી ઝૂંપડી જોઈને એવો આક્ષેપ પણ કરે કે, જુઓ, આવા ભલા બાપના છોકરાઓ એવા પાક્યા કે બાપની આંખ બંધ થતાં જ બધું ધન જુગારમાં ગુમાવી બેઠા અથવા બીજી કોઈ રીતે ઉડાવી દીધું. બાપુ, તમે તો એ જાણો જ છો કે, આ દુનિયા અમને કોઈ પણ રીતે જંપીને રહેવા દેશે નહિ. એટલે અમે એ સારું નથી 'કર્યું' કે, અમે એમની કનડગત તરફ ધ્યાન જ આપતા નથી?

બાપુ, તમે જ વિચારો કે, આ અબજોની સંપત્તિવાળા, અસંખ્ય મિલોવાળા, ભર્યાંભર્યાં ખેતરોવાળા અને દૂધ ઘીની — ઘીની નહિ, બનાવટી ઘીની — નદીઓવાળા દેશમાં લોકો ભૂખે મરી રહ્યા છે એવો શોર મચાવવો, એ અમને બદનામ કરનારો નથી શું? તમે આવા પાગલ લોકોની તરફ જરાયે ધ્યાન ન આપશો. તમે જ વિચારો કે, અમે દસ અબજ રૂપિયાની નોટો આખા હિંદુસ્તાનમાં ફેલાવી દીધી છે. હવે જો એને ઉડાવવાની કોઈ તકલીફ પણ ન લે અને ભૂખે મરે તો એમાં અમારો શો દોષ? બાપુ, તમે જ વિચારો કે, જો અમે કોઈને નાહવા માટે સમુદ્રમાં નાખીએ અને તેના પેટમાં પાણી ભરાઈ જવાથી તે મરવા પડે અને પછી તે ડૂબીને મરવાનો શોર મચાવે, તો એ જૂઠી વાત થશે કે નહિ? એવી જ રીતે આ ભર્યાભાદર્યા દેશમાં આળસુ લોકો જ ભૂખે મરી જવાનો શોર મચાવે છે, મહેનતુ નહિ. તેમ જ કાપડની અનેક મિલોવાળા દેશમાં નવસ્ત્રા રહેવાની શી જરૂર? અથવા જો કોઈ એવી હાલતમાં રહે તો એમાં એનો જ દોષ છે. હાં, અમે એક બીજી વાત પણ કહેવા માગીએ છીએ કે, જ્યારે અમારો દેશ અન્નથી ભરપૂર છે ત્યારે અમે બહારથી અનાજ શા માટે મગાવીએ છીએ? એનું ખરું રહસ્ય તમે જાણો તો છો જ, પણ અહીં અમે અમારી તરફ આંગળી ચીંધનારાઓને માટે દર્શાવવા માગીએ છીએ કે, જે દેશોમાં અનાજ ન ખપવાથી બરબાદ થઈ જાય છે એમના પર દયા લાવીને અમે બહારથી અનાજ મગાવીએ છીએ અથવા એવી ગરજે મગાવીએ છીએ કે જો ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળે તો એ અનાજ અમને ખૂબ કામમાં આવશે. આ વાત પેલા આંગળી ચીંધનારાઓ સમજતા કે વિચારતા નથી, ન તો તેઓ રાજ્યની કુનેહથી વાકેફ છે; માત્ર શોર મચાવવાનું અને આંગળી ચીંધવાનું જાણે છે.

બાપુ, જે ઘરમાં દરેકને મન ફાવે તે લઈને ખાવાની સ્વતંત્રતા હોય તે ઘર કેટલું સુખી હોવું જોઈએ! બાપુ, તમે તો જેલમાં રહ્યા છો, તમે જાણો જ છો કે ત્યાં બીડીનું એક બંડલ એક શેતરંજીના બદલામાં મળે છે. અને એથી શું કોઈ કદી દુઃખી થાય છે? તે તો એ શેતરંજી આપીને પણ બીડીનું એક બંડલ ખરીદવા તૈયાર હોય છે. આજે ભારત એક ઘર જેવું બની ગયું છે. બધા જ ભારતના માલિક છે. આજે કોઈ બે ગણા કે ચાર ગણા દામ આપીને પોતાની જરૂરિયાતની ચીજ ખરીદે છે અને ખુશ થાય છે. અને ઘરોમાં શું એવું નથી થતું કે, બાપ પોતાના છોકરાને એક રૂપિયો આપીને એક જલેબી લે છે અને મા બે રૂપિયા આપીને પોતાની દીકરી પાસેથી એક ઢીંગલી ખરીદે છે અને ભાઈ પાંચ રૂપિયા આપીને પોતાની નાની બહેન પાસેથી એણે બનાવેલી માટીની એક પૂરી વેચાતી લે છે? બસ, એ જ પ્રકારનો આનંદ આજે તમે બનાવેલા ભારત-ઘરમાં થઈ રહ્યો છે. કેટલાક પાગલ લોકો એને ચોરબજાર કે કાળાં બજાર કહે છે, જાણે કે એ લોકો બધો ઢંગ ભૂલી ગયા હોય.

બાપુ, ઘરમાં જૂઠું બોલવું એ કંઈ જૂઠું બોલેલું કહેવાય? જૂઠી વાર્તાઓ સંભળાવીને અમે ખુશ થઈએ છીએ અને સાંભળનારાં બાળકો સાચું હસે છે અને કોઈ કોઈ તો એમાંથી મોટી શિખામણ પણ લે છે. આવું જૂઠું બોલવું એ જૂઠું બોલેલું ન કહેવાય. એ સત્ય કરતાં પણ વધારે કામની ચીજ છે તેથી તે સત્ય જ છે. ઘરમાં કરેલી ચોરીને કોઈ ચોરી માને છે ખરું? માખણ-ચોર ભગવાનના દેશમાં આપસમાં કરેલી ચોરીને ચોરી કહેવી એ નાસ્તિકતા નહિ તો શું છે? બાપુ, અમારી તરફ આંગળી ચીંધનારા પાકા નાસ્તિક છે અથવા તો પાગલ છે.

બાપુ, હવે એ વાત કહેવાની બાકી રહી કે, અમારો કોઈ મોટો નેતા અથવા તમારી આસપાસ રહેલો કોઈ નેતા, કાળાં બજાર સામે શોર મચાવી મૂકે છે અને સાથે સાથે એમ પણ કહે છે કે, અમે કાયદા પસાર કરીને આ કાળાં બજારનો જલદી અંત લાવીશું. એથી તમે એમ ન માની બેસતા કે, ભારતમાં સાચેસાચ આવાં કાળાં બજારો ચાલી રહ્યાં છે જે બૂરાં છે અને જેનાથી દૂર રહેવું જોઈએ. પણ બાપુ, કૃષ્ણને દહીં ચોરતા જોઈને જસોદા શોર મચાવતાં હતાં અથવા આજેય હરેક ઘરમાં મા પોતાનાં બાળકોને છાનાંમાનાં કબાટ ખોલીને બિસ્કિટ ચોરતાં જોઈને શોર મચાવે છે, એને જેટલું મહત્ત્વ આપવામાં આવે એટલું જ મહત્ત્વ અમારા નેતાઓના શોરને તમે આપજો. ખરી રીતે આવા પ્રકારના શોર કે

ગુસ્સાની પાછળ બેહદ પ્રેમ રહેલો હોય છે. આ વાત બાળકો પણ સમજે છે અને તમે તો જાણો જ છો. ભારતની આજની સરકાર કોઈ અંગ્રેજી સરકારની પેઠે ખોટાં માબાપ નથી બની. તે તો સાચા અર્થમાં માબાપ છે. તેની દરેક ધમકીની પાછળ બેહદ પ્રેમ છુપાયેલો છે. તેથી તો અમે નીડર બનીને અમારી એ રમતમાં રચ્યાપચ્યા રહ્યા છીએ, જેને લોકો કાળાં બજાર કહે છે.

બાપુ, અમે તમારા અનુયાયી છીએ એટલે કે તમારી પાછળ પાછળ રહેનારા છીએ. તમે જીવત-જાગત જે કામ કરી ગયા તેની નકલ કરીને જો અમારામાંથી ઘણા એવું જ કામ કરે તો તે તમારા કરતાં આગળ વધી જાય. અને એવી બેઅદબી અમે શી રીતે કરીએ? અને તમે પણ કદાચ એવી બેઅદબીને સહી ન શકો. લોકો અમને વર્ણભેદ કરીને લગ્ન કરવા કહે છે, એથી તો અમે તમારાથી આગળ વધી જઈએ. જે તમે કરી ગયા અથવા જે તમારી સામે થઈ ગયું એ ઠીક છે, અમને એ કબૂલ છે. પરંતુ અમે પાછળ ચાલનારા હોવાથી, તમારા અનુયાયી હોવાથી તમારાથી આગળ શી રીતે જઈ શકીએ? કોણ જાણે કેમ, ભારત-વાસીઓ આ નાનકડી વાતને શા માટે સમજી શકતા નથી અને આખો વખત અમને નિષ્કારણ પજવે છે.

બાપુ, તમે અમને સુખમય છોડી ગયા છો અને સુખ છોડીને હવે અમે દુઃખમાં પડીએ અને તમને દુઃખી કરીએ એવું અમારાથી ન થઈ શકે. આ આંગળી ચીંધનારા લોકો અમને દુઃખમાં ધકેલીને તમને દુઃખી કરવાની વાત વિચારી રહ્યા છે. અમને એટલો વિશ્વાસ તો છે જ કે, તમે એ લોકો તરફ જરાયે ધ્યાન આપશો નહિ.

પરંતુ એટલાથી કામ ચાલશે નહિ. તમારે તમારી અનંત શક્તિથી એ લોકોનાં મન પણ બદલાવવાં પડશે અને એ લોકોને એવા બનાવવા પડશે કે તેઓ તમારી પૂજા કરતા કરતા અમારા પર એટલો પ્રેમ રાખતા થાય કે અમે આ દુનિયાને છોડીને જઈએ ત્યારે તમારાં ચરણ આગળ ક્યાંક અમને પણ જગા આપીને એ જ રીતે અમારાં ગીતો ગાતાં રહે, જેમ આજે અમે તમારાં ગાઈએ છીએ.

બાપુ, અમે નિર્દોષ છીએ. અમારું દિલ સાફ છે અને એટલી જ સચ્ચાઈથી અમે બોલીએ છીએ:

'મહાત્મા ગાંધીજીની જય!'

૩૦–૧૧–'૫૦ **ભગવાનદીન**

(હિંદી 'નયા હિંદ'ના જાનેવારી અંક પરથી)

# સરકારને સીધા પ્રશ્નો

૧. માધ્યમ: માધ્યમિક શાળાઓમાં શિક્ષણનું માધ્યમ માતૃભાષા હોવું જોઈએ એ સિદ્ધાંતનો સરકારે સ્વીકાર કર્યો છે કે હજીયે તે ચર્ચાને તબક્કે છે? જો એ સહજ-સિદ્ધાન્તનો સ્વીકાર થયો હોય, તો ગયા વરસના અંતે સરકારે વિષયવાર નવા અભ્યાસક્રમોની જે યાદી મોકલી છે, તેમાં માતૃભાષાના અભ્યાસક્રમની યાદીની શરૂઆતની લીટીઓમાં 'માતૃભાષા હવે ઘણીખરી શાળા-ઓમાં માધ્યમ હશે' એમ શા માટે આપવામાં આવ્યું છે? માતૃભાષા દ્વારા શિક્ષણ ન આપે એવી કઈ શાળાઓ આ લખાણમાં અભિપ્રેત છે? ઇતરભાષી પ્રદેશમાં રહેતા વિદ્યાર્થીઓને પ્રાદેશિક ભાષાઓ દ્વારા શીખવાનું રહેશે એવું અભિપ્રેત છે? તો માતૃભાષા કે પ્રાદેશિક ભાષા માધ્યમ બનશે એમ સ્પષ્ટ કેમ ન કરાયું? કે પછી અંગ્રેજી માધ્યમ પણ રાખી શકાય એવી એમાં છૂપી જોગવાઈ રાખવામાં આવી છે? આનો લાભ (કે ગેરલાભ?) લઈ મુંબઈની કેટલીક શાળાઓ હજીયે આઠમા ધોરણમાં અંગ્રેજી માધ્યમ ટકાવી રાખવા પ્રયત્ન કરે છે એ સરકાર જાણે છે? ન જાણતી હોય તો ઇન્સ્પેક્ટરો શું કરે છે? તેમણે એ માહિતી મેળવવાનો પ્રયત્ન સરખોયે કર્યો છે? શિક્ષણનું માધ્યમ માતૃભાષા – કે પ્રાદેશિક ભાષા – જ રાખવું જોઈશે એવો સ્પષ્ટ આદેશ આપવામાં શી ગંભીર મુશ્કેલીઓ નડે છે? જેનો સામનો ન જ થઈ શકે એવી એ મુશ્કેલીઓ છે?

૨. 'ઇંગ્લિશ ટિચિંગ' શાળાઓ: આ શાળાઓની

રીતરસમથી સરકાર વાકેફ છે? સરકારે ત્રણ વર્ષોની મુદ્દત આપેલી તે આ વર્ષે પૂરી થાય છે. છતાં મુંબઈની આવી અનેક શાળાઓ, જેની માતૃભાષા અંગ્રેજી ન હોય એવા વિદ્યાર્થીઓને ગમે તે ધોરણમાં દાખલ કરે છે, એ સરકાર જાણે છે? જાણતી હોય તો પોતાના આદેશનો આ છડેચોક થતો ભંગ અટકાવવા તેણે કશાં પગલાં લીધાં છે? નથી લેવાયાં તો શા માટે? અંગ્રેજી માટેનો જેનો મોહ પૂર્વવત્ કાયમ રહ્યો છે એવા આવી શાળાઓના આચાર્યોથી કે તેમાં ભણવા મોકલનાર માબાપોથી? છેક નીચેનાં ધોરણોમાં પણ બિન-અંગ્રેજીભાષી વિદ્યાર્થીઓને દાખલ કર્યા પછી તેમને માટે અંગ્રેજી માધ્યમ ક-ખથી માંડી ઠેઠ સુધી રાખવા સ્વાભાવિક રીતે જ આવી શાળાઓ કટિબદ્ધ થશે ત્યારે સરકાર શો જવાબ આપશે? શું કરી શકશે? આવી શાળાઓ ઉપરાંત મુંબઈમાં ધનિક વિસ્તારોમાં આવી શાળાઓની પોષક અનેક નાની નાની અંગ્રેજી નિશાળો ચાલે છે જ્યાં બિન-અંગ્રેજીભાષી સેંકડો વિદ્યાર્થીઓને શરૂઆતથી જ અંગ્રેજી દ્વારા શિક્ષણ અપાય છે તે સરકાર જાણે છે? ન જાણતી હોય તો ઇન્સ્પેક્ટરો શું કરે છે? આંખમિચામણાં કરે છે? શા માટે? 'હવેથી જેની માતૃભાષા અંગ્રેજી ન હોય તેવા કોઈ વિદ્યાર્થીઓને કોઈ પણ સંયોગોમાં આવી શાળાઓ દાખલ કરી શકશે નહિ, અને જો દાખલ કરે તો તેમને માટે માતૃભાષા માધ્યમની જોગવાઈ તેમણે કરવી પડશે'—એવો સ્પષ્ટ આદેશ ન આપવો જોઈએ? અંગ્રેજીના મોહવાળાં કોઈ બિન-અંગ્રેજીભાષી માબાપ 'મારા પુત્ર કે પુત્રીની માતૃભાષા અંગ્રેજી છે' એમ લખી આપશે (જેનો મુંબઈ જેવાં શહેરોમાં ઘણો સંભવ છે), તો તેમને અંગ્રેજી માધ્યમની છૂટ રહેશે? આવી છટકબારી શા માટે?

૩. પ્રશ્નપત્રો : માધ્યમિક શાળાન્ત પરીક્ષાના પ્રશ્નપત્રો અંગ્રેજીમાં જ છપાતા હોવાથી હજારો વિદ્યાર્થીઓને દરેક વિષયની બેવડી પરિભાષા શીખવી પડે છે અને પ્રશ્નની ભાષા ને પરિભાષાની મૂંઝવણને લીધે તેમને ઘણી વાર ખૂબ ખમવું પડે છે એનો ખરો ખ્યાલ સરકારને છે? 'પ્રશ્નપત્રો પ્રાદેશિક ભાષાઓમાં પણ છાપવાની જોગવાઈ કરવા સરકાર સક્રિય વિચારણા ચલાવી રહી છે'—એવું લખાઈ આવ્યું છે: એ વિચારણા પૂરી થતાં કેટલાંક વર્ષો લાગશે? એ વિચારણા હાલ કયે તબક્કે છે?

૪. સમગ્ર અભ્યાસક્રમ : દસમી ને અગિયારમી શ્રેણીનો અભ્યાસક્રમ હજુ મળ્યો નથી. પણ તે આઠમી ને નવમી શ્રેણીના અનુસંધાનમાં જ હશે એમ માની લઈએ. દરેક વિષયની નિષ્ણાતસમિતિ એમ માને કે, અમારા વિષય પરત્વે વિદ્યાર્થીએ આટલું તો શીખવું જ જોઈએ. પણ વિદ્યાર્થીના સમગ્ર અભ્યાસક્રમ પર તેની શી અસર થશે તે વિષે માધ્યમિક શિક્ષણ બોર્ડે કે પ્રાન્તીય શિક્ષણ બોર્ડે ઝીણવટભર્યો વિચાર કર્યો છે? અને અંતે તો જવાબદારી સરકારની જ છે, ને સરકાર પાસે તો ઘણા નિષ્ણાતો પડ્યા છે. તેમણે આ વિષે વિચાર કર્યો છે? આટલો ભારે અભ્યાસક્રમ વિદ્યાર્થી પાર કરી શકશે? કે પછી વિદ્યાર્થીઓએ આગળની માફક જ હજુ પણ ગોખણપટ્ટી કરી કાચુંપાકું પુસ્તકિયા જ્ઞાન મેળવી ઉપર ધકેલાયા જવું? આમાં પાઠ્યેતર પ્રવૃત્તિઓ, સમાજશિક્ષણ, શારીરિક શિક્ષણ એ બધાંને યોગ્ય સ્થાન આપી શકાશે! કે દેખાવ પૂરતું અપાય તો બસ છે—ચાલશે? સમગ્ર અભ્યાસક્રમ પર વિચારણા ચલાવવા નિષ્ણાતોને બદલે તે તે ક્ષેત્રમાં—તે તે થરમાં—કામ કરતા બિચારા શિક્ષકોનો કદીયે ભાવ પુછાશે ખરો? કે નિષ્ણાતોના અભિપ્રાયો ઉપર જ ગાડું ગબડ્યા કરશે ને ૪૦–૪૫ ટકા પરિણામ આવે તો ઘણું સંતોષકારક કામ થયું લેખાશે?

આ પ્રશ્નો પર અધિકારી વર્ગ ચર્ચા ચલાવશે? ઉપર દર્શાવેલી કઢંગી પરિસ્થિતિઓ પરત્વે કાંઈ તપાસ થશે? કે ગાડું પૂર્વવત જ ગબડ્યા કરશે?

**અરવિંદલાલ લ૦ મજમુદાર**

[માધ્યમિક શિક્ષણમાં પ્રદેશભાષાના માધ્યમનો સિદ્ધાંત સ્વીકાર્યા છતાં તેમા પ્રગતિ નથી થતી, એ સરકાર સામે ફરિયાદનું સાચું ને સબળ કારણ છે. તે અંગે અનુભવીના આ સવાલો સરકારે જ નહીં, પ્રજાએ પણ ઉગ્રતાભેર ચર્ચીને સરકાર પાસે તોડ કઢાવવો જોઈએ. સરકારી શિક્ષણ ખાતાની મંદતા અહીં અફસોસજનક ગણાય. —મં૦]

# 'હિંદી' વિષે ચોખવટ

[ 'લોકમત,' નડિયાદ,ના દીપોત્સવી અંકમાં શ્રી 'શેખર' ઉપનામથી એક ભાઈએ લેખ લખેલો, તેના જવાબરૂપે મેં નીચેનો પત્ર તેના તંત્રીને લખી, એ પ્રસિદ્ધ કરવા વિનંતી કરેલી. તે હજી સુધી તેમાં પ્રગટ થયો નથી, અને મુદ્દો એવો છે કે તેની ચોખવટ થવી જોઈએ; તેથી આ જવાબ અહીં પ્રગટ કરવામાં આવ્યો છે. — મ૦ ]

શ્રી. તંત્રી,
લોકમત, નડિયાદ.

એક મિત્રે આપના દીપોત્સવી અંકમાં બહાર પડેલો હિંદી-હિંદુસ્તાની વિષેનો શ્રી 'શેખર'નો લેખ મોકલી તે તરફ મારું ધ્યાન ખેંચ્યું. તે લેખ જોઈને લાગ્યું કે, તેમાં હકીકતે જે ખોટી વાતો નાખી છે તે પૂરતો જવાબ આપવો જોઈએ.

ભારતના બંધારણમાં 'હિંદી' નામવાળી ભાષા એ કલ્પી છે, એ તો કોઈ પણ માણસ જો બંધારણ જોશે તો જણાય એમ છે. અને રાષ્ટ્રભાષાનું નામ હિંદુસ્તાની પણ છે, એવો ઇસારો તેની ૩૫૧મી કલમમાં પણ કરેલો છે. ઉપરાંત, કઈ ભાષાને બંધારણ રાજભાષા માને છે તે પણ તેમાં બતાવ્યું છે.

એ કલમ જ નીચે ઉતારું છું.

"સંઘની એ ફરજ રહેશે કે, તે હિંદીના પ્રચારને આગળ વધારે; અને તે ભાષાનો એવો વિકાસ કરે કે જેથી હિંદની એક સમાસરૂપ એવી જે સંસ્કૃતિ તેનાં બધાં તત્ત્વોને વ્યક્ત કરવાના વાહન તરીકે તે કામ દઈ શકે; અને તેના મૂળ રૂપમાં દખલ દીધા વિના, હિંદુસ્તાનીમાં અને યાદી નં. ૮ માં જણાવેલી ભારતની બીજી ભાષાઓમાં વપરાતી લઢણો, શૈલી તથા પ્રયોગો અપનાવીને તથા જ્યાં જ્યાં આવશ્યક કે ઇષ્ટ લાગે ત્યાં બધે પોતાના શબ્દભંડોળને માટે મુખ્યત્વે સંસ્કૃતમાંથી અને ગૌણપણે બીજી ભાષાઓમાંથી શબ્દો લઈને, તેની (હિંદીની) સમૃદ્ધિ સાધે."

યાદી નં. ૮ માં નીચેની ભાષાઓ ગણાવી છે:—

૧. આસામી, ૨. બંગાળી, ૩. કન્નડ, ૪. ગુજરાતી, ૫. હિંદી, ૬. કાશ્મીરી, ૭. મલયાલમ, ૮. મરાઠી, ૯. ઊડિયા, ૧૦. પંજાબી, ૧૧. સંસ્કૃત, ૧૨. તામિલ, ૧૩. તેલુગુ, ૧૪. ઉર્દૂ.

હવે સવાલ એ છે કે, ઉપર જોયું તે પરિશિષ્ટ ૮ મામાં ગણાવેલી હિંદી અને જે ભાષાનું નામ હિંદી પાડીને તેને રાજભાષા ઠરાવી તે ભાષા, એ બે એક જ વસ્તુ હોય ખરી? ૩૫૧ મી કલમ કહે છે કે રાષ્ટ્રભાષા હિંદીએ પરિશિષ્ટમાં કહેલી ગુજરાતી ઉર્દૂ, હિંદી વગેરે ભાષાઓ દ્વારા પોષણ ને સમૃદ્ધિ મેળવવાની છે. એનો અર્થ એ કે, રાષ્ટ્રભાષા હિંદી જુદી છે, અને તે યુ. પી.ની હિંદી, ઉર્દૂ ઉપરાંત ભારતની બીજી ભાષાઓને મદદમાં લઈને ઘડાશે અને ખીલશે. જો બે એક હોય તો આ શી રીતે બની શકે? એમ કહેવાનો અર્થ પણ શો રહે? આ ટૂંકી વાત ઉપરથી પણ ઉઘાડું છે કે, પરિશિષ્ટમાં ગણાવેલી હિંદી એ યુ. પી.માં ચાલતી સંસ્કૃતિયા સાહિત્ય-ભાષા છે; અને રાષ્ટ્રભાષાના વિકાસમાં તે એક મદદનીશ બની શકે; અને તેવી મદદમાં તેની સાથે ઉર્દૂ પણ છે, બંગાળી, પંજાબી, મરાઠી, ગુજરાતી, તામિલ વગેરે પણ છે.

આ ૮મા પરિશિષ્ટની હિંદી રાષ્ટ્રભાષા નથી. તે યુ. પી.ની સાહિત્યભાષા છે. તેને વિકસાવવા તે પ્રદેશનું હિંદી સાહિત્ય સંમેલન છે. તે સંમેલને કેવળ પોતાની પ્રાંતિક સંકુચિતતાથી કામ કરવા માંડ્યું, એટલે ગાંધીજી, રાજેન્દ્રબાબુ, કાકાસાહેબ કાલેલકર, વગેરે તેમાંથી નીકળી ગયા. શ્રી 'શેખર'ને આ ખબર ન હોય. અથવા હિંદી સાહિત્ય સંમેલનના પ્રચારકો હજી ગાંધીજીનું નામ વટાવી ખાવા ખોટા પ્રચાર કરે છે તેમ તે કરતા હોય. કોણ જાણે! પરંતુ ૧૯૪૧ પછી રાષ્ટ્રના નેતાઓએ હિંદી સાહિત્ય સંમેલનનું પ્રચારકામ છોડ્યું અને નવી સભા તેને માટે સ્થાપી, જેમાં શ્રી જવાહરલાલજી, રાજેન્દ્રબાબુ, મૌલાનાસાહેબ, કાકાસાહેબ, પં. સુંદરલાલજી વગેરે અનેક લોકો છે. આ બધા લોકોએ બંધારણસભામાં કોમવાદી તથા પ્રાંતવાદી માનસ સામે લડી લડીને, રાષ્ટ્રભાષાનું સ્વરૂપ તો ગાંધીજીએ બતાવેલું હિંદુસ્તાની જ રહે, એ બંધારણસભા પાસે કબૂલ કરાવ્યું. પરંતુ એક વાતમાં નમતું જોખ્યું અને તે નામની બાબતમાં. આનો ગેરલાભ લઈને આજે હિંદી સંમેલનવાળાઓ લોકોમાં બુદ્ધિભેદ કરે છે; શ્રી 'શેખર'નો

લેખ એનો એક નમૂનો છે. હિંદી સાહિત્ય સંમેલન હિંદીની સાચી સેવા કરવા માગે તો તે પોતાના પ્રાંતમાં કામ કરે, તો દેશની સાચી સેવા તે કરશે. નહિ તો બહારના પ્રાંતો આજે તેણે માંડેલા તેના ભાષા-સામ્રાજ્યથી સાવધ બની રાષ્ટ્રભાષાને જ આઘી કરશે. અને આનાં ચિહ્નો દક્ષિણમાં શરૂ થઈ ગયાં છે. એ પણ હવે તો દેખાઈ આવે છે કે, હિંદી સાહિત્ય સંમેલનના પ્રચારની ઓથે હિંદુવાદ એટલે કે મુસ્લિમ-ધૃણાવાદ તથા સંસ્કૃતને નામે હિંદુ જીર્ણોદયવાદ જ્યાં ત્યાં ફાલવા લાગ્યો છે, એ આ પ્રચારમાં રહેલા કોમવાદની સાબિતી છે. પણ એ બધી બાબતો જવા દઈએ તોપણ બંધારણ જોતાં એટલું તો સાફ છે જ કે, એક હિંદી બંધારણના પરિશિષ્ટ ૮માં જે હિંદી કહી છે તે યુ. પી. ની પ્રાંતભાષા છે; અને જેને ૩૪૬મી કલમમાં 'હિંદી' નામ આપ્યું છે અને જેના વિકાસની વાત ૩૫૧મી કલમમાં કરેલી છે તે ભાષા રાજભાષા છે, એ પરિશિષ્ટ-હિંદીથી જુદી છે. અને એટલે હિંદી સાહિત્ય સંમેલન અને તેની વર્ધા સમિતિ આ સમજી લે અને દેશને પોતાના સામ્રાજ્યમાં લેવા ના તાકે ને દરેક પ્રાંતને સ્વાયત્ત રાખે, એમ આશા રાખવામાં આવે છે.

આ પત્ર આપના પત્રમાં છાપી આભારી કરશોજી.

૧૪-૧૨-'૫૦ **મગનભાઈ દેસાઈ**

# 'સ્ટેટસ કો' રાખવાનો છે?

ગુજરાત યુનિવર્સિટીની સેનેટ ગયે મહિને પહેલા અઠવાડિયામાં મળી. તેનાં કામોનો હેવાલ છાપાંમાં કેટલોક આવ્યો છે. તેનું ખાસ કામ એ હતું કે, સૌરાષ્ટ્રની બધી કૉલેજોએ તેની સાથે જોડાવાની અરજી કરી હતી તે પર વિચાર કરવો. આ બધી કૉલેજોને માન્ય કરવામાં આવી. આમ ગુજરાત યુનિવર્સિટીમાં મુંબઈ રાજ્યના બધા ગુજરાતી જિલ્લા તથા સૌરાષ્ટ્ર સામેલ થયાં. વડોદરા શહેરની ખાસ યુનિ૦ છે, એટલે તેટલો ભાગ તેમાં સામેલ નથી થતો.

ઉપરાંત બીજાં નાનાં મોટાં અનેક કામ થયાં. તે બધામાં એક કામ જે થયું તે નોંધપાત્ર છે. સેનેટ આગળ સિન્ડિકેટ તરફથી એવો ઠરાવ રજૂ થયો હતો કે,

"બીજું જણાવ્યું ન હોય તે સિવાય બધે, વિદ્યાર્થીઓએ પરીક્ષાપત્રોના જવાબ અંગ્રેજીમાં લખવા જોઈશે."

આ ઠરાવ કાંઈ નવું કહેતો નથી, કેમ કે હિંદુસ્તાનમાં સોએક વર્ષ પર યુનિવર્સિટીઓ સ્થપાઈ અને અંગ્રેજી શિક્ષણ શરૂ થયું ત્યારથી એમ જ બિચારા વિદ્યાર્થીઓનો મરો થતો આવ્યો છે. અને તેથી શિક્ષણના સુધારકો એમાં સુધારો થાય અને શિક્ષણ તથા પરીક્ષાનું માધ્યમ દેશી ભાષાઓ બને એ માટે સતત મથ્યા છે. બલ્કે, આ સુધારો કરવો એ શિક્ષણમાં પ્રગતિ-સૂચક બાબત ગણાવા લાગી છે. પરંતુ યુનિવર્સિટીઓએ અત્યાર સુધી તો ઉપરના ઠરાવમાં જણાવ્યા પ્રમાણે જ પોતાનું વર્તન રાખ્યું છે.

આથી કરીને આ ઠરાવ સેનેટમાં સામાન્ય ભાવે અને તે તરત પાસ થઈ જશે એવી લાગણીથી મુકાયો. શ્રી બાબુભાઈ પટેલે તેમાં સુધારો મૂક્યો કે, ગુજરાતીને અંગ્રેજી સાથે ઉમેરવામાં આવે, એવી મારી સૂચના છે; અને તેથી આ કામ ફરી વિચારને માટે સિન્ડિકેટ પર પાછું મોકલવું. આ સુધારાથી ચાલુ અંગ્રેજી માધ્યમના વહેવારમાં કશો ફેરફાર થતો નહોતો. કેવળ એટલું જ તેમાં હતું કે, પરીક્ષાના માધ્યમ તરીકે ગુજરાતીને પણ સ્થાન મળે તે તરફ પ્રયાણ કરવા વિષે યુનિવર્સિટીની નિયામક સભા કે સિન્ડિકેટ તથા વિદ્યાસભા કે 'એકેડેમિક કાઉન્સિલ' વગેરે વિચાર કરીને ફરી ઠરાવ લાવે. એટલે, યુનિવર્સિટીએ ગુજરાતી માધ્યમ વિષે વિચાર શરૂ કરવાની સૂચના એમાં રહી હતી એ ખરું. પણ તેમાં તત્કાળ કાંઈ ગૂંચવણ કે મૂંઝવણ થાય એવું મુદ્દલ નહોતું. સામાન્ય રીતે જોતાં, આ વસ્તુ પસાર થવી જોઈતી હતી. પરંતુ વાત ઊલટી બની. ઉપરના સુધારા ઉપર મત લેતાં ૧૭ વિ૦ ૧૭ પરિણામ આવ્યું. તેથી પ્રમુખ તરીકે કુલનાયકે (વાઈસચાન્સેલરે) પોતાનો અધિક-મત

(કાસ્ટિંગ વોટ) આપ્યો કે, 'સ્ટેટસ કો'—જેમ છે તેમ ચાલ્યું રહે, તે તરફ હું મત આપું છું. એટલે શ્રી બાબુભાઈનો સુધારો ઊડી ગયો. તેમણે 'પોલ' માગ્યો, તેથી બૅલટથી મત લેવાયા, તેમાં ૧૯ વિ૦ ૨૨થી સુધારો ઊડી ગયો.

આ પરિણામ વિચારવા જેવું છે. એટલા માટે કે તે પરથી અત્યારની સેનેટની રૂખ જોવા મળી શકે. જ્યારે આ ઠરાવ આવ્યો ત્યારે કેટલાક સભ્યો, મોડું થવાથી વચ્ચેથી ચાલ્યા ગયા હતા અને સુધારો આવ્યો. તેનો મુદ્દો કોઇને પહેલેથી ખબર નહોતો. પરંતુ તેમાં જોવામાં આવેલી એક બે બાબતો વિચારવી જોઈએ. તે એ કે, શ્રી કુલનાયકે 'સ્ટેટસ કો' તરફ પોતાનો અધિક-મત આપ્યો એ બરોબર ગણાય? અને બીજું, છેવટે બૅલટ મતગણતરીથી જે પરિણામ આવ્યું તે કેવું કહેવાય?

સામાન્યત: એવો ધારો પડી ગયો કહેવાય છે કે, જ્યારે સરખા મત પડે ત્યારે પ્રમુખે 'યથાપૂર્વમ્—પક્ષ' તરફ પોતાનો અધિક-મત નાખવો. એમાં નિષ્પક્ષતાનું કારણ પણ કદાચ મનાતું હોય; પરંતુ એ તો બરોબર નથી. કેમ કે, યથાપૂર્વમ્—પક્ષ તરફ પણ મત તો પડચો જ, પછી તેને નિષ્પક્ષ તો ન ગણાય. બલ્કે પ્રમુખે પ્રગતિશીલતાનો પ્રવાહ જોવો ઘટે અને જો તે અંગે સબળ કારણ હોય તો પોતાનો અધિક-મત તે પલ્લામાં નાખવો ઘટે. અને એવા દાખલા અનેક છે. એમ બને કે, કોઈ વાર પ્રગતિ-સૂચક વસ્તુ 'યથાપૂર્વમ્—પક્ષ' તરફ ઢળવાથી સધાતી હોય; તો ત્યાં તેમ કર્યાના દાખલા પણ સમર્થ પ્રમુખોના પડેલા છે. કહેવાની મતલબ, પ્રમુખનો અધિક-મત પણ અમુક મહત્ત્વ અને વલણ ધરાવે છે. પ્રસ્તુત કેસમાં અધિક-મત સુધારા તરફ હોવો ઘટે અને તેમાં યથાપૂર્વમ્—ન્યાયે વર્તવામાં આવ્યું તે બરોબર ગણાય કે કેમ, એ વિચારવા જેવો મુદ્દો છે. તેનું વિશેષ કારણ છે; શરૂમાં ઉપર જોયું તેમ, માધ્યમનો સુધારો હવે થવો જોઈએ. તે સામાન્ય શિક્ષણમાં પ્રગતિ-સૂચક છે, એ હવે સિદ્ધ વસ્તુ છે. અને સામાન્ય દૃષ્ટિથી જ નહિ, પણ ગુ૦ યુનિ૦ માટે તે અંગે વિશેષ કારણ પણ રહેલું છે અને તે તેનો કાયદો જોતાં મળે છે.

ગુ૦ યુનિ૦ના કાયદામાં ૪થી કલમમાં યુનિ૦ની સત્તાઓ કે તેણે બજાવવાની ફરજો ગણાવી છે. તે યાદીમાં ૨૭મી ફરજ નીચે પ્રમાણે છે —

"ગુજરાતી અને દેવનાગરીમાં હિંદીના અભ્યાસના વિકાસને તથા ગુજરાતી કે દેવનાગરીમાં હિંદીને અથવા તે બંનેને શિક્ષણ તથા પરીક્ષણના માધ્યમ તરીકે ઉપયોગને ઉત્તેજન આપવું.

"અહીં એવી જોગવાઈ રાખવામાં આવે છે કે, સેનેટ 'સ્ટેટ્યુટ' કે પોતાના ઠરાવો દ્વારા વખતોવખત જે વિષયો માટે તથા જેટલા વખતને સારુ (કે જે વખત ૧૦ વરસથી વધુ નહિ હોય) નક્કી કરે તે મુજબ, શિક્ષણ અને પરીક્ષણના માધ્યમ તરીકે અંગ્રેજી ચાલુ રહી શકશે."

આ ફરજની રૂએ સેનેટની ફરજો તથા સત્તાઓ કાયદામાં આંકી છે તેમાં નીચેની બાબત સાફ અલગ ગણાવી છે (કલમ ૧૮ (૧) xiv)—

"ગુજરાતી કે નાગરીમાં હિંદી અથવા બંનેનો શિક્ષણ અને પરીક્ષણના માધ્યમ તરીકે ઉપયોગ કરવાની બાબતમાં જોગવાઈ કરવી."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, માધ્યમના સુધારાની બાબતમાં 'યથાપૂર્વમ્—પક્ષ' હોઈ શકતો નથી. કાયદો તે બાબતની રાષ્ટ્રીય પ્રગતિના સિદ્ધાંતને વરેલો છે અને યુનિ૦ તથા સેનેટને તે બાધ્ય વસ્તુ ગણાય. તેથી કદાચ એ પ્રશ્ન પણ ઊઠી શકે કે, કુલનાયકે આપેલો મત કાનૂનસર ખરો? પણ એ કાનૂનબાજી જવા દઈએ તોપણ એટલું તો ખરું જ કે, કુલનાયકનો અધિક-મત તથા સેનેટનો છેવટનો મત ઉપર બતાવેલો પોતાનો ધર્મ ચૂક્યાને પડચો. અને આ તેને માટે દુઃખદ વસ્તુ છે. સેનેટે આ સુધારો યુનિ૦ના કામકાજમાં ઉતારવાને માટે કાંઈક શરૂઆત તો કરવી જ જોઈશે; એ કામ ૧૦ વરસમાં તેણે કરવાનું છે. આ કામ નાનુંસૂનું નથી, બલ્કે ભારે અટપટા અને અનેકવિધ સવાલો ને સ્થાપિત હિતો સાથે સંકળાઈ ગયેલું છે. આ અંગે તરત વિચારવા જેવા પ્રશ્નોમાં પરીક્ષાના માધ્યમનો એક પ્રશ્ન ગણાય. યુનિ૦નો વહીવટ ગુજરાતી ભાષામાં ચાલે, એ પણ એવો જ સવાલ છે. આ બાબતમાં સેનેટનું વલણ એક જ હોઈ શકે અને તે કાનૂને નક્કી કરી આપ્યું છે. ઉપર વર્ણવેલો અધિક-મત તથા બૅલટ-મત આ અંગે શું સૂચવે છે?

૧૧-૧-'૫૧ મગનભાઈ દેસાઈ

# બહેનો વિષે ગાંધીજી

## (૧)

[ગયા ગાંધી સપ્તાહમાં શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયમાં તેની એક વિદ્યાર્થિનીએ વાંચેલો નિબંધ થોડા ફેરફાર સાથે અહીં ઉતાર્યો છે. —મં૦]

### સ્ત્રી-હૃદય ગાંધીજી

ગાંધીજીનું હૃદય સ્ત્રીના જેવું પ્રેમાળ હતું, સ્ત્રી જેટલું શીલવંત હતું, સ્ત્રી જેટલું જ પાપભીરુ હતું. તેઓ કહેતા, 'હું ફક્ત પુરુષ જ નથી, સ્ત્રી પણ છું. મારું અરધું અંગ સ્ત્રીનું અને અરધું પુરુષનું છે તેથી એક જ જન્મ અને શરીરમાં હું પુરુષ અને સ્ત્રીનો પ્રતિનિધિ છું.' આ કથનની સાર્થકતા ખુલ્લી નોંધપોથી જેવા એમના જીવનનું પરિશીલન કરતાં જણાયા વિના રહેતી નથી. સ્ત્રીઓ પ્રત્યે એમનો સ્નેહ અપાર હતો. અને હૃદયગત સ્નેહને લીધે જ બાપુ કેટલીયે વાર લોકોત્તર પુરુષોનાં 'वज्रादपि कठोराणि' હૃદયનું ભાન કરાવતા. બહેનો પ્રત્યે ખૂબ મમતા, પ્રેમ હોવા છતાં એમની નાનામાં નાની રજ જેટલી ક્ષતિ પણ બાપુને વ્યથિત કરી મૂકતી અને બાપુનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠતો. આવી બાહ્ય રીતે જણાતી કઠોરતા પાછળ બાપુજીની અંતર્વ્યથા જ તીવ્રપણે અનુભવાતી જણાય છે. બાપુને એવી ઊંડી પ્રતીતિ થઈ હતી કે, જગતનો ઉદ્ધાર સ્ત્રીઓ કરી શકશે. બહેનો જ હિંદમાં સ્વરાજ્ય-સુરાજ્ય લાવી શકશે. જેમ ગૃહિણી વિના ઘરની ગોઠવણી અધૂરી જ રહે છે, તેમ બહેનો વિના સ્વરાજ્યની ગોઠવણીયે અધૂરી જ રહેશે. તેથી બહેનોમાં જ આવી ક્ષતિ હોય તો શી રીતે ક્ષમ્ય ગણી શકાય? તેથી બાપુજીના સાન્નિધ્યમાં રહેનારી બહેનોને માતૃવાત્સલ્યના આકંઠ અમૃતપાન સાથે વારે વારે સતત જાગ્રત, સંયમશીલ તપસ્વીના તીવ્ર મનોમંથનમાંથી નીકળતા સંજીવનીરૂપ કડવા ઘૂંટડાનો પણ આસ્વાદ લેવો પડતો. અને ખરેખર એમાં જ બહેનોનું પરમ ભાગ્ય સમાયેલું હતું.

સ્ત્રી પ્રત્યેની બાપુજીની આવી ઉચ્ચ અને ઊંડી લાગણીને લીધે જ બાપુજીએ સ્ત્રીઓના એકેએક જીવનકાર્યનું ઝીણવટભર્યું ચિંતવન કરીને તેનું નવનીત જગત આગળ ધર્યું છે.

### સ્ત્રીઓનો પહેરવેશ

બાપુજી સ્ત્રીઓના પહેરવેશ વિષે પણ ખૂબ કાળજી રાખતા. તેઓ તો કહેતા, "પોશાક સાદો ને કળાત્મક હોવો જોઈએ. સાચી કળા સાદી અને સ્વાભાવિક હોય છે, સુઘડતામાં અને વ્યવસ્થિતતામાં ઘણીખરી કળા આવી જાય છે."

વળી આભૂષણો વિષે પણ બહેનોને ઘણી વાર કહેતા. આભૂષણો તો માત્ર બહારની શોભા છે. અને એ શોભા કંઈ સાચી શોભા નથી. વળી જ્યારે આપણો દેશ ગરીબીમાં સબડતો હોય ત્યારે આવા વૈભવ પાછળ દેશનું ધન વેડફી નાખવું એ પણ અયોગ્ય જ કહેવાય ને? બાપુજી તો કહેતા, "જ્યાં સુધી દેશમાં ભયંકર ભૂખમરો ચાલે ત્યાં લગી વાલની વીંટી રાખી મેલવી કે પહેરવી એ પાપ જ છે. કપડાં પહેરવાં તે એમ ઢાંકવા ને ટાઢતડકાથી બચવા પૂરતાં જ હોય."

### પહેરવેશનો આંતરિક જીવન સાથે સંબંધ

વળી જે પહેરવેશમાં ખોટા હોય છે તે આંતરિકતામાં શુદ્ધ હોય એ વાત બાપુજી માનતા ન હતા. આમ બાપુજી પહેરવેશને આંતરિક જીવન સાથે જોડી દેતા હતા. બાપુજી તો કહેતા, "આપણને આત્માનું ભાન છે તેથી આપણી સફાઈ અંતરની અને બહારની બેઉ હોવી જોઈએ. પણ અંતરની સફાઈ એટલે સચ્ચાઈ. સચ્ચાઈ એ જ મોટામાં મોટી પવિત્રતા, એટલે સુઘડતા. આપણે બહાર સુઘડ હોઈએ ને અંતરમાં મેલ હોય તો કાં તો તે આડંબર માત્ર છે કાં તો દંભ છે, કાં તો વિષયભોગની નિશાની છે. તેથી સંયમી સ્ત્રીપુરુષોની સુઘડતા અંતરની પવિત્રતાની નિશાની જ હોય તો કામની છે."

બાપુજી જ્યારે નોઆખાલીમાં હતા ત્યારે મનુબહેન એમની પાસે રહેવા ગયાં હતાં. મનુબહેને ગુજરાતી સાડી પહેરી હતી, પણ માથે ઓઢેલું નહોતું. બાપુજીનું ધ્યાન એ બાજુ ગયા વિના રહે ખરું? તે જ રાતે બાપુજીએ

મનુબહેનને કહ્યું : "... ગુજરાતી સાડી પહેરીને માથે ઓઢો નહિ તો આંખને જોવું જ નહિ ગમે એવું રેઢિયાળ લાગે છે. એટલે કાં તો બાના જેવી જૂના જમાનાની બહેનો, જેમ પોતાના પોશાકમાં હંમેશાં ધ્યાન રાખતી હતી, અને માથેથી કવચિત જ ઊઘડી જાય તોય તરત જ સાવધ થઈ જતી, એમ સાવધ રહેવું જોઈએ. . . . આજકાલ પોતાના થોડા વાળ હોય કે વધુ, પણ ઊનના કે કૃત્રિમ વાળના લાંબા લાંબા ચોટલાઓ માથે રાખે એ માથે ઓઢ્યું હોય તો કેમ દેખાય ? હું તો બહેનોમાં રહેનારો માણસ છું. બહેનોને આગળ લાવવામાં મારો હાથ છે. . . . આટલું બધું બહેનોમાં કૃત્રિમપણું આવી ગયું છે તેને લીધે જ બહેનો ઉપર અત્યાચાર થાય છે, એના વિષે મારા મનમાં શંકા નથી. . . . બધું જ ખોટું પહેરવાનો મોહ વધુ જાગ્યો છે, તેથી અંતરનું જીવન પણ ખોટું થઈ ગયું છે. તેથી જ બહેનોની પડતી થઈ છે."

### ફૅશન પાછળ પડેલી બહેનો વિષે બાપુની વ્યથા

એક વાર એક બહેને બાપુજીને પત્ર લખ્યો હતો કે, કોઈ કોઈ વાર પુરુષો રસ્તે જતી બહેનોની છેડતી કરે છે એ માટે એમણે શું કરવું જોઈએ ?

એનો જવાબ આપતાં બાપુજીએ પોતાનું દર્દ વ્યક્ત કરતાં કહ્યું હતું કે, "મને એવો ભય છે કે આજકાલની ફૅશનેબલ બહેનો તો અડધો ડઝન 'રોમિયો'ની 'જુલિયેટ' થવાનું પસંદ કરે છે. આજની સુધરેલી કહેવાતી બહેનો પવન, વરસાદ કે તાપથી પોતાના શરીરનું રક્ષણ કરવાને માટે નહિ પણ બીજાનું ધ્યાન ખેંચાય એ માટે જ કપડાં પહેરે છે. તે પોતાના હોઠ-નખ રંગીને તેમ જ ટાપટીપ કરીને પોતાના શરીરને આકર્ષક કરવા મથે છે. આવી બહેનો માટે રક્ષણ અર્થે અહિંસાત્મક માર્ગ નથી." વળી કેટલીક બહેનો બાહ્ય શક્તિનું રક્ષણ મેળવવા મથી રહી છે. તેઓ માનતી થઈ છે કે, પોતાનું રક્ષણ કરવા માટે બંદૂક જેવાં સાધન વાપરતાં આવડે તો સારું. પણ બાપુજી એનો ઉગ્ર વિરોધ કરી કહેતા, "સ્ત્રીપુરુષને માટે આ શરમની વાત છે કે સ્ત્રીને ઘર છોડાવીને હાથમાં બંદૂકો આપવામાં આવે જેથી તે પોતાનું રક્ષણ કરી શકે. આ રીત જંગલી છે અને આપણા અસ્તિત્વનો નાશ કરવાવાળી થશે."

આશ્રમની બહેનોને લખેલા પત્રમાં બાપુજીએ લખ્યું હતું, "આશ્રમની બહેનોને જુમિયા વગેરેના દાવ શીખતી મેં વાંચી છે. જે બહેન પોતાના જુમિયા ઉપર કે પોતાની ગોળી ઉપર પોતાના શિયળની રક્ષાનો આધાર રાખે તે કોઈ દિવસે હારે. જુમિયો કે ગોળી કોઈ ઝૂંટવી લે એટલે તે તો બાપડીના થઈ, એટલે રાક્ષસને તાબે થવાનો સંભવ રહ્યો. આપણો આદર્શ સીતા છે. સીતાની પાસે શસ્ત્ર ન હતાં પણ તેની પાસે આત્માનું બળ હતું, તેથી રાવણ તેને મલિન સ્પર્શ કરી શકે તે પહેલાં સીતાની સમ્મતિની જરૂર હતી. આ આત્મવિશ્વાસ બહેનોમાં હોવો જોઈએ." ખરેખર સીતાનું પાત્ર આપણે સૌએ સમજવા જેવું છે. બાપુ સીતાજી વિષે કહે છે, "મૂઠી હાડકાંની સીતાને, જેની પાસે કંઈ જ સાધન ન હતું, રાવણ જેવો મહાન શક્તિશાળી, જો ધારત તો ચપટીમાં ચોળી નાખત. પણ અડી શકતો ન હતો. કારણ ? સીતાની પવિત્રતા એવી હતી."

### બહેનોનું સાચું બખ્તર

અને સાચે જ આપણામાં પવિત્રતા હોય તો આપણે સુરક્ષિત છીએ. આત્માની પવિત્રતા એ જ બહેનોનું બખ્તર છે. પણ પવિત્રતા એટલે શું એ વિષે બાપુજીના વિચારો સમજવા ઉચિત છે. બાપુજી તો માનતા હતા કે, "સ્વચ્છતા અંદરની (હૃદયની) અને બહારની હોય તો જ પવિત્રતા આવે, સચ્ચાઈ હોય તો જ પવિત્રતા આવે, દંભ કે આડંબર ન હોય તો જ પવિત્રતા આવે, સ્વમાન હોય તો જ પવિત્રતા આવે અને સેવાની ધગશ હોય તો જ પવિત્રતા આવે. આ એક શસ્ત્ર જો બહેનો પાસે આવી જાય તો નથી જરૂર તલવારની કે નથી જરૂર ભાલાની. એ બધાં શસ્ત્રો વાપરવાની કે તેની તાલીમ લેવા કરતાંય પવિત્રતાના શસ્ત્રની તાલીમ બહુ અઘરી છે, જો સમજે તો તો સાવ સહેલી છે."

આમ બાપુજીએ બહેનોને સાચી શોભા હૃદયમાં છે અને એમનું સાચું બળ પવિત્રતામાં છે એવું દર્શન કરાવ્યું.

## બહેનોની કેળવણી

બાપુજી ખરેખર દિવ્યાત્મા હતા. બાપુજી જીવનના એકેએક કાર્યને ઉચ્ચ આદર્શની ભૂમિકાએ મૂકીને જ તેનું પ્રમાણ આપતા. બહેનોની કેળવણી વિષેના એમના વિચારો પણ એટલા જ મનનીય અને આત્મસાત્ કરવા જેવા છે. આજકાલની કેળવણીથી બહેનોમાં પણ એક પ્રકારની શિથિલતા આવી ગઈ છે. પોતાના અંતર્ગત ઉચ્ચ ગુણોનું તેઓને વિસ્મરણ થયું છે અને પુરુષો સાથે હરીફાઈ કરવા મથે છે. બહેનો એ ભૂલી જાય છે કે સ્ત્રીનું કાર્ય તો હૃદયનું છે. પુરુષોનું ક્ષેત્ર એથી નિરાળું જ છે. પુરુષો સાથે સમાન થવામાં એમની ઉન્નતિ નહિ પણ અધોગતિ જ છે. એમણે તો પોતાની આંતરિક શક્તિનો વિકાસ સાધી જગતનું માંગલ્ય સાધવાનું છે. સાચી કેળવણી તો હૃદયની કેળવણી છે. આપણું વર્તન સાફ હોવું જોઈએ. બહેનોએ તો પોતાના જીવનમાં સેવાભાવને વણી દેવો જોઈએ. સેવાપરાયણ જીવન એ જ સાચી કેળવણી છે. તેથી જ બાપુજીએ કહ્યું છે કે, "જે સેવાપરાયણ રહે છે તેના હસવામાં, ખાવામાં, પીવામાં, રમવામાં અને બોલવામાં દરેકેદરેક ક્રિયામાં સેવાભાવ ભર્યો છે. એટલે તેનાં બધાં જ કાર્યોમાં નિર્દોષતા હશે."

કેળવણી એટલે અક્ષરજ્ઞાન એ વહેમને દૂર કરી 'કેળવણી એટલે ચારિત્ર્યનું ઘડતર અને જીવનની દૃષ્ટિએ જરૂરી એવું પાવરધાપણું' એ બહેનોને સમજાવવા બાપુ સતત આગ્રહ રાખતા. બાપુજીએ બહેનોને અક્ષરજ્ઞાનની કેળવણી આપવા માટે બહુ જ હળવો કાર્યક્રમ રજૂ કર્યો હતો: લખવા-વાંચવાનો મહાવરો રાખવો, અક્ષર સુધારવા, ઉચ્ચારણ શુદ્ધ કરવું, સામાન્ય નામું લખવું, સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર આવડે એટલું ગણિતનું જ્ઞાન હોવું જોઈએ.

પણ બાપુજીનો મુખ્ય આગ્રહ એ હતો કે, સાચી કેળવણી—ઉત્તમ તાલીમ—તે હૃદયની જ છે. જો તેમાં શુદ્ધ પ્રેમ પ્રગટ થાય તો બાકી બધું તેની મેળે આવી રહે છે. બહેનો નિર્ભય બને, પવિત્ર રહે, સેવાપરાયણ જીવન ગાળે અને એકત્ર રહીને કાર્ય કરે, એ કેળવણી બીજી બધી કરતાં ચડે, એમ બાપુજી માનતા.

## અક્ષરજ્ઞાન અને ચારિત્ર્ય

બાપુજીએ ચારિત્ર્ય સાથે અક્ષરજ્ઞાનનું મહત્ત્વ સમજાવતાં એક વાર બે ઉદાહરણો આપીને બહેનોને લખ્યું હતું:

"એક બહેન એવી છે જેને એક અક્ષર પણ આવડતો નથી. એકડો પણ ઘૂંટી શકતી નથી. છતાં એ પોતાના કાર્યમાં મગ્ન રહે છે. પોતાનું ન હોય તેવા એક ઘાસના તણખલાને પણ એ ન અડે. સ્વપ્નમાં પણ ચોરી ન કરે. ભાગવત શું છે એમ પૂછો તો સામું જોઈ રહે, પણ બધા ઉપર પ્રેમ એવો રાખે કે જાણે સાક્ષાત્ જગદંબા.

"જ્યારે બીજી બહેન હોય એને બધું આવડતું હોય, ઉપનિષદ મોઢે હોય, ઉચ્ચાર પણ ખૂબ સરસ હોય, પણ એ ચોરી કરે, જૂઠું બોલે, બીજાની પાસે કામ કરાવી લેવામાં શૂરીપૂરી હોય, એનામાં બત્રીસે લક્ષણ હોય.

"આ બેમાંથી સારી તો પહેલી જ, એમાં રજ પણ શંકા નથી. પણ એ પહેલીને જો વાંચતાં લખતાં આવડતું હોય તો તેથીયે વિશેષ સારી થાય."

આ રીતે બાપુજી અક્ષરજ્ઞાનને ઉચ્ચ ચારિત્ર્ય સાથે વણી લેતા હતા. બાપુજી તો એવું માનતા હતા કે, ખરેખરું જ્ઞાન, ખરેખરી કેળવણી એ આપણી પોતાની કર્તવ્યપરાયણતામાં રહેલી છે. જે જ્ઞાનમાં કે કેળવણીમાં નમ્રતા નથી, કોમળતા નથી, ચારિત્ર્યની ઉચ્ચતા નથી એવાં જ્ઞાન કે કેળવણી શા કામનાં? બાપુજી આ માટે કૌશિક મુનિનું ઉદાહરણ આપતા. એક વાર કૌશિક મુનિએ પોતાની ઉપર પક્ષીની ચરક પડી ત્યારે ક્રોધ કર્યો. તેથી પક્ષી બળીને ભસ્મ થઈ ગયું. પોતાનાં તપની આ શક્તિ જોઈ મુનિને અભિમાન થયું. પછી એ એક જણને ત્યાં અતિથિ થઈને જાય છે. ઘરની બાઈ પોતાના પતિની સેવામાં પરોવાયેલી હતી. એટલે અતિથિને ઊભા રાખે છે. આથી મુનિને ક્રોધ ચડ્યો. પણ પેલી બાઈએ કહ્યું, "હું કાંઈ વનમાંની પેલી ચકલી નથી કે તમારા ક્રોધથી બળી જાઉં, અને તમે આમ ક્રોધ કરો એ જ્ઞાન ન કહેવાય."

આ બાઈએ પોતાના ચારિત્ર્યના અને સતીત્વના બળથી જ સાચું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. એ જ રીતે

બહેનો પણ પોતાનું જીવન જીવતાં શીખે તો અવશ્ય તેઓ પોતાના જીવનને ઉન્નત કરી શકે. જો બહેનો પોતાના જીવનનો વિકાસ ન સાધે તો જગતની પ્રગતિ ન જ થાય. કારણ "છોકરાંઓની કેળવણીનો મુખ્ય આધાર માતાઓ ઉપર રહેલો છે." માતાઓના સહકાર વિના કંઈ જ થઈ શકે નહિ. "શિક્ષકની પાસે જતાં છતાં બાળક માતાના હૃદયની અંદરથી એક તાર લઈને ત્યાં જાય છે. અને એમ થયાં કરે છે કે ક્યારે મા પાસે જાઉં. એ તાર દ્વારા માતા એને ખેંચી રાખે છે." આમ બહેનો જો પોતાની આંતરશક્તિને ન ઓળખે તો બાળકોનાં જીવનનો વિકાસ જ અટકી જાય. તેથી જ બાપુજી બહેનોને સાચી કેળવણી અને એ પાછળનો ઉદ્દેશ સમજાવવા સતત પ્રયત્ન કરતા હતા.

ચાલુ] **પુષ્પાબહેન પટેલ**

# સ્વાધ્યાય

## [સમાપત્તિના વિષયની અવધિ]

ડિસેમ્બર, ૧૯૫૦,ના અંકમાં આપણે સમાપત્તિના ચાર પ્રકારો વિષે જોયું. સૂત્રકાર તે પ્રકરણ આગળ ચલાવતાં કહે છે–

सूक्ष्मविषयत्वं च अलिंगपर्यवसानम् ।। ४३ ।

સમાપત્તિના પ્રકારોમાં આપણે જોયું કે, સવિતર્ક અને નિર્વિતર્ક પ્રકાર ઉપરાંત સૂક્ષ્મ વિષયવાળી બીજી બે સમાપત્તિ છે–સવિચાર ને નિર્વિચાર. આ સૂત્રમાં સૂક્ષ્મ વિષયની હદ કહી છે કે, તે 'અલિંગ' સુધીની છે. વિતર્કના સ્થૂલ વિષયો તો દૃશ્યમાત્ર છે, એ કહેવા કે ગણાવવા જરૂર નહિ. પણ ચિત્તના સૂક્ષ્મ ભાવો અંગેની હદ ક્યાં સુધીની? તેનો ઉત્તર આ સૂત્રમાં કહ્યો છે.

'અલિંગ' એટલે જેને પાર્થિવતાનું જડ કે ઇંદ્રિયગમ્ય એવું લિંગ કે ચિહ્ન પણ નથી, એવું જે સૃષ્ટિમાત્રનું એકરસ સૂક્ષ્મ મૂળ દ્રવ્ય તે. હિંદુ ફિલસૂફીમાં તેને મહત્ કે પ્રધાન તત્ત્વ કહે છે. અને એનું લક્ષણ એ છે કે, તેની પાર અને ભૌતિકતામાત્રથી પર એવું જે આત્મતત્ત્વ તે સિવાય બીજું કાંઈ નથી. ચિત્તની સમાપત્તિ માટે ત્યાંથી આગળ કોઈ વિષય નથી. આત્મા તો તર્કગમ્ય છે નહિ. એટલે માનવ તર્ક વિજ્ઞાન દ્વારા પદાર્થોની ખોજ કરતાં કરતાં છેવટે જે એક સૂક્ષ્મતમ ભાવ ઉપર પહોંચે છે, તેનું નામ અલિંગ છે. આજે ભૌતિક વિજ્ઞાન જડ પદાર્થની ખોજમાં અણુભેદન સુધી આવ્યું છે. તેમાં કેટલી બધી રસિક બીનાઓ જણાવા લાગી છે! એ ખોજ આવા કોઈ મૂળ 'અલિંગ'ની ખોજ જેવી ગણાય. પણ આ વસ્તુ વળી બીજી વાત થઈ. આ સૂત્રને કહેવું છે તે એ કે, સમાપત્તિનો વિષય સ્થૂલ ઉપરાંત સૂક્ષ્મમાં સૂક્ષ્મ દ્રવ્યોના છેવટના દ્રવ્ય સુધીનો છે. એટલે કે, તેનો વિષય સચરાચર વિશ્વના દરેક સ્થૂલ પદાર્થ ઉપરાંત સમસ્ત સૂક્ષ્મ ભાવો પણ છે. ટૂંકમાં, જ્ઞાન મેળવવા માટે સમાપત્તિના વિષયોમાં કોઈ મર્યાદા નથી. માનવ ચિત્તે આ સમસ્ત વ્યાપને આવરી લેવાનો છે. એ કરવાનું સાધન માનવચિત્તની સમાપત્તિ-શક્તિ કે ધર્મ છે. એ સાબૂત કરવાથી આ અનંત લાગતો વ્યાપ પણ વામન ડગ પેઠે ઓળંગી શકાય છે. અને તેથી જ સૂત્રકાર પછીના સૂત્રમાં કહે છે કે, આ સમાપત્તિઓને જ સબીજ સમાધિ કહેવામાં આવે છે. એ વિચાર આવતા અંકમાં.

સમાપત્તિના વિષયની આ સૂત્રમાં બતાવેલી હદના વિચારને મળતી એક વાત સૂત્ર ૪૦માં છે તે તરફ ધ્યાન ખેંચવા જેવું છે. ત્યાં યોગી અંતરના વિક્ષેપોને દૂર કરવા ઉપાયો લે તો અંતે તેમાં કેટલી શક્તિ આવે તે કહે છે:

परमाणु-परम-महत्त्वान्तः अस्य वशीकारः ।

એ રીતે એકાગ્રતાનો અભ્યાસ કરતો જાય તો પરમાણુ અને પરમ મહત્ તત્ત્વ સુધી તેના મનનો કાબૂ કેળવાય છે. પરમાણુ તે સૂક્ષ્મતમ ઇંદ્રિયગમ્ય સ્થૂલ પદાર્થ; પરમ મહત્ તે પદાર્થમાત્રમાં એકરસ એકરૂપ રહેલું પદાર્થ-માત્રનું પરમ સૂક્ષ્મ તર્કગમ્ય આદિકારણ. આ જ વસ્તુ ૪૫મા સૂત્રમાં 'અલિંગ' દ્વારા કહી છે; અને સમાપત્તિ તેટલે સુધી ગતિ કરે એ તેની અવધિનો અભ્યાસ છે.

૧૬-૧-'૫૧ **મગનભાઈ દેસાઈ**

# કાયદો અને ન્યાય

'પણ અન્યાયની તો કંઈ હદ હોય!' વેલાની પત્ની રામુએ કહ્યું.

'આ દુનિયામાં નિમાય રિયો છે જ ક્યાં? આ ઓલ્યા મોહનનું માથું ફરી ગયું છે. પાંચસો વીઘાં જમીન છે, છતાંય આપણને કેટલા કનડે છે! ગામનું ચારસો વીઘાં ગોચર છે, બાપદાદાના વખતથી આપણાં ઢોર એ પડતરમાં થઈને ચરવા જતાં હતાં. એણ એણે એ ખેડી નાખ્યું છે. હવે કહે છે કે, મારા ખેતરમાં થઈને જવાનો હું રસ્તો નહિ આપું. આજ ચાર દી'થી રસ્તો ખાળીને ઊભો રહે છે. ગાયો ભૂખી કકળતી જોઈ મારું લોહી તપી જાય છે.'

'પણ એની તો આપણે અરજી કરી છે ને! એનું શું થયું?'

'શું થાય? સરકારમાં આપણું કોણ સાંભળે? વકીલો અને તલાટી એના; એની પાસે પૈસા છે, મોટર છે. બધા કહે છે કે, કાગળમાં રસ્તો ચીતર્યો નથી એટલે કાયદેસર તમે જઈ ન શકો. પણ કોઈ વિચારતું નથી કે, રસ્તા વગર આ ગોચર રાખ્યું કેમ હશે! પહેલાં જમીનોની લોકોને આવી ભૂખ ન હતી. એ ખાજુ જમીન ખેડતું'તું જ કોણ?'

'વેલા!'

'કોણ, મેઘો?'

'અલ્યા અત્યારે ક્યાંથી?'

'મને વાવડ મળ્યા છે કે, આવતી કાલે કાંઈ નવા જૂની થશે. મોહન ભારે કિન્નાયો છે. એ તો ઉઘાડે છોગે કહે છે કે, જો કેસ પાછો ન ખેંચી લો તો હું જોઉં છું કે તમે કેવા સુખેથી રહો છો. કાલે જો તમોને બધાને જેલમાં ન બેસાડું તો મારું નામ મોહન નહિ.'

'પણ આપણે એનું કશું ન બગાડીએ તોય જેલ ભેગાં કરે?'

'હા, એમાં એનું બગડવાનું શું છે? એ કોર્ટમાં જઈને ફરિયાદી કરે એટલે બસ.' મેઘાએ કહ્યું.

'એમ તે કાંઈ ચાલતું હશે?' રામુ બોલી.

'બધું જ ચાલે છે. આ દુનિયામાં શું નથી ચાલતું તે જ હવે કહેવું મુશ્કેલ છે. એક વખત આપણી સામે ગામ આંખ નહોતું ઉઠાવી શકતું. હવે એમનું રાજ આવ્યું છે.'

'અરે વેલાભાઈ, તમે જાણ્યું?'

'શું?'

'પેલા મનુ કોળીએ આપણા ગોચરનો પચીસ વીઘાનો ટુકડો ખેડાવી નાખવા માંડ્યો. આજે બપોરે હગી આંખે હું જોઈને આવ્યો છું કે, વર્ષોથી આપણે જે જમીનમાં ગાયો ચરાવતા હતા તે જમીન ટ્રેક્ટર તોડી રહ્યું છે.'

'આ ગાયના ગળા ઉપર છરી મૂકતાં એ મૂઆનો જીવ કેમ ચાલતો હશે?' રામુએ કહ્યું.

'તું શું સમજે? આપણા દેશમાં અનાજની તાણ છે. આપણા નેતા કહે છે, સરકારને કરોડો રૂપિયા ખરચી બહારથી અનાજ લાવવું પડે છે. એમણે નક્કી કર્યું છે કે, ૧૯૫૧ માં બહારથી અનાજ ન લાવવું. તે માટે જ્યાં જ્યાં જમીનો હોય ત્યાં વાવવાને આપવા લાગ્યા છે.' વેલો બોલ્યો.

મેઘો — પણ આ સરકાર શું કરશે? જો આ જમીન ખેડાઈ જશે તો ગાયો જીવશે કેમ?

રામુ — પણ આ તો ગોચરેય ખેડાવા લાગ્યાં. ઓ ભગવાન! આ બચારી ગાયોનોય કોઈ ધણીધોરી છે કે નહિ!

વેલો — કાયદો તો કહે છે ગોચર ન ખેડાય. પણ કોણ જોવા જાય છે? આ લોકોનેય જમીનનો હડકવા લાગ્યો છે. જ્યાં જમીન જોઈ ત્યાં લીટાં ખેંચવા લાગી ગયા છે. નથી જોતા પડતર કે નથી જોતા ગોચર. અરે ગામનાં તલાવડાંય ખેડી નાખ્યાં!

રામુ — તો એ મૂઆ મનુડા સામે કાયદેસર કામ લોને. એના શા ભાર છે તે ગોચર ખેડે?

વેલો — કાયદો! કાયદેસર કામ લેવું એટલે વાઘના મોંમાં હાથ નાખવો. આ ગોચરમાં જવાને માટે રસ્તાની જ માગણી કરી ત્યાં તો બંદૂક લઈને મારવા ફરે છે. આ દોઢ વરસ થયું તોય હજુ નિકાલ નથી આવ્યો. કોણ જાણે કાલે શું થશે! એક દુશ્મન તો છે. એની સાથે બધા કણબીઓ એક થયા. હવે જો

મનુડાની સામે અરજી કરીએ તો એ કોળી પણ એકઠા થઈ જાય. પછી ગામમાં રહેવું ભારે પડે.

રામુ — પણ આમ દબાઈ રહીશું તો જિવાશે શી રીતે ? એ મૂઆ તો બધાં ગોચર ખેડી નાખશે. પછી આપણું શું ?

મેઘો — ઈની વાત તો સાચી છે. સરકારનો કાયદો છે. સરકારને નનામી અરજી કરવામાં આપણું જાય છે શું ? કુણું જાણવાનું છે ?

વેલો — હું ને તું કહીએ છીએ ને કે કોણ જાણવાનું છે, પણ ભાઈ આજે તો આખી સરકાર એમની છે. તમે હાલો ચાલો તેનીય એમને ખબર પડી જાય.

રામુ — ભલે પડતી. જો આમેય મરવાનું છે તો આ રીતે મરાતું હોય તો શું ખોટું ?

વેલો — સારું, સવારે અરજી કરીશું.

મેઘો — ના; લાવને અત્યારે જ લખી નાખીએ. હું અંધારે અંધારે નાખી આવું.

વેલો —પણ લખનાર ?

મેઘો — શેઠનો દીકરો . . .

વેલો — પણ એ ફૂટી જાય તો ?

મેઘો — શાનો ફૂટે ? પાંચ રૂપિયા આપી દઈશું.

વેલો — સારું. જા, બોલાવી આવ. કહેજે કે, મારા વેલા કાકાના પેટમાં દુઃખે છે તે પેલી દવા લઈને આવે. નહિ તો નારણ શેઠ જાણી જશે અને વાત બહાર પડી તો . . .

મેઘો શેઠના દીકરાને બોલાવવા જાય છે. વેલાની આંખ રામુની આંખ સામે મળે છે. એ બંને આંખમાં આજે દુઃખ છે. એક વખત વેલાની ચાર ગામમાં હાક વાગતી. એની ગાય કોઈના ખેતરમાં ઊભો મોલ ચરતી હોય તો કોઈથી આવીને એમ ન કહેવાય કે, તમારી ગાય અમારા ખેતરમાં પડી છે, અને ભૂલેચૂકે કોઈ કંઈ બોલ્યું તો બીજે દિવસે એનું ઢોર ગયું જ સમજો.

વેલાની આ મરદાનગી પર મુગ્ધ થઈને રામુ સાત ગામ વટાવીને સેવલે આવેલી. રામુના દિલમાં એક અરમાન હતો કે, મારો વર વીર છે; હું એવા ભડવીરને જ લાયક છું. અને રામુના આંખના પલકારામાં વેલો ઊભો થઈ જતો. કેટલાંયનાં એણે માથાં ભાંગ્યાં હશે. પણ આજે વીસ વરસમાં દુનિયા બદલાઈ ગઈ હતી. આજે બળનું નહિ પણ બુદ્ધિનું રાજ આવ્યું છે. તેમાંય વર્ષોથી જેમણે અન્યાયો સહન કર્યા હતા તે દબાયેલા ખેડૂતોનું રાજ આવ્યું હતું. ભરવાડની મથાવટી મેલી થઈ ગઈ હતી, એટલે એ અકળાતો હતો. હવે તે લાચાર બન્યો હતો.

રામુ અને વેલાની આંખોએ શું વાતો કરી તે કોઈએ જાણ્યું નહિ. જો વીસ વરસ પહેલાંનો જમાનો હોત તો એ મનુ ગોચરમાં સાંતી લઈ પગ મૂકે ત્યાર પહેલાં જ એનાં બધાં ખેતરો વેલાએ ગોચર બનાવી દીધાં હોત. પણ આજે શું ?

થોડી વારમાં નારણશેઠના નાના દીકરાને લઈ મેઘો વાસમાં આવી પહોંચ્યો. એના હાથમાં પાંચ રૂપિયા મૂકી અરજી કરાવી. 'જો બાપુ, ભલો થઈને કોઈને કહીશ નહિ', એમ ત્રણે જણ કરગર્યાં. મેઘો ને શેઠનો દીકરો અરજી ગૂંજમાં વાળી બહાર નીકળ્યા. વેલા અને રામુએ એક દીર્ઘ શ્વાસ મૂક્યો.

'ભગવાન ગરીબનો બેલી છે,' બોલી રામુએ ઊભા થઈ બારણું બંધ કર્યું. અંધારી રાતે મેઘાએ પેલી અરજી એક કવરમાં મૂકી અને ટપાલની પેટીમાં નાખી.

હજુ વેલાની આંખેય નહોતી ખૂલી ત્યાં તો જમાદારે વાસમાં આવી બૂમ પાડી...'વેલા ગાંડા.'

રામુ સફાળી બેઠી થઈ ગઈ. આખી રાત એને કાંઈ અનિષ્ટના ભણકારા વાગી રહ્યા હતા. જમાદારનો અવાજ પણ હવે તો તે પારખી ગઈ હતી. ઊનતું ઓઢવાનું માથે નાખી તેણે બારણું ખોલ્યું.

'વેલા ગાંડા.'

'આ જ ઘર; શું કામ છે ?'

'એને ઉઠાડ. વૉરંટ છે. મોહન કણબીના ઉપલાણિયા ખેતરમાં જબરજસ્તીથી પ્રવેશની ફરિયાદ છે.'

'ઓય મા! આ તે કેવો અન્યા ! આ ચાર દી'થી તો એ કોર ઢોરે પગ હરખોય દીધો નથી.'

વેલો ગભરાતો ગભરાતો બહાર નીકળ્યો.

બેલિફે વૉરંટ વંચાવ્યું. 'ચાલો, તમોને થાણામાં લઈ જવાના છે.'

મેઘા કાળા, ગાંડા ઊકા...પચીસ જણનાં નામ હતાં. વાસમાં કોઈ બાકી રહ્યું ન હતું.

વેલાની આંખમાં એક ઝનૂન વ્યાપી ગયું. પણ તે સમો સમજી સમસમીને ઊભો રહ્યો. બેલિફ તો ચિઠ્ઠીનો ચાકર! એની આગળ વાદ કર્યેય શું?

'પણ આ આખા વાસે ગુનો કીધો?' રામુ બોલી.

'હું એ કાંઈ ન સમજું. ફરિયાદ છે. સાચું ખોટું કોર્ટમાં કરજો. તમે તો એ જ દાવના છો.'

કોઈ ઊંઘમાંથી ઊઠતું હતું, તો કોઈ આખી રાત ગાયો ચારીને હમણાં જ આવ્યું હતું. મોતના તેડાને જેમ તૈયારી ન હોય તેમ સૌ હાંફલાફાંફલા તૈયાર થઈ ગયા.

બારણામાં ઊભેલી રામુની આંખ ભીની થઈ. એને ચિંતા હતી. કોણ જાણે શું થશે? ફરિયાદી કરી છે એટલે કદાચ છોડે પણ નહિ. તે બધા કરતાં એને મોટી ચિંતા વાસનાં ઢોરની હતી. વાસમાં એ પાંચ જણ પણ બચ્યા હોય તો એકબીજાનાં ઢોર ચારે, પણ કોઈ બાકી ન હતું. ઘરમાં નીરવાનું તો હોય જ ક્યાંથી?

આઠેક વાગતાં જેમ ભરવાડ ગાડરડાંને હાંકી જાય તેમ બેલિફ એ પચીસ અડીખમ ભાયડાઓને ઘેટાંની જેમ કોર્ટ ભણી હાંકી ચાલ્યો.

રામુનો તે આખો દિવસ ચિંતા અને ક્રોધમાં ગયો. અને કોઈ વાર થઈ જતું કે, એ આમ નીચી મૂડી કરી કોર્ટમાં જાય છે એના કરતાં એ ખોટો કેસ કરનારનું માથું કાં ફોડી નથી નાખતો! તો વળી પાછો વિચાર આવતો, પણ છોને કેસ થાય; સાચ તે કાંઈ પરખામા વિના રહેવાનું છે? તેણે ગાયો દોહી, પણ દોહવામાં દિલ લાગ્યું નહિ. વાસનું છાણવાસીદું પણ એમ ને એમ પડ્યું રહ્યું.

બપોરે રોટલા-વેળા થઈ પણ રોટલા ખાવાનીય એને ઇચ્છા ન થઈ. બપોરે બારણું બંધ કરી ઊનની ગૂંથેલી ખાટલી પર પડી.

'તમારે જામીન આપવા પડશે! બોલો હજારના જામીન આપો, નહિ તો . . .' જેલ તરફ આંગળી ચીંધી ફોજદારે કહ્યું.

'પણ સાહેબ અમારો ગુનો?'

'ગુનોબુનો કાંઈ ન જાણું!'

'પચીસ હજાર. બધાની આંખ ફાટી ગઈ. એટલી મોટી રકમના જામીન કોણ થાય? એકાદ બેના થાય, પણ આ બધાનું શું?' વેલાએ કહ્યું.

'તો બેસો. સાંજ સુધીમાં જે કાંઈ વ્યવસ્થા કરવી હોય તે કરો, નહિ તો. . . .'

બાજુના ગામમાં ખબર પડતાં વેલાનો વેવાઈ દેવો અકળાતો મૂંઝાતો કોર્ટમાં આવી પહોંચ્યો. વેલાએ આખી વાત કહી.

'આ દુનિયામાં હવે જીવવા જેવું રહ્યું નથી. આપણું જામીનેય કોણ થાય?' ગાંડાએ કહ્યું.

'તમે વકીલને મળોને.' વેલો બોલ્યો.

'પણ આપણી વકીલાતેય કોણ કરે?'

'બધા જ ખેડૂતના. કદાચ આપણી તરફ ઊભા રહે તોય ફૂટી જાય.' દેવાએ કહ્યું.

'પણ કાંઈ વકીલ કર્યા વગર ચાલશે?'

'મારો દિયોર સહેજેય પાંસસો રૂપિયા માગશે. એ ચાંથી કાઢી આપીશું?'

'એ તો અપાશે. જા તું તારે વકીલ કરી આવ.'

થોડી વારમાં વકીલનું નક્કી કરી દેવો પાછો વળ્યો. દેવો જ બધાનો જામીન થયો..સાંજે સૌ ઘેર પાછા વળ્યા.

રામુ ભૂખી ને તરસી એની એ જ દશામાં પડી હતી.

બીજે દિવસે સવારના પહોરમાં પાંચ સાત દિવસ ઉપર જ તાજી વિયાયેલી દસ શેર દૂધ વાળતી ગામ વેલાએ વેપારીને ૩૦૦ રૂપિયામાં છોડી આપી.

મેઘાને બોલાવી તે વકીલને આપવા મોકલ્યો. રૂપિયા લઈ તે અમદાવાદ તરફ આવી નીકળ્યો.

આંગણેથી ગાયમાતા છૂટતાં રામુથી બોલાઈ ગયું: 'મારી હૈયાની કોર જેવી ગંગા આજે ગઈ.' તેની આંખ ભીની થઈ. વેલાથી પણ એક ડૂસકું ભરાઈ ગયું. *

**નવલભાઈ શાહ**

---

* 'ગોપાલ' નામના નવા શરૂ થયેલા ત્રૈમાસિકમાં પણ આ વાર્તા પ્રગટ થઈ છે. ત્યાંનું 'મેલી માથાવટી' નામ અહીં બદલ્યું છે. —મં૦

# દ્રાવણ અને પાસા

પાણીમાં અનેક પદાર્થો ઓગળે છે. ખાંડ, મીઠું, ફટકડી અને અનેક પ્રકારના રંગો પાણીમાં ઓગળે છે. આમ પાણીમાં કોઈ પદાર્થ ઓગળીને પ્રવાહી થાય તેને તે પદાર્થનું દ્રાવણ કહેવાય છે.

એવું જોવામાં આવે છે કે, પાણીમાં તે પદાર્થ ગમે તેટલો નાંખો તો બધો ઓગળતો નથી, પણ પડી રહે છે ને દ્રાવણમાં તે મળી શકતો નથી. આવું થાય ત્યારે તે દ્રાવણ સંતૃપ્ત થયું છે એમ કહેવાય છે. દા. ત. ફટકડીનું દ્રાવણ. ફટકડીના થોડા ગાંગડા પાણીમાં નાખીએ તો તે ઓગળી જઈ ફટકડીનું દ્રાવણ બનશે. દ્રાવણને ગરમ કરીએ, દ્રાવણ ગરમ થતું જાય તેમ તેમ તેમાં વધારે ફટકડી ઓગળતી જાય. છેવટે ઓગળ્યા વગરની ફટકડી વાસણના તળિયે એમની એમ રહે ત્યારે એ દ્રાવણ સંતૃપ્ત થયું કહેવાય. વધારે ફટકડી ઓગાળવાની તેમાં શક્તિ રહી નથી.

ઓગળે એટલી બધી ફટકડી ઓગાળી દીધા બાદ તે દ્રાવણને ઠરવા દઈએ. બે ચાર દિવસ બાદ એ દ્રાવણમાં ફટકડીના પાસા બંધાતા દેખાશે. ફટકડી, મીઠું અગર બીજા પદાર્થોની આમ પાસા બંધાવાની ક્રિયાને પાસવણી કહેવાય. ફટકડીમાં ગમે તેટલો મેલ કે અશુદ્ધિ હોય, પણ તેને પાસવવામાં આવે તો તેમાંથી શુદ્ધ પાસાદાર ફટકડી મળશે. તેથી પાસવી શકાય તેવા બધા પદાર્થોને શુદ્ધ કરવા માટે પાસવણીની યુક્તિનો ઉપયોગ કરવામાં આવે છે. આપણે બજારમાંથી મીઠું ખરીદવા જઈએ ત્યારે આપણે ઝીણી ઝીણી ગાંગડીવાળું મીઠું નથી પસંદ કરતા; મીઠાના મોટા મોટા ગાંગડા કે પાસા જ પસંદ કરીએ છીએ. સારી રીતે પાસા પડ્યા હોય તેમાં ધૂળ, મેલ કે અશુદ્ધિ ઓછી હોય છે, ત્યારે ઝીણા માલમાં તે વધારે આવે. બજારમાં વેચાતી દાણાદાર મોરસ અને સાકરના ગાંગડા એ પણ પાસવણીની રીતે પાડેલા પાસા જ છે.

ફટકડીના ગાંગડાને તાવડીમાં ગરમ કરીએ તો તેમાંથી પાણી છૂટે છે. ફટકડીના પાસામાં રહેલું એ પાણી છે. તે પરથી તે પાણીને પાસાજળ કહેવાય છે. ગરમી આપીએ તો એ પાણી બધું બળી જશે અને તાવડીમાં ફટકડીનું પતાસું પડી રહેશે. આ પતાસામાં ચળકાટ નહિ હોય. પાસાદાર પદાર્થોમાં પાસાજળ હોય છે તેથી તે ચળકતા દેખાય છે. ગરમીથી પાસાજળ ઉડાડી દઈએ તો તે પાસાનો ચળકાટ જતો રહે છે. એવા પાસા નિર્જળા કહેવાય છે. તાવડીમાં રહેલા ફટકડીના પાસાને નિર્જળી ફટકડી કહી શકાય; મીઠાના પાસાને ગરમ કરીએ તો તેનું પતાસું નથી બનતું. તેમાં રહેલું પાસાજળ ગરમીથી ઊડવા માંડે ત્યારે જોર કરી પાસાને તોડી નાખે છે. તેથી મીઠું ગરમ કરીએ ત્યારે તડ તડ કરતી તેની ઝીણી કરચો ઊડે છે.

કેટલાક પદાર્થના પાસા રંગવાળા હોય છે. હીરાકશીનો પાસો ઘેરો લીલો અને મોરથૂથુનો પાસો ભૂરો હોય છે. આ પાસાને ગરમ કરીને તેમાં રહેલું પાસાજળ ઉડાડી દઈએ તો તે બંને પાસા સફેદ થઈ જાય છે. આમ કેટલાક પાસાજળવાળા પાસાનો રંગ એક હોય છે અને તેના નિર્જળાનો રંગ બીજો હોય છે. કોબાલ્ટ ધાતુ અને કલોરીન વાયુના સંયોજનથી બનેલો પદાર્થ કોબાલ્ટ કલોરાઈડ કહેવાય છે. આ પદાર્થના પાસા ઝાંખા કેસરી રંગના હોય છે, પણ પાસાજળ ઉડાવી દઈએ તો તેનો રંગ ઘેરો ભૂરો થઈ જાય છે. આવા પાસા ગુપ્ત શાહી બનાવવામાં વપરાય છે. કોબાલ્ટ કલોરાઈડના દ્રાવણથી કાગળ ઉપર લખીએ તો તે કાગળ ઉપર વંચાશે નહિ. પણ તે કાગળ ગરમ કરતાં તેમાંનું પાસાજળ ઊડી જઈ કાગળ ઉપર ભૂરા અક્ષરે સ્પષ્ટ લખાણ ઊઠશે.

આપણે જોઈ ગયા કે, કેટલાક પાસાદાર પદાર્થો પાણીમાં ઓગળે છે. પાણીના દ્રાવણમાંથી તેના શુદ્ધ પાસા પાડી શકાય છે. દરેક પાસા ચોક્કસ પ્રમાણમાં પાણી સંઘરી રાખે છે અને તેથી તે ચળકતા દેખાય છે. આ પાણી પાસાજળ કહેવાય છે. પાસાજળને ગરમીથી ઉડાડી દઈએ તો તે પદાર્થના નિર્જળા પાસા બને. નિર્જળા થયેલા પાસાનો રંગ ઘણી વાર પાસાજળવાળા પાસા કરતાં જુદો હોય છે.

કેટલાક પાસા બહુ લોભી હોય છે તેમને તેમનામાં સંઘરાયેલા પાસાજળથી સંતોષ થતો નથી. તેથી તે હવામાંથી વધારાનો ભેજ ચૂસે છે. વળી તે ઉપરાંત

કેટલાક પાસા તો એટલા બધા લોભી હોય છે કે હવામાંથી એટલું બધું પાણી ખેંચે કે જેથી તે ખેંચાયેલા પાણીમાં તે પાસાનું દ્રાવણ બની જાય. કૉસ્ટિક સોડાના પાસા આ પ્રકારના છે. આવા પદાર્થો ભેજ ચૂસી લેવાના કામમાં વપરાય છે. વળી કેટલાક પાસા એથી ઊલટા છે. તેમને પાસા થવા પાણીની જરૂર હોય એટલું પાણી તે રાખે ખરા. પણ સૂકી હવામાં મૂકીએ તો પોતાનું પાસાજળ હવાને તે આપી દે. ધોવાના સોડાના પાસા આ બીજા પ્રકારના છે. પ્રથમ પ્રકારના પાસા (કૉસ્ટિક સોડા ઇત્યાદિ) ભેજગ્રાહી ગણાય ત્યારે આ બીજા પ્રકારના પાસા ભેજત્યાગી ગણાય. મીઠામાં તેમ જ ગોળમાં કેટલાક ક્ષાર ભેજગ્રાહી હોય છે. તેથી ચોમાસામાં તે ભેજવાળા થઈ જાય છે. કેટલેક ઠેકાણે માટીથી બાંધેલાં મકાન હોય છે, અને તેને ચોમાસામાં લૂણો લાગે છે. એ પણ માટીમાં રહેલા ક્ષારની હવામાંથી ભેજ ચૂસી લેવાની શક્તિને જ આભારી છે. ક્ષાર વગરની ચીકણી માટીથી ચણવામાં આવે તો તે ચણતરને લૂણો લાગતો નથી.

બંસીલાલ ગાંધી

# પ્રૌઢશિક્ષણ અને ગ્રંથાલય

શિક્ષણના કોઈ પણ ક્ષેત્ર પેઠે પ્રૌઢશિક્ષણમાં પણ ગ્રંથાલયનું ઘણું મહત્ત્વનું સ્થાન છે અને હોવું જરૂરી છે. પ્રૌઢશિક્ષણની આપણે બે કક્ષાઓ પાડી શકીએ છીએ: ૧. સાવ નિરક્ષર ૨. થોડું ભણેલાં પણ વધુ ભણવા ઇચ્છતાં. આપણે પહેલા વર્ગનો વિચાર કરીએ તો તે માણસો વયે પ્રૌઢ હોવા છતાં અક્ષરજ્ઞાનની દૃષ્ટિએ તો તેઓ બાળકો જ છે. પણ બાળકો અને પ્રૌઢોનો રસ, વિષય અને માનસ ખૂબ જ અલગ અલગ હોય છે. એટલે બાળપુસ્તકો પ્રૌઢોને અક્ષરજ્ઞાન આપવાની દૃષ્ટિએ કદાચ ઉપયોગી થઈ પડે, પણ વિષય ને રસની દૃષ્ટિએ તેમાં ફરક પડે જ પડે. પ્રૌઢો પાસે અક્ષરોની ઓળખ નથી હોતી, પણ બીજું જ્ઞાન, અનુભવ, રસ અને સમજ તો હોય જ છે. એટલે જો એમના અક્ષરજ્ઞાનને ખૂબ જોરથી ધકેલવામાં આવે, તો તેમને ભારે વિષયમાં પ્રવેશતાં ઝાઝી વાર ન જ લાગે.

બીજું, શાળાનું ક્રમિક શિક્ષણ લેનાર વિદ્યાર્થીને વ્યવસ્થિત ભણતર મળે છે અને તે માટે કાળની મર્યાદા લાંબી છે. ભણવા માગતા પ્રૌઢોને એમ નથી. પ્રૌઢશિક્ષણમાં તો શિક્ષક પૂરતું અક્ષરજ્ઞાન આપી દઈ તેની પ્રગતિના ઘડિયાળના લોલકને હલાવી છોડી દે છે અને પછી તે લોલકને આપમેળે જ ચાલ્યા કરવાનું છે.

વળી, ક્રમિક શિક્ષણમાં વિદ્યાર્થીઓને કેવળ પુસ્તકો જ મદદ કરે છે એવું નથી, પણ પગથિયે પગથિયે તેનો હાથ ઝાલનાર અધ્યાપકો ઊભેલા હોય છે. પ્રૌઢશિક્ષણમાં તેનો હાથ વાંચનાલય ને ગ્રંથાલય જ ઝાલી શકે. તેથી ખાસ કરીને પ્રૌઢો માટે તો હવે ગ્રંથાલયો એ માત્ર ગ્રંથ સંગ્રહનારા ગ્રંથભંડારો કે પ્રદર્શનો નહિ, પણ શિક્ષણની એક મહાશક્તિ બનવાં જોઈએ.

એક કાળ જરૂર એવો આવશે કે સ્વિટ્ઝર્લૅન્ડની પેઠે આપણા દેશમાં પણ એક પણ નિરક્ષર વ્યક્તિ નહિ જ હોય. ત્યારે પ્રૌઢશિક્ષણના પ્રથમ વિભાગનું કામ આટોપાઈ જશે. પરંતુ પ્રૌઢો પાસે જે ફાજલ સમય રહેશે, તેમાં તેમને વધુ જ્ઞાન મળે તે માટેનાં શિક્ષણકેન્દ્રો રચાશે એટલું જ નહિ, પણ હું એમ માનું છું કે તે ભાવિ કાર્ય ગ્રંથાલયોને શિરે આવી પડવાનું છે.

એટલે આજના પ્રૌઢશિક્ષણમાં ગ્રંથાલયની આ ઉપયોગિતાની દૃષ્ટિ ધ્યાનમાં રખાવી ઘટે. આપણે ત્યાં ફરતાં પુસ્તકાલયો છે, પરંતુ ગ્રંથાલયોની સંખ્યા વધારીને મોટાં માણસોમાં તેનો લાભ લેવાની વૃત્તિ જગાડવી જોઈએ. પ્રૌઢશિક્ષણમાં મોટી ઉંમરનાં માણસો આવતાં હોય તેમના દ્વારા એ કામ આરંભી શકાય. જોકે અનુભવ એવો થયો છે કે, મોટપણે એ વૃત્તિ એકાએક જગાડી શકાતી નથી, છતાં ધીરજ રાખીને પ્રૌઢશિક્ષણના વર્ગોમાં જ આવું ગ્રંથાલયના ઉપયોગનું જ્ઞાન પણ આપવું જોઈએ. તેમને પુસ્તકાલયો, તેમની ગોઠવણી, વાપર, વ્યવસ્થા વગેરે વારંવાર બતાવવાં ઘટે. પુસ્તકો પણ વાંચવા માટે પૂરાં પાડવાં જોઈએ. એમ કરતે કરતે થોડોઘણો રસ જરૂર જગાડી શકાશે. તેમાંયે ખાસ કરીને નીચેની વસ્તુ તરફ વધુ ધ્યાન આપવું જરૂરી થશે:

(૧) જ્ઞાનના સંદર્ભગ્રંથો વાપરવાની ટેવ પાડવી જોઈએ.

(૨) આનંદ આપે તેમ જ માહિતી પૂરી પાડે તેવા ગ્રંથોમાંથી આનંદ ને જ્ઞાન મેળવવાની રીત શીખવવી જોઈએ.

(૩) ઉત્તેજન આપે, ઉત્સાહ આપે, કંઈક આદર્શ તરફ ધકેલે એવાં પુસ્તકો તરફ વાળવાનો મહાવરો પાડવો જોઈએ. *

શિ૦ પ્રા૦ શુકલ

* શનિવાર, તા. ૯-૧૦-'૫૦ ને રોજ અમદાવાદ શહેર સમાજ શિક્ષણ સમિતિના શિક્ષક તાલીમ વર્ગમાં આપેલાં વ્યાખ્યાનનો સાર.

# નિર્વાસિતોનો પ્રશ્ન

(થોડાક આંકડા)

પશ્ચિમ તથા પૂર્વ પાકિસ્તાનમાંથી અત્યાર સુધી કુલ ૮૨ લાખ નિર્વાસિતો હિંદમાં આવ્યા છે. તેમાંથી પશ્ચિમ પાકિસ્તાનમાંથી ૫૦ લાખ આવ્યા છે. તે ૫૦ લાખમાંથી ૩૦ લાખ ગ્રામજનો છે અને ૨૦ લાખ શહેરી છે. પરંતુ ૫ લાખ ગ્રામજનો કે જેમને જમીનો આપવામાં આવી હતી તેમણે શહેરમાં પણ પગદંડો રાખવાનું નક્કી કર્યું છે; એટલે શહેરીઓની સંખ્યા ૨૫ લાખ થઈ છે.

પશ્ચિમ પાકિસ્તાનમાંથી આવેલાં ૬ લાખ ૨૪ હજાર કુટુંબોને હિંદી સંઘનાં ૧૬ જુદાં જુદાં રાજ્યોમાં જમીનો આપવામાં આવી છે. જમીન સાથે ખેતીનાં ઓજારો, બળદ, બી વગેરે ખરીદવા રોકડ રકમો પણ આપવી પડે છે. જૂના કૂવા સમરાવવા કે નવા ખોદાવવા પણ મદદ આપવી પડે છે. ઉપરાંત, તે બધાં પોતાને મળેલી જમીનોમાંથી ગુજારો કરતાં થાય ત્યાર પહેલાં ૭ થી ૯ મહિના તેમને ખવરાવવું પડે છે. આમ ૧૯૫૦ના સપ્ટેમ્બરના અંત સુધી સરકારે તેમને માટે ૫ કરોડ રૂપિયા ખર્ચ્યા છે.

| રાજ્યનું નામ | જમીન મેળવનારની સંખ્યા | આપવામાં આવેલી રકમ |
|---|---|---|
| પંજાબ | ૪,૬૬,૯૦૦ | ૨,૮૪,૫૮૦૦૦ |
| પેપ્સુ સંઘ | ૧,૧૦,૪૦૦ | ૧૫,૭૧,૦૦૦ |
| રાજસ્થાન | ૩૯,૬૦૦ | ૧,૬૬,૫૧,૦૦૦ |
| ૧૧ બીજાં રાજ્યો | ૭,૪૦૦ | ૩૭,૩૬,૦૦૦ |
| કુલ | ૬,૨૪,૬૦૦ | ૫,૦૪,૧૬,૦૦૦ |

* ૧૧ બીજાં રાજ્યો એટલે અજમેર, ભોપાલ, મુંબઈ, દિલ્હી, હિમાચલ પ્રદેશ, કચ્છ, મધ્ય ભારત, મધ્ય પ્રદેશ, સૌરાષ્ટ્ર, ઉત્તર પ્રદેશ અને વિંધ્ય પ્રદેશ. થોડીક સંખ્યા મદ્રાસ અને મૈસૂરમાં પણ વસાવવામાં આવી છે.

હવે પશ્ચિમ પાકિસ્તાનમાંથી આવેલાં કુલ ૧૫૦૦૦ ગ્રામ કુટુંબો (અર્થાત્ ૭૫૦૦૦ માણસો)ને જમીનો આપવાની બાકી રહે છે. તે ૧૫૦૦૦ કુટુંબોમાંથી ૧૦,૦૦૦ કુટુંબો માટેની વ્યવસ્થા તો જુદાં જુદાં રાજ્યોમાં થઈને હાથ ઉપર લેવાઈ ચૂકી છે. હવે સવાલ ૫૦૦૦ કુટુંબો માટે જ બાકી રહ્યો છે. આ કુટુંબોના વડાઓ અત્યારે તો ખેતી સિવાયના ધંધાઓમાં રોકાયેલા છે. પણ તેમને જમીન મળતાં જ પોતાના વંશપરંપરાગત ખેતી-ધંધામાં તેઓ ચાલ્યા જશે.

હવે ૨૫ લાખ શહેરી નિર્વાસિતોનું શું થયું તે જોઈએ. પહેલાં રહેઠાણની વાત લઈએ. છેક છેલ્લા આંકડા પ્રમાણે જણાય છે કે ૧૪ લાખ ૭૦ હજાર જણને મુસલમાનોએ ખાલી કરેલાં ઘરોમાં વસાવવામાં આવ્યા છે. ૩ લાખ ૩૦ હજાર માટે નવાં મકાન બાંધવામાં આવ્યાં છે. ૨ લાખ ૫૦ હજારને લશ્કરી બરાકો વગેરેમાં વસાવ્યા છે. આમ ૨૦ લાખ ૫૦ હજારને માટે છાપરાવાળા રહેઠાણની વ્યવસ્થા થઈ છે. ઉપરાંત ૨૪૦૦૦ પ્લૉટ નિર્વાસિતોને આપવામાં આવ્યા છે. તેમાં તેઓ પોતાને મનગમતાં મકાન બાંધી શકશે. એ પ્લૉટોમાં ૧ લાખ ૨૫ હજાર માણસો વસી શકશે. અત્યારે ૧૦ રાજ્યોમાં બીજા ૭૭૦૦૦ નિર્વાસિતોને માટેનાં મકાનો સરકાર તરફથી બંધાવવામાં આવે છે. ૧૨ નવાં શહેરો બાંધવાની યોજના છે. તેમાં કલ્યાણ પાસેના શહેરમાં ૧ લાખ ૩૦ હજાર નિર્વાસિતો રહી શકશે.

| રાજ્ય | તૈયાર મકાન | બંધાતાં મકાન | પ્લૉટ |
|---|---|---|---|
| અજમેર | — | — | ૪૦૦ |
| મુંબઈ | ૭,૨૦૦ | ૨,૧૩૦ | ૬,૭૦૦ |
| દિલ્હી | ૧૨,૭૫૦ | ૪,૧૧૦ | ૧,૯૦૦ |

| | | | |
|---|---|---|---|
| કચ્છ | ૨,૦૯૦ | ૧,૪૪૦ | — |
| મધ્ય ભારત | ૬૦૦ | ૨૨૦ | — |
| મધ્ય પ્રદેશ | ૩,૨૧૦ | ૨,૬૯૦ | — |
| મૈસૂર | — | ૫૦ | ૧૫૦ |
| પેપ્સુ | ૩,૮૬૦ | ૧૦૦ | — |
| પંજાબ | ૨૧,૮૦૦ | ૮૦૦ | ૬,૨૦૦ |
| રાજસ્થાન | ૪૦૦ | ૧૦૦ | — |
| ઉત્તર પ્રદેશ | ૭,૪૮૦ | ૮૨૦ | ૮,૬૦૦ |
| કુલ | ૫૯,૯૯૦ | ૧૩,૧૬૦ | ૨૫,૩૫૦ |

આમ પશ્ચિમ પાકિસ્તાનમાંથી આવેલ ૨૨ લાખ ૫૦ હજાર શહેરી નિર્વાસિતોને છાપરાવાળાં રહેઠાણ મળેલાં છે કે તરતમાં જ મળવાનાં છે.

અલબત્ત આ બધા નિરાંતે વસી શકયા છે એમ ન કહેવાય. મોટાં શહેરોમાં ભારે ભીડમાં તેઓને વસવું પડયું છે. પણ એ તો સામાન્ય વસ્તી માટે પણ હંમેશ બને છે. પણ ધીમે ધીમે જેમ જેમ સરકારી રહેઠાણ-યોજનાઓ પૂરી થતી જશે, તેમ તેમ નિર્વાસિતોને તો રાહત થવા લાગશે.

હવે તેમને કમાણીવાળા ધંધા-રોજગાર મળવાની બાબત ઉપર આવીએ. પશ્ચિમ પાકિસ્તાનમાંથી આવેલા નિર્વાસિતોની કદર કરતાં આપણે કહેવું જોઈએ કે તેઓએ પોતાના વૈયક્તિક ઉદ્યમ અને સાહસવૃત્તિને લઈને પોતાની આજીવિકા મેળવવાની બાબતમાં જાતે જ પગભર થઈ જવા ઘણું કર્યું છે. સરકારે પણ તેમને પોતાના ચતુર્મુખી કાર્યક્રમ અનુસાર મદદ કરી છે.

સરકારી ખાતાએ ૧ લાખ ૪૩ હજાર નિર્વાસિતોને નોકરીઓમાં લઈ લીધા છે. એ રીતે તેમનાં આશ્રિતો મળી ૬ લાખ ૫૫ હજાર માણસોનું ૩૧ ઑકટો. ૧૯૫૦ સુધીમાં ઠેકાણું પડયું છે.

જેઓ આમ કચેરીઓ અને ઓફિસોમાં નોકરી કરી શકે તેવા ન હતા તથા જેમને કોઈ ઉદ્યોગ-ધંધાની ખાસ તાલીમ ન હતી, તેવાઓને જુદા જુદા ધંધા-રોજગારની તાલીમ આપવા ૨૦૦ કેન્દ્રો દેશભરમાં ખોલવામાં આવ્યાં છે. એ પ્રમાણે ૨૯૦૦૦ માણસોને તાલીમ અપાઈ ચૂકી છે અને બીજા ૧૨,૨૦૦ તાલીમ લઈ રહ્યા છે.

નાના દુકાનદારો કે વેપારીઓને અને સાહસિક મધ્યમ વર્ગના કે ઉપલા વર્ગના વેપારીઓ અને ઉદ્યોગ-પતિઓને સરકારે દુકાનો, કારખાનાંની જગાઓ તથા લોન આપીને મદદ કરી છે. જુદાં જુદાં રાજ્યોમાં થઈને ૫૪૦૦૦ દુકાનો તથા કારખાનાં અપાયાં છે.. ૨૬૦૦૦ દુકાનો તો નવી જ બનાવેલી છે; અને બાકીની મુસલમાનોએ ખાલી કરેલી તે છે.

૧ લાખ ૩૦ હજાર નાના દુકાનદારોને કે વેપારીઓને ૫૦૦૦ રૂપિયા સુધીની લોન આપવામાં સરકારે આઠ કરોડ રૂપિયા ખર્ચ્યા છે. ૫૦૦૦ રૂપિયા કરતાં વધારે રકમની લોનો ૩,૭૫૦ માણસોને આપવામાં આવી છે અને એમ સરેરાશ દરેક જણને ૧૦,૨૦૦ રૂપિયા આપવા પાછળ સરકારે ૩ કરોડ ૯૦ લાખ રૂપિયા ખર્ચ્યા છે. આમ બંને યોજનાઓ મળીને ૧,૩૩,૭૫૦ નિર્વાસિતોને કુલ ૧૧ કરોડ ૯૦ લાખ રૂપિયા અપાયા છે.

નિર્વાસિતોનાં બાળકોની કેળવણી પાછળ પૈસા ખર્ચ-વામાં તો સરકારે જરા પણ પાછી પાની કરી નથી. કારણ કે બાળકો એ તો ભવિષ્યનાં નાગરિકો છે. જે જે રાજ્યોમાં પ્રાથમિક શિક્ષણ મફત છે, ત્યાં તો નિર્વાસિત બાળકોને પણ મફત પ્રાથમિક શિક્ષણ માટે મધ્યસ્થ સરકાર તરફથી જોગવાઈ કરી દેવામાં આવી છે. માધ્યમિક શાળાઓ અને કૉલેજોમાં ભણતા વિદ્યાર્થીઓ માટે મહિને જણ દીઠ ૩૦ થી ૬૦ રૂપિયાની શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. એ રીતે અત્યાર સુધી સરકારે ૧ કરોડ ૫૦ લાખ રૂપિયા ખર્ચ્યા છે.

ઘરડેરાં, વિધવાઓ, અપંગો અને અનાથોનું પોષણ સરકારે પોતે જ માથે લીધું છે. અત્યારે સરકારી અનાથા-લયો અને છાવણીઓમાં એવાં ૪૦,૦૦૦ માણસો રહે છે. તેમનાથી થઈ શકે તેવાં કામોની તાલીમ પણ તેમને ત્યાં આપવામાં આવે છે.

પાકિસ્તાનમાં શહેરોની સ્થાવર મિલકતોની બેઠી આવક ઉપર જ જેમનો ગુજારો ચાલતો હતો તેવા ૧૧,૦૦૦ માણસોને તેમની મૂળ આવકના હિસાબે માસિક રકમ આપવામાં આવે છે. તેવાઓ પાછળ બે લાખ ૧૦ હજાર રૂપિયા મહિને સરકાર ખર્ચે છે.

આમ પશ્ચિમ પાકિસ્તાનમાંથી આવેલા ૫૦ લાખ નિર્વાસિતોને ઠેકાણે પાડવાનો પ્રશ્ન ખરેખર મોટે ભાગે હલ થઈ ગયો કહેવાય. અલબત્ત, તે બધાંને તેમની મૂળ સ્થિતિએ પહોંચાડવાનું તો શકય ન જ હોય. પણ તેમને પગભર કરવામાં અને વસાવવામાં મોટા ભાગની મજલ પૂરી થવા આવી કહેવાય.

# મજૂર પ્રવૃત્તિમાં ગાંધીજીનો ફાળો

## (૨)

[ ગયા અંકમાં ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં અને અમદાવાદમાં કેવી પ્રવૃત્તિ ચલાવી હતી અને તે અંગે તેમણે કેવા માર્ગો અખત્યાર કર્યા હતા, તે જોયું. હવે તેમની લડતની કાર્યપદ્ધતિ જોઈશું. ]

### ન્યાયી માગણી જોઈએ

કોઈ પણ મજૂર લડત લડવાનો પ્રસંગ આવે ત્યારે અગત્યનો મુદ્દો માગણીનો છે. ગાંધીજીની માન્યતા પ્રમાણે સાચા મજૂર કાર્યકર્તાની ફરજ છે કે, તેણે મજૂરોને જૂઠા વાયદા અને ખોટી આશાઓ આપીને ચડાવવા ન જોઈએ. માલિકોની પાસે માગણી કરતા પહેલાં તેની ઉચિતતા અનુચિતતાનો ખ્યાલ કરી તેને સત્યની કસોટીએ કસીને જ આગળ વધવું જોઈએ. ૧૯૧૮ની અમદાવાદની મજૂર લડત વખતે ગાંધીજીએ કહ્યું હતું કે,—

“મજૂરોની લડતનો આધાર કેવળ તેઓની માગણીના અને તેઓના કાર્યના ન્યાયની ઉપર રહેલો છે. જો માગણી ગેરવાજબી હોય તો મજૂરો જીતી ન શકે. માગણી વાજબી હોય પણ માગેલું મેળવવામાં અન્યાય વાપરે, જૂઠું બોલે, બીજાઓને દબાવે, આળસ કરે અને તેથી સંકટ ભોગવે તોપણ તે હારી જાય. કોઈની ઉપર દાબ ન મૂકવો અને પોતાના ભરણપોષણ જોગી મજૂરી કરવી, એ લડતની અંદર ઘણી જ જરૂરી વસ્તુઓ છે.”

આમ તેઓ માગણીની બાબતમાં બહુ ચોકકસતા જોઈએ એમ માનતા, મજૂરોની ’૧૮ની લડતમાં, મુંબઈને ધોરણે ૪૫% વધારો ન્યાયી લાગતો હોવા છતાં તે ન માગતાં તેમણે ૩૫% વધારો જ માગ્યો. આમ એમણે કસીને જ માગણી કરી. એમની માગણીનું વાજબીપણું તો દી૦ બ૦ શ્રી ઝવેરીએ ૬૦% વધારો આપવો જોઈએ, એમ સૂચવ્યું તે પરથી જ જણાઈ આવે છે.

### પ્રતિજ્ઞાનું મહત્ત્વ

વળી તેઓ ફક્ત માગણી કરી બેસી રહેવાનું કહેતા નહોતા. પણ એ માગણીની બાબતમાં જરા પણ ઢીલા થયા વગર એને ચુસ્તપણે વળગી રહી એ માટે લડત ઉપાડવી પડે તો તે પણ ઉપાડવી એવું તે માનતા. ’૧૮ની લડતમાં મજૂરો પોતાની પ્રતિજ્ઞામાંથી ખરી ન પડે એ માટે એમણે ઉપવાસ કર્યા અને મજૂરોને જાગ્રત કર્યા એ એનો નમૂનો છે.

### મજૂરનું સ્વમાન

વળી માગણી કરી બેસી રહેવાથી જ એમ ને એમ માગ્યું મળી જતું નથી. એને માટે મજૂરો પાસે હક્ક અને લાયકાત જોઈએ. માગણીનો હક્ક ત્યારે જ મળે જ્યારે એનામાં પૂરેપૂરી લાયકાત હોય; અને એ પોતાની જવાબદારી પૂરેપૂરી સમજતો હોય. એનો અર્થ મજૂર મજૂરીનું મહત્ત્વ અને તેની પવિત્રતા સમજે અને એ રીતે એ કામ કરે. ગાંધીજીએ એ મહત્ત્વ અને પવિત્રતા સમજાવતાં લખ્યું છે કે:

“મજૂર મજૂરી ન કરે તે તો સાકર પોતાની મીઠાશ છોડે એવી વાત થઈ. દરિયો પોતાની ખારાશ છોડે તો આપણને મીઠું કયાંથી મળે? મજૂર મજૂરી છોડે તો આ દુનિયા રસાતળ થઈ જાય. શીરીનને ખાતર ફરહાદે પથ્થર ફોડયા. મજૂરોની શીરીન તેઓની ટેક છે. તેને ખાતર મજૂરો પથ્થર કેમ ન ફોડે? સત્યને ખાતર મજૂરોને મજૂરી કરવામાં દુઃખ હોય તો એટલું દુઃખ સહન ન કરે? ટેકને ખાતર ઈમામ હુસેન અને હસેને ભારે દુઃખો ઉઠાવ્યાં. ટેક રાખવા સારુ આપણે કેમ મરવાને તૈયાર ન રહીએ?”

આમ મજૂરો યોગ્ય મજૂરી કરતા હોય, તેમનામાં યોગ્ય જવાબદારી હોય, અને એ રીતે માગણી કરે, છતાં તેમણે માલિકોને એ માગણી ઉપર પૂરતો વિચાર કરવા તક આપવી જોઈએ. એમાં જ એમની લાયકાત જણાઈ આવે છે. આવો સમય આવ્યો હોય

છતાં માલિકો એ સ્વીકારવા રાજી ન હોય તે છતાં તેમનું કહેવું તો સાંભળવું જ જોઈએ કેમ કે મજૂરોએ પોતાની ચળવળનો પાયો નીતિનો જ રાખવાનો છે. જો માલિકોનું કહેવું ન્યાયી હોય તો તે સ્વીકારવું જોઈએ અને એમાં જ નીતિ રહેલી છે. પણ છેવટે કંઈ જ તોડ ન આવે તો ત્યારે ગાંધીજી અહિંસક પ્રતિરોધ કરવાના હિમાયતી હતા. પણ લડતની તૈયારી પહેલાં સમજૂતીની બધી રીતના ન્યાયપૂર્ણ પ્રયત્નો થઈ ગયા હોવા જોઈએ, અને એ પ્રયત્નોમાં સફળતા ન મળે તો જ પછી એ હડતાલ પર જાય એવો તેમનો આગ્રહ હતો.

### ત્યાગ ને બલિદાન

પણ એ હડતાલની તૈયારી કરતાં પહેલાં દરેકે એ માટેના બલિદાનની અને દુઃખોને સહન કરવાની તૈયારી રાખવી જોઈએ. અમદાવાદની લડત પ્રસંગે ગાંધીજીએ કહ્યું હતું કે, —

"હું તમને ફરીથી કહું છું કે આપણે ભલે આશા રાખીએ કે થોડા દિવસમાં આ કામ પૂરું થઈ જશે, પણ તેમ આશા રાખતાં છતાં મક્કમ વિચાર રાખીશું કે, આપણી આશા પાર ન પડે ત્યાં સુધી કામ પર જોડાશું નહિ. મજૂરો પાસે પૈસા નથી, પણ પૈસાના કરતાં વધારે સારું ધન એના હાથ, હિંમત અને ખુદાનો ડર છે. કોઈ વખત એવો આવશે કે તમે ભૂખે મરો તો ભરોસો રાખજો કે તમને ખવડાવીને અમે ખાઈશું, તમને ભૂખ્યા મરી જવા નહિ દઈએ."

### અહિંસાની જરૂર

આટલો ત્યાગ અને બલિદાનની શક્તિ કેળવવા જેટલો મજૂરોને પોતાની શક્તિનો ખ્યાલ હોવો જોઈએ. જો મજૂરો પાસે કાંઈ પૈસા નથી તો તેઓની પાસે કામ કરી શકે એવા હાથ અને પગ છે. અને દુનિયામાં એવો એકે ભાગ નથી કે જ્યાં મજૂરો વિના ચાલી શકતું હોય. તેથી મજૂર જો બરાબર સમજે તો જાણી શકે કે ખરી સત્તા તેની છે. મજૂર વિના પૈસા રાંક છે. આટલું જ્ઞાન મજૂરોને થાય તો તેમને ખાતરી થયા વગર ન રહે કે તેને જીત મળશે જ. પણ એવી સત્તા ભોગવનાર મજૂરમાં એવા ગુણ હોવા જોઈએ. અને એ ન હોય તો તે નમાલો થઈ જાય. પરંતુ એ સત્તાનો એને ત્યારે જ અનુભવ થાય, જ્યારે એનાં કાર્યો અને વિચારો સત્ય અને અહિંસાના સિદ્ધાન્તો અનુસાર હોય. માલિકો તરફ લેશ માત્ર પણ હિંસા ન થવી જોઈએ. બલ્કે મજૂરોએ સારી રીતે સમજી લેવું જોઈએ કે, તેઓ કોઈ શક્તિ સાથે લડી રહ્યા નથી, પણ શોષણ કરનારી પ્રણાલીની વિરુદ્ધ તેમનો મોરચો છે. અને આવું અહિંસક વાતાવરણ મજૂરોમાં લાવવા માટે ગાંધીજીએ કેટલી કઠોર સાધનાની પવિત્રતા પર ભાર મૂક્યો છે, તે તેમના જ શબ્દોમાં આપણે જોઈએ. તેમણે કહ્યું છે કે,

"અમે માલિકોનું બૂરું કરી કે ઇચ્છા ન શકીએ, અને અમારા દરેક કાર્યમાં તેઓના હિતનો વિચાર રહે જ છે. માલિકોનું હિત જાળવીને અમે મજૂરોનું હિત સાધીએ."

### ઉદ્યોગ પ્રત્યે મમતા

વળી મજૂરો નાની નાની માગણી લાવી માલિકોને હેરાન ન કરે. એમને ઉદ્યોગ પ્રત્યે વફાદારી અને જવાબદારીનું ભાન હોવું જોઈએ. તે ભાન કરાવતાં ગાંધીજીએ કહ્યું છે કે:

"તમે મિલોમાં કેવળ મજૂરો નથી. તમે મિલોની હસ્તીને સારુ જવાબદાર છો. જ્યારે માલિક ઉપર ભીડ આવી પડે, જ્યારે નફો ઓછો રહે અને વેપાર ઘણી મુશ્કેલીથી ચલાવી શકે ત્યારે તમારો ધર્મ છે કે, વધારે પગારની તમે આશા ન રાખો. હું એવો પણ સમય કલ્પી શકું છું કે, વફાદાર નોકર પોતાના માલિકની વગર પૈસે સેવા કરે અને કહે કે તમારે મૂંઝાવાની જરૂર નથી. જ્યાં સુધી અમે જીવતા છીએ ત્યાં સુધી મિલને બંધ નહીં થવા દઈએ અને પગાર વગર કામ કરીશું."

આમ મજૂરોએ માગણી કરવી તો કસીને વાજબી કરવી, એમાં સત્ય હોય. એ માગણીમાંથી ખસવું ન પડે તેવી અડગતા રાખવી.

વળી મજૂરને પોતાના હક્ક અને જવાબદારીનું ભાન અને મજૂરીનું મહત્ત્વ હોય, ત્યાગ અને બલિદાનની શક્તિનો ખ્યાલ હોય. તેણે ઉદ્યોગ પ્રત્યે વફાદારી રાખવી અને છતાં પોતાનું સ્વમાન જાળવવું જોઈએ. આ શીખવવા ઉપરાંત પ્રેમ અને અહિંસાનો મહામૂલો પાઠ પણ તેમણે આપ્યો.

મજૂરની લડત માટે આ જાતની તૈયારી હોય તો તેમાં સફળતા જ મળે. આ લડત એટલે હડતાલ. તે વિષે હવે પછી જોઈશું.

ચાલુ ] **મનુભાઈ દેસાઈ**

# માસિક વિવેચન

**શ્રી ઠક્કરબાપા**

કેટલાક વખતથી શ્રી ઠક્કરબાપા માંદા હતા. તેમાંથી શુક્રવાર તા. ૧૯મીએ રાતે તેમનો સ્વર્ગવાસ થયો. આપણે માટે શુક્રવાર છેલ્લાં ત્રણ વરસથી ભારે લાગે છે. એ જ વારે બાપુ ને સરદાર ગયા, અને હવે બાપા જાય છે. આપણી પેઢીના આ ત્રણ મહાપુરુષો હતા. એમના સમકાલીન રરીકે આપણે નિર્દોષ ગૌરવ લેવા જેવી એ વાત છે. ત્રણે સ્વભાવે અને સાધનામાં જુદા, છતાં જીવન-ભરના સાથી હતા અને પોતાની પ્રતિભા પોતપોતાની રીતે છતાં દેશના એક જ કામમાં અર્પી. એમાં બાપાનું કામ નોખું પડતું હતું; સરદારનું કામ નોખું પડતું હતું. બંનેનો ત્રિવેણી-સંગમ બાપુના કામમાં થતો હતો. ઈ. સ. ૧૯૧૪માં બાપા ગોખલેજીની ભારત સેવક સમાજમાં જોડાયા; અંત સુધી તેના સભ્ય રહ્યા. છતાં ગાંધીજીના ગુજરાતની જોડે તે બરોબર રહ્યા. એમનું કાર્યક્ષેત્ર દલિત, અપમાનિત કે ઉપેક્ષિત એવી કોમોની સેવાનું હતું. એ ક્ષેત્ર એમણે અપનાવ્યું. એની કદર રાષ્ટ્ર સ્વતંત્ર થયું ત્યારે બરોબર થઈ. બંધારણસભાને આદિવાસીનું ને હરિજનનું કામ થાળે પાડવામાં એમની અમૂલ્ય સેવા કામ આવી. આ કોમોને આવા પવિત્ર, આવા દીક્ષિત, આવા અડગ અને નિષ્કામ સેવક બીજા નથી મળ્યા. એમનો વારસો બાપાના પુત્રો જેવા પરીક્ષિતલાલ અને એમના જેવા સેવકોએ સંભાળવો જોઈએ. અને બાપાની અભ્યાસી વૃત્તિ વિદ્યાર્થીઓએ પાઠ લેવા જેવી હતી. એ રીતે બાપા રાષ્ટ્રના જીવનમાં અમર રહ્યો.

૨૧-૧-'૫૧

**રાષ્ટ્રીય પ્રાયશ્ચિત્ત દિન**

રાષ્ટ્રપિતાના નિર્વાણદિનને 'સર્વોદય દિન' નામ આપવામાં આવ્યું છે, એ ઠીક છે. પણ તેનું સાર્થક નામ તો 'રાષ્ટ્રીય પ્રાયશ્ચિત્ત દિન' હોવું ઘટે. દેશના બધા લોકોએ આ દિવસે એમને નામે 'પ્રાયશ્ચિત્ત' તેના સાચા અર્થમાં કરવું ઘટે. આજે તે ગયા છે, પછીથી આપણને તેમની યાદ આવે છે. તે ભાવમાં આવીને શ્રી ભગવાનદીને લખેલો એક લેખ આ અંકમાં ઉતાર્યો છે. તેનું કટાક્ષ જવા દઈએ, પણ એટલું તેમાંથી જરૂર નીતરી રહે છે કે, દરેક પોતાને પૂછે કે, આપણે અસ્પૃશ્યતા કાઢી છે? કોમી એકતામાં રહસ્ય રહેલું છે તે હવેય દેખાય છે? ગરીબની સેવા કેટલી કરીએ છીએ? રોટલો કમાવામાં રાષ્ટ્રનો કેટલો દ્રોહ કરીએ છીએ?

આ ચિંતન રોજ કરવું ઘટે. તેની સચોટ રીત રોજ યજ્ઞભાવથી કાંતવાનું રાખવું એ છે. તે વડે રાષ્ટ્રનું ધન તો વધશે જ, પણ ગાંધીજીને સાચે તારે જોડી આપનાર જો કોઈ જપમાળા જેવી ચીજ હોય તો રેંટિયો છે. રાષ્ટ્રે એ દ્વારા 'પ્રાયશ્ચિત્ત' કરતા રહેવું જોઈએ.

૧૭-૧-'૫૧

**અભિનંદન**

નેપાળમાં રાણાશાહીએ આજના યુગના ઇતિહાસના વિધિ-લેખ સમજી લઈને તાત્કાલિક ઘટતું પગલું ભર્યું છે તે માટે તેને ધન્યવાદ ઘટે છે. તેણે મહારાજાને પાછા સ્વીકાર્યા છે અને જાહેર કર્યું છે કે, પ્રજાના પ્રતિનિધિઓને વચગાળાનું પ્રધાનમંડળ રચી તેમાં લેવામાં આવશે, અને નેપાળનું રાજ્યબંધારણ ઘડવા બંધારણ-સભા બોલાવવામાં આવશે, જેની તૈયારી કરવામાં આવશે.

આ સવાલ સારી રીતે ઊકલ્યો તે માટે સૌ લાગતાવળગતાને અભિનંદન. પં. જવાહરલાલજીએ આ પગલાને વધાવ્યું. તેથી પ્રેરાઈ નેપાળ કૉંગ્રેસના નેતાઓએ આ પગલાને વધાવી લીધું. તેમાં તેમણે ડહાપણ બતાવ્યું છે, તે માટે શાબાશી આપવી જોઈએ. હવે નેપાળ સાચી પ્રગતિને પંથે વળે, એવી પ્રાર્થના કરીએ.

૧૭-૧-'૫૧

**બ્રિટિશ કૉમનવેલ્થ**

હિંદ છોડીને જવાની સાથે બ્રિટિશ કૉમનવેલ્થે તેનું જૂનું સામ્રાજ્યવાદી લક્ષણ ખંખેરી નાખ્યું, એ હવે તો સાફ કહી શકાય. ગયે મહિને પં. જવાહરલાલજી આ રાજ્યસમૂહના વડા પ્રધાનોની પરિષદમાં જઈ આવ્યા. અત્યારના જગતના રાજકીય સવાલો વિષે વિચાર-વિનિમય કરવા આ પરિષદ મળી હતી.

પાકિસ્તાનના વડા પ્રધાને તેમાં જવાની છેવટની ઘડીએ રોષણું લીધું. તેમણે કહ્યું કે, કાશ્મીરનો પ્રશ્ન પરિષદના

કાર્યક્રમમાં રાખો તો જ આવું. બ્રિટિશ વડા પ્રધાને કહ્યું કે, એમ કરવામાં મને વાંધો ન હોય; પણ તે વાત બધા વડા પ્રધાનો અને ખાસ તો હિંદના વડા પ્રધાન સ્વીકારે તો બને; અને એમને હવે પૂછું શી રીતે? કેમ કે તેઓ તો હવે લંડનને રસ્તે વચમાં હશે. એટલે તમે અહીં તો આવો અને બધા અહીં વિચારી લઈશું. શ્રી લિયાકતઅલીખાને કહ્યું કે, બધા પ્રધાનો આવે ત્યારે એમને પૂછીને જણાવો, પછી નીકળીશ. એટલે પરિષદે કહ્યું કે, વિધિસર આ ચર્ચા તો ન લઈ શકીએ, પણ અવિધિસર જેવી ઇચ્છો એવી ચર્ચા કરવામાં વાંધો નથી. એટલે લિયાકતઅલીખાન ગયા. ને ચર્ચા પૂરી ગુપ્તતાથી ત્રણેક વાર થઈ. પણ જેનો ઉકેલ સીધો છે તે ન લેવો હોય ત્યાં ઉકેલ સંભવે શી રીતે?

કૉમનવેલ્થ પરિષદે મુખ્ય વિચાર ચીન અને કોરિયા અંગે કર્યો લાગે છે. આ સવાલનો મુખ્ય મુદ્દો કોઈ રીતે અમેરિકાનો પિત્તો કાબૂમાં લેવાનો છે. આ પરિષદે ચીનની સામ્યવાદી સરકારને માન્ય કરવા વિષેની વાત ઠીક ચોખ્ખી કરી. અમેરિકા ફૉર્મોસામાં લશ્કરી ધામો નાખીને ચાંગ-કાઈ-શેકના ઓઠાથી રમત રમ્યા કરે છે, એ મૂળ આંટી છે. તે ઉકેલવામાં જગત ફાવે તો જ યુદ્ધ ટેલાઈ શકે એમ છે. અને જવાહરલાલજીએ કહ્યું એમ, લોકમાનસે ઠેકાણે રહેવું જોઈએ. યુદ્ધ આવે છે, આવે છે, એમ મનને ન કેળવતાં, શાંતિ જ રાખવી છે એવી હવા પેદા કરવી જોઈએ. હિંદનો અવાજ કૉમનવેલ્થ પરિષદમાં આ વસ્તુ કહે, એ ગાંધીજીના ભારતને માટે ભારે ગૌરવ લેવા જેવી વાત છે.

૧૪-૧-'૫૧

## કાશ્મીર અને 'યુનો'

'યુનો' આગળ કાશ્મીરનો પ્રશ્ન ક્યારનો પડ્યો છે. છેલ્લે તેણે ન્યાયમૂર્તિ સર ઓવન ડિક્સનને મોકલ્યા, તેમનો રિપોર્ટ યુનોને મળ્યો, પણ તેનો વિચાર એ સંસ્થા હાથ પર લેતી નથી. કસમોડા કરે છે. આમ કેમ?

બીજી બાજુથી પાકિસ્તાન કૉમનવેલ્થ પરિષદમાં એ સવાલને શું કામ આણવા મથ્યું?

એનું કારણ ડિક્સનના રિપોર્ટમાં શોધવું જોઈએ. ડિક્સને તેમાં કહ્યું છે કે, પાકિસ્તાને આંતરરાષ્ટ્રીય કાયદા અને નીતિનું ઉલ્લંઘન કર્યું છે. પાકિસ્તાન સામે આ જ આપણી ફરિયાદ હતી. હવે એ સાચી ઠરે છે. એટલે 'યુનો'નો પાકિસ્તાન-પક્ષ ગૂંચવાઈ પડ્યો તો ન હોય? કૉમનવેલ્થ પરિષદનો કોઈ વડો પ્રધાન કાશ્મીરના આ કોકડાને ઉકેલવા નવી કાંઈ સૂચના ન આપી શક્યો. એ કામમાં તો ડિક્સનેય હાથ ધોયા હતા. એટલે હવે જોવાનું એ રહે છે કે, યુનો શું પગલું આગળ ભરે છે?

આ આખા મામલામાં સૌને માટે સારી વસ્તુ એ છે કે, મારામારી મોકૂફ રહી શકી છે. તે હવે કાયમી શાંતિમાં પરિણમે એ જ 'યુનો'એ સાચેસાચ ઇચ્છવું જોઈએ.

૧૪-૧-'૫૧

## એક વિચિત્ર અસંગતતા

એસ. એસ. સી. પરીક્ષાના પ્રશ્નપત્રો અંગ્રેજીમાં નીકળે છે, એ કેવું બેહૂદું છે, એ વિષે એક ભાઈ લખે છે: એસ. એસ. સી.ની યોજના એવી છે કે, વિદ્યાર્થી ભાષામાં અંગ્રેજી વિષય ન લે તોય તેમાં બેસી શકે છે. છતાં તેને ભૂગોળ, ઇતિહાસ, ગણિત ઇ૦ના પ્રશ્નપત્રો અંગ્રેજી ભાષામાં પૂછવામાં આવે, એનો શો અર્થ? અંગ્રેજી છોડી દઈને હિંદી લઈને જો એસ. એસ. સી. પાસ કરી શકાય તો, તેનો અર્થ એ થયો કે, કોઈ અંગ્રેજી ન જાણતો હોય તોપણ આ પરીક્ષામાં બેસશે. તો પછી તેને અંગ્રેજીમાં પ્રશ્નપત્રો આપવામાં કેવળ જૂની ઘરેડની જડતા જ રહેલી છે એમ ગણાય. આ હવે દૂર થવી જોઈએ.

૧૪-૧-'૫૧

## વગર ધંધાનો ધંધો

નવા વરસે પ્રાથમિક શાળાઓમાં પાઠ્યપુસ્તકો કયાં ચલાવવાં તે અંગે સરકારે એક લાંબો ઠરાવ બહાર પાડ્યો છે. એ જોઈને એક જ ઉદ્ગાર તરત નીકળે છે તે એ કે, સરકાર આ વગર ધંધાનો ધંધો શું કામ લઈ બેઠી? પ્રાથમિક શાળા માટે મકાનો બાંધવામાં જો આ હવે કેન્દ્રીય વ્યવસ્થા ઊભી કરે ને કામ લે, તો કાંઈક કરવા

જેવું પણ ગણાય. પણ જેમાં વિકેન્દ્રણ કરી સ્થાનિક સ્વરાજ સંસ્થાઓને સમજભરી છૂટ ને મોકળાશ આપવી ઘટે, તેમાં નાહક આટલો બધો પરિશ્રમ શું કામ લીધો? એથી કેટલીય ચિત્રવિચિત્ર વસ્તુઓ તે કરી બેઠી છે. અને જે ચોપડી નક્કી કરી છે તે સારી જ છે એમેય નથી. તેમાં સૌથી નિંદ્ય ભૂલ વડોદરા રાજ્યની પ્રતાપ વાચનમાળા ૧૯૫૧–૫૨માં ચલાવવાનું કહેવામાં કરી છે. એ માળાને હવે સ્થાન શી રીતે હોઈ શકે? કદાચ માનો કે તેની નકલો પડી રહી હોય, તે સરકાર ખપવી કાઢવા માગે છે. પણ તે વિચાર સ્વરાજમાં અને દેશી રાજાશાહીનો યુગ નાબૂદ થયા પછી શી રીતે સંગત બની શકે?

સરકાર બે વરસથી પાઠ્યપુસ્તક-નીતિમાં ગોથાં ખાયા કરે છે, પરિણામે શિક્ષણ પર માઠી અસર થાય છે; તેમાં તેની આવી ભૂલભરેલી નજર જ મુખ્ય કારણ છે. સ્કૂલ બોર્ડો હવે પરાયાં નથી; તેમના પર વિશ્વાસ રાખી, તેમને વિશ્વાસમાં લઈને, આનો વિચાર કરવો જોઈએ. કેવળ અમલદારશાહી પર વિશ્વાસ પણ ઘાતક છે. લોકશાહી બે વચ્ચે સુમેળ ચાહે છે. સ્વરાજ પછી સુરાજ જોઈએ એ ખરું; પણ સ્વરાજ વગર સુરાજ ન સંભવે, એ યાદ રાખવું જોઈએ.

૧૭–૧–'૫૧

## 'રાજવી મંડળ'

આ યુગ સંગઠનનો યુગ કહેવાય છે. નહિ તો રાજાઓનું મંડળ નીકળે ખરું? વડોદરાના માજી રાજા શ્રી પ્રતાપરાવ અને બીજા કેટલાક મળીને મુંબઈમાં રાજાઓનું મંડળ કાઢ્યું છે! કોઈને નવાઈ લાગે તો કહેવું જોઈએ કે, માજી અંગ્રેજ સરકારે જ એવા મંડળની શરૂઆત કરેલી : 'ચેમ્બર ઑફ પ્રિન્સિઝ' નામની સંસ્થા આવું જ મંડળ હતું. માત્ર ફેર એટલો છે કે, તે ત્યારની સરકારને માન્ય હતું; અત્યારનું રાજવીમંડળ માન્ય ન હોય એમ લાગે છે. પણ એ કોઈ ને કોઈ કાયદાથી રજિસ્ટર થયું હશે કે કેમ, એ સવાલ થાય ખરો.

રાજાઓના મંડળે શા ઠરાવ કર્યા તે તો ખબર નથી. પણ છાપાં જણાવે છે કે, સ્વરાજમાં પોતાના મોભાને છાજે તેવો ધંધો તેઓ માગે છે. હિંદનું બંધારણ સર્વની સમાનતા ઉપર રચાયું છે, પછી પણ આ રાજાઓ પોતાનો કયો ઊંચો મોભો કલ્પીને નાહક દુઃખી થતા હશે તે સમજાતું નથી. હા, એ એમની ફરિયાદ સાચી છે ખરી કે, તેમને ધંધો નથી, તે જોઈએ વેલેસ્લીએ તેની પેલી લશ્કરી સહાયકારી પદ્ધતિ કાઢી ત્યારથી ધીમે ધીમે રાજાઓ તેમનો ખરો ધંધો ખોતા ગયા છે. અંગ્રેજોને એવા વગર રાજ્યધંધાના રાજા પાલવતા હતા. પણ સ્વરાજને તે કેવી રીતે પાલવે? એટલે તે આવતાં રાજાઓ પોતાના જે હાલ અંગ્રેજોએ કરેલા તે પ્રત્યક્ષ પામી શકયા. આને માટે તેમણે સ્વરાજના ઉદયનો આભાર માનવો જોઈએ. અને બંધારણે તેમને નવું જીવન શરૂ કરવા માટે મદદરૂપ જે વર્ષાસન ૬૦ આપ્યાં છે, તેનો દેશસેવામાં ઉપયોગ કરીને ભારતના ગૌરવશાળી નાગરિકો બનવા ઝટ સમજી લેવું ઘટે. આ ધંધો ઓછો માનભર્યો નથી. આ બાબતમાં ભારતના માજી રાજવીઓએ, જાપાનના તેમના જેવા રાજવીઓએ ગયા સૈકાના ઉત્તરાર્ધમાં જે મહા ત્યાગ અને તેને શોભે એવું ઉદાર નાગરિક વર્તન દાખવ્યું, તે પરથી ધડો લેવો જોઈએ. મંડળ રચીને કાંઈ કરવું હોય તો આ કરવા જેવું ખરું. એમાં ભારતની સાચી વફાદારી રહેલી છે; તેનો ઠરાવ કરવાથી તે નથી દેખાવાની.

૧૭–૧–'૫૧

## શરીરશ્રમ વડે કેળવણી

રાષ્ટ્રની સાચી અને સંગીન કેળવણી રચવામાં રસ લેતાં ભાઈ બહેનોને નીચેની ખબર કહેવા જેવી માની, 'બાળમિત્ર'માં શ્રી બબલભાઈ મહેતાના એક લેખ પરથી તે ઉતારી છે:

"ગઈ ધનતેરશ તા. ૭-૧૧-૫૦થી તા. ૧૪-૧૧-૫૦ સુધી થામણા ગામમાં એક શરીરશ્રમ સપ્તાહ ઊજવાઈ ગયું. પાંચ શિક્ષકો અને તેર વિદ્યાર્થીઓ મળી કુલ અઢાર ભાઈએ તેમાં ભાગ લીધો. આપણા આજકાલના વિદ્યાર્થીજીવનમાં સ્વેચ્છાએ સ્વીકારેલો શરીરશ્રમ જીવનઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

"સવારે ૬-૩૦ થી ૧૦-૩૦ (અડધો કલાક નાસ્તાનો સમય બાદ) અને સાંજે ૪-૩૦ થી ૬-૦ એમ રોજ નિદાન પાંચ કલાક શરીરશ્રમ કરાતો.

સવારના વખતે એમાં ગામના પણ ૧૫–૨૦ ભાઈઓ જોડાતા હતા.

"સાત દિવસમાં એમણે એક વિશ્રાંતિસ્થાન તૈયાર કર્યું, શાળાના રસ્તામાં પાણી ભરાતું હતું એ સડક તૈયાર કરી, તળાવની તૂટી ગયેલી પાળનાં બે મોટાં કોતરો પૂર્યાં, અને થામણાથી ઉમરેઠ જતા રસ્તાને છેલ્લા ચોમાસાના અતિ વરસાદથી જે નુકસાની થઈ હતી એની મરામત કરી. આમ સાત દિવસમાં ગણતરી કરતાં આશરે ૬૦ ઘાસ માટીકામ, એટલે સહેજે રૂ. ૨૨૫થી રૂા. ૨૫૦નું કામ થયું કહેવાય.

"એમની સામાન્ય દિનચર્યા નીચે પ્રમાણેની હતી:

સવારે ૫ા વાગ્યે ઊઠવું
૫ા થી ૬ શૌચાદિથી પરવારવું
૬ ,, ૬ા પ્રાર્થના અને વર્ગ
૬ા ,, ૮ા શરીરશ્રમ
૮ા ,, ૯ નાસ્તો
૯ ,, ૧૦ા શરીરશ્રમ
૧૦ા ,, ૧૧ા સ્નાન
૧૧ા ,, ૧૨ા ભોજન
૧૨ા ,, ૨ા આરામ, સ્વાધ્યાય
૨ા ,, ૩ા કાંતણ
૩ા ,, ૪ા વર્ગ
૪ા ,, ૬ શરીરશ્રમ
૬ા ,, ૭ ભોજન
૭ ,, ૯ પ્રાર્થના તથા અન્ય કાર્યક્રમ

"જમવાની વ્યવસ્થા ગામલોકોએ કરી લીધી હતી અને સાતેય દિવસ હોંશે હોંશે એક એક ઘરમાં બબ્બે વિદ્યાર્થીઓને વહેંચી લીધા હતા.

"આવાં સપ્તાહો ઠેર ઠેર ઊજવાય તો આપણા વિદ્યાર્થીઓ અને આપણાં ગામડાં વચ્ચેનો સાચો સંબંધ બંધાય અને આપણા વિદ્યાર્થીઓને એમનામાં કેટલી અને કેવી કેવી શક્તિ પડી છે એનું ભાન થાય."

૧૪–૧–'૫૧

## હાર્યો જુગારી બમણું રમે!

—એવી આપણામાં કહેવત છે. જગત આજે ઉમદા નીતિજીવન અને માનવતાની બાબતમાં હારતું જાય છે; આરામી જીવન મેળવવું એ એક જુગારીના ખેલ જેવી નિષ્ઠુર વસ્તુ બની ગઈ છે; તેની આડે ધર્મ કે દયા કાંઈ ટકી શકતાં નથી. આની પાછળ યુદ્ધની માનવતા-શૂન્ય કરપીણતા કેવી કારણરૂપ બની છે, તે નીચેની શ્રી ગોપાળદાસ પટેલે મારા ધ્યાન ઉપર આણેલી નોંધ પરથી જણાશે. — આપણે ત્યાં શબ્દવ્યૂહ, આંક-ફરક, ઘોડદોડ ઇત્યાદિને નામે ચાલતી બધી અવક્રિયાઓમાં પણ જીવનથી હારેલું આવું જ માનસ કામ નથી કરી રહ્યું? તે નોંધ નીચે મુજબ છે —

'યુનાઇટેડ નેશન્સ વર્લ્ડ' ઑક્ટોબર, ૧૯૫૦, પોતાના 'વિશ્વની સ્થિતિ' નામે અપાતી નોંધોમાં એક નોંધ નીચે પ્રમાણે લે છે:

"યુરોપના જુગારના અડ્ડાઓના સંચાલકો, કે જે કદાચ મનુષ્યની મનોદશાના પરીક્ષણ માટે સૌથી વધુ જાણીતા છે, તેઓએ અમને જણાવ્યું છે કે, ૧૯૫૦ના વર્ષમાં સૌથી વધુ 'મરણિયો' જુગાર ખેલાયો છે. લખપતિઓ જ નહીં, પણ સામાન્ય માણસો પણ જુદા જુદા જુગારોમાં પોતાનાં ખિસ્સાનાં તળિયાં લગી ઊંડા પહોંચી ગયા છે.

"આ નિરીક્ષકોના જણાવ્યા પ્રમાણે, ૧૯૫૦ના જુગારીની મનોદશા મરણિયા માણસ જેવી રહી છે, કે જેને હવે કશું વધુ ગુમાવવાનું બાકી રહ્યું નથી! આ નિરીક્ષકોને હજારો વાર ધનિક તેમ જ ગરીબ બંનેને મોંએ કડવા સ્મિત સાથે સાંભળવા મળ્યું છે કે, 'શી ફિકર છે? — અણુબોમ્બ આપણો ગમે તે રીતે ખુરદો કાઢી જ નાખવાનો છે ને!' ગયાં વરસોમાં મરણિયો જુગારી એ અપવાદરૂપ હોતો. આ વર્ષે, સાવચેત રહીને રમનારો જુગારી અપવાદરૂપ બન્યો છે, અને મરણિયો જુગારી મુખ્ય નિયમરૂપ બન્યો છે."

૧૪–૧–'૫૧

## વિના કારણ ખુવારી

અમેરિકામાં અકસ્માતથી થતાં મરણ અને ઈજાનું પ્રમાણ ઘણું વધતું ચાલ્યું છે. દર વર્ષે ૩૫૦૦૦ મરણ તો હવે કાયમનો બનાવ બની ગયો છે; બધા બાળ-રોગોથી થતાં મૃત્યુ કરતાં અકસ્માતથી મરણ પામતાં ૧ થી ૧૪ વર્ષનાં બાળકોનુ પ્રમાણ વધી ગયુ છે.

'ન્યૂ યૉર્ક ટાઇમ્સ' (નવેમ્બર ૭, ૧૯૫૦) તે અંગે ટીકા કરતાં લખે છે:

"ગમે તે રીતે અમેરિકાની જનતાએ અકસ્માતથી નીપજતાં આ બિનજરૂરી કતલ અને દુઃખ વધુ અસરકારક રીતે નિવારવા કટિબદ્ધ થઈ જવું જોઈએ. સરખામણીથી જણાય છે કે, અમુક ગાળા દરમ્યાન તો અકસ્માતથી થયેલી ખુવારી બીજા વિશ્વયુદ્ધની સૌથી વધુ કારમી લડાઈઓમાં થયેલી ખુવારી કરતાં પણ વધી જાય છે! કોરિયાના યુદ્ધમાં થયેલી આપણા માણસોની ખુવારી કરતાં તો તે ક્યાંય વધારે છે. આ નિવારી શકાય એવી ખુવારીનું પ્રમાણ સૌથી વધુ ગંભીર બની ગયું છે. તેને હળવું કરવામાં પોતાનો ભાગ ભજવવાની આપણામાંથી દરેકની ફરજ છે."

ઘણા માને છે કે, વિજ્ઞાનની પ્રગતિ નરી સારી વસ્તુ છે, પણ તેનાંય ઉપપરિણામો જોવાં જોઈએ. વેગ અને ગતિના વધારેપડતા આરાધનથી માનવપ્રાણી સુખી જ થાય એવું નથી. પરંતુ આજે તો આંધળા બની જ્યાં ત્યાં વેગ અને ગતિ પાછળ જ પડ્યા છીએ. તો તેની સાથે મરણ પણ પોતાની ગતિ ગોઠવી લે જ, એ કુદરતી નહિ? જગતમાં બધું સાક્ષેપ જ છે ને?

૧૪-૧-'૫૧

**પૂર્વ આફ્રિકાના પત્રમાંથી**

તા. ૨૮-૧૧-'૫૦ના પત્રથી પૂર્વ આફ્રિકાથી એક ભાઈ લખી જણાવે છે, તેમાંથી ત્યાં રહેતા આપણા ભાઈઓને અંગે વિશેષ ખબરો નીચે પ્રમાણે મળે છે:

"નવેમ્બરના અંકમાં 'માસિક વિવેચન'ના કૉલમમાં 'પૂર્વ આફ્રિકાના પત્રમાંથી' જે ઉતારો આપ્યો છે, એ ફક્ત અમુક નોકરિયાત અને કારીગર-વર્ગ માટે જ સાચું છે. એમાં સરકારી ખાતાંઓમાં કામ કરતા અમલદારો અને બીજા જૂના નોકરિયાતો અને અમુક સારા કારીગરોની સ્થિતિ સંતોષકારક ગણાવી શકાય એવી છે. ઉપર જણાવેલા વર્ગની વસ્તી કુલ વસ્તીના ૭૫ ટકા થવા જાય એટલી છે. હિંદી વેપારીઓએ પણ વેપારી જગતમાં સારી પ્રગતિ કરી છે. અને મોટા ભાગના વેપારીઓ પૈસે ટકે સુખી છે અને મોટર, બંગલા નોકરચાકર વગેરે સુખસગવડવાળા છે. પરદેશ સાથેના આયાત નિકાસના વેપારમાં પણ સારો હાથ રાખે છે. અહીં સામાજિક બંધન ઘણું ઢીલું છે. દરેક કોમના અને દરેક વર્ણના અને જુદા જુદા પ્રાંતના માણસો સાથે વસે છે; કોઈ મોટી સંખ્યામાં તો કોઈ જૂજ સંખ્યામાં ઉચનીચના ભેદ બહુ ઓછા પળાય છે, બલકે નહિ જ. અસ્પૃશ્યતા તો કહેવાય છે કે પંદર વર્ષ પહેલાં પણ કોઈ ખાસ નહોતું પાળતું. પરદેશમાં પાળવી પોષાય પણ નહિ. અને અત્યારે તો બિલકુલ નથી જ. જુદા જુદા પ્રાંતના, જુદી જુદી ભાષાના, જુદી જુદી કોમના માણસો એકબીજાના ગાઢ સંપર્કમાં આવે છે અને એકમેકની સારી સારી રીતભાતો અને વિચારોની આપલે થાય છે, અને ભાઈચારો અને સંપ વધે છે. પ્રાંતીય ભેદભાવ પણ ઓછા રહે છે.

"રંગભેદ ઉપર પણ અહીંની હિંદી પ્રજા સભાન છે, કારણ કે સરકારની રંગભેદની નીતિ જાણીતી છે. બાળકો માટે માધ્યમિક અને ઉચ્ચ કેળવણી માટેની મોટી ખોટ છે.

"અહીં મેલું જીવન ગાળવાવાળા પણ ઘણા છે અને એને માટેનું વાતાવરણ તથા નૈતિક બંધન પણ ઘણું ઢીલું છે.

"એકંદરે જોતા ગેરલાભ કરતાં લાભ ઘણા છે એમ મને તો જણાય છે.

"નવેમ્બરના અંકમાં વાંચ્યા પછી એમ થયું કે એ ઉતારો એક બાજુનો જ છે એમ ધારી મારો પોતાનો અનુભવ ભાંગીતૂટી ભાષામાં લખી નાખું છું."

૧૪-૧-'૫૧ મ૦

---

# નવું વાચન

**ગુજરાતી વાચનમાળા :** ત્રીજી ચોપડી પ્રકા૦ સરકારી કેળવણી ખાતું, મુંબઈ પ્રાંત, ૧૯૫૦; કિં. રૂા. ૦-૧૨-૦; પૃષ્ઠ ૧૨૮ (ડેમી).

આ ચોપડી પણ તેની પહેલાં આવી ગયેલી ચોપડીઓની જેમ રૂપેરંગે આકર્ષક સ્વરૂપે બહાર પડે છે. 'બીજી' ચોપડી કરતાં 'ત્રીજી'માં બેએક ફરમા જેટલું વધારે વાચન લીધું છે, તે યોગ્ય કર્યું છે. કુલ ૪૪ પાઠ છે, જેમાં ૧૧ કવિતાઓ છે.

આ ચોપડી ઉઘાડતાં જ માલૂમ પડી આવે છે કે, એનું ઘડતર કંઈક જુદી પદ્ધતિએ કરવામાં આવ્યું છે. તેની આગળની 'બીજી' ચોપડી ભણીને આવેલા વિદ્યાર્થીઓ માટે ક્રમિકતામાં એક પગથિયું આગળ આવતી આ ચોપડી છે, એવું માની રાખવામાં આવ્યું નથી. અને કોલેજોમાં (અને હવે તો હાઈસ્કૂલોમાં પણ) વિદ્યાર્થીઓ માટે જે રીતે જુદાં જુદાં લખાણોનો 'સંગ્રહ' કરીને પાઠ્યપુસ્તક કરવાની રીત પ્રચારમાં છે, તેની પેઠે જ આ ચોપડી તૈયાર થઈ હોય તેમ લાગે છે.

વસ્તુ જો સમજાય તેવું ગમ્ય હોય, તો ભાષાની મુશ્કેલી પણ કદાચ ઓછી થઈ જાય છે; પણ ભાષા ઉપરાંત વસ્તુની અને તેની રજૂઆતની હૃદયંગમતા ન હોય, તો પછી નાના અને ક્રમે ક્રમે આગળ ચાલતાં શીખતા આવેલા બાળકને એ વસ્તુ નિરુપયોગી જેવી બની જાય. પહેલા પાઠની કવિતામાં ઈશ્વર કેવા સ્વાંગમાં રજૂ થાય છે તે જુઓ: 'સર્જનહારા', 'દેખનહારા', 'મહિમા ગાતાં થાકતા કવિગણ સારા' તથા નીલગગન, મંદિર અને તાળાંની રમઝટ પછી માત્ર છેલ્લી લીટીમાં 'શોધે બાળક તારાં' એ ચરણમાં બાળક શબ્દ આવતો હોવાથી જ એ કવિતા લીધી હોય તો ભલે; બાકી એનો આખો ભાવ, રજૂઆત અને એના શબ્દો આ ધોરણના બાળકને માટે ઈશ્વરને વધુ અગમ્ય જ રહેવા દે તેવાં છે.

બીજી કવિતાનું સીધું સાદું પતંગિયું ચાર પ્રકારની વિસદૃશતાની સરખામણીઓમાં રજૂ કર્યું છે:–

૧. લીલા છોડ ઉપર કેસરી ગોટો
— અને પતંગિયું પીળું પીળું!

૨. પહોળા ક્યારામાં (અંકુરના) ઊંચા ફુવારા
— અને પતંગિયું ઝીણું ઝીણું!

૩. કોયલ ટહુકે, ખિસકોલીઓ રમે
— અને પતંગિયું છાનું છાનું!

૪. ફૂંડે ને ક્યારડે ફૂલે ફૂલે દીઠું
— અને પતંગિયું મીઠું મીઠું!

— પણ આ ચાર દેખીતી સરખામણીઓમાંથી સરવાળે બાળકની દૃષ્ટિએ શું નીપજે છે?

અરે, આગળની કવિતામાં આવતો સૂરજ તો 'દૂર સરી જતાને શોધવા' નીકળેલી અભિસારિકાના મેંદીના રંગને, કંકુના ચાંદલાને, લાંબેણી વેણીને, નેણનાં કાજળને, સુંવાળી પાનીને પીડતો અને તેના 'પંથ'ને લાંબા કરવાનું કામ કરતો રજૂ થાય છે. મોટપણે આ વિદ્યાર્થીઓને મેઘદૂતનો મેઘ શીખવો જ પડવાનો છે, અને તે મેઘ પણ મધરાતે નીકળતી અભિસારિકાઓને પજવતો જ રજૂ થવાનો છે; તેથી શું ત્રીજી ચોપડીથી સૂરજદાદાને પણ એ કામ કરતા રજૂ કર્યા છે? અભિસારિકાની વસ્તુ પાછી તાદૃશ થાય તે માટે તેનું ચિત્ર પણ આપ્યું છે; છતાં ત્રીજા ધોરણના બાળકને અભિસારિકાની આ શોધ ગમ્ય કહેવાય ખરી? અને અભિસારિકાને પજવવાનું સૂરજદાદાનું કામ પણ સમજાય ખરું?

ત્રીજા ધોરણથી ઉદ્યોગમાં પહેલી વાર દાખલ થતો રેંટિયો પણ આ ચોપડીની કવિતામાં નવી અનેરી રીતે જ રજૂ થાય છે. તેના ઉપર ઉદ્યોગ કરવા બેઠેલો કવિ 'માથામાં નવસો ને ઉપર નવ્વાણું વાતો' ઉભરાવતો બેઠો છે; અને રેંટિયાને ફરિયાદ કરે છે કે, 'તું તો આખો દા'ડો એક ગાંધી બાપાનું ગાણું ગાયા કરે છે.' જોકે કવિ પાછા કહે છે કે, રેંટિયાની ખીંટીએ મન વળગે છે ત્યારે તો સહેજમાં 'દૂધ ધારે વહેવા માંડે' છે. રેંટિયાથી સૂતર ઉત્પન્ન થાય છે, અને બ્લડ-પ્રેશરના દર્દીઓને પણ રાહત થતી જાણી છે; પરંતુ આ કોઈ નવો ઉપયોગ કલ્પાયો લાગે છે. પણ બાળકને માટે તેનો કશો અર્થ છે ખરો?

જેવું કવિતાઓનું તેવું જ પાઠોનું છે. નવી શૈલી, અને નવી રજૂઆતનો ઉમંગ ત્રીજું ધોરણ અને તેમાં આવી પૂગેલા બાળકને વીસરીને ક્યાંય વિલસે છે. બીજા જ૦ પાઠમાં દયાણુ મૂળરાજની વાત છે. તે પાઠ આ વાક્યથી જ અચાનક શરૂ થાય છે: "રાજકુમાર મૂળરાજ ઘોડો ખેલાવતો ચાલ્યો જાય છે. પાટણની સીમમાં જ્યાં નજર

કરે છે ત્યાં ચારે બાજુએ ઉજ્જડ ખેતરો દેખાય છે.”

૬૦. એ તો પાઠના ઘડતરની વાત થઈ; પરંતુ પાઠના વિષયમાં પણ 'ત્રીજું ધોરણ' વટાવાતું જ રહે છે. નીડર ન્યાયાધીશની વાતમાં એકદમ એકસાથે પેશવા, રઘુનાથરાવ, નારાયણરાવ અને હૈદરઅલી વિના કારણ છેવટે ઘુસી આવે છે. ચોથા પાઠમાં એક બાળક પોતાના ગામની શાળાને વર્ણવે છે. તેનું શબ્દભંડોળ અને અર્થ-ભંડોળ જુઓ: 'આંખ ઠારતાં શાળાનાં નવાં મકાનો', 'અમારી શાળા ગામનું ઘરેણું છે', 'આવાં બાળકોથી શાળા શોભે છે, આવા વાલીઓથી ગામ શોભે છે, અને આવા શિક્ષકોથી શાળા અને ગામ બેઉ શોભે છે'— વગેરે વાક્યો જો એ છોકરો બોલી શકતો હોય, તથા 'વિદ્યાર્થી પંચાયત', સ્વચ્છતા અને વ્યવસ્થાનાં કામ, જાહેર પ્રાર્થના, ઉત્સવોની ઉજવણી, કાર્યક્રમો, ચૂંટણી, દરેક ખાતાના હેવાલોની રજૂઆત, ગૂંચોના ઉકેલ વગેરેની પંચાતો કરી શકતો હોય, તો પછી તેને આ કશું જ અઘરું પડે એમ માની ન શકાય એ ખરું. એટલે જ સુથાર અને લુહારના પાઠમાં એકદમ કોઢ, ફરસી, રંદો, વીંધણું, વાંસલો, અતરડો, કરવતના દાંતા, ધૂંસરી, ખળાં, ખેતીનાં રાછ, વાવણીટાણું, ઓરણી, દાંડા, સમોલ, અને ધીસલું—એટલી પરિભાષા ઠાંસી શકાઈ છે. પણ પછી પ્રશ્ન એ થાય છે કે, આ વિદ્યાર્થી ત્રીજા ધોરણનો કહેવાય ખરો?

પાટણની મુસાફરીના પાઠમાં પણ ચાવડાવંશ, વનરાજ, અણહિલ, પંચાસર, પાર્શ્વનાથ, હેમચંદ્રાચાર્ય, સિદ્ધરાજ, કુમારપાળ, સહસ્રલિંગ, શિવલિંગ, કાળકામાતા, જૂનો કોટ, શાળવીવાડ, પટોળાં વગેરેની ભરમાર થઈ જાય છે.

પણ સેવકપુરના 'ભાઈજી' જે બાળકને રજૂ કરી શકાય, તે બાળકનું કલેવર ખરેખર એક પીઢ નેતાનું જ ગણવું જોઈએ. અને તેથી જ અર્થશાસ્ત્રના વિદ્યાર્થીને રજૂ કરવા યોગ્ય 'દેશી વસ્તુઓનો ઉપયોગ' એ પાઠ આ બાળક આગળ બેધડક રજૂ કરી શકાય છે. અને પછી ૪૨મા પાઠમાં એ છોકરો પોતાના 'નાયક' સુધીરભાઈનું જે ચિત્ર રજૂ કરે છે, તે ઉપરથી ખાતરી થયા વિના રહેતી નથી કે, આ ચોપડીનો વિદ્યાર્થી એ કોઈ જુદી જ ઘટના છે. સંભવિતતા—અસંભવિતતાની કશી વાત આવી સેવા અને ત્યાગની બાબત અંગે ન ઉપાડીએ, તોપણ એ ભાવ અને અર્થ સમજવાની તેની શક્તિ ખરેખર હોય, તો તો રાજી જ થવું પડે. તો પછી તેને 'દુકાળનું કારમું રૂપ' 'દૂધે ધોયેલા પૈસા' 'ખરું મળવું' 'ખર્યું પાન (ઘરડો),' 'હાડ ગાળી સ્વર્ગે જવું,' 'દેશનો અમર ખજાનો (સાહિત્ય),' 'ઘર માંડીને બેસવું,' 'એકતાર થવા એક હાર બનવું,' 'પેટ છૂટી વાત' વગેરે કશું અઘરું ન જ લાગે.

અર્થાત્ આ ચોપડી ત્રીજા ધોરણના બાળક માટે તૈયાર થઈ હોય એવું લાગતું નથી. એ ચોપડી ભણવા અને ભણાવવાનો પ્રયત્ન કરી જોનારાઓ કદાચ એ વિષે વધુ કહેશે ત્યારે વધુ જાણવા મળશે. આ ચોપડી નરી પરીકથાઓ કે 'રસિક' બાલવાર્તાઓનો સંગ્રહ નથી બની રહી એ તેની એક સફળતા કહેવાય, એ ખરું; પરંતુ સાથે સાથે એ ચોપડી ત્રીજા ધોરણના બાળકને માટે ઉપયોગની ન રહે તેવી વસ્તુ-વિષયની અને ભાષાની બાબતમાં લૂખી, ભારે અને કક્ષા બહારની બની ગઈ છે. એ મુખ્ય વાત આગળ બીજા કોઈ ગુણ કે દોષની ચર્ચા જરૂરની નથી રહેતી.

ગો૦

**મુદ્રારાક્ષસ :** કવિ વિશાખદત્ત કૃત; અનુ૦ કેશવરામ કા૦ શાસ્ત્રી (બાંભણિયા); પ્ર૦ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૩૨+૧૫૨; કિં૦ ૩-૦-૦.

અ૦ કે૦ કા૦ શાસ્ત્રીએ સંસ્કૃત નાટક-માળામાંથી એક પછી એક નાટકોના અનુવાદ આપવાનું કામ હાથ ધર્યું છે. એ માળાના બીજા મણકા તરીકે સંસ્કૃત નાટક-સાહિત્યમાં શૃંગારેતર રસને મૂર્ત કરતું, રાજખટપટથી ભરેલું વિરલ-સ્ત્રીપાત્ર નાટક 'મુદ્રારાક્ષસ' ગુજરાતી અનુવાદરૂપે રજૂ થાય છે. શાસ્ત્રીજીનો એવો આગ્રહ છે કે સંસ્કૃત નાટકોનો અનુવાદ આજની રંગભૂમિને અનુરૂપ થાય એવો કરવો. તેથી એમણે આ નાટકના અનુવાદને એ દૃષ્ટિએ કરવા પ્રયત્ન કર્યો છે. એટલા સારુ એમણે શ્લોકોનો અનુવાદ પણ ગદ્યમાં જ કર્યો છે. વળી એમના અનુવાદમાં થોડાક ફેરફાર કરીને શ્રી જશવંત ઠાકરે એને રંગભૂમિ ઉપર પણ ભજવ્યું છે. એટલે અંશે શાસ્ત્રીજીને સફળતા મળી એમ કહી શકાય.

પરંતુ આખો અનુવાદ જોતાં શાસ્ત્રીજી જેવા સંસ્કૃત અને ગુજરાતી ભાષાના સારા જાણકાર તેમ જ સંસ્કૃત નાટક, કાવ્યશાસ્ત્ર ઇત્યાદિના અભ્યાસી અનુવાદક પાસેથી જે આશા રાખી શકાય તે ફળિત થયેલી જણાતી નથી. એમણે સમૃદ્ધ સંસ્કૃત નાટકોના અનુવાદ કરવાનું કામ હાથમાં લીધું છે એ ઉચિત તો છે જ. પણ અર્થ અને ભાષાની તેમ જ સાહિત્યતત્ત્વની ચોકસાઈ જાળવવા પ્રત્યે



હજી એમણે વધારે પ્રયત્ન કરવાની જરૂર જણાય છે. આ ઝડપી યંત્ર-યુગની પેઠે એક પછી એક અનુવાદ પ્રસિદ્ધ કરવાની જ વૃત્તિ હોય તો એ આવકાર્ય નથી જ. ભલે થોડો વધુ સમય આપવો પડે, પણ શાસ્ત્રીજીએ આદર્શ-રૂપ અનુવાદો આપવાની વૃત્તિ રાખવી જોઈએ. નહિ તો પછી એનું મૂલ્ય અસંખ્ય થોકબંધ પુસ્તકો બહાર પડી રહ્યાં છે એમાં કેવું અંકાશે એ સંસ્કૃતના ઊંડા અભ્યાસી શાસ્ત્રીજીએ જ વિચારવાનું રહ્યું. અથવા કૉલેજોમાં ચાલતાં સંસ્કૃત પાઠ્ય-પુસ્તકોની ગાઇડ જેવા અંગ્રેજી અનુવાદો જેટલા ગણનાપાત્ર છે એવી જ સ્થિતિ શાસ્ત્રીજીના અનુવાદો વિશે ઉપસ્થિત થવાનો સંભવ છે.

'મુદ્રારાક્ષસ'ના આ અનુવાદ પહેલાં આપણી સમક્ષ સાક્ષરશ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવનો અનુવાદ છે જ. એમણે શ્લોકોનો પદ્યમાં જ અનુવાદ કર્યો છે. શાસ્ત્રીજીએ ગદ્યમાં કર્યો છે. શ્લોકોનો ગદ્યાનુવાદ ખરી રીતે એટલો ભાવવાહી થતો નથી અને કેટલીક વાર તો એ નિષ્પ્રાણ શરીર જેવો લાગે છે. એમાં મૂળ જેટલું સાહિત્યતત્ત્વ તો ક્યાંથી જ જળવાય? અને ઘણી વાર એ ક્લિષ્ટ પણ બની જાય છે. ઉદાહરણ તરીકે અંક પહેલાનો ૧૧ મો શ્લોક જુઓ:

'श्यामी कृत्याननेन्दूनरियुवतिदिशां संततैः शोकधूमैः
कामं मन्त्रिद्रुमेभ्यो नयपवनहृतं मोहभस्म प्रकीर्य ।
दग्ध्वा संभ्रान्तपौरद्विजगणरहितान् नन्दवंशप्ररोहान्
दाह्याभावान्न खेदाज्ज्वलन इव वने शाम्यति क्रोधवह्निः ॥'

શાસ્ત્રીજીએ એનો અનુવાદ આમ આપેલો છે:

'શોકરૂપી સતત ધુમાડાથી શત્રુઓની યુવતીરૂપી દિશાઓના મુખચંદ્રોને કાળાધબ કરી નાખી, મંત્રીઓ-રૂપી વૃક્ષોમાંથી રાજનીતિ-રૂપી પવને લાવી આપેલી મોહ-રૂપી ભસ્મ ખૂબાખૂબ વેરી અને ભ્રમમાં પડી ગયેલાં નગરવાસીઓ અને બ્રાહ્મણોએ છોડી દીધેલા નંદવંશ-રૂપ વૃક્ષોને ખાખ કરી, હવે કોઈ સળગનારું બાકી રહ્યું નથી, નહિ કે ખેદને લીધે, વનમાંના અગ્નિની જેમ મારો ક્રોધાગ્નિ ટાઢો પડે છે.'

આ અનુવાદમાં અર્થ ભલે સમજાય એવો હોય, પણ એમાં શ્લોકનું માધુર્ય અને સાહિત્યતત્ત્વ નજરે પડતું નથી!

'अलमतिविस्तरेण ।' હવે એક વધુ શ્લોક જ જોઈએ. સાતમા અંકનો ૫ મો શ્લોક:—

'येन स्वामिकुलं रिपोरिव कुलं दृष्टं विनश्यत् पुरा
मित्राणां व्यसने महोत्सव इव स्वस्थेन येन स्थितम् ।
आत्मा यस्य च वञ्चनापरिभवक्षेत्रीकृतोऽपि प्रिय-
स्तस्येयं मम मृत्युलोकपदवी वध्यस्रगाबध्यताम् ॥'

શાસ્ત્રીજીએ એનો અનુવાદ આમ આપ્યો છે:

'શત્રુનું કુટુંબ રેંસાઈ જતું હોય તેવી રીતે અન્નદાતાનું કુળ રેંસાઈ જતું જેણે પૂર્વે જોયું, મિત્રો ઉપર જ્યારે દુઃખના પહાડ તૂટ્યા ત્યારે મોટો ઓચ્છવ હોય એમ જે ટાઢે પેટે જોતો રહ્યો, તે હું મારા વહાલા પ્રાણ તમારા શિકાર માટે ધરી રહ્યો છું; તો મૃત્યુલોકની સીડી શી આ મૃત્યુ-માળ મારે જ ગળે બાંધો.'

આ શ્લોકના ઉત્તરાર્ધનો અનુવાદ યથોચિત થયો નથી.

વળી કોઈ કોઈ વાર શાસ્ત્રીજી પણ કવિશ્રી નાનાલાલને અનુસરી સમાસ બનાવે છે એ પ્રયોગ આવકાર્ય નથી. જેમ કે 'પ્રાણ-ખૂટ્યો,' 'પોતાની ડાબી બાંહ્યડી કંઠે . . . ,' 'ડીંટડી-પીડાયેલું,' 'અંગૂઠડી,' 'બનાવટી ક્રોધ આટોપી લઈ,' 'રહસ્યફૂલ' ઇત્યાદિ.

તેમ જ કેટલીક વાક્યરચના અંગ્રેજીને અનુસરીને શાસ્ત્રીજી કરે છે એ પણ કોઈ કોઈ સ્થળે ખૂંચે છે. જેમ કે, અંક પહેલામાં સૂત્રધાર નટીને કહે છે:

'શ્રીમતી, જ્યોતિષશાસ્ત્રનાં ચોસઠે અંગ ઘોળીને પી ગયો છું એ તો હું. તૈયારી ચાલુ રાખજો રસોઈની પૂજ્ય ભૂદેવો માટે. બાકી ચંદ્રગ્રહણ થવાનું છે એમાં તો કોઈ બનાવી ગયું તને.' સંસ્કૃત ગદ્યનો સરળ અનુવાદ કરવાને બદલે આવી રીતિ શું વધારે સારી કહેવાય?

ભાષાશાસ્ત્રી કે૦ કા૦ શાસ્ત્રીજી ઉપર જણાવેલી સૂચનાઓ તેમ જ બીજા સુજ્ઞ વિવેચકોએ આ પહેલાં દાખવેલી સૂચનાઓ જો લક્ષમાં લેશે તો અમને આશા છે કે હવે પછીના એમના અનુવાદો વધુ આવકાર્ય બનશે.

આ પુસ્તકની પ્રસ્તાવનામાં શાસ્ત્રીજીએ વસ્તુપરિચય અને વિશાખદત્તનો સમય એ બે મુદ્દા પર ચર્ચા કરી છે.

સંસ્કૃત નાટક-સાહિત્યના અભ્યાસીને આ પુસ્તક ઉપયોગી થાય એવું છે.

— મુ૦ કે૦

ર. નં: બી૦ ૪૩૪૩

# ગાંધીજીના વિચારોનું શિક્ષણ આપો

મહાત્મા ગાંધીજીની સાથે ઘણા લોકોએ કામ કર્યું છે અને એમની એ ચળવળે દેશને જે સ્વરાજ્ય અપાવ્યું છે, તેનો લાભ આખા દેશને મળી રહ્યો છે. પણ એમ કહેવું અનુચિત તો ન જ ગણાય કે, ન તો આપણે એમના સિદ્ધાંતો અને કાર્યક્રમને બરાબર સમજી શકયા છીએ, ન તો એને અમલમાં લાવવા પ્રયત્ન કર્યો છે. અમલની વાત તો બાજુએ રહી, પણ નવી પેઢીને એમના સિદ્ધાંતોનો પરિચય ભાગ્યે જ આપવામાં આવે છે. હું જાણવા માગું છું કે, આપણા દેશનાં વિદ્યાલયો અને પાઠ્યક્રમોમાં એ સિદ્ધાંતો શીખવવાનો કયાં અને કેવો પ્રબંધ કરવામાં આવ્યો છે? હું માનું છું કે, મહાત્મા ગાંધીજીએ એવું એકેય પુસ્તક લખ્યું નથી જે વિદ્યાલયોના પાઠ્યક્રમમાં માન્ય કરી શકાય, પરંતુ સાથે સાથે હું એ પણ જાણું છું કે, એમણે જેટલું લખ્યું છે એમાંથી ચૂંટી ચૂંટીને એવાં પાઠ્યપુસ્તકો તૈયાર કરી શકાય છે, જેથી એમના જ શબ્દોમાં એમનો સઘળો ઉપદેશ બાળકોથી માંડીને ઊંચામાં ઊંચી કક્ષાના વિદ્યાર્થીઓને આપી શકાય. એમનાં લેખો, ભાષણો એટલાં બધાં છે કે તે છપાશે ત્યારે હજારો પાનાં રોકશે; અને કોઈ વિદ્યાવ્યાસંગી જો સમય રોકે તો એટલો મસાલો પડેલો છે કે, એને વિષયવાર ચૂંટી ચૂંટીને એકઠો કરવાથી એક એક વિષયને લગતા ગ્રંથો તૈયાર થઈ શકે એમ છે. આ પ્રકારનું કામ થયું પણ છે અને વિવિધ વિષયો લઈને કેટલાંયે પુસ્તકો છપાઈ ચૂકયાં છે. તેથી પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનું કામ એટલું કઠણ નથી અને બહુ સહેલાઈથી બધા જ વર્ગોને યોગ્ય પુસ્તકો એમના જ શબ્દોમાં તૈયાર કરી શકાય એમ છે. અને જો આવા પ્રકારના વિષયો પાઠ્યક્રમમાં રાખવામાં આવે તો બીજા લોકો પણ એવાં પુસ્તકો જલદી તૈયાર કરી શકશે. પરંતુ આજે તો કોઈ પણ યુનિવર્સિટીમાં ગાંધી-તત્ત્વ શીખવવાનો કોઈ જાતનો પ્રબંધ કરવામાં આવ્યો નથી. બધી યુનિવર્સિટીઓમાં અનેક વિષયો શીખવવા માટે પ્રોફેસરો રોકવામાં આવ્યા છે, પણ મને માલૂમ નથી કે, કોઈ યુનિવર્સિટીમાં ગાંધી-તત્ત્વને માટે એકાદ પણ પ્રોફેસરને નીમવામાં આવ્યો હોય. હું એમ નથી માનતો કે, કેવળ ગાંધીસિદ્ધાંતોને મગજમાં ભરીએ તો એ પૂરતું છે. એ તો ખાસ કરીને અમલમાં મૂકવાની ચીજ છે, પરંતુ બૌદ્ધિક જ્ઞાન પણ આવશ્યક છે અને જો પૂરેપૂરી રીતે અમલ કરવો કઠણ માલૂમ પડતો હોય તોય એનું બૌદ્ધિક જ્ઞાન આપવાનો પ્રબંધ ઓછામાં ઓછો કરવો તો જોઈએ જ. શું આ આશ્ચર્યની વાત નથી કે, આપણા અભ્યાસક્રમમાં કેન્ટ અને હેગલની ફિલસૂફી, માર્ક્સનો સામ્યવાદ અને આધુનિક પશ્ચિમના લેખકોના ગ્રંથો રાખવામાં આવે, પરંતુ ગાંધીજીના ક્રાંતિકારી સિદ્ધાંતો આપણાં વિદ્યાલયો અને યુનિવર્સિટીઓમાં શીખવવામાં ન આવે? આથી એવું સાબિત થાય છે કે, આપણે વિના સમજ્યે જૂનાને વળગી રહેનારા છીએ અને રાજનૈતિક સ્વતંત્રતા મેળવીને પણ બુદ્ધિની સ્વતંત્રતા પ્રાપ્ત કરી નથી અને આપણો અભ્યાસક્રમ જૂને ચીલે જ ચાલી રહ્યો છે, કે જેના પર તે આજ સુધી ચાલતો આવ્યો છે. આ અભ્યાસક્રમમાં ક્રાંતિની આવશ્યકતા છે અને બુનિયાદી તાલીમ અને એના જ પાયા પર રચાયેલી બધી તાલીમ હોવી જોઈએ. આ ક્રાંતિ, આ તાલીમી ક્રાંતિ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી ગાંધીજી જે પ્રકારની સામાજિક ક્રાંતિ ચાહતા હતા તે થઈ શકશે નહિ; કારણ કે એ કેવળ બૌદ્ધિક જ્ઞાનનો વિષય નથી, પણ અમલ કરવાની ચીજ છે અને બુનિયાદી તાલીમના ક્રમમાં બુદ્ધિવિકાસની સાથે એનો અમલ કરવો અને અમલ કરવાની સાથે બુદ્ધિવિકાસ સાધવો એ બંને કદમ મિલાવીને સાથે સાથે ચાલે છે. શું તમે અહીંથી જે વિદ્યા પ્રાપ્ત કરીને જઈ રહ્યા છો, એમાં આ વસ્તુ તરફ ધ્યાન આપશો? મારી એ જ ઇચ્છા છે કે, તમે ભારતનાં સાચાં સંતાનો બનો અને તમારાં જીવનને સફળ કરો.

(પંજાબ વિશ્વવિદ્યાલયના ત્રીજા સમાવર્તન સમારંભ
વખતના દીક્ષાન્ત ભાષણમાંથી)

ડૉ. રાજેન્દ્રપ્રસાદ

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૯

